## ॥ अथ परमात्मध्यानम् ॥

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ १॥

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा; तमहं वन्दे परमानन्दमाधवम् ॥ २ ॥

यंब्रह्मावरुणेन्द्ररुद्रमरुतस्तुन्वन्ति दिव्यैः स्तवैः
वेदैः सांगपदक्रमोपनिषदैः गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनः
यस्यान्तं न विदुः सुरासुरगणाः देवाय तस्मै नमः ॥३॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ! ॥
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपिनमोनमस्ते ॥४॥

## ॥ श्री व्यास ध्यानम् ॥

नमोऽस्तु ते व्यास ! विशालबुध्दे ! फुल्लारविन्दायतपत्रनेत्र ! ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयप्रदीपः ॥ १ ॥

## ॥ अथ गीता ध्यानम् ॥

पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनीम्
अम्ब ! त्वामनुसन्दधामि भगवद्गीते ! भवद्वेषिणीम् ॥ १ ॥

## ॥ अथ गीतामाहात्म्यम् ॥

नष्टो मोहः; स्मृतिः लब्धा; त्वत्प्रसादान्मयाऽच्युत ! ॥
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ १ ॥

## ॥ अथ स्वस्तिवाचनम् ॥

पाराशर्यवचः सरोजममलं गीतार्थगन्धोत्कटं,
नानाख्यानककेसरं; हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयात् भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ १ ॥

ॐ

## ॥ अथ मंगलाचरणम् ॥

न्यग्रोधनगरे पुण्ये वेदविद्विप्रसंकुले ॥
भानुशंकरनामाभूत् द्विजः शिवपरायणः ॥ १ ॥

अस्ति त्रिषु सुतेष्वस्य मणिशंकरसंज्ञकः
कुशगोत्रावतंसश्च भट्टान्वयविभूषणः
तपस्वी धर्मनिष्ठश्च संयमी वेदविद्वरः ॥ २ ॥

दीक्षितान्वय संभूता, रामचन्द्रस्य च स्वसा
यस्य जीवन्तिकाभार्याऽरुन्धतीव रघोर्गुरोः ॥ ३ ॥

देवद्विजगुरुप्राज्ञपूजने तत्परो, ऋजुः
स्वाध्यायनिरतो धीमान् तत्पुत्रो नलिनाभिधः ॥ ४ ॥

यस्य नारायणो जोशीत्युपाह्वो गुरुरग्रिमः ।
विद्यागुरुश्चयस्याभूत् वेदवेदांग पारगः ।
निखिलशास्त्रनिष्णातउदासीनशिरोमणिः
श्रोत्रियो ब्रह्मनिष्ठश्च भगवान् बादरिरिव
हरिप्रसादनाम्ना यो विख्यातो वैदिको मुनिः ॥ ५ ॥

हरिप्रसादशिष्योऽसौ भट्टो नलिननामकः
सर्वान् भागवतान् नत्वा, ध्यात्वा तं नन्दनन्दनम् ।
गीतायाः "साधनं भाष्यं" संग्रथ्नाति यथामति
तदेतत् साधनं भाष्यं सन्तो विगतमत्सराः
पठन्तुभावतो नित्यमनुगृह्णन्तु चाशिषा
इत्येवं प्रार्थये भक्त्या श्रीकृष्णं तं जगद्गुरुम् ॥ ६ ॥

क्व गीता-जान्हवी पुण्या! क्वेदं रथ्योदमाविलम् ?
"तथापि बत गांगेयं पुनाति भुवनत्रयम्"
इतीमां मतिमाश्रित्य हरिणा हृदि नोदितः
चापल्यं कुरुते नाथ! क्षमस्व, बालकोऽस्म्यहम् ॥ ७ ॥

# —: કેટલાક ખુલાસાઓ :—

(૧) આ ગ્રંથ છપાવવામાં નીચેની યોજના સ્વીકારી છે. એકંદરે ગ્રંથને ત્રણ વિભાગમાં વહેચી નાંખ્યો છે. એકજ ગ્રંથ બનાવતાં તેનુ કલેવર ખૂબ મોટું થઇ જવાનો સંભવ હતો એટલે ત્રણ વિભાગ કરવા પડયા છે.

પહેલા ખંડમાં નવ અધ્યાયોનો સમાવેશ છે. મૂળ ગીતાજીના શ્લોકો, તેમનો શુધ્ધ શાસ્ત્રીય શ્લોકાર્થ અને ત્યારબાદ વિસ્તૃત ગુજરાતી ભાષ્ય, આપ્યું છે. આ ભાષ્ય સ્વતત્ર છે. એનુ 'સાધન–ભાષ્ય' એવું સાન્વર્થ નામ રાખ્યુ છે. કેમકે ગીતાજી મુખ્યત્વે સાધન ઉપરજ ભાર મૂકનારો ગ્રંથ છે. બીજા ખંડમાં બીજા નવ અધ્યાયો ઉપલીજ રીતે આપવામાં આવશે. ત્રીજા ખંડમાં ભગવતી ગીતા ઉપરનુ મહામુનિ શ્રી હરિપ્રસાદજીનુ વૈદિક સંસ્કૃત ભાષ્ય એને તેનો શબ્દશઃ અનુવાદ આપવામાં આવશે. વૈદિક મુનિજીનું સંસ્કૃત ભાષ્ય ગીતાજીના પ્રત્યેક શબ્દનો સરળ, સર્વાંગ સુંદર, હૃદયગમ અને જીવનોપયોગી અર્થ આપે છે. ગુજરાતી ભાષ્યને સમજવાને પણ એ અત્યંત ઉપયોગી છે. ગુજરાતી ભાષ્ય એનુંજ વિસ્તૃત સ્વરૂપ છે એમ કહો તો એ ખોટું નથી. તે ઉપરાંત એ ભાષ્ય મહામૂલુ છે. એની કોટિનું એ અનન્ય છે. આથી ગુજરાતી જનતાને એ અદ્વિતીય ભાષ્યનો રસાસ્વાદ મળે એ હેતુથી તેને ત્રીજા ખંડમાં આપવામાં આવશે. વિગ્રહના કપરા કાળમાં સંસ્કૃત ભાષ્યનુ મુદ્રણ થાય છે એટલે એ પરિસ્થિતિને ધ્યાનમાં રાખી જેટલુ જલદી બનશે તેટલું જલદી જનતા જનાર્દનની સેવામાં એ રજૂ થશે. ગુજરાતી ભાષ્યના પહેલા ખંડના ગ્રાહક થનારને યથા સમયે બીજો ખડ (૧૦ થી ૧૮ અધ્યાય) તથા સંસ્કૃત ભાષ્ય મળી રહે એ માટે "કુપન" પદ્ધતિનો સ્વીકાર કર્યો છે.

(૨) આ તમામ ગ્રંથો શુદ્ધ સ્વદેશી=ખાદીના કાગળો ઉપરજ છપાવ્યા છે. આપણા ધર્મગ્રંથનું પહેલીજવાર ખાદીના કાગળો ઉપર મુદ્રણ થાય છે. એમાં ગીતાજીને આચારમાં મૂકવાનો પ્રયત્ન છે. કેમકે શુધ્ધ સ્વદેશીના વપ-રાશમાં દયા છે. દરિદ્રનારાયણની સેવા છે. નાગાં–ભૂખ્યાંને ઢાંકવાનો અને રોટી પહોંચાડવાનો એ અલ્પ પ્રયત્ન છે. આ કારણસર ગ્રંથની સ્થૂલ કિંમત થોડી વધુ હોય એમ લાગે તો તેને યજ્ઞની પ્રસાદી તરીકે, વિના કચવાટે, જનતા વધાવી લેશે એવી શ્રદ્ધા છે. આ ગ્રંથને પડતર કિંમતેજ જનતાને ધરવાની મળથીજ પ્રતિજ્ઞા છે. છતાં વિગ્રહને લઇને મોંઘવારી હોવાથી થોડી કિંમત

વધુ લાગે તો તે બદલ લાચાર છીએ. ખાદીના કાગળો હોવાને લઇને પુસ્તકનો રૂપ-રંગ-ઉઠાવ વગેરેમાં કદાચ ઓછી કળા લાગે તો તેને માટે જનતાનો દ્રષ્ટિફેર યાચવો રહ્યો. કદ્રુપું-જાડું બરછટ-અનાકર્ષક-ગમે તેવું આ પુસ્તક બહિર્દ્રષ્ટિએ હોય, પણ એમાં સ્વદેશીની ભાવના હોઇને-એટલે કે સ્વધર્મનું આચરણ હોઇને પૂર્ણ કળાનો આવિષ્કાર જોવો રહ્યો.

(૩)—આ ગ્રંથના વળતરમાંથી ઉપનિષદોના શાસ્ત્રીય અર્થયુકત, વિવરણવાળા ગ્રંથો જનતા સમક્ષ મૂકવાની યોજના ઘરવામાં આવશે. એ ખાતર આ ગ્રંથનો જેટલો જલદી ઉપાડ થાય તેટલું જલદી એ કાર્ય થશે. આથી શ્રધ્ધા છે કે જનતા આ ગ્રંથનો ઝડપી ઉપાડ કરી, ઉપનિષદોનાં શાસ્ત્રીય વિવરણવાળા અનુવાદો મેળવવાની તક સાધશે.

(૪) આ ભગવદીય કાર્યમાં જે જે દાતાઓએ ઉદાર હૃદયે પોતાનો હાથ લંબાવ્યો છે તેઓનું ભદ્ર ઇચ્છવું હમારું કર્તવ્ય છે, ભદ્ર કરવું એ ઇશ્વરનો અધિકાર છે. અને ભગવાનથી કશું અજાણ્યું નથી.-આથી તેઓ પરમાત્માનો સહૃદય ઉપકાર માને કે પરમપિતાની વાઙ્મયી મૂર્તિનો પ્રચાર કરવાને પરમપિતાએ તેમને અવસર આપ્યો ! પ્રેમથી આપેલાં-"પત્રં પુષ્પં ફલં તોયં" ને પ્રભુ સ્વીકારે છે અને દેનારના ઉપર ભાવનાનુકૂલ અનુગ્રહ કરે છે. તો જ્યાં ઇશ્વરાનુગ્રહ હોય ત્યાં માનવ શો અનુગ્રહ કરી શકે ? તો તેવા ભદ્ર ભાઇ બ્હેનોનો ઉલ્લેખ માત્ર કરી સંતોષ માન્યો છે. આમ છતાંએ કેટલાક ભાઇઓએ પોતાના નામનો કયાંએ ઉલ્લેખ નજ કરવો એવી સ્પષ્ટ આજ્ઞા આપીને કાર્યકર્તાને ખૂબ મુંઝવણ ઉભી કરી છે. જેમનો નામોલ્લેખ કરવામાં આવ્યો છે તેમની પણ ઇચ્છા ન હતી છતાં કાર્યકરે તેમના ઉપર પ્રેમનો જુલમ કરી નામ આપ્યાં છે. નામને ખાતર કોઇપણ ભાઇબ્હેને આ કાર્યમાં સ્હાય કરી નથી-એ વસ્તુનો કાર્યકરને પૂરો અનુભવ થયો છે. હજી આ કાર્ય માટે પુષ્કળ સહાયની જરુર છે. તે માટે સાથે આપેલી પત્રિકા જોવાની વિનતી છે.

(૫) આ ઉપરાંત અનેક રીતે અનેક ભાઈ બ્હેનોના હમો ઋણી છીએ. અનેક શુભ નિષ્ઠાવાળા ભાઈ બ્હેનોના પીઠબળેજ આ યોજના સફળ થઈ છે. સૌથી પહેલો આભાર તો **શ્રી. ઘેલાભાઇ ભીમભાઇ દેસાઈ**,હનુમાનભાગડાકર (વલસાડ) તથા **શ્રી. બાલકૃષ્ણ મનઃસુખરામ વૈદ્ય નૌસારીકર**, કે જેમણે અનુક્રમે ગીતાજીનો બારમો અને પંદરમો અધ્યાય રજુ કરી જનતાને આ

ભાષ્યથી જાણીની કરી, તેમનો માનવો ઘટે છે ને તે ઉપરાંત ૧૨-૧૫ અધ્યાયને એક પુસ્તકમાં જનતા સમક્ષ ધરનાર **શ્રી. હીરાલાલ રણછોડદાસ મુનીમ,** (મલાડ) તથા બારમા અધ્યાયની ત્રીજી અને ચોથી આવૃત્તિ જનતા આગળ રજુ કરી, પ્રચારકાર્યને વેગ આપવા બદલ અનુક્રમે **શ્રી. રામજીભાઈ ખીમજીભાઈ કેસરવાલા** તથા **શ્રી. ઠક્કર ભગવાનદાસ રામદાસ ડોસાનો** પણ આભાર માનીએ છીએ. એ ઉપરાત ભદ્રકીર્તિ **પૂ. શ્રી. ગિરજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકર,** તથા ગીતાપ્રેમી ભાઇશ્રી **મણિભાઈ ગોવિંદજી દેસાઈ, વલસાડ અગ્રામાકરનો** ઉલ્લેખ ન થાય તો કૃતઘ્ની ગણાઇએ. એ બન્ને મુરબ્બીઓએ આ યોજનાને સાથ આપવા ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે; આભાર તો સ્વદેશી કાગળો કોઇપણ ભોગે મેળવી આપવાને કટિબધ્ધ થયેલા હમાગ પરમમિત્ર **ભાઇશ્રી ત્રિકમદાસ ધનજીભાઈ,** (વ્યવસ્થાપક, ગ્રામોદ્યોગ મંદિર, વલસાડ)નો માનવો ઘટે. એમણે હિમ્મત ન આપી હોત તો સ્વદેશી કાગળ ઉપર આ ન થાત અને આ આ ગ્રંથના મુદ્રણમાં ઉત્સાહપૂર્વક પ્રેમથી, ઓછામાં ઓછા સ્વાર્થે, રચ્યા પચ્યા રહેનાર **ભાઈશ્રી લલ્લુભાઈ ભગવાનજી બલસારા,** (માલીક નટવર પ્રિ. પ્રેસ–બીલીમોરા) નો પણ ઉપકાર માનવોજ રહ્યો.

(૬) ગુજરાતી ભાષ્યમાં જો કયાંયે સમાધિ–ભંગ હોય તો તેને માટે હમોજ જવાબદાર છીએ. ભગવતી ગીતા એ પરમાત્માની અસીમ–નિત્ય નૂતન–પ્રતિભામયી વાણી છે. એનો પાર પામવાની હમારી શક્તિ નથી. આનો પરમપિતાને બાળકની " अव्यक्तवर्णरमणीयवचः प्रवृत्ति " થી પ્રસન્ન કરવાનો પ્રયત્નમાત્ર છે આનાથી પરમપિતા પ્રસન્ન થાઓ એટલુ પ્રાર્થવાનોજ અધિકાર છે.

(૭) એકજે હાથે પ્રુફ વગેરેનુ કાર્ય કરવાનુ હોવાથી, આમાં અનેક અશુધ્ધિઓ રહી ગઈ છે તે ખૂચે છે. પણ તેને માટે નિરૂપાય છીએ. આની બીજી આવૃત્તિનો રૂડો અવસર પ્રાપ્ત થાય તો તે તરફ ધ્યાન આપવાનો પ્રયત્ન થશે.

# ગીતા–ગંગા–વતરણમાં

## સહાયક દાતાઓનાં શુભ નામો.

॥ लक्ष्मीर्दानवतीयस्य सफलं तस्य जीवितम् ॥

| રકમ રૂા. | શુભ નામ. | નિવાસ. |
|---|---|---|
| ૧૦૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન. | મુંબઈ. |
| ૨૦૧–૦–૦ | શ્રીમાન શેઠશ્રી હરિદાસ જીવરાજ. (મલાડ) | ,, |
| ૧૦૧–૦–૦ | સ્વ. પિતાશ્રી દયાશંકર હરિભાઇના પુણ્યાર્થે હા. શ્રી. પ્રાણશંકર દયાશંકર જોશી. | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | શ્રીમાન બાલકૃષ્ણ મનઃસુખરામ વૈદ્ય. | નવસારી. |
| ૧૦૧–૦–૦ | સ્વ. અ. સૌ. બેન કૈલાસગૌરીના પુણ્યાર્થે હા. શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર તથા તેમના ધર્મપત્ની અ. સૌ. પાર્વતીબ્હેન (ધમડાછા) | ભાવનગર. |
| ૧૦૧–૦–૦ | સ્વ. ધર્મપત્ની અ. સૌ. કૃષ્ણાબ્હેનના પુણ્યાર્થે હા. જોશી ઇચ્છાશંકર વિજયરામ. | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | સ્વ. પૂ. પિતાશ્રી ભીખાભાઇ ભુલાભાઇના પુણ્યાર્થે હા. દેસાઇ નાનુભાઇ ભીખાભાઇ. (મોરા ભાગડા) | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | શ્રી. નાનાભાઇ એન્ડ-કુંપની, મૂલજી જેઠા મારકેટ. | મુંબઇ. |
| ૧૦૧–૦–૦ | શ્રી. શેઠ ચુનીલાલ ગિરધરલાલ. | મલાડ (મુંબઇ) |
| ૧૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન. | મુંબઇ. |
| ૧૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન | મુંબઇ. |
| ૧૦૦–૦–૦ | શા. નરોત્તમદાસ હરજીવનદાસની કુંપની. હા. શા. નાગરદાસ નરોત્તમદાસ. | વલસાડ. |
| ૧૦૦–૦–૦ | શ્રી. ભુલાભાઇ દયાળજી દેસાઇ દીહેણકર. | રતલામ. |
| ૧૦૦–૦–૦ | શ્રી. રણછોડદાસ પ્રેમજીભાઇ દાવડા. એમ. એ. એલ. એલ. બી. વકીલ. | વલસાડ. |
| ૧૦૦–૦–૦ | સ્વ. પત્ની અ. સૌ. લલિતાલક્ષ્મી તથા સ્વ. કુ. પ્રવીણચંદ્રના પુણ્યાર્થે શ્રી. ઠાકોરદાસ ગોકળદાસ દલાલ. | વલસાડ. |

૨૦૧-૦-૦ દેસાઈ રઘુનાથજી વશનજી. મગોદ (વા. વલસાડ).

૧૦૧-૦-૦ સ્વ. અ. સૌ. ધર્મપત્ની ઉમિયાબ્હેનના પુણ્યાર્થે
હા. રાવસાહેબ ભગવાનદાસ બીજભૂખણદાસ શ્રોફ. વલસાડ.

૧૦૧-૦-૦ પૂ. ગં. સ્વ. માતુશ્રી ગંગાબ્હેન દોલતરાય
હા. ડોકટર નવનીતરાય દોલતરાય. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ.
હા. ડૉકટર પરાગજી ડાહ્યાભાઇ દેસાઇ (ચણવાઇકર) વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. રૂદરજી વશનજી દેસાઇ રીટાયર્ડ પો. મા. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ઘેલાભાઇ ભીમભાઇ દેસાઇ. હનુમાનભાગડા, વલસાડ

૧૦૦-૦-૦ સ્વ. દેસાઇ ગુલાબભાઈ વશનજી.
હા. જમુબેન ગુલાબભાઈ દેસાઇ. „ „ „

૧૦૦-૦-૦ શ્રી. મંછારામ ભૂખણદાસ ગાંધી (નૌસારીકર) મુંબઇ.

૧૦૧-૦-૦ શ્રી. દેસરાના સદ્‌ગૃહસ્થો તરફથી. દેસરારોડ, બીલીમોરા.

૧૦૧-૦-૦ શા. નરોત્તમદાસ વિઠ્ઠલદાસની કું.
હા. શ્રી. શેઠ છોટાલાલ ફુલચંદ શાહ. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ભગવાનદાસ રામદાસ ડોમા ઠક્કર. મુંબઇ.

૫૧-૦-૦ શ્રી. શેઠ મનહરલાલ મટુભાઈ. „

૫૧-૦-૦ શ્રી. શેઠ ખીમચંદ મુળજીભાઈની કુંપની. વલસાડ.

૫૧-૦-૦ શ્રી. શેઠ રણછોડદાસ નારણદાસ સોલીસીટર્સ. મુંબઇ.

૫૧-૦-૦ શ્રી. નાનુભાઇ માવજીભાઇ પટેલ. બીલીમોરા.

૫૧-૦-૦ શ્રી. ઇશ્વરદાસ સાગરમલ નેમાણી. „

૫૧-૦-૦ શ્રી. મોરારભાઈ ગોવિંદજી પાંચાલ. „

૨૫-૦-૦ શ્રી. રણછોડજી ભુલાભાઈ દેસાઇ. ચણવાઈ (વલસાડ).

૨૫-૦-૦ શ્રી. રમણલાલ શંકરલાલ ત્રિવેદી,
આઈ. સી. એસ. ગૌહત્તી-આસામ.

૨૫-૦-૦ શ્રી. શેઠ તુલસીદાસ વલ્લભદાસ પટેલ. મુંબઇ.

૨૫-૦-૦ માતુશ્રીના પુણ્યાર્થે શ્રી. અમૃતલાલ લાલજી ગાંધી. „

૨૫-૦-૦ શ્રી. પુરૂષોત્તમદાસ ગોપાળદાસ. „

૨૫-૦-૦ શ્રી. શેઠ નરહરલાલ હિંમતરામ. વલસાડ.

૨૫-૦-૦ શ્રી. શાહ જમનાદાસ ગોકુલદાસ. વલસાડ.

# ગીતા–ગંગા–વતરણમાં

## સહાયક દાતાઓનાં શુભ નામો.

॥ लक्ष्मीर्दानवतीयस्य सफलं तस्य जीवितम् ॥

| રકમ રૂા. | શુભ નામ. | નિવાસ. |
|---|---|---|
| ૧૦૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન. | મુંબઈ. |
| ૨૦૧–૦–૦ | શ્રીમાન શેઠશ્રી હરિદાસ જીવરાજ. (મલાડ) | „ |
| ૧૦૧–૦–૦ | સ્વ. પિતાશ્રી દયાશંકર હરિભાઇના પુણ્યાર્થે હા. શ્રી. પ્રાણશંકર દયાશંકર જોશી. | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | શ્રીમાન બાલકૃષ્ણ મનઃસુખરામ વૈદ્ય. | નવસારી. |
| ૧૦૧–૦–૦ | સ્વ. અ. સૌ. બેન કૈલાસગૌરીના પુણ્યાર્થે હા. શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર તથા તેમના ધર્મપત્ની અ. સૌ. પાર્વતીબ્હેન (ધમડાછા) | ભાવનગર. |
| ૧૦૧–૦–૦ | સ્વ. ધર્મપત્ની અ. સૌ. કૃષ્ણાબ્હેનના પુણ્યાર્થે હા. જોશી ઇચ્છાશંકર વિજયરામ. | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | સ્વ. પૂ. પિતાશ્રી ભીખાભાઇ ભૂલાભાઇના પુણ્યાર્થે હા. દેસાઇ નાનુભાઇ ભીખાભાઇ. (મોરા ભાગડા) | વલસાડ. |
| ૧૦૧–૦–૦ | શ્રી. નાનાભાઇ એન્ડ કુંપની, મૂલજી જેઠા મારકેટ. | મુંબઇ. |
| ૧૦૧–૦–૦ | શ્રી. શેઠ ચુનીલાલ ગિરધરલાલ. | મલાડ (મુંબઇ) |
| ૧૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન. | મુંબઇ. |
| ૧૦૦–૦–૦ | એક ગીતા–પ્રેમી સજ્જન | મુંબઇ. |
| ૧૦૦–૦–૦ | શા. નરોત્તમદાસ હરજીવનદાસની કુંપની. હા. શા. નાગરદાસ નરોત્તમદાસ. | વલસાડ. |
| ૧૦૦–૦–૦ | શ્રી. ભૂલાભાઇ દયાળજી દેસાઇ દીહણકર. | રતલામ. |
| ૧૦૦–૦–૦ | શ્રી. રણછોડદાસ પ્રેમજીભાઇ દાવડા. એમ. એ. એલ. એલ. બી. વકીલ. | વલસાડ. |
| ૧૦૦–૦–૦ | સ્વ. પત્ની અ. સૌ. લલિતાલક્ષ્મી તથા સ્વ. કુ. પ્રવીણચંદ્રના પુણ્યાર્થે શ્રી. ઠાકોરદાસ ગોકળદાસ દલાલ. | વલસાડ. |

૨૦૧-૦-૦ દેસાઈ રઘુનાથજી વશનજી. મગોદ (વા. વલસાડ).

૧૦૧-૦-૦ સ્વ. અ. સૌ. ધર્મપત્ની ઉમિયાબ્હેનના પુણ્યાર્થે
હા. રાવસાહેબ ભગવાનદાસ ખીજભૂખણદાસ શ્રોફ. વલસાડ.

૧૦૧-૦-૦ પૂ. ગં. સ્વ. માતુશ્રી ગંગાબ્હેન દોલતરાય
હા. ડૉકટર નવનીતરાય દોલતરાય. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ.
હા. ડૉકટર પરાગજી ડાહ્યાભાઇ દેસાઇ (ચણવાઇકર) વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. રૂદરજી વશનજી દેસાઇ રીટાયર્ડ પો. મા. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ઘેલાભાઇ ભીમભાઇ દેસાઇ. હનુમાનભાગડા, વલસાડ

૧૦૦-૦-૦ સ્વ. દેસાઇ ગુલાબભાઈ વશનજી.
હા. જમુબેન ગુલાબભાઈ દેસાઇ. „ „ „

૧૦૦-૦-૦ શ્રી. મંછારામ ભૂખણદાસ ગાંધી (નૌસારીકર) મુંબઈ.

૧૦૧-૦-૦ શ્રી. દેસરાના સદ્‌ગૃહસ્થો તરફથી. દેસરારોડ, બીલીમોરા.

૧૦૧-૦-૦ શા. નરોત્તમદાસ વિઠ્ઠલદાસની કું.
હા. શ્રી. શેઠ છોટાલાલ ફુલચંદ શાહ. વલસાડ.

૧૦૦-૦-૦ શ્રી. ભગવાનદાસ રામદાસ ડોમા ઠક્કર. મુંબઈ.

૫૧-૦-૦ શ્રી. શેઠ મનહરલાલ મટુભાઈ. „

૫૧-૦-૦ શ્રી. શેઠ ખીમચંદ મુળજીભાઈની કુંપની. વલસાડ.

૫૧-૦-૦ શ્રી. શેઠ રણછોડદાસ નારણદાસ સોલીસીટર્સ. મુંબઇ.

૫૧-૦-૦ શ્રી. નાનુભાઇ માવજીભાઇ પટેલ. બીલીમોરા.

૫૧-૦-૦ શ્રી. ઇશ્વરદાસ સાગરમલ નેમાણી. „

૫૧-૦-૦ શ્રી. મોરારભાઈ ગોવિંદજી પાંચાલ. „

૨૫-૦-૦ શ્રી. રણછોડજી ભુલાભાઈ દેસાઇ. ચણવાઈ (વલસાડ).

૨૫-૦-૦ શ્રી. રમણલાલ શંકરલાલ ત્રિવેદી,
આઈ. સી. એમ. ગૌહત્તી–આસામ.

૨૫-૦-૦ શ્રી. શેઠ તુલસીદાસ વલ્લભદાસ પટેલ. મુંબઇ.

૨૫-૦-૦ માતુશ્રીના પુણ્યાર્થે શ્રી. અમૃતલાલ લાલજી ગાંધી. „

૨૫-૦-૦ શ્રી. પુરૂષોત્તમદાસ ગોપાળદાસ. „

૨૫-૦-૦ શ્રી. શેઠ નરહરલાલ હિંમતરામ. વલસાડ.

૨૫-૦-૦ શ્રી. શાહ જમનાદાસ ગોકુલદાસ. વલસાડ.

૧૦૧–૦–૦ સ્વ. પૂ. પિતાશ્રી ભાનુશંકર રઘુનાથજી તથા
સ્વ. પૂ. માતુશ્રી મંછાબેનના પુણ્યાર્થે
હા. અંબાશંકર ભાનુશંકર ભટ્ટ. વા

૧૦૧–૦–૦ સ્વ. ભાઇ બાપુભાઈ દયાળજી દેસાઇ તથા
સ્વ. માતુશ્રી ઇચ્છાબેનના પુણ્યાર્થે
હા. દેસાઇ ગુલાબભાઈ દયાળજી રંગુનકર. વલ

૨૫–૦–૦ ચિ. યોગેશના યજ્ઞોપવિત પ્રસંગે
હા. શુકલ મનુભાઈ હરિહર. ખારાઅબ

૨૫–૦–૦ સ્વ. માતુશ્રી અ. સૌ. શિવગંગાના પુણ્યાર્થે
હા. અ. સૌ. ચંપાવતી ન. ભટ્ટ. વલર

૨૫–૦–૦ સ્વ. ભત્રીજા મધુસૂદનના પુણ્યાર્થે
હા. શાસ્ત્રી મણિશંકર અંબારામ. ધમડા

૨૫–૦–૦ ગીતાપ્રેમી સજ્જન. મુંબ

૨૫–૦–૦ ગીતાપ્રેમી સજ્જન. મુંબ

૨૫–૦–૦ સ્વ. પુત્ર ધનસુખલાલના પુણ્યાર્થે
હા. લલ્લુભાઈ ભગવાનજી બલસારા. બીલીમો

તા. કે:—હવેપછી આપનારા દાતાઓના શુભ નામોનો ખી. ખંડામાં ઉલ્લેખ કરવામાં આવશે.

# અર્પણ પત્રિકા.

જેમની શુભ, પવિત્ર, દાનની ભાવનાથી
જનતા-જનાર્દનની સેવામાં
આ ગ્રન્થ રજુ થઈ શક્યો છે
તે તમામ દાતાઓને
સપ્રેમ કૃતજ્ઞભાવે
સમર્પિત.

॥ श्रीमन्निखिलशास्त्रनिष्णातपण्डितस्वामिहरिप्रसादवैदिकमुनयः
श्रीमद्भगवद्गीतोपनिषद्वैदिकभाष्यप्रणेतारः ॥



यो दर्शनेषु सर्वेषु वेदान्तादिषु निस्तराम् ।
अकरोद् वैदिकीं वृत्तिं मूर्तिपूजामथापराम् ॥ १ ॥

सन्ध्यायाः वैदिकं भाष्यमथो स्वाध्यायसंहिताम् ।
आतनोद् वेदसर्वस्वं श्रीलां च जपसंहिताम् ॥ २ ॥

गीतोपनिषदो भाष्यं वैदिकं पदशोऽकरोत् ।
निखिलशास्त्रनिर्णात उदासीनशिरोमणिः ।
सोऽयं वेदविदां श्रेष्ठः पण्डितो वैदिको मुनिः ॥ ३ ॥

## —: વંદના. :—

ગીતા ગવાયાં ત્યારથી માંડીને આજ સુધી જે જે મહર્ષિઓએ–મહાનુભાવોએ, ભક્તોએ, મહાત્માઓએ, સંતોએ અને ઓલીઆઓએ ગીતાજીના સ્વાનુભવ મુદ્રિત પ્રચાર કરવા યત્ન કર્યો હોય, તે તમામ ધન્ય પુરૂષોના ચરણમાં હમારા વિનય–મધુર, પ્રેમઘન પ્રણામ હજો. વ્યાસ ભગવાનના પ્રસાદથી સાંભળવા મળેલો, અને યોગેશ્વર કૃષ્ણે મહાત્મા અર્જુનને સાક્ષાત્ કથેલો, આ ગુહ્ય, પુણ્ય, અદ્‌ભુત અને રોમહર્ષણ સંવાદ, જે જે ભાઇબ્હેનોએ વાંચ્યો હોય કે સુણ્યો હોય જે જે વાંચે છે કે સુણે છે અને ભાવિમાં વાંચવાના છે કે સુણવાના છે તે તમામ ધન્ય ભાઇ બ્હેનોના ચરણમાં હમારી પ્રેમમય વંદના હજો. કોઇપણ દેશ–કાળ–સંસ્કૃતિ કે સભ્યતામાં પ્રકટેલ ઇશ્વ મહાત્વની હોય=મૂર્તિમાન્ ગીતાસ્વરૂપ હોય તેને હમારાં હૃદય સમર્પિત હજો. હરિના જે રૂપનું સ્મરણ કરી કરીને મહાત્મા સંજય વિસ્મયમય બન્યા હતા તે સ્વરૂપ જેના હૃદયમાં નિત્યોદિત હોય કે ક્ષણભરને માટે પણ ઉદિત થયેલું હોય તે સૌને હમારી પ્રેમાંજલિ હો.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# —: આશીર્વાદ-પત્ર. :—

માર્કણ્ડાયુ ભાઈ નલિન મ. ભટ્ટ,

શ્રીમદ્ ભગવદ્-ગીતા "સાધન ભાષ્ય" નો કેટલોક ભાગ વાચ્યો તે પહેલા તમોએ પ્રસિધ્ધ કરેલા ગીતાજીના બારમો તથા પદરમો અધ્યાય પણ વાચ્યા હતા સાધન ભાષ્ય તૈયાર કરવા માટે તમોએ લીધેલો શ્રમ પ્રશસનીય છે, એટલુજ નહિ પણ ગુજરાતને ગૌરવરૂપ છે. ગીતાજીનો તમારો અભ્યાસ જોઇ મારા અતકરણનો સતોષ વ્યક્ત કરૂ છુ એ કામમા તમોને ઉત્તરોત્તર ઉજ્જવળ યશ પ્રાપ્ત થાય એમ પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરૂ છુ સાધન-ભાષ્ય અગેનુ તમારુ "વિશેષ-વક્તવ્ય" મનન કરવા જેવુ છે તેમજ પૂજ્યપાદ હરિપ્રસાદ વૈદિક મુનિજીના જીવન ચરિત્રથી આ ગ્રથ વિશેષ અલકૃત થયો છે છેવટે તમોએ તૈયાર કરેલા ગીતાજીના સાધન-ભાષ્યનો અભ્યાસ જનતા માટે કલ્યાણકારી થાય અને એ ગ્રથ બૃહદ્-ગુજરાતમા વિશેષઆદરણીય બને, તેમજ હવે પછી તમોએ પ્રસિધ્ધ કરવા ધારેલા ઉપનિષદ્-ભાષ્યો તૈયાર કરવા માટે પ્રભુ તમોને શારીરિક અને માનસિક તન્દુરસ્તી સાથે લાબુ આયુષ્ય આપે એવા અતકરણના શુભાશીર્વાદ સાથે વિરમુ છુ

| વલસાડ.<br>અબામાતા સ્હામે,<br>ફા કૃષ્ણ ૩૦ સોમવાર<br>૧૯૯૮ | નિ. શુભેચ્છક,<br>નારાયણ હરિકૃષ્ણ જોષી. |
|---|---|

हरिः ॐ तत्सत्

॥ ॐ नमो भगवते वासुदेवाय उपनिषद्‌गोदोग्ध्रे ॥

## શ્રીમદ્ ભગવદ્‌ગીતા-સાધન ભાષ્યનું

# વિશેષ-વક્તવ્ય

प्रजापतिः लोकान् अभ्यतपत् । तेभ्य॰ अभितप्तेभ्य॰ त्रयीविद्या संप्रास्रवत् । ताम् अभ्यतपत् । तस्याः अभितप्तायाः एतानि अक्षराणि संप्रास्रवन्तभूः भुव॰ स्व॰ इति । तानि अभ्यतपत् । तेभ्यः अभितप्तेभ्य॰ ॐकारः संप्रास्रवत्...। ॐकारः एव इदं सर्वम् ॥ (छा० उ० २ अ० २३ खण्ड)

ઉપલી શ્રુતિનો શબ્દાર્થ નીચે મુજબ થાય છે —" પ્રજાપતિએ લોકોને ચોમેરથી તપાવ્યા તપાવેલા એવા તે લોકોમાંથી વેદવિદ્યા ઝરી તે વેદ વિદ્યાને તેણે ચોમેરથી તપાવી ચોમેરથી તપાવેલી એવી તે વેદવિદ્યામાંથી આ અક્ષરો ઝર્યા-" ભૂ ભુવ સ્વ " એ ત્રણ અક્ષરોને તેણે ચોમેરથી તપાવ્યા તપાવેલા એવા તે અક્ષરોમાંથી ૐકાર ઝર્યો...... આ બધુ ૐકાર જ છે "

ઉપલી શ્રુતિ માનવહૃદયના ઉંચામા ઉંચા ચિન્તનનો, ટૂંકમા નીચોડ આપી દે છે. પ્રજાપતિ શબ્દનો રૂઢ અર્થ બ્રહ્મા થાય છે આપણા પૌરાણિક રૂપક મુજબ, બ્રહ્મા એ સૃષ્ટિ ઉપજાવનાર દેવ છે એટલે કે ઈશ્વરીય-નિર્માણશક્તિના અધિષ્ઠાતા દેવ છે હંસ બ્રહ્માનું વાહન છે. હંસનું વાહન વિવેકનું સૂચક છે. તે દ્વારા બ્રહ્મદેવને હંસવાહન બનાવનાર ઋષિઓએ બ્રહ્માને પણ અત્યંત વિવેકી કલ્પ્યા છે અનન્ત બ્રહ્માંડના અનન્ત લોકોને ઉપજાવવામા, પ્રાણીમાત્રના કર્મ વગેરેનો નિર્ણય વિવેક હોવો જ જોઈએ અર્થાત્ બ્રહ્મા એ વિવેકી છે. આપણે પણ ઉપલી શ્રુતિનો અર્થ સમજવા માટે પ્રજાપતિ શબ્દનો અર્થ 'વિવેકી માનવ' એવો કરવાનો છે ઉપલો અર્થ સ્વીકારતા ઉપલી શ્રુતિમા છુપાયેલા અર્થસૌન્દર્યના ભંડાર પ્રકટ થશે આથી પ્રજાપતિ શબ્દનો "વિવેકી માનવ" એવો અર્થ સ્વીકારી શ્રુતિના અર્થનું આપણે જ વિવરણ કરીએ

પરમાત્માએ સૃષ્ટિ સરજી ચોમેર મગ્નતયેલા આ અનન્ત બ્રહ્માંડમાં

મનુષ્ય પણ છે. મનુષ્ય વિવેકી પ્રાણી છે. આવા વિવેકી માનવે, પરમાત્માએ ઉપજાવેલા આ અનન્ત લોકોને ચોમેરથી તપાવ્યા. તપ્ ધાતુ આલોચનના અર્થમાં છે. એટલે કે વિવેકી માનવે આ સૃષ્ટિનું ચોમેરથી અવલોકન કર્યું. એ સૃષ્ટિ–નિરીક્ષણનું ફળ તે "ત્રયી–વિદ્યા"="વેદ વિદ્યા". સૃષ્ટિના વિવેકી આલોચનમાંથી જ વેદવિદ્યા ઝરપે ! સૃષ્ટિ–કામધેનુનું અમૃત = દૂધ, તે ચાર વેદો જ છે.

વિવેકી મનુષ્યે એ ચાર વેદોનું પણ પૂરું નિરીક્ષણ કર્યું. વેદના વિચારમય મન્થનના પરિણામે "ભૂઃ ભુવઃ સ્વઃ" રૂપી નવનીત તરી આવ્યું. એ ત્રણે અક્ષરોનો અર્થ અનુક્રમે "સત્–ચિત્–આનન્દ" થાય છે. અર્થાત્ વેદવિદ્યાને વિચાર–રવૈયાએ વલોવતાં સચ્ચિદાનન્દ રૂપી નવનીત નીકળ્યું.

વળી વિવેકીએ સચ્ચિદાનન્દમાં ડૂબકી મારી. તો એ ત્રણનું જ સૂક્ષ્મ સ્વરૂપ "ૐ" રૂપે તેને લાધ્યું. ૐ એ પરમાત્માનું, ટૂંકામાં ટૂંકું સર્વશ્રેષ્ઠ નામ છે. આમ સૃષ્ટિમાંથી વેદવિદ્યા, વેદવિદ્યામાથી સચ્ચિદાનન્દ પરમાત્માં, અને તેનું જ સંક્ષિપ્ત સ્વરૂપ–ૐ, એટલું વિવેકીને સાંપડયું. એટલે કે સરવાળે સૃષ્ટિમા ૐ–સચ્ચિદાનન્દ પરમાત્મા જ છે એવુ વિવેકીને છેવટનું દર્શન થયું. તેના સિવાય બીજું કશું છે જ•નહિ. જે છે તે તે જ છે. વિવેકીનો આ છેવટનો નિર્ધાર થયો !

ઉપનિષદ્‌ના ઋષિને આ વિવેક–આ દર્શન, ક્યાંથી અને કેવી રીતે થયું એ વિચારવું ઘટે. એ વિચાર–મન્થનમાંથી જ તમામ દર્શનગ્રંથો, તમામ ધર્મગ્રંથો, તમામ નીતિનિયમો–ટૂકમાં જીવન–શાસ્ત્રો ફળે છે.

મનુષ્યની રચનાનું વિચારમય પ્રથક્કરણ કરીશું તો ઉપલું દર્શન એમાંથી કુદરતી રીતે ફળતું જણાશે.

વિચારમય પ્રથક્કરણ કરતાં માનવ રચનામાં આટલી વસ્તુઓ જણાશે. માણસમાત્રની પાસે શરીર છે. શરીરમાં ઇન્દ્રિયો છે, મન છે, અહંકાર છે, બુદ્ધિ છે, આત્મા છે, એટલે કે મનુષ્ય એકંદરે આટલાં તત્ત્વોનો મેળો છે. આત્મા + બુદ્ધિ + અહંકાર + મન + પાંચ જ્ઞાનેન્દ્રિય + પાંચ કર્મેન્દ્રિય + પાંચ મહાભૂતો અને પાંચ સૂક્ષ્મભૂતો તથા આત્મા સિવાયના સૌ તત્ત્વોની માતારૂપ પ્રકૃતિ આ પચ્ચીસ તત્ત્વોનું સંમેલન એટલે જ મનુષ્યવ્યક્તિ અને વિરાટ્, વ્યક્તિની જ વૃદ્ધપ્રતિમા છે.

વધુ વિચારે જણાશે કે આ પચ્ચીસમાં પણ બે જ તત્ત્વો મુખ્ય : આત્મા = પુરુષ અને બીજી પ્રકૃતિ. કેમકે બીજાં તેવીસ ...

પ્રકૃતિની જ કાર્યપરંપરાનો વિસ્તાર છે. પ્રકૃતિ અને પુરુષ એક બીજાથી ભિન્ન છે. પ્રકૃતિ જડ છે, પુરુષ = આત્મા ચેતન છે.

વિવેકપ્રિય માનવ વિચારશે કે આ બેમાં પણ તેનું પોતાનું નિજસ્વરૂપ કયું છે? વિચારદશાએ વિવેકીનો નિર્ણય આવશે કે હું સ્વરૂપે ચેતન છું, જડ નથી. અર્થાત્ હું આત્મસ્વરૂપ છું. પ્રકૃતિસ્વરૂપ નથી. સ્વરૂપ સદા પ્રિય હોઈને હું સુખ સ્વરૂપ છું. આમ વિવેકીને વિચાર કરતાં પ્રતીતિ થાય છે કે હું છું ચેતન છું,–સુખસ્વરૂપ છે, અર્થાત્ હું મૂળમાં સચ્ચિદાનન્દ સ્વરૂપ છું.

જ્યારે સત્યદ્રષ્ટિએ જોતાં હું સચ્ચિદાનન્દ છું તો પછી વ્યવહારમાં તો એનાથી ઉલટું લાગે છે તેનું શું? હું સદા હોનાર નથી–સદા જ્ઞાનસ્વરૂપ નથી, સદા સુખરૂપ નથી એવું ભાન થાય છે તેનો શો નિચોડ? અને અહીં એક મહાન વિકટ સમસ્યા ખડી થાય છે. જે વિચારદ્રષ્ટિએ કેવળ સત્ય છે અને જે સામાન્ય અનુભવમાં આવે છે એ બેની વચ્ચેના વિરોધને કેમ ટાળવો? એ પરમાર્થ અને વ્યવહારમાં દેખાતા વિરોધને ટાળી, અવિરોધ સાધવો અને તે મુજબ જીવન જીવવું એ તમામ શાસ્ત્રોનો એકમાત્ર વિષય છે.

અને આ જ ઠેકાણે માણસની સત્યનિષ્ઠાની કઠોર પરીક્ષા છે. સત્ય સદા સત્ય જ રહે છે, કદી અસત્ય થતું નથી એમ જેને સમજાયું તે સત્યને જ પ્રાણાન્તે પણ વળગવાનો. હું સચ્ચિદાનન્દ સ્વરૂપ છું, એ પ્રામાણિક–સત્ય વિચાર છે. એને મારે વળગવુ જ જોઈએ. જો એ સત્ય વિચારને વળગું તો પછી એનાથી વિરોધી જે અનુભવ થતા હોય તે ભલે પ્રત્યક્ષ હોય પણ સત્ય નથી. જે સત્ય નથી તે મને ખપે નહીં. અર્થાત્ હું ટળી જાઉં છું = મારી અસ્તિ મટી જાય છે = શરીર જતાં હું ટળી જાઉં છું; હું અજ્ઞ છું, આ બધું દુઃખરૂપ છે એ ભાવ સત્ય નથી, અસત્ય છે. હું જેવો છું તેવો નથી દેખાતો અને નથી તેવો મારી જાતને ભાળુ છુ એવું જ નામ તો અજ્ઞાન છે? અને અજ્ઞાન મિથ્યા છે એટલે કે એનો એક દિવસ અવશ્ય બાધ થશે જ. અજ્ઞાનને નિભાવી લેવાથી અજ્ઞાન અમર રહેતું નથી. જે અજ્ઞાન આજની ઘડીએ અમર જેવુ લાગે છે તે એટલુ તો ખરડ છે–ક્ષણજીવી છે કે એક વખત સત્યજ્ઞાનનો ચમકારો થાય કે તરત બીચારું મરી જાય છે. તો જેનો એક દિવસ અવશ્ય ક્ષય થવાનો જ છે–જે આ સૃષ્ટિરૂપી નન્દનવનને નરકાગાર બનાવે છે–ને પ્રતિપળ પજવે છે–જે ખરુ શત્રુ છે તેનો આજે જ નાશ કેમ નહીં? એને ચિરંજીવ રાખવાથી લાભ શો?

સત્યનિષ્ઠ માણસ આમ સત્યને જ વળગવાની તમન્નાવાળો હશે એટલે કુદરતી રીતે જ તે અજ્ઞાન-ઉંધી સમજ સાથે સહીવારાં ન રાખી શકે. અજ્ઞાનને પરાસ્ત કરવા જ પ્રયત્ન કરે.

આમ વિવેકી, જીવનમાં તત્ત્વનિષ્ઠ થવા મથશે. અસન્નિષ્ઠામાંથી ઉગરવા યત્ન કરશે. અને અસતમાંથી મુક્તિ અને સતમાં નિષ્ઠા કેળવવાનો પ્રયત્ન એટલે પુરુષાર્થ.

સત્યનિષ્ઠા કેળવવા અને અસત્ નિષ્ઠામાંથી ઉગરવાને માટે એણે સત અને અસત્ બન્નેનો સ્વરૂપે નિશ્ચય કરવો પડશે। અસત્ = અજ્ઞાન કેટલી રીતે અને કયાં કયાં કેવી રીતે વિસ્તરેલું છે તે તેને જાણવું પડશે. સત્ = જ્ઞાન કેવી રીતે નીપજે તે વિચારવું જોઈશે.

અજ્ઞાન પાંચ પર્વોમાં વહેંચાયેલું છે. તે પાંચ પર્વો તે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ. આ પાંચમાં અવિદ્યા = અજ્ઞાન મુખ્ય છે. બીજાં ચાર તેની જ સંતતિ છે.

અનિત્યમાં નિત્યનું ભાન, અપવિત્રમાં પવિત્રનું ભાન, દુઃખમાં સુખનું ભાન અને અનાત્મમાં આત્માનું ભાન રહેવું એટલે અવિદ્યા.

હું સુખી-હું દુઃખી-હું મૂઢ, એવાં આકારનું "અનાત્મામાં સુખદુઃખમિશ્રિત હુંપણાનું" ભાન એટલે અસ્મિતા.

"મારે આ જોઈએ" એવી સુખ અને તેના સાધનમાં જે ઉત્કટ અભિલાષા તેને રાગ કહેવામાં આવે છે.

તેવી જ રીતે "મારે અમુક ન જોઈએ" એવા આકારની દુઃખ અને તેના સાધનમાં જે ઉત્કટ ત્યાગેચ્છા તેને દ્વેષ કહેવામાં આવે છે.

"હું ન હોઉં એમ નહીં પણ સદા હોઉં" એવી પોતાની "અસ્તિ"નો આગ્રહ = મરણત્રાસ, એટલે અભિનિવેશ.

આ પાંચ શાખાવાળું અજ્ઞાનરૂપી વૃક્ષ, શુભ, અશુભ અને શુભાશુભ રૂપી કર્મરૂપે ફાલે છે-ફુલે છે. પ્રાણીમાત્ર ઉપલા પાંચના પ્રેરાયેલાં હોઈને જ શુભ કર્મ કે અશુભ કર્મ કે શુભાશુભ કર્મ કરે છે. એનું જ નામ સંસારવૃક્ષ છે. એ સંસારવૃક્ષ પ્રાણીમાત્રના હૃદયમાં ઉગેલું છે, ફુલેલું છે, ફાલેલું છે.

આ અજ્ઞાન રૂપી મૂળવાળાં, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશરૂપી મુખ્ય ડાળીવાળાં, શુભ, અશુભ અને શુભાશુભ કર્મરૂપી અનન્ત ઉપશાખાં અને પાંદડાંવાળાં, પ્રાણીમાત્રના હૃદયમાં ઉગેલાં સંસારવૃક્ષનાં નવું ફળો છે.

અને તે ત્રણ ફળો તે જન્મ, આયુષ્ય અને ભોગ. એમાં એ ભોગ મુખ્ય છે. જન્મ અને આયુષ્ય ગૌણ છે. સુખદુ:ખનો અનુભવ એટલે ભોગ. ભોગને માટે જન્મ છે એટલે કે જીવને અભિનવ દેહ ઈન્દ્રિયો વગેરેની પ્રાપ્તિ થાય છે. અને પ્રત્યેક જન્મનાં ભોગ ને કાળની મર્યાદા હોય છે. આ કાળની મર્યાદા એટલે આયુષ્ય. આમ પ્રાણીમાત્ર આ સંસારવૃક્ષનાં ફળને ચાખી રહ્યું છે. પણ મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે એક મહાન ભેદ છે. મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓઓની યોનિ, આપણી જાણ મુજબ, ફક્ત . ભોગયોનિ જ છે. જ્યારે મનુષ્યયોનિ કેવળ ભોગયોનિ નથી, કર્મ યોનિ પણ છે. એટલે કે મનુષ્યને એક પ્રકારની સ્વતત્રતા છે. પૂર્વના કર્મો ભોગવવામાં તે પરતન્ત્ર છે. બીજાં બધાં પ્રાણીઓને જેમ કરેલાં કર્મો ભોગવવાં જ પડે છે તેમ મનુષ્યને પણ પ્રારબ્ધ કર્મ ભોગવવામાં પરવશતા છે. પણ માણસ સંચિત કર્મોને વાંઝીઆં) કરી શકે છે. એટલે કે જન્મો-જન્મમાં એકઠાં થયેલાં, પણ હજી જેમણે પોતાનાં ફળો આપવા શરુઆત નથી કરી એવાં કર્મોને એ જ નિષ્ફળ કરી શકે છે. તે ઉપરાંત પ્રારબ્ધ. જન્મની અંદર કરાતાં કર્મોને પણ એ નિર્વીર્ય કરી શકે છે. આમ પ્રારબ્ધ કર્મ ભોગવવામાં જો કે માણસ બીજાં પ્રાણીઓના જેટલો જ પરતન્ત્ર છે, પણ સંચિત કર્મો અને ક્રિયમાણ કર્મોને એ ધારે તો ફળ આપતાં અટકાવી શકે. એમાં એની સ્વતત્રતા છે, અને આ કાંઈ જેવીતેવી વસ્તુ નથી. માનવ જીવનનો એમાં પરમપુરુષાર્થ છૂપાવેલો છે. પ્રારબ્ધકર્મને વિના રાગદ્વેષે ભોગવવાં, સંચિતને ભસ્મીભૂત કરવાં અને ક્રિયમાણનો લેપજ ન લાગે એવી રીતે જીવવું એ જ જીવન દર્શન છે. એ જ વાતને અનેક રીતે શીખવવા માટે શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ છે.

ઉપલાં વિવેચનનો સાર એ થયો કે માણસ ધારે તો જન્મ, આયુષ્ય અને ભોગ ને ટાળી શકે. મનુષ્ય દેહધારી જીવને, પરમાત્માની અપાર કૃપાને લઈને અજ્ઞાનની આ ભયંકર યાદવાસ્થળીમાથી બચવાનો વિવર છે જન્મ, આયુષ્ય અને ભોગની અજગરચૂડમાથી એ એના નિશ્ચયબળે છૂટી શકે. અને આના કરતાં રુડી વસ્તુ કઇ ? માનવ, જન્મ, આયુષ્ય, ભોગમાંથી ધારે તો છૂટી શકે છે એ કાંઇ ઓછું આશ્વાસન છે ? માણસ પોતાના આળસને લઇને, કાયરતાને લઇને, પ્રમાદને લઈને છૂટવા માંગતો નથી. બાકી ધારે તો એ પૂર્ણ સ્વાતંત્ર્ય મેળવી શકે એવી પૂરી વ્યવસ્થા ઈશ્વરની આ સૃષ્ટિમાં છે.

તો દૃઢનિશ્ચયી મહાભાગ માનવે અજ્ઞાનની આ જટિલ જાળમાંથી

બચવું કેવી રીતે ? કેવી રીતે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને દુઃખના આ આ દુસ્તર દરિયાવમાંથી તરવું ? વિચાર કરવાથી ઉપાય સુઝશે જ.

અજ્ઞાનથી જ જો આ સંસારવૃક્ષ વિસ્તર્યું છે તો અજ્ઞાનના વિરોધી જ્ઞાનથી તે કપાઇ જવું જ જોઇશે. અંધારાને ટાળવા માટે અજવાળાને જ સામે ધરવું રહ્યું તે સિવાય અંધારું ઓસરે નહીં અજ્ઞાનમૂલક સંસારને ટાળવા માટે જ્ઞાન જ તેની સામે ધરવુ રહ્યુ. તે સિવાય તે મરે નહીં. અજ્ઞાન અસત્ છે. અને જ્ઞાન સત્ છે. આથી અજ્ઞાનના ઓથારમાંથી બચવા માટે વિવેકી માનવે સત્–નિષ્ઠ બન્યે જ છૂટકો.

સત્‌નિષ્ઠા એટલે આત્મનિષ્ઠા. આત્માનું સાચું સ્વરૂપ સમજી તેમાં નિરન્તર વસવા માટે વિવેકી માનવે અજ્ઞાન અને તેની સતતિ સામે, જ્ઞાન અને તેની સંતતિના મોરચા માંડવા પડશે. અવિદ્યાની સામે તેણે વિદ્યાને, અસ્મિતાની સામે વિવેકને, રાગની સામે વિરાગને, દ્વેષની સ્હામે પ્રેમને અને મરણત્રાસની સ્હામે નિર્ભયતાને રોકવાં પડશે ! આ જીવલેણ સંગ્રામ, વિવેકવીરને કર્યે જ છૂટકો છે. એ સગ્રામ બે દિવસમાં ટળે કે પછી એ લાખ જન્મે ટળે, પણ નોળીઓ અને નાગની લડાઈમાં છેવટે નોળીઓ જ જીતશે એ ધ્રુવવિશ્વાસે નોળીઆરૂપે લડવું રહ્યુ.

તો વિદ્યા અને તેની સંતતિ જન્મે કેવી રીતે ? આત્મજ્ઞાન ઉપજે કેવી રીતે ? આત્મજ્ઞાન આત્માને અધીન છે. એટલે કે આત્મા જેવો છે, તેવો તેને સમજવાથી નીપજે છે. વસ્તુનું જ્ઞાન વસ્તુને અધીન છે, આપણી કલ્પનાને અધીન નથી. આથી સત્યજ્ઞાનમાં કલ્પનાને અવકાશ નથી. વસ્તુ જેવી છે તેવી જ તેને ઓળખવાથી તે વસ્તુ વિષે આપણને સાચુ જ્ઞાન થાય છે. આથી આત્મા જેવો હોય તેવો જ તેને ઓળખવો રહ્યો.

તો આત્મા કેવો છે ? શાસ્ત્રનો છેવટનો નિશ્ચય છે કે આત્મા સત્–ચિદ્–આનન્દ છે. એટલે કે આત્મા ત્રણેકાળમાં હોનારો છે. જ્ઞાન સ્વરૂપ છે. અને સ્વસ્વરૂપ હોવાથી સુખૈકરસ છે અસ્તિતા–એટલે કે આત્માની સત્તાના વિભાગ ન પડતા હોવાથી સૌમાં–પ્રાણીમાત્રમા એક જ આત્મા છે. એટલે કે આત્મા સર્વવ્યાપી છે. સર્વાન્તર્યામી છે. સૂક્ષ્મતમ છે. સર્વભૂતહૃદયસ્થ છે. કોઇનો ટાળ્યો એ ટળનાર નથી કેમકે ટળવું એ એનો સ્વભાવ–સ્વરૂપ નથી. આથીજ એ અજન્મા અને અવિનાશી છે. આ સદાત્મા ચેતનસ્વરૂપ છે. એટલે કે અખંડજ્ઞાનઘનરૂપ છે. એના ચેતનનો કદી એનાથી વિયોગ થતો નથી કેમકે એ ચેતનરૂપ છે. સ્વભાવનો કદી અભાવ થાય નહીં. વળી આત્મા હોવાથી જ આનન્દરૂપ છે. સ્વરૂપ ઉપર કોને અપ્રીતિ હોય ?

આ આત્મજ્ઞાન કેવી રીતે મળે ? મળેલુ એ કેવી રીતે સ્થાયી રહે ? એ જ છે ચિન્તનનો વિષય કેમકે એમાજ જીવન દર્શન છે

ભગવાન્ પતંજલિએ યોગશાસ્ત્રમા આ પ્રશ્નનો નિ સંદેહ ઉત્તર આપ્યો છે 'योगाङ्गानुष्ठानात् अशुद्धिक्षये ज्ञानदीप्ति आविवेकख्याते'' (યોગ૦ ૨ પાદ સૂત્ર ૨૮) એટલે કે યોગના અગોના અનુષ્ઠાન=આચરણ=અભ્યાસથી, અશુદ્ધિનો ક્ષય થતા, પ્રકૃતિ અને પુરુષના વિવેકી=ભિન્ન દર્શન સુધીની જ્ઞાનની દીપ્તિ=જ્યોતિ થાય છે એટલે કે જો માણસને પોતાના આત્માનુ અને પોતાના પરમાત્મભાવનું સાક્ષાત્ જ્ઞાન જોઈતુ હોય તો તેણે યોગના અંગોનો અભ્યાસ કરવો જોઇએ યોગના અગોનો અભ્યાસ, અજ્ઞાન વગેરે અશુદ્ધિ=જ્ઞાનની મલિનતાને મારે છે, અને જ્ઞાનની ચમકને દિનપ્રતિદિન પ્રજ્વલિત કરે છે જેમ જેમ અશુદ્ધિ મટે, તેમ તેમ જ્ઞાનની દીપ્તિ વધતી જાય અને વધતા વધતા છેવટે એ જ્ઞાન, આત્મા અને પરમાત્માને પણ તેના નિજરૂપે બતાવે અને તેમા સ્થિતિ કરાવે યોગાગોનું આચરણ, પ્રકૃતિ અને તેની બુદ્ધિ વગેરે સંતતિથી ભિન્ન=સ્વરૂપે અને ધર્મે જૂદા એવા જીવાત્મા એટલે પુરુષનું સાક્ષાત્ જ્ઞાન આપે છે એ યોગાગનું જ બેહદ આચરણ પુરુષના પણ અતરાત્મારૂપ પરમાત્માના નિજ જ્ઞાનમા પરિણમે છે

અર્થાત્ માણસને જો સ્વરૂપનું જ્ઞાન અને તેમા નિષ્ઠા જોઈતી હોય તો તેણે યોગાગોનું આચરણ કરવુ રહ્યુ, તો તે યોગનાં અગો કયા ? ભગવાન્ પતંજલિએ નિર્ણય આપ્યો છે કે यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यान समाधयोऽष्टावङ्गानि ॥ (योगसूत्र, ૨ पाद, सूत्र० ૨૯) એટલે કે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ એ આઠ યોગના અગો છે આ આઠમા પણ પહેલાં બે અંગો એ બીજા બધાનો પાયો છે પહેલા બે અગોના અભાવમાં બીજા છનો જન્મ જ થતો નથી અર્થાત્ યમ અને નિયમના આચરણમા માનવકર્તવ્યની ઈતિ થાય છે તો યમનિયમ એટલે શુ તે જોવુ રહ્યુ યમ નિયમના આચરણની સ્થિર ભૂમિકામા પુરુષની કૃતકૃત્યતા છે

તો પહેલા યમોનો વિચાર કરીએ ભગવાન પતંજલિએ કહ્યુ છે કે अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रह यमा ॥ ( यो० ૨ पाद सू० ૩૦ ) અર્થાત્ અહિંસા, સત્ય, અચોરી બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આટલા પાચને યમ કહેવામા આવે છે આ અહિંસા વગેરેના સ્વરૂપની ગીતામા કરવી યોગ્ય છે કેમકે એ બધાની સાચી સમજણમા ગીતાજી છૂપાયા છે

## —: अहिंसा :—

ઉપલા યમોમા સૌથી પહેલી અહિંસા છે અહિંસાનુ સ્વરૂપ આલેર યોગભાષ્યના કર્તા મહામુનિ વ્યાસ ભગવાન કહે છે—तत्र अहिंसा सर्वदा सर्वभूतानामनभिद्रोह । उत्तरे च यमनियमा तन्मूला तत्सिद्धिपरतया तत्प्रतिपादनाय प्रतिपाद्यन्ते तदवदातरूपकरणाय एव उपादीयन्ते । तथाच उ स खल्वयं ब्राह्मण यथा यथा व्रतानि बहूनि समादित्सते, तथा तथा प्र कृतेभ्य हिंसानिदानेभ्य निवर्तमान तामेव अहिंसा अवदातरूपा करोति ॥ भा ગુજરાતી અર્થ નીચે મુજબ થાય છે

"તેમા = યમનિયમોમા, અહિંસા એટલે સર્વથા = દરેક રીતે = ર વાણી-કર્મથી, સર્વદા = હંમેશા = આમરણ, સર્વભૂતોનો = સ્થાવર જ પ્રાણીમાત્રનો, અનભિદ્રોહ, અભિદ્રોહ = વિશ્વાસઘાત = જીવનઘાત = પ તેનો અભાવ, અર્થાત્ અહિંસા એટલે કોઈપણ પ્રાણીને, કોઇપણ ર કદીપણ ન સતાવવુ તે. અર્થાત્ આ ચયુ અહિંસાનું સ્વરૂપ વિચાર કર જણાશે કે ભગવતી અહિસાનું આ નકારાત્મક સ્વરૂપ છે હિંસામાત્રમા નિવૃત્તિ એ અહિંસાનું નકારાત્મક સ્વરૂપ છે પણ એમાજ ર હકારાત્મક = સક્રિય સ્વરૂપ છુપાવેલુ છે હિંસામાત્રમાથી નિવૃત્તિ ક થાય ?—જ્યારે સૌમા માણસને આત્મભાવ લાગે એટલે કે સૌ પ્રાણી એક જ આત્મા છે અને તે મારો આત્મા જ છે, તો હુ જેમ મારી ઘૃ નથી કરતો, મારા ઉપર દ્વેષ નથી કરતો, મારા ઉપર સહજ પ્રેમ રાખુ છુ મારી જાત હોવાથી જ, કોઈપણ બીજાં કારણ સિવાય, ચાહુ છુ જ ત સૌ પ્રાણીમા પણ મારી જ જાત હોવાથી,' હું તેમને ચાહ્યા સિવાય રહ શકુ જ નહીં મારુ સુખ જેમ મને પ્રિય, તેમ સૌનુ સુખ મને પ્રિ હોય જ મારાં સુખને માટે હુ જેમ પ્રયત્નશીલ રહું તેમ સૌના સુખ મા મારી પ્રયત્નશીલતા હોય જ કેમકે હું સૌ સ્વરૂપ છુ, મારુ દુ ખ જેમ અપ્રિય, તેમ સૌનું દુ ખ મને અપ્રિય મારા દુ ખને દૂર કરવા જેમ મારી સ્વાભાવિક પ્રવૃત્તિ તેમ સૌના દુ ખને દૂર કરવા મારી સ્વાભાવિક પ્રવૃ હોવી ઘટે અર્થાત્ સર્વવ્યાપી પ્રેમ અને દયા એ અહિંસાનું સક્રિય સ્વરૂ છે પ્રેમ અને દયાના સ્થિર વિકાસમા તમામ સિદ્ધિઓનો સમાવેશ થઇ જાય છે 'અર્થાત્ અહિંસા એટલે પ્રેમ અને દયા તેમાંએ પ્રેમ મુખ્ય છે દયા પ્રેમનું જ પડખુ છે આમ અહિંસાની નિષેધાત્મક વ્યાખ્યામાથી જ 'પ્રેમ' રૂપી હકારાત્મક વ્યાખ્યા ફળે છે આમ આ પ્રેમ = આત્મપ્રેમ એ અહિંસાનું સ્વરૂપ છે

આ અહિંસાનો જ પૂરો વિચાર કરતા ભગવાન વ્યાસદેવ કહે છે—
"उत्तरे. करोति = આગલા યમનિયમો = સત્યથી માંડી-ઈશ્વર પ્રણિધાન સુધીના યમનિયમો, અહિંસારૂપી મૂળવાળા છે. તે અહિંસાના શુદ્ધ જ્ઞાન માટે જ, તે અહિંસાને સિદ્ધ કરવા માટે જ, ઉપદેશવામા આવે છે તે અહિંસાને નિર્દોષ કરવા માટે જ તેમનો સ્વીકાર કરવામા આવે છે કહેવામા આવ્યુ છે કે જેમ જેમ ખરે! આ બ્રાહ્મણ, અનેક વ્રતો લેવાને ઈચ્છે છે તેમ તેમ, પ્રમાદથી થતા હિંસાના કારણોમાથી નિવૃત્ત થતો તે અહિંસાને જ વિશુદ્ધ = નિર્દોષ-રૂપા કરે છે"

અર્થાત્ ઉપલા ભાષ્યનો નિચોડ એ છે કે અહિંસા જ મુખ્ય છે અહિંસાના જ ફણગારૂપ સત્ય વિગેરે યમનિયમો છે અહિંસાની સિદ્ધિને માટે જ સત્ય વગેરેનું વિધાન છે. વ્રતમાત્રનો ઉદય અને અન્ત અહિંસાને' જીવનમા સિદ્ધિ કરવા માટે છે અહિંસા સાધ્ય છે, સત્યાદિ સાધન છે અહિંસા એટલે પ્રેમ અને દયા અર્થાત્ સત્ય વગેરે યમનિયમોનુ પાલન નિરવધિ પ્રેમ અને દયામા પરિણામ પામે છે.

આમ અહિંસા મુખ્ય છે અને તેને સ્થિર કરવા માટે સત્ય વગેરે યમનિયમોનુ પાલન કરવાનું છે, તો અહિંસાને જીવનમા છતી કરવા માટે સત્ય વગેરેનું આચરણ મનુષ્યે કરવુ જ રહ્યુ આ યમનિયમોની સમજ અત્યત જરૂરી હોઈને તેની મીમાંસા અહીં કરવી રહી તો સત્ય એટલે શું ? યોગ-ભાષ્યના પ્રણેતા ભગવાન વ્યાસદેવ કહે છે—

सत्यं यथार्थे वाङ्मनसे । यथा दृष्टं, यथा अनुमितं तथा वाङ्मनश्चेति । परत्र स्वबोधसंक्रान्तये वागुक्ता, सा यदि न वञ्चिता, भ्रान्ता वा प्रतिपत्तिवन्ध्या वा भवेत् । एषा सर्वभूतोपकारार्थं प्रवृत्ता, न भूतोपघाताय । यदि च एवं अपि अभिधीयमाना भूतोपघातपरा एव स्यात्, , न सत्यं भवेत् पाप एवभवेत् । तेन पुण्याभासेन पुण्यप्रतिरूपकेण, कष्टं तमः प्राप्नुयात् । तस्मात् परीक्ष्य सर्वभूतहितं सत्यं ब्रूयात् " ( योगभाष्य )

સત્ય ઉપર આથી વધીને વધુ સત્ય વિચાર શોધ્યો મળે એમ નથી ઉપલા ભાષ્યનો ગુજરાતી અર્થ આ મુજબ થાય છે 'યથાર્થ મન અને વાણી એટલે સત્ય એટલે કે જેવુ જોયુ હોય, જેવુ અનુમાન્યું હોય તેવુ મન અને વચન સામાનામા આપણા જેવા બોધને ઉપજાવવાને માટે વાણી બોલવામા આવે છે. આથી તે વાણી છેતરપીંડી કરનારી, ભ્રાન્તિ ઉપજાવનારી, કે સામાને સમજણ ન પડે એવી ન હોવી ઘટે વળી આ વાણી સર્વભૂતના

ઉપકાર માટે પ્રવર્તે છે, નહીં કે ભૂતના ઘાત માટે. આમ છતાંએ બોલાયેલી (સત્ય) વાણી જો પ્રાણીને પીડા ઉપજાવનારી જ થાય તો તે સત્ય ન હોય, પાપ જ હોય; તે પુણ્યના આભાસથી – પુણ્યની નકલથી, માણસ કષ્ટદાયી અંધકારને પામે. તેથી સર્વભૂતના હિતની પરીક્ષા કરી માનવ સત્ય બોલે."

ઉપલાં ભાષ્યનો યથાર્થ વિચાર કરતાં નીચેની વાતો તરી આવે છે. સત્ય એટલે જે પદાર્થ જેવો હોય, તે વિષે તેવું જ મન રાખવું અને તે ઉપર બોલવાનો પ્રસંગ આવ્યે તેવી જ વાણી કહેવી. એટલે કે સત્યના બે વિભાગ થયા. સત્ય ચિન્તન અને સત્યનું ઉચ્ચારણ. પદાર્થ ત્રણ છેઃ જગત, જીવ અને જગદીશ્વર. આ ત્રણે પદાર્થો જેવા મૂળ સ્વરૂપે છે તેવા જ તેમને ચિંતવવા; તેમાં આપણી કલ્પનાનું મિશ્રણ ન કરવું. તે પદાર્થો જેવા છે તેવું તેમને વિષે મનને કરવું એનું નામ સત્ય ચિન્તન છે. શાસ્ત્રમાત્રની શોધનો વિષય સત્ય છે એ આના ઉપરથી સ્પષ્ટ થશે. એ દૃષ્ટિએ જોતાં સત્યનો વિષય એટલો તો વિશાળ થઈ જાય છે કે જીવનના કોઈપણ ક્ષેત્રની એમાંથી બાદબાકી થતી નથી. વિચાર કરતાં જણાશે કે અહિંસા પણ એક મહાન સત્ય જ છે.

પણ સત્યનું ચિન્તન એતો અર્ધું સત્યનું પાલન થયું. ચિન્તન પછી સત્યનું વચન આવે છે. ભગવાન વ્યાસદેવ કહે છે કે જેવું જોયું હોય અને અનુમાન્યું હોય તેવું મન રાખી, વખત આવ્યે તેને તેવું જ કહેવું એટલે પૂરું સત્ય છે. એટલે કે પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણથી આપણને જે નિશ્ચય તે તે પદાર્થ વિષે થયો હોય; તે તે પદાર્થ વિષે આપણે તેને અનુસરતું જ બોલવું એનું નામ સત્ય વચન છે. જેની જેટલી દૃષ્ટિ વિકસે, જેને જેવું સત્યનું દર્શન થયું હોય તે તેવું ઉચ્ચરે. આ વિચારમાં એટલી તો ઉદારતા છે કે એ કોઈપણ માણસને પોતાને જેવું અને જેટલું સત્યદર્શન જે રીતે થયું હોય તેનો સ્વીકાર કરે છે. સત્યદર્શનની પણ, હૃદયની શુદ્ધિને અનુકૂળ, ભિન્ન ભિન્ન ભૂમિકાઓ હોય છે. અને આથી જ તો ભારત ભૂમિમાં જુદાં જુદાં અનેક દર્શન શાસ્ત્રો જન્મ્યાં છે અને દરેક પોષાયાં છે અને છતાં જેવું જેટલું, હૃદયશુદ્ધિની દૃષ્ટિએ મૂલ્ય થઈ શકે તે પ્રમાણે તેનાં મૂલ્યાંકન થયાં છે. ચાર્વાકનું દર્શન પણ સત્ય છે. પણ છેવટનું શંકરનું દર્શન જ પરમાર્થ સત્ય તરીકે સ્વીકારાયું છે. આ ઉદારતા આપણું અનોખું ભૂષણ છે.

સત્યચિન્તનની પછી સત્યનું ઉચ્ચારણ આવે છે. સામા માણસમાં આપણા જેવું જ જ્ઞાન ઉપજાવવા વાણી બોલવામાં આવે છે. આથી

બોલનારને પોતે જે વિષય ઉપર બોલવા માગતો હોય તેનું તલસ્પર્શી જ્ઞાન હોવું જોઈએ એમ ન હોય તો બોલનાર ઓછું, વત્તુ, અવળું કે અસ્પષ્ટ જ્ઞાન સામાનામા ઉપજાવે! અને એ તો પાપ છે આથી બોલનારે ખૂબ સાવધ રહી જેના ઉપર બોલવા ઈચ્છે તને લગતું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવુ રહ્યું આ ઉપરાંત બોલનારે બોલતી વખતે સામો છેતરાય કે સામાને ભ્રાન્તિ ઉપજે કે તેને સમજણ જ ન પડે એવી વાણી ન બોલવી જોઇએ કેમકે વાણી પરોપકાર માટે છે પરઘાત માટે નથી! છેતરપીંડી કરનારી, ભ્રાન્તિ ઉપજાવનારી કે વાઝણી વાણી પરઘાતી છે કોઇને યથાર્થ જ્ઞાન ન થાય તો તે હિંસા જ છે આથી સત્ય બોલવા ઈચ્છનારે પોતાની વાણીમા વચના, ભ્રાન્તિ કે વાઝીઆપણુ ન હોય તેની ખૂબ તકેદારી રાખવી જોઇએ એવી વાણી બોલવામા સરનાળે તો આત્મઘાત જ છે એ એણે સમજવુ જોઇએ અર્થાત્ સત્યવક્તાએ, સત્યની ભક્તિ, સ્પષ્ટદર્શન અને સરલતા, સૌને સમજણ પડે એવી વાણી બોલવાનો અભ્યાસ કરવો જોઈએ

વળી સત્યવાણી સામાને દુ ખ કરનારી ન હોવી જોઇએ કેમકે સત્ય અને અહિંસામા પણ અહિંસા સાધ્ય છે આથી સત્ય અને અહિંસાના બલાબલનોવિચાર કરી સત્યને પણ માણસે મોઢામા મીઠી રીતે-સ્હામાને સહજે દુભવ્યા શિવાય પ્રિય રીતે બોલવુ રહ્યું ઓછામા ઓછુ દુ ખ થાય એવી મોઢામા મીઠી વાણી કડવામા કડવુ સત્ય કહેતી વેળા વપરાય એના તરફ સાધકે તકેદારી રાખવાની છે યદ્યપિ પરમસત્યથી-માણસનુ કદી અહિત થતુ નથી છતા પરમસત્યનો પરમ ઉપાસક જ્યાસુધી માણસ ન બને ત્યા સુધી માણસને કઠોરવાણી બોલવાનો હક્ક નથી અને એવા થયા પછી તો તેનાથી કઠોરવાણી બોલાશે જ નહીં આમ ખૂબ ઉંડો વિચાર કરતા નર્યું સત્ય કહેવામા પણ કહેનારને સાભળનાર ઉપર આત્મીય શુદ્ધ પ્રેમ હોવો જોઇશે એ સમજાશે અને આથી જ ભગવાન વામદેવ સત્ય બોલો પણ પણ મધુર રીતે જ સત્ય કહો-સર્વભૂતનુ હિત વિચારી સત્ય કહો" એવુ વિધાન કહે છે આ સત્ય ચિન્તન અને સત્યોચ્ચારણનો ધર્મ અતિસૂક્ષ્મ છે કેવળ સત્યમય જીવન શિવાય એ ધર્મનુ પાલન થવુ મુશ્કેલ છે

ઉપલા સત્યમાથી જ અસ્તેય નામનુ વ્રત ફળે છે જેમ અહિંસામાથી સત્ય ફળે છે તેમ અહિંસા સુખની માતા છે અહિંસા શિવાય સાચુ સુખ નથી. અને અહિંસા ત્યારે જ સ્થિર થાય જ્યારે સત્યનું આચરણ થાય ઉપર કહ્યુ તેમ અહિંસા એ પણ એક પરમ સત્ય જ છે સત્યની વિચારણા

થઈ, તો એ વિચારણાનું ફળ શું? જગત જીવ અને પરમાત્મા એ સત્યમાં વિષયો થયા. એ ત્રણનો યથાર્થ વિચાર કરતાં સમજાશે કે આત્માને માટે જગત એ પારકું છે. પરમાત્મા તેનો પોતાનો છે. જે પોતાનું હોય તે માણસ રાખે, પારકું હોય તેને ત્યાગે. જગત, સત્યની દૃષ્ટિએ, પારકું થયું. સત્ય એને જગતનો ત્યાગ કરતાં શીખવે. એ જો પારકાં જગતને પોતાનું કહી સ્વીકારે તો પારકી વસ્તુ ને પોતાની ઠેરવનાર તો ચોર ગણાય! તો તે ચોર થાય! પણ સત્યચિન્તક ચોર હોય નહીં આથી સત્ય જ આચરણ દશાએ અસ્તેય બનીને ઉભું રહે છે. સત્યાચરણીને માટે આ દૃષ્ટિએ પોતાની બુદ્ધિથી માંડીને શરીર પણ પારકું-પ્રકૃતિનું હતું. તો તે બુદ્ધિથી માંડી શરીર સુધીની વસ્તુઓના ઉપર પણ લોલુપતા-મમતા ન રાખે તો પછી બહારની બીજી બધી ચીજોની તો વાત જ શી? આમ સત્યની આચરણ દશા એટલેજ અચોરી અને આ સત્યનું પાલન માણસને નિઃસ્પૃહ બનાવશે. આ નિઃસ્પૃહતા – જડચેતન કોઈપણ ચીજ માટે ઝખ મારવાની વૃત્તિનો અભાવ એટલે અસ્તેય = અચોરી.

તો પછી આપણને દેહ વગેરે પારકી ચીજો મળી છે તેનું શું? એનો એજ જવાબ કે જે આપણને મળ્યું છે, જેને આપણે ઉંધી સમજણને વશ થઈ પોતાનું ઠેરવ્યું છે, તેને સાચી સમજણ આવતાં, જેનું એ છે તેને તે આપી દેવું. એટલે કે આપણો દેહ, આપણું મન, આપણી મતિ, જગતની માલકીનાં છે. તો એના, ટ્રસ્ટી બનીને જગતના હિતમાં શરીરથી માંડી બુદ્ધિ સુધીના પદાર્થોને, વિના સ્વાર્થે ખરચી નાંખવા. અર્થાત્ અચોરીનું વ્રત માણસને યજ્ઞમય જીવન શીખવશે. બેભાનપણાને લઇને આત્માએ શરીર વગેરે મેળવ્યું. તે શરીર વગેરેને સભાન થતાં તેણે જગતની નિઃસ્વાર્થ સેવામાં ખરચી નાંખી કરેલાં પાપનું ઉદાત્ત પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આમ સત્યની આચરણ દશા અચોરીમાં અને અચોરી યજ્ઞમય જીવનમાં, નિઃસ્પૃહપણે જગત માટે જીવવામાં પરિણમે છે.

આમ વિચાર કરતાં જણાય છે કે અચોરી એ સત્યનો જ આચરણમાં અવતાર છે. સત્યે આપણને શીખવ્યું કે જે આપણું હોય તે રખાય. પારકું આપણાથી પોતીકું ન કરાય. જીવને માટે જગત એ પારકું છે. અને જગદીશ્વર પોતાનો છે. તો જગદીશ્વરને પોતાનો કરવો એટલે કે ભગવાનને લેવા, અને જગતને તજવું. જરાક ઉંડો વિચાર કરતાં જણાશે કે આ અચોરીના વ્રતમાંથી જ બ્રહ્મચર્યનું વ્રત નીકળી આવે છે. જગતને એટલે કે અંદરના અને બહારના પદાર્થોને પકડીને, બુદ્ધિદ્વારા આત્મા આગળ રજુ કરનાર

આપણી ઇન્દ્રિયો છે. એ ઇન્દ્રિયો પારકી ચીજોને લાવી• લાવીને આત્મા આગળ ધરે છે. અને આત્મા બેભાનપણાને લઈને, તે તે પદાર્થો ઉપર પોતાપણાની મ્હોર મારે છે. સત્ય વિચારે જણાવ્યું કે બહારના પદાર્થો પારકા છે. પારકી વસ્તુ લેવી એ ચોરી છે. સત્યજ્ઞીથી ચોર થવાય નહીં. આથી બહારના પદાર્થોને પુરુષ આગળ ઠાલવનાર ઇન્દ્રિયોના વ્યાપારને આપણે રોકવો જ જોઇએ. ઇન્દ્રિયો પ્રવર્તે તો આપણે ચોર થઈએ. આથી જો આપણે સત્યને જીવનમાં ઉતારવું હોય તો ઇન્દ્રિયોને સ્વાધીન રાખવીજ જોઈએ, અને તમામ ઇન્દ્રિયો ઉપર સયમ એટલે જ તો બ્રહ્મચર્ય છે. વળી પારકી વસ્તુને લેવામાં જેમ ચોરી છે તેમ પોતાની વસ્તુને લેવામા પુણ્ય છે જીવને માટે પરમાત્મા પોતાનો છે. તેને જ તેણે લેવો જોઇએ. એટલે કે પોતાનો કરવો જોઈએ. આ પરમાત્મા ખૂબ બારીક=સૂક્ષ્મ હોઇને ઇન્દ્રિયોથી પકડાતો નથી. પકડાતો નથી એટલું જ નહીં પણ ઇન્દ્રિયો ઉપર જ્યાંલગી પૂરો કાબુ આવતો નથી ત્યાંસુધી એ હૃદયમાં ફરકતોય નથી. એટલે કે ઇન્દ્રિયો પરમાત્માના ગ્રહણમાં આડખીલીરૂપ છે. તો પોતાનો જે પરમાત્મા તેને સ્વાધીન કરવાને માટે પણ ઇન્દ્રિયો ઉપર જય મેળવવો જોઇએ. આમ અચોરીની આચરણ દશાએ ઇન્દ્રિયસંયમ જ ફળે. અને એકીવખતે તમામ ઇન્દ્રિયો ઉપર સયમ એટલે જ બ્રહ્મચર્ય છે; આમ બ્રહ્મચર્યનો આ સૂક્ષ્મ અર્થ સમજાતા એનો સ્થૂલ અર્થ તો એની મેળે સમજાશે. અહિંસામાથી સત્ય, સત્યમાથી અસ્તેય અને અસ્તેયમાથી જ બ્રહ્મચર્ય ફળે છે. . .

આમ બ્રહ્મચર્ય એ સુખની શોધ કરનારને માટે અનિવાર્ય છે. એ બ્રહ્મચર્યમાથી જ અપરિગ્રહનું વ્રત ફળે છે. અપરિગ્રહ શબ્દમા ત્રણ મૂળ શબ્દો છેઃ અ+પરિ+ગ્રહ. ગ્રહ ધાતુ 'પકડવાના' અર્થમા છે અર્થાત્ ગ્રહ એટલે પકડ. પરિ એટલે ચોમેર અર્થાત્ પરિગ્રહ એટલે ચોમેરથી પકડ. જે, માણસને-જીવને ચોમેરથી પકડી રાખે-જકડી રાખે-બાધી રાખે, તે પરિગ્રહ. એક વખત જેની ચૂડમાં આવ્યા પછી છૂટવું મુશ્કેલ છે તે પરિગ્રહ. અપરિગ્રહ એટલે ચોમેરથી પકડમાં ન આવવું તે. એટલે કે પકડમાંથી મુક્તિ. હવે આ શબ્દાર્થ પછી વિચારવું રહ્યુ કે માણસને કોણ ચોમેરથી પકડી રાખે છે? કોણ હંમેશાં બાધી રાખે છે? વિચારક માણસને લાગશે કે જડચેતન પદાર્થો તેને ચોમેરથી પકડી રાખે છે. ચેતન પદાર્થોમાં, પત્ની, પુત્ર, પુત્રી, સગાંવહાલાં, મિત્ર વગેરેનો સમાવેશ થાય છે. જડ પદાર્થોમાં, ઘરબાર, માલ, મિલ્કત, વગેરે તમામ પદાર્થોનો સમાવેશ થાય છે, અને આ

બાધા જ તો માણસને આ દુનિયામા ચોમેરથી જકડી રાખે છે આ ઉપરાંત પણ માણસને તેના વિચારો—સંસ્કારો—વાસનાઓ જકડી રાખે છે આ જબરદસ્ત સાંકળથી જકડાયેલો અને ચગદાયેલો માણસ, બીચારો થાય છે. પાર્થિવ આકર્ષણોનો ગુલામ થાય છે, અને કળણમાં પડેલો જેમ જેમ તેમાંથી છૂટવા પ્રયત્ન કરે તેમ તેમ અંદર ને અંદર વધુ દટાયેલો રહે, તેમ જેમ જેમ આ પકડમાથી તે છૂટવા પ્રયત્ન કરે તેમ તેમ તે પકડ મજબૂત બનતી જાય ! લગ્નને માટે સંસ્કૃત સાહિત્યમા પરિગ્રહ શબ્દ વપરાય છે તે આજ હેતુથી લગ્ન એ સૌથી જબરી પકડ છે, કેમકે એ પકડમા પકડાયેલો પુરુષ પરિગ્રહની પરપંચ વધારતો જાય છે લગ્નોત્તર પ્રવૃત્તિ પ્રજામાં પરિણમે, અને તે બેહદ પરિગ્રહમા પરિણમે, કેમકે પછી તેને કુટુંબ લાગે, અને માની લીધેલાં કુટુંબના ભરણપોષણ માટે લાચારીએ પણ તેને મુવેલો સાપ પણ સંઘરવો પડે ! આ સંઘરવાની વૃત્તિ પછીથી એટલી મજબૂત બને કે તેમાથી એ પ્રયત્ને પણ ન છૂટે. આ સંઘરવાની વૃત્તિ એટલે જ પરિગ્રહ એ ચોરીનું જ ધનસ્વરૂપ છે અચોરી પદાર્થ માનમા નિસ્પૃહતા શીખવે છે અપરિગ્રહ વ્યવહારકાળમા કેવળ જરુરી પદાર્થોનો જાગૃતપણે કેવળ ઉપયોગ શીખવે છે. એટલે કે જીવનની જરુરી વાતથી એક પણ વસ્તુ વધારે રાખવી એ પાપ છે, એમ શીખવે છે જીવનયાત્રાના નિર્વાહને માટે અહિંસક માણસે—સત્યજીવી માણસે, પરિગ્રહના ઉપર સમજપૂર્વકનો કાપ મૂકયે જ છૂટકો બ્રહ્મચારી માટે કાયાના નિભાવ પૂરતો પરિગ્રહ જ હશે, અને તેટલો પરિગ્રહ રાખવો તો જન્મેલા માત્રનો ઈશ્વરદત્ત હક્ક છે ખાવાનું, પીવાનું, પહેરવાનું અને રહેવાનું એટલે કે અન્ન વસ્ત્ર અને વાસસ્થાન આટલો પરિગ્રહ શાસ્ત્ર=સત્યથી વિહિત થયેલો છે પ્રાણી માત્ર જો અપરિગ્રહી થાય, અચોર બને તો દુનીઆને પીડતી બેકારી મટે—રોગો મટે—દારિદ્ર ફીટે અને પરિણામે સુખશાન્તિ પ્રગટે કેવળ સત્યની દ્રષ્ટિએ તો શરીર વગેરેનો પરિગ્રહ પણ તજવા યોગ્ય છે. આ જન્મે દેહ વગેરે બેભાનપણાથી આપણે લીધા પણ આવતો જન્મ જ ન થાય એવો જ પ્રયત્ન કરવો જોઇએ કેમકે દેહાદિનો પરિગ્રહ એ તો સૌથી મુખ્ય છે આથી અપરિગ્રહી દેહાદિ ઉપરની મમતા પણ સત્યદર્શી હોય તો, ન રાખી શકે આમ છેવટના વિચારે તો અપરિગ્રહ એ મોક્ષ દશા છે, અને મોક્ષમા પરિપૂર્ણ અહિંસા છે આમ અહિંસામાથી જ સત્યાદિ પ્રકટે છે—વિકસે છે—ફળીત થાય છે

ઉપલી થઈ વ્રતોની મીમાંસા. પણ એ મીમાંસા હજી અપૂરી છે.

છે. એકલાં વ્રતો એ માણસને માટે આદર્શ નથી. મહાવ્રત એ માનવ માટે આદર્શ છે. જો સત્યનાં પૂરાં દર્શન કરવાં જ છે, આત્માને સમજવો જ છે, તો તેણે મહાવ્રતી થવું જોઈએ. તો મહાવ્રતી એટલે શું? મહાવ્રતો કયાં?

આ અહિંસા વગેરે જ જ્યારે બેહદ બને છે ત્યારે માણસ મહાવ્રતી બને છે, અર્થાત્ અહિંસા વગેરેનું આપણું આચરણ મર્યાદિત છે. પણ સત્યની દૃષ્ટિએ એ આચરણને મર્યાદા ન રાખવી જોઈએ. જેટલી મર્યાદા રાખીએ તેટલું અજ્ઞાન જીવતું રહે છે અને અજ્ઞાનને જો મારવું છે તો પછી અહિંસા વગેરેનું બેહદ આચરણ હોવું જોઈએ.

જાતિ દેશ કાળ અને સંકેતવિશેષ એજ અહિંસા વગેરેની મર્યાદા છે. જરા વધારે સ્પષ્ટ વિચારીએ. માણસનું મન અસત્યનિષ્ઠ અને સત્યથી વેગળું થાય તેથી કે પોતાની અશક્તિ હોય તેથી અહિંસાને મર્યાદિત કરે છે. તે વિચારે છે કે અહિંસા પાળવી તો જોઈએ. પણ પૂરી તે કેમ પળાય? હું બીજાં કોઈ પ્રાણીને ન મારું પણ ફક્ત એક માછલાને જ મારીશ, બસ. માછલાં શિવાયનાં બીજાં પ્રાણીને મારવા નહીં એવો એ નિયમ લે છે, કેમકે માછલું એનો ખોરાક છે. હું આત્મસંરક્ષણ ખાતર જ બીજાને માછલાંને મારીશ, નહીંતર નહીં મારું. અહિંસાને તેણે માછલાં પૂરતી -કે પોતાના આત્માની માની લીધેલી રક્ષા પૂરતી મર્યાદિત કરી. એના આ મર્યાદાકરણમાં સત્યને વફાદારી નથી. અજ્ઞાનની સાથે એને ઉંડો ઉંડો સહચાર છે. હિંસા એ જ્યારે અકૃત્ય જ કર્યું તો પછી તેનું રહેજ પણ પાલન એ અજ્ઞાન જ છે। આ થઈ જાતિ-અવચ્છિન્ન-કોઈએક પ્રાણી કે પોતાની જાતપૂરતી મર્યાદિત અહિંસા. મહાવ્રતી આવો ન હશે. તેજ મુજબ હું માછલાને મારીશ, પણ તે બંગાળમાં જ મારીશ. બીજે ક્યાંય ન મારું આ થઈ દેશમર્યાદિત અહિંસા. હું વારતહેવારે-પવિત્ર દિવસે મારા ખાણાને માટે જ કેવળ માછલીને જ બંગાળમાં જ મારીશ, બીજા કોઈ દિવસે ન હણું-આ થઈ કાળ મર્યાદિત અહિંસા. હું મારે ખાતર માછલીને ન મારું પણ મારે ઘેર કોઈ પરોણો આવે તો તેને ખાતર જ-માછલીને જ-બંગાળમાં જ-વારતહેવારે જ મારીશ. આ થઈ ખાસ શરતને લઈને મર્યાદિત અહિંસા. મહાવ્રતી થવા ઇચ્છનાર તો આત્મજ્ઞાનપૂર્વકની પ્રતિજ્ઞા લેશે કે હું કોઈને પણ, ક્યાંયે પણ, કદીપણ કોઈપણ કારણસર ન હણીશ આ છે જાતિ દેશકાળ કે શરતથી અમર્યાદિત અહિંસા. આવી અહિંસા જ મુમુક્ષુને માટે આદર્શ છે, આવી અહિંસાના જ થોડાવત્તાં પાલને મનુષ્યજાત ઉંચે ચઢે છે. આજ મુજબ સત્ય વગેરેમાં

પણ સમજવું. હું કોઇને ખાતર, ક્યાંયે, કદી, કોઈપણ કારણસર, અસત્ય ચિન્તન ન કરીશ કે ન બોલીશ; હું કોઈને પણ ખાતર, ક્યાંય, કદી, કોઈપણ કારણસર, ચોરી ન કરીશ; હું કોઈને ખાતર પણ, ક્યાંયે, કદી, કોઇપણ કારણસર, બ્રહ્મચર્ય ન તોડીશ; હું કોઈને પણ ખાતર, ક્યાંયે, કદી, કોઇપણ કારણસર, પરિગ્રહ ન કરીશ. આવી જે કોઈ અભ્રાન્ત, મહામહિમામય, ભવ્યતમ, માનવહૃદયની પરિસ્થિતિ હોય ત્યાં મહાવ્રતોનાં સંમેલન થાય છે, અને મહાવ્રતી જ જગતમાં વધુ છે. કામ, ક્રોધ, લોભ અને મોહની સાથેના જીવલેણ સંગ્રામમાંથી જે ઉગરે તે આવો મહાવ્રતી ચશે. આજના યુગમાં તો પ્રસિદ્ધ મહાવ્રતી એક જ નજરે આવે છે અને તે પેલો સેંગાવનો સંત. આવાં મહાવ્રતો જેના જીવનમાં સ્થિરભૂમિકાએ પહોંચ્યાં છે તે પુરુષ પ્રેમ અને દયાનો અવતાર છે–તે નિર્વૈરતાની લલિતમૂર્તિ છે, તે અમોઘવાક્ છે. તે સર્વ વિશ્વાસની ભૂમિ છે. તે વીર્ય–આત્મવીર્ય–મનોવીર્ય–શરીરવીર્યની મૂર્તિ છે. તે ચક્ષુદેહી પૂજ્ય, મુક્તિની જીવતી પ્રતિમા છે. સ્વયં પરમાત્મામાં આથી વધુ કશું નથી! તે સાક્ષાત્ પરમાત્માનું જ સ્વરૂપ છે. ભગવતી ગીતા આવા પુરુષને બનાવવા માટે–જન્માવવા માટે પ્રયત્નશીલ છે. પણ તે પહેલાં નિયમોની મીમાંસા કરી લઈએ. કેમકે ભગવતી ગીતા યમનિયમના ઉપર જ ગંભીરતમ ભાષ્યરૂપ છે.–

નિયમ શબ્દનો શબ્દાર્થ થાય છે "અવશ્ય કરવા યોગ્ય કર્મો." એટલે કે તે કર્મો કે જે કર્મો માણસે કરવાં જ રહ્યાં. જે કર્મોમાં અપવાદ નથી. બધાયે કર્યે જ છૂટકો એવાં કર્મો એટલે નિયમો. યમની માફક નિયમો પણ પાંચ છે. શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એટલાં પાંચ નિયમો છે.-આટલા પાંચ તો માણસમાત્રે આચરવા જ રહ્યા. તો એ પાંચેનું સ્વરૂપ વિચારવું ઘટે. આ પાંચે પણ અહિંસાની નિર્મળતા જ સાધે છે. એટલે કે જીવતાંજીવત પરમસુખની પ્રાપ્તિ માટે સાધનરૂપ છે. કેમકે અહિંસા એટલે પરમ સુખમયી અવસ્થા એ આપણે આગળ જોયું છે.

શૌચ એટલે અંદરની અને બહારની પવિત્રતા. અંદરની પવિત્રતામાં મનની-ચિત્તની શુદ્ધિનો સમાવેશ થાય છે. બહારની પવિત્રતામાં શરીરની શુદ્ધિનો સમાવેશ થાય છે. મનમાં રાગદ્વેષ વગેરે મુખ્ય મેલો અને ઈર્ષ્યા, અસૂયા વગેરે ગૌણ મેલો ધગધાલીને બેઠા છે. એ રાગદ્વેષ, ઇર્ષ્યા અસૂયા વગેરે મહામેલોને સાફ કરી નાંખવા, ધોઈ નાંખવા માટે મૈત્રી, કરુણા, વગેરે ભાવનાઓનું નિરન્તર ચિંતન કરવું એટલે અંદરની પવિત્રતા. જેમ જેમ માણસ મૈત્રી કરુણા વગેરે ભાવનાને જીવનમાં વણતો જાય છે

તેમ તેમ તેનું હૃદય નીતરું થતું જાય છે નીતરા હૃદયની આ નિશાની છે નીતરા માણસનું હૃદય શુદ્ધ હશે તેનું મન પ્રસન્ન હશે એકાગ્ર હશે, તેને ઇન્દ્રિયો ઉપર સ્વાભાવિક કાબુ હશે તે આત્મદર્શનની યોગ્યતા મેળવશે આ મન શુદ્ધિનો પ્રયોગ દીર્ઘકાળે સિદ્ધ થાય છે સત્સંગ સદ્વિચાર સત્શાસ્ત્રસેવન એના ઉપાય છે સૌથી મુખ્ય ઉપાય સત્સંગ છે

શારીરિક પવિત્રતામા શરીરની–વસ્ત્રની–વાતાવરણની અને વ્યવહારની શુદ્ધિનો સમાવેશ થાય છે પરમાત્મા જાતે એટલા બધા પવિત્ર છે કે તેમને મેળવવા ઇચ્છનારમા તેમને સ્હેજ પણ મેલ પસંદ નથી આથી સાધક શરીરે, વસ્ત્રે, વાતાવરણે અને વ્યવહારે અતિશય સ્વચ્છ હોવો જ જોઇએ સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને પ્રકારની સ્વચ્છતા તેણે સિદ્ધ કરવી જોઇએ એ સ્વચ્છતા પરિણામે તેને દેહાધ્યાસમાથી મુક્ત કરશે અને મેલા માનવોના સગથી મુક્ત કરશે જગતની મોટાભાગની મહામારીઓ, રોગો, દુખો એ અપવિત્રતાનો મહિમા ગાય છે અપવિત્રતા દુખમાત્રની માતા છે અહિંસા જે સુખની જનની છે તો અપવિત્રતા સાથે તેને જરા જેટલુ પણ સહીયારુ ન હોવું જોઇએ

(સતોષ) એટલે પ્રાપ્તમા મનની પ્રસન્નતા બહાદુર માણસ હમેશા સન્તોષી હશે કેમકે તે સમજતો હશે કે પ્રાપ્તિ માત્ર કર્માનુસારિણી જ હોય છે અને કર્મ જાતે કરેલા હોઇને તે કર્મના ફળ રૂપે જે કાંઈ મળે તેમા તેને સ્વપુરુષાર્થની જ મીઠી સુગધી લાગવી જોઇએ સતોષમા, કર્મના ફળને વિના ઝખમાર્યે ભોગવી લેવાની વૃત્તિ હોય છે સતોષ પ્રવૃત્તિનું વિરામચિન્હ નથી ફલભોગનું એ વિરામચિન્હ છે એટલે કે સત્યજ્ઞાનમાથી સતોષ જન્મે છે સત્યજ્ઞાનને સ્ફુરવામા એની સ્થિરતા છે વિરાગ એ સતોષનું જ બીજું નામ છે, અને વિરાગમા–સતોષમા જે સુખ છે તે રાગમ–અસતોષમા ક્યાથી હોય ? તત્ત્વજ્ઞાનીને માટે વિરાગ એ તો સ્વાભાવિક છે સર્વોત્તમ સુખ એ વિરાગસેવાનું ફળ છે આથી માણસ માત્રે સૃષ્ટિના નિયમરૂપ સતોષને સેવવો જોઇએ

(તપ) એટલે જાતિ દેશ કે આત્માની ઉન્નતિને માટે, સુખદુખ-ટાઢ તડકો વગેરે દ્વંદ્વોને સહન કરવાની સ્થિરવૃત્તિ. આ દ્વદ્વને પડકારવાની શક્તિ, શિવાય કે શરીર અને મનની સ્વચ્છતા—નીરોગિતા આવી શકતી નથી આથી તપમાં શરીર અને મનની નિરોગિતા જેનાથી પ્રાપ્ત થાય એવા તમામ ઉપાયોનો સમાવેશ થાય છે ભગવાને તપનું કરેલું વિવરણ–આજ અર્થનું સૂચક છે છટ્ઠા અધ્યાયમા અને સત્તરમા અધ્યાયમા ભગવાને તપનો

મહિમા સમજાવ્યો છે. કર્મમાત્રમાં યુક્તતા–એ તપનું રહસ્ય છે. "યુક્તાહાર૦" (ગીતા અ. ૬. શ્લોક ૧૭) તથા "દેવદ્વિજ૦" (ગીતા–અ. ૧૭ શ્લો. ૧૪–૧૭) એ તપના ઉપર–ત્રણેય પ્રકારના તપ ઉપર ભગવાનનું ભાષ્ય છે. આ ત્રિવિધ તપ, શરીર અને મનના મેલને ક્ષીણ કરે છે. અને ત્યારબાદ કાયા અને ઇન્દ્રિયોની શક્તિને અક્ષીણ બનાવે છે. શરીર જો ધર્મનું મુખ્ય સાધન છે તો તપ જીવનમા અનિવાર્ય છે.

એના પછી આવે છે સ્વાધ્યાય. સ્વાધ્યાય શબ્દમાં સ્વ + અધ્યાય એમ બે શબ્દો છે. સ્વ એટલે આત્મા અધ્યાય એટલે જ્ઞાન. આત્મા શબ્દ ત્રણ અર્થોનો વાચક છે. દેહ, મન અને ચેતન આત્મા. અર્થાત્ શરીર, મન અને ચેતન આત્માનું જે પુસ્તકદ્વારા શુદ્ધ જ્ઞાન થાય તેવાં પુસ્તકોનો નિયમિત, અર્થજ્ઞાનપૂર્વકનો, મૂળ ધ્યેયને અનુસરીને થતો અભ્યાસ એટલે સ્વાધ્યાય. સ્વાધ્યાયનો છેવટનો અર્થ આત્મા–ચેતન પુરુષનું જ્ઞાન આપનારાં, આધ્યાત્મિક–વેદ ઉપનિષદ્ ગીતા વગેરે શાસ્ત્રોનો દીર્ઘકાળ, નિરન્તર, શ્રદ્ધાભક્તિપૂર્વક અભ્યાસ એવો થાય છે. સ્વાધ્યાયનું પરિણામ ઇશ્વરના જ્ઞાનમાં આવવું જોઇએ. ઇશ્વરાભિમુખ બનાવીને શાસ્ત્રો પણ માણસની વિદાય લઈ લે છે. કેમકે ઇશ્વરના પ્રદેશમાં શાસ્ત્રો પણ માણસને લઈ જઈ શકતાં નથી. શાસ્ત્રો તો પથપ્રદર્શક–ભોમિયાઓ છે. જવાનું તો માણસે જાતે છે આથી રસ્તો બતાવીને શાસ્ત્રો ખસી જાય છે. આમ છેવટે ખસી જતાં શાસ્ત્રો, સત્યશોધકને ઇશ્વરનું નામ બતાવી–ઇશ્વરનું સૌથી પ્રિય–ટૂંકું–નામ બતાવી–નિવૃત્ત થાય છે. એ નામ છે 'ૐ'. આ નામના બળે ઇશ્વરના ધામમાં સાધક પ્રવેશે છે. આથી સ્વાધ્યાયમાં છેવટે ૐકારનો જપ આવીને ઉભે છે. સ્વાધ્યાય આમ છેવટનો રસ્તો બતાવનાર છે. એમાં ઋષિ–મહવાસ છે. જે પવિત્રતાની ગંગા છે. સ્વાધ્યાયમાં નિરન્તર સુસ્નાત માનવી તીર્થસ્વરૂપ છે. સ્વાધ્યાય સદા ધ્યેયને ઉજ્જ્વળનાર છે. ધ્યેયનો સ્મારક છે. એ અધ્યાત્મમાર્ગના પ્રવાસીને માટે જ્યોતિર્ધર છે. સ્વાધ્યાયની શક્તિ અમાપ અને અપરંપાર છે. સ્વાધ્યાય તો માણસને ઉત્સાહ–ધ્યેયનિષ્ઠા વગેરેમાં હમેશાં પ્રેરે છે.

સ્વાધ્યાયનિષ્ઠા માણસને ઇશ્વરપ્રણિધાન તરફ દોરે છે. ઇશ્વરપ્રણિધાન શબ્દ પણ વિચારવા યોગ્ય છે. ઇશ્વરપ્રણિધાન શબ્દના બે રીતે અર્થ થઈ શકે છે. ઇશ્વરનું પોતાનામાં પ્રણિધાન અગર તો ઇશ્વરમાં પોતાનું પ્રણિધાન. પ્રણિધાન એટલે સંન્યાસ–સારી પેઠે સમર્પણ–સારી પેઠે મૂકવું તે. ઇશ્વરને પોતાનામાં માણસ મૂકે એટલે કે પોતે ઇશ્વર છે એવું જાણે અને

તેમ વર્તે અર્થાત્ પહેલો અર્થ સ્વીકારીએ તો 'अहं ब्रह्मास्मि' "तत्त्वमसि" વગેરે મહાવાકયોનો અર્થ નીકળશે આ અર્થ જોકે છેવટની દશાએ સત્ય જ છે પણ સાધક અવસ્થામા 'હુ બ્રહ્મ છુ' એવુ માનવુ એ મહાન જોખમદારી છે જે પોતાને બ્રહ્મસ્વરૂપ માને તેણે પોતે બ્રહ્મના સમાનધર્મી થવુ પડે અને બ્રહ્મ તો જગતની ઉત્પત્તિ, સ્થિતિ લયનુ કારણ છે સર્વજ્ઞ છે, સર્વશક્તિ છે જ્યા સુધી દેહ છે ત્યા સુધી આ ધર્મોને સાધક પોતાનામાં પ્રત્યક્ષ ન બતાવી શકે કેમકે દેહને લીધે તે મર્યાદિત થાય છે આથી સિદ્ધાન્તશાએ યદ્યપિ 'અહ બ્રહ્માસ્મિ' એ એકજ સાચુ છે પણ વ્યવહારમા એની પરીક્ષા આપવી અશકય છે અને આથી જ ઈશ્વરમા પોતાનુ પ્રણિધાન–પોતાનો ન્યાસ–પોતાનું સમર્પણ–પોતાની સોપણી એ અર્થ સાધકને માટે વધારે ઉપયોગી છે જે માણસ પોતાનામા ઈશ્વરને મૂકે તેના કરતા જે માણસ પોતાને ઈશ્વરમા મૂકે તે ઈશ્વરને જલદી પ્રાપ્ત છે કેમકે તેવો પુરુષ ઈશ્વરનો છે ઈશ્વરને જાત સોપવી એટલેજ ઈશ્વરની પ્રેમભક્તિ, અર્થાત્ ઈશ્વરપ્રણિધાન એટલે ઈશ્વરની પરમપ્રેમમયી ભક્તિ પ્રેમ પોતાની ઉત્પત્તિ માટે કેટલીક અનિવાર્ય શરતો માગી લે છે જેને ચાહીએ તેના અસ્તિત્વ વિષે પ્રેમ નિઃશકતા માગે છે જેને ચાહીએ તે ચાહવા જેવો છે એવી ખાત્રી તે વાચે છે. જેને ચાહીએ તે જાતના કરતા પણ મેળવવા જેવો છે એવી પ્રતીતિની તે આશા રાખે છે જેને ચાહીએ તેને માટે ચદન માફક છેક ઘસાઈ જવાની તૈયારી પ્રેમને અપેક્ષિત છે. જેને ચાહીએ તેને વિષે પ્રેમ નિ સશય વિશેષ ઓળખાણુ પહેલેથી સ્વીકારી લે છે જો આપણે ઈશ્વરને ચાહવો જ હોય તો આ બધી શરતો ઈશ્વરપ્રેમ માગી લે છે અર્થાત્ ઈશ્વરની ભક્તિ, ઈશ્વરના અસ્તિ વિષે ખાત્રી માગે છે–તેજ ચાહવા જેવો છે તેવી ખાત્રી–તેને ખાતર ઘસાઈ જવાની તૈયારી–તેની વિશેષ ઓળખ માગી જ લે છે આમ ભક્તિ, શ્રદ્ધા–જ્ઞાન–વગેરેને માગી લે છે ઈશ્વરપ્રણિધાન આમ પરમ પ્રેમમયી અવસ્થા છે આત્મજ્ઞાન–આત્મસુખ મેળવવા ઇચ્છનાર વિચક્ષણ પુરુષ અહીં એટલુ સમજી લે કે સાધનમાત્રનું લક્ષ્ય એ ઈશ્વરપ્રણિધાન છે એ ન થાય ત્યા સુધી સાધના અધૂરી છે નરસિંહ મહેતાનું વાકય યાદ રાખવુ ઘટે કે 'જ્યા લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યા લગી સાધના સર્વ જૂઠી'. પરમપિતાની ભક્તિ એ સાધનમાત્રનુ ઉદ્‌ગમસ્થાન છે અને સાધનમાત્રના આચરણનું એ ફળ છે આ અનુભવગમ્ય વિષય છે એટલે લખાણથી પૂરો સમજાવી જ ન શકાય છતાં જેમને અહિંસાથી માંડી ઈશ્વર પ્રણિધાન સુધીના યમનિયમોની શાસ્ત્રીય મીમાંસા જોવી હોય તેમને હમારો "જીવન

દર્શન" નામનો ગ્રંથ જોવા વિનતી છે. વિશેષ વક્તવ્યનું કલેવર વધી જાય જાય એ ડરે અહીં તો ફક્ત ટૂંકમાં જ વિવેચન કર્યું છે.

આ યમનિયમોનું પાલન એટલે જ ધાર્મિક જીવન છે. વ્યક્તિ પાળે તો વ્યક્તિ સુખી થાય. સમાજ એનું પાલન કરે તો સમાજ સુખી થાય. માનવજાતિ જો એનું પાલન કરે તો આખી માનવજાતિ સાચું સુખ મેળવે.

યમનિયમોના પાલનથી માણસ આત્મનિષ્ઠ બને છે. તેના હૃદયમાં આત્માનું સ્વરૂપ, સદા સર્વદા સ્ફુરેલું રહે છે. એવો આદર્શ પુરુષ કેવો હોય? પ્રેમ, દયા, સત્ય, વિશ્વાસ, વીર્ય, અનાસક્તિ, પવિત્રતા, આરોગ્ય, સંતોષ, જ્ઞાન અને ભક્તિની તે જીવતી જાગતી પ્રતિમા હશે. માનવજીવનમાં જેટલા કલ્યાણ ગુણોની કલ્પના કરી શકાય તે તમામનો સમાવેશ સપરિવાર અહિંસાના પાલનમાં આવી જાય છે. એ બધાં મળીને આત્મજ્ઞાન આપે છે. આત્મજ્ઞાન ભક્તિને આપે છે. અને જીવતી ભક્તિ નિષ્કામ કર્મયોગનો મંત્ર શીખવે છે.

વળી આત્મનિષ્ઠામાંથી જન્મેલો વિશ્વપ્રેમ, કઠોર કર્તવ્યનિષ્ઠા માગી લે છે. મોહ સાથે સ્હેજે સંબંધ એને ખપતો નથી કેમકે આત્માને આત્મા જેટલો પ્યારો છે, આત્મકર્તવ્ય જેટલું વ્હાલું છે, નિર્મોહી નિર્ગુણ અને તે નિર્ગુણને અનુકૂલ પ્રવૃત્તિ જેટલી પ્રિય છે તેટલી માની લીધેલા સગાંવહાલાંઓ ઉપરની આસક્તિ પ્રિય નથી! આ બાજુ મોહ એટલો ચતુર છે કે તે દયાનો મહામધુર સ્વાંગ સજીને પણ આત્માને કર્તવ્યચલિત કરવાનો પ્રયત્ન કરે છે-માણસના હૃદયને એ આળું-અરધું-પોચું-નિર્બલ કરવાનો છેવટનો પાસો નાખી જુવે છે, અને એવા જ બારીક પ્રસંગે આત્માએ પોતાની સત્તા પ્રસ્થાપિત કરવા રહી હું આત્મા છું-અનાત્મા નથી એવી સાબીતી આપવી રહી. અર્જુનની આગળ આજ પ્રશ્ન ઉભો થયો હતો. મોહે તેની પજવણી શરૂ કરી અને આત્મદર્શન રૂંધ્યું. સગાંવહાલાંઓમાં રહેલી આસક્તિ, અતિશય આકર્ષક અને મોહક સ્વરૂપે આવીને પાડી થઇ! આત્મદર્શનમાંથી ઉદ્ભવતા નિર્મોહી નિર્ગુણ અને તેને અનુકૂલ પ્રવૃત્તિની તેને જરુર હતી. પરમાત્મા વિશ્વપ્રેમી હોવા છતાં જેમ ઉત્પત્તિ-સ્થિતિ-લયમાં નિર્મોહપણે પ્રવર્તે છે તેમ તેના પુત્ર-મનુષ્યે પણ વર્તવું રહ્યું. તોજ તેનું પુત્રપણું સાર્થક થાય. મોહને મચક આપે તો તે પરમાત્માને બેવફા થાય આત્મનિષ્ઠા ન મેળવી શકે. આત્મનિષ્ઠા મેળવવા માટે મોહ-અજ્ઞાન સાથે તેણે જીવલેણ યુદ્ધ કરવું જ પડે. અર્જુને કર્યું હતું. અર્જુન માત્રને કરવું જ પડશે.

આમ ગીતાજી વિશ્વપ્રેમ શીખવે છે પણ તે પ્રેમ કર્તવ્યમધુર પ્રેમ છે. આટલું એક વખત સમજાય પછી ગીતાજી જ્ઞાનપ્રધાન છે કે કર્મયોગપ્રધાન છે કે ભક્તિપ્રધાન છે એ ચૂંથણાં મટી જાય. ગીતા-ગાનને આચારમાં મૂકવા મથનારને સમજાશે કે જૂદી જૂદી ભૂમિકાએ એ ત્રણે = જ્ઞાન-ભક્તિ અને કર્મ જરૂરી છે. સૃષ્ટિ – અવસ્થામાં જેમ સત્ત્વ, રજ અને તમો ગુણનો પરસ્પર વિયોગ હોઈ શકતો જ નથી પણ સહયોગ જ હોય છે તેમ જ્ઞાન, ભક્તિ, યોગનો પરસ્પર વિયોગ હોઈ શકતો નથી. હમેશા પરસ્પર ઉપકારક સહયોગ જ હોય છે. જેમ વ્યક્તિમાત્રમા ત્રણ ગુણોનુ ન્યૂનાધિક્ય હોય છે એટલે કે કોઈનામાં સત્વ, તો કોઈનામાં રજ, તો કોઈનામાં તમોગુણ વધારે હોય પણ સાથે સાથે બીજા બે પણ હોય જ છે તેમ કોઈ જ્ઞાનપ્રધાન, તો કોઈ કર્મપ્રધાન, તો કોઈ ભક્તિપ્રધાન હોય; પણ તેનામાં બીજા બે પણ હોય છેજ. આમ ગીતાજીને તાણવામાં વિવેક ઓછો છે. આચારદશાએ એ વિરોધ ટળી જાય છે. અને ગીતા તો આચારની સંહિતા છે.

ગીતાજીને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરનારને સમજાશે કે ગીતાજી, આત્મજ્ઞાનમાંથી જન્મતી ભક્તિપૂર્વકનો નિષ્કામ કર્મયોગ શીખવે છે. આત્મનિષ્ઠાનું એ અનિવાર્ય પરિણામ છે. આત્મજ્ઞાનીમાં ભક્તિ – પ્રેમ હશેજ. અને પ્રેમી નિષ્ક્રિય રહી જ ન શકે. જીવતો પ્રેમ, પ્રેમપાત્રને માટે, નિઃસ્વાર્થ કર્મ માગી જ લે છે, જ્યાં સાચું જ્ઞાન છે ત્યાં પ્રેમ છે અને પ્રેમ છે ત્યાં જીવતું કર્મ હશે જ. નિષ્ક્રિય પ્રેમ સમજાવી શકાય એવો નથી. અર્થાત્ આત્મ સ્વરૂપ જગતને માટે, પ્રેમથી, ચન્દન માફક સુગન્ધી પ્રસરાવતા ઘસાઈ જવું, શેરડીની માફક મીઠો રસ આપતાં આપતાં પીલાઈ જવુ, સોનાની માફક શુદ્ધિની પરીક્ષા આપતાં તવાઇ જવુ એજ જીવનનો મહામન્ત્ર છે, અર્થાત્ યજ્ઞમય જીવન ગીતાજીનો ન ભુલાય એવો સ્પષ્ટ ધ્વનિ છે.

યમનિયમોનુ પણ આજ પરિણામ છે. આ રહસ્યને જે જીવનમાં ઉતારી જાણે તેને "तत्त्वमसि" મહાવાક્યનો અનુભવ થશે. ગીતાજી માણસને જે આપે છે તે આજ. તે કહે છે કે જીવે જો શિવ થવું હોય તો શિવ જેવો છે તેવો જીવે થવું રહ્યું. શિવ સ્વયં યજ્ઞમય છે, વ્રતમય છે, મહાવ્રતી છે. ગીતાજી કહે છેઃ "હે જીવ! તું પણ તેવો થા." અને ગીતાજીના શ્લોકે શ્લોકે આ જીવનમંત્ર સ્ફુરે છે.

આ વિચારસરણીએ જોતાં ગીતાજી સાધન ગ્રંથ છે એમ સિદ્ધ થશે. એ સાધનોનુ આચરણ, અવિદ્યા–અસ્મિતા – રાગ – દ્વેષ – અભિનિવેશને

ઓગાળી નાંખશે. વિદ્યા, વિવેક, વિરાગ, પ્રેમ, નિર્ભયતાને જન્માવશે. શુભ, અશુભ અને શુભાશુભકર્મને વાંઝીઆ કરશે. જન્મ, મરણ, ભોગને અટકાવશે, વાસનાને મારશે આમ જ્યારે પુરુષાર્થી જીવ ક્લેશ, કર્મ, વિપાક અને વાસનાથી પર થશે ત્યારે તેને પોતાની પરમપુરુષતાની ઝાંખી થશે. પોતાની શિવતાનો અનુભવ થશે, આત્માને પોતાના પરમાત્માપણાનો ખ્યાલ આવશે, પોતે અને આખુ જગત સચ્ચિદાનન્દ પરમાત્માસ્વરૂપ છે ' એવો અબાધિત અનુભવ થશે, અને ત્યારે જ ગીતામાતાની પરમ રમણીયતા– પરમ મહત્તા- પરમ પ્રભાવ–પરમ ઉપકારિતા તેને સમજાશે ભગવતી ગીતા એ પરમપિતાનું, જીવજાતના ઉદ્ધાર માટે, પરમ ગાન છે એ સમજાશે, ભગવતી ગીતા, સાધકને – પોતાને શરણે આવેલાને, મહાવ્રતી બનાવે છે, અને મહાવ્રતી બનવું – મહાવ્રતી થવા તનતોડ પ્રયત્ન કરવામાં જ પરમપિતાની મહાન્ ભક્તિ છે. એમાં જ પરમ પુરુષાર્થ છે. મહાવ્રતી બન્યા પછી તે મહાભાગ માનવનું જીવન – હૃદય કેવું હશે તે તો તે અને તેના હૃદયમાં રહેલ પરમાત્મા જ જાણે! પરમપિતા સૌને એ પરમભાગ્યમયી અવસ્થા આપો.

આમ ગીતાજી જીવમાત્રને બુદ્ધ, ક્રાઈસ્ટ, મહાવીર, શંકર, મહમુદ, ગાંધી, દધીચિ, શિબિ, પ્રહ્લાદ, ધ્રુવ, હરિશ્ચંદ્ર કે યુધિષ્ઠિર બનાવે છે. સૌમાં રહેલા રામને કૃષ્ણ ખેંચી બહાર કાઢે છે અને પરમપિતા કૃષ્ણચન્દ્રનો એ મહિમા – એ અપાર દયા – એ મહામહિમ વત્સલતા – એ અસીમ, અગાધ, નિત્યનૂતન, વાઙ્મયી મૂર્તિ, એટલે ગીતાજી.

પરમપિતાના હૃદયમાંથી ઉદ્ભવેલી એ ગીતા – ગંગાના નીરમાં – પવિત્રતમ નીરમાં સૌ સુસ્નાત થાઓ! સૌની હૃદયભૂમિ એ નીરના સિંચનથી ફળીફુલ બની – નન્દનવન સમી બનો એટલું પ્રાર્થી પૂ. વૈદિક મુનિજીના આશીર્વચનથી આ વિશેષ વક્તવ્યની ઇતિ કરીએ કે—

पठन्तु साधवः सर्वे पठन्तु गृहमेधिनः ॥
पठन्तु व्रतिनः सर्वे, भवन्तु कर्मयोगिनः ॥ १ ॥

—: हरिः ॐ तत्सत् :—

શીતલા માતા શેરી,
વલસાડ.
મહાશિવરાત્રિ, '૯૮
તા. ૧૩-૨-૪૨

નલિન મ. ભટ્ટ

ॐ

## પૂજ્યપાદ મહાત્મા શ્રી હરિપ્રસાદ વૈદિક મુનિજીનું

# જીવનચરિત્ર

॥ भवो हि लोकाभ्युदयाय तादृशाम् ॥

૧

**મોક્ષ** મનુષ્ય જીવનનું ધ્યેય છે ધ્યેયની પ્રાપ્તિ, હૃદયની અખંડ એકાગ્રતામા છે એકાગ્રતા સિદ્ધ કરવાના મહર્ષિ પતજલિએ યોગશાસ્ત્રમા અનેક ઉપાયો બતાવ્યા છે તેમાનો એક "वीतरागविषय वा चित्तम्" (યોગ૦ સૂ. ૧-૩૭) આ સૂત્રનો અર્થ આવો થાય છે-જેણે પોતાના હૃદયની એકાગ્રતા સાધવી હોય તેણે પોતાના હૃદયને વીતરાગ પુરુષ॥ ચિન્તનમા યોજવુ, અર્થાત્ વીતરાગ પુરુષના જીવનનું તેણે વારવાર હૃદયથી ભાવન કરવુ.

મહાત્માઓના જીવનવૃત્તનો શા માટે અભ્યાસ કરવો જોઇએ એનો ખુલાસો મહર્ષિ પતજલિએ ઉપલા સૂત્રમા આપ્યો છે મહાપુરુષોના જીવન ચરિત્રો દરેક કોટિના સાધકને માટે ઉપયોગી નીવડે છે પ્રત્યેક મહાપુરુષ વીતરાગી હોય છે-હોવો જોઇએ જીવનમા વીતરાગીપણું સિદ્ધ કરવુ એ જ મહાત્માઓની ભવ્યતા છે સૌને માટે એવાઓની જીવની માર્ગદર્શક હોય છે ઉત્સાહ, પ્રયત્નની સતતા, આશા, અને આત્મવીર્ય પ્રાપ્ત કરવાનો એ જ અમૂલ્ય છતાં મહામૂલ્ય ઉપાય છે મહાત્માઓ બીજુ કશુ કરતા 'નથી' પોતાના સહવાસમા આવનારને પોતાના જેવો કરી મૂકવાનું તેમનું જીવનવ્રત હોય છે સર્વત્ર સતતાનો ચેપ લગાડવો એ એમની જીવન-દીક્ષા હોય છે

મહાપુરુષોના પ્રત્યક્ષ સહવાસ જેવુ તો બીજુ કશુ રુડુ હોય જ નહી પણ એમનો સહવાસ મળવો દોહ્યલો છે માણસ જાતના મોટા ભાગને તો તેવાઓનો પરોક્ષ સહવાસ જ કેળવવો પડે છે આ પરોક્ષ સહવાસ એટલે તેમના જીવનચરિત્રોનો અભ્યાસ, આવો સહવાસ પણ ઓછો ઉપકારક નથી

મનનો એક સ્વભાવ છે જેના રગે એને રગો તેવા રગે એ રગાવાનું અને તેવુ જ એ જાતને અને જગતને બતાવવાનું અલ્પાત્માના રગે એને રગો તો એ અલ્પાત્મા બનાવે મહાત્માના રગે રગો તો મહાત્મા બનાવે પરતુ અલ્પાત્મા બનવામા શાન્તિ નથી-આરામ નથી હૃદયનું સમાધાન નથી આથી પ્રત્યેક જીવને કોઇક દિવસ પણ મહાત્મા બન્યે જ છૂટકો છે.

કેમકે એ એનો અસલી સ્વભાવ છે. મહાત્માના સંગથી જીવનો આ અસલી સ્વભાવ પ્રકટ થાય છે. આ અસલી સ્વભાવ પ્રકટ થતાં હૃદયમાં સમાધાનમય સમૃદ્ધ અને પ્રસન્ન-શાન્તિ સ્ફુરે છે.

તો મહાત્મા કોણ? મહાત્મા શબ્દના, શબ્દાર્થમાં જ એનો ઉત્તર છે. મહા એટલે મોટું; આત્મા એટલે સ્વરૂપ; અર્થાત્ જેનું સ્વરૂપ મોટું તે મહાત્મા. પ્રશ્ન થાય છે કે સ્વરૂપની મોટાઈ એટલે શું? મોટું એટલે અસંકુચિત-અમર્યાદિત. અર્થાત્ જેની બરોબરી કોઈ ન કરી શકે કે જેનાથી કોઈ મોટું ન હોઈ શકે તે અર્થાત્ જેણે પોતાના સ્વરૂપને અમર્યાદિત અનુભવ્યું છે. પોતાના દેહ પૂરતો જ આત્મા છે એમ નહીં પણ જડચેતન સર્વત્ર હું જ તે તે સ્વરૂપે વર્તમાન છું. એવું આત્માનું સર્વવ્યાપી એકપણું જેણે અનુભવ્યું છે તે મહાત્મા. શુદ્ધ અર્થમાં આવા મહાત્મા પરમાત્મા જ હોઈ શકે. પરંતુ કેટલાક જીવાત્માઓ એવા હોય છે કે જેઓ મહાત્મા શબ્દના આ આદર્શ અર્થની લગભગ નજીક હોય છે. આવા ભવ્ય આત્માઓ આપણે માટે પ્રત્યક્ષ, દેહધારી ઈશ્વર છે.

મહાત્મા શબ્દનો આ અર્થ સ્વીકારતાં એમાંથી બીજા અનેક ધ્વનિઓ નીકળે છે. મહાત્માઓના જીવનચરિત્રો જ એમાંથી ફળે છે. મોટો આત્મા એટલે કે સર્વભૂતોમાં વ્યાપક આત્મા. જેણે સર્વમાં પોતાનું જ સ્વરૂપ અનુભવ્યું છે તે મહાત્મા. આનો અર્થ એ થયો કે જેમ જાત ઉપર જાત હોવાથી જાતની ગાઢ પ્રીતિ હોય છે તેમ જ સૌમાં પોતાની જાત જ વ્યાપેલી હોવાથી સૌના ઉપર ગાઢ સ્વાભાવિક પ્રીતિ હોવી એ મહાત્માનું સહજ લક્ષણ છે. કોઈને ન ચાહવું એ એનાથી બની જ ન શકે.

આ સ્વાભાવિક ગાઢ આત્મપ્રીતિમાંથી તેવા પુરુષનું વર્તન ફળે છે. તે સૌનો મિત્ર હશે. સૌના ઉપર તેને કરુણા હશે. બસ, વિશ્વવ્યાપી પ્રેમ કરુણા અને મિત્રતા એ મહાત્માનાં ચિન્હો છે.

આવું મહાત્માપણું દેહ-ઈન્દ્રિયો મન, બુદ્ધિ, કે પ્રકૃતિ ઉપર મમતા હોય-રાગ હોય ત્યાં સુધી સિદ્ધ થતું નથી; કેમકે રાગ આત્માની સત્તાને સંકુચિત કરે છે. રાગ આત્માની સર્વવ્યાપક સત્તાને દેહમાત્રમાં રૂંધાયેલી બતાવે છે. પરિણામે જીવનમાં તે સ્વાર્થમયતાને સ્વાભાવિક કરી દે છે. અને સ્વાર્થી હોય તે મહાત્મા હોય નહીં. વંધ્યા પુત્રવતી ન હોય, અર્થાત્ મહાત્મા વીતરાગી હોય, વીતરાગીનો આજ અર્થ થાય છે. જેને આત્માની હદ સમજાયુને લઈ ને કેવળ આત્મા ઉપરજ પ્રીતિ છે અને તેથી

આત્માથી ભિન્ન અનાત્મા ઉપર જેને સ્હેજે વળગણ નથી, વ્હાલ નથી જેના ઉપર દેહ વગેરે અનાત્માની જરાએ હકુમત ચાલતી નથી દેહાદિના વિચારો જેને પજવતા નથી, ગર્ક બનાવતા નથી, કૃપણ કરતા નથી, મ્હાત કરતા નથી, એવા દૃઢ આત્માનુભવમાંથી જન્મતા અપ્રતિમ-પ્રચંડ અધ્યાત્મવીર્યવાળો પુરુષ વીતરાગી છે આ વીતરાગીપણામાં કોઇનોયે તિરસ્કાર નથી, ઘૃણા નથી, અપ્રીતિ નથી પણ ઉલટુ સૌના ઉપર સદ્ભાવ આત્મીયપ્રેમ અને મહાનુભૂતિ હોય છે આથી વીતરાગી પુરુષ સ્વભાવે કાઇ-નુ' મિત્ર જ કે નિન્દક ન હોય વીતરાગીપણુ તો શુદ્ધ સમજની છેવટની હદ છે આથી વીતરાગી સર્વભૂત-હિતરત હોય

આ વિચારસરણીએ જોતા વીતરાગી મહાત્મા પુરુષોમા અહિંસાથી માંડીને ઈશ્વરપ્રણિધાન સુધીના યમનિયમોની સ્થિરભૂમિકા જોવામા આવશે એ દસ યમનિયમો જેના જીવનમા અવતરે તે પુરુષ મહાત્મા છે કેમકે એ દમનો જેનામા જેટલો વિકાસ અને સ્થિરતા તેટલો તેનામાં આત્મપ્રકાશ એ દમમાથી ફળતી ગુણસંપત્તિ આત્માની ગુણસંપત્તિ છે, અને એમની પ્રાપ્તિમા જ ચિરશાન્તિ છે એ સંપત્તિશીલ પુરુષ વંદ્ય છે, તેનુ જીવન આલેખનીય છે, પઠનીય છે, અભ્યસનીય છે અનુકરણીય છે દુનિયાના કોઈપણ શાસ્ત્રને-કોઈપણ ચિન્તકને કે કોઈપણ દાર્શનિકને આથી આગળ વધીને કશુ કહેવાનુ નથી જે સમાજમા આવા પુરુષોની બહુલતા તે સમાજ જગતમા સર્વોચ્ચ અને સર્વોદયવાળો જાણવો તે જ સમાજ સભ્યતા અને સસ્કૃતિની દ્રષ્ટિએ જ જગદ્ગુરુ હોય છે

આવા એક ભવ્યાત્માના જીવનનો આછો પરિચય આપીએ તે પહેલાં કેટલીક જરુરી વિગતોનો ઉલ્લેખ અસ્થાને ન ગણાશે

૨

આપણા દેશનું સદ્ભાગ્ય હો વા દુર્ભાગ્ય પણ, એક વાત નિર્વિવાદ છે કે આપણી પાસે આપણા મહાપુરુષોના જીવનવૃત્તોનો સુરેખ અને વિગતવાર ઇતિહાસ નથી પોતાને લગતો એક શબ્દ પણ ન ઉચ્ચારવો એવો પ્રાચીનોનો લગભગ નિયમ હતો જે વિભૂતિઓને લઈને આપણું વિશ્વની સંસ્કૃતિ અને સભ્યતામા સ્થાન છે, ગૌરવ છે, પ્રતિષ્ઠા છે, તેમના જીવનવૃત્તોના ઇતિહાસનો વિગતવાર અભાવ આપણને મૂંઝવે છે. બહિરંગ કે અંતરંગ સાધનો ઉપરથી તેમની જીવનરેખા આપણને દોરી લેવી પડે છે

તર્કો દોડાવવા પડે છે, અનુમાનોની પરંપરા ખેંચવી પડે છે. અને આ બધાને અંતે પણ નિઃશંકપણે આપણે કશું વિધાન કરી શકતા નથી! આમ સર્વ ભક્ષી ભૂતકાળના ચરોમાં આપણા મહાપુરુષોનાં જીવનવૃત્તો લપાઈ ગયેલાં છે! આ કારણસર તેમને લગતું આપણને જે કાંઈ થોડું ઘણું જાણવાનું મળે છે તે ઘણે ભાગે ઓછું સાચું, વધારે અચોક્કસ, અત્યુક્તિ વા અલ્પોક્તિથી વીંધાયેલું, દૈવી વિગતોથી ભરપૂર, ચમત્કારોથી પરિપૂર્ણ અને સરવાળે ઓછું માનવીય હોય છે. આપણા જેવા જ માનવો, પણ પુરુષાર્થ અને પ્રભુકૃપાથી, આત્મસંપત્તિના પ્રકર્ષથી, માનવજીવન જીવવા જેવું છે, આનન્દમય છે, સમૃદ્ધ છે એવું જેમણે જાતના દૃષ્ટાન્તથી બતાવ્યું છે તેમનાં જીવનચરિત્રો જ્યારે વાચીએ છીએ ત્યારે આપણને એવો મનોભાવ થવા સંભવ છે કે એ બધા તો દૈવી પુરુષો—એમની વાતો તો જૂદી, આપણે પામર—આપણાથી એમના જેવું થવાય?—આવી નિરાશાજનક—પ્રયત્નમંદતા જન્માવનાર, આત્મવચના ઉપજાવનાર—આત્મદ્રોહી ભાવના ઉપજે છે. પરિણામે મહાપુરુષોના જીવનચરિત્રથી આપણામાં આદર્શપ્રાપ્તિ માટે જે ઉત્સાહ જન્મવો ઘટે જે ધ્યેયનિષ્ઠાપ્રીતિ જન્મવી ઘટે, મુશ્કેલીઓને હસી કાઢી મરદાનગીથી તેમનો સામનો કરવાનું આત્મવીર્ય જન્મવું ઘટે, તે થતું નથી. આપણે માંદા મનથી તેમની પાસેથી પાછા આવીએ છીએ. અને "પુનઃ દરિદ્રી પુનરેવ પાપી"નો અભ્યાસ કરીએ છીએ. આ હીન મનોદશા માટે અસત્ય કે અર્ધ-સત્ય, ચમત્કારી કે દૈવી, અત્યુક્તિ કે અલ્પોક્તિથી ભરેલાં જીવનચરિત્રો પણ ઓછાં જવાબદાર નથી. આ છે આપણું દુર્ભાગ્ય.

પણ એમાં આપણું સૌભાગ્ય પણ છે. આપણા જીવનાચાર્યોએ આવો કડક નિયમ—જાતને લગતું કાષ્ઠમૌન કેમ વિહિત કર્યું હશે એ વિચારણીય છે. વિચારથી એની પાછળ રહેલી મનોદશા સ્પષ્ટ થાય છે. જીવનને લગતો ભારતીય આદર્શ જો સ્પષ્ટપણે સમજાય તો આ પ્રશ્નનો ઉકેલ આવી જાય. વ્યક્તિએ પોતાની જાતને સમષ્ટિમાં ઓગાળી નાંખવાની છે. પોતાના પૃથક્ અસ્તિત્વનું ભાન ભૂલી જવાનું છે. વ્યક્તિગત આત્મભાવને તેણે સર્વાત્મભાવમાં ડૂબાડી દેવાનો છે. અને 'અહં'નો જ્યાંસુધી પૂરેપૂરો દેશનિકાલ ન થાય ત્યાંસુધી આ સર્વભૂતાત્મભાવની પ્રતિષ્ઠા ન નીપજે. 'અહં'ની હંમેશને માટે વિસ્મૃતિ એ આપણો આદર્શ છે. આ આદર્શની સાધનામાં છિદ્ર પડે, જો 'અહં'ની કોઈપણ રીતે ઉપાસના કરવામાં આવે તો. આથી જ આપણા પૂર્વજો પોતાને લગતો એક શબ્દ ઉચ્ચારવામાં હીનતા અને આદર્શભ્રષ્ટતા માનતા. ઉક્ત

ઉડે પણ એમાં આત્મશ્લાઘાનું કાયરપાપ, માનિતાનો એેઠો ભાવ, તથા વિષમદ્રષ્ટિનું આત્મદ્રોહી ભાન છૂપાયેલું છે. આત્મશ્લાઘા, માનિતા, અને વિષમદર્શન એ અનાત્મભાવના પ્રતીકો છે. આદર્શની પ્રાપ્તિ માટે જેણે જીવનને ઘસી નાખ્યું હોય અને તેની અંતિમ અગ્નિપરીક્ષામાથી પસાર થતો હોય તે જાતને વિષે મૌન પાળે એમાં નવાઈ નથી, એ ધ્યેયને અનુકૂળ છે.

વળી જે જગતમાં સર્વજ્ઞ, સર્વશક્તિ, સર્વવ્યાપી, પરમપિતાનો સદા વાસ છે તે જગતમાં મહાત્માઓનો મહાત્મા પણ ક્ષુદ્રાત્મા જ છે. તો પોતાના યુગના માનવોમાં કદાચ કોઈ ગુણવિકાસ સાધી સૌથી શ્રેષ્ઠ થાય અને એ રૂડું છે—પણ તેના હૃદયમાં સદોદિત ભાન હોય છે કે હું પરમ પિતાની તુલનાએ તો ક્ષુદ્રતમ છું. મારે મારે લગતો બડબડાટ શો ? પોતાને વિષે મહત્તાનું ભાન એ જ ક્ષુદ્રતા છે. આથી વિનય–નમ્રતાની ઉત્કટની કોટિએ પહોંચેલ પુરુષ પોતાને વિષે અતૂટ મૌન પાળે, અહંને પ્રસ્થાપિત ન કરે, અંતે વિષમતાનો પ્રચાર કરવામા સાધનરૂપ ન બને એ યોગ્ય છે. આ આદર્શને અનુસરીને આપણા પૂર્વાચાર્યોએ નિયમ કર્યો હશે કે મહાપુરુષે પોતાને લગતું કશુ ન ઉચ્ચારવું એટલું જ નહીં પણ સંન્યાસીને તો તેના પૂર્વાશ્રમ વિષે પૂછવુ પણ નહીં એવું વિધાન કર્યું છે. એમા મનોદશા એ છે કે એક આત્મા જાતને ભૂલવા મથતો હોય તેને પોતાને વિષે વારંવાર યાદ અપાવી સંસારના કલુષિત વાતાવરણમા પાછો ખેંચી લાવવો એ અત્યાચાર છે. ઊર્ધ્વગતિ કરતા આત્માને તો બધાયે સહાય કરવી ઘટે. અને સહાય તે એ કે તેવાને તેના પૂર્વ જીવનના સંસ્કારોને ઉભરાવવાની તક ન આપવી.

વળી જે સાચે જ મહાપુરુષ છે તેની મહત્તા સ્વયં સર્વત્ર ફેલાય છે. કસ્તૂરીને પોતાની સુગંધી ફેલાવવા સોગંદ નથી લેવા પડતા. આથી ધ્યેયનિષ્ઠ પુરુષ પોતાને વિષે ભલે કશું ન કહે પણ તેનુ આચરણ જ હજારો જીભનુ કાર્ય કરે છે. આથી આદર્શની દ્રષ્ટિએ આપણને આપણા મહાપુરુષોના જીવનવૃત્તો વિષે માહિતી ન હોય તો તેથી મુંઝાવાની જરૂર નથી. તેમણે કરેલા કાર્યોદ્વારા તેઓ માનવ જાતને હમેશા દોરે છે, અને પરમાત્મા સ્વયં તેવાની કીર્તિને ચોમેર ફેલાવવાનું વ્રત લે છે. જે મહાપુરુષનુ જીવનચરિત્ર આપવાનો અહીં પ્રયત્ન કર્યો છે તેમની બાબતમા પણ અપવાદ નથી.

## ૩

આ તકે આ જીવનચરિત્ર લખવાની સામગ્રીઓ કેવી રીતે મળી તેનો ઉલ્લેખ અસ્થાને નહીં થાય. ગુરુજી પાસે રોજ ભણવા જવાનો અમારો કાર્યક્રમ. રોજ મનમાં તરંગ ઊઠે કે આજે તો હિંમત ભેગી કરી, ગુરુજીને તેમના જીવનનો વૃત્તાન્ત પૂછું, પણ રોજ એક જ અનુભવ થાય. ગુરુજીની પાસે જતા જ હિંમત પીગળી જતી, અને કશુંએ એ પરત્વે પૂછવામાં એક પ્રકારનો રમ્ય, અવર્ણ્ય, સંકોચ થતો. જ્યારે એમ ચોક્કસ જ લાગ્યું કે એમને સ્વય કાંઈ પણ પૂછી શકાવાનું જ નહીં ત્યારે એક બીજી યુક્તિ કરી. અમારી સાથે ભણવા આવવામાં વલસાડના એક અગ્રણી સજ્જન ગૃહસ્થ શ્રી. ત્રિભુવનદાસ શ્રોફ હતા. એઓ ગુરુજીના સમાન વયસ્ક. બન્ને વૃદ્ધોને ખૂબ બને. શ્રોફ મહાશય એમને નીરાંતે કોઈ પણ પ્રશ્ન પૂછી શકતા અને ગુરુજી તેનો યથાર્થ જવાબ વાળતા. અમારે પણ શ્રોફ મહોદય સાથે ગાઢો સંબંધ, અને બોલવાની પૂરી છૂટ. તેમનો પીછો પકડયો અને કહ્યું કે "કાકા! ગમે તે થાય, પણ આપ ગુરુજીને તેમનું જીવનવૃત્તાન્ત પૂછો. કાંઈનું કાંઈ જાણવાનું મળશે." કાકા કહે "સારું. અવસરે પૂછીશ." આમ કરતાં દિવસો વીત્યા. અને એક દિવસ સુયોગ સાંપડયો. ભામતી ગ્રંથ ચાલતો હતો. પાઠ પૂરો થયો, અને બન્ને વૃદ્ધો કાંઈ વાતે વળગ્યા. મને લાગ્યું કે બન્ને જ આજે ગેલમાં છે. અવસર જોઈ ત્રિભુવનદાસજીને વાતની યાદ દેવરાવી. તેમણે તરત ગુરુજીને પૂછયું અને ગુરુજી હસી પડયા. બોલી ઊઠયા "अच्छा बेटा! तू क्या मँगता है? तू क्या जानना चाहता है? तू जो पूछेगा उसका मैं उत्तर दूँगा." હું તો એકદમ ગભરાઈ ગયો કેમકે મારી પાસે પ્રશ્નાવલિ તૈયાર ન હતી, પણ આવો અવસર જવા ન દેવાય. મેં તરત જ જવાબ વાળ્યો–"ગુરુજી, કાલે હું આપને પૂછીશ. ગુરુજી કહે–"अच्छा–कल पूछ लेना" હવે મારા હર્ષનો પાર ન રહ્યો. મેં તો ઘેર પહોંચી એક જીવનચરિત્રનું ખોખું તૈયાર કર્યું. બીજે દિવસે ભણવાનું પૂરું થતા પેલી રૂપરેખા સામે ધરી. ગુરુજીએ જેજે જવાબ વાળ્યા તેના ઉપરથી આ જીવનરેખા તૈયાર કરી છે. તેમણે આપેલી માહિતી પણ પૂર્ણ તો ન જ હતી, પરંતુ તેમના સહવાસથી, પુસ્તકો ઉપરથી સ્વમુખે કહેલી કેટલીક બીનાઓ ઉપરથી–નજરોનજર જોયેલા કેટલાક જીવનપ્રસંગો ઉપરથી તથા ભારતીય ઋષિજીવનના કેટલાક સર્વસ્વીકૃત સિદ્ધાન્તોની મદદથી આ રેખાચિત્રમાં રંગો પૂર્યા છે.

૪

परिवर्तिनि संसारे मृत: को वा न जायते ।
स जातो येन जातेन याति वंश समुन्नतिम् ॥

ઉપલાં સુભાષિતમાં કવિવર ભર્તૃહરિએ આ શ્લોકમાં કોનું જીવન સાર્થક છે એ સ્પષ્ટ કર્યું છે પરિવર્તન સંસારનો સ્વભાવ છે. એટલે કે જન્મી, જીવી, જવું એ કુદરતી છે. પરંતુ મનુષ્યપ્રાણીના જન્મ જીવન મરણનો વિચાર કરીએ છીએ તો કેવળ જન્મી, ધમણની માફક શ્વાસોચ્છવાસ લઇ, વખત આવે અહીંથી જવું એનું નામ જન્મ, જીવન કે મરણ નથી. કવિ કહે છે કે તેને જ સાચા અર્થમાં જન્મેલો જાણવો, જેના જન્મથી વંશ સમુન્નતિ પામે. વંશ શબ્દનો રૂઢ અર્થ અહીં લેવાનો નથી કેમકે જેના જીવનથી પાંચદસ માણસનું કુટુંબ ઉજળું બને, તેના જીવનચરિત્ર નહીં લખાય. તેનું શ્રાદ્ધ થાય જયન્તિ નહીં ઉજવાય. આથી વંશ એટલે માનવકુલ એ જ અર્થ અહીં યોગ્ય છે. જે પુરુષના જીવનથી માનવજાતિ ઉજ્જવલ બને તે પુરુષસિંહનો જન્મ સાર્થક ગણાય બધાનો જન્મ જો કે ઈશ્વરેચ્છાને અનુસરીનેજ થાય છે, પણ ઉપર બતાવ્યા તે સિવાયનાનો જન્મ–" जायस्व म्रियस्व-इत्येतत् तृतीय'स्थानम् " એ ઉપનિષદ્‌ના ઠપકાથી પર નથી.

મહાત્મા હરિપ્રસાદજીનો જન્મ પણ વંશ–સમુન્નાયકોમાંનો એક હતો. માનવવંશની સમુન્નતિ, જીવનકાળ દરમ્યાન કરેલા શુભકર્મોનું અનિવાર્ય ફળ છે.

વેદના મહીધર રૂપ પંજાબ એમની જન્મભૂમિ હતી. પંજાબના કયા ભૂભાગમાં એમનો જન્મ થયો હતો, એ બાબત એમણે મૌન સેવ્યું હતું.

એઓ જ્ઞાતિએ બ્રાહ્મણ એમનું ભારદ્વાજ ગોત્ર. પિતાશ્રીનું નામ ગુરુદત્ત. જન્મદાત્રીનું નામ વિષ્ણુદેવી ગુરુદત્ત અને વિષ્ણુદેવીના બીજાં બાળકો પણ હતા, પણ તેમને લગતી માહિતી મળી શકી નથી માતાપિતાનું કવચિત્ તેઓ ભાવભીનું સ્મરણ કરતા માતાપિતાનો ગૂઢ અને અનિર્વાચ્ય પ્રેમ એમણે અનુભવ્યો હતો, એમ એમના પ્રવચનોના ઉદ્‌ગારોથી જણાઈ આવતું હતું. એઓ કહેતા–"जिसने मातापिताकी ओर पूज्यभाव नहीं रखा उसका कल्याण कभी नही हुआ । माता और पिता ईश्वरकी प्रत्यक्ष मूर्ति है । जिसको उनके हृदयके अमोघ आशीर्वाद नहीं मिला उसका जीवन कभी उज्ज्वल नहीं हुआ"

પોતાની કૌટુમ્બિક પરિસ્થિતિ વિષે એમનું મૌન લગભગ અતૂટ હતું એટલું જાણવાનું મળ્યું હતું કે એમના પિતાશ્રી એક સંભાવિત ગૃહસ્થ હતા. ન્યાયપૂર્વક, પ્રમાણિકપણે કુટુંબનિર્વાહ કરતા. માતાનો સ્વભાવ ઉદાત્ત હતો,

પ્રેમાળ હતો. આ સિવાય બીજું જાણવું અશક્ય હતું; પરંતુ પારમ્પરિક સંસ્કારનું જીવનનિર્માણમાં બલાબલ જાણનાર એટલું અવશ્ય કહી શકે કે કોઈક જ હિરણ્યકશિપુને ત્યા પ્રહ્લાદ જન્મે છે, બાકી રામના જન્મ માટે દશરથ જ પિતા અને કૌશલ્યા જ માતા હોઈ શકે. એટલે એમના માતાપિતા સંસ્કારી, ધાર્મિક, અને ન્યાયીજીવન જીવતાં હતા, એટલું તો સત્યનો વધ કર્યા સિવાય અનુમાનથી કહી શકાય.

૫

— એમનું બાલપણનું વૃત્તાન્ત પણ અજ્ઞાત જ છે. અને આથી શૈશવનું કાલ્પનિક કવિચિત્ર આપવું યોગ્ય માન્યું નથી. જેઓ મહાત્મા થાય છે, તેમનું નાનપણું પણ મહત્તાનું બીજ સ્વરૂપ હોય છે. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય છે, એવો લૌકિક અનુભવ છે. પરંતુ સત્ય માહિતીઓના અભાવમાં દોરેલું રેખાચિત્ર ગમે તેટલું મનોહર હોય પણ તે અનાકર્ષકજ હોવું જોઈએ. કેમકે સત્યમાં જ સાચો અને અદ્ભુત આનન્દ છે, એમ જે સભ્યતા માને ત્યાં અસત્યજન્ય મનોહર કલ્પના પણ કદ્રૂપી જ લેખાવી જોઈએ.

૬

આઠ વર્ષ સુધીના એમના જીવન વિષે કશી માહિતી નથી. આઠમે વર્ષે એમને જનોઈ આપવામાં આવ્યું, અને ત્યારથી જ એમનો વિદ્યાભ્યાસનો કાળ શરુ થાય છે. એમના વિદ્યાર્થી જીવનની અમુક માહિતીઓ એમણે શ્રીમુખે આપી હતી, તે ઉપરથી તે કાળનું રેખાચિત્ર આપવું શક્ય છે.

૭

सुखार्थिन कुतोविद्या कुतोविद्यार्थिनः सुखम्? ॥

સુખરુચિને વિદ્યા કયાંથી અને વિદ્યારુચિને સુખ કયાંથી? ઉપલાં સુભાષિતમા આપણી પ્રાચીન શિક્ષણપ્રણાલિનો ટુંકમાં પણ સ્પષ્ટ ખ્યાલ આપી દીધો છે. સુખ એટલે સગવડો. વિદ્યાર્થીને માંયકાંગલો–કાયલો–પોચો બનાવે, પ્રતિકૂલતાનો સામનો કરતાં ડરાવે એવા સાધનોનો સદ્ભાવ એટલે સુખ. અર્થાત્ વિદ્યાર્થીજીવન કઠોર તપસ્વીજીવન હોવું ઘટે એવો અહીં ધ્વનિ છે. જે પ્રજાનું સારસ્વત જીવન કઠોર અને દૃઢનિશ્ચયી તપના પાયા વિનાનું હોય છે, તેનું ભાવિજીવન જોખમાય છે. તપ એ જીવનનો પાયો છે.

હરિપ્રસાદજીનું વિદ્યાર્થીજીવન તપ, સંયમ અને વિદ્યાભ્યાસની તીવ્ર તમન્નાથી ભરપૂર હતું. આઠ વર્ષની વયે એમનું પ્રાથમિક શિક્ષણ શરુ થયું. આજની માફક એમને પહેલાં કક્કો ઘૂટાવવામા ન આવ્યો. પણ આગળ જ

માતાપિતાની દેખરેખ હેઠળ તુલસી રામાયણ ગીતા અને વિષ્ણુસહસ્રનામનો આરંભ કરવામાં આવ્યો ઉપલા ત્રણે પ્રજાકીય જીવનના પાયા છે રામાયણ ગીતાજી અને ભગવન્નામનો દઢ સંસ્કાર બાળહૃદય ઉપર દિવ્યઅસર ઉપજાવે છે બાલઅવસ્થા તરુણ શ્રદ્ધાથી ભરપૂર હોય છે અને સસ્કારની ખૂબી કોઈ અનેરી જ હોય છે. સસ્કાર ક્યારે અને કેવી રીતે ખીલી ઊઠે છે, ક્યારે અને કેવી રીતે માનવજીવનમા અણચિન્ત્યો પલટો લાવે છે તે કહેવુ મુશ્કેલ છે તેમાંએ જ્યારે તુલસી રામાયણ જેવા ગ્રન્થોનું બાળકને અધ્યયન કરાવવામા આવે છે, ત્યારે તો બાળકનું જીવન ભાવિમા સમૃદ્ધ થયા સિવાય રહેતું નથી માનવહૃદય ભાવપ્રધાન હોય છે એ ભાવપ્રધાન હૃદયને જ્યારે રામાયણ જેવા ભાવનામય ગ્રન્થનું અહર્નિશ પોષણ મળે છે, ત્યારે તે તે ભાવો સ્થિર બની જીવનનિર્માણમા દઢ નિયામક બને છે હરિપ્રસાદજીના સમસ્ત જીવન ઉપર રામાયણ અને ગીતાજીની સપૂર્ણ અસર વ્યાપી હતી. ઉત્તરાવસ્થામા રામાયણ અને ગીતાજીનો ઉલ્લેખ કરતો ત્યાર તેમનું સમગ્ર વ્યક્તિત્વ હૃદયમાથી દ્રવતુ ભગવતી ગીતા અને ભગવાન ભાષ્યકારના ગ્રન્થો એમના નામમાત્રે તેઓ પુલકિત થઇ ઊઠતા તેમનુ હૃદય વેરાઈ જતુ-પથરાઇ જતુ આમ એમનુ પ્રાથમિક ગૃહશિક્ષણ રામાયણ ગીતા અને ભગવન્નામને ઝીલવામા વ્યતીત થયુ હતું

તેમને નિશાળે પણ મૂકવામા આવ્યા ત્યા ફારસી અને અંગ્રેજીનું શિક્ષણ મળ્યુ પરતુ અંગ્રેજીનું તેમનું જ્ઞાન ઉત્તરાવસ્થામા અક્ષરો ઓળખવા પૂરતું જ રહ્યુ હતું ફારસીના ઉચ્ચકોટિના પડિત હતા તેમના પ્રવચનમા ક્વચિત્ ફારસી સાહિત્યના પદ્યોનો ઉલ્લેખ થતો તેનાથી આ વાત સાબીત થતી એકવેળા એક મુસ્લિમ મિત્ર મારી સાથે એમને ત્યા પધાર્યા હતા ફારસી સાહિત્યને લગતી તે બન્નેની વાતોનો સાર આપતા તેમને ત્યાથી પાછા ફરતી વેળાએ, મુસ્લિમ ભાઇએ તેમના ફારસી ઉપરના અદ્‌ભૂત કાબુને અજલિ આપી હતી એમનું નિશાળનું શિક્ષણ લગભગ ચૌદ વર્ષે પૂરુ થયુ

અને ચૌદમે વર્ષે એમના ઉપર કુદરતી કોપ ઉતર્યો એમને શીતલા આવ્યા એને લીધે એમની એક આખ હમેશને માટે ગઇ આ પ્રસગને ઉદ્દેશીને એક મિત્રે ઉચ્ચારેલા શબ્દો યાદ આવે છે–' સસારને જોવાની એમની આખ ભગવાને લઇ લીધી અને પોતાને જોવાની જ એક બાકી રાખી ! ”

નિશાળમા એઓ પહેલો નંબર રાખતા કે નહીં એની ખબર નથી

એ જાણવુ જરૂરી પણ નથી. પહેલો નબર એ હમેશા હુશિયારીનુ લક્ષણ જ નથી જે જીવન જીવી જાણે તે કેળવાયેલો તે સિવાયના કેળવાયેલા છતાંએ ન કેળવાયેલા જ ગણાય અને કેળવણી જીવનના ગુણવિકાસમા છે ભારી પુસ્તકજ્ઞાન કે કેવળ વર્ગહુશિયારીમા નથી

પરંતુ એમનુ ખરુ વિદ્યાર્થી જીવન તો હવે પછી શરૂ થાય છે ચૌદમે વર્ષે સસ્કૃત વિદ્યાનુ અર્જન કરવાનો તેમણે નિશ્ચય કર્યો. વારાણસી-હિન્દની લોકમાન્ય વિદ્યાપીઠમા વસવા તમન્ના જાગી માણસ સંકલ્પમય હોઈને જેને માટે એ તીવ્ર શુદ્ધ સંકલ્પ સેવે તે તેને આવી મળે છે સ્વામિજીના ગામમા અવારનવાર સાધુ સંતો આવ્યા કરતા સાધુ સંતોના સત્સંગના પ્રભાવે એમને એકાએક વૈરાગ્ય સ્ફુર્યો નાનપણમા જ તેમણે જ આતર પ્રેરણાથી જીવન ધ્યેય નક્કી કર્યું આજીવન બ્રહ્મચર્યપૂર્વક વિદ્યાધ્યયન અને વિદ્યાધ્યયન બાદ અધ્યાપનને એમણે આદર્શ તરીકે સ્વીકાર્યો તક મળતા ઘરને તિલાજલિ આપી અને કાશી આવ્યા

અખડ બ્રહ્મચર્યના પ્રભાવે એમની મેધા અસાધારણ હતી વિદ્યાભ્યાસ પાછળ એમણે જીવનના વીસ વર્ષો ગાળ્યા આ કાળે તેમનું ચિત્ત સમાધિમય રહેતુ એક પ્રસગે એમણે કાઢેલા ઉદ્‌ગારો નોધવા લાયક છે—" बेटा ! मैंने १४ से लेकर ३४ साल तक–बीस बरस तक–एकाग्रतासे गुरुमुखसे विद्याभ्यास किया था । उन वर्षोंमें एक दिनभी अध्ययनशून्य नहीं बीता । हमलोग रोज तीन चार मिल चलकर गुरुजीके पास जाते थे । हम इतने तो एकाग्र होकर पढते थे कि न तो हमें थी शरीर चिन्ता न तो थी दुःखकी वेदना । गर्मी, सर्दी वर्षा— सबको हम प्रसन्नतासे सहारते थे । और इसी तरह जीवनमें सरस्वतीकी बीस बरस तक सतत उपासना की है । " આટલુ બોલતા બોલતા તો તેમના મુખ ઉપર એક પ્રકારની અજબ આધ્યાત્મિક પ્રસન્નતા, વિદ્યાગૌરવ અને વિદ્યા પ્રેમની છાપ ઉભરાઈ આવી ! હું તો અવાક્ બની ગયો ! જીવનના વીસ વીસ વર્ષો એકધારી રીતે ભણવુ !—ખાવાના ખેલ નથી ! આપણને તો અઠવાડીએજ ત્રણ રજા જોઈએ વેકેશન' જોઈએ—ધૂળ જોઈએ જ અને ઢેફા જોઈએ ! સ્હેજે સગવડ ઓછી થાય તો જાણે જગત ઉપર ઉપકાર કરી રહ્યા હોઈએ એવો દેખાવ કરીએ ! અને પરિણામે પણ—બી એ એમ એ થઈને પણ એક પણ ગ્રન્થનું સ્વતન્ત્રપણે વાચન કરવાની લાયકાત ન ધરાવીએ ! હજારો રૂપીઆના ધૂમાડા થાય ! શરીર ઘસાય તે ફાયદામા ! માનસિક અવ્યવસ્થિતિ થાય તે નફામાં ! જીવન તરડાઈ જાય–સરવાળે એ

રૂડું અને-વિસંવાદી થાય. સમાધાન શૂન્ય અને-આ બધી આપણી કેળવણીની કમાણી! આ બાજુ વીસવીસ વર્ષોનાં વ્હાણાં વાય! નથી રાતી પાઇનો ખર્ચ થતો! નથી શરીર મનનો હ્રાસ થતો, નથી આત્મા હેઠળ પડતો, નથી કુટુંબની સ્મૃતિ પીડતી, નથી વ્યાવહારિક પ્રસંગોની લાલચ ખેંચતી! નથી પાર્થિવ આકર્ષણોની તાણ પીડતી! બસ એકજ ધ્યેય અને તે ભગવતી સરસ્વતીની સતત ઉપાસના. એ ઉપાસનામાં સુખદુઃખના ખ્યાલો ન દમે. મન વિક્ષિપ્ત ન થાય. ધ્યેયભ્રષ્ટતા ન જન્મે! અને સરવાળે જીવન સર્વાંગ સુન્દર થાય! વિદ્યા માટેની તેમની ઉચ્ચતમ ભાવનાનો ઉલ્લેખ કરતાં તેમણે એક દિવસ, કહ્યું—"बेटा! अध्ययन कालमें संस्कृत भाषाका एकभी ऐसा शास्त्रीय ग्रन्थ न था जिसको मैंने पढा न हो ऋग्वेद से लेकर रघुवंश तक का संस्कृत साहित्य इस हृदयमें जडा हुआ है। विद्याही हमारा एक धन है। उसे उपार्जित करके विना मूल्य दे देना हमारा एक कर्तव्य है। अबतो बूढा हो गया हूं। अब तो एक ही दर्द है। विद्या और तप की मातृभूमि-यह भारत-मैया, विद्याशून्य, अकर्मण्य और तपशून्य हो गई है। अुसे विद्यामय-कर्मण्य-तपोमय करना भारतीयोंका अेक काम है। भारत स्वतन्त्र हो-स्वाश्रयी हो-कर्मण्य हो-विद्याप्रेमी हो-तपस्वी हो, यही देखने की कामना है। अुस पितृभूमि की सर्वांगीण उन्नति और सेवा ही भगवत्सेवा है।" આ શબ્દો બોલતાં જાણે કોઈ કૃતકૃત્ય આત્મા દુભાયેલા ભારતાત્માને માટે કરુણાર્દ્ર થઇ આત્મવિલોપનની તૈયારી કરતો ન હોય એવો પ્રભાવ પડયો! એમના વિદ્યાગુરૂ પંડિત જવાહરદાસ અને દીક્ષા ગુરૂ પરમહંસ આત્મારામ હતા. આ નામ શિવાય બીજું કશું આ બન્ને માટે જાણવા મળ્યું ન હતું.

સ્વામિજીના અધ્યયનમાં ષડંગ સહિત સાર્થ ચારે વેદો, તમામ દર્શન-શાસ્ત્રો, તમામ સ્મૃતિ અને પુરાણ ગ્રન્થોનો સમાવેશ થતો હતો. ટૂંકમાં સંસ્કૃત સાહિત્યની તમામ શાખાઓનો સર્વતોમુખી અને તલસ્પર્શી અભ્યાસ એમની વિશેષતા હતી, એમની વિદ્યાગરિમાથી ચકિત થઇને વારાણસીના પંડિતોએ એમને "શ્રીમન્નિખિલશાસ્ત્રનિષ્ણાત"ની પદવી આપી હતી, વેદ ઉપરના તેમના અસાધારણ કાબુને લઇને "વૈદિકમુનિ"ની તેમને ઉપાધિ મળી હતી. 'નિષ્ણાત' અને 'મુનિ' બનવું એ અનન્ય વિદ્યા ઉપાસકને માટે જ શક્ય છે.

૮

આમ ભર્ગો ધડો થવા બાદનું એમનું જીવન અદ્‌ભુત હતું. આપણા શાસ્ત્રોનો ઉપલકીયો અભ્યાસ, અબુદ્ધ આત્માને સામાન્યરીતે નિવૃત્તિ તરફ પ્રેરે છે. આપણા અનેક વિદ્વાન સાધુસંન્યાસીઓ હિમાલયની ગુફાનું સેવન કરે છે. દુઃખી માનવ જાતને વિસારી, કેવળ આત્મકલ્યાણ—આત્મ સમાધાનની સાધના પાછળ જીવન વ્યતીત કરે છે જે જગતના એક ધૂળના કણનો પણ આપણા ઉપર ઉપકાર છે તે જગતની સાથેનો સંબંધ તોડી નાંખી શુદ્ધ સ્વાર્થમાં મસ્ત રહેવામાં પણ ઉંડે ઉંડે અશુદ્ધિની કાંકરી હોય છે એ વાત પ્રબુદ્ધ આત્મા સ્હેલાઇથી સમજી શકશે. તત્ત્વ જાણ્યા પછી જ તો જીવવાની ખરી કળા હાથ આવે છે. પચેલું તત્ત્વજ્ઞાન માણસને કેવળ પરોપકારી કરે છે. જાતને ભૂલાવી જગતની સેવામાં જ તેને મશગુલ રાખે છે. કેમકે જેને પુરુષોત્તમનું ભાન થાય તે પુરુષોત્તમને સેવ્યા વિના રહી જ ન શકે. અને આ જગતમાં પ્રાણીમાત્ર પુરુષોત્તમ જ છે. આથી યજ્ઞાર્થે જીવન એજ જાણકારનું લક્ષણ છે.

ચોત્રીસ વર્ષની ભરયુવાનીથી માંડીને તે જીવનની અંતિમ પળ સુધીનું સ્વામિશ્રી હરિપ્રસાદજીનું જીવન યજ્ઞજીવન ઉપર એકધારું ભાષ્ય હતું. નિષ્કામભાવે જગતસેવા એજ એમના જીવનનું નિયામક સૂત્ર હતું. આખા દેશમાં એમણે અનેકવાર પર્યટન કરેલું. જ્યાં જ્યાં જાય ત્યાં વિદ્યાનું પાઠન એમનો મુખ્ય વ્યવસાય. મોટામોટા પંડિતો અને પ્રોફેસરો ચરણમાં ઝુકતા અને નાનાં બાળકની પેઠે ચરણ આગળ બેસી વિદ્યાભ્યાસ કરતા. જીવનની છેલ્લી પળ સુધી એમણે ભણાવ્યું છે.

એઓ જ્યારે ભણાવતા ત્યારે પોતાના હાથમાં ભાગ્યેજ પુસ્તક લેતા. ઋગ્વેદ હોય કે શાંકર ભાષ્ય, ભામતી ગ્રન્થ હોય, કઠોપનિષદ્ ભાષ્ય હોય કે શાબર ભાષ્ય હોય—ભણનારે ફક્ત પ્રતીક બોલવાનું! ત્યાંથી તેઓ શરૂ કરે! આવી અપૂર્વ મેધાથી, ભણનાર તો બીચારો હેબતાઇ જ જતો.

તે ઉપરાંત એમની ભણાવવાની શૈલી પણ અનુપમ હતી. સ્હામાને ખાત્રી જ થઇ જતી કે ગુરુજી જે કાંઇ બોલે છે તે તેનો સ્વાનુભાવ છે. તેમનું ઋષિહૃદય સ્હામાના હૃદયમાં પ્રતિબિંબિત થઇ જતું. કઠણમાં કઠણ અને જટિલ વિષયોને એઓ સરલ અને વિશદ બનાવી દેતા. શિષ્ય પ્રસન્ન અને નિઃશંક હૃદયે ઘરે જાય! ભણાવેલું ભાગ્યેજ ભૂલાતું. એવીરીતે ભણાવતા કે તે ભણેલાને આધારે ન ભણેલું પણ એની મેળે સમજાઈ જતું.

ભણાવતી વેળા એઓ શબ્દાર્થની શુદ્ધિ–ચોક્કસાઇ–અને અંતિમ નિર્ણય ઉપર ખૂબજ ભાર મૂકતા. શબ્દને યથાર્થપણે સમજતા તેના ગર્ભમાં રહેલો ગભીર, સુન્દર, કાન્ત, અર્થ એવો તો અચાનક અને મનોહર રીતે ઝળકી ઉઠતો કે ભણનારનું હૃદય ઉભરાઈ આવતુ એક પ્રકારની અવર્ણ્ય કૃતકૃત્યતા ઉભરાતી।

એઓ ભણાવતી વેળા સ્વતન્ત્ર અને મૌલિકપણે શાસ્ત્રોને મમાગનતા કેમકે એમનું જીવન જ સાક્ષાત્ શાસ્ત્રરૂપ હતુ કેટલીક વેળા તો લબ્ધપ્રતિષ્ઠ શાસ્ત્ર ટીકાઓ અને ભાષ્યોની ચરટની ચરટ ઉકાવી નખાવતા અને નિરભિમાની સ્વરમાં તેમનો આત્મા બોલી ઉઠતો—" बेचारेको खबर नहीं है। लिखता है लेकिन अनुभवसे नहीं। शास्त्रीय ग्रन्थोंमें तो आसता और ' साक्षात्कृतधमता" होनी चाहिए " શાસ્ત્રો પણ એમને પ્રાપ્ત કરીને જાણે કૃતકૃત્યતા અનુભવતા

આતો થઇ એમની અધ્યાપન શૈલીની વાત. પણ એમની શિષ્ય વત્સલતા પણ અદ્ભુત હતી ગુરુ શિષ્યની વચ્ચે જ્યારે વિશુદ્ધ પ્રેમનો સબંધ હોય છે ત્યારે સરસ્વતી પ્રસન્ન થાય છે એમની પાસે ભણીને ઉઠતાં એક પ્રકારના સાત્વિક આનન્દમા સુસ્નાત થયા હોઇએ એવો અનુભવ થતો. કોઈક દિવસ ભણવા ન જવાતું તો આખો દિવસ જાણે કાંઈ સુન્દર અને શિવ ગુમાવ્યુ છે એવો હૃદય દૂભવતો અનુભવ થયા કરતો!

૯

પરંતુ એમણે કરેલી ચિર માનવ સેવાનો ઇતિહાસ તો હવે પછી આવે છે વ્યક્તિગત સેવાના રાહ જુદા હોય છે પણ સેવાનું હાર્દ એક જ હોય છે. હરિપ્રસાદજીએ પોતાના અક્ષર દેહદ્વારા ભારતની અનુપમ સેવા કરી છે એમણે નિર્માણ કરેલુ સાહિત્ય એમની કીર્તિકાયાને અમર રાખશે જરા મરણથી પર, રસસિદ્ધિ કૃતિઓ માનવ સમાજનું સિદ્ધ રસાયન અને ચિર ભૂષણ હોય છે

અને એમ તો અનેક માણસો સાહિત્યદ્વારા જનસમાજની સેવા કરે છે પણ ખરો વિવેક તો સાહિત્યની શાખાની પસંદગી કરવામા હોવો જોઇએ લખનાર 'ગજર મારુની વાર્તા' પણ લખે અને 'સત્યના પ્રયોગો' પણ લખે પણ પહેલુ માનવને નીચે લઈ જાય તો બીજુ ઉપર ચઢાવે આમ વિવેકદ્વારાએ તો આધ્યાત્મિક સાહિત્યનુ નિર્માણ ઉચ્ચતમ કોટિનુ

છે. કેમકે જગતનો પાયો આધ્યાત્મિક છે. આત્માને બાદ કરીને આગળ ચાલી શકાતુ જ નથી. તે લેખકો માનવ જાતના મહાન મિત્રો છે જેમણે આ મરુભૂમિમા ઉચ્ચતમ સાહિત્યના સલિલદીપો સરજી તરસ્યા મુસાફરની તરસ ભાગી છે. આ દ્રષ્ટિએ જોતાં ભારતે જગતને શું આપ્યું છે? ભારતનો તો પુરાણો ઉદ્ઘોષ છે કે:—

"एतत् देशप्रसूतस्य सकाशात् अग्रजन्मनः ॥
स्वं स्वंचरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः" ॥

ભારતના ભૂભાગમાં જન્મેલા અને ગુણે બ્રાહ્મણની પાસે તો પૃથ્વીના સર્વ માનવો પોતપોતાની ચારિત્ર્ય-સંહિતા શીખશે! આ છે આપણા ઋષિ મુનિઓનો દાવો. અને એ દાવાને સિદ્ધ કરનારા ગ્રન્થો છે દર્શનશાસ્ત્રો. શ્રુતિ-સ્મૃતિ-પુરાણ વગેરેનો વારસો તો ભારતે દીધો છે. પણ દર્શન શાસ્ત્રોનો ગેબવારસો તો અનુપમ જ છે. જ્યાં લગી સૂરજ અને ચાંદ તપશે ત્યાં સુધી વિચારી માનવ દર્શન શાસ્ત્રો માટે તો ભારતનો ઋણી રહેશે. દાર્શનિક ગ્રન્થો ભારતની સાત્ત્વિક બુદ્ધિનો નીચોડ છે. બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય, જૈમિનીસૂત્ર, શબર ભાષ્ય, યોગસૂત્ર વ્યાસ ભાષ્ય; સાંખ્યકારિકા તત્ત્વકૌમુદી ભાષ્ય, ન્યાયદર્શન વાત્સ્યાયન ભાષ્ય તથા વૈશેષિક સૂત્ર પ્રશસ્તપાદ ભાષ્ય આદિ ગ્રંથો ભારતીય વિદ્યાભવનના સુવર્ણ કલશો છે.

હરિપ્રસાદજીએ પોતાના જીવનમાં સમસ્ત દર્શન ગ્રંથો ઉપર મૌલિક ભાષ્યો જ રચવાના કોડ સેવ્યા હતા અને સિદ્ધ કર્યા છે. એમના જીવનનો ભાષ્ય નિર્માણ કાળ સુવર્ણ યુગ હતો. એમણે પોતાના તમામ ભાષ્યોને 'વૈદિક વૃત્તિ'નું સાન્વર્થક નામ આપ્યું છે. અહીં તેમના રચેલામાંથી થોડા ગ્રન્થોની અતિ સંક્ષિપ્ત સમાલોચના અસ્થાને નહીં થાય.

## ૧૦

તે પહેલાં એમના તમામ ગ્રંથોની સર્વસાધારણ વિશેષતાઓ ઉપર નજર કરી લઇએ. આ જ સુધીના લગભગ તમામ ભાષ્યકારોએ તે તે દર્શનના મૂળ સૂત્રોને પહેલાં સમજાવી પછી તેના ઉપર ભાષ્ય રચ્યું નથી. પરિણામે સૂત્રકારનો આશય જો ભાષ્યકાર છુપાવવા માંગે તો તેમ કરી શકાય! અને તેવુ કેટલીક વેળા બન્યું છે પણ ખરું. વૈદિક મુનિ રચિત ભાષ્યોની આ એક નિરાળી જ વિશેષતા છે. એમણે પહેલા સૂત્રના અક્ષરોનો સ્પષ્ટ સ્પષ્ટ શુદ્ધ અને નિર્ણયાત્મક અર્થ આપ્યો છે અને પછી જ એમને જે કહેવું હતું

તે કહ્યું છે. મૂળ દર્શનકારનો આશય સમજવા માટે આ પદ્ધતિ વિશેષ આદરણીય છે, કેમકે જેને મૂળ ગ્રન્થની યથાર્થ સમજ લઈ સ્વતંત્રપણે વિચાર કરવો હોય તેને આ પદ્ધતિ ખૂબ ઉપકારક નીવડે છે

એમની બીજી વિશેષતા છે ભાષાને લગતી. એમનું લખેલું સંસ્કૃત એટલું તો નિર્મલ છે, એટલું તો સરળ અને હૃદયગમ છે, એટલું તો પ્રભાવોત્પાદક છે કે દર્શન ગ્રન્થોની એવી ભાષા કયાંયે હશે કે કેમ તે વિષે ઘડીભર શંકા થાય છે. છતાં ભાષા દરિદ્રી નથી, ભાવ ગંભીર છે, પ્રસન્ન ગંભીર છે, અર્થ ગૂઢ છે જે કોમલતા, ' જે સુહૃદ્ભાવ, જે વિવેક અને જે તલસ્પર્શી નિર્ણયાત્મક મનોદશા એમના ગ્રન્થોમા છે તે કયાંયે જોવામા આવતી નથી, આ અત્યુક્તિ નથી પણ વિચારપૂર્વક કરવામા આવતું સત્યવિધાન છે.

આ ઉપરાંત વિષયને સ્પષ્ટ કરવાની એમની શૈલી પણ બીજા ભાષ્ય-કારોથી નિરાળી જ છે! બીજથી માંડીને ફલપર્યન્ત વિકાસ જેમ સહજ અને સ્વાભાવિક હોય છે' તેમ તેમના ગ્રથોમાં બીજથી માંડી ફલપર્યન્તની તેમની વિચારસરણી વિશદ સ્પષ્ટતમ–સહજ અને સ્વાભાવિક છે એકવખત ચોટ પકડાતા છેવટ સુધી આપણે વહતા જ રહીએ કયાયે અટકવાનું જ ન મળે. આનું એકજ કારણ છે. એમનુ પોતાનુ આત્મદર્શન અત્યંત સ્પષ્ટ હતું. અંત્યત નિર્મલ–નિર્ણયાત્મક અને સ્વાભાવિક હતુ પગાયા અનુભવે અનુભવસમૃદ્ધ થઇને જે ગ્રથ લખે તેની ભાષામા દલનુ પોલાણ, ભાવનું પોલાણ, દર્શનની જટિલતા અને સરવાળે ક્લિષ્ટતા આવે બાકી સત્યદર્શીની ભાષા તો સાદી, સીધી,'ગળ, લક્ષ્યવંધી, મિતાક્ષરી અને સુહૃદ્ ભાવથી છલકાતી હોવા છતા ગૌરવભરી, પ્રતિભાભરી, અર્થભરી અને રમણીય જ હોય છે. એક ભગવાન ભાષ્યકારને છોડી હરિપ્રસાદજીની શૈલી સાથે સ્પર્ધામાં ઉભા રહી શકે એવા સસ્કૃત લેખકો ગણ્યાગાંઠયાં જ છે.

આ ઉપરાંત પણ વૈદિક મુનિજીના લખાણોની એક અનોખી વિશેષતા છે. ભારતીય વિદ્યામાં વેદવિદ્યા વિદ્યાશિરોમણિ છે. બીજી તમામ વિદ્યાઓ તેની છાયા માત્ર છે એવો આપણો નિર્ણય છે બીજા બધા ભાષ્યકારોએ પ્રમાણ ઉધ્ધૃત કરતી વેળા વૈદિક પ્રમાણો તરફ જોઇએ તેટલુ લક્ષ્ય આપ્યું નથી. તમામ વિદ્યાઓ બીજસ્વરૂપે વેદોમા છે એની જો કોઇને સપ્રમાણ સાબીતી જોઇતી હોય તો તેણે સ્વામિજીના ગ્રન્થો જોવા. તેઓએ ખાસ કરીને "વેદાન્ત સૂત્ર વૈદિક વૃત્તિ." વેદાન્ત વિદ્યા એ વિદ્યાની હદ છે. જ્યાં જ્યા પ્રમાણની

જરુરત લાગી છે ત્યાં ત્યાં વૈદિક મુનિજીએ પહેલાં ઋગ્વેદ, પછી બીજા વેદો— પછી બ્રાહ્મણો—પછી આરણ્યકો અને પછી ઉપનિષદો અને છેવટે મનુસ્મૃતિને ટાંકી છે. તેમનો વૈદિક વિદ્યા તરફનો સાભિપ્રાય પક્ષપાત કોઇપણ પાઠકનું ધ્યાન ખેંચ્યા સિવાય રહેશે નથી.

આ ઉપરાંત એક મહત્ત્વનો મુદ્દો ઉલ્લેખનીય છે. વૈદિક મુનિજીનું વિચાર સ્વાતન્ત્ર્ય વાચકને મુગ્ધ કરે એવું છે. વળી દર્શન ગ્રંથો ઉપર ભાષ્ય રચવાનો હક્ક તેનો છે જેની પાસે જગતને નવું દર્શન આપવાનું સામર્થ્ય છે. નવુ દર્શન જ નહીં પણ તે ઉપરાંત તે હિતકર અને આર્યમર્યાદાથી પર ન હોવુ જોઇએ. વૈદિક મુનિજી પાસેજ નવું, હિતકર, આર્યમર્યાદાનું પાલન કરનારું દર્શન હતું. વિચારક પાઠકને આ વસ્તુ સ્થળેસ્થળે જણાશે.

એમણે લખેલા ગ્રંથોની યાદી આ રહી:—

(૧) વેદાન્તસૂત્ર વૈદિક વૃત્તિ ભાષ્ય
(૨) યોગસૂત્ર 　,, 　,, 　,,
(૩) સાંખ્યસૂત્ર 　,, 　,, 　,,
(૪) ન્યાયસૂત્ર 　,, 　,, 　,,
(૫) વૈશેષિકસૂત્ર 　,, 　,, 　,,
(૬) શ્રીમદ્ ભગવદ્ગીતા વૈદિક ભાષ્ય
(૭) સ્વાધ્યાય સંહિતા
(૮) વૈદિક સંધ્યા વૈદિક ભાષ્ય
(૯) જપ સંહિતા
(૧૦) યોગસૂત્ર ભાષાનુવાદ વગેરે.

આ પૂરી યાદી નથી. કેટલાક ગૌણ ગ્રન્થો તથા લેખોનો અહીં ઉલ્લેખ કર્યો નથી. એમનાં લખેલાં "જૈમિની સૂત્ર વૈદિકવૃત્તિ ભાષ્ય"ની લિખિત પ્રત લાહોરમા એઓ જેમને ત્યાં રહેતા હતા તેમના નોકરના હાથે ભૂલથી નષ્ટ થઈ હતી! લગભગ ચાર હજાર જેટલાં સૂત્રો ઉપર ફરીથી ભાષ્ય લખવું શક્ય ન હતું. ઉપલી યાદીમાં પહેલાં ૭ અને આઠમા નંબરનું પુસ્તક સંસ્કૃતમાં છે.

૧૧

ઉપરનાં પ્રત્યેક પુસ્તકની સમીક્ષા કરવા જતાં આ લખાણનું કલેવર નાહકનું વધી જાય. આથી એમાનાં બેચારનું જ સમાલોચન કરવું યોગ્ય લાગ્યું છે.

ઉપલા ગ્રન્થોમાં વેદાન્તસૂત્ર વૈદિકવૃત્તિ એ સ્વામિજીના ગ્રન્થરત્નોનાં કોહીનૂર છે. આજ સુધીના તમામ ભાષ્યકારોથી એમનું ભાષ્ય અનેક રીતે જુદું છે. વેદાન્તવિચારનો ઉત્કૃષ્ટ નમૂનો છે. ભાષા-વિચાર શૈલી-વિષય પ્રતિપાદન, વિચારોની સુસંબદ્ધતા અને લેખનસૌષ્ઠવ એટલું તો રમણીય છે કે સંસ્કૃત સાહિત્યમાં એનો જોટો મળવો મુશ્કેલ છે. ગભીરતમ વિષયને બાલ-સરલ બનાવવાનું એમનું કૌશલ્ય અનન્ય છે. દરેક સૂત્રની પહેલાં અવતરણિકા પછી સૂત્રનો અક્ષરાર્થ, અને છેવટે ભાષ્ય એ એમના પ્રત્યેક દર્શનગ્રન્થની અનોખી વિશેષતા છે: આંતર સંવાદિતા, ઉપક્રમ ઉપસંહારની એકતાનતા, અદ્ભુત છે. બ્રહ્મસૂત્ર ઉપર અનેક ભાષ્યો અને ભાષ્યો ઉપર અનેક ટીકાઓ અને ઉપટીકાઓ થઈ છે. પણ વિચારની સ્પષ્ટતા સૂત્રાર્થની સંગતિ, પ્રમાણોદ્ધારની વિશિષ્ટતા, લક્ષ્યવેધકતા, સત્યનિષ્ઠા, સંપ્રદાયદૃષ્ટિનો અભાવ આ ભાષ્યમાં જોવામાં આવે છે, તે બીજે ભાગે જ જણાય છે. સૂત્રાર્થની મનઃકલ્પના મુજબ ખેંચતાણ, સંપ્રદાયની છાપ વગેરે આવા આકર ગ્રન્થોની મૌલિક સુંદરતાને વધેરી નાંખે છે. ભગવાન ભાષ્યકાર જેવા અનન્ય પ્રતિભાશીલ દર્શનકાર પણ આ બદીથી મુક્ત નથી ! આ ઉપરાંત વિચાર-નાવીન્ય પણ કોક કોક ઠેકાણે તો અદ્ભુત છે. આજના 'હરિજનોદ્ધાર'ના જમાનામાં વેદાન્ત સૂત્રમાં આવતા 'શૂદ્રાધિકાર' અધિકરણ ઉપરનું એમનું ભાષ્ય તો ક્રાન્તિકારક છે. પ્રાચીન સંસ્કારોને હઠાવી જ ન શકે એવા પંડિતો તો કદાચ એ ભાગ રહામે બંડ પણ ઉઠાવશે, પણ કોઇનો પણ માણસાઇનો હક્ક છીનવી લેવો એ પાપ છે. વૈદિક મુનિજીનું એ પ્રકરણ વિચાર ક્ષોભ અને આચારક્રાન્તિ આણે એવું છે

વળી વૈદિક દર્શનોમાં કેવળ પ્રક્રિયા ભેદ છે, સિદ્ધાન્ત ભેદ નથી એવું એમનું મન્તવ્ય છે. સૂત્રાર્થના લાપનની કુશળતાથી એમણે આ વાત સુંદર રીતે સાબીત કરી છે. જાતિની સાંસ્કારિક એકતા સાધવા આ જેવું તેવું સાધન નથી. વિદ્વાન વર્ગનું આ ભાષ્ય તરફ જોઇએ તેટલું ધ્યાન ખેંચાયું નથી. પણ એક વાત નક્કી છે કે એમણેજ ભાષ્યભૂમિકામાં લખ્યું છે તેમ આ ભાષ્ય "વૈદિક સિદ્ધાન્તાર્ણવમન્થર" છે.

છે. કોઈને ઉદ્વેગ કરાવે નહી અને કોઈથી ઉદ્વેગ પામે નહીં, હર્ષ, અમર્ષ, ભય અને ક્ષોભના તેને સહીવારાં ન હોય એવો આગ્રહ રાખે છે તે નિસ્પૃહ, પવિત્ર, દક્ષ, ઉદાસીન, અને અકિંચન્ય, નિષ્કામ કર્મ કરનારો હોવો જોઈએ એમ દર્શાવ્યુ છે. વળી તે હર્ષશોક તથા રાગદ્વેષથી પર રહેવો જ ઘટે એમ જાહેર કર્યું છે. મિત્ર, શત્રુ, માન, અપમાન, ઠંડી, ગરમી વગેરેમાં સમચિત મનવાળો હોવો જોઈએ એવો આશય વ્યક્ત કર્યો છે. નિન્દા અને સ્તુતિથી પર, મૌની, અનિકેત અને સ્થિર મતિવાળો મરદ ભગવાનનો પ્યારો ભક્ત છે. આ છે માણસની કસોટી. જ્યાંસુધી આત્મજ્ઞાન ન થાય, ઈશ્વરમાં નિરતિશય શ્રદ્ધા અને ભક્તિ ન પ્રકટે ત્યાંસુધી આમાંનો એક પણ ગુણ માણસનામાં ન પ્રકટે–ન સ્થિર થાય, આથી આ ગુણોની યાદી એ સાધકનો આદર્શ છે સિદ્ધના દૃઢ લક્ષણો છે. મહાત્મા હરિપ્રસાદજીના જીવનમાં આ તમામ લક્ષણો સિદ્ધાવસ્થામાં હતાં. આ તમામ લક્ષણોના દ્યોતક પ્રસંગો વર્ણવતાં તો આ લેખનું કલેવર ખૂબ વધી જાય. આથી થોડા પ્રસંગોથી જ સંતોષ માન્યો છે.

## અદ્વેષાપણું

અદ્વેષાપણું એટલે કે પ્રાણીમાત્રમાં આત્મબુદ્ધિ હોવાથી સૌનું પ્રિય કરવાની સ્થિરવૃત્તિ. આમરણ સ્વામિજીએ કોઈનું અપ્રિય આચર્યું જોયું કે સાંભળ્યું નથી! સૌનું હિત હોય એવાં જ કર્મોમાં એમણે આયુષ્ય વીતાવ્યુ છે. વિદ્યા પાઠન–પ્રચાર, સાહિત્યસર્જન, આધ્યાત્મિક જ્યોતિનો પ્રચાર, એ એમના જીવનનું અદ્ભુત લક્ષણ હતું. નિષ્કામભાવે તમામ સત્ પ્રવૃત્તિઓ કરવી અને પોતાની તેમાંથી બાદબાકી કરવી અને તેનું ફળ જનતાને મુફત કરવુ એ અદ્વેષાપણાનું લક્ષણ છે. એમના સંસર્ગમાં આવનાર કોઈને એમણે દુભવ્યા નથી, સૌને સતકાર્યાં છે. આવનાર અમીર હોય કે ફકીર, રાજા હોય કે રંક, વિપ્ર હોય કે શૂદ્ર–સૌને એક જ અનુભવ થતો કે સ્વામિજીનો મારા ઉપર અનન્ય પ્રેમ છે! આ સૌના ઉપર પ્રેમળતા અને સૌના કલ્યાણમાં તત્પરતા એ અદ્વેષાપણાનાં સાક્ષી છે.

## કરુણા

કરુણાની વૃત્તિ તો પ્રત્યેક જીવમાં હોય છે કેમકે સૌ પોતાનાં દુઃખને દૂર કરવા ચાહે છે અને યથાશક્તિ યત્ન કરે છે. પણ મહાત્માઓમાં જે વિશેષતા હોય છે તે એ કે તેમને એ સમજાઈ જાય છે કે જો કોઈએ

પોતાનું દુઃખ દૂર કરવું હોય તો તેણે પોતાની સમગ્ર શક્તિ પરદુઃખ ફેડવામાં હોમી દેવી એટલે કે મહાત્માની કરુણા સૌના ઉપર વરસે છે. પોતાના સંબંધમાં આવતા જીવોના દુઃખ ફેડવા તેઓ મનથી, વાણીથી, કાયાથી હંમેશાં તૈયાર રહે છે. સ્વામિજીનું આખુંય જીવન પરદુઃખભંજનમાં જ મશગૂલ હતું. એક વખતનો પ્રસંગ છે સાયંકાળનો પ્રસંગ. ગુરુજી લાહોરથી તરતના જ આવેલા. હજી પ્રવચનો શરુ થયાં ન હતાં. એમના નિવાસસ્થાને કેટલાક ગૃહસ્થો બેઠા હતા. તેમની પ્રશાન્ત-ગંભીર-પ્રસન્ન મૂર્તિ, વ્યક્તિત્વ પ્રસાગતી સામે વિરાજી હતી. એમની પ્રકૃતિ વિષે કોઇએ કાંઈ પ્રશ્ન કર્યો. અને એમની પવિત્ર વાણીનો ધોધ વહ્યો—" मैं तो बिल्कुल अच्छा हूँ। जो कुछ दुःख है तो यह है भारतमाताका। भारतमाता दुःखसमुद्रमें डूब गई है। जहाँ जहाँ मैं गया हूँ एकही अनुभव हुआ-दुःखका। प्रजापीडित है। अज्ञानमें गिरीहै। लोकमें भ्रातृभाव नहीं-ऐक्य नहीं-फूट है। क्षुद्रक बातोंमें अपनी शक्ति खो रही है। अकर्मण्यता और अनैश्वर्यकी नागचूडमें प्रजा फँसी है। बस देशकी पीडा ही हमारी पीडा है। यह दुर्दशासे जी भर आता है। बस प्यारे। इतना रंज है। और तो सब कुछ अच्छा है! " આ વેળા તેમના મુખ ઉપર એક પ્રકારની ગૂઢવેદનાની આધ્યાત્મિક ઝલક હતી! એંસી વરસના એક વૃદ્ધ પુરુષની દેશના દુઃખે દુઃખી થતી ભાવના જોઇને ત્યાં બેઠેલાઓને સુખદુઃખનો અનુભવ થયો. દેશદાઝ અને પીડામાંથી ઉગરવાના ઉપાયોનું પ્રદર્શન એમના ગ્રંથોમાં પણ વારંવાર થાય છે.

## નિર્મમતા

સ્વામિજીની નિર્મમતા અપ્રતિમ હતી. નિર્મમ માણસ કઠોરવૃત્તિનો, નિર્દય કે જનસમાજની સાથેના વ્યવહારમાં કડક કે અનડો હોય એમ નથી. ખરી નિર્મમતા પોતાના શરીર વગેરેમાં મારાપણાના અભાવના દૃઢનિશ્ચયમાં છે. નિર્મમતા મહાત્માઓનું મોટામાં મોટું લક્ષણ છે. તેવાઓને સત્યમાં ગાઢપ્રીતિ હોઇને જીવનમાં પ્રત્યેક પ્રસંગે તેઓ સત્યને જ વળગે છે. આત્મા એ આત્મા જ છે. શરીરાદિ નથી. શરીરાદિ શરીરાદિ જ છે આત્મા નથી. આ છે સત્ય. એ બેની સેળભેળ કરીને જે વ્યવહાર તે અસત્ય. મહાત્માઓ સત્યપ્રતિષ્ઠ હોય છે, અને આથી જ શરીર વગેરેનો વિયોગ થાય એવા પ્રસંગે પણ તેઓ નિરાકુલ અને નિર્મમ જ રહે છે. એ જ આત્મજ્ઞાનનો મોટામાં મોટો વિજય છે. મહાત્મા હરિપ્રસાદજીનામાં આ લક્ષણ ઉત્તમ અવસ્થામાં હતું. એકાદ બે પ્રસંગો ઉપરથી આ સમજાશે.

સ્વામિજીની પીઠ ઉપર એક વખત ભયંકર જીવલેણ દર્દ નીકળ્યુ હતુ એકાદ મહિના સુધી તો એમણે કોઇને જાણવા પણ ન દીધુ એક દિવસ શ્રી અચાનક ગુરુજી પાસે ભણવા જઈ ચઢયા તે દિવસે ગુરુજી કેવળ કાપીન પહેરીને બેઠા હતા જતા વેંત શ્રી . ની નજર પીઠ ઉપર પડી શ્રી .એ દર્દને સમજી લીધું ગુરુજીને પૂછ્યુ. 'આ શુ થયુ છે?' ગુરુજી કહે. 'कुछ होगा। करीब एक माससे हुआ है। अच्छा हो जायगा" પણ શ્રી ..નુ મન ન માને તેમણે તરત ડોક્ટરી સહાય મગાવી ડોક્ટર કહે દર્દ ભયાનક છે અને તરત વાઢકાપ જરૂરી છે ગુરુજી કહે अच्छा तो ऑपरेशन कर डालो। क्या हर्जा है?" અને તે વેળાનુ દૃશ્ય! શિષ્ય કાપી ઊઠે છે ગુરુ કહે છે–"जी! क्यों घबड़ाते हो! डरो! डॉक्टर साहब अपना काम करेंगे। आप आपका करो। मैं मेरा करूँगा" અને ડોકટર દર્દને ચીરે છે પરુ કાઢે છે ગુરુજી પ્રશાન્ત મુખમુદ્રાથી ભણાવે છે, શિષ્ય વ્યગ્રચિત્તે ભણવાનો યત્ન કરે છે ઓપરેશન થઈ જાય છે મુખમાથી એક હડફ ઓ!–પણ નીકળતો નથી! અખૂટ ધીરજ! અજબ તિતિક્ષા! જાણે કાંઈ બન્યુ જ ન હોય તેમ–તેમની કર્તવ્યપરાયણ મૂર્તિ પોતાનું કામ અવ્યગ્ર ચિત્તે કર્યે જાય છે! દર્દની થોડા દિવસ સુધી પીડા ચાલુ રહી કદી તે વિષે વાત સુદ્ધાં કરી નથી! એક ફોડો થાય તો માણસ દસ જણને કહી ન વળે તો ચેન ન પડે આ બાજુ જીવલેણ દર્દ પીડે છે પણ તે વિષે ભૂલથી પણ એક અક્ષર નીકળતો નથી!

આવુ જ એક બીજા પ્રસગે બન્યુ હતુ એઓ કુલ્લુના પ્રદેશમાં રહેતા હતા બગલાનો બીજો માળ નીચે ઉતરવાના માર્ગ એક પાટીઉ મૂકવામા આવતું જો પાટીઉં ન મૂકાય તો દાદર સુધી પહોંચાય નહીં અને છેક નીચે સુધી આવી જવાય એવી કાંઈ વ્યવસ્થા હતી એક વખત નોકર રાત્રે પાટીઉં મૂકવું ભૂલી ગયો! ગુરુજી તો ઉપર્બુધ રહ્યા એટલે ઉઠીને જવા બહાર જવા જાય એટલે ધડામ કરતા નીચે આવી પડ્યા! બીજે માળથી પ્રચંડકાય ગુરુજી પત્થરિયાળ ભૂમિ ઉપર પછડાયા! વજ્ર જેવી સુદૃઢ કાયા છતાંએ મોધમ એવુ અને એટલું તો વાગ્યુ કે ચોવીસ કલાક બેભાન રહ્યા આ બનાવ લગભગ એંસી વર્ષની વૃદ્ધ ઉમરે બનેલ છે! આની પીડા લગભગ દોઢ વર્ષ સુધી રહી પણ એ કાળ દરમ્યાન નથી તો મોઢેથી વેદનાની હડફ કાઢી, નથી તો કોઇ પણ ખબર પૂછનારને મચક આપી! આવા તો અનેક પ્રસગો નજરોનજર જોયા હતા પણ તે તમામ પ્રસંગોએ એક જ ઋષિ–અનુભવ ટપકતો હતો કે "अशरीरं वाव सन्तं न प्रियाप्रिये

સ્ફુરત " સશરીર અવસ્થામાંજ અશરીરપણે વર્તનામા આત્મજ્ઞાનની મહત્તા અને મૂલ્ય છે

## નિરહંકારતા

એમના નિરહંકારી વર્તન માટે તો એકજ વાત કહેવી બસ થશે એમના પ્રવચનોને શાસ્ત્રીય ઝીણવટથી જેમણે સાંભળ્યા હશે તેમણે એક વાત નોંધી હશે જ કે તેઓ ભાગ્યે જ 'અહં' નો પ્રયોગ પણ વાક્યમાં આવવા દેતા સાત્વિક અહંકાર તો શરીર હોય ત્યાંસુધી હોવાનો જ પણ એવો અહંકાર કદી એમના વર્તનમાં ભાળ્યો નથી ન તો શાસ્ત્રજ્ઞાનનું અભિમાન હતું કોઈપણ પ્રસગે એમની સાથે વાતચીત કરો પોતાની તેઓ દરેક પ્રસગે ગજબનાક બાદબાકી કરતા વિદ્યાવારિધિ હોવા છતા તેમની નમ્રતાને હદ ન હતી એક દિવસ ભામતી અધ ભણાવતા કોઇ પ્રસંગ નીકળતા કહે—' बेटा ! देख ! मनुष्य क्या जानता है ? संसारमे इतनी पुस्तकशालाऍ होनेपर भी बेचारा मानव अज्ञही है। जिस दुनियामें ईश्वरकी अटि है, किसी प्रकारके अभिमानका अवकाश नहीं "

## નિસ્પૃહતા

એક દિવસ હું અને મારા પૂજ્ય પિતાશ્રી એમની પાસે ભણતા હતા સાચા બ્રાહ્મણનો ધર્મ શું હોઈ શકે એ પ્રસગ નીકળ્યો અને જીવનભરની નિસ્પૃહતા જાણે ઘુંધાયેલી હોઇને એકાએક બહાર નીકળે તેમ તેમની વાણીનો પ્રવાહ નીકળ્યો—" शास्त्रीजी !" પૂ પિતાશ્રીને ઉદ્દેશીને ગુરુજી કહેવા લાગ્યા " निस्पृहता विप्रत्वका मूल्य है। ब्राह्मण होकर किसीसे आशा नहीं रखनी । विद्याप्रचारमें सदा दत्तचित्त रहना । और लक्ष्मीकी तो कभी लालसा नहीं रखनी । देखो ! यदि मैंने चाहा होता तो लाखो रुपया मेरा पुस्तक आदिका बिक्रीसे मैं पा सकता था। लेकिन नहीं । निस्वार्थ भावसे विद्याप्रचार हमारा धर्म है। स्वार्थ मनुष्य को परवश और कृपण बनाता है। उस विश्वम्भर परमात्माके ऊपर विश्वास रखना । ब्राह्मणका देह तो जाति आत्मा और ब्रह्मके लिये कठोर तप करनेके लिये है । जो सस्पृह है ब्राह्मण नहीं '

## પવિત્રતા

સ્વામિજીનું સમસ્ત જીવન પવિત્રતાની મૂર્તિ સમું હતું જે તપસ્વી હોય તેને અશુદ્ધિ સાથે સ્નેહસબંધ ન હોય શારીરિક, માનસિક, વાતાવરણની, વ્યવહારની અને પરિસ્થિતિની શુદ્ધિ ઉપર જ તો આધ્યાત્મિક પ્રગતિ

આધાર છે. એમની તપ્ત તામ્રવર્ણી કાયા વિશુદ્ધિનો પુરાવો હતી. એમનાં વસ્ત્રોને કદી મેલાં જોયાં નથી! એટલું જ નહીં પણ તમામ પ્રકારની શુદ્ધિનો એમનો આગ્રહ લગભગ ચૂધીની કોટિનો હતો. સ્હેજ પણ મેલ કે અવ્યવસ્થા તેમને માટે અસહ્ય હતી. એમના ઓરડામાં કે એમની આસપાસ બેસનારને એક પ્રકારની પ્રસન્ન-સુઘડ-શુદ્ધ શાન્તિનો અનુભવ થતો. સંન્યાસી બાવાઓમાં ગંદીપણું હોવું જોઇએ, વ્યવસ્થા તરફ બેદરકારી, વસ્ત્ર વગેરે તરફ ભાનપૂર્વકનું દુર્લક્ષ હોવું જોઇએ, આ મનુષ્ય-જગતનાં તેઓ પ્રાણી ન હોય એવું બતાવવાની કલા જાણે હોવી જોઇએ, આવો કાંઇક ખ્યાલ સામાન્ય જનતાને છે! સ્વામિજી તો વારંવાર કહેતા કે પરમાત્મા પોતે અત્યંત શુદ્ધ છે, નિર્મલ છે. તેનો પુત્ર મેલો રહે તે તેને પસંદ નથી, અને એમના જીવનમાં આ શુદ્ધિ સદાય જોવામાં આવી છે. એને પરિણામે તેમનામાં ઉંચા પ્રકારની સત્ત્વ શુદ્ધિ, માનસિક પ્રસન્નતા, ઇન્દ્રિયજય, એકાગ્રતા અને આત્મદર્શનની પ્રગાઢ સહજ શાન્તિ જોવામાં આવતી હતી.

### વ્યવહારદક્ષતા

પરમવિરાગી હોવા છતાંએ વ્યવહારિક બાબતમાં એમણે ભૂલેચુકે પણ ગફલતી બનાવી નથી. સૌની સાથે સમાનદષ્ટિ હોવા છતાંએ કાંચનને કાચનું ને કાચને કાંચન મૂલ્ય તેમણે આપ્યું નથી. તમામ વસ્તુઓનું તેઓ વ્યવહારોપયોગી યથાર્થ મૂલ્યાંકન કરતા. એમની કરકસરની વૃત્તિ એટલી તો આદર્શ હતી કે કોઇ દક્ષવાણીઓ પણ મુગ્ધ બની જાય. અયોગ્ય રીતે તેઓ એક કોલસો પણ વધારે ન બળવા દેતા. કોઇ વેળા રસોઇઓ કે નોકર કોઇ બાબતમાં બેઅદબી બતાવે-કોઈ ચીજ વેડફે તો તેઓની ખબર લઇ નાંખતા. વારંવાર તેઓ કહેતા—" जो कुछ जनता यहां पर मेरे लिये करती है, उसका तनिक भी दुरुपयोग करना पाप है. "

એમના બધાયે ગુણોના દાખલા આપતાં તો પાર આવે એમ નથી. વિના અત્યુક્તિ એ કહેતાં સંકોચ નથી થતો કે સ્થિતપ્રજ્ઞનાં, ભક્તનાં કે ત્રિગુણાતીતનાં તમામ લક્ષણોની, એમનું જીવન, એતો ચિર વિહારભૂમિ હતું.

## ૧૩
## સ્વામિજીની દિનચર્યા

સ્વામિજી ઉષર્બુધ હતા. કોઇ પણ ઋતુમાં તેઓ બ્રાહ્મમુહૂર્તમાં ઉઠતા. તેઓ હંમેશાં કહેતા કે "વ્હેલા ઉઠવાની ટેવ પાડવી ઘણી જરુરી છે. મોડા ઉઠનાર માણસ કુટુંબને અને સમાજને કલંકરૂપ છે. પ્રભાતે જીવ, ભગવાનની

મુલાકાત લઈને તરતજ આવેલો હોઈને ભગવાનના ગુણોથી રંગાયેલો હોય છે. એટલે પ્રભાતે જ મનુષ્ય પવિત્રતમ હોય છે. પ્રભાત પ્રાર્થનામય હોય છે. વ્હેલો ઉઠનાર રોગનો ભોગ બનતો નથી, દીર્ઘાયુ થાય છે. નીરોગી અને દીર્ઘ જીવન ધ્યેયનિષ્ઠ બનવા માટે અતિશય ઉપયોગી છે."

ઉઠયા પછી દતધાવન વગેરેમાંથી પરવારી, અંધારામાં જ કુદરતી હાજત માટે તેઓ દૂર દૂર નિર્જન સ્થલમા ફરવા ચાલ્યા જતા આ પ્રભાત ચંક્રમણ એમના અંતકાળ સુધી નિરપવાદ ચાલ્યુ હતુ. લગભગ દોઢ કલાક કુદરતમાં વિહાર કરી, નિવાસસ્થાને પાછા ફરી સ્વાધ્યાયમાં મશગુલ થઈ જતા સ્હવારે ૭ સાડા છના સુમારે જો ત્યાં જાઓ તો અચૂક સ્વામિજી ને સ્વાધ્યાયમગ્ન જુવો. સ્વાધ્યાયમાં એટલા તો એકાગ્ર કે કેટલીક વેળા તો કોઇ સ્હામે આવીને ઉભો છે એની પણ ખબર ન રહે!

ત્યારબાદ અધ્યાપન કરાવે તેમાથી પરવારી કુદરતી હાજતને બ્હાને ફરી થોડુ ફરી આવે. આવીને સ્નાન કરે. સ્નાન વેળા પણ ધાડધાડ કે દોડધામ નહીં. સ્વામીજી જીવનની પ્રત્યેક ક્રિયા નિરાતે, પ્રસન્ન ચિત્તે અને એકાગ્રપણે કરતા. જાણે નજીવી લાગતી ક્રિયામાંથી પણ બ્રહ્માનન્દ મળતો હોય! પુસ્તકનાં ફાટેલાં પાનાં ઉપર કાગળની કાપલી ચોટાડવાની હોય કે પછી ભામતી ગ્રન્થ ભણાવવાનો હોય, બન્ને ક્રિયામાં તેઓ એકસરખા યોગમય–સમાધિમય રહેતા!

સ્નાન બાદ ભોજન કરે, અને ભોજનને લગતો એમનો નિયમ કડક હતો. હમેશાં સાદુ સાત્વિક, હિત, મિત, મેધ્ય ભોજન એમના જીવનની એક વિશેષતા હતી. જે માણસ જીભનો ગુલામ હોય તે કદી મહાત્મા બન્યો જાણ્યો નથી. જ્ઞાનની પરાકાષ્ટાએ પહોચેલા મનુષ્યના અનિવાર્ય વિશેષણ તરીકે ગીતાકારે "લઘ્વાશી" શબ્દ વાપર્યો છે. આ શબ્દ એના સંપૂર્ણ અર્થમાં સ્વામિજીના દૈનિક જીવનમાં ચરિતાર્થ થયો હતો.

ભોજન બાદ થોડો આરામ લઈ કાંઈના કાંઈ કામે વળગે. કદી નવરા ન બેસે કોઇને બેસવા ન દે. વગર કામે એમની સમક્ષ બેસવું મુશ્કેલ હતું એમના ઓરડામાં જાણે વગર પાટીઆએ અને વિના અક્ષરે "જલદી કરો, ટૂંકમાં પતાવો, વિના કામે બેસો નહીં," એવો મુદ્રાલેખ ન લખ્યો હોય એવુ લાગતું.

ત્યાર બાદ તેઓ પાછા પઠન પાઠનમાં મશગૂલ થતા. અને ચાર સાડા ચારના સુમારે પાછા ફરવા જતા. છના સુમારે પાછા આવી જતા, અને હમેશાં એક કલાકને માટે પ્રવચન-કરતા લગભગ સાડા આઠ નવના સુમારે સૂઈ જતા. ગીતાજીની પરિભાષામાં કહીએ તો એમના જીવનમાં "યુક્તાહાર વિહાર" "કર્મમાત્રમાં યુક્ત ચેષ્ટા" તથા "યુક્ત સ્વપ્નાવબોધ" હતો. એમની આખીય જીવનચર્યા નિત્ય સમાધિમય હતી. વળી એમને તમામ કામ સમયસર કરવાની પ્રશસ્ત ટેવ હતી. એમનું જીવન ઘડીઆળના કાંટા જેવું નિયમિત હતું

શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ થવું એ આપણા પૂર્વજોનો આદર્શ છે. અને એક મનુષ્ય જેટલો શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ થઇ શકે તેટલા સ્વામિજી વર્તન દશાએ હતા. આ વિધાનમાં કદાચ અલ્પોક્તિ હશે.

એમનું વક્તૃત્વ ઉચ્ચ કોટિનું હતુ. રોજ પ્રવચન થતા. શરૂઆતમાં ધીરે ધીરે શરૂ થાય. પળે પળે વિષયાનુસાર, અને ભાવાનુસાર ધ્વનિમાં આરોહ અવરોહ થાય. મોઢા ઉપર કે હાથ પગ ઉપર કોઈપણ જાતના વિકારો દેખાય નહીં. એટલા તો સ્વાભાવિક ઉદ્ગારો નીકળતા કે સિદ્ધ વક્તાના જેટલા ગુણો કલ્પી શકાય તેટલા તમામ તે વખતે તેમનામાં આવીને ખડા થઈ જતા! પહાડી છતા મધુર, મરદાનગી ભરેલો છતાં મૃદુ, સુભકની આકર્ષણ શક્તિવાળો એમનો કંઠ શ્રોતાઓને મુગ્ધ કરી નાંખતો. પ્રવચન ચાલે તેટલો વખત તો બધા ગંગાસ્નાનની પ્રસન્ન નિર્મલતા અનુભવતા. એ પ્રવચનો સાંભળવા એ જીવનનો એક અનેરો લ્હાવો હતો. સાંભળનાર, પ્રવચનને અંતે નવજીવન-નવોત્સાહ-નવીન દર્શન અને નૂતન આશા લઇનેજ ઉઠતો! બીજે દિવસ ક્યારે ઉગે એની જ ઝંખના કરતો.

સામાન્ય રીતે એઓ ભગવતી ગીતા તથા ઉપનિષદો ઉપર પ્રવચન કરતા. એ ગહન સાહિત્ય સમજાવવાની એમની રીત કોઈ ઓર જ હતી. આચારભૂમિમા ગીતા કે ઉપનિષદ કેવી રીતે ઉતરે એ તેઓ બતાવતા. નાનામાં નાના સમજણા બાળકને પણ લાગતું કે જીવન જીવવાંમાં મઝા છે તેમણે હમેશાં આત્મજ્ઞાન પૂર્વક, ભક્તિ ભરપૂર, નિષ્કામ કર્મયોગનો જ જીવન-ભર ઉપદેશ કર્યો છે કર્મયોગ જીવનનું રહસ્ય છે, સૃષ્ટિમાં નિષ્ક્રિયતા જેવી કોઈ ચીજ જ નથી, નિષ્ક્રિયતા એ જડતાની નિશાની છે, જ્ઞાનની નથી, જ્ઞાની કદી નિષ્ક્રિય રહી શકે નહીં. સમગ્ર ગીતાજીનુ નવનીત-"નિષ્કામ

કર્મયોગ" એજ એમના જીવનનો અને ઉપદેશનો માર્ગ છે એમના ઉપદેશમા એક અથવા તો બીજી રીતે હમેશા આત્મોન્નતિ જાત્યુન્નતિ અને દેશોન્નતિના ઉપર ભાર આપ્યા શિવાય રહેતા નહી । આત્મા, જાતિ અને દેશના ઉદ્ધાર માટે માણસે ચન્દનવતી, ઈક્ષુવતી, કે કાચનવતી બનવુ જોઈએ એટલે કે તેણે ઘસાઈ જવુ રહ્યુ પીલાઈ જવુ રહ્યુ તવાઈ જવુ રહ્યુ એમણે જે કાંઈ જાતે ન કર્યું હોય તેનો કદી ઉપદેશ દીધો નથી

એમની પાસે જાતિ, વર્ણ, ધર્મ વગેરેનો ભેદ ન હતો એમના ઉપદેશમા કોઈ પણ જઈ શકતો એમની પાસે કોઇપણ વિના સંકોચે બેસી શકતો, પારસી–મુસલમાન–અમત્ શૂદ્ર–બ્રાહ્મણ વગેરે તમામ એક જ જગ્યાએ એમના અને ઉપદેશામૃત ઝીલતા સર્વ પ્રત્યે સમભાવ–સર્વધર્મસમાનભાવ, કોઈપણ પ્રત્યે ઘૃણાનો અભાવ એમની વિશેષતા હતી જીવનભર એમણે આત્મજ્ઞાનથી ઓતપ્રોત ઉચ્ચ ચારિત્ર્યની સુગન્ધિ ચોમેર ફેલાવી હતી

અને લગભગ ૮૫ વર્ષની વૃદ્ધ વયે આ મહામના–મહા ભાગવત–મહા યોગી સ્વામિશ્રી હરિપ્રસાદજી ૧૯૪૦ ના મેની ૨૭ મીને મંગળવારે હરદ્વારમા સમાધિસ્થ થયા કાદમ્બરીમાં મહામુનિ જાબાલિને માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે તેને ઉતારી આ મહાપુરુષનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પુરુ કરીએ છીએ બાણભટ્ટ લખે છે —

एष प्रवाह करुणारसस्य, सतरणसेतु ससारसिन्धो., आधार क्षमाम्भसा, परशु नृष्णालता–गहनस्य, सागर सन्तोषामृतस्य उपदेष्टा सिद्धिमार्गस्य, अस्तगिरि असद्ग्रहस्य, मूल उपशमतरो नाभि प्रज्ञाचक्रस्य, स्थितिवश धर्मध्वजस्य, तीर्थ सर्वविद्यावताराणा, वडवानल लोभार्णवस्य, निकषोपल शास्त्ररत्नानां, दावानल रागपल्लवस्य, महामन्त्र क्रोधभुजगस्य, दिवसकर मोहान्धकारस्य, अर्गलाबन्ध नरक द्वाराणा, कुलभवन आचारस्य, आयतन मङ्गलाना, अभूमि मदविकाराणा, दर्शक सत्पथाना, उत्पत्ति साधुताया, नेमि उत्साहचक्रस्य, आश्रय सत्त्वस्य, प्रतिपक्ष कलिकालस्य, कोश तपस, सखा सत्यस्य, क्षेत्र आर्जवस्य, प्रभव पुण्यसञ्चयस्य, अदत्तावकाश मत्सरस्य, अराति विपत्त अस्थान परिभूतेः, अननुकूल अभिमानस्य, असमत दैन्यस्य, अनायत्त रोषस्य, अवश विषयाणां, अनभिमुख सुखानाम् ॥

અસ્તાચલ, શાન્તિવૃક્ષનું મૂળ, પ્રજ્ઞાચક્રની નાભિ, ધર્મધ્વજાનો વંશ, તમામ વિદ્યાઓના અવતારનું તીર્થ, લોભસમુદ્રનો વડવાનલ, શાસ્ત્રરૂપી રત્નોની કસોટી, રાગરૂપી પલ્લવનો દાવાનળ, ક્રોધરૂપી મહાનાગનો મહામન્ત્ર, મોહરૂપી અંધારાનો સૂર્ય, નરકદ્વારોનો આગળો, આચારોનું કુલભવન, મંગળનું પીયર, મદવિકારને માટે અસ્થાન, સત્પથના દર્શક, સાધુતાની ઉત્પત્તિસ્થલી, ઉત્સાહચક્રની વાટ, સત્વનો આધાર, કલિકાલનો વેરી, તપનો ખજાનો, સત્યનો સહચર, સરલતાનું ક્ષેત્ર, પુણ્યસંગ્રહની પ્રસૂતિભૂમિ, મત્સરને માટે અનવકાશ, વિપત્તિનો શત્રુ, તેજોવધનું અસ્થાન, અભિમાનને પ્રતિકૂલ, દૈન્યનો અણમાનીતો, રોષનો અગુલામ, વિષયોનો અદાસ, અને સુખોના તરફ વિમુખ હતા. મહાત્માઓમાં આથી વધુ કશું હોતું નથી.

—: हरिः ॐ तत्सत् :—

શીતલા માતા શેરી,
મહાશિવરાત્રી '૯૮
વલસાડ.
તા. ૧૩-૨-૪૧

નલિન મ. ભટ્ટ

## ॥ अथ प्रथमोऽध्यायः ॥

॥ हरिः ॐ श्रीकृष्णाय पुरुषोत्तमायनमः ॥

ભારતીય સંગ્રામ શરૂ થવાની અણી ઉપર હતો. કુરુક્ષેત્રમાં લડવૈયા ભેગા મળ્યા હતા. એક બાજુ વિરાટ કૌરવ સેના ખડી છે. બીજી બાજુ અફાટ પાંડવ સેના ઉભી છે. શંખનાદ ફુંકાઇ રહ્યા છે. છેલ્લો હુકમ બહાર પડે અને શરસન્ધાન થાય એટલો વાર છે.

અને અર્જુન રણભૂમિ ઉપર ખડો થયો. તેણે ચોમેર નજર ફેરવી! તેની નજરમાં જ્યાં ત્યાં સગાંવ્હાલાં જણાયાં. વ્હાલાઓનો સંહાર તેની નજરમાં પડ્યો. વ્હાલાઓ વ્હાલાં મટી, વેરી થઈ, કાળના જડબામાં જકડાઇ જતાં, તેને નજરે પડ્યાં!

અને તેની હૃદયસ્થિતિ પલટાઈ ગઈ! જીવનનો અતિ બારીક પ્રશ્ન ખડો થયો! સગાંઓનો સ્વયં સંહાર! જેની સાથે જીવનની લીલીસુકીઓ જોઈ, છાયા-પ્રકાશ અનુભવ્યાં, તેનોજ સ્વહસ્તે સંહાર! અને તેપણ લોભના માર્યા! અને સગાંઓમાં પણ ભીષ્મ દ્રોણ જેવા? બધા! પૂજાને યોગ્ય-પ્રણામને યોગ્ય એવા મહાનુભાવ પિતરોને શરશૈય્યા ઉપર સુવાડવા? — આ ભયંકર કૃત્યના વિચારમાત્રે અર્જુન કાંપી ગયો! તેનું હૈયું થરકવા લાગ્યું! તેને તમ્મર આવ્યાં. વિવેકબુધ્ધિ વણસી ગઈ. અર્જુન છેવટે મનુષ્ય! આવા કોમળ બારીક પ્રસંગે મનુષ્યને મોહ આવરીજ લે. અને મોહનો માર્યો અર્જુન શોકમાં તપવા લાગ્યો. તેને માટે એક વિકટ સમસ્યા ખડી થઈ! અને તે કર્તવ્યને લગતી!

કિંકર્તવ્યવિમૂઢતા અર્જુનના હૃદયને ઘેરી રહી હતી! શંકાનો વાવટોળ તેને હચમચાવી રહ્યો હતો. તેના હૃદયમાં થયું કે આ પળે મારે શું કરવું? વેદવિહિત નિજધર્મનું કર્તવ્યબુધ્ધિ અને લોક સંગ્રહની બુધ્ધિથી આચરણ કરવું કે લોક અને શાસ્ત્રથી નિન્દિત-કષ્ટદાયી-ભિક્ષાવૃત્તિથી જીવન ગાળવું! અર્થાત્ યુધ્ધ કરવું કે બાવા બનવું? યુધ્ધ કરવું એ ક્ષત્રિયનો વેદકથિત ધર્મ

છે કર્તવ્ય છે કર્તવ્ય કરવાની લોકની પણ કર્તવ્યમા નિષ્ઠા થાય છે શ્રેષ્ઠ પુરૂષનુ આચરણ દુનિયાને ધડારૂપ છે આથી કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલુ આ યુદ્ધ ખેલવુ–ભીષ્માદિ સ્વજનોનો સહાર કરવો કે કર્તવ્ય ભયકર લાગતુ હોઈને એમાથી ખસી જવુ? કર્તવ્ય કઠોરતા માગે છે મોહ માણસને પોચો બનાવે છે બીરૂ બનાવે છે પ્રેમના સાચા અર્થથી ભ્રષ્ટ કરે છે નિર્મલ પ્રેમ અચલ ન્યાયબુદ્ધિ, કઠોર કર્તવ્યનિષ્ઠા માગી લે છે પણ આ કઠોર કર્તવ્યનિષ્ઠા અતકોમના છે। અને આથી, ઉપરથી કઠોર, છતા અદરથી કોમલ ધર્મબુદ્ધિ નિશ્ચલ હોવી ઘટે। અર્જુનની કર્તવ્યનિષ્ઠા ચલિત થઈ અને ચલિત કર્તવ્યબુદ્ધિમા મોહ પેસે છે અને શોક તેને આવરે છે। આથી ભીષ્માદિનો સહાર કરૂ કે આ બધી ઉપાધિ છોડી ક્યાક નાસી જાઉં એવો ગાઢ સશય અર્જુનના હૃદયમા ઉઠ્યો અને બુદ્ધિ જ્યારે મોહથી ભરેલી હોય અને શોકથી ઘેરાયેલી હોય ત્યારે કર્તવ્યનિર્ણય કરવામા અશક્ત થઈ જાય છે અર્જુનની મતિ પણ મારી ગઈ મોહ અને શોકનો શિકાર બની ગઈ। અને કશો સાચો નિર્ણય ન કરી શકી। અને સાચા નિર્ણય ઉપર તો જીવનની ઉન્નતિ અને અવનતિનો આધાર છે।

અર્જુન મુઝાયો ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર અર્જુનના સારથિ હતા રથના સારથિ તરીકે બેઠેલા સર્વસાક્ષી અતર્યામી ભગવાન આ તાલ જોયા કરતા હતા। પણ ભગવાન, જ્યાસુધી ભક્ત પૂછે નહિ–શરણે આવે નહિ, ત્યાસુધી શાને સલાહ આપે? ભગવાન પણ મૂગા બેઠા હતા અર્જુન જ્યારે ખૂબ અકળાયો ત્યારે તેને ભગવાન સિવાય બીજો કોઈ આરો ન રહ્યો જીવ જ્યારે અકળાય અને કાંઈ ન સૂઝે એવી દશામા આવે ત્યારે ભગવાન સિવાય તેનો હાથ કોણ પકડે? આથી અર્જુન – બાહુવીર અર્જુન મુઝાઈ ગયો અને શિષ્યભાવે ગદ્‌ગદ્‌ વાણીથી પોતાનુ કર્તવ્ય નિશ્ચિત કરવાની ઇચ્છાથી ભગવાનને શરણે ગયો અને આત્મકર્તવ્યનો – આ બારીક પ્રસગે – આત્મકર્તવ્યનો નિર્ણય પૂછ્યો અને પરમ દયાળુ – કરૂણાનિધાન શ્રી કૃષ્ણ પરમાત્મા તો અર્જુનને શરણે આવવાની જ વાટ જોતા હતા। અર્જુન શરણે આવ્યો એટલે ભગવાનના હૃદયમા રહેલી દયાગગાનો પ્રવાહ ધોધબધ પ્રકટ્યો। જીવમાત્રનો સસારસાગરમાથી ધર્મોપદેશ દ્વારા ઉદ્ધાર કરવો એ ભગવાનનું અવતારકૃત્ય છે. અર્જુને ખરી વખતે ભગવાનને આ ભગવદીય કર્મ કરવાને અવસર આપ્યો અને અવસર મળતાજ વિશ્વવિદ્ ભગવાન શ્રીકૃષ્ણે આબાલથી માડી બ્રાહ્મણ પર્યન્તના મનુષ્યમાત્રને ઉદ્ધારવાની – શોક મોહ રૂપી સસાર સમુદ્રમાથી ઉદ્ધારવાની ઇચ્છાથી ગીતા ગાઈ। ગીતા અભ્યુદય અને આત્યતિક કલ્યાણનુ સાધન છે મનુષ્યમાત્ર એનો

પરમાત્મા છે. પ્રત્યેક જીવમાં કૌરવસેના અને પાંડવસેના ઊભી છે. બધાજ સૌ જીવના સગાં છે. જીવમાત્ર વિમાસણમાં પડી જાય છે કે આ જીવનસંગ્રામ કેવી રીતે ઉકેલવો! એમાં કોને મારવા? કોને જીવાડવા! આ બધી ધમાલ શાને? અરે! પોતાનાની સાથેજ વઢવું – મારફાડ કરવી! – ધમસાણ મચાવવું! – રકતપાત કરાવવા! – અને એ બધું શા સારૂ? એનાથી શો લાભ! – આવા કોમળ પ્રસંગોથી પ્રાણીમાત્રનું જીવન ભરપૂર છે. અને એવેજ વખતે જીવનમાં તત્ત્વજ્ઞાનની અચળ સમજની જરૂર છે. અને એ તત્ત્વજ્ઞાન કોઈ પાસેથી કેવી રીતે મળે કે જેથી સંસાર સગ્રામ જીતાય-સંસારમાં સરસ રહેવાય – અને જીવતાંજીવ પરમ તત્ત્વ પમાય – શોક અને મોહમાં રહી છતાં તેમના સ્પર્શથી દૂર રહેવાય અને મુકત થવાય! આ બધું જાણવા માટે ભગવાન સિવાય કોણ આપણો બેલી? કોણ માર્ગદર્શક?, કોણ નિર્ણયદાતા આથી પ્રત્યેક જીવરૂપી અર્જુને શરીરરથનું સારથિપણું સંભાળના ત્રાતા શ્રીકૃષ્ણ પરમાત્મા અતર્યામિને શરણે જવું પડે છે. અને આવું અનન્ય શરણુ લઈને ભગવાનના પરમમાન્ય સેવક બનીને જે ભગવાનનો આદેશ સાંભળે છે અને તે મુજબ વર્તે છે, તે વિષાદમાંથી પ્રસાદમાં પહોંચે છે. કારણકે ગીતાજી બીજુ કશું કરતાં નથી! માણસને વિષાદના પ્રદેશમાંથી પ્રસાદના પ્રદેશમાં લાવી મૂકે છે. બસ સૌને વિષાદના અંધારા વટાવી પ્રસાદના પ્રકાશમાં જવાનું છે. આથી ગીતાજી પ્રત્યેક જીવનો સંગાથી છે સુહૃદ્ છે. માતામહી છે. વિષાદથી માંડીને પ્રસાદમાં જવાનો એ રાજમાર્ગ છે. આ રીતે જોતાં ગીતા પ્રત્યેક જીવની ઉધ્ધાર માતા છે. એ હિન્દુની નથી. જગતનાં તમામ પ્રાણીની માતા છે! હિન્દુસ્તાનમાં એ પ્રકટે એ તો ઇશ્વરનો એક વિશેષ પ્રસાદમાત્ર છે. બાકી કોઈપણ દેશના – કોઈપણ કાળના –કોઈપણ જાતિના – કોઈપણ અધિકાર કક્ષાના કોઈપણ જીવને માટે ગીતાજી એક સરખી માતા છે–ધાતા છે–જીવનવિધાતા છે–મંગલ ધામ છે. આથી અહિં સૌ અધિકારી છે. આટલું શરૂઆતમાં પ્રત્યેક જીવ સમજી લે.

આમ ગીતાજી જીવમાત્રની રક્ષક માતા છે. ગીતાજીની ખરી શરૂઆત બીજા અધ્યાયના અગીઆરમા – 'अशोच्यान्' ० – આ શ્લોકથી થાય છે. પહેલો આખો અધ્યાય અને બીજાના દશ શ્લોકો ઉપોદ્ઘાત રૂપ છે. ભગવાન વ્યાસદેવનો રચેલો છે. અને એ રચના ભગવાનના વાકયોના ઉચિત પ્રસંગે અવતાર માટે છે. વચ્ચે વચ્ચે અને છેડે અર્જુન અને સંજયની ઉક્તિ રૂપ કેટલાક શ્લોકો ભગવાનની ઉક્તિના સંયોજન માટે તેજ પ્રમાણે ભગવાન બાદ-

રાયણ '— વ્યાસદેવે રચ્યા છે. ગ્રંથના ઉપસંહારનું સૌંદર્ય પણ તેથી જળવાય છે. આમ ભગવતી ગીતાનું કલેવર ૭૦૦ શ્લોકોનું છે. સાતસે શ્લોકોના કલેવર વાળા આ પરમમાન્ય ગ્રન્થનો પહેલો શ્લોક ધૃતરાષ્ટ્રના પ્રશ્નરૂપ છે. અર્થાત્ ભગવાને ગાયેલી અર્જુને સાંભળેલી. વ્યાસજીએ ગ્રન્થ રૂપે ગૂંથેલી, સંજયજીએ ધૃતરાષ્ટ્ર સમક્ષ ઉચ્ચારેલી, અને પરંપરાએ વ્યાસ શિષ્ય વૈશમ્પાયને પરીક્ષિત પુત્ર જનમેજયને ઉપદેશેલી આ ભગવદ્‌ગીતોપનિષદ્ છે. ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું એમ કહેતાં વૈશમ્પાયન જનમેજયને કહે છે એમ અહિં સદર્ભ સમજવો.

धृतराष्ट्र उवाच : ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय" ॥ १ ॥

હે સંજય! પુણ્યજનક પ્રદેશ નામે કુરૂક્ષેત્રમાં, યુધ્ધને ઇચ્છતા હોઇ, ભેગા મળેલા દુર્યોધન વગેરે મારા તથા યુધિષ્ઠિર વગેરે પાંડુના પુત્રોએ શું કર્યું ? ॥ ૧ ॥

ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે હે સંજય! ધર્મને જન્મ આપે એવા કુરૂક્ષેત્રમાં લડવાની ઇચ્છાથી એકત્ર થયેલા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું ? કુરૂક્ષેત્ર એ ધર્મભૂમિ હતી. એ ભૂમિનો પ્રભાવ જબરો હતો એટલે લડવાનેજ ભેગા થયેલા પાંડવો અને કૌરવોની વચ્ચે શું બન્યું — તેઓએ શુ કર્યું એવો પ્રશ્ન ઉપર ટપકે જોતાં તો નિરર્થક લાગે. પણ એનો જવાબ છે ધર્મક્ષેત્ર શબ્દમાં. કદાચ — વખત છે ને ધર્મભૂમિના પ્રભાવે કૌરવ પાંડવોનો યુધ્ધનિશ્ચય છેવટની ઘડીએ નો ન બદલાયો હોય? તીર્થમાં પાપીની બુધ્ધિ પણ પુણ્યશાલિની બને એ સંભવ છે. આમ ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન સ્થાને છે. વળી ધૃતરાષ્ટ્ર આંખે, આંધળો હતો. અને અંતરમાં મોહનો માર્યો પણ આંધળો હતો. છતા મનુષ્ય તો હતોજ. તેને પણ હૈયાના ઉંડાણમાં તો આ વિગ્રહ ગમતો ન હતો. એટલે છેલ્લી ઘડીએ પણ સંહારપ્રધાન સગ્રામ અટકી જાય એ પણ ઇચ્છેજ. એટલે કાંઇક આવી. આવી વિચાર.સરણીને વશ થઇને ધૃતરાષ્ટ્ર અહીં પ્રશ્ન પૂછે છે. ॥ ૧ ॥

संजय उवाच : સંજય બોલ્યા.

"दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य, राजा वचनमब्रवीत्" ॥ २ ॥

ત્યારબાદ રાજા દુર્યોધન, પાંડવોના સૈન્યને વ્યૂહાકારમાં ગોઠવાયેલું જોઈ તે વખતે ધનુર્વિદ્યાનાં શિક્ષક દ્રોણુની પાસે વિનયપૂર્વક પહોંચી આ વાક્ય બોલ્યો ॥ ૨ ॥

બીજા શ્લોકથી સંજયનો ઉત્તર શરૂ થાય છે બીજા શ્લોકમાં ખાસ ધ્યાન ધરે એવા બેજ શબ્દો છે. 'વ્યૂઢ' અને 'ઉપસંગમ્ય' વ્યૂહ શબ્દ લશ્કરની ખાસ પ્રકારની રચનાનુ નામ છે. એમાં અત્યંત પ્રવીણતા જોઈએ છે. જો વ્યૂહ રચના બરોબર ન થાય તો સેનાનો નાશ થાય 'ઉપસંગમ્ય' શબ્દનો ધ્વનિ દ્રોણાચાર્યની પાસે રાજા વિનીત ભાવે ગયો' એમ છે. રાજાના વિનયભર્યા ગમનનો ધ્વનિ શબ્દમા વપરાયેલા '**સમ્**' ઉપસર્ગમાથી નીકળે છે. સંજયે કહ્યું કે રાજા દુર્યોધન પાંડવ સેનાની વ્યૂહ રચના જોયા પછી ધનુર્વિદ્યાના ગુરુ દ્રોણાચાર્ય પાસે વિનીત ભાવે પહોંચી હવેના શ્લોકમાં આવનાર વાક્ય કહે છે. । ૨ ।

"पश्यैतां पाण्डुपुत्राणाम्, आचार्य! महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण, तव शिष्येण धीमता" ॥ ३ ॥

હે આચાર્ય! ભાવિ પરિણામને ચિન્તવનારી બુદ્ધિવાળા તારા શિષ્ય દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન વડે વજ્ર નામના વ્યૂહાકારમાં ગોઠવાયેલી આ–પ્રત્યક્ષ દેખાતી, પાંડવોની મહાન સેનાને જુઓ. ॥ ૩ ॥

રાજા દુર્યોધને ગુરુ દ્રોણાચાર્યને જે વચન કહ્યું તેને હવેના નવ શ્લોકોમાં બતાવે છે. દુર્યોધન કહે છે કે આચાર્ય! આપના ધીમાન શિષ્ય દ્રુપદનાં દીકરા ધૃષ્ટદ્યુમ્ને વજ્ર નામના વ્યૂહાકારે ગોઠવેલી આ પાંડવોની મહાન સેનાને જુવો!- દુર્યોધનનુ આ વચન તેને આબાદ નીતિકાર તરીકે સિદ્ધ કરે છે. સેનાપતિની આગળ કઇ વાત કેવી રીતે આણવી એ દુર્યોધન જાણે છે. પહેલાં તો એ પોતાના ગુરુનેજ એક વચનમાંજ સંબોધે છે પણ એ તો સંસ્કૃતમાં પ્રથા છે એટલે એમાથી ધ્વનિ પણ ન કાઢીએ પણ 'દ્રુપદ પુત્ર તારો ધીમાન શિષ્ય' એ શબ્દમાં ચમત્કૃતિ છે દ્રુપદ અને દ્રોણ વચ્ચે વેર હતુ. દ્રોણને અપમાનિત થવાનું દ્રુપદે કારણ આપ્યું હતુ એટલે ખરી તકે દ્રુપદનું નામ ઉચ્ચારી દ્રોણના હૃદયમાં રહેલ પ્રસુપ્ત વૈરાગ્નિને દુર્યોધન પ્રજ્વલિત કરે છે. ઉપરાંત 'તવ શિષ્ય' કહે છે ભલા! શિષ્ય તે ગુરુને બચાવે કે મારે? બચાવવાની વાત તો આઘે રહી પણ આ તો ગુરુની સામેજ મોરચો માંડે છે. આ

ભાવનાના તાર ઉપરથી પણ દ્રોણ ઉશ્કેરાય એમ દુર્યોધન ઇચ્છે છે. વળી એને ધીમાન કહે છે. ધી શબ્દનો અર્થ ભાવિ પરિણામનું ચિન્તન કરવામાં સમર્થ એવી બુદ્ધિ એમ થાય છે। અર્થાત્ દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન ધીમાન છે. એ સેનાને વ્યૂહાકારે ગોઠવવામાં કુશળ છે. તો શું તમો – બધા – આચાર્યો તેનાથી ઉતરતા છો? નહિજ. તો એને પણ ટપી જાય એવી સેનાની વ્યૂહરચના કરો એમ દુર્યોધનને અભિપ્રેત છે! આટલું સમજાય તો દુર્યોધનને માટે જે સુયોધન શબ્દ વપરાય છે તેનું સ્વારસ્ય સમજાય ॥ ૩ ॥

"अत्र शूराः महेष्वासाः भीमार्जुनसमाः युधि ।
युयुधानो विराटश्च, द्रुपदश्च महारथः" ॥ ४ ॥
"धृष्टकेतुश्चेकितानः, काशिराजश्च वीर्यवान् ।
पुरुजित् कुन्तिभोजश्च, शैव्यश्च नरपुङ्गवः" ॥ ५ ॥
"युधामन्युश्च विक्रान्तः, उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च, सर्व एव महारथाः" ॥ ६ ॥

અહિં પાંડુ પુત્રોની સેનામાં અનેક મોટા ધનુષ્યવાળા શૂરવીર, યુદ્ધમાં ભીમ અને અર્જુન સરખા, યુયુધાન, વિરાટ, મહારથી દ્રુપદ વગેરે છે ॥ ૪ ॥

(વળી) ધૃષ્ટકેતુ, ચેકિતાન તથા અતિશય બળવાળો કાશીરાજ, પુરૂજીત્ તથા કુન્તિભોજ તથા મનુષ્ય શ્રેષ્ઠ શૈબ્યરાજા છે ॥ ૫ ॥

તથા શૂરવીર યુધામન્યુ તથા અતિશય બળવાળો ઉત્તમૌજા, અભિમન્યુ અને પ્રતિવિન્ધ્ય વગેરે દ્રોપદીના પુત્રો, એ બધાજ (એટલેકે યુયુધાનથી માંડી શ્રુતકર્મા સુધીના સત્તર) મહારથીઓ છે ॥ ૬ ॥

આમ ત્રીજા શ્લોકમાં દ્રોણાચાર્યના વૈરાગ્નિને ખખેરવા માટે કુશળતા પૂર્વક વાક્યપ્રયોગ દુર્યોધને કર્યો. હવે ચોથા પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં ધ્યાનમાં રાખવા જેવા શત્રુસેનાના મહારથીઓને ગણાવ્યા. આ ગણત્રી કરવામાં હેતુ એટલો કે કોઇના તરફ ભૂલથી પણ બેદરકારી ન રહે। કેમકે રણક્ષેત્રમાં સ્હેજપણ બેદરકારી – અસાવધતા રહે તો જરાને માટે બાજી પલટી જાય. જે કેટલીક ધ્યાન દેવા જેવી શબ્દરચના આ શ્લોકમાં છે તેનો ઉલ્લેખ પદાર્થમાંજ છે. અને તેનાથી વિશેષની જરૂર નથી. એટલે વિવરણનો વિસ્તાર અહિં કરતા નથી. ॥ ૪–૫–૬ ॥

"अस्माकं तु विशिष्टा ये, तान् निबोध द्विजोत्तम ! ।
नायका मम सैन्यस्य, संज्ञार्थं तान् ब्रवीमि ते " ॥ ७ ॥

પરંતુ અમારા જે શૂરવીરો મારી સેનાના નાયકો છે તેમને હે બ્રાહ્મણોમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય ! આપ સારી પેઠે જાણો. આપની યાદ માટે આપને કહું છું. ॥ ७ ॥

આમ પાંડવોની સેનાના વિશિષ્ટ પુરુષોની નામાવલિ તેમના યોગ્ય વિશેષણો સહિત દ્રોણાચાર્યને સંભળાવી. હવે પોતાની સેનાના ભડવીરોની યાદી આપવી બાકી રહી. શત્રુસેનાના મહારથીઓનેજ ગણાવે અને તેમને વધારે પડતા ચીતરે તો સંભવ છે કે પોતાની સેનાના સેનાનીઓ નાહિમ્મત થઈ જાય અને આગળથીજ બેસી પડે. એટલે સામા પક્ષના બળનો યોગ્ય ખ્યાલ આપી પોતાનો પક્ષ તેનાથી ખીલકુલે ઉતરતો નથી પણ તેનાથી ચઢતો છે એમ સાબીત કરી આપી સ્વવર્ગનો ઉત્સાહ વધારવો એ શાણા નીતિજ્ઞનું કર્તવ્ય છે. દુર્યોધન આનાથી અજાણ નથી. એટલે સાતમા શ્લોકમાં પોતાની સેનાની વિશિષ્ટ વ્યક્તિઓનો ઉલ્લેખ કરવા પ્રતિજ્ઞા કરે છે. દ્રોણ કાંઈ આ વાતો ન જાણતા હતા એમ નથી. પણ રણકાળનું વાતાવરણ અતિઉગ્ર હોય-ઉત્તેજિત હોય અને એમાં કોઈક વેળા ખરી વેળાએ ખરી જગ્યાએ ખરી વ્યક્તિનો ઉપયોગ થઈ શકે એવો હોય છતાં વિસ્મૃતિને લીધે તેમ ન બને એટલે શરૂઆતમા યાદ હોય અગર ન હોય તોપણ પોતાના ભડવીરોની યાદ કરાવવી એ ઉચિતજ છે: ॥ ७ ॥

"भवान् भीष्मश्च कर्णश्च, कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च, सौमदत्तिस्तथैव च " ॥ ८ ॥

આપ, તથા પિતામહ ભીષ્મ તથા અંગરાજ કર્ણ, તથા યુદ્ધજીત્ કૃપાચાર્ય તથા અશ્વત્થામા તથા વિકર્ણ તથા સૌમદત્તિ-ભૂરિશ્રવા-આપશ્રી વગેરેના જેવાજ શૂરવીર છે. ॥ ૮ ॥

સાતમા શ્લોકની પ્રતિજ્ઞા અનુસાર આઠમાં શ્લોકમા પોતાની સેનાની જવાબદાર વ્યક્તિઓનો ઉલ્લેખ કરે છે. તેમાં દ્રોણાચાર્યથી માંડીને ભૂરિશ્રવા-સોમદત્તિ સુધીનાનો સમાવેશ થઈ જાય છે. દ્રોણાચાર્યનું પહેલું ઉચ્ચારણ પણ જાતિને અનુકૂલ અને યોગ્યતા જાળવનારુંજ છે। ॥ ૮ ॥

**अन्ये च बहवः शूराः, मदर्थे त्यक्तजीविताः ।**
**नानाशस्त्रप्रहरणाः, सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

બીજા પણ અનેક શલ્ય વગેરે, મારે માટે જીવન ત્યજનારા, અનેક પ્રકારના શસ્ત્રાસ્ત્રના પ્રહારને જાણનારા, બધા સંગ્રામ કુશલ વીરો છે. ॥ ૯ ॥

દુર્યોધને વિચાર્યું કે મારી સેનાના વડાઓની જો યાદી આપવા જાઉં—જુદો જુદો નામનિર્દેશ કરવા જાઉં—તો પત્તો ન લાગે અને સમય થોડો છે એટલે થોડા વિશેષણોમાં જ—તે સૌની યોગ્યતાનો યથાર્થ ખ્યાલ આપી આ વાતને સમેટી લે છે। દુર્યોધન કહે છે કે એવા તો અનેક શૂરવીરો છે અને તે બધા મારે ખાતર જીવન છોડીને ખડા ઉભા છે। આ વિશેષણમાં ફીદા તરફની વફાદારીનો ખ્યાલ આપે છે વળી બધા જ અનેક શસ્ત્રાસ્ત્રવિધિમાં પારગત છે એટલે બીજા અનુભવી એવો એકે લડવૈયો નથી। આ દ્વારા પોતાના સૈન્યની શસ્ત્રાસ્ત્રમાં કુશળતા સિધ્ધ કરે છે અને છેવટે કહે છે કે બધા જ યુધ્ધવિશારદ છે અને આ વિશેષણ જો સૈનિકો સાંભળે તો તેમનો ઉત્સાહ ઉલટો વધે। દુર્યોધનના આ બધા શબ્દપ્રયોગો ચમત્કૃતિ ભરેલા છે એક કુશળ રાજનીતિજ્ઞને શોભે એવા અને ઉચિત છે ॥ ૯ ॥

**अपर्याप्तं तदस्माकं, बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां, बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

ભીષ્મ વડે રક્ષાયેલું આપણું તે સૈન્ય અપરિમિત છે એમનું તો આ ભીમ વડે રક્ષાયેલું સૈન્ય પરિમિત છે ॥ ૧૦ ॥

નવમા શ્લોકમાં પોતાના સૈન્યના વડાઓને ઉત્સાહભરિત કરી હવે શત્રુ સૈન્ય ઉપર આપણો વિજય ચોક્કસ છે એવી મતલબની ખાત્રી આપે છે આપણું સૈન્ય ભીષ્મપિતામહથી રક્ષાયેલું છે અને અપરિમિત છે સામાવાળાનું સૈન્ય ભીમથી રક્ષાયેલું અને પરિમિત છે આ શ્લોકમાં જે તુલનાનો સૂર છે તે સ્પષ્ટ છે. કૌરવનું સૈન્ય ભીષ્મપિતામહના સેનાધિપતિપણા હેઠળ હતું અને ભીષ્મ એટલે સૂક્ષ્મબુધ્ધિ—ભાગ બુધ્ધિ પરાક્રમ ધર્મની મૂર્તિ. આ બાજુ ભીમ હતો. શરીરે તેવો બુધ્ધિએ પણ જાડો અને જેના સેનાપતિની વચ્ચે આટલો

યોદ્ધો તદ્દાવત હોય – તેને શત્રુપક્ષના ઉપર વિજયની ખાત્રી હોયજ. બાહુબળ કરતા બુધ્ધિબળ સદા ચઢતુ છે. ભીમમા એકલુ બાહુબળ. ભીષ્મમાં બન્ને. વળી તે ઉપરાન્ત સાધન સપત્તિમા પણ કૌરવો ચઢીઆતા હતા. કૌરવ પક્ષમા અગીઆર અક્ષૌહિણી સેના અને પાડવ પક્ષમાં સાત અક્ષૌહિણી. આમ મનુષ્ય બળમા પણ કૌરવ પક્ષનો વિજય પ્રત્યક્ષજ લાગે એટલે દુર્યોધન જે તુલનાત્મક શબ્દો અહીં કહે છે તે તેને માટે પ્રવીણની પદવી અપાવે એવાજ છે। દુર્યોધનની નીતિમત્તાનો અહીં આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે.* ॥ ૧૦ ॥

अयनेषु च सर्वेषु, यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु, भवन्तः सर्व एव हि ॥ ११ ॥

બધાયે માર્ગો ઉપર પોતપોતાના ભાગે સાવધાન થઇને ઉભેલા આપ બધાજ, ભીષ્મપિતામહનેજ ચોમેરથી રક્ષો ॥ ૧૧ ॥

હવે રાજા દુર્યોધન દ્રોણ પાસે જે હેતુથી પહોચ્યો હતો તે હેતુને આ શ્લોકમા સ્પષ્ટ કરે છે. દુર્યોધન દ્રોણ વગેરે સૌ સેનાનીઓને આજ્ઞા કરે છે કે તમો બધાજ પોતપોતાની જગ્યામા સાવધાનતાથી ઉભા રહી ભીષ્મનુજ રક્ષણ કરો ભીષ્મ જ્યાસુધી અક્ષત છે ત્યાસુધી કૌરવો રક્ષિત છે। કેમકે સેનાપતિ જ્યા રક્ષિત ત્યા સૈન્યને ભયની જરૂર નથી। એટલે ભીષ્મના રક્ષણમાં સૌનુ રક્ષણ છે। આથી ભીષ્મપિતામહનાં રક્ષણ માટે સૌને ખબરદારી રાખવાનુ કહીને દુર્યોધન દ્રોણથી અળગો થયો। ॥ ૧૧ ॥

तस्य सञ्जनयन् हर्षं, कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः, शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

તેને હર્ષ ઉપજાવતાં, કુરૂવૃધ્ધ, પ્રતાપી, પિતામહ ભીષ્મે, સિંહ જેવી મોટી ગર્જના કરી શંખ વગાડયો ॥ ૧૨ ॥

આમ દુર્યોધન સૈન્યને પ્રોત્સાહિત કરી ત્યાથી ખસ્યો. પછી શુ થયુ–એવો ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન છે એમ અહીં સમજવુ. સજય ત્યારબાદ શુ બન્યુ તેનો

---

* ભીમસેન વિષેનો ઉપલો અભિપ્રાય દુર્યોધનની વિકૃત દૃષ્ટિનો છે વ્યાસ ભગવાનનો ભીમસેન એનાથી જૂદો છે.

ચિતાર આપે છે. હે રાજન! દુર્યોધનની નીતિકુશલતા જોઈ કુરુવૃધ્ધ ભીષ્મ પિતામહ પુલકિત થઈ ગયા અને ઉત્સાહના આવેશમાં મૃગેન્દ્રગર્જન કરી, રાજાનો હર્ષ વધારતાં તેમણે જોરથી શખ ફુંક્યો! ભીષ્મ પિતામહ તે વખતે કુરુવંશમાં સૌથી ઉમરે વૃધ્ધ હતા. પ્રતાપમાં વૃધ્ધ હતા! બલવીર્યમાં વૃધ્ધતમ હતા! ટૂંકમાં એટલુંજ બસ થશે કે ભીષ્મ પિતામહ માનવ ઇતિહાસમાં એકજ છે. આવા ભીષ્મ પિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવવા જોરથી શખ ફુંક્યો! ॥ ૧૨ ॥

ततः शङ्खाश्च भेर्यश्च, पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त, स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

ત્યારબાદ તરતજ શંખો અને ભેરીઓ, પણવો અને આનકો તથા ગોમુખો વાગી ઉઠયાં, તે શબ્દ (તે બધાંનો અવાજ) ભયંકર થયો ॥ ૧૩ ॥

અને જ્યાં સેનાધિપતિએ શખ ફુકયો એટલે તો આખી સેના હર્ષિત થઈ અને હર્ષના આવેગમાં તત્કાળ બીજા શખો અને ભેરીઓ, પણવો અને આનકો અને ગોમુખ નામના વાજિંત્રો ગાજી ઉઠ્યાં! આ એકાએક ચોમેરથી એકીવખતે ઉઠેલો નાદ ભયકર હતો! અગિયાર અક્ષૌહિણીનો સામટો વાજિંત્રનાદ ભયકર ન હોય તો બીજુ શુ હોય? ॥ ૧૩ ॥

ततः श्वेतैर्हयैर्युक्ते, महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव, दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥ १४ ॥

ત્યારબાદ ધોળા ઘોડાઓ જોડેલા વિશાળ રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુને અદ્‌ભુત શંખોને વધારે જોરથી વગાડયા ॥ ૧૪ ॥

અને જ્યાં કૌરવ સૈન્ય શખનાદથી ગાજી ઉઠયુ એટલે પાંડવ સૈન્યે સામો જવાબ વાળ્યો. ધોળા ઘોડાઓ જોડેલા મહાન રથમાં અર્જુન અને કૃષ્ણચન્દ્ર વિરાજ્યા હતા! તેમણે – માધવે અને પાંડવે – દિવ્ય શખો ફુકયા! શખનાદનો જવાબ શખનાદથી આપ્યો! અને વાતાવરણ ઘેરા શખનાદથી ગુજી રહ્યુ – કાંપી રહ્યું – ધ્રુજી રહ્યુ! ॥ ૧૪ ॥

पांचजन्यं हृषीकेशो, देवदत्तं धनञ्जयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं, भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

अनन्तविजयं राजा, कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च, सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

काश्यश्च परमेष्वासः, शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च, सात्यकिश्चापराजितः ॥ १७ ॥

द्रुपदो द्रौपदेयाश्च, सर्वशः पृथिवीपते ! ।
सौभद्रश्च महाबाहुः, शङ्खान् दध्मुः पृथक् पृथक् ॥ १८ ॥

સ્વાધીનેન્દ્રિય શ્રીકૃષ્ણે પાંચજન્ય, ધનંજય અર્જુને દેવદત્ત, અને ભયંકર વ્યાપારવાળા ભીમસેને પૌંડ્ર નામના મહાશંખને વગાડયો ॥ ૧૫ ॥

કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનન્તવિજય, નકુલ તથા સહદેવે અનુક્રમે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખોને વગાડયા. ॥ ૧૬ ॥

તથા મહાધનુર્ધારી કાશીરાજ, તથા મહારથિ શિખણ્ડી, ધૃષ્ટદ્યુમ્ન અને વિરાટ, તથા અજિત સાત્યકીએ (પોતપોતાના શંખો વગાડયા)॥૧૭॥

દ્રુપદરાજ તથા દ્રુપદીના પુત્રો તથા મહાબાહુ અભિમન્યુ (એમ) બધાએ હે રાજાધિરાજ ધૃતરાષ્ટ્ર ! જુદા જુદા પોતપોતાના શંખો વગાડયા. ॥ ૧૮ ॥

રથિ અર્જુન અને સારથિ પરમાત્મા ! એ બન્નેના જ્યાં શંખનાદ સંભળાયા એટલે તો પાંડવોની આખી સેના ઉછળી ! મહાસાગર જેવો ખળભળાટ ઉઠયો. અને પાંડવ સેનાના નાયકોએ પણ શંખનાદ કર્યો. કોણે કયો શંખ વગાડયો તે બધાનાં નામો. શ્લોક ૧૫ થી ૧૮ સુધીમાં બતાવે છે. સૌએ પોતપોતાની જગ્યાએથી પોતપોતાના શંખનાદ વગાડયા. ૧૫ થી ૧૮ સુધીના શ્લોકોમાં જે શબ્દ કે વિશેષણ વિવરણ યોગ્ય છે તે બધાની સમજૂતી પદાર્થમાંજ આવી જાય છે. એટલે વિવરણનો વિસ્તાર કર્યો નથી. ॥ ૧૫-૧૬-૧૭-૧૮ ॥

स घोषो धार्त्तराष्ट्राणां, हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव, तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

તે અવાજે આકાશ અને અવનિ બન્નેને પડઘાથી પૂરી, ભયંકર બની, તાન દુર્યોધનાદિ પુત્રોના હૃદયોને વિદાર્યાં–ચીર્યાં ॥૧૯॥

પાડવોના શખનાદની કૌરવોના ઉપર શી અસર થઈ તે વર્ણવતા સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર! આભ અને અવનિને પડઘાથી ભરી દેતા તે ભયંકર શખનાદે કૌરવોના કાળજા ચીરી નાખ્યા! અર્થાત્ હૃદય ચીરાય ને જેવી વ્યથા ઉપજે તેવી વ્યથા તે શખનાદે ઉપજાવી! અને આમ કહી યુધ્ધનુ ભાવિ શુ થવાનુ છે તેની પણ અહીં ગર્ભિત ભવિષ્ય વાણી સભળાવી દે છે! ॥ ૧૯ ॥

अथ व्यवस्थितान् दृष्ट्वा, धार्त्तराष्ट्रान् कपिध्वज ।
प्रवृत्ते शस्त्रसंपाते, धनुरुद्यम्य पाण्डव ॥ २० ॥
हृषीकेशं तदा वाक्यम्, इदमाह महीपते ! ।
सेनयोरुभयोर्मध्ये, रथं स्थापय मेऽच्युत ! ॥ २१ ॥

ત્યારબાદ કપિધ્વજ અર્જુને, દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રોને યુધ્ધ માટે સાવધાન થઇ પોતપોતાને સ્થાને ઉભેલા જોઇ, શસ્ત્રોનો સપાત શરૂ થાય તે વખતે, ગાંડીવ ધનુષ્યને ઉંચુ કરી, સ્વાધીન ઇન્દ્રિયોવાળા શ્રીકૃષ્ણને આ વચન હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! કહ્યુ— "હે અચ્યુત! બન્ને સેનાની વચ્ચે મારા રથને સ્થિર કરો" ॥૨૦–૨૧॥

આમ શખનાદની ઘેરી ગર્જના રણભૂમિમા થઈ પછીથી શુ બન્યુ? આમ ધૃતરાષ્ટ્રે પૂછ્યુ ત્યારે સંજયે જવાબ વાળ્યો કે હે ધૃતરાષ્ટ્ર કૌરવની વિરાટ સેનાને વ્યૂહમા ગોઠવાયેલી જોઇને અને હથીઆર ઉપાડવાની પળ આવી પહોંચેલી ભાળીને ગાંડીવ ધનુષ્ય ઉપાડી કપિધ્વજ પાડવે – અર્જુને હૃષીકેશને હે રાજન! આ વાકય કહ્યુ "હે અચ્યુત! સેનાની મધ્યમા મારો રથ સ્થાપો!"

કપિધ્વજ એ અર્જુનનુ વિશેષણ છે. અર્જુનના રથની ધજા ઉપર વાનરનુ ચિન્હ હતુ આથી તેને કપિધ્વજ શબ્દથી ઉલ્લેખવામા આવે છે હૃષીકેશ શબ્દનો અર્થ થાય છે ઇન્દ્રિય સ્વામિ એ કૃષ્ણપરમાત્માનુ વિશેષણ

છે અને પરમાત્માના-પરમાત્માપણામાં સાક્ષી છે! હૃષીક એટલે ઇન્દ્રિય; તેનો ઇશ એટલે સ્વામિ. અર્થાત્ ઇન્દ્રિયોના શાસક. ઇન્દ્રિયોના ગુલામ નહિ. કૃષ્ણ સ્વાધીન ઇન્દ્રિય હતા. ઇન્દ્રિયને અધીન ન હતા. આ તફાવત જેવોતેવો નથી! ગીતાના ઉપદેશક સ્વાધીન ઇન્દ્રિય સિવાય કોઈ હોઈ શકેજ નહિ. કેમકે ગીતાજ્ઞાન અવશ – પરવશ – ઇન્દ્રિયવાળાથી જીરવાય એવુંજ નથી! છતાં જેને વિશ્વાસ ન બેસે તે એકાદ ગીતા લખવાનો પ્રયોગ કરી જુએ એટલે તેને સમજાશે, કે હૃષીકેશ સિવાય ગીતા ગાવાની કોઈની શક્તિ નથી. અને ગીતા સમજવાની – પચાવવાની પણ જે હૃષીકેશ થશે એટલે કે સ્વાધીન ઇન્દ્રિય હશે તેનીજ ગતિ હશે. બીજાની નહિ. વળી પરમાત્માત્માનુ અહીં 'અચ્યુત' એવું બીજું વિશેષણ પણ છે. અ એટલે નહિ, ચ્યુત એટલે ગબડેલો. ભ્રષ્ટ થયેલ. અર્થાત્ જે જીવનમાં કદી ગબડે નહિ તે અચ્યુત કહેવાય! અર્થાત્ અચ્યુત એટલે અટલ સ્વભાવવાળા. દૃઢ પ્રતિજ્ઞાવાળા. અને કૃષ્ણ અચ્યુત છે! કદી એની પ્રતિજ્ઞાનો લોપ નથી થતો. અને એમની–પરમાત્માની પ્રતિજ્ઞાઓ ગીતામાં ઠેકઠેકાણે આવનાર છે! એ પ્રતિજ્ઞામાંથી આજસુધી હજી તેઓ ચળ્યા નથી એમ સંતોનો અનુભવ કહે છે. અને આથીજ પ્રેમી ભક્ત ગાય છે કે "હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણીરે" વગેરે. અને જે અચ્યુત હોય તેનેજ "અચ્યુત–પથ–પ્રદર્શન" નો હક્ક હોય છે. ગીતાજી અચ્યુતપથપ્રદર્શિકા છે. પંડિતોમાં ગીતાજી માટે 'અચ્યુતપથપ્રદર્શિકા' નામ પ્રિય છે–પ્રસિધ્ધ છે. આમ હૃષીકેશ અને અચ્યુત શબ્દનું સ્વારસ્ય સમજાશે.

અહીં બીજી પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. આ બે શ્લોકમાં અર્જુનની મનોદશા – ગીતા સાંભળ્યા પહેલાંની સ્હેજ અક્કડ – ગૌરવભરી – અભિમાની મનોદશા પણ ધ્યાનમાં લેવા જેવી છે. ગાંડીવને ઉપાડે છે. પોતાની જાતને મહત્વ આપે છે. કૃષ્ણચન્દ્રને હુકમ આપે છે! પોતે રથિ છે અને કૃષ્ણ સારથિ છે એનો એને ગૌરવભર્યો ખ્યાલ છે! આ અક્કડ અનમ્ર મનોદશાનો જો અહીંથી ખ્યાલ રાખીશું તો પછીથી અગિયારમા અધ્યાયની અર્જુનની દ્રવીભૂત અવસ્થાનો બરોબર ચિતાર સમજાશે. અઢારમા અધ્યાયમાં અતેની તેની પ્રાંજલિ દશા – નમ્રતમ અવસ્થાનો સંપૂર્ણ ખ્યાલ આવશે. એટલે આ આંતર-અવસ્થા અર્જુનના હૃદયપલટાને યોગ્ય રીતે સમજવા અતિ જરૂરી છે. દરેક સાધક શરૂઆતમાં આવોજ અક્કડ–અનમ્ર–અને માની હોય છે અને છેવટે ગળી ગયેલો–પ્રનમ્ર–અને અમાની–બને છે. અને એ તો ગીતાજીની ખૂબી છે. ગાઢ અભિમાન મૂકાવે અને પ્રવાહી નમ્રતામાં સુસ્નાત કરાવી પવિત્ર કરે એતો ગીતાજીના સ્વાધ્યાયની મઝા છે! આ વાત અનુભવે વધારે સ્પષ્ટ થશે. એટલે અહીં એનો ઉલ્લેખમાત્ર બસ થશે ॥ ૨૦–૨૧ ॥

यावदेतान् निरीक्षेऽहं, योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥

જેટલા વખતમાં યુધ્ધની ઇચ્છાવાળા સામે ઉભેલા એમને હું જોઇ લઉં, આ રણોદ્યોગમાં કોની સાથે મ્હારે લડવાનું છે તે જોઇ લઉં ત્યાંસુધી રથ ત્યાં સ્થાપો. ॥ ૨૨ ॥

ભગવાન તો વત્સલ રહ્યા! બાળકની અણનમતાથી પિતા ચીડવાય નહિ. ઉલટુ તેના ઓજસ્વી વર્તનથી ખુશ થાય એટલે ભગવાન અર્જુનની આજ્ઞા ઉક્તિથી નારાજ નહિ પણ અંતરમાં પ્રસન્ન થતા હતા ભગવાન જાણતા હતા કે આ અનમ્રતાનો ઉભરો હવે છેવટને માટે શમી જવાનો હતો એટલે ધીરજથી અર્જુનને કહે છે કે સખા! ક્યાસુધી તારો રથ બન્ને સેનાની વચ્ચે હું રાખું? અર્જુન કહે છે કે જ્યાસુધીમાં હુ જરા સામે ઉભેલા યુધ્ધકામીઓને બરોબર જોઈ લઉં –, આ રણના ઉદ્યોગમાં કોની કોની સાથે મારે લડવાનુ છે એટલું જરા સભાળથી જોઇ લઉ ત્યાસુધી આપ રથને ત્યાં સ્થાપો કુશળ યોધ્ધો શત્રુ પક્ષને પાપણના પલકારામા માપી લે એટલે અર્જુને આવુ કહ્યુ. ॥ ૨૨ ॥

योत्स्यमानान् अवेक्षेऽहं, य एतेऽत्र समागताः ।
धार्त्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

યુધ્ધ કરનારા આ બધા જેઓ કુમતિ, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું સંગ્રામમાં પ્રિય કરવાની ઇચ્છાવાળા હોઇ અહીં એકઠા થઇને આવ્યા છે તેમને હું જોઉં. ॥ ૨૩ ॥

વળી અર્જુનને એમ પણ સ્વાભાવિક થયું કે જોઇ તો લઉં કે અહીં આવેલા યુધ્ધકામીઓ કોણ કોણ છે? કૌરવોનુ યુધ્ધમાં પ્રિય કરવાની ઇચ્છાવાળા કોણ કોણ છે તે જાણી લઉં તો મને પછી નીરાન્ત થાય! કેમકે શત્રુ કોણ છે એ જાણ્યુ એટલે કેટલુ આત્મબળ, કેટલી દક્ષતા વગેરે જોઇએ તે રહેજે ખ્યાલમાં આવે! અર્જુન અહીં દુર્યોધન માટે દુર્બુધ્ધિ શબ્દ વાપરે છે. દુર્બુધ્ધિ એટલે દુષ્ટ બુધ્ધિ. દુષ્ટ એટલે રાગદ્વેષ, કામક્રોધ, લોભથી ઘેરાયેલી – મેલી થયેલી મતિ અર્થાત્ વિપરીત મતિ. દુર્યોધન વિપરીત મતિ હતો એટલે તો તેણે આ મહાર સરજવામાં પ્રધાન ભાગ ભજવ્યો હતો! આમ ઉત્સાહ ધૈર્ય શૌર્યની મૂર્તિ

અર્જુન પરમાત્માને હુકમ કરી રહ્યો અને ભગવાન તો ભક્તાધીન એટલે આગળ શુ બન્યુ તે જાણવાની ધૃતરાષ્ટ્રની મનોભાવ જાણી સંજય શુ કહે છે તે આગના શ્લોકમા કહે છે ॥ ૨૩ ॥

एवमुक्तो हृषीकेशो, गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये, स्थापयित्वा रथोत्तमम् ॥२४॥

भीष्मद्रोणप्रमुखतः, सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ ! पश्यैतान् समवेतान् कुरूनिति ॥२५॥

હે ભરત સન્તાન ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે જીતનિદ્ર અર્જુન વડે સંબોધાયેલા, જીતેન્દ્રિય ભગવાન શ્રીકૃષ્ણ બન્ને સેનાઓની વચમા, પાંડવના સર્વોચ્ચ રથને ભીષ્મ દ્રોણ તથા બધા પૃથ્વીપતિઓની સામે સ્થાપિત કરી, "હે કુન્તિપુત્ર ! યુદ્ધને માટે એકત્રિત થયેલા એવા આ કુરુવંશીઓને તુ જો," એમ બોલ્યા ॥ ૨૪-૨૫ ॥

આમ આગના શ્લોકમા અર્જુને દુર્બુદ્ધિ દુર્યોધનના પક્ષ તરફથી કોણ કોણ લડવા આવ્યા છે એ જોઈ લેવાને માટે ભગવાનને બન્ને સૈન્યની વચ્ચે રથ રોકવા કહ્યુ ભગવાન તો ભક્તવશ એટલે સંજય કહે છે કે આ પ્રમાણે હે ભારત ધૃતરાષ્ટ્ર ! ગુડાકેશે હૃષીકેશને કહ્યુ ત્યારે બન્ને સેનાઓની વચ્ચે નન્દીઘોષ નામના ઉત્તમ રથને ભીષ્મ દ્રોણ વગેરે તથા સર્વ રાજાઓ સમક્ષ સ્થાપીને ભગવાને કહ્યુ કે હે પાર્થ ! યુધ્ધને માટે એકત્રિત થયેલા આ કુરુવંશીઓને તુ જો

ભગવાન તો ભક્તને અધીન-એને સારથિપણુ કરતા તેને પોતાની મહત્તા અને ગૌરવનો ખ્યાલ પણ ન આવે ! અર્જુને કહ્યુ કે રથ લઈ ચાલો અને ભગવાન તૈયાર હૃષીકેશ શબ્દ આગળ વિસ્તારપૂર્વક સમજાવ્યો એક છે સમજવા જેવો શબ્દ ગુડાકેશ છે ગુડાકેશ શબ્દમા ગુડાક અને ઈશ એવા બે શબ્દો છે, ગુડાક એટલે નિદ્રા ઉંઘ મીઠી હોય છે ગોળ પણ મીઠો હોય છે ગોળ જેવી મધુરી હોવાને કારણે ગુડાકાને નિદ્રા કહેવામા આવે છે એ નિદ્રાનો ઈશ એટલે સ્વામિ, અર્થાત્ ઉંઘ ઉપર જેણે પૂરો કાબુ મેળવ્યો છે તે-જીતનિદ્ર ઉંઘ ઉપર જે જીત ન મેળવે તે ભગવાન પાસે કેવી રીતે ઉભો શકે ? આ ઉંઘ

તે ફક્ત સામાન્ય ઉંઘ નથી. તે ઉપરાંત જે અસામાન્ય અજ્ઞાનનિદ્રા છે તેનો પણ અહીં ઉલ્લેખ સૂચિત છે! જેણે અજ્ઞાન નિદ્રાને જીતી તે સદા ભગવાનની પાસેજ રહે. અને ભગવાન તેના સારથિ-સેવક બને ત્યતે ભગવાનનો રથિ-શેઠ બને. આવો અહીં ધ્વનિ અનુચિત નથી! ॥ ૨૪-૨૫ ॥

तत्रापश्यत् स्थितान् पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान् मातुलान् भ्रातॄन्, पुत्रान् पौत्रान् सखींस्तथा

श्वशुरान् सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥ २६ ॥
तान् समीक्ष्य स कौन्तेयः, सर्वान् बन्धूनवस्थितान् ।

कृपया परयाऽऽविष्टो, विषीदन् इदमब्रवीत् ॥ २७ ॥
दृष्ट्वेमं स्वजनं कृष्ण!, युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥

सीदन्ति मम गात्राणि, मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

ત્યાં બન્નેય સેનામાં અર્જુને યુદ્ધ માટે કટિબદ્ધ થઈને ઉભેલા, કાકાઓ, પિતામહો તેમજ આચાર્યો, મામાઓ, ભાઈઓ, પુત્રો, પૌત્રો તથા સખાઓ, સસરાઓ તથા સુહૃદોને જોયા. ॥ ૨૬ ॥

તે અર્જુન તે બધા બન્ધુઓને ઉભેલા જોઇ, અસ્વાભાવિક કરૂણા વડે વ્યાપ્ત થઇ દુઃખ પામતો આ વાક્ય બોલ્યો. ॥ ૨૭ ॥

હે કૃષ્ણ! યુધ્ધની ઇચ્છાથી, સજ્જ થઈને સામે ઉભેલા આ સ્વજનોને જોઇને મારા અવયવો તૂટે છે, તથા મોં સુકાય છે તથા મારા શરીરમાં કંપ તથા રોમાંચ ઉપજે છે. ॥ ૨૮-૨૯ ॥

અને ત્યાં અર્જુને શું જોયુ? અર્જુને બન્ને સેનામાં પિતરો જોયા-પિતામહો જોયા-જોટલાં સગાં સંબધીસ્નેહી સુહૃદો તે બધાને ત્યાં ઉભેલાં જોયા. અને આમ તો રોજ અર્જુન તેમને જોતો હતો. પણ રોજનું દર્શન આજના દર્શનથી જુદું હતું. આજના દર્શનમાં વિચક્ષણતા હતી! તેને આજના દર્શનમાં કાળ ભગવાનની સહાર લીલા જણાઈ અને તે લીલાનો પ્રધાન-સૂત્રધાર, તેણે પોતાને જોયો!– અને પછી?– પોતાના સૌ બન્ધુઓને ત્યાં સાક્ષ રહને

એક બીજાના ગળાં કાપવાને તૈયાર ઉભેલા જોઈ 'પરકૃપા' થી ઘેરાયેલો અર્જુન દુઃખી થઈ ગયો–અર્જુન બોલ્યો કે હે કૃષ્ણ! આ લડવાની ઇચ્છાથી સન્મુખ ઉભેલાં સગાંવહાલાંઓને જોઇને મારાં ગાત્રો ગળી જાય છે. મારા શરીરમાં ધ્રુજારી જન્મે છે.- રૂંવાં ખડાં થાય છે.

જ્યાં જ્યાં અર્જુનની નજર પડી ત્યાં ત્યાં તેને પારકો કોઈ ન દેખાયો. પોતાનાજ બધાં મરી ફીટવાને તૈયાર જણાયાં! ભલા! પોતાના તરીકે જેની સાથે જીવનની સદી–સવાસદી ગાળી–વ્હાલથી–પ્રેમથી–ખાધું–પીધું–રમ્યા–તેમનેજ હવે એક બીજા સામે તલવાર ખેંચીને કાળઝરતાં તાંડવ આચરતા જોઈ ભલભલાના હાંજાં ગગડી જાય! એ પ્રસંગજ–એ દૃશ્યજ એવું છે જ્યારે મહાવીર પણ મુહૂર્તભર મ્હાત થઇ જાય! ધીર, ગંભીર પણ ગળી જાય! વજ્રકાય, વજ્રહૃદય પણ પળભરને માટે તો પલળી જાય! અને અર્જુન કાંઈ અનાડી ન હતો. વત્સલ હતો. આર્યહૃદયી હતો. મનુષ્ય જીવનની કોમળ લલિત ભાવનાથી રહિત ન હતો. તેને, એક માણસને એવે પ્રસંગે જેવી દુઃખદાયી લાગણીઓ થાય તે બધી થાય તો તેમાં આશ્ચર્યજ નથી! ઉચિત છે–એટલે દયાભીનો થાય, વિષાદી બને, તેના ગાત્રો ગળે, મોં સુકાય, શરીર ધ્રુજે, રોમાંચ થાય તો તે કેવળ માનવસુલભ અનુભવો છે. પણ ગીતાકાર અહીં એક અત્યત ચમત્કાર ભર્યો શબ્દ વચ્ચે વાપરી દે છે. એ શબ્દની સમજમાં અર્જુનની ભૂલ ક્યાં હતી– ક્યાં એ ગુંચવાયો હતો એ છૂપાયું છે, અને એ શબ્દ ગીતાજીનાં મંડાણને સમજવા માટે જરૂરી છે. એ શબ્દ તે "પરયા" પર શબ્દનો સંસ્કૃતમાં પારકું–બીજાનું–પોતાનું નહિ એવો અર્થ થાય છે. અહીં કૃપાનું એ વિશેષણ છે. એટલે કે અર્જુનની કૃપા–પારકી હતી– પોતાની ન હતી. અર્થાત્ જે પોતાનું હોય તે સ્વાભાવિક હોય આ કરૂણા પારકી હતી પોતાની નહિ એટલે અર્જુનને માટે એ અસ્વાભાવિક હતી. એટલે કે અર્જુનના ક્ષત્રિય સ્વભાવની સાથે–ક્ષત્રિય ધર્મ સાથે એ બંધબેસતી ન હતી. ક્ષત્રિયનો પોતાનો ધર્મ યુધ્ધ છે. યુધ્ધ એ જ્યારે કર્તવ્ય થયું ત્યારે કર્તવ્યનિષ્ઠા માણસ પાસે ઉત્તમ કઠોરતા માંગી લે છે./કર્તવ્યમાં નિરપવાદ નિષ્ઠા એ ઉચ્ચતમ પ્રેમનું– સત્ય પ્રેમનું લક્ષણ છે. આમ અર્જુન માટે આ ઘડીએ યુધ્ધ એ સ્વકર્તવ્ય હતું. એમાં એની નિરપવાદ નિષ્ઠા હોવીજ રહી. આ પ્રાખતની કરૂણા એ નિષ્ઠાને ચલિત કરતી હતી. અને કર્તવ્યનિષ્ઠામાં ચલિત થાય એટલે માણસ માણસજ ન રહે!/એક બાજુ યુધ્ધ કર્તવ્ય છે. બીજી બાજુ યુધ્ધમાં પોતાનાનોજ સંહાર છે. પોતાનાં જે છે તેમના મરણના ખ્યાલ માત્રથી માણસ આકુલ વ્યાકુલ–

બેબાકળો બને. એટલે કે એક બાજુ કર્તવ્યમાં ચળાવનાર મહા મોહની લલિત છાયા, દયાનો સ્વાંગ સજીને ઉભી છે. આ દયાનો સ્વાંગ એટલો તો સુંદર છે– એટલો તો આકર્ષક છે–એટલો તો મન મુકાવે એવો છે કે સિવાય કે કોઇ વિરલ આત્મકર્તવ્યજ્ઞાની– બધા એને વશ થઈ જાય! બીજી બાજુ અણનમ કર્તવ્ય નિષ્ઠા છે. આ બેમાં કોને વગ આપવો? કર્તવ્યમાં દૃઢ રહેવું કે પોતાનાને માટે મોહભરી દયાને વશ થઈ કર્તવ્ય છોડી દેવું? આ એક મહાન, મનને વલોવી નાંખે એવો, બારીક, મુંઝવણભર્યો પ્રશ્ન છે. અને સામાન્ય માણસ તો આવી વેળાએ બીચારો કર્તવ્ય ઉપરથી ગબડીજ જાય. તે મોહને વશ થઈજ જાય, પણ માણસ મોહને અધીન થાય તેથી સત્ય બદલાતું નથી. સત્ય તો છેવટ સુધી સત્યજ રહે છે. એટલે છેવટે પણ માણસને સત્યનુંજ શરણું લેવું પડે છે. કર્તવ્યના–કઠોરતમ કર્તવ્યના નિરપવાદ પાલનમાં વધારે દયા છે–વધારે કરૂણા છે–સાચી કરૂણા–છે–સાચો પ્રેમ છે–એમ સમજાવવું એ તો ગીતાજીનો વિષય છે. આ વિષય ઉપર યથાસ્થાને વિસ્તૃત ચર્ચા કરવામાં આવશે આથી અહીં અઠ્ઠાવીસમા શ્લોકમાં વપરાયેલ 'પરયાકૃપયા' શબ્દ એ ગીતોપદેશ ગંગોત્રીનું મૂળ છે એટલું બધા સમજી લે. આ મહાન ગૂઢ પ્રશ્નનો ભગવાન કેટલો ગહન ગભીર ઉત્તર આપશે એ આપણે ગીતામાં સર્વત્ર જોવાનું છે! ॥૨૬-૨૭-૨૮-૨૯॥

**गाण्डीवं स्रंसते हस्तात्, त्वक् चैव परिदह्यते।**
**न च शक्नोम्यवस्थातुं, भ्रमतीव च मे मनः ॥ ३० ॥**

ગાંડીવ હાથમાંથી સરી પડે છે. અને અરે! ચામડી ચોમેરથી બળે છે. તથા શરીર ધારણ કરવા હું શક્તિમાન થતો નથી. તથા મારાં મનને જાણે ભોર આવે છે. ॥ ૩૦ ॥

અર્જુનને રોમાંચજ નહિ બીજાં પણ કાયરતાના લક્ષણોનો અનુભવ થવા લાગ્યો ગાંડીવધનુર્ધારી અર્જુન કહે છે કે હે ભગવન્! ગાંડીવ મારી હથેળીમાંથી સરી પડે છે! એટલુંજ નહિ મારા આખા શરીરે બળતરા થાય છે. ભગવન્! મારૂં મન જાણે ઘુમરી ખાય છે–મને તમ્મર જેવાં આવે છે. ભગવાન! હું ઉભો રહેવાને શક્તિમાન થતો નથી! આ બધાં લક્ષણો અર્જુનની પેલી પરા કૃપામાંથી જન્મ્યાં છે. સંહારના સર્વભક્ષી ખ્યાલથી અર્જુન જેવા ત્રિલોકવિજયી વીરના હાથમાંથી પણ ધનુષ્ય સરી પડે! તેને ચામડીએ લ્હાય લાગે! તેનું મન ભમે! તે ઉભવા અસમર્થ થાય! મહામોહનો ગહન મહિમા! બીચારૂં માણસ! આ નહિ તો આવા વખતે વત્સલ હૃદયને બીજો શો અનુભવ થાય! ॥૩૦॥

निमित्तानि च पश्यामि, विपरीतानि केशव! ।
न च श्रेयोऽनुपश्यामि, हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

તથા હે કેશવ! મનને ભમાવે એવાં અશુભ ચિન્હોને હું જોઇ રહ્યો છું. તથા સ્વજનોને યુધ્ધમાં હણી હું કાંઇપણ કલ્યાણ જોતો નથી. ॥ ૩૧ ॥

અને આવી સ્થિતિ થતાં અકળાયેલ અર્જુન વ્યથાનો માર્યો ગભરાઇને બોલી ઉઠ્યો કે હે કેશવ! હું અમંગળ ચિન્હો જોઇ રહ્યો છું. સ્વજનોને યુધ્ધમાં હણીને હું કલ્યાણ નિરખતો નથી! ચોમેર અર્જુનને વિપરીત–ચિન્હો=માનશુકન = અપશુકનો જણાય છે અને સ્વજનોને હણવામાં તેને કલ્યાણ કચડાયેલું લાગે છે. અશુભ ચિન્હોથી માણસ ગભરાય. અકલ્યાણ–અમંગળના ભણકારા માત્રથી તે બ્હી જાય એમાં આશ્ચર્ય નથી! શ્રેય એટલે કલ્યાણ. [કલ્યાણ એટલે કે ઐહિક કે પારલૌકિક ઇષ્ટ ફળ! જેમાં આ લોકનું કે પરલોકનું કશું ફળ ન જણાય તે અમંગળ દર્શન નહિ તો બીજું શું હોઈ શકે? આમ મોહની ઘેરી છાયા અર્જુનને ગ્રસતી જાય છે અને મોહ જેટલો ગાઢ તેટલી કર્તવ્યનિષ્ઠા પાતળી થાય! ॥ ૩૧ ॥

न काङ्क्षे विजयं कृष्ण! न च राज्यं सुखानि च।
किं नो राज्येन गोविन्द! किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥

હે કૃષ્ણ! હું વિજયને તથા રાજ્યને તથા સુખોને ચાહતો નથી! હે ગોવિન્દ! હમારે રાજ્યથી કે ભોગોથી કે જીવનાથી પણ શું ફાયદો? ॥ ૩૨ ॥

સ્વજનને હણીને હું કશું મંગળ–ઐહિક કે પારલૌકિક કશો ફાયદો જોતો નથી એમ અર્જુને કહ્યું. ભગવાન કહે છે કે ભલા! એમ શાને કહે છે? શત્રુને હરાવવાથી તને વિજય મળશે. રાજ્ય મળશે. રાજ્યમૂલક સુખોપભોગ મળશે. અને આ બધાંની પ્રાપ્તિ કાંઇ ઓછો લાભ છે? આવી ભગવાનની વિચારસરણી જાણી અર્જુન કકળી ઉઠે છે કે હે કૃષ્ણ! હું વિજય નથી ચાહતો – પ્રજાનું શાસન નથી ઇચ્છતો–રાજ્યમૂલક વિષય સુખનો ઉપભોગ નથી વાંછતો. હે ગોવિન્દ! આવાં ગોઝારાં રાજ્યથી શું? જે રાજ્યને મેળવવામાં ભાઇભાઇનું

લોહી સાધનરૂપ થાય તે રાજ્યની પ્રાપ્તિમાં ઉલ્લાસ શો? એ તો ગોઝારૂ! એટલે એવાં રાજ્યથી હમોને શું? ભલા! એવાં જીવનથીએ શુ? જે જીવન વિષય વાસનાથી ઘેરાયેલ છે—જેની પાછળ કોઇની જખરી હાય છે—જે નિન્દાથી મેલું છે એવાં ક્ષણિક પ્રાણધારણથીએ શું? અર્થાત્ આ બધાંનો કશો અર્થ નથી! એના કરતાં તો આ પાપ છોડી જંગલમાં બાવા બનીને બેસી જવુ શું ખોટું? ભગવાન માટે અર્જુન 'ગોવિન્દ' શબ્દ વાપરે છે. ગોવિન્દ શબ્દનો મૂલ અર્થ "વેદવિદ્યાનો રહસ્યવેત્તા," એવો થાય છે. અર્જુન કહેવા માંગે છે કે હે ભગવાન!—આપ વેદવાણીનું યથાર્થ રહસ્ય જાણતા હોવા છતાં આવી વિલક્ષણ વાતો કરો છો? વેદમાં ભાઈ ભાઈનાં ગળાં રહેંસી નાંખી લોહી ખરડયા ભોગો ભોગવવાનું કયાં વિધાન છે? આથી મારે તો એમાંનું કશું ન જોઇએ. મારે તો આ પાપ કર્મમાંથી છૂટવું છે. ॥ ૩૨ ॥

> येषामर्थे कांक्षितं नो, राज्यं भोगाः सुखानि च।
> त इमे ऽवस्थिताः युद्धे, प्राणाँस्त्यक्त्वा धनानि च ॥३३॥
>
> आचार्याः पितरः पुत्राः, तथैव च पितामहाः।
> मातुलाः श्वशुराः पौत्राः, स्यालाः सम्बन्धिनस्तथा ॥ ३४ ॥

જેમને માટે અમને રાજ્ય, ભોગ તથા સુખો ઇષ્ટ છે તે આ જીવન તથા ધનને ત્યજી યુધ્ધભૂમિમાં ઉભા છે. ॥ ૩૩ ॥

આચાર્યો, કાકાઓ, પુત્રો, તેમજ વળી પિતામહો, મામાઓ, સસરાઓ, પૌત્રો, સાળાઓ, તેમજ સંબંધીઓ ઉભા છે. ॥ ૩૪ ॥

અર્જુને જ્યારે વિજયથી માંડી જીવન ત્યાગ સુધીની કંટાળાને વાત કરી નાંખી ત્યારે ભગવાને પાછો તેને જરા હલાવી જોયો. ભગવાને કહ્યું કે હે અર્જુન! તું એકનો હોય—આખા વંશમાં તું એકલો હોય અને તને રાજ્ય સુખ વગેરેની અભિલાષા ન હોય તો હું તને કશો આગ્રહ ન કરૂં. પરંતુ તું એકલો નથી! તારી સાથેજ તારો પરિવાર છે. તારા સગાંવ્હાલાંઓ છે. કુટુંબકબીલો છે. તેમને ખાતર તો રાજ્યભોગ સુખ વગેરેની કામના ઉચિતજ છે. અલ્યા! એકના પાપે હોડી ડુબે એ શું ઇચ્છવા યોગ્ય છે! આવી દલીલ સાંભળી અર્જુન બોલી ઉઠયો કે હે કૃષ્ણ! જેને ખાતર રાજ્ય, ભોગ, સુખ વગેરે હમોને ઇષ્ટ હોવાં જોઇએ એમ તમે કહો છો તે બધાંતો પ્રાણ તજીને

અને વિષયભોગના સાધન રૂપ સ્થાવરજંગમ મિલ્કત છોડીને આ યુદ્ધમાં સામે ઉભા છે! ભલા! એ બધાતો ખપી જવાના! અને ભોગવનારા જ જ્યાં નથી ત્યાં ભોગ્યના સંચયનો-પ્રાપ્તિનો શો અર્થ! અને પ્રાપ્તિને માટે પાપ કરવામાં શો અર્થ! માટે આપનું કહેવું યોગ્ય નથી લાગતું! ભલા! વર વિનાની જાન કેવી? અને તે વળી કોણકોણ! ભલા! કોઈ આચાર્ય કોઈ પિતા કોઈ પુત્ર તો કોઈ પિતામહ! કોઈ મામા તો કોઈ સસરા તો કોઈ પૌત્ર અને સાળા અને સંબંધી! રામ! રામ! રામ! આ બધાને ખાતર તો મારામારી! અને એ બધાતો જીવન છોડીને ઉભા છે! માટે-હે કૃષ્ણ! આ વાત મૂળમાંજ ગોઝારી છે! ॥ ૩૩-૩૪ ॥

एतान् न हन्तुमिच्छामि, घ्नतोऽपि मधुसूदन! ।
अपि त्रैलोक्यराज्यस्य, हेतोः किंनु महीकृते ॥ ३५ ॥

હે મધુસૂદન! હણતા છતાપણ્ આમને હું ત્રણલોકના રાજ્ય માટે પણ મારવા ઇચ્છતો નથી તો પછી પૃથ્વી માટે તો કેમજ? [ હું ] ॥ ૩૫ ॥

અર્જુને જ્યારે બહુ લાંબી વાત કરી ત્યારે ભગવાને તેને સીધું પૂછ્યું કે ભલા તો તું શું ઇચ્છે છે એ વાત કહી નાખને એટલે ખટપટ ઓછી! આથી વિના વિલંબે અર્જુન પોતનો મનોભાવ સ્પષ્ટ કરે છે—કે હે મધુસૂદન! મને જોઇએ તો એ લોકો મારી નાખે પણ હું એમને હણવા ઇચ્છતો નથી! કોઈ મને ત્રણ લોકનું રાજ્ય આપે તોપણ હું એમને તો નજ મારૂં તો આ એક પૃથ્વી લોકને ખાતર તો આવું પાપ હું કેમજ કરૂં? માટે મારો આ નિશ્ચય છે કે જોઇએ તો એ લોકો મને મારી નાખે પણ હું કોઇને જરાએ ઇજા ન પહોંચાડું. ॥ ૩૫ ॥

निहत्य धार्तराष्ट्रान् नः का प्रीतिः स्याद् जनार्दन! ।
पापमेवाश्रयेदस्मान्, हत्वैतानाततायिनः ॥ ३६ ॥

હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને હમોને શું સુખ મળે? આતતાયી છતા પણ એમને હણીને અમને પાપજ લાગે ॥ ૩૬ ॥

આમ જ્યારે ભગવાનને અર્જુને પોતાનો નિશ્ચય જણાવી દીધો ત્યારે ભગવાને જુદી–શાસ્ત્રીય દલીલ તેની સમક્ષ રજુ કરી. શાસ્ત્રકારોએ આતતાયીનો વિના વિચારે વિનાશ કરવાની આજ્ઞા આપી છે. અને આતતાયીનો નાશ કરવામા બીલકુલ પાપ નથી એમ સ્પષ્ટ કહ્યુ છે. કૌરવો આતતાયી હતા. કોઈનુ ઘર લગાડી મુકે, ઝેર આપે, શસ્ત્ર ઉગામી નિર્દોશને મારવા આવે, ધન ચોરી જાય, જમીન પચાવી પાડે, અને સ્ત્રીનુ અપહરણ કરે એટલાને શાસ્ત્રકારે આતતાયી કહ્યા છે. કૌરવોએ પાંડવોને લાખાગૃહમા બાળી મૂકવા પ્રયત્ન કરેલો–ભીમને કાલકૂટ–ઝેર ખવડાવેલુ–શસ્ત્ર પ્રયોગ તો વારવાર કરેલો–પાંડવોની રાજ્યશ્રીનું ધુતમા હરણ કરેલું–રાજ્યની જમીનનો એક સોઈની અણી જેટલો ભાગ પણ ન આપવાનું કરીને આખુ રાજ્ય પચાવી પાડેલુ–અને દ્રૌપદીની ભરસભામા લાજ લૂંટવાનો પણ પ્રયત્ન આદરેલો. આમ કોઈમાં તો એકાદજ આતતાયીનું લક્ષણ હોય પણ કૌરવોમાં તો છએ છ દોષ હતા. અને આતતાયીને તો વગર વિચારે સ્વધામ પહોચાડવાની શાસ્ત્રે આજ્ઞા કરી છે આથી કૌરવો આતતાયી હોઈને તેમનો વધ કરવામાં કશો દોષ નથી આ દલીલના જવાબમાં અર્જુન કહે છે કે હે ભગવન્! ભલા! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને હમોને શુ સુખ થાય? હે જનાર્દન! એ આતતાયીઓને હણીને હમોને તો પાપજ લાગે. અર્જુન કબુલ કરે છે કે કૌરવો આતતાયી છે. અને આતતાયીનો વધ શાસ્ત્રસમત છે. પણ ભગવાન! કૌરવો કેવળ આતતાયીઓજ નથી. હમારા ભાઇ ભાંડુઓ છે શાસ્ત્રે તો આતતાયીના વધને નિર્દોષ ઠેરવ્યો છે. પોતાના બધુઓના વધને તો શાસ્ત્રોએ નિર્દોષ નથી ઠેરવ્યો? અને સ્વજનનો વધ તો સર્વથા નકારાયેલો છે. અને તેથીજ ગભીર પાપ છે. અને આથીજ યદ્યપિ કૌરવો આતતાયી છે પણ તે ઉપરાંત હમારા સ્વજનો હોવાથી તેમને મારવા એ તો નર્યું પાપ છે! અને પાપ કરીને સુખની આશા શી રીતે રખાય? ॥ ૩૬ ॥

**तस्मान्नार्हाः वयं हन्तुं, धार्तराष्ट्रान् स्वबान्धवान् ।**
**स्वजनं हि कथं हत्वा, सुखिनः स्याम माधव! ॥ ३७ ॥**

તેથી હમારા ભાઇભાંડુ–દુર્યોધન વગેરેને હણવા અમો ઇચ્છતા નથી. હે માધવ! સ્વજનને હણીને હમો કેવી રીતે સુખી થઇએ? ॥ ૩૭ ॥

અર્જુને જ્યારે કૌરવોને હણવાની નરી નાજ પાડી ત્યારે ભગવાન તેને હલાવી જુવે છે અને જાણવા માગે છે કે છેવટે શા નિશ્ચય ઉપર આવ્યો આમ અર્જુનને છેવટનો નિશ્ચય પૂછતા અર્જુન પોતાનો નિશ્ચય જાહેર કરે છે કે હે કૃષ્ણ! આ કારણસર હમારા બધુ કૌરવોને હણવાને માટે હમો યોગ્ય નથી! કેમ યોગ્ય નથી એ બાબતમા કારણપૂર્વક જણાવે છે કે હે ભગવન્! સ્વજનને હણીને હમો કેવીરીતે સુખી થઇએ! સ્વજન વધ પાપમય છે. અને પાપનુ ફળ દુખ છે એવો લોક અને શાસ્ત્ર બન્નેનો નિશ્ચય છે! તો પાપ કરીને પુણ્યનુ ફળ કેવી રીતે પામીએ? સુખ તો પુણ્યનુ ફળ છે. અને કરીએ છીએ તો પાપ! તો ભગવન્! પાપ કરીને પુણ્યનુ ફળ માગવા જેટલી મૂર્ખતા હમારાથી કેમ થાય? આથી હુ કૌરવને તો નજ હણુ! ॥ ૩૭ ॥

यद्यप्येते न पश्यन्ति, लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं, मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥

कथं न ज्ञेयमस्माभिः, पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं, प्रपश्यद्भिर्जनार्दन ! ॥ ३९ ॥

જો કે આ—દુર્યોધન વગેરે લોભથી હણાયેલાં ચિત્તવાળા હોઇ કુલના નાશથી ઉપજનાર દોષને તથા મિત્રના વધમાં થનાર પાપને જોતા નથી. તોપણ, હે જનાર્દન! કુલના ક્ષયમાં ઉપજનાર દોષને સાક્ષાત્ જોતા એવા હમો—પાંડવોએ આ પાપમાંથી નિવૃત્ત થવાનું શામાટે ન જાણવું જોઇએ? ॥ ૩૮ ૩૯ ॥

આમ અર્જુન પોતાનુ તમામ ડહાપણ ભગવાન આગળ ખરચે છે. પરતુ ભગવાન એમ કાંઈ તરત મચક આપે એવા નથી! અર્જુનની વિચાર સરણી સામે જેટલી દલીલો ઉભી કરી શકાય એટલી તમામ દલીલો તેની સમક્ષ રજુ કરી અર્જુન છેવટના નિશ્ચયનું પારખુ કરે છે! આથી જ્યારે અર્જુન ચોકખી નાજ પાડે છે ત્યારે વળી ભગવાન કહે છે કે હે અર્જુન! તુ પણ કેવો વિલક્ષણ માણુસ છે! તમારા કૌરવ સ્વજનો છે તો કૌરવોના તમો સ્વજન ખરા કે નહિ? આમ જોતા તો બન્ને પક્ષમાં સ્વજનપણું સરખુ છે. તમો તેમના અને તેઓ તમારા સ્વજન છે! તો તમો એકલાજ શાને સ્વજન વધમા દોષ જુવો છો? શું તેમને એ દોષ નહિ નડે? અને જે દોષ ઉભય

પક્ષને સામાન્ય છે તે દોષ માટે એકપક્ષી ખરખરો અનુચિત છે! માટે આ કવખતે તું આવો ગાડો નિશ્ચય ન કર. તેમની–કૌરવોની પણ તમારા જેટલીજ સ્વજન હણવાના દોષમાં ભાગીદારી છે. માટે બન્ને પક્ષનો સામાન્ય દોષ, કેવળ એક પક્ષનાજ વિચારનો વિષય થઈ પડે એ અયોગ્ય છે. આથી ભગવાનની દલીલ સમજી અર્જુન એ દલીલનું નિરાકરણ કરે છે કે હે ભગવંન્! કુલક્ષયથી કરાતા દોષને અને મિત્રદ્રોહમાં રહેલા પાપને, લોભને લીધે ધવાયેલાં હૈયાંવાળા કૌરવો, યદ્યપિ ન જોઈ શકે, પણ કુલક્ષયથી કરાતા દોષને સાક્ષાત્ જોઇ શકતા એવા હમારે હે જનાર્દન! આ પાપમાથી નિવૃત્ત થવું ઘટે એમ કેમ ન સમજવું? આંધળો ન જોઈ શકે માટે દેખનાએ પણ આંખ બંધ કરવી એ કોના ઘરનો ન્યાય? અર્જુન કહે છે કે કૌરવોના વિવેકનેત્ર ઉપર તો લોભની છારી છવાઈ ગઈ છે. એમનું દર્શન રૂંધાઈ ગયુ છે, કેમકે લોભ માણસને સારાસારના વિવેકમાથી ભ્રષ્ટ કરે છે. અને લોભનો માર્યો જે હોય તેને શી સજા? તે એટલો તો મરેલ છે કે હવે તેને વધારે મારવો એ નિરર્થક છે! એ તો દયાને પાત્ર છે. માટે લોભથી ધવાયેલા કૌરવો, કુલનો વિનાશ થતા શા શા દોષો ઉદ્‌ભવે છે અને મિત્રનો દ્રોહ કરવામાં શાં શા પાપો નીપજે છે એ ભલે ન જોઈ શકે. પણ હમે તો બુધ્ધિને ગિરો નથી મૂકી! ભગવાન! હમો તો ચોકકસ જોઈ શકીએ છીએ કે કુલના વિનાશમાં ઘોર દોષો છૂપાયા છે. મિત્રના દ્રોહમાં કાળાં પાપો છૂપાયાં છે. આટલાં સ્પષ્ટ દર્શન પછીથી પણ હમારે શાને ન સમજવું કે આ પાપજ છે. અને એક વખત સ્પષ્ટ સમજ પડી પછી પણ જો પાપાચારજ કરીએ તો તો પછી, ભગવાન! હમારા જેવા નાલાયક કોણ? માટે ભલે કૌરવો આ વાત ન સમજે, હમો મમજીએ છીએ માટેજ અમારાથી આ પાપકર્મમાં પ્રવૃત્ત નજ થવાય. એટલેજ મારે નિવૃત્તિ જોઇએ એ ચોકખુંજ છે. ॥ ૩૮–૩૯ ॥

> कुलक्षये प्रणश्यन्ति, कुलधर्माः सनातनाः ।
> धर्मे नष्टे कुलं कृत्स्नम्, अधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

કુલનો નાશ થતાં અખંડિત કુલધર્મો લુપ્ત થાય છે. કુલધર્મો લુપ્ત થતાં આખાંયે કુલને અધર્મ વીંટી વળે છે. ॥ ૪૦ ॥

આમ જ્યારે અર્જુને કહ્યુ ત્યારે ભગવાને પૂછ્યું કે ભલા! કુલના વિનાશથી કયો દોષ છતો થાય છે તેનો બતાવ! અર્જુન વગનો જવામ આપે છે

કે હે ભગવન્! કુલનો ક્ષય થતાં સનાતન કુલ ધર્મોનો લોપ થાય છે અને જ્યાં ધર્મનો લોપ થાય ત્યાં આખાંએ કુલને અધર્મ આવરી લે છે. અહીં અર્જુનની આ મનોદશા છે. કુલનો નાશ એટલે કે કુલના ધર્મોના જાણકાર પુરુષોનો નાશ. કુલના ધર્મોના જાણકાર પુરુષોનો નાશ થતાં કુલ ધર્મોનો નાશ થાય છે. કેમકે કુલધર્મો પરંપરાપ્રાપ્ત છે. પરંપરાથી જેનું જ્ઞાન થાય તે કુલ ધર્મોનો નાશ થાય જો તે પરંપરા તૂટે તો. પરંપરા તો કુલ ધર્મોના જાણકારોના નાશની સાથે તૂટેજ. કેમકે જે ધર્મોને બાપ પોતાના પુત્રને આપે તે ધર્મોનું જ્ઞાન બાપની ગેરહાજરીમાં પુત્ર કેવી રીતે યથાર્થપણે પામે? કુલધર્મ એટલે દરેક કુલના આચારવિશેષો. પ્રત્યેક કુટુંબ પાસે જીવનમાં-લોકમાં-સમાજમાં કેમ વર્તવું એના નિયમવિશેષોની સંહિતા હોય છે. અને, નિયમ વિશેષોનીસંહિતા ચોપડે છપાયેલી નથી. એ તો કુલના મુખ્ય પુરુષોના હૃદયપટ પર અંકિત હોય છે. એ કુલ પુરુષો પોતાની પછી આવનાર યુવકોને આ આચાર પરંપરાથી જાણકાર કરે છે. તે યુવકો વળી પોતાના ભાવિ યુવકોને તે તે ધર્મોથી જાણીતા કરે છે. આમ પ્રત્યેક કુટુંબમાં સનાતન કાળથી પરંપરાની પ્રણાલિકાએ આવેલા સામાજીક-નૈતિક-લૌકિક વગેરે તમામ જીવન જીવવાના જે આચારવિશેષો, તે આચારવિશેષો એ પરંપરા તૂટવાથી નષ્ટ થાય છે. કેમકે પરંપરાને ચાલુ રાખનાર કુલ પુરુષો તો આ યુદ્ધમાં મરવાના! મરી ગયા પછીથી તો કોણ કોને શું શીખવી શકે? આથી હે ભગવન્! મારૂં કહેવું યથાર્થ છે કે કુલ ક્ષયમાં સનાતન કુલાચાર ધર્મોનો નાશ છે! અને એ નાશ બીજી દોષની પરંપરાને નોતરે છે. કુલધર્મના નાશમાં આખાંએ કુટુંબને અધર્મ વ્યાપી વળે! કેમકે કેમ વર્તવું એનું જે કુલના માણસોને ભાન ન હોય- તેમને માટે તો જીવનના પ્રત્યેક પ્રસંગે કેમ વર્તવું એ એક વિકટ પ્રશ્ન થઈ પડે છે! એમની પાસે વડવાઓ આવા પ્રસગે કેમ વર્તેલા તેનુ તો ચોક્કસ ભાન નથી. પોતાની વિવેકબુદ્ધિ પણ ચાલતી ન હોય અને વર્તવાનું તો હોયજ. એટલે આવા પ્રસંગે ધાર્મિક વર્તાવને બદલે અધાર્મિક વર્તાવ થવાનોજ વધારે સંભવ છે, અને જ્યાં અધાર્મિક વર્તાવ શરૂ થયો ત્યાં અધર્મનીજ પરંપરા બંધાય અને અધર્મની પરંપરામાંથી જીવનની સરળતા નજ જન્મે. જેવું બીજ તેવું વૃક્ષ અને તેવુંજ ફળ! માટે હે પ્રભો! કુલાચારના નાશમાં સર્વનાશનાં બીજ. છૂપાયલાં હોઈ કુલનાશ કરવામાં કેવું ભયંકર પાપ છે તે આપ સમજી શકશો ॥ ૪૦ ॥

अधर्माभिभवात् कृष्ण !, प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय !, जायते वर्णसङ्करः ॥ ४१ ॥

હે કૃષ્ણ! અધર્મની પ્રાપ્તિથી કુલીન મહિલાઓ અત્યંત દૂષિત થાય છે. હે વૃષ્ણિકુલોદ્ભવ! સ્ત્રીઓ દુષ્ટ થતાં વર્ણસંકર થાય છે. ॥ ૪૧ ॥

વળી ભગવાન! હુ આપને સર્વનાશનુ સપૂર્ણ ચિત્ર ચીતરી આપુ છુ તે પણ આપ જુવો. અધર્મની ઉત્પત્તિથીજ બધુ અટકતુ નથી! અધર્મ જ્યારે ચોમેર વધે ત્યારે તે કુલસ્ત્રીઓને પહેલાં દૂષિત કરે છે એટલે કે ચોકકસ, જીવનમાં વર્તવાના સચોટ દૃષ્ટાન્તોના અભાવમાં અધર્મજ ફાવે, અને એ અધર્મની વૃધ્ધિનો પહેલો શિકાર કુલસ્ત્રીઓ થાય છે. [અધર્મની વૃધ્ધિથી કુલસ્ત્રીઓ કુલની મર્યાદાઓને તજે છે કુલની મર્યાદા ત્યજાય] એટલે સ્વચ્છદાચાર આવે. સ્વચ્છદાચારમાથી દુરાચારજ પ્રકટે. અને દુરાચારમાથી સુખ, ઉન્નતિ કે શાન્તિ ક્યાથી જન્મે? જ્યા માતા બગડે ત્યા પુત્ર પુત્રીઓ ક્યાથી સારા થાય? કેમકે બાળકો તો જુવે તેવું કરે! માબાપ જેમ વર્તે તેમજ બાળકો પણ વર્તવાના અને આમ ભાવિયુગ સસ્કારહીન—ત્યક્તમર્યાદ અને દુરાચારમગ્ન નીવડે! આથી અધર્મનો પ્રથમ ગ્રાસ થાય છે તે સ્ત્રીઓ. અને સ્ત્રીઓ તો સસ્કૃતિની જન્મદાત્રીઓ અને ધાત્રીઓ છે તેઓ બગડે એનુ સીધુ પરિણામ હે ભગવાન! શુ આવે એ આપને સમજાવવાનુ ન હોય સ્ત્રી દુષ્ટ થતાં તેમાથી વર્ણસકર જન્મે! અને વર્ણસકર હોવામા તો મોટાઇએ શી? એમા ગૌરવ શુ? એમા માણસાઈ ક્યા? એતો પશુધર્મ થયો! વિવેકહીનતા થઇ! મનુષ્યત્વનો એ અલકાર નથી! કેમકે મનુષ્ય વિવેકીપ્રાણી છે! આમ હે પ્રભો! કુલક્ષયમાં તો પરપરાએ વર્ણસકરતાની ભયંકર જાતિનાશક ગક્ષમી છુપાઈ છે ॥ ૪૧ ॥

**सङ्करो नरकायैव, कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां, लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥**

વર્ણસંકર, કુલઘાતીઓની તથા કુલની અધોગતિ માટેજ થાય છે. તથા લુપ્ત થયેલ અન્ન—જળ—ક્રિયાવાળા એમના પિતરો, પડે છે. ॥ ૪૨ ॥

આમ કુલક્ષયમાં વર્ણસકરતાનો ભાવિ જન્મ અર્જુને બતાવ્યો. ભગવાન કહે છે કે હે અર્જુન! તુ તો જગતનો કાજી લાગે છે! અલ્યા! તુ કોને કોને

સભાળવાનો? વર્ણસકર જન્મે તેને તુ શું કરવાનો? ભલે વર્ણસકર જન્મે! પણ તેથી તું આમ કાયર બની જાય એ કેમ બને? આમ ભગવાન અર્જુનને જરા હલાવી જુવે છે એટલે તો અર્જુન કકળી ઉઠયો કે હે ભગવન્! આપ આવું શુ કહો છો! ભલા! આ હાનિ અહીંજ અટકતી નથી! જુવો તો ખરા કે એ ક્યાં ક્યાં વિસ્તરે છે? કુલનો નાશ કરનારાઓને તથા કુલને તો આ વર્ણસકર પ્રજા નરકમાંજ ફેકે! કેમકે તેમને કુલપુરુષને માટે કેટલી લાગણી હોય? લાગણી હોય તો કુલપુરુષોનુ માન પ્રજા જાળવે! તેમના યોગક્ષેમની ચિન્તા કરે! પણ વર્ણસકર પ્રજા તો કામચારી બને! તેમની પાસે વિવેકની આશાજ ન રખાય! અર્જુન આજ વાતને સ્પષ્ટ કરે છે. ભગવન્! એ વર્ણ-સંકરોના પિતરોને મામના વાધા પડે છે. અરે! પાણીનાં પણ ફાંફાં પડે છે! એવા પિતરો બીચારા પડે છે!

અહીં અર્જુનની મનોદશા સમજવા જેવી છે! અર્જુન અહીં એક સનાતન સત્યને ઉચ્ચરે છે આ સત્ય બધાએ સમજી લેવા જેવું છે! વર્તમાન પરિસ્થિતિને આ સત્યદર્શન એટલું તો બંધબેસતુ છે કે ભગવાન વ્યાસ અહીં યુગદ્રષ્ટા પુરુષ બની જાય છે. જેમના કુલમાં વર્ણસંકર પ્રજા નીપજી તેમના કુલમાં કલેશ કંકાસ અશાન્તિ વગેરે સ્વાભાવિકજ હોય! એમ કેમ છે તે સમજાય એવું છે! પિતરો એટલે બાપ બાપાવો-બાપાવાના બાપ તથા મા-દાદી-દાદીની મા વગેરે. એ બધાં જીવતાં હોય કે મરેલાં હોય પણ જ્યારે પોતાના કુલમાં જન્મેલા પુત્રપૌત્ર વગેરે દ્વારા શ્રધ્ધા ભક્તિ-પ્રેમપૂર્વક અન્ન જળ પામે ત્યારે પ્રસન્ન થાય છે કૃતકૃત્યતા અનુભવે છે. પોતાનુ જીવતર સફળ માને છે! આવા માબાપો હૃદયથી બાળકોને આશિષો આપે. અને આ આશિષોમાં અમોઘ સામર્થ્ય હોય છે! આમ જેમની પ્રજા સંસ્કારી તેમનાં માબાપો તો જીવતાં કે મરેલાં સુખી થાય છે. પ્રસન્ન થાય છે. સંતતિનું હૃદયથી કલ્યાણ ઇચ્છે છે. અને હૃદયની કલ્યાણી ઇચ્છા જરૂર કલ્યાણ કરે છે. પરંતુ વર્ણસકર પ્રજાની બાબનમાં આવું નથી હોતું. કેમકે વર્ણસકર પ્રજા બીજાના વીર્યથી ઉપજે! બીજાના વીર્યથી જન્મેલાને પિતરો સાથે કુદરતી રીતે કોઇપણુ પ્રકારનો દ્રઢ પરપગાગત સબધ ન હોય. આમ પરંપરાગત વીર્યસબધના અભાવમાં પિતરો તરફ સાચી ભક્તિ ન હોય, પ્રેમ ન હોય, શ્રધ્ધા ન હોય અને જ્યાં પિતરો માટે શ્રધ્ધા ભક્તિ વગેરે ન હોય ત્યાં તેમનું પાલન પોષણ પણ ક્યાંથી સંભવે? એટલે તેવાં માબાપો જીવતાં હોય કે સ્વર્ગસ્થ હોય પણ તેમને જીવનમાં શાન્તિ નથી, સુખ નથી, પ્રસન્નતા નથી. તેમની આંતરડી

કકળતી રહે. અને જ્યાં આંતરડી કકળતી હોય ત્યાં વ્હાલનાં આશીર્વાદ ન હોય. ત્યાં તો કષ્ટ કષ્ટ અને કષ્ટજ રહે! પરિણામે આખા કુટુંબમાં પ્રસન્ન શાન્તિ ન હોય અને બીચારાં માબાપો જીવતાં છતાં મરેલાં, પ્રકાશમાં છતાં અંધારામાં-નરકમાંજ સબડે! અને જીવનમાં કષ્ટ સહતાં, દુભાયેલા, પિતરો કદી કલ્યાણનો આશીર્વાદ નજ આપી શકે? આથી તે પ્રજાએ દુઃખી અને તે પિતરો પણ દુઃખી. બન્નેનું તેમાં પતન છે! તો હે ભગવન્! હવે આપ કહો કે કુલક્ષયમાં કેવાં ભયંકર પરિણામો છૂપાયાં છે? ॥ ૪૨ ॥

> दोषैरेतैः कुलघ्नानां, वर्णसङ्करकारकैः ।
> उत्साद्यन्ते जातिधर्माः, कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥

કુલઘાતીઓના આ વર્ણસંકરને કરનારા દૂષણોથી જાતિધર્મો તથા સનાતન કુલધર્મો ઉખડી જાય છે-ઉન્મૂલિત થઈ જાય છે. ॥૪૩॥

આગલા શ્લોકમાં વર્ણનો સંકર, કુલનો નાશ કરનારના તથા કુલના નરકને માટેજ થાય છે. અને કુલઘાતકોના પિતરો પડે છે. અવનતિ પામે છે. તથા તેમને જીવતાં તથા મરણ બાદ પણ અન્નજળના સાંસા પડે છે એમ અર્જુને કહ્યું. હવે આટલા બધા ભયંકર દોષો કુલનો ક્ષય કરતાં ઉદ્દભવે છે એમ કહી એ દોષનો ઉપસંહાર કરે છે હે ભગવન્! કુલનો નાશ કરનારાઓના આ વર્ણોની સેળભેળ-સંકર કરનારા દોષોથી, પરંપરાથી આવેલા સનાતન જાતિ ધર્મો તથા કુલ ધર્મો ઉખેડાઈ જાય છે. નાશ પામે છે. કુલ એ જાતિનું એકમ છે. ઘણાં કુલો મળીને એક જાતિ થાય છે. જ્યાં કુલનો ક્ષય થાય ત્યાં જાતિનો ક્ષય થાયજ. કુલ ધર્મોનો નાશ એટલે જાતિ ધર્મની સનાતન પરંપરાનો નાશ હોયજ કેમકે કુલ અને જાતિ જુદાં નથી. ઘણાં કુલો મળીનેજ ક્ષત્રિય વગેરે જાતિ બને છે. અર્થાત્ હે ભગવન્! આપ હવે જોઈ શક્યા હશો કે હું અર્જુન કેમ કુલનો નાશ કરનારા કામથી-યુધ્ધથી નિવૃત્ત થવા ચાહું છું. કુલનો નાશ કરનાર, એકલા કુલનોજ નહીં પણ આખી જાતિનો ઉચ્છેદ કરે છે. અને જાતિના ઉચ્છેદ જેવું ભયંકર કર્મ-પાપકર્મ હું ધર્મમતિ અર્જુન કેવી રીતે કરી શકું? માટે જાતિના નાશમાં પરિણમનાર, આ કુલક્ષયનું કુકર્મ મારે હાથે અનુચિતજ છે ॥ ૪૩ ॥

> उत्सन्नकुलधर्माणां, मनुष्याणां जनार्दन ! ।
> नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

આમ ત્રણે વિશેષણો સાર્થક છે આવા, મોહમય દયાથી ભરપૂર, આંસુભરી આંખને લીધે ઝંખવાણી નજરવાળા, વિલાપ કરતા અર્જુનને ભગવાન મધુસૂદન નીચેનું વાક્ય કહે છે. ॥ ૧ ॥

श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યાઃ—

कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ! ॥ २ ॥

હે અર્જુન! આર્યોથી નહિ સેવાયેલું—અપજશ આપનારૂં—સ્વર્ગ ન દેનાર એવું આ વિપરીત જ્ઞાન તદ્દન કટાણે ત્હને શાથી પ્રાપ્ત થયું ? ॥ ૨ ॥

ભગવાને કયુ વાકય કહ્યુ ? તેજ હવેનાં બે શ્લોકમાં અવતરિત કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! અત્યન્ત કવખતે તને આ આર્યજાતિમાં જન્મેલાઓએ કદી ન સેવેલુ, લોકમાં અપકીર્તિ કરનારૂં અને પરલોકમાં પણ સ્વર્ગ ન દેનારૂં કશ્મલ–મોહ–અજ્ઞાન કયાંથી છતું થયું ?

આ શ્લોકમાં ભગવાન અર્જુનને હવે પાણી ચઢાવે છે. અર્જુન જેવો વીરપુરૂષ ખરી વખતે છેહ દે એ કેમ પાલવે? આથી અર્જુનને ખરી વખતે મોહમાં સપડાયેલો જોઇને ભગવાન પોતે પણ આશ્ચર્ય પામે છે. ભગવાને જોયું કે દલીલબાજીથી અર્જુન ઠેકાણે નહિ પડે. એટલે હવે સીધીરીતે એના ખરા સ્વભાવને ખખેરવો રહ્યો. વખત છે ને એના સ્વભાવ ઉપર ચોટ લાગતાં કદાચ એ સ્વસ્થતા મેળવે. આ કારણસર ભગવાન અહીં અર્જુનના ક્ષાત્ર સ્વભાવને ઉત્તેજિત કરવા ખાતર ત્રણ અનિ યોગ્ય વિશેષણોનો પ્રયોગ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! આ વિષમ વેળાએ તને આ તૂત કયાથી સૂઝયું ? વિષમ એટલે જેમાંથી સમતા ગઈ છે તેનુ—સમતા વગરનું—અર્થાત્ જય અને પરાજયના વિષમ સ્થાને. ટૂંકમાં અત્યંત કવખતે! ભલા આ કવખતે—કટાણે તને આ કશ્મલ કયાંથી પ્રવેશ્યુ ? કશ્મલ એટલે મોહ—અજ્ઞાન—વિપરીતજ્ઞાન—ઉંધી સમજ! અવળી બુધ્ધિ! આ કશ્મલનાં બીજાં ત્રણ વિશેષણો છે. કશ્મલ કેવું? અનાર્યજુષ્ટ. અસ્વર્ગ્ય અને અકીર્તિકર. અન્ એટલે નહિ. આર્ય એટલે આર્યજાતિમાં જન્મેલ પુરૂષ અને જુષ્ટ એટલે સેવાયેલું. અર્થાત્ કદીપણું આર્યજાતિમાં ઉદ્ભવેલ

પક્ષને સામાન્ય છે તે દોષ, માટે એકપક્ષી ખરખરો અનુચિત છે! માટે આ કવખતે તું આવો ગાંડો નિશ્ચય ન કર. તેમની–કૌરવોની પણ તમારા જેટલીજ સ્વજન હણવાના દોષમાં ભાગીદારી છે. માટે બન્ને પક્ષનો સામાન્ય દોષ, કેવળ એક પક્ષનાજ વિચારનો વિષય થઈ પડે એ અયોગ્ય છે. આથી ભગવાનની દલીલ સમજી અર્જુન એ દલીલનું નિરાકરણ કરે છે કે હે ભગવંન! કુલક્ષયથી કરાતા દોષને અને મિત્રદ્રોહમાં રહેલા પાપને, લોભને લીધે ઘવાયેલાં હૈયાંવાળા કૌરવો, યદ્યપિ ન જોઈ શકે, પણ કુલક્ષયથી કરાતા દોષને સાક્ષાત્ જોઇ શકતા એવા હમારે હે જનાર્દન! આ પાપમાંથી નિવૃત્ત થવું ઘટે એમ કેમ ન સમજવુ? આંધળો ન જોઈ શકે માટે દેખનાએ પણ આંખ બંધ કરવી એ કોના ઘરનો ન્યાય? અર્જુન કહે છે કે કૌરવોના વિવેકનેત્ર ઉપર તો લોભની છારી છવાઈ ગઈ છે. એમનું દર્શન રૂંધાઈ ગયું છે, કેમકે લોભ માણસને સારાસારના વિવેકમાંથી ભ્રષ્ટ કરે છે. અને લોભનો માર્યો જે હોય તેને શી સજા? તે એટલો તો મરેલો છે કે હવે તેને વધારે મારવો એ નિરર્થક છે! એ તો દયાને પાત્ર છે. માટે લોભથી ઘવાયેલા કૌરવો, કુલનો વિનાશ થતાં શા શા દોષો ઉદ્‌ભવે છે અને મિત્રનો દ્રોહ કરવામાં શાં શાં પાપો નીપજે છે એ ભલે ન જોઈ શકે. પણ હમે તો બુધ્ધિને ગિરો નથી મૂકી! ભગવાન! હમો તો ચોકકસ જોઈ શકીએ છીએ કે કુલના વિનાશમાં ઘોર દોષો છૂપાયા છે. મિત્રના દ્રોહમાં કાળાં પાપો છૂપાયાં છે. આટલાં સ્પષ્ટ દર્શન પછીથી પણ હમારે શાને ન સમજવુ કે આ પાપજ છે. અને એક વખત સ્પષ્ટ સમજ પડી પછી પણ જો પાપાચારજ કરીએ તો તો પછી ભગવાન! હમારા જેવા નાલાયક કોણ? માટે ભલે કૌરવો આ વાત ન સમજે, હમો સમજીએ છીએ માટેજ અમારાથી આ પાપકર્મમાં પ્રવૃત્ત નજ થવાય. એટલેજ મારે નિવૃત્તિ જોઇએ એ ચોકખુંજ છે. ॥ ૩૮–૩૯ ॥

> कुलक्षये प्रणश्यन्ति, कुलधर्माः सनातनाः ।
> धर्मे नष्टे कुलं कृत्स्नम्, अधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

કુલનો નાશ થતાં અખંડિત કુલધર્મો લુપ્ત થાય છે. કુલધર્મો લુપ્ત થતાં આખાંયે કુલને અધર્મ વીંટી વળે છે. ॥ ૪૦ ॥

અર્જુને કહ્યું ત્યારે ભગવાને પૂછ્યું કે ભલા! કુલના વિનાશ થાય છે તેનો બનાવ! અર્જુન વળીને જવાબ આપે છે

કે હે ભગવન્! કુલનો ક્ષય થતાં સનાતન કુલ ધર્મોનો લોપ થાય છે અને જ્યાં ધર્મનો લોપ થાય ત્યાં આખાંએ કુલને અધર્મ આવરી લે છે. અહીં અર્જુનની આ મનોદશા છે. કુલનો નાશ એટલે કે કુલના ધર્મોના જાણકાર પુરુષોનો નાશ. કુલના ધર્મોના જાણકાર પુરુષોનો નાશ થતાં કુલ ધર્મોનો નાશ થાય છે. કેમકે કુલધર્મો પરંપરાપ્રાપ્ત છે. પરંપરાથી જેનું જ્ઞાન થાય તે કુલ ધર્મોનો નાશ થાય જો તે પરંપરા તૂટે તો. પરંપરા તો કુલ ધર્મોના જાણકારોના નાશની સાથે તૂટેજ. કેમકે જે ધર્મોને બાપ પોતાના પુત્રને આપે તે ધર્મોનું જ્ઞાન બાપની ગેરહાજરીમાં પુત્ર કેવી રીતે યથાર્થપણે પામે? કુલધર્મ એટલે દરેક કુલના આચારવિશેષો. પ્રત્યેક કુટુંબ પાસે જીવનમાં-લોકમાં-સમાજમાં કેમ વર્તવું એના નિયમવિશેષોની સંહિતા હોય છે. અને, નિયમ વિશેષોનીસંહિતા ચોપડે છપાયેલી નથી. એ તો કુલના મુખ્ય પુરુષોના હૃદયપટ પર અંકિત હોય છે. એ કુલ પુરુષો પોતાની પછી આવનાર યુગોને આ આચાર પરંપરાથી જાણકાર કરે છે. તે યુગો વળી પોતાના ભાવિ યુગોને તે તે ધર્મોથી જાણીતા કરે છે. આમ પ્રત્યેક કુટુંબમાં સનાતન કાળથી પરંપરાની પ્રણાલિકાએ આવેલા સામાજિક-નૈતિક-લૌકિક વગેરે તમામ જીવન જીવવાના જે આચારવિશેષો, તે આચારવિશેષો એ પરંપરા તૂટવાથી નષ્ટ થાય છે. કેમકે પરંપરાને ચાલુ રાખનાર કુલ પુરુષો તો આ યુધ્ધમાં મરવાના! મરી ગયા પછીથી તો કોણ કોને શું શીખવી શકે? આથી હે ભગવન્! મારું કહેવું યથાર્થ છે કે કુલ ક્ષયમાં સનાતન કુલાચાર ધર્મોનો નાશ છે! અને એ નાશ બીજી દોષની પરંપરાને નોતરે છે. કુલધર્મના નાશમાં આખાંએ કુટુંબને અધર્મ વ્યાપી વળે! કેમકે કેમ વર્તવું એનું જે કુલના માણુસોને ભાન ન હોય- તેમને માટે તો જીવનના પ્રત્યેક પ્રસંગે કેમ વર્તવું એ એક વિકટ પ્રશ્ન થઈ પડે છે! એમની પાસે વડવાઓ આવા પ્રસગે કેમ વર્તેલા તેનું તો ચોક્કસ ભાન નથી. પોતાની વિવેકબુધ્ધિ પણ ચાલતી ન હોય અને વર્તવાનું તો હોયજ. એટલે આવા પ્રસગે ધાર્મિક વર્તાવને બદલે અધાર્મિક વર્તાવ થવાનોજ વધારે સંભવ છે, અને જ્યાં અધાર્મિક વર્તાવ શરૂ થયો ત્યાં અધર્મનીજ પરંપરા બંધાય અને અધર્મની પરંપરામાંથી જીવનની સરળતા નજ જન્મે. જેવું બીજ તેવું વૃક્ષ અને તેવુંજ ફળ! માટે હે પ્રભો! કુલાચારના નાશમાં સર્વનાશનાં બીજ- છૂપાયલાં હોઈ કુલનાશ કરવામાં કેવું ભયકર પાપ છે તે આપ સમજી શકશો ॥ ૪૦ ॥

अधर्माभिभवात् कृष्ण !, प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय !, जायते वर्णसङ्करः ॥ ४१ ॥

હે કૃષ્ણ! અધર્મની પ્રાપ્તિથી કુલીન મહિલાઓ અત્યંત દૂષિત થાય છે. હે વૃષ્ણિકુલોદ્‌ભવ! સ્ત્રીઓ દુષ્ટ થતાં વર્ણસંકર થાય છે. ॥ ૪૧ ॥

વળી ભગવાન! હું આપને સર્વનાશનું સંપૂર્ણ ચિત્ર ચીતરી આપુ છુ તે પણ આપ જુવો. અધર્મની ઉત્પત્તિથીજ બધું અટકતું નથી! અધર્મ જ્યારે ચોમેર વધે ત્યારે તે કુલસ્ત્રીઓને પહેલાં દૂષિત કરે છે. એટલે કે ચોકકસ જીવનમાં વર્તવાના સચોટ દૃષ્ટાન્તોના અભાવમાં અધર્મજ ફાવે, અને એ અધર્મની વૃધ્ધિનો પહેલો શિકાર કુલસ્ત્રીઓ થાય છે. અધર્મની વૃધ્ધિથી કુલસ્ત્રીઓ કુલની મર્યાદાઓને તજે છે. કુલની મર્યાદા ત્યજાય એટલે સ્વચ્છંદાચાર આવે. સ્વચ્છંદાચારમાંથી દુરાચારજ પ્રકટે. અને દુરાચારમાંથી સુખ, ઉન્નતિ કે શાન્તિ ક્યાંથી જન્મે? જ્યાં માતા બગડે ત્યાં પુત્ર પુત્રીઓ ક્યાંથી સારાં થાય? કેમકે બાળકો તો જુવે તેવું કરે! માબાપ જેમ વર્તે તેમજ બાળકો પણ વર્તવાનાં અને આમ ભાવિયુગ સસ્કારહીનન્ત્યક્તમર્યદ અને દુરાચારમગ્નજ નીવડે! આથી અધર્મનો પ્રથમ ગ્રાસ થાય છે તે સ્ત્રીઓ. અને સ્ત્રીઓ તો સસ્કૃતિની જન્મદાત્રીઓ અને ધાત્રીઓ છે. તેઓ બગડે એનું સીધું પરિણામ હે ભગવાન! શું આવે એ આપને સમજાવવાનું ન હોય. સ્ત્રી દુષ્ટ થતાં તેમાંથી વર્ણસંકર જન્મે! અને વર્ણસંકર હોવામાં તો મોટાઇએ શી? એમાં ગૌરવ શું? એમાં માણસાઈ ક્યાં? એતો પશુધર્મ થયો! વિવેકહીનતા થઇ! મનુષ્યત્વનો એ અલંકાર નથી! કેમકે મનુષ્ય વિવેકીપ્રાણી છે! આમ હે પ્રભો! કુલક્ષયમાં તો પરંપરાએ વર્ણસંકરતાની ભયંકર જાતિનાશક રાક્ષસી છૂપાઈ છે ॥ ૪૧ ॥

सङ्करो नरकायैव, कुलघ्नानां कुलस्य च।
पतन्ति पितरो ह्येषां, लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥

વર્ણસંકર, કુલઘાતીઓની તથા કુલની અધોગતિ માટેજ થાય છે. તથા લુપ્ત થયેલ અન્ન-જળ-ક્રિયાવાળા એમના પિતરો, પડે છે. ॥ ૪૨ ॥

આમ કુલક્ષયમાં વર્ણસંકરતાનો ભાવિ જન્મ અર્જુને બનાવ્યો. ભગવાન કહે છે કે હે અર્જુન! તું તો જગતનો કાછ લાગે છે! અલ્યા! તું કોને કોને

સંભાળવાનો? વર્ણસંકર જન્મે તેને તું શું કરવાનો? ભલે વર્ણસંકર જન્મે! પણ તેથી તું આમ કાયર બની જાય એ કેમ બને? આમ ભગવાન અર્જુનને જરા હલાવી જુવે છે એટલે તો અર્જુન કકળી ઉઠ્યો કે હે ભગવન્! આપ આવું શુ કહો છો! ભલા! આ હાનિ અહીંજ અટકતી નથી! જુવો તો ખરા કે એ ક્યાં ક્યાં વિસ્તરે છે? કુલનો નાશ કરનારાઓને તથા કુલને તો આ વર્ણસંકર પ્રજા નરકમાંજ ફેંકે! કેમકે તેમને કુલપુરુષને માટે કેટલી લાગણી હોય? લાગણી હોય તો કુલપુરુષોનું માન પ્રજા જાળવે! તેમના યોગક્ષેમની ચિન્તા કરે! પણ વર્ણસંકર પ્રજા તો કામચારી બને! તેમની પાસે વિવેકની આશાજ ન રખાય! અર્જુન આજ વાતને સ્પષ્ટ કરે છે. ભગવન્! એ વર્ણ-સંકરોના પિતરોને ખાણનાં વાંધા પડે છે. અરે! પાણીનાં પણ ફાંફાં પડે છે! એના પિતરો બીચારા પડે છે!

અહીં અર્જુનની મનોદશા સમજવા જેવી છે! અર્જુન અહીં એક સનાતન સત્યને ઉચ્ચરે છે. આ સત્ય બધાએ સમજી લેવા જેવું છે! વર્તમાન પરિસ્થિતિને આ સત્યદર્શન એટલું તો બંધબેસતું છે કે ભગવાન વ્યાસ અહીં યુગદ્રષ્ટા પુરૂષ બની જાય છે. જેમના કુલમાં વર્ણસંકર પ્રજા નીપજે તેમના કુલમાં કલેશ કંકાસ અશાન્તિ વગેરે સ્વાભાવિકજ હોય! એમ કેમ છે તે સમજાય એવું છે! પિતરો એટલે બાપ બાપાવો-બાપાવાના બાપ તથા મા-દાદી-દાદીની મા વગેરે. એ બધાં જીવતાં હોય કે મરેલાં હોય પણ જ્યારે પોતાના કુલમાં જન્મેલા પુત્રપૌત્ર વગેરે દ્વારા શ્રધ્ધા ભક્તિ-પ્રેમપૂર્વક અન્ન જળ પામે ત્યારે પ્રસન્ન થાય છે કૃતકૃત્યતા અનુભવે છે. પોતાનું જીવતર સફળ માને છે! આવાં માબાપો હૃદયથી બાળકોને આશિષો આપે. અને આ આશિષોમાં અમોઘ સામર્થ્ય હોય છે! આમ જેમની પ્રજા સંસ્કારી તેમનાં માબાપો તો જીવતાં કે મરેલાં સુખી થાય છે. પ્રસન્ન થાય છે. સંતતિનું હૃદયથી કલ્યાણ ઇચ્છે છે. અને હૃદયની કલ્યાણી ઇચ્છા જરૂર કલ્યાણ કરે છે. પરંતુ વર્ણસંકર પ્રજાની બાબતમાં આવું નથી હોતું. કેમકે વર્ણસંકર પ્રજા બીજાના વીર્યથી ઉપજે! બીજાના વીર્યથી જન્મેલાને પિતરો સાથે કુદરતી રીતે કોઈપણ પ્રકારનો દ્રઢ પરંપરાગત સંબંધ ન હોય. આમ પરંપરાગત વીર્યસબંધના અભાવમાં પિતરો તરફ સાચી ભક્તિ ન હોય, પ્રેમ ન હોય, શ્રધ્ધા ન હોય અને જ્યાં પિતરો માટે શ્રધ્ધા ભક્તિ વગેરે ન હોય ત્યાં તેમનું પાલન પોષણ પણ ક્યાંથી સંભવે? એટલે તેવાં માબાપો જીવતાં હોય કે સ્વર્ગસ્થ હોય પણ તેમને જીવનમાં શાંતિ નથી, સુખ નથી, પ્રસન્નતા નથી. તેમની આંતરડી

કકળતી રહે. અને જ્યાં આંતરડી કકળતી હોય ત્યાં વ્હાલનાં આશીર્વાદ ન હોય. ત્યાં તો કષ્ટ કષ્ટ અને કષ્ટજ રહે! પરિણામે આખા કુટુંબમાં પ્રસન્ન શાન્તિ ન હોય અને બીચારાં માબાપો જીવતાં છતાં મરેલાં, પ્રકાશમાં છતાં અંધારામાં– નરકમાંજ સબડે! અને જીવનમાં કષ્ટ સહતાં, દુભાયેલા, પિતરો કદી કલ્યાણનો આશીર્વાદ નજ આપી શકે? આથી તે પ્રજાએ દુઃખી અને તે પિતરો પણ દુઃખી. બન્નેનું તેમાં પતન છે! તો હે ભગવન્! હવે આપ કહો કે કુલક્ષયમાં કેવાં ભયંકર પરિણામો છૂપાયાં છે? ॥ ૪૨ ॥

दोषैरेतैः कुलघ्नानां, वर्णसङ्करकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः, कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥

કુલઘાતીઓના આ વર્ણસંકરને કરનારા દૂષણોથી જાતિધર્મો તથા સનાતન કુલધર્મો ઉખડી જાય છે–ઉન્મૂલિત થઈ જાય છે. ॥૪૩॥

આગલા શ્લોકમાં વર્ણનો સકર, કુલનો નાશ કરનારના તથા કુલના નરકને માટેજ થાય છે. અને કુલઘાતકોના પિતરો પડે છે. અવનતિ પામે છે. તથા તેમને જીવતાં તથા મરણ બાદ પણ અન્નજળના સાંસાં પડે છે એમ અર્જુને કહ્યું. હવે આટલા બધા ભયકર દોષો કુલનો ક્ષય કરતાં ઉદ્દભવે છે એમ કહી એ દોષનો ઉપસંહાર કરે છે હે ભગવન્! કુલનો નાશ કરનારાઓના આ વર્ણોની સેળભેળ–સકર કરનારા દોષોથી, પરપરાથી આવેલા સનાતન જાતિ ધર્મો તથા કુલ ધર્મો ઉખેડાઈ જાય છે. નાશ પામે છે. કુલ એ જાતિનું એકમ છે. ઘણાં કુલો મળીને એક જાતિ થાય છે. જ્યાં કુલનો ક્ષય થાય ત્યાં જાતિનો ક્ષય થાયજ. કુલ ધર્મોનો નાશ એટલે જાતિ ધર્મની સનાતન પરપરાનો નાશ હોયજ કેમકે કુલ અને જાતિ જુદાં નથી. ઘણાં કુલો મળીનેજ ક્ષત્રિય વગેરે જાતિ બને છે. અર્થાત્ હે ભગવન્! આપ હવે જોઈ શકયા હશો કે હું અર્જુન કેમ કુલનો નાશ કરનારા કામથી–યુધ્ધથી નિવૃત્ત થવા ચાહું છું. કુલનો નાશ કરનાર, એકલા કુલનોજ નહીં પણ આખી જાતિનો ઉચ્છેદ કરે છે. અને જાતિના ઉચ્છેદ જેવું ભયંકર કર્મ–પાપકર્મ હું ધર્મમતિ અર્જુન કેવી રીતે કરી શકું? માટે જાતિના નાશમાં પરિણમનાર, આ કુલક્ષયનું કુકર્મ મારે હાથે અનુચિતજ છે ॥ ૪૩ ॥

उत्सन्नकुलधर्माणां, मनुष्याणां जनार्दन ! ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

હે જનાર્દન! ઉખડી ગયેલા કુલધર્મોવાળા મનુષ્યોનો અવશ્ય નરકમાં વાસ થાય છે એમ વૃધ્ધપરંપરાથી હમોએ સાંભળ્યું છે. ॥૪૪॥

વળી અર્જુનનો વાક્પ્રવાહ આગળ ચાલે છે. જે દેશમાં કુલધર્મો અને જાતિધર્મોનો ઉચ્છેદ થાય તે દેશના માણસોની શી સ્થિતિ થાય છે તે વાત તરફ અર્જુન ભગવાનનુ લક્ષ ખેંચે છે. હે જનાર્દન! જે મનુષ્યોની જાતિ અને કુલધર્મોનો ઉચ્છેદ થયો છે તેમનો અવશ્ય નરકમાં વાસ થાય છે એમ હમોએ વૃધ્ધપરમ્પરાએ સાંભળ્યુ છે! જાતિ અને કુલધર્મના નાશમાં જો નરકપ્રાપ્તિજ હોય તો તો હે ભગવન્! અમારે માણસ તરીકે જીવવુંજ નકામું છે. અમો તે સ્વર્ગ સુખની અભિલાષા રાખીએ કે નરકવાસની? જે કર્મો હમો કરના બેઠા છીએ તેનું ફળ તો સીધો નરકવાસજ છે! તો હે ભગવન્! મનુષ્ય થઇને નરકવાસમાં જાણી જોઇને જવાને પ્રવૃત્ત થવું એના કરતાં બીજું વધારે કષ્ટ કયું? માટે ભગવન્! મને આપ કશું ન કહેશો. હું તો જેમ જેમ વિચારૂં છું તેમ આ પાપકર્મના પરિણામથી બેબાકળો બનું છું, ત્રાસુ છું, કંપુ છું. ભગવન્! આપજ આવી પરિસ્થિતિમાં શું નિર્ણય બાંધો? મ્હને તો કુલનાશમાં ઉપર બતાવ્યા મુજબ સર્વનાશ સમાયેલો જણાય છે! લડવું નિરર્થક છે! ॥૪૪॥

अहो बत महत् पापं, कर्तुं व्यवसिता वयम् ।
यद् राज्यसुखलोभेन, हन्तुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

અહો! દુઃખની વાત છે કે અમોએ મહાપાપ કરવાનો નિશ્ચય કર્યો છે! કે રાજ્યસુખની તરસથી સ્વજનોને હણવા પ્રયત્નશીલ થયા છીએ! ॥ ૪૫ ॥

સર્વનાશનું મનોમય ચિત્ર જોતાં અર્જુન કેવળ દુઃખી થઇ ગયો. એ મનોચિત્રના અસહ્ય ભારથી એ રીબાવા લાગ્યો. અને છેવટે અતિદુઃખી હૃદયદશા ભોગવતાં બોલી ઉઠયો-કે અહો! હમો મહાન પાપ કરવાનો નિશ્ચય કર્યો છે! તે મહાન પાપ કયું? તો રાજ્યના સુખના લોભે હમો સ્વજનોને હણવાને તૈયાર થયા છે! હે ભગવન્! આ કારમો નિશ્ચય છે! આ દુઃખદ વાત છે. આ શ્લોકના શબ્દો પણ ધ્વનિપૂર્ણ છે! અર્જુન કહે છે કે આશ્ચર્ય છે કે હમોએ આવો નિશ્ચય કર્યો! હમો કહીને અર્જુન એમ માને છે કે હમો પાંડવો તો પરમ વિવેકી તરીકે પ્રસિધ્ધ પુરૂષો છીએ. અને પરમ વિવેકી પુરૂષો થઇને આવો નિશ્ચય-કેવળ અવિવેકથી ભરપૂર નિશ્ચય થાય તે આશ્ચર્યજ ને? વળી આ દુઃખદ છે

કેમકે હમો વિવેકી હર્યાં!/વિવેકી તો સર્જનમાં માને, સંહારમાં સંમતિ ન આપે! વળી હમો મહાન પાપ કરવા પ્રવત્ત થયા છે. સ્વજનનો વધ એજ પહેલાંતો પાપ અને તેમાં મળ્યો કુલક્ષયનો દોષ આથી મહાન પાપ! અને એજ પાપ કરવામાં પ્રેરણા કોની? રાજ્ય સુખ લોભની! રાજ્યને ઉચિત જે ક્ષણિક વિષય સુખ તે વિષય સુખની લાલસા અમને આ મહાન પાપમાં પ્રેરે છે! ભલા! પરમ વિવેકી પુરુષ થઇને પરમ નીચ કામ કેવળ એક અદમ્ય લોભની પ્રેરણાથી કરીએ તેના જેવી કષ્ટવાળી વાત બીજી કઈ! તો હમોને પરમ વિવેકી પાંડવોને ક્ષુદ્ર, વિષય સુખનો, તુચ્છ લાઘવકારી લોભ પાપમાં હડસેલે! ભગવન્! ચોકકસ લાગે છે કે હમારામાં કળિકાળ પ્રવેશી ચુકયો છે! ભગવન્! હું તો આ ચિત્રની કલ્પના માત્રે અશ્રુમય બની જાઉં છું! વધારે તો હવે શું કહું! ॥ ૪૫ ॥

यदि मामप्रतीकारम्, अशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्राः रणे हन्युः, तत् मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

શસ્ત્રવિનાના, સામનો ન કરનાર, એવા મને જો હાથમાં શસ્ત્રવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો, રણભૂમિમાં મારે તો તે મારે માટે વધારે હિતકર થાય. ॥ ૪૬ ॥

વિવેકીને માટે તો પાપ કરતાં મરણ સારૂં! હું વિવેકી હર્યો. પાપ કરૂં તેના કરતાં તો મરી જાઉં એ વધારે યોગ્ય. તો હે ભગવન્! મારેતો મરવું હર્યું. એવું કહેતા અર્જુન કકળતા સૂરે છેવટની વાત કહે છે કે હે ભગવન્! સામનો ન કરતા એવા મને-વગર હથિઆરના મને, જો શસ્ત્રધારી ધૃતરાષ્ટ્રના પુત્રો રણમાં મારી નાંખે તો તે મારે માટે અત્યંત મંગલમય છે. કેમકે હું જાતે વગર સામનો કર્યે નિશસ્ત્ર મરી જાઉં તો પાપની તો ઉત્પત્તિ નથી! અને જ્યાં પાપની નીપજ નથી ત્યાં દુઃખનો આપાત હોયજ કયાંથી? અને જ્યાં દુઃખ નથી ત્યાં મગળજ હોય! માટે હે ભગવન્! હું તો સામનોએ ન કરૂં અને શસ્ત્ર પણ ન ધરૂં. જોઇએ તો ભલે કૌરવ અપ્રતિકારી અને નિશસ્ત્ર એવા મને શસ્ત્રધારી થઈ હણી નાંખે. મારૂ તો તેમાંજ વધારે મંગળ છે! માટે વન્દન હો આ પાપને! ॥ ૪૬ ॥

एवमुक्त्वाऽर्जुनः सङ्ख्ये, रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं, शोकसंविग्नमानसः ॥ ४७ ॥

**આમ કહી શોકથી ઉદાસીન થયેલ મનવાળો અર્જુન, બાણુ સહિત ધનુષ્યને ત્યાગી, રણભૂમિમાં, રથની વચ્ચે બેસી ગયો. ॥૪૭॥**

આમ પોતાના નિશ્ચયને જાહેર કર્યા બાદ અર્જુને શું કર્યું એમ ધૃતરાષ્ટ્રે પૂછ્યું એટલે સંજયે કહ્યું કે હે રાજન્ ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે "શોક સવિગ્ન માનસ" અર્જુને, ભગવાનને વિનતિ કરી, શરસહિત ધનુષ્યને ત્યજી રણભૂમિમાં રથની વચ્ચે બેસી ગયો! વાત વણસી ગઈ. અર્જુનના હૃદયને, સ્વજનવધથી અવસ્ય જન્મનાર શોકની કલ્પનાએ, ઘેરી લીધું. શોકને લીધે અર્જુનનું હૈયું ધડકવા લાગ્યું. શિથિલ બની ગયુ. ઉદાસીન બની ગયુ. આમ શોકની કલ્પનાના ઓથારને લીધે ઉદાસીન થયેલાં માનસવાળા અર્જુન પાસે બીજી કશી આશા ન રાખી શકાય. તેણે ગાંડીવ ધનુષ્યને હાથમાંથી છોડી દીધું. બાણને ત્યજી દીધું. રણભૂમિની વચ્ચે રથમાં તે ઢગલો થઇને બેસી ગયો! આવા સંયોગોમાં આ શિવાય બીજું કશું ન બને! પોતાનાનો સર્વસુખી સંહાર જોઇને કોણ સતપ્ત ન થાય? અને જીવન-રણમાં બધા જીવોને આવા પ્રસંગો પ્રાપ્ત થાય છે. ત્યારે શરીર રથમાં વિરાજેલ બધા જીવો સંસારને જીતવાના ધનુષ્ય બાણ રૂપી સાધનોનો સર્વથા ત્યાગ કરી, મોહ માયા મમતા શોકનો ભોગ થઈ, ભીરૂતાને વરી, પરમ સારથિ અંતર્યામિ શ્રીકૃષ્ણ પરમાત્માની સન્મુખ, બેબાકળા થઈ, ઢગલો વળી, બેસીજ જાય! અને એવા પ્રસંગેજ સારથિ અંતર્યામિનું ઉદ્‌બોધન થાય. ત્યારેજ જીવનનું ભવ્ય ઉપનિષદ્ ગવાય. ત્યારેજ ભગવાન ભકતની વ્હારે ધાય. અને શોક મોહના કકમાંથી ઉંચે લેવાને માટે ભક્તને મદદ કરે! અર્જુનના સમાનધર્મા થવાય તો ગીતા-ગંગોત્રીનો પ્રવાહ, હૃદયસ્થ પરમાત્માના ચરણકમળોમાંથી, ધોધમેર છૂટે! અને અહો અર્જુનનું સૌભાગ્ય! કહેવત છે કે એકના પાપે હોડી બુડે. પણ કહેવત અધૂરી છે! એકના પાપે હોડી બુડે તો કોઇ એક અર્જુનના પુણ્યે ભવસાગરમાંથી સૌની હોડી તરી જાય! અર્જુનના ભવોભવના પુણ્ય ફલોન્મુખ થતાં ભગવાનની ગીતા-શિવ-ગંગા તેને માટે પ્રકટી. કોઈ ભગીરથ ગંગાનું અવતરણ કરે તો યુગના યુગ તેમાં સુસ્નાત થઈ પવિત્ર થાય- કોઈ અર્જુન ગીતાગંગાના અવતારમાં કારણભૂત થાય તો ભાવિયુગો તેમાં નિષ્ણાત થઈ ભવોભવના પાપને ઝમકોરી નાખે-ધોઈ નાંખે-પવિત્ર થાય! આપ અર્જુનનો જીવજાત ઉપર અનહદ ઉપકાર છે! પરમ પ્રેમયોગી અર્જુન લડાઈની ભૂમિમાં હે ધૃતરાષ્ટ્ર! બેસી ગયો! બીજી તે મહાત્મા પાસે શી આશા રખાય! ॥ ૪૭ ॥

॥ इतिविषादयोगः ॥

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

॥ हरिः ॐ श्रीकृष्णाय पुरुषोत्तमायनमः ॥

संजय उवाच : સંજય બોલ્યાઃ—

तं तथा कृपयाऽऽविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

તે પ્રમાણે કરૂણાથી વ્યાપ્ત, આંસુથી આકુલવ્યાકુલ આંખવાળા, શોક કરતા એવા તેને, મધુસૂદને આ વાક્ય કહ્યું ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં, અન્તે, અર્જુન શોકથી ઉદાસીન માનસવાળો થઈ, શસ્ત્રસંન્યાસ કરી, રથમાં બેસી ગયો એમ ધૃતરાષ્ટ્રને સંજયે જણાવ્યું. ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે સંજય! બાણ સહિત ધનુષ્યને ત્યજી, રણક્ષેત્રમાં, રથમાં શોકથી સંવિગ્ન મનવાળો અર્જુન, જ્યારે બેસી ગયો ત્યારે ભગવાને તેને શું કહ્યું? આવો ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન થતાં સંજય જવાબ વાળે છે કે હે ધૃતરાષ્ટ્ર! સાંભળો. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને જે કહ્યું તે હું આપને સંભળાવું છે. તે પ્રમાણે બન્ધુઓના મોહથી જન્મેલી દયાથી ભરેલા અને આંસુભરી આંખને લીધે ઝંખવાયેલી દૃષ્ટિવાળા તથા રોદણાં રડતા તે અર્જુનને મધુસૂદને આ વાક્ય કહ્યું. અર્જુનની સ્થિતિનો ઉપસંહાર કરતાં આ શ્લોકમાં ત્રણ વિશેષણો છે. અર્જુન કૃપાથી આવિષ્ટ–ચોમેરથી ભરપૂર હતો. સ્વજનો મરવાનાં અને સ્વજનોના મરણની કલ્પના માત્રથી અર્જુન કાયર બન્યો અને મોહનો માર્યો મોહજન્ય કૃપાનો શિકાર થઈ પડ્યો. કૃપાથી ભરપૂર હોવાને લીધેજ તે આંસુભરી-આંખવાળો થયો. બન્ધુઓના વિયોગમાં શોકનાં આંસુઓ આવેજ! આમ અશ્રુપૂર્ણ આંખવાળો અર્જુન થયો અને જે આંખ આંસુભરી હોય તે આકુલ હોય. એટલે કે સ્પષ્ટ દર્શન માટે અશક્ત હોય. આમ કૃપા પરિણમી આંસુમાં અને આંસુથી ભરાયેલી આંખ ઝંખવાઇ ગઈ. શોક થયો. આંસુ આવ્યા. એટલે શોક અને આંસુનાં અનિવાર્ય પરિણામ રૂપ વિષાદવૃત્તિ આવેજ. રોદણાં રડવાનો–વિલાપ કરવાનો–દુઃખી થવાનો સ્વભાવ આવેજ.

આમ ત્રણે વિશેષણો સાર્થક છે આવા, મોહમય દયાથી ભરપૂર, આંસુભરી આંખને લીધે ઝંખવાણી નજરવાળા, વિલાપ કરતા અર્જુનને ભગવાન મધુસૂદન નીચેનું વાક્ય કહે છે. ॥ ૧ ॥

श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યાઃ-

कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ! ॥ २ ॥

હે અર્જુન! આર્યોથી નહિ સેવાયેલું-અપજશ આપ સ્વર્ગ ન દેનાર એવું આ વિપરીત જ્ઞાન તદ્દન કટાણે ત્હને શાથી પ્રાપ્ત થયું ? ॥ ૨ ॥

ભગવાને કયું વાક્ય કહ્યું ? તેજ હવેનાં બે શ્લોકમાં અવતરિત કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! અત્યન્ત ક્વખતે તને આ આર્યજાતિમાં જન્મેલાઓએ કદી ન સેવેલું, લોકમાં અપકીર્તિ કરનારૂં અને પરલોકમાં પણ સ્વર્ગ ન દેનારૂં કશ્મલ-મોહ-અજ્ઞાન ક્યાથી છ્તું થયું ?

આ શ્લોકમાં ભગવાન અર્જુનને હવે પાણી ચઢાવે છે. અર્જુન જેવો વીરપુરુષ ખરી વખતે છેહ દે એ કેમ પાલવે? આથી અર્જુનને ખરી વખતે મોહમાં સપડાયેલો જોઇને ભગવાન પોતે પણ આશ્ચર્ય પામે છે. ભગવાને જોયું કે દલીલબાજીથી અર્જુન ઠેકાણે નહિ પડે. એટલે હવે સીધીરીતે એના ખરા સ્વભાવને ખખેરવો રહ્યો. વખત છે ને એના સ્વભાવ ઉપર ચોટ લાગતાં કદાચ એ સ્વસ્થતા મેળવે. આ કારણસર ભગવાન અહીં અર્જુનના ક્ષાત્ર સ્વભાવને ઉત્તેજિત કરવા ખાતર ત્રણ અતિ યોગ્ય વિશેષણોનો પ્રયોગ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! આ વિષમ વેળાએ તને આ ભૂત ક્યાંથી સૂઝયું ? વિષમ એટલે જેમાંથી સમતા ગઈ છે તેવુ-સમતા વગરનું-અર્થાત્ જય અને પરાજયના વિષમ સ્થાને. ટૂંકમાં અત્યંત ક્વખતે! ભલા આ ક્વખતે-કટાણે તને આ કશ્મલ ક્યાંથી પ્રવેસ્યું ? કશ્મલ એટલે મોહ-અજ્ઞાન -વિપરીતજ્ઞાન-ઉંધી સમજ! અવળી બુધ્ધિ! આ કશ્મલનાં બીજાં ત્રણ વિશેષણો છે. કશ્મલ કેવું? અનાર્યજુષ્ટ. અસ્વર્ગ્ય અને અકીર્તિકર. અન્ એટલે નહિ. આર્ય એટલે આર્યજાતિમાં જન્મેલ પુરુષ અને જુષ્ટ એટલે સેવાયેલુ. અર્થાત્ કદીપણ આર્યજાતિમાં ઉદ્ભવેલ

પુરૂષ વડે ન સેવાયેલું એવું. સ્વર્ગ્ય એટલે સ્વર્ગનું સાધનભૂત અસ્વર્ગ્ય એટલે સ્વર્ગના ન સાધનરૂપ. અર્થાત્ પરલોકમાં પણ સ્વર્ગ ન દેનાર એવું અને અકીર્તિકર. અકીર્તિ એટલે અપકીર્તિઃ અપકીર્તિ કરનારું. એવું આ તારૂં પગલું છે. હે અર્જુન! તું આર્યજાતિમાં જન્મ્યો છે. આર્ય હોઈ ને અનાર્ય વર્તન તને છાજતું નથી! આર્યજાતિમાં કોઈએ કદી ન કરેલું ગેરવર્તન તું કરે એ કેમ પાલવે? આર્યજાતિ તો પોતાના વર્તનમાં એકધારાપણા માટે પ્રસિધ્ધ છે. તું આર્ય હોઈ ને જો એ વર્તનમાં ઉણપ આણે તો તનેજ નહિ પણ આખી આર્યજાતિને લાંછન લાગે. માટે ભલા! આર્યોએ કદીપણ ન સેવેલું એવું આ કશ્મલ તું દૂર કર અને આર્યોચિત વર્તાવ રાખ!

ભગવાને આમ કહ્યું એટલે અર્જુને કહ્યું કે ભલા! બાપે કર્યું તેજ બેટાએ કરવું જોઇએ એવો કોના ઘરનો કાયદો? બાપે ભૂલ કરી માટે દીકરાએ ભૂલ કરવી? આર્યોએ આવી પાપી પ્રવૃત્તિને સ્વીકારી તેથી મારે પણ આંધળાભીત થઇને તેવી પ્રવૃત્તિને સહારો આપવો! એ ન બને! હું તો સ્વતંત્ર વિચારવાળો છું; કોઇનો દોરાયો આંધળો બની દોરાઉં એમ નથી! આમ અર્જુન કહે છે એટલે ભગવાને કહ્યું કે હે અર્જુન! આ તારૂં મનનું ભૂત અસ્વર્ગ્ય છે! અસ્વર્ગ્ય એટલે સ્વર્ગનું સાધનભૂત નથી. તું માણસ હોઈ તારે સ્વર્ગની ખેવના રાખવી ઘટે! ભલે તું સ્વતંત્ર વિચાર સેવે. પણ તારૂં વર્તન તને સ્વર્ગ નહિ અપાવે! ક્ષત્રિયોને માટે યુધ્ધ સ્વર્ગદાતા છે! માટે સામી છાતીએ જે ન લડે તે સ્વર્ગનો હકદાર ક્યાંથી બને! માટે આ કુઅવસરે તને કહું છું તે માન અને યુધ્ધ માટે તૈયાર થા! ક્ષત્રિયનો યુધ્ધ ધર્મ છોડી બાવા બનતાં તને સ્વર્ગ ન મળે! માટે આર્ય અનાર્યનો વિચાર ભલે તું ન કરે. પણ તારી ઉન્નતિ અવનતિનો વિચાર તો કર! પણ અર્જુન એમ મચક આપે એમ ન હતું. ભગવાન મારે સ્વર્ગ ન જોઇએ! સ્વર્ગમાં શું છે? જેની અસ્તિ માટે સંશય છે તેને માટે પ્રત્યક્ષ પાપ કરવું એતો મૂર્ખતા છે! એના કરતાં તો આ લોકમાં કીર્તિમય જીવન વ્યતીત કરવું શું ખોટું છે! જગત તો જાણશે કે અર્જુન વિવેકી હતો. બધા જ્યારે મૂઢ બન્યા ત્યારે એક અર્જુન એવો હતો કે સ્વજનવધમાં સર્વનાશ જોઇ શકયો હતો. અને એ સ્વજનોના નાશમાંથી તેણે પોતે તો નિવૃત્તિ લીધી! આમ જગત મારી યુધ્ધનિવૃત્તિને ભવિષ્યમાં પ્રશંસાની નજરે જોશે. મને કીર્તિ મળશે! આમ જ્યારે અર્જુને કહ્યું ત્યારે ભગવાને કહ્યું કે ભલા! આજ તારી ભૂલ છે ને! ક્ષત્રિયનો બચ્ચો રણમાંથી પલાયન કરે તેને જગત હારતોરા કદી

ન પહેરાવે ! એ તો રણુમાં ખપી જાય તેની કીર્તિ ગાય ! રણભીરૂને જગતે કદી યશ આપ્યો નથી ! માટે તારૂં આવું ભીરૂ વર્તન તો ઉલટું અપકીર્તિ કરે છે ! માટે આ કવખતે ભલા ! તું જડસુ ન બન ! તું સમજ કે તારૂં વર્તન આર્યસંમત નથી. સ્વર્ગપ્રદ નથી. ઉલટું અકીર્તિકર છે ! આમ ભગવાન અહીં અર્જુનમાં રહેલા ક્ષત્રિયને ઉદ્‌બોધિત કરવા યત્ન કરે છે ! આ ઉપરાંત શ્લોકમાં આર્ય અનાર્ય વિષે જે વિચારવા યોગ્ય છે તે પદાર્થમાં આપ્યું છે. આજના જમાનામાં એ ચર્ચા ઉપયોગિની થશે અને તેમાં એ ભગવાન પતંજલિનો છેવટનો ન્યાય માર્ગદર્શક બનશે. જીજ્ઞાસુએ એ ચર્ચા માટે પદાર્થ જોવો. ॥ ૨ ॥

क्लैब्यं मा स्म गमः पार्थ ! नैतत् त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परन्तप ! ॥ ३ ॥

હે પૃથાપુત્ર ! નપુંસકતાને ન પામ. એ તારામાં યોગ્ય નથી.
હે પરન્તપ ! તુચ્છ મનોનિર્બલતાને તજી ઉભો થા. ॥ ૩ ॥

આમ આગલા શ્લોકમાં અર્જુનના પ્રસુપ્ત ક્ષત્રિયને પ્રબુધ્ધ કરવા માટે ભગવાને યત્ન કર્યો. પણ અર્જુનમાં રહેલા ક્ષત્રિયની ચોમેર ગાઢ મોહનિદ્રા વીંટળાઇ હતી. આટલા ઝટકાએ તે ખ ખેરાય એમ ન હતી. એટલે હવેના શ્લોકમાં ભગવાન તેજાબી શબ્દનો પ્રયોગ કરી અર્જુનને સ્વધર્મનિષ્ઠા માટે આગ્રહ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! તું હીજડાગીરીને ન પામ ! તારે માટે એ યોગ્ય નથી ! હે પરન્તપ ! આ તુચ્છ હૈયાની નિર્બલતાને તજી યુધ્ધને માટે સજ્જ થા !

ભગવાન જરા તીખા શબ્દ વાપરી દે છે. અર્જુનની મનોવૃત્તિ નપુંસક બની ગઈ હતી. ! વીર થઈને કાપુરૂષનું વર્તન ! ભગવાન કહે છે કે હે અર્જુન ! 'આ હીજડાવૃત્તિને છોડી દે. તું તો નર છે ! આ વૃત્તિ જેને માટે યોગ્ય હોય તેને માટે ભલે યોગ્ય હો. પણ તારે માટે–વીરશિરોમણી અર્જુનને માટે તે છાજતી નથી ! હે અર્જુન ! તું તો પરંતપ છે– શત્રુને સૂર્યની માફક તપાવનારો છે ! તો આ હૃદયની નિર્બલતાને ત્યજી દે. આ મનોનિર્બલતા કેવી છે ? ક્ષુદ્ર છે. એટલે કે ક્ષુદ્રતાને આણુનારી છે ! લોકો તને શું કહેશે ? કે અર્જુન તો ભીરૂ બની ગયો ! તો આવી તારે માટે ક્ષુદ્રતાને આણુનારી નબળાઈ

ત્યજી દે. કેવી રીતે ત્યજી દે? વિવેકથી ત્યજી દે. વિવેકપૂર્વક વિચાર કર! મોહનો શિકાર ન બન! જરા સ્વસ્થતાથી વિચાર કર અને જો કે આ વિલક્ષણ ક્ષણે તારૂં કર્તવ્ય શું છે. આમ વિવેકી વિચારથી તને સમજાશે કે હું તને જે કહું છું તેજ યોગ્ય છે. તો આમ વિવેકપૂર્વક તારી હૃદય નિર્બલતાને તજી યુધ્ધને માટે તૈયાર થા. તને–અર્જુનને–ગાંડીવધનુર્ધારી અર્જુનને શું આથી વધારે કહેવાનુ હોય? તેઓને તો તુંકાર બસ થાય! નર અર્જુનને નપુંસક કહે. લાયક અર્જુનને નાલાયક વિશેષણ મળે. અક્ષુદ્ર, સમર્થ અર્જુન ક્ષુદ્ર નિર્બલ તરીકે સંબોધાય અને છતા તેનો ક્ષત્રિય ભાવ ન ઉછળે તો પછી ખરે! મોહમહિમા ગહન છે! આવો અહીં ભગવાનનો આશય છે! ॥ ૩ ॥

**कथं भीष्ममहं सङ्ख्ये द्रोणं च मधुसूदन ! ।**
**इषुभिः प्रतियोत्स्यामि, पूजार्हावरिसूदन ! ॥ ४ ॥**

**હે મધુસૂદન! હું યુધ્ધમાં પિતામહ ભીષ્મ તથા આચાર્ય દ્રોણ ઉપર બાણો વડે કેવી રીતે સામો પ્રહાર કરીશ! હે શત્રુનાશક! (તે બે તો) પૂજવાને યોગ્ય છે. ॥ ૪ ॥**

ભગવાને અર્જુનને તીખી વાણી સભળાવી. પણ તે વખતે અર્જુનનુ હૈયું એટલુ તો મોળું પડી ગયું હતું કે આટલી તેજી વાણી પણ તેની મોળાશને દૂર કરવા અસમર્થ થઈ. અર્જુનના હૈયાના ખ્યાલોજ મરતા નથી! એટલે આમ ભગવાને અર્જુનને નર થવા કહ્યું–તેની યોગ્યતા કઇ છે તે તરફ લક્ષ ખેચ્યું અને હૃદયની નિર્બળતાને વિવેકદ્વારા ખખેરવા કહ્યું તોપણ અર્જુનનું "કેમ અને કેવી રીતે" નથી ખસતું. હવે તે લગભગ રડું રડું થઇ ગયો! પાણીપોચો પડી ગયો! તે એકદમ આર્તસ્વરે બોલી ઉઠયો કે હે મધુસૂદન! યુધ્ધમાં ભીષ્મ અને દ્રોણની સાથે બાણો વતી હુ કેવીરીતે સામુ યુધ્ધ કરી શકીશ? હે અરિસૂદન! ભીષ્મ અને દ્રોણ તો મારે પૂજ્ય છે. એટલે ફુલહાર પહેરાવવાને યોગ્ય છે! બીજાની વાત તો કોરે રહી. પણ અર્જુનથી ભીષ્મ પિતામહ–કુરૂકુલના ભવ્ય–પૂજ્ય–વૃધ્ધ મહાત્મા–મહાનુભાવ બ્રહ્મચારી–પિતામહને અને કુરૂકુલના વિદ્યાચાર્ય દ્રોણ ગુરૂને તો બાણો દ્વારા કેમ નરાય? ભલા! કુસુમશૈય્યામાં પોઢાડે તોપણ જેમના ઋણમાંથી મુક્ત ન થવાય એવા ગુરૂજનોને શરશૈય્યા ઉપર સુવાડતાં હૈયાને કેટલી વ્યથા થાય? આમ જે પૂજ્યને યોગ્ય તે

વધને યોગ્ય કેમ થાય? આર્ય પિતૃવત્સલ ગુરુભક્ત અર્જુનના કઠોર બાણો પિતા કે ગુરુ ઉપર કેમ ચલાવાય? આ 'કેમ' અર્જુનને મુઝવી રહ્યો! એની મજબૂત અજગરવ્યૂહમાં અર્જુનનું મન સપડાયું છે. એમાંથી–એ 'કેમ' ની મનોદશામાંથી છૂટવુ અને એ 'કેમ' ને બદલે 'આમ' એટલું કરવું એતો ગીતાજીની મઝા છે! આમ અર્જુન તો વળી ઠંડે પેટે ના પાડીને બેઠો!॥૪॥

**गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**
**हत्वाऽर्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥५॥**

પ્રસિધ્ધ, મહાપ્રભાવશાળી ગુરુજનોને ન મારી, આ લોકમાં ભીખનું અન્ન ખાવું પણ પ્રશસ્ય છે. વળી બધાનું હિત ચાહનાર મોટેરાંઓને મારી આજ લોકમાં હું લોહીથી ખરડાયેલા ભોગોને ભોગવું ! ॥ ૫ ॥

ભગવાન કહે છે કે હે અર્જુન! તું કહે છે તે યોગ્ય છે. ભીષ્મ દ્રોણ વગેરે પુષ્પપૂજ્ય છે બાણ–વધ્યં નથી! પણ જો તું એમને ન હણશે તો તને રાજ્યનો લાભ ન થાય! અને તું રાજકુમારને રાજ્યલાભ ન થાય તો કેવળ ભીખનાં મામણાં ઉપર જીવતાં સુધી તારે નીભવું પડશે. તને રાજ્યવાળા રાજાઓના જેવા ભોગ્ય પદાર્થો નજ મળે અને તું અર્જુન! – રાજકુમાર! રાજભોગને માટે ઉચિત! ભીખના ટુકડા માટે નહિ. તો જરા વિચાર અને ભીષ્માદિ યદ્યપિ પૂજ્ય છે તોપણ તેમનો સંહાર અનિવાર્ય છે એમ સમજ અને લડવા માટે તૈયાર થા. આમ ભગવાન જ્યારે સમજાવે છે ત્યારે અર્જુન કકળી ઉઠે છે અને કાયરપણાની છેવટની હદે પહોંચી જાય છે. કહે છે કે હે ભગવન્! પ્રસિધ્ધ મહાનુભાવ ગુરુજનોને ન મારીને, આ લોકમાં ભીખનું અન્ન ખાવું પણ વધારે વખાણવા યોગ્ય છે! પરંતુ હિતેચ્છુ ગુરુજનોને હણીને તો આજ લોકમાં લોહીથી ખરડાયેલા ભોગો હું ભોગવું!

અર્જુનની મનોદશા સમજવા આ શ્લોક ઉપયોગી છે. અર્જુન કહે છે કે હે ભગવન્! આ ગુરુજનો–ભીષ્મ દ્રોણ વગેરે વડીલો મહાનુભાવ છે. મહાન્ એટલે વિશાલ, મોટા. અનુભાવ એટલે વિદ્યા–અભ્યાસ–તપ વગેરેના આચરણથી જન્મેલો પ્રભાવ–પ્રતાપ. અર્થાત્ મહાનુભાવ એટલે મહાપ્રભાવી–વિશાલહૃદયી–મહાત્માઓ. ભીષ્મ દ્રોણ વગેરેની વિદ્યા–અભ્યાસ–તપ ઉપર તો મહાભારત

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હું કૃપણતારૂપી દોષથી ઘવાયેલ હૃદયવાળો થયો છું. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા-દૈન્ય-બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજ્વલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનું સામ્રાજ્ય થઈ ગયું. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોક્કસ એકરાર કરે છે કે હે ભગવન્! હું દીન બન્યો છું અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસંગે હું 'ધર્મ સમૂઢ ચેત' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મમાં અત્યંત મૂઢ મનવાળો થયો છું. એટલે કે શું કરવું અને શું ન કરવુ એ બાબતમાં વિચાર-વિવેક-શૂન્ય હુ બની ગયેલ હોવાથી હવે આપને પૂછુ છું. મારી મતિ જ્યાં થંભી જાય ત્યાં આપ શિવાય હું કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછું? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હું પૂછું છુ, મારે માટે આપને શ્રેય-કર્મ-કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યું હોય તે મને કહો! ભગવન્! હું શ્રેય કર્મ-કર્તવ્યથી ભ્રષ્ટ થઇશ, તો માણસ મટી જઇશ. અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહે! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નક્કી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું. આપ મારા ગુરુ છો! અને ગુરુ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છુ. આથી આપ મને અહીં શું કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપણે શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ઘવાય, ધર્માધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેવે કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે-ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન-શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવું જોઇએ તે સૂચિત છે! ૭

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હુ કૃપણતારૂપી દોષથી ધવાયેલ હૃદયવાળો થયો છું. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા–દૈન્ય–બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજવલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનું સામ્રાજ્ય થઈ ગયું. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોક્કસ એકરાર કરે છે કે હે ભગવન્! હું દીન બન્યો છુ અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસંગે હું 'ધર્મ સંમૂઢ ચેત' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મમાં અત્યંત મૂઢ મનવાળો થયો છું. એટલે કે શું કરવું અને શું ન કરવું એ બાબતમાં વિચાર–વિવેક–શૂન્ય હુ બની ગયેલ હોવાથી હવે આપને પૂછુ છું. મારી મતિ જ્યાં થંભી જાય ત્યાં આપ શિવાય હું કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછું? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હું પૂછું છું, મારે માટે આપને શ્રેયઃકર્મ–કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યુ હોય તે મને કહો! ભગવન્! હું શ્રેય કર્મ–કર્તવ્યથી ભ્રષ્ટ થઈશ, તો માણુસ મટી જઈશ. અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહે! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નક્કી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું. આપ મારા ગુરુ છો! અને ગુરૂ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છું. આથી આપ મને અહીં શું કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપણે શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ધવાય, ધર્મોધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેવે કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે–ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન–શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવું જોઈએ તે સૂચિત છે! ૭

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હું કૃપણતારૂપી દોષથી ઘવાયેલ હૃદયવાળો થયો છું. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા–દૈન્ય–બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાંખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજ્વલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનુ સામ્રાજ્ય થઈ ગયું. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોક્કસ એકરાર કરે છે કે હે ભગવન્! હું દીન બન્યો છું અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસંગે હું 'ધર્મ સંમૂઢ ચેતા' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મમાં અત્યંત મૂઢ મનવાળો થયો છું. એટલે કે શું કરવું અને શુ ન કરવું એ બાબતમાં વિચાર–વિવેક–શૂન્ય હું બની ગયેલ હોવાથી હવે આપને પૂછુ છું. મારી મતિ જ્યાં થંભી જાય ત્યાં આપ શિવાય હું કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછુ? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હુ પૂછું છુ, મારે માટે આપને શ્રેય કર્મ–કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યું હોય તે મને કહો! ભગવન્! હુ શ્રેય કર્મ–કર્તવ્યથી ભ્રષ્ટ થઈશ, તો માણસ મટી જઈશ. અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહે! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નક્કી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું.' આપ મારા ગુરુ છો! અને ગુરુ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છું. આથી આપ મને અહીં શુ કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપણે શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ઘવાય, ધર્માધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેવે કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે–ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન–શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવુ જોઈએ તે સૂચિત છે! ૭

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હું કૃપણતારૂપી દોષથી ઘવાયેલ હૃદયવાળો થયો છું. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા–દૈન્ય–બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજ્વલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનું સામ્રાજ્ય થઈ ગયું. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોક્કસ એકરાર કરે છે કે હે ભગવન્! હું દીન બન્યો છું અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસંગે હું 'ધર્મ સંમૂઢ ચેત' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મનાં અત્યંત મૂઢ મનવાળો થયો છું. એટલે કે શું કરવું અને શું ન કરવું એ બાબતમાં વિચાર–વિવેક–શૂન્ય હું બની ગયેલ હોવાથી હવે આપને પૂછું છું. મારી મતિ જ્યાં થંભી જાય ત્યાં આપ શિવાય હું કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછું? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હું પૂછું છું, મારે માટે આપને શ્રેયઃકર્મ–કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યુ હોય તે મને કહો! ભગવન્! હું શ્રેય કર્મ–કર્તવ્યથી ભ્રષ્ટ થઈશ, તો માણસ મટી જઈશ. અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહી! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નક્કી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું. આપ મારા ગુરુ છો! અને ગુરુ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છું. આથી આપ મને અહીં શુ કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપને શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ઘવાય, ધર્મોધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેવે કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે–ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન–શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવુ જોઈએ તે સૂચિત છે! ૭

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હું કૃપણતારૂપી દોષથી ધવાયેલ હૃદયવાળો થયો છું. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા–દૈન્ય–બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાંખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજ્વલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનું સામ્રાજ્ય થઈ ગયું. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોકસ એકરાર કરે છે કે હે ભગવન્! હું દીન બન્યો છુ અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસંગે હું 'ધર્મ સમૂઢ ચેન' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મમાં અત્યંત મૂઢ મનવાળો થયો છુ. એટલે કે શું કરવું અને શું ન કરવું એ બાબતમાં વિચાર–વિવેક–શૂન્ય હું બની ગયેલ હોવાથી હવે આપને પૂછુ છું. મારી મતિ જ્યાં થંભી જાય ત્યાં આપ શિવાય હું કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછું? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હું પૂછું છું, મારે માટે આપને શ્રેય.કર્મ–કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યું હોય તે મને કહો! ભગવન્! હું શ્રેય કર્મ–કર્તવ્યથી ભ્રષ્ટ થઈશ, તો માણસ મટી જઈશ. અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહે! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નકકી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું.' આપ મારા ગુરુ છો! અને ગુરુ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છું. આથી આપ મને અહીં શું કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપણે શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ધવાય, ધર્માધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેને કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે–ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન–શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવુ જોઇએ તે સૂચિત છે! ૭

કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણે આવેલા મને આપ ઉચિત શિક્ષણ આપો! અને અહીં અર્જુનનો પ્રત્યેક શબ્દ વિચારવા જેવો છે. અર્જુન કહે છે કે હુ કૃપણતારૂપી દોષથી ઘવાયેલ હૃદયનાળો થયો છુ. કૃપણ એટલે દીન. કૃપણતા એટલે દીનતા–દૈન્ય–બીચારાપણું! એ બીચારાપણું માણસને મ્હાત કરી નાખે છે. અર્જુન ક્ષત્રિય! તેના હૃદયમાં ક્ષાત્રધર્મ સદા પ્રજ્વલિત રહે. પણ આજે એ પ્રજ્વલિત ક્ષાત્રવટ ઓલવાઈ ગયું અને તેની જગ્યાએ દૈન્યનું સામ્રાજ્ય થઈ ગયુ. અર્જુનનો સિંહ મ્હાત થઈ ગયો, અને શિયાળ પ્રકટ થયો! આ તેને પોતાને પણ અજુગતું લાગતું હતું. આથી તે હવે ચોક્કસ એકરાર કરે છે કે હે ભગવન્! હુ દીન બન્યો છુ અને એ દીનતાની દશા મને પણ ગમતી નથી. પણ મારાથી તે મટતી પણ નથી! વળી આ કપરા પ્રસગે હું 'ધર્મ સંમૂઢ ચેત' બન્યો છું. ધર્મ એટલે કર્તવ્ય. કર્તવ્યકર્મમાં અત્યંત મૂઢ મનવાળો થયો છુ. એટલે કે શું કરવું અને શું ન કરવુ એ બાબતમાં વિચાર–વિવેક–શૂન્ય હું બની ગયેલ હોવાથી હવે આપને પૂછુ છુ. મારી મતિ જ્યાં થભી જાય ત્યાં આપ શિવાય હુ કોને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય પૂછું? આથી હે ભગવન્! આપ પરમાત્મા છો. સર્વજ્ઞ છો આપનેજ હું પૂછું છુ, મારે માટે આપને શ્રેય કર્મ–કર્તવ્ય, કલ્યાણી કર્મ, નિશ્ચિત માન્યુ હોય તે મને કહો! ભગવન્! હુ શ્રેય કર્મ–કર્તવ્યથી ભ્રષ્ટ થઇશ, તો માણસ મટી જઇશ.' અને ધર્મભ્રષ્ટને માટે તો નારકી ગતિજ રહે! આથી હે પરમાત્મન્! મારે માટે આપે જે કલ્યાણ કર્તવ્ય આ વખતે નક્કી કર્યું હોય તો કહો. હવે હું આપનો શિષ્ય છું. આપ મારા ગુરૂ છો! અને ગુરૂ તો પ્રિય શિષ્યને ગુહ્યતમ વાત પણ નિખાલસ હૃદયે કહે! ભગવન્! મારો શેઠભાવ ઓગળી ગયો છે અને શિષ્યભાવ પ્રકટ થયો છે! હું આપનો શિષ્ય છુ. આથી આપ મને અહીં શુ કર્તવ્ય છે તે હૃદય ખોલીને શીખવો! પ્રભો! હું આપને શરણે છું. જે સાધક કાર્પણ્ય દોષથી ઘવાય, ધર્મોધર્મના નિશ્ચયમાં મૂઢ બને, તે શિષ્યભાવે તેવે કાળે પરમાત્માને શરણે જઈ તેનેજ બધો નિર્ણય પૂછે–ખરા હૃદયથી પૂછે તો ભગવાન તેની આગળ કશું ન છૂપાવે. આવો ધ્વનિ અહીં છે! આથી ગીતાનો અભ્યાસી ગીતાનું હૃદય પકડવા જાય તો તેણે અર્જુનના જેવા નમ્ર ભગવત્પ્રપન્ન–શિષ્ય બનીને જવું. આવો ભાવ ન હોય અને ગીતાને સમજવા જાય તે કદાચ નિષ્ફળજ નીવડે. એટલે અહીં અર્જુનદ્વારા સાધકમાત્રે ગીતામાતાના હૃદયને સમજવા માટે કેવી મનોદશાવાળા હોવુ જોઇએ તે સૂચિત છે! ૭

સદ્‌ભાવને લઈને તું પંડિત નથી! અને તું પંડિત ન હોવાને લીધેજ હે અર્જુન! એક બાજુ અશોચ્યનો શોક કરતો જાય છે અને પંડિતાઈના વાદ વદતો જાય છે! પ્રિય! અર્જુન! એમ પંડિતાઈ છેતરાય એવી નથી! પંડિતાઈ સત્યનિષ્ઠ છે. જ્યારે શોકમાં મોહનિષ્ઠા છે અને મોહ સત્ય નથી! આથી ખબર નથી પડતી કે ભલા તું પંડિત છે કે પંડિતંમન્ય અપંડિત છે. પંડિતની હું તને ટૂંકી વ્યાખ્યા આપું અને તે વ્યાખ્યાને તારા ઉપર તું લગાડી જો. તે વ્યાખ્યાનો તારા ઉપર તું વિનિયોગ કરી જોશે તો તને સમજાશે કે તું મહામૂર્ખ છે! અર્જુન! પંડિતો જીવતા કે મરેલા એમાંથી એકેનો શોક કરતા નથી! કેમકે શોક કરવો તેને માટે નિરર્થક હોય છે! કેમ નિરર્થક છે તે આપણે જોઈએ, તે પહેલાં પંડિત શબ્દનો મૂળ અર્થ વિચારી લઈએ કેમકે મૂળ અર્થ જાણ્યા શિવાય ભગવાનની ઉક્તિ સમજાય એવી નથી! પંડિત શબ્દ પંડા ઉપરથી બને છે. પંડાનો છેવટનો અર્થ તત્ત્વ-વિવેચક બુદ્ધિ-સમજ એવો થાય છે. તત્ત્વ એટલે 'તેપણું' અર્થાત્ પ્રત્યેક પદાર્થનું મૂળ સ્વરૂપ પદાર્થમાત્રનો સમાવેશ-આત્મા-પરમાત્મા અને જગત એવા ત્રણ વર્ગમાં થઈ જાય છે. આથી તત્ત્વવિવેચક બુધ્ધિ એટલે કે આત્મા પરમાત્મા અને જગતને લગતી નિર્મલ દૃઢ સમજ! એ ત્રણેનુ યથાર્થ જ્ઞાન આત્મા પરમાત્મા અને પ્રકૃતિનાં વાસ્તવ સ્વરૂપનું જેને જ્ઞાન હોય તેનું નામ પંડિત. આ તત્ત્વજ્ઞાની પંડિતો મરેલા કે જીવતાનો શોક કરતા નથી! તેઓ જાણે છે કે મરેલાઓ શોક કરવાથી પાછા આવતા નથી. જો શોક કરવાથી મરેલાઓ પાછા આવતા હોય તો શોક કરવો ન્યાય્ય થાય કેમકે શોક કરવાની ક્રિયાનું કાંઈક ઇષ્ટ ફલ મળે છે; પરંતુ તેવુ થતું નથી! મરેલાઓ જાય તે જાયજ. પાછા કદી કોઈ સંયોગમાં પાછા આવતા નથી! એટલે કે તેમનો શોક કરવો એ વ્યર્થ છે. કેમકે એ શોક કરવામાં કશુ ફલ નથી! છતાં શોક કરેજ તો ક્લેશ-સંતાપ-દુ:ખ શિવાય બીજુ કશું ન લાવે! આમ નિષ્ફલ ક્રિયા કરવી નિરર્થક હોઈ મરેલાઓનો પંડિતો શોક કરતા નથી! તેજ મુજબ જીવતાઓનો શોક કરવો એ પણ નિરર્થક છે. શોક એટલે પ્રિયના વિયોગમાંથી જન્મેલો શોક. ભલા! પ્રિય માણસ જીવતોજ છે. તેનો વિયોગજ નથી થયો. તો જેનો વિયોગજ નથી થયો તેનો શોક કરવાનો અવસરજ ક્યાં છે! યોગ છતાં વિયોગની કલ્પના કરી શોક કરવામાંતો નરી મૂર્ખતા છે! આથી મરેલાં કરતાંએ જીવતાંનો શોક કરવો તો અત્યંત વ્યર્થ છે! કેમકે એમ કરવાનો અવસરજ ક્યાં છે! અને વિના અવસરે શોક કરે તે મહામૂઢ! પરંતુ જે પંડિત છે, તત્ત્વવેત્તા છે તે કશું વ્યર્થ ન આચરે. જે ઉપસ્થિત નથી તેને ઉપસ્થિત કરીને

કેમકે તત્ત્વવેત્તાઓ જીવતા મરેલાનો, નિરર્થક હોવાથી શોક કરતા નથી. આમ બીજા શ્લોકમાં દેહની દૃષ્ટિએ શોકને દૂર કર્યો. હવે આત્મદૃષ્ટિએ શોકનું નિરાકરણ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! હું કૃષ્ણ આ પહેલાં કદી ન હતો એમ નહિ. તેજ મુજબ તું અર્જુન, અને આ રાજાઓ પણ આ પહેલાં કદી ન હતા એમ નથી! અને વળી આ પછી આગળ પણ આપણે બધા ન હઇશું એમ નથી! પરંતુ હોઇશુંજ! અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્રના આત્માની અસ્તિ ત્રણે કાળમાં રહે છેજ. જેમ અત્યારે આપણે બધા છીએ તેમજ ભૂતકાળમાં પણ હતાજ. અને ભવિષ્યકાળમાં પણ હોવાનાજ. કેમકે શરીરની માફક શરીરમાં રહેનાર આત્માનો કદી વિનાશ નથી! આત્મા મરી શકે એવો નથી માટે મરતો નથી! ત્રણે કાલમાં એની હયાતી અવ્યભિચારી છે. આથી "ભીષ્મ વગેરે મારા બાન્ધવો મારે ખાતર મરી જશે. હાય હાય! હું તેમના વિના શું કરીશ" એવો શોક ન કર. પુણ્યશાળી, મહાભાગ્યશાળી એવા એ બધા મહાત્માઓ તો વર્તમાનકાળની માફક ભૂત અને ભવિષ્યમાં પણ હોવાને કારણે અવિનાશી હોવાથી, જેમ શરીરદૃષ્ટિએ શોકને અયોગ્ય છે, તેમ આત્મદૃષ્ટિએ પણ શોકથી પર છે! કેમકે શોક 'નાસ્તિ' માં છે. આતો 'અસ્તિ' કાયમી છે. આત્માની કાયમી અસ્તિ હોવાને લીધે સ્વપ્ને પણ જેમનો વિનાશ સંભવિત નથી તે કદીપણ શોકને યોગ્ય નથી! તેથી તેમનો વિયોગ ધ્યાન ધરી ધરીને તું શોક ન કર!

અર્થાત્ આગલા શ્લોકમાં દેહનું અવશ્યંભાવિ વિનાશીપણું બતાવ્યું. અને દેહ નામના પદાર્થ વિષે એ ક્ષણભંગુર છે, એજ તત્ત્વજ્ઞાન છે. દેહ અને આત્મા આ બે તો મુખ્ય તત્ત્વ છે. તેમાં દેહને વિનાશી સિધ્ધ કર્યો. બાકી રહ્યું આત્મતત્ત્વ. આત્મા નામનો પદાર્થ સદા સત્ એટલે કે હયાતી ભોગવનાર છે. એટલે કે આત્મા અમર છે. એનું અસત્વ–એનો અભાવ થઇ શકતો નથી. એ આત્માને લગતું સત્ય-તત્ત્વ-જ્ઞાન છે. તત્ત્વજ્ઞાન આપણી માન્યતા ઉપર નીભતું નથી. તત્ત્વજ્ઞાન પોતાના ઉપર અવલંબે છે. આથી આપણે માનીએ અગર ન માનીએ તોપણ જે જેનું તત્ત્વ તે તેમનું તેમ રહે છે. તો દેહને વિષે જેમ ક્ષણભંગુરતાનું નિશ્ચિત જ્ઞાન એ તત્ત્વજ્ઞાન છે અને આથી દેહના ધ્વંસથી શોક અયોગ્ય છે તેમ આત્મા અવિનાશી છે અને અવિનાશી હોવાથી સદા હયાત છે. જે સદા હયાત છે તેનો કદી શોક સંભવે નહિ કેમકે શોક તો ઉંધી સમજનું પરિણામ છે. આત્માને લગતી જ્યાં સાચી સમજ છે એટલે કે કેમે કરી આત્મા કદી કશાથી મરતો

જ્યારે એ આવવાનું ત્યારે તો તેને કોઇ અટકાવી શકવાનુ નથી એટલે તેનું તે વેળાએ પ્રસન્ન મુખે સ્વાગત કરવું એજ પંડિતાઇનું સાચુ ફળ છે! એટલે જ્યાં પાંડિત્ય છે ત્યાં અનવસરે શોકને માટે વગ નથી! અને વખતે પણ શોક માટે તક નથી! સાચી પાંડિત્ય-સાચી દૃઢ સમજ-સત્યનો નિષ્કલંક સ્વીકારાય શોકને માટે કયાંયે અણી જેટલો પણ અવકાશ રહેવા ન દે! તો હે અર્જુન! તું પંડિત હોય તો શોક છોડી દે-કેમકે પંડિતને માટે શોક અત્યંત વ્યર્થ છે! અને જો તુ પંડિત નથી તો પછી આ વ્યર્થ પંડિતાઇના વચનોનો બકવાટ છોડ! આમ ભગવાન અહીં પંડિતનું સાચું લક્ષણ બતાવે છે અને પંડિત તત્ત્વનિષ્ઠ હોય-સત્યનિષ્ઠ હોય-સત્યનો પરમભક્ત હોય એમ બતાવી શોકને સમૂળો ઉખેડી નાંખી દેવાની ચાવી બતાવે છે! આ પંડિતની વ્યાખ્યા મનન ઉપર સાધકે વારવાર ચોક્કી જોવી. આ વ્યાખ્યાને અનુરૂપ જો તેનુ હૃદય હશે તો તે જાતે શોકથી પર છે એ અનુભવશે. કેમકે સત્ય તો સૌના અનુભવનો વિષય છે! એમાં પરાનુભવથી ડાહ્યા થવાતું નથી! ॥૧૧॥

न त्वेवाहं जातु नासं, न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः, सर्वे वयमतः परम् ॥ १२ ॥

(અત્યાર પહેલાં) હું કદીપણ ન હતો એમ નથી પણ (હતોજ), તું પણ ન હતો એમ નથી પણ હતોજ. આ રાજાઓ પણ ન હતા એમ નહિ-હતાજ, હવેપછી આપણે બધા ન હઇશું એમ નથી. પણ હોઇશુંજ ॥ ૧૨ ॥

આગલા શ્લોકમાં ભગવાને પંડિતની વ્યાખ્યા કરી પંડિત એટલે તત્ત્વવેત્તા તત્ત્વજ્ઞાન અને શોક એકી વખતે પરસ્પર વિરુદ્ધ હોવાથી એકજ જગ્યાએ ન હોઇ શકે કેમકે તત્ત્વવેત્તાને જ્ઞાન છે કે દેહ ઉપન્યો છે તે જવાનોજ છે. અર્થાત્ જીવન અને મરણ એ અનિવાર્ય છે. એ સત્ય છે. અને સત્યનો સમજપૂર્વક જ્યાં સ્વીકાર છે ત્યાં શોકને માટે વિવર નથી' શોક અસત્ય છે અને તત્ત્વજ્ઞાન-સત્ય છે. દેહ સ્વરૂપે વિનાશી છે અને જે તાત્ત્વિક દૃષ્ટિએ વિનાશી હર્યો તે અવિનાશી હોય તો બહુ સારૂ એમ માનવું અને તેમ હોય એ જોવાનો આગ્રહ રાખવો એ જૂઠ છે. શોકનુ કારણ છે. અને જૂઠ સાથે તત્ત્વવેત્તાને જરાસરખોએ સંબંધ નથી. આથી અશોચ્યનું શોચન અને પ્રજ્ઞાવાદ એકી વખતે એક જગ્યાએ પરસ્પર અસંગત હોવાથી રહી શકે નહિ.

કેમકે તત્વવેત્તાઓ જીવતા મરેલાનો, નિરર્થક હોવાથી શોક કરતા નથી. આમ બીજા શ્લોકમાં દેહની દૃષ્ટિએ શોકને દૂર કર્યો. હવે આત્મદૃષ્ટિએ, શોકનું નિરાકરણ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! હુ કૃષ્ણ આ પહેલાં કદી ન હતો એમ નહિ. તેજ મુજબ તુ અર્જુન, અને આ રાજાઓ પણ આ પહેલા કદી ન હતા એમ નથી! અને વળી આ પછી આગળ પણ આપણે બધા ન હઇશુ એમ નથી! પરતુ હોઇશુંજ! અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્રના આત્માની અસ્તિ ત્રણે કાળમાં રહે છેજ. જેમ અત્યારે આપણે બધા છીએ તેમજ ભૂતકાળમાં પણ હતાજ. અને ભવિષ્યકાળમાં પણ હોવાનાજ. કેમકે શરીરની માફક શરીરમાં રહેનાર આત્માનો કદી વિનાશ નથી! આત્મા મરી શકે એવો નથી માટે મરતો નથી! ત્રણે કાલમાં એની હયાતી અવ્યભિચારી છે. આથી "ભીષ્મ વગેરે માગ બાન્ધવો મારે ખાતર મરી જશે હાય હાય! હું તેમના વિના શુ કરીશ" એવો શોક ન કર. પુણ્યશાળી, મહાભાગ્યશાળી એવા એ બધા મહાત્માઓ તો વર્તમાનકાળની માફક ભૂત અને ભવિષ્યમાં પણ હોવાને કારણે અવિનાશી હોવાથી, જેમ શરીરદૃષ્ટિએ શોકને અયોગ્ય છે, તેમ આત્મદૃષ્ટિએ પણ શોકથી પર છે! કેમકે શોક 'નાસ્તિ' માં છે. આતો 'અસ્તિ' કાયમી છે. આત્માની કાયમી અસ્તિ હોવાને લીધે સ્વપ્ને પણ જેમનો વિનાશ સંભવિત નથી તે કદીપણ શોકને યોગ્ય નથી! તેથી તેમનો વિયોગ ધ્યાન ધરી ધરીને તુ શોક ન કર!

અર્થાત્ આગલા શ્લોકમાં દેહનુ અવશ્યભાવિ વિનાશીપણુ બતાવ્યું. અને દેહ નામના પદાર્થ વિષે એ ક્ષણભંગુર છે, એજ તત્વજ્ઞાન છે. દેહ અને આત્મા આ બે તો મુખ્ય તત્વ છે તેમાં દેહને વિનાશી સિધ્ધ કર્યો. બાકી રહ્યુ આત્મતત્વ. આત્મા નામનો પદાર્થ સદા સત્ એટલે કે હયાતી ભોગવનાર છે એટલે કે આત્મા અમર છે. એનુ અસત્વ-એનો અભાવ થઇ શકતો નથી. એ આત્માને લગતું સત્ય-તત્વ-જ્ઞાન છે. તત્વજ્ઞાન આપણી માન્યતા ઉપર નીભતું નથી. તત્વજ્ઞાન પોતાના ઉપર અવલંબે છે. આથી આપણે માનીએ અગર ન માનીએ તોપણ જે જેવુ તત્વ તે તેમનું તેમ રહે છે. તો દેહને વિષે જેમ ક્ષણભંગુરતાનુ નિશ્ચિત જ્ઞાન એ તત્વજ્ઞાન છે અને આથી દેહના ધ્વંસથી શોક અયોગ્ય છે તેમ આત્મા અવિનાશી છે અને અવિનાશી હોવાથી સદા હયાત છે જે સદા હયાત છે તેનો કદી શોક સંભવે નહિ કેમકે શોક તો ઉંધી સમજનુ પરિણામ છે. આત્માને લગતી જ્યાં સાચી સમજ છે એટલે કે કેમે કરી આત્મા કદી કશાથી મરતો

નથી એવી આત્માને લગતી નિશ્ચિત સમજ છે ત્યાં શોકને અવસરજ નથી! માટે હે અર્જુન! તું દેહદષ્ટિએ કે આત્મદષ્ટિએ–ગમે તે દષ્ટિએ વિચાર. ભીષ્મ વગેરેનો શોક ન્યાયસુસંગત નથી! એ તારી વિપરીત સમજણમાંથી પેદા થયેલો છે. અને વિપરીત સમજણ માણસનું ભૂષણ નથી, દૂષણ છે! ॥૧૨॥

देहिनोऽस्मिन् यथादेहे, कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

દેહીને જેમ આ દેહમાં બાલ્ય યૌવન અને વૃધ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેમ અન્ય દેહની પ્રાપ્તિ થાય છે. તેમાં પંડિત મુંઝાતો નથી. ॥ ૧૩ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને આત્મા અવિનાશી હોવાથી શોકને અયોગ્ય છે એમ બતાવ્યું. પરંતુ આત્મા પદાર્થ અત્યંત બારીક છે. કહેવામાત્રથી જે વિશ્વાસ ઉપજતો હોય તો ? કહેવા માત્રથીજ માણસનામાં એવો દૃઢ વિશ્વાસ–સત્યની પૂરી પકડ–આવી જાય એવું ક્વચિત્જ બને! આથી અર્જુનને પણ આ આકરૂ અને ઉતરવું કઠણ એવુ સત્યદર્શન હૃદયમાં ન ઠસ્યું. તેણે કહ્યું કે હે ભગવન્! આપ અજબ વાત કરો છો. દેખતી આખમાં ધૂળ નાંખવાનો પ્રયોગ કરો છો. ભલા! કોઈ મરતુંજ નથી અને જન્મતુજ નથી એ કેટલી બાલિશ વાત છે! અરે રોજ રોજ જોઇએ છીએ કે અમુક ભાઈ જન્મ્યા અને અમુક ભાઈ મર્યા! ભીષ્મ વગેરે પણ જન્મ્યા હતા અને તેઓ મારાં શસ્ત્રાસ્ત્રોથી જરુર મરવાના. જન્મે તો ખગ પણ મરે નહીં એ તો કેમ યોગ્ય ગણાય! તે મરણ અનેક દોષોથી ભરપૂર હોઈ, હે ભગવન્! અતિ કષ્ટદાયી છે? તો પછી આપજ કહો કે હુ તેમનો શોક કેમ ન કરુ ? ડગલે.અને પગલે તેમના વિયોગને માનસિક આંખે અને આ પ્રત્યક્ષ આંખે જોનાર હું, તે જોઈ જોઇને કેમ ન દુઃખી થાઉં ? ભગવન્! આપ તો એવી વિલક્ષણ વાત કરો છો કે તદ્દન અનુભવથી વિરુધ્ધ! અને પ્રત્યક્ષ અનુભવથી વેગળી વાતમાં કોને વિશ્વાસ બેસે? આવું જ્યારે અર્જુને કહ્યુ ત્યારે ભગવાન કહે છે કે હે અર્જુન! ખરી વાત છે! આ વાત તને બાલિશ જેવી લાગતીજ જશે! કેમકે તત્ત્વજ્ઞાનની વાત બાલિશને બાલિશ જેવીજ લાગે. વળી તું જાણી લે કે સત્ય આશ્ચર્યથી પણ વધારે અદ્ભુત હોય છે! તને જે દેખાય છે એજ સત્ય હોવું જોઇએ એવો કાંઈ

છે! અને દેહની વધઘટથી કુમાર, યુવાન, વૃધ્ધ, એમ તે તે કાળે આત્માને કહેવામાં આવે છે. આમ ત્રણે અવસ્થામાં આત્માનો અભેદ છે અને દેહનો અવસ્થા ભેદ છે. તેજ મુજબ દેહાન્તરની પ્રાપ્તિમાં પણ તેજ આત્મા અનુસ્યૂત છે! એમ જો ન હોય તો વિશ્વની વ્યવસ્થાજ ન રહે! એક કરેલાં કર્મોને ગમે તે ભોગવે! અને ગમે તેણે કરેલાં કર્મો જો ગમે તે ભોગવે તો જગત ચાલેજ નહીં. પણ એવુ થતુ નથી. જેણે કર્યું તેજ ભોગવે એવો અટલ નિયમ છે. આથી એક દેહનો ભંગ થતાં બીજા દેહની પ્રાપ્તિ એકજ આત્માને થાય છે. આમ દેહનો નાશ થતાં પણ આત્માનો નાશ નથી. જો આત્માનો નાશ થતો હોય તો તે બીજા દેહમાં જઈ શકે નહિં. અને બીજા દેહમાં તે ન જઇ શકે તો આ વિશ્વ સમજાવી શકાય એવું નથી! કર્મની-અટલ ગતિ અગમ્યજ રહે! પરંતુ કર્મ, ફલ આપ્યા શિવાય રહેતું નથી. અને જો આત્મા ન હોય તો ફલ કોને આપે? માટે એક દેહના નાશ સાથે આત્માનો નાશ નથીજ થતો. તો પછી વ્યવહાર કેમ સમજાવવો? અમુક જન્મ્યો અને અમુક મર્યો એમ જે જગતનો વ્યવહાર છે તેનો ઉકેલ શો? એનો ઉકેલ એટલોજ કે પ્રાપ્ત દેહના નાશ સાથે આત્મા મર્યો એમ કહેવાય! અને અપ્રાપ્ત દેહને પ્રાપ્ત કરતાં તે જન્મ્યો એમ કહેવાય! બાકી વસ્તુતઃ આત્મા નથી જન્મ્યો નથી મર્યો! દેહની ઉત્પત્તિ અને વિનાશ વગેરે ધર્મો, કૌમાર વગેરે અવસ્થાની માફક, દેહનાંજ ધર્મો હોવા ઘટે, આત્માના કદી નહીં. કેમકે તેતો દેહાન્તરમાં પણ મણકાઓમાં સૂતરની માફક એક અને અજસ્ર ચાલુ રહે છે. આમ જ્યારે આગલા દેહમાં અને પાછલા દેહમાં એકજ આત્મા તે તે દેહના ત્યાગ અને પ્રાપ્તિથી કદી પણ ઉત્પત્તિ કે વિનાશની ક્રિયાનો ભોગ બનતો નથી-જ્યારે વસ્તુતઃ આત્મા અવિનાશી છે ત્યારે વિનાશજન્ય શોકને અવસર નથી કેમકે તે વ્યર્થ છે. પંડિતો નકામો કાંઇનો શોક કરતા નથી. નથી તો નકામું કાંઇ કરતા. આથી આ બધા મરી જશે એવો વારંવાર વિચાર કરીને ભલા! અર્જુન! તું ખેદ ન પામ! આ સૂક્ષ્મતમ નિશ્ચલ જ્ઞાન જેને હોય તેજ ધીર! અને એવો ધીર માણસ આ બાબતમાં મોહ પામતો નથી! અર્થાત્ એક દેહમાંથી આત્મા તૂટે તો આત્માના તૂટવાથી એટલે કે મરણની વ્યથાથી તે મોહ પામતો નથી.-ઉંધુ સમજી બેસતો નથી એટલે કે હું મરી ચાલ્યો એમ કદી કરતો નથી! અર્થાત્ આવું સચોટ જ્ઞાન માણસના મૃત્યુને મારી નાંખે છે. બીજાને મૃત્યુ મારે છે. આ મૃત્યુને મારે છે. અને મૃત્યુની સામે જે અવ્યથિતપણે ટક્કર ઝીલે તેજ ધીર! પંડિત-તત્ત્વવેત્તા પંડિતની સમજ નીતરી હોય છે અને નીતરી સમજને લીધેજ તેનામાં પેલી

છે। અને દેહની વધઘટથી કુમાર, યુવાન, વૃધ્ધ, એમ તે તે કાળે આત્માને કહેવામાં આવે છે. આમ ત્રણે અવસ્થામાં આત્માનો અભેદ છે અને દેહનો અવસ્થા ભેદ છે. તેજ મુજબ દેહાન્તરની પ્રાપ્તિમાં પણ તેજ આત્મા અનુસ્યૂત છે। એમ જો ન હોય તો વિશ્વની વ્યવસ્થાજ ન રહે। એક કરેલાં કર્મોને ગમે તે ભોગવે। અને ગમે તેણે કરેલાં કર્મો જો ગમે તે ભોગવે તો જગત ચાલેજ નહીં. પણ એવુ થતુ નથી. જેણે કર્યું તેજ ભોગવે એવો અટલ નિયમ છે. આથી એક દેહનો ભંગ થતાં બીજા દેહની પ્રાપ્તિ એકજ આત્માને થાય છે. આમ દેહનો નાશ થતાં પણ આત્માનો નાશ નથી. જો આત્માનો નાશ થતો હોય તો તે બીજા દેહમાં જઈ શકે નહિં. અને બીજા દેહમાં તે ન જઇ શકે તો આ વિશ્વ સમજાવી શકાય એવું નથી। કર્મની-અટલ ગતિ અગમ્યજ રહે। પરંતુ કર્મ, ફલ આપ્યા શિવાય રહેતું નથી. અને જો આત્મા ન હોય તો ફલ કોને આપે? માટે એક દેહના નાશ સાથે આત્માનો નાશ નથીજ થતો. તો પછી વ્યવહાર કેમ સમજાવવો? અમુક જન્મ્યો અને અમુક મર્યો એમ જે જગતનો વ્યવહાર છે તેનો ઉકેલ શો? એનો ઉકેલ એટલોજ કે પ્રાપ્ત દેહના નાશ સાથે આત્મા મર્યો એમ કહેવાય। અને અપ્રાપ્ત દેહને પ્રાપ્ત કરતાં તે જન્મ્યો એમ કહેવાય। બાકી વસ્તુતઃ આત્મા નથી જન્મ્યો નથી મર્યો। દેહની ઉત્પત્તિ અને વિનાશ વગેરે ધર્મો, કૌમાર વગેરે અવસ્થાની માફક, દેહનોજ ધર્મો હોવા ઘટે, આત્માના કદી નહીં. કેમકે તેતો દેહાન્તરમાં પણ મણકાઓમાં સૂતરની માફક એક અને અજસ્ર ચાલુ રહે છે. આમ જ્યારે આગલા દેહમાં અને પાછલા દેહમાં એકજ આત્મા તે તે દેહના ત્યાગ અને પ્રાપ્તિથી કદી પણ ઉત્પત્તિ કે વિનાશની ક્રિયાનો ભોગ બનતો નથી–જ્યારે વસ્તુત. આત્મા અવિનાશી છે ત્યારે વિનાશજન્ય શોકને અવસર નથી કેમકે તે વ્યર્થ છે. પંડિતો નકામો કાંઇનો શોક કરતા નથી નથી તો નકામું કાંઇ કરતા. આથી આ બધા મરી જશે એવો વારવાર વિચાર કરીને બલા! અર્જુન! તું ખેદ ન પામ! આ સૂક્ષ્મતમ નિશ્ચલ જ્ઞાન જેને હોય તેજ ધીર! અને એવો ધીર માણસ આ બાબતમાં મોહ પામતો નથી। અર્થાત્ એક દેહમાંથી આત્મા છૂટે તો આત્માના છૂટવાથી એટલે કે મરણની વ્યથાથી તે મોહ પામતો નથી.–ઉંધુ મનજી બેસતો નથી એટલે કે હું મરી ચાલ્યો એમ કદી કરતો નથી। અર્થાત્ આવું સચોટ જ્ઞાન માણસના મૃત્યુને મારી નાંખે છે. બીજાને મૃત્યુ મારે છે. આ મૃત્યુને મારે છે. અને મૃત્યુની સામે જે અત્યચિનપણે ટક્કર ઝીલે તેજ ધીર! પંડિત–તત્ત્વવેત્તા પંડિતની સમજ નીતરી હોય છે અને નીતરી સમજને લીધેજ તેનામાં પેસી

સમજ એટલે કે "હાય હાય! હું મરી ચાલ્યો," એવી બુદ્ધિ અને તેમાંથી ઉપજતી વ્યથા નથી હોતી! આનો અર્થ એવો નથી કે જ્ઞાની માણસને મૃત્યુની પીડા નથી! પીડા તો થવાની પણ બીજાને માટે તે પીડા અસહ્ય હશે. આને માટે તે કેવળ સહ્ય હશે! કેમકે આત્માના અવિનાશીપણાની સ્વાભાવિક સમજ તેને તે વખતે–જબરદસ્ત આધ્યાત્મિક બળ દેશે. જેણે આત્માનીજ અવ્યભિચારી ભક્તિ જીવનભર કરી હશે તેને મૃત્યુ કંઈ કરી શકશે નહિ કેમકે મૃત્યુ એટલે ઉંધી સમજ! બીજું કશું નથી! જ્યાં સાચી સમજ છે ત્યાં ઉંધી સમજ બીચારી શું કરી શકશે! આમ મૃત્યુ સાથે ઝઝૂમનો પંડિત અતિવીર છે. ધીરજનો તે મહાસાગર છે. વ્યથિત છતાં તે અવ્યથિત છે અને આનો તત્ત્વજ્ઞાનની બલિહારી છે–મહિમા છે–આશ્ચર્ય છે! મૃત્યુમાંથી સ્વાભાવિક મોક્ષ આત્મજ્ઞાનનું ફળ છે! અને પંડિત આત્મજ્ઞાની હોય. ॥ ૧૩ ॥

मात्रास्पर्शास्तु कौन्तेय !, शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्याः, तांस्तितिक्षस्व भारत ! ॥ १४ ॥

વિષયોના સંબંધોજ ઠંડી–ગરમી સુખ તથા દુખના દેનારા છે. આવાગમનશીલ અને અનિત્ય છે. આથી હે ભરત સંતાન! તેમને સહન કર. ॥ ૧૪ ॥

આગલા શ્લોકમાં પુસ્તકીઆ પંડિત અને અનુભવજ્ઞાની પંડિતની વચ્ચેનો તફાવત ભગવાને બતાવ્યો! જ્ઞાનની કસોટી કપરા પ્રસંગે હોય છે. રોજરોજના વ્યવહારમાં નથી હોતી. જ્ઞાનની આવી મહત્તા અર્જુને સાંભળી તો ખરી પણ આ જ્ઞાન એટલું સસ્તું નથી કે ભગવાને કહ્યું અને આપણને થઈ ગયું! એ જ્ઞાન મેળવતાં તો પ્રકૃતિની પીડા હૃદયને અનુભવવી પડે છે. પણ એ પીડા–જ્ઞાન સંપાદનનો સુયોગ્ય પ્રયત્ન કર્યા પછી, જ્ઞાનની અદ્ભુત, શાન્તિદાયિની શક્તિ સ્ફુરે છે. અર્જુન પણ ભગવાનની તાત્વિક વિચારસરણીથી મ્લાન તો થયો–મંઝાયો તો થયો પણ તેના દિલને હજી શંકાનો કીડો કોતર્યાજ કરતો હતો. અર્જુન કહે છે કે હે પરમાત્મન્! આપે કહ્યું તેમ ભીષ્મ વગેરેના નિધન ચિન્તવી ચિન્તવીને હું દુઃખી નથી થતો પરંતુ આપ પણ એટલું તો કબુલશોજ કે એ ભીષ્માદિના સંબંધથી જન્મનારું સુખ અને તેમના અસંબંધથી દેખાતું દુઃખ તો થવાનુંજ. ભીષ્માદિના સ્પર્શાસ્પર્શમાં સુખદુઃખનો

અનુભવ તો થવાનોજ. અત્યારસુધી તેમનો સ્પર્શ હતો એટલે સુખ થયું. હવે તેમનો સ્પર્શ ન રહેવાનો એટલે તીવ્ર દુઃખ રહેવાનુંજ. એ તીવ્ર દુઃખાઘાતને યાદ કરીકરીને મને ક્લેશ થાય છે. ભગવન્! મારેજ કહું છે કે જવા દો આ સંહાર અને હોવા દો અમને બચાને સુખ શાન્તિ! આવું જ્યારે અર્જુન બોલ્યો ત્યારે ભગવાન કહે છે કે હે અર્જુન! તત્ત્વજ્ઞાન જો મરતી વખતેજ કામ આવે એમ હોત તો હું તને અત્યારેજ યુધ્ધઅધીને માટે કહેત! પણ જીવનભર તત્ત્વજ્ઞાનનો ઉપયોગ છે અને જે જીવનભર તત્વજ્ઞાન ઉપર જીવન ન ઘડે, તેને ખરી વખતે તત્વજ્ઞાન કશું કામ ન આપે! આથી જીવનની પ્રત્યેક પળે તત્ત્વજ્ઞાનની ઉપાસના એજ ખરૂં છે, માટે ભીષ્મ વગેરેના સ્પર્શાસ્પર્શ સંબંધમાં મારે તને જે કહેવાનું છે તે સાંભળ હે કૌન્તેય! માત્રાના સ્પર્શોજ ઠંડી ગરમી, સુખ અને દુઃખના દેનાર છે. વળી તે આવનાર અને જનાર છે. આથીજ તે અનિત્ય છે. તો હે ભારત! તેમને તું સહન કરી લે!

અર્જુન તો ભીષ્મ વગેરે પદાર્થોનીજ વાત કરે છે! પરંતુ ભગવાન તો સમસ્ત પદાર્થોની વાત કરે છે. માત્રા શબ્દનો વ્યુત્પત્તિલભ્ય અર્થ વિષયો છે. જે મપાય–આંખ વગેરે ઇન્દ્રિયોથી જે પકડાય–તે માત્રા–અર્થાત્ કાન વગેરે ઈન્દ્રિયોથી અનુભવાતા શબ્દ વગેરે વિષયો એટલે માત્રા. અર્થાત્ માત્રા શબ્દથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ રૂપી પાંચ વિષયો સમજવા. અને આ પાંચ વિષયોમાં સમસ્ત પદાર્થોનું વર્ગીકરણ થઇ જાય છે. અર્થાત્ ભૂત ભૌતિક ઉપભોગ્ય પદાર્થ માત્રનો, માત્રા શબ્દમાં સમાવેશ થાય છે. એ માત્રાઓનો સંબંધ અનિવાર્ય છે. જ્યાં સુધી કાન વગેરે આપણી પાસે છે ત્યાં સુધી શબ્દ વગેરેનો અનુભવ થવાનોજ. આથી આપણે કાંઇ કાનને બ્હેરા કરી ન મૂકીએ. આંખને ફોડી ન નાખીએ! શબ્દ વગેરેનો સંબંધ થવાનોજ. એ અનિવાર્ય છે. જો એ સંબંધ અનિવાર્યજ છે તોપછી એ પદાર્થોના સ્વભાવનો અનુભવ પણ અનિવાર્યજ છે! કેમકે જે જેનો સ્વભાવ તે તેની સાથે રહેવાનોજ. સ્વભાવનો કદી અભાવ ન થાય. તો શબ્દ વગેરેનો જે સ્વભાવ તેનો અનુભવ અનિવાર્ય હોવાને લીધે થવાનોજ. તે અનુભવને દૂર કરવા માટે કાન બ્હેરા કરવા કે આંખ ફોડી નાંખવી એ ઉપાય નથી. પણ તે સ્વભાવને સમજી લેવો અને સ્વભાવને ઓળખીને, અનિવાર્ય છે તેને સહન કરી લેવું એજ તે અનિવાર્ય સંબંધને મ્હાત કરવાનો ઉપાય છે. સહન ન કરો તેથી અનુભવ મટી ન જાય. નફામાં બેવડું દુઃખ થાય. સહન કરી લો તો દુઃખ થાય પણ તે દુઃખનો વેગ સહ્ય થઇ જાય. તો દરેક પદાર્થનો

સ્વભાવ શું છે તે જાણી લેવો રહ્યો. ભગવાન કહે છે કે સમસ્ત ઉપભોગ્ય પદાર્થોનો એ સ્વભાવ છે કે તેઓ પોતાના સ્પર્શાસ્પર્શે, ટાઢી ગરમીની માફક, કોઈક વખતે સુખદાયી તો કોઈકવેળા દુઃખદાયી થાય છે. વળી તે પદાર્થો આવે છે અને જાય છે. હંમેશાં એમી રહેતા નથી. અને હંમેશને માટે ચાલ્યા જતા નથી. એમનો સ્વભાજ એવો છે. આપણે તેને શું કરીએ? અને આમ અવરજવર કરવાના સ્વભાવવાળા હોવાથીજ અનિત્ય છે. જે અનિત્યજ છે તેનો વળી શોક શો? અર્થાત્ માત્રાઓના સ્પર્શજન્ય, અવસ્ય ભોક્તવ્ય, સુખદુઃખમાંથી વિના ભોગે કોઇની મુક્તિ નથી. તો જે ભોગવ્યેજ છૂટકો છે, જેમાંથી કોઇ રીતે છૂટકો નથી, તેને મીઠું કરી, હસીહસીને ભોગવી છૂટવુ એવો નિશ્ચલ સિધ્ધાન્ત થાય છે. ભીષ્મ વગેરે પણ પદાર્થો છે તેમની કાંઈ પદાર્થભાવમાંથી મુક્તિ નથી. અને તેઓ પણ માત્રા હોવાથી તેમનો સ્પર્શાસ્પર્શ જરૂર તને સુખદુઃખદાયી હોવાનોજ. તો જે અનિવાર્ય છે તેને હવે તું ભોગવવા રાજી ન હોય એ છૂટકારાનો માર્ગ નથી! અર્થાત્ તેમના સ્પર્શનુ અત્યારસુધી જેમ સુખ ભોગવ્યુ તેમ હવે તેમના અસ્પર્શથી થનાર દુઃખ પણ સહી લેવુ રહ્યું. તો હસતાં હસતાં ભોગવીશ તો વ્યથા નહિ થાય, માટે સ્હેજે શોકનો અવકાશ નથી. શ્લોકમાંનો 'તુ' શબ્દ સમજી લેવા જેવો છે. એનો અર્થ 'જ' છે. માત્રાના સ્પર્શોજ સુખદુઃખદાયી છે, નહિ કે માત્રાઓ. અર્થાત્ સુખદુઃખ દેવાની શક્તિ માત્રામાં–વિષયોમાં નથી! વિષયોના સંબંધમાં છે. વિષયોમાં જો સુખદુઃખ દેવાની સ્વાભાવિક શક્તિ હોત તો એકનુ સુખ તે બીજાનુ દુઃખ નહિ થાત! આમ વિષયોનો વાક નથી. પણ વિષયોની સાથે આપણે જેવી સમજનો સબંધ બાંધીએ તેવી સમજ, આપણને તારે કે મારે. અર્થાત્ આ દૃષ્ટિદોષ છે. કેમકે ઉંધી સમજનો સબંધ આપણે બાંધીએ તોપછી તેનું ફળ ભોગવ્યેજ છૂટકો તો હે અર્જુન! તુ સાચી સમજ મેળવી, એ માત્રા સ્પર્શને સહન કરી લે. તેજ તેમાંથી તરવાનો ઉપાય છે. આવો ભગવાનનો આશય છે! ॥ ૧૪ ॥

यं हि न व्यथयन्त्येते, पुरुषं पुरुषर्षभ !
समदुःखसुखं धीरं, सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

હે પુરુષશ્રેષ્ઠ! ખરે! આ, માત્રાસ્પર્શો સુખ–દુઃખમાં નિર્વિકાર એવા જે ધીરપુરુષને ચલિત કરાવતા નથી તે મોક્ષને માટે લાયક બને છે. ॥ ૧૫ ॥

જે મનુષ્ય સમજપૂર્વક સુખદુઃખદાયી, અવરજવર કરવાના સ્વભાવવાળા, અનિત્ય માત્રાસ્પર્શને સહી લે છે તેમને શું ફળ મળે? અર્થાત્ આત્માની સમજ મેળવીને, પદાર્થ માત્રનો સ્વભાવ ઓળખી તે સ્વભાવથી બેબાકળો ન બનતાં, તેમને નીભાવી લે છે તે માણસને, એ સહન કરી લેવાની વૃત્તિથી, શું ફાયદો મળે છે? અર્થાત્ જે મનુષ્ય જીવનભર તત્ત્વજ્ઞાનને આશ્રયે જીવે છે તેને શો લાભ? ભગવાન કહે છે હે પુરુષશ્રેષ્ઠ અર્જુન! સુખ-દુઃખને સમભાવે અનુભવનાર જે ધીર નરને આ માત્રાસ્પર્શો નથી વ્યથિત કરી શકતા તે નર અમૃતત્વને માટે યોગ્ય બને છે.

અમૃતત્વની પ્રાપ્તિની યોગ્યતા એ તિતિક્ષાનું ફળ છે. અમૃત એટલે પરમાત્મા. અમૃતત્વ એટલે પરમાત્માપણું અર્થાત્ પરમાત્મભાવ. એ પરમાત્મભાવને માટે યોગ્યતા માણસને તિતિક્ષાથી મળે છે. એ તિતિક્ષુ પુરુષની ભગવાન અહીં સમજૂતી આપે છે. એ તિતિક્ષુનર ધીર હોય. ધીર એટલે બુધ્ધિવાન–સાચો પંડિત–તત્વજ્ઞાની હોય તેજ 'સમદુઃખ સુખ' હોય. તે જાણે છે કે સુખ અને દુઃખ એ પદાર્થોના સંબંધથી અનિવાર્ય છે. આથી સુખની પ્રાપ્તિમાં વિકસવું કે દુઃખની પ્રાપ્તિમાં સંકોચાવું એમાં મૂર્ખતા છે. અર્થાત્ સુખદુઃખ તેને માટે હર્ષ શોક જન્માવવામાં નિષ્ફળ નિવડે છે. હર્ષ અને શોક, રાગદ્વેષના ચિરંજીવીઓ છે. તત્ત્વજ્ઞાનથી રાગદ્વેષજ સમૂલ ઉખડી જાય છે. અને રાગદ્વેષજ જ્યાં નથી ત્યાં સુખ અને દુઃખ હોય તોયે નપુંસક અવસ્થામાં હોય છે અને આથીજ એવા વીતરાગી ધીર નરને આ માત્રા સ્પર્શો વ્યથિત કરતા નથી. એટલે કે તેને સામ્યાવસ્થામાંથી વિષમાવસ્થામાં ગબડાવી શકતા નથી! અને જે નિરન્તર સામ્યાવસ્થામાં રાચે છે તેજ પરમાત્મભાવની પ્રાપ્તિ માટે યોગ્ય થાય છે, અને પરમાત્માની પ્રાપ્તિ એ છેવટનું લક્ષ્ય છે. આમ સાચી સમજમાંથી તિતિક્ષા જન્મે છે અને તિતિક્ષાની આરાધના પરમાત્મભાવમાં ફળે છે. તો હે અર્જુન! ફોગટનો દુઃખી શાને થાય છે? ॥૧૫॥

**नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

અસતની અસ્તિ નથી; સતની નાસ્તિ નથી. અને આ બન્નેનો નિર્ણય તત્ત્વદર્શી પંડિતોએજ મેળવ્યો છે. ॥ ૧૬ ॥

તિતિક્ષુ પરમાત્મપ્રાપ્તિ માટે યોગ્ય બને છે. માટે માણસે સહનશીલ બની પોતે સાચો તત્ત્વવેત્તા છે એની પ્રતિપળે પરીક્ષા આપવી ઘટે અને એ પરીક્ષામાં જે ઉત્તીર્ણ થાય તેને માટે શાશ્વત સુખ અનામત છેજ એવું ભગવાને આગલા શ્લોકમાં કહ્યું. માટે હે અર્જુન! અશોચ્યનો શોક ન કર. વળી ભગવાન આવતા શ્લોકમાં શોક કયા કારણે નિરર્થક છે તે બતાવી શોકની જડ ઉખેડીને ફેંકી દેવા અર્જુનને અને તે દ્વારા સાધકમાત્રને પ્રેરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! અસત્‌નો ભાવ નથી અને સત્‌નો અભાવ નથી અને આ સદસદ્ બન્નેનો, તત્ત્વદર્શીઓએજ નિશ્ચય જોયો છે.

સત્ અને અસત્ શબ્દો અનુક્રમે વ્યક્ત અને અવ્યક્તના વાચક પણ છે. પણ અહીં તેમનો અર્થ વ્યક્ત અને અવ્યક્ત એવો લેવાનો નથી. અહીં સત્ એટલે આત્મા અને અસત્ એટલે અનાત્મા એટલે કે દેહાદિ સમસ્ત પ્રપંચ એવો લેવાનો છે અને આજ અર્થ ઉચિત છે. બન્ધુઓના વિનાશથી ઉપજનાર શોકની શાન્તિ કરવા માટે આ સઘળી ખટપટ છે અને એ શોક ક્યારે શમે? જ્યાંસુધી દેહી આત્મા અવિનશ્વર સ્વભાવવાળો છે અને દેહાદિ અનાત્મા વિનશ્વર સ્વભાવવાળો છે એમ સિધ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી એ કદી ન શમે! આત્માનો નાશ નથી અને પ્રત્યેક ક્ષણમાં આત્મા છે–દેહ નથી. આથી પ્રત્યેક જીવ અજર અને અમર છે અને દેહનો કદી સ્થાયીભાવ નથી. હમેશાં એ હોનારો નથીજ. એ હમેશાં ન હોનાર દેહ આત્મા નથીજ. આથી હું જે આત્મા અવિનશ્વર છું તે વિનશ્વર દેહમાં છું એટલુંજ. આથી દેહની વિનશ્વરતાનો આરોપ આત્મા ઉપર કરી અને ખરેખર એમજ માની બેસી હું જીવનમાં સદા અશાન્ત રહું છું. પરંતુ વિચાર કરતાં તો આ વાત જૂઠી ઠરે છે. તો જૂઠું માની બેસી શોકની પરંપરાઓ વધારવી એમાં વિવેકબુધ્ધિ નથી. આથી આત્મા અવિનાશી છે અને દેહ વિનાશી છે એવી નીતરી સહજ સમજને લીધે શોક મરી જાય છે અને શોકને સંહારવા તો ભગવાને મહાન આરંભ કર્યો છે. આથી અહીં સત્ એટલે આત્મા અને અસત્ એટલે અનાત્મા–દેહાદિ સમસ્ત પ્રપંચ એવો અર્થજ છે અને એજ લેવો.

ભગવાન કહે છે કે હે અર્જુન! અસત્‌નો કદી ભાવ એટલે કે સત્તા–અવિનાશિતા નથી હોતી! અને સત્‌નો કદી અભાવ–અસત્તા-વિનાશિતા નથી હોતી! અને આ બન્નેનો એટલે કે સદસત્‌નો–આત્મા અનાત્માનો આ નિશ્ચય, તત્ત્વદર્શીઓએજ જોયો છે. આ નિશ્ચય એટલે કે આત્મા સદા

હોનાર છેજ અને દેહાદિ અનાત્મા હમેશાં હોનાર નથીજ એ નિશ્ચય. આ નિશ્ચય કોણે કર્યો? તો કહે છે કે તત્ત્વદર્શીઓએ. તત્ત્વ એટલે તેપણું–એટલે કે વસ્તુનુ અનારોપિત, અબાધિત, નિજરૂપ. અનારોપિત એટલે જેના ઉપર કોઇપણ જાતનુ આરોપણ ન કર્યું હોય એવું. છીપ પડી હોય. આઘેથી તેના ઉપર ચાંદી જણાય-એટલે કે છીપનું ચાંદી છે એમ જણાવુ અર્થાત્ છીપનુ છીપ સ્વરૂપ ઢકાઈ જઇને ચાંદી રૂપે જણાવું એનુ નામ આરોપણ છે. એટલે કે છીપના મૂળરૂપ ઉપર ચાંદીના રૂપને રોપવું એટલે કે મૂળ વસ્તુને ઢાંકી દઇને તે જેવી નથી તેવી તેને જોવી એટલે આરોપણ. આવું આરોપણ કરવુ અને તે આરોપિત દૃષ્ટિથી વસ્તુને જોવી એટલે જૂઠું જ્ઞાન. આવું આરોપણ કરવાનો જેનો સ્વભાવ નથી તેવા અર્થાત્ અનારોપિત મૂળ સ્વરૂપને જોવાની વિવેકબુધ્ધિવાળા. તે ઉપરાંત વસ્તુનુ અબાધિત સ્વરૂપ જોનારા તત્ત્વવેત્તા ગણાય. છીપ પહેલાં ચાંદી જેવી જણાય. પણ જ્યારે એ છીપ છે એમ જણાય ત્યારે છીપમાં થયેલું ચાંદીનું ભાન ગમે તેટલું જૂનું હોય, દૃઢ હોય, પણ તે ઉડી જાય છે અને ઇચ્છો કે ન ઇચ્છો, પણ છીપમાં છીપજ જણાય. પહેલાં જે ચાંદી જ્ઞાન હતું તે ઉડી ગયું. મિથ્યાજ્ઞાનનું સત્યજ્ઞાનથી નિવૃત્ત થવું એને બાધા કહેવામાં આવે છે. સાચા જ્ઞાનને અબાધિત કહેવામાં આવે છે. આવું અનારોપિત અને અબાધિત એવું વસ્તુનુ જે નિજરૂપ તે નિજરૂપનેજ જોવાનો જેમનો સ્વભાવ છે તે તત્ત્વદર્શી. પ્રકૃત પ્રસંગે સત્ અને અસત્ એ વસ્તુઓનો નિર્ણય કરવાનો છે. સદ્ વસ્તુ જે આત્મા, તેનું અનારોપિત અબાધિત નિજરૂપ છે–સત્ય. એટલે કે સદા હોવાપણું. આ નિશ્ચય અનારોપિત અને અબાધિત હોવાથી છેવટનો છે. એના કરતાં બીજો નિશ્ચય આત્માને લગતો નથી. આથી સદ્‌વસ્તુની સત્તાનો કદી વ્યભિચાર થતો નથી. અર્થાત્ આત્મા હમેશાં છે–હોય છે. કદી ન હોય એવું બની શકતું નથી. આત્મસત્તાનો વ્યભિચાર થઈ શકતો નથી! હે અર્જુન! તું આત્મા છે અને આત્મા હોઇને તુ કે બીજું કોઇપણ પ્રાણી, અસ્તિમાંથી મટી શકતું નથી. અર્થાત્ કોઇપણ આત્માનો નાશ નથી! કોઈ ઇચ્છે કે ન ઇચ્છે, માને કે ન માને, જાણે કે ન જાણે, પણ વસ્તુનું તત્ત્વ તેની ઇચ્છા અનિચ્છા, માન્યતા અમાન્યતા, જ્ઞાન કે અજ્ઞાન, ઉપર નીભતુ નથી. આમ હોઈ, વિવેકીનુ કર્તવ્ય છે કે તેણે વસ્તુને તેના મૂળરૂપમાં સમજવી. તેજ મુજબ દેહ અનાત્મા છે અને જે અનાત્મા તે કદી દીર્ઘકાળની અસ્તિતા ભોગવી શકે નહિ. દેહને લગતું એજ તત્ત્વજ્ઞાન છે! આ તત્ત્વજ્ઞાનનો જીવનમાં વિનિયોગ કરવામાં આવે તો શોકને માટે સ્થાનજ નથી! કેમકે શોક કોનો? આત્માનો કે દેહનો?

જો આત્માનો હોય તો તે અમસ્તો છે કેમકે આત્માનો કદી વિયોગ નથી! આત્મા પોતાનાથી કદી વિયુકત રહી શકે નહિ. સૂર્ય જેમ સૂર્ય પ્રકાશથી વિયુક્ત ન હોય તેમ આત્મા પોતાનાથી-પોતાના સ્વભાવથી વિયુક્ત થઈ શકે નહિ. જે સદા છેજ તેનો અભાવ ન હોવાથી, અભાવજન્ય શોક સંભવે નહિ. દેહનો જો શોક હોય તો તે બમણો નિરર્થક છે કેમકે તેની પ્રાપ્તિ-જેનો સંયોગ, તેનો વિયોગ અવશ્ય થવાનોજ. આમ દેહ આજે નહિ તો સો વર્ષે પણ આપણને છેહ દેવાનોજ અને વળી આપણે મૂળમાં દેહજ નથી. તો જે આપણું સ્વરૂપજ નથી તેના નાશથી આપણને શોક શાનો ? એમાં તો નર્યું અજ્ઞાન. અને અજ્ઞાન ન સંતોષાય તેમાં કોનો દોષ ? આથી હે અર્જુન ! તું વિચાર. સત્ જે આત્મા તે અવિનશ્વર સ્વભાવને લઇને નિત્ય છે. કદી નાશ પામતો નથી અને દેહાદિ અનાત્મા હમેશા સર્વત્ર વિનશ્વર સ્વભાવવાળો હોઈને અનિત્ય છે. અશાશ્વત છે. આજે અગર તો યુગાન્તે પણ તે જવાનોજ. ઇશ્વર પણ તેને રક્ષવાને અસમર્થ છે ! આમ વસ્તુનો સ્વભાવ કયાંયે કદીએ બદલાતો નથી. એ એમ કેમ છે, એવો સવાલ એને પૂછાતો નથી ! તો પછી તારા જેવો પંડિત, આવી વસ્તુની તાત્વિક સમજમાં મોહ પામતો નથી અને મોહ પામે તોપણ શોક તો નજ કરે ! આથી ભીષ્માદિજ નહીં પ્રાણીમાત્ર અશોચ્ય છે. માટે તુ અશોચ્યનો શોક ન કર અને કર્તવ્ય પાલનમાં તત્પર થઈ જા. ॥૧૬॥

**अविनाशि तु तद् विद्धि, येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य, न कश्चित् कर्तुमर्हति ॥ १७ ॥**

જેના વડે આ બધું વ્યાપ્ત છે-જીવિત છે, તેને તું અવિનાશીજ જાણ. અવ્યય એવા આનો વિનાશ કરવા કોઇપણ શક્તિમાન નથી. ॥ ૧૭ ॥

અસત્નો કદી ભાવ-અસ્તિ નથી અને સત્નો કદી અભાવ નથી એવો અચલ નિર્મલ સિધ્ધાન્ત છે એમ ભગવાને કહ્યું. હવે સત્નો કદી અભાવ હોતો નથી એ વાતનીજ સાબીતી આપે છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! તેને તું અવિનાશીજ જાણ, જેનાવડે આ સઘળુ વ્યાપ્ત છે ! આ અવ્યયનો નાશ કરવા કોઈ શક્તિમાન નથી. તત્ એટલે તે આગળ પ્રકૃત સત્નો તત્ શબ્દથી ઉલ્લેખ છે ! તે સત્ને એટલે કે આત્માને તું હે અર્જુન ! અવિનાશીજ જાણ ! આત્મા કયો ? તો તેની ઓળખ આપે છે કે જે આત્મા વડે આ

બધું એટલે કે આ દેહાદિ આખું જગત્ વ્યાપ્ત છે! આત્મા વડે દેહાદિ આખું જગત વ્યાપ્ત છે. એટલે કે આત્મા દેહાદિ સકલ જગતમાં ફેલાયેલો છે—આત્મા વડે આખું જગત જીવે છે. આત્મા આખાં જગતનો જીવનઆધાર છે. જો આત્મા ન હોય તો જગત જીવે નહિ. આથી 'તત્' શબ્દનો છેવટનો અર્થ 'ક્ષેત્રજ્ઞ સ્વરૂપે પ્રાણિત' એવો કર્યો છે. શ્લોકના 'તુ' શબ્દનો 'જ' અર્થ થાય છે. આમ આત્મા જે નિખિલ–જગત–જીવનઆધાર છે તેને તું અવિનાશીજ જાણ, નહિ કે વિનાશી. ભગવાને અર્જુનને કહ્યું કે આત્મા અવિનાશી છે. પણ કહેવામાત્રથી આત્મા અવિનાશી છે એમ સિધ્ધ ન થાય. આત્માના અવિનાશી-પણાની સિધ્ધિ, હેતુપુરસ્સર હોવી ઘટે. નહિ તો ગમે તે વસ્તુને કથનમાત્રથી સિધ્ધ કરી શકાય. અને આતો પ્રમાણપૂર્વક વિચારનારનો વિષય છે. એમાં અપ્રમાણિક વાતને ક્યાંયે વિવર નથી. તો પછી આત્મા અવિનાશી છે એ બાબતમાં પ્રમાણ શું? કયા હેતુથી સિદ્ધ થાય કે આત્મા અવિનાશીજ છે. અને વિનાશી નથી! આ વાત ભગવાન એક હેતુગર્ભ વિશેષણથી સિધ્ધ કરે છે. બીજા ચરણમાં કહે છે કે અવ્યય એવા આ આત્માનો વિનાશ કરવા કોઇ સમર્થ નથી! અવ્યય વિશેષણની સમજમાં આત્માની અવિનાશિતાનું કારણ છૂપાયું છે. વ્યય એટલે વિનાશ. એ વિનાશ, આત્મા 'નિરવયવ' હોઇને, આત્માને પકડી શકતો નથી. આત્મા નિરવયવ છે. અને આથી અવિનાશી છે. અર્થાત્ જે જન્મે તે સાવયવજ હોય. અને જે જન્મે તે પરિણામ પામે-તે વધે-તે ઘટે-તે વિનાશ પામે કેમકે તે સાવયવ છે. દેહ વગેરે આખું જગત સાવયવ છે. અને અવયવયુક્ત હોઇને તે વિનષ્ટ થાય છે. આત્મારૂપી પદાર્થ, નિરવયવ હોવાને લીધે, જન્મતો નથી. જો જન્મે તો સાવયવ થઇ, તેજ કારણને લીધે નાશ પામે કેમકે જે જન્મે તે અવયવવાળું હોય અને તે વિનાશી હોયજ એવો નિરપવાદ નિયમ છે. હંમેશાં સદ્રૂપ આત્માનો જ્યાં જન્મજ નથી ત્યાં જન્મના અભાવમાં, તેની વૃધ્ધિ કે વિપરિણામ સંભવતાં નથી. અને જ્યાં વૃધ્ધિ કે વિપરિણામ નથી ત્યાં અપક્ષય કે વિનાશ પણ નથીજ. આમ જે વિનાશરહિત–વિનાશના કારણ શૂન્ય હોઇ, સર્વનો અંતરાત્મા છે એવા ક્ષેત્રજ્ઞનો વિનાશ કોઇથી પણ શક્ય નથી. આથી સદ્રૂપ આત્મા નિરવયવ હોઈ જન્મતો નથી અને આથી મરતો પણ નથી. નિરવયવ અને સાવયવ શબ્દો પણ અહીં ચોકકસ સમજી લેવા યોગ્ય છે. અવયવ શબ્દમાં મૂળ ધાતુ અવ + યુ છે. યુ એટલે મિશ્રણ કરવું. અવ એટલે અધમ. જે અધમ તત્ત્વોનાં જોડાણવાળું હોય તે દેશકાલ વસ્તુથી મર્યાદિત હોય. દેહ વગેરે આખું જગત, જુદાં જુદાં, આત્મ–દૃષ્ટિએ અધમ તત્ત્વોનાં મેળામાંથી–મિશ્રણમાંથી,

જન્મે છે. આત્મા ત્રિગુણના મિશ્રણથી રહિત છે. એટલે કે એનામાં બીજા તત્ત્વોનું મિશ્રણ નથી. એ એક છે. અને શુધ્ધ છે. આથીજ તે નિત્ય શુધ્ધ અખંડ એકરસ છે. આમ શુધ્ધ-મિશ્રણશૂન્ય હોઇને આત્મા નિરવયવ છે. અને જગતનાં બીજા તમામ પદાર્થો અશુધ્ધ-જુદાં જુદાં તત્ત્વોના મિશ્રણથી બનેલાં હોઇ સાવયવ છે. જન્મે તે સાવયવજ હોય, અને જે સાવયવ તે અનિત્યજ હોય. પરંતુ આત્મા જન્મતો નથી. કેમકે તે નિરવયવ છે. આમ આત્મા નિત્ય છે. નિરવયવ અને સાવયવનો આવો અર્થ શાસ્ત્રદષ્ટ છે. ॥૧૭॥

अन्तवन्त इमे देहाः, नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य, तस्माद् युध्यस्व भारत ! ॥ १८ ॥

અવિનાશી-કૂટસ્થનિત્ય, તથા પ્રમાણોને અગોચર એવા આત્માના આ દેહો વિનાશી કહેવાયા છે. તેથી હે ભારત! યુધ્ધ કર. ॥ ૧૮ ॥

આગલા શ્લોકે ભાવનો અભાવ નથી અર્થાત્ મહાત્માનો કદી વિનાશ થતો નથી એમ હેતુપૂર્વક સિદ્ધ કર્યું. હવે અભાવનો કદી ભાવ હોતો નથી એટલે કે અમહાત્મા-અનાત્માની કાયમી અસ્તિ હોઈ શકતી નથી એ સિદ્ધ કરે છે. ભગવાન કહે છે કે અર્જુન! અવિનાશી, નિત્ય અને અપ્રમેય એવા આ શરીરીના, આ પ્રત્યક્ષ દેહોને વિનાશી કહેવામાં આવ્યા છે. તેથી હે ભારત! તું યુદ્ધ કર. આત્મા અવિનાશી છે કેમકે તે નિરવયવ હોઇને જન્મતો નથી! એ આપણે આગલા શ્લોકમાં જોયું. હવે આ શ્લોકમાં 'નિત્ય અને અપ્રમેય' આ બે વિશેષણો સમજાવવાં બાકી રહ્યાં છે! નિત્ય એટલે ધર્મદૃષ્ટિએ કે સ્વરૂપદૃષ્ટિએ પરિણામરહિત-કૂટસ્થ નિત્ય. જે પદાર્થ ધર્મ અને સ્વરૂપે પરિણામ પામે તે નિત્ય ન હોય. પ્રકૃતિ અને તેનાં કાર્યો અનિત્ય છે. અર્થાત્ પ્રકૃતિ પરિણામી નિત્ય છે. એટલે કે સ્વરૂપે નિત્ય હોવા છતાં ધર્મદૃષ્ટિએ એની પરિણામ પરંપરા ચાલ્યાજ કરે છે. પ્રકૃતિનાં કાર્યો બુદ્ધિ વગેરે ધર્મદૃષ્ટિ કે સ્વરૂપદૃષ્ટિએ પણ નિત્ય નથી. આમ નિત્ય શબ્દનો છેવટનો અર્થ પ્રકૃતિ અને તેના કાર્યોના ધર્મથી અસ્પૃષ્ટ એવો થાય છે. એટલે કે આત્મા નથી તો ધર્મદૃષ્ટિએ પરિણામી-બદલાનારો-કે નથી તો સ્વરૂપે બદલાનારો. ધર્મ એટલે પદાર્થના ગુણો. આમ પ્રત્યેક પદાર્થના એટલે કે પ્રકૃતિના કાર્યના ગુણોથી આત્મા અલિપ્ત છે. પ્રકૃતિથી પણ તે અલિપ્ત છે. આમ નિત્ય એટલે છેવટનો અર્થ કૂટસ્થનિત્ય છે!

પ્રમેય એટલે માપવાને યોગ્ય. પદાર્થો પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી મપાય છે. જણાય છે. અનુભવમાં આવે છે. આત્મા અપ્રમેય છે એટલે કે છે છતાં પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી પકડાય એવો નથી. અર્થાત્ આત્મા કોઈપણ પ્રમાણગોચર નથી. મુખ્યત્વે ત્રણ પ્રકારનાં પ્રમાણો—એટલે કે વસ્તુના જ્ઞાનનાં સાધનો શાસ્ત્રકારોએ સ્વીકાર્યાં છે. પ્રત્યક્ષ પ્રમાણ—અનુમાન પ્રમાણ અને શબ્દ પ્રમાણ. આત્મા આ ત્રણે પ્રમાણોથી પર છે.

જે વસ્તુની બાબતમાં માણસને સંશય હોય અગર તો ઉંધી સમજ હોય તે વસ્તુના યથાર્થ જ્ઞાન માટે પ્રમાણોની પ્રવૃત્તિ હોય છે અને પ્રવૃત્ત પ્રમાણોથી તે વસ્તુ જણાતી હોવાથી તે વસ્તુને પ્રમેય કહેવામાં આવે છે. કોઈને પણ શરીરમાં રહેતા આત્મા વિશે સંશય કે વિપર્યય નથી હોતો. સૌ જાણે છે કે હું છું. 'હું છું' એવી નિશ્ચલ સમજ હોવાને લીધે તેને. સંશય નથી થતો કે 'હું છું કે નહિ' વળી 'હું અમુક છું આવો છું તેવો છું' વગેરે સામાન્ય જ્ઞાન પણ દરેકને હોય છે. આથી આત્માને માપવાને—સમજવાને માટે પ્રમાણોની પ્રવૃત્તિજ નથી ! અને જો પ્રમાણની પ્રવૃત્તિ નથી તો પછી તે પ્રમાણગોચર ક્યાંથી હોય? ખરી વાત તો એ છે કે આત્મા પ્રમાણ-ગમ્યજ નથી! આત્મા એ સૌ પ્રમાણોનું જીવન છે. આત્મા છે તો સૌ પ્રમાણો પ્રવૃત્ત થાય છે. તો જેને લીધે પ્રમાણની પ્રવૃત્તિ છે, તેને માપવાને માટે તે પ્રમાણો અસમર્થ છે. પ્રત્યક્ષ પ્રમાણથી તો આત્મા નથીજ પકડાતો એ આપણો સૌનો અનુભવ છે. અનુભવનો અપલાપ ન હોઈ શકે. જ્યારે પ્રત્યક્ષથી એ પકડાય નહિ તો પછી પ્રત્યક્ષ ઉપરથી પ્રવર્તતાં અનુમાન પ્રમાણનો પણ એ વિષય નથી! હવે રહ્યું એક શાસ્ત્ર પ્રમાણ શાસ્ત્ર પ્રમાણ પણ ત્યાંસુધીજ ચાલે કે જ્યાંસુધી આત્માની સામાન્ય ઓળખનો સવાલ હોય. આત્માને લગતું સામાન્ય જ્ઞાન દરેકને છે. સૌ જાણે છે કે હું અમુક છું આવો છું. જાડો છું પાતળો છું. આંધળો છું દેખતો છું. સારા વિચારવાળો કે નરસા વિચારવાળો છું. બુદ્ધિયુક્ત છું કે અબુદ્ધિવાળો છું, અહંકારી છું નિરહંકારી છું, આવું પોતાને લાગતું સામાન્ય જ્ઞાન સૌને છે. શાસ્ત્રો જે કહે છે તે એટલુંજ કે હે માણસ! તું જેવો તને માને છે તેવો નથી. તું દેહ ધર્મો, ઇન્દ્રિય ધર્મો, મન ધર્મો, અહંકાર ધર્મો, કે બુદ્ધિ ધર્મોવાળો તને માને છે પણ તું તેવો નથી. તું કોઈ જુદોજ છે. બસ આટલું કહીને શાસ્ત્ર અટકી જાય છે. બાકી આત્માને શાસ્ત્રો 'આ આવો છે' એમ વિશેષરૂપે કહી શકતાં નથી. એ તો સ્વાનુભવગમ્ય છે! તો આત્માને લગતું જે સ્વાભાવિક અજ્ઞાન

તેને શાસ્ત્રો દૂર કરે છે. પણ આ આત્મા કેવો છે તે કહેવાની શક્તિ બીચારાં શાસ્ત્રોમાં કયાંથી હોય? આત્મા કેવો છે તે આત્માજ કહી શકે. કેમકે તે સૌનો આત્મા છે! બસ. વધારે આ બાબતમાં શું કહેવાય? માટે પ્રમાણોદ્વારા જે આત્માને પામવા કોઈ મથે તો તે નિષ્ફળ થવાનો કેમકે જે જેનાથી મળી શકે એવો ન હોય તે તેનાથીજ કેવી રીતે પ્રાપ્ત થાય! અહીં પ્રમાણોની કિંમત ઓછી નથી કરતા. પણ પ્રમાણની કયાં અશક્તિ છે તે બતાવે છે. બાકી પ્રમાણોનું તો બહુ મૂલ્ય છે! પરંતુ આત્મ પદાર્થંજ પ્રમાણથી પર છે. પ્રમાણનો પણ આત્મા એ આત્મા છે અને પોતાની તો પોતાના ઉપર વૃત્તિ હોતી નથી! પોતાના પગે તો પોતાના પગ ઉપર માણસ નથી ચાલી શકતો! આમ આત્મામાં વૃત્તિનો વિરોધ હોવાથી, કોઈપણ પ્રમાણ આત્માને માપવાને માટે સમર્થ નથી! અને જે અપ્રેમય છે તે પ્રમેયના ધર્મોથી આક્રાન્ત નહીં થાય. વિનાશ એ પ્રમેયનો ધર્મ છે અપ્રયેયનો નથી! આત્મા અપ્રમેય છે. આથી અવિનાશી છે અને સદા હોનાગે છે. આથી તુ સમજ કે સ્વરૂપે તું વિનાશી નથી અને શરીર દૃષ્ટિએ તુ સદા ટકનાર નથી. તો પછી જે કાળમાં શરીરની સત્તા છે તે કાળમાં કર્તવ્યવિમુખ થવાથી શો ફાયદો ?

ભગવાન કહે છે કે 'તેથી તુ લડ' 'તેથી' એ કારણવાચક શબ્દ છે. આત્મા મરતો નથી. અને આત્માનુ ઢાંકણ-ખોળીઉ એક દિવસ મરવાનુજ છે તે કારણે તુ લડ. આમ આત્મા અવિનાશી હોવાથી શોક અયોગ્ય છે અને દેહ વિનાશીજ હોવાથી શોક અસ્થાને છે. તોપછી તું કઇ દૃષ્ટિએ હુ નહિ લડું એમ કહે છે? કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલ કર્મ જો તુ નહિ કરે તેથી કાઇ આ અટલ નિયમ ફેરવાઈ જવાનો નથી, અને કર્તવ્ય ન કરવા બદલ તારો આત્મા હેઠે પડગે જો તુ આ અટલ નિયમનુ તત્ત્વ, ધ્યાન રાખી કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલું યુધ્ધ કરીશ તો સત્યનું તુ સેવન કરશે. અને સત્ય સેવનમાં શોકને અવકાશ નથી. તો હે ભારત! સમજ અને કર્તવ્યનો ત્યાગ ન કર. લડ. ॥ ૧૮ ॥

य एनं वेत्ति हन्तारं, यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो, नायं हन्ति न हन्यते ॥ १९ ॥

જે આ (આત્મા) ને હણનાર જાણે છે અને વળી જે આને હણાયેલો માને છે. તે બન્ને વિવેકપૂર્વક જાણતા નથી. નથી એ હણતો નથી તો હણાતો. ॥ ૧૯ ॥

આમ ભગવાને અર્જુનને નિરુત્તર કરી દીધો. પણ અર્જુનને હજી મોહ નથી છોડતો. મોહ એમ આટલી સ્હેલાઇથી પીગળી જાય એવી ચીજજ ક્યાં છે? આથી પાછો મનમાં ને મનમાં કચવાતો અર્જુન શંકા કરે છે કે ભગવન્! યુધ્ધ એટલે હિંસા. યુધ્ધ કર્યું એટલે હિંસાજન્ય પાપ થાયજ. કેમકે યુધ્ધ વિવેકહારી કર્મ છે. પારકા પોતાના, નાના મોટા, કોઇનો તેમાં વિચાર નથી હોતો. ચોમેર હિંસાજ ત્યાં દેખાય. તો એવા ક્રૂર કર્મમાં જો હું વર્તું તો ક્યાંતો હું કૌરવોને રોળી નાંખીશ કે ક્યાંતો તેઓથી રોળાઇ જઇશ. હું હણનાર થાઉં કે ક્યાંતો હણાયેલ-થાઉં. પરંતુ પાપના કારણભૂત હિંસાદોષ તો અનિવાર્ય છે! તો પછી મને રહેવા દો અને આ યુધ્ધની વાત જવા દો. અર્થાત્ આત્મા ભલે ન મરતો હોય અને દેહ ભલે વિનાશી હોય. પણ તે વિનાશી દેહના વિનાશ કરવાના હિંસાત્મક કર્મમાં મને શામાટે પ્રેરો છો? સદાત્મામાં માનનાર માટે હિંસા એ સત્કર્મ નથી. અને જે સત્કર્મ ન હોય તે કર્તવ્ય ન હોય. હિંસા એ અસત્કર્મ હોઇને મારે માટે કર્તવ્ય તરીકે કેમ કહો છો? એ તો પાપનો પોટલો બાંધવા જેવું થાય. માટે હે ભગવન્! આત્મા નિત્ય હો. અને દેહ ભલે અનિત્ય હો. એ દેહ જ્યારે એની મેળે પડવાનો હોય ત્યારે પડો. પણ હું નિમિત્ત થઇને એને પાડું એ તો નરી હિંસા છે. પૂરૂં પાપ છે. માટે હું નહિ લડું. આમ જ્યારે અર્જુને કહ્યું ત્યારે વત્સલ ભગવાને તેને નિઃશંક કર્યો કે હે અર્જુન! અહીંજ તારું અજ્ઞાન છે! તત્ત્વજ્ઞાન તને જર્યું નથી એમ લાગે છે. તત્ત્વજ્ઞાન હું તને ઉપદેશી રહ્યો છું. તેનો વિનિયોગ કરવાની તો આ ક્ષણ છે! પાણી વહી ગયે પાળ બાંધે તેનો શો અર્થ! માટે જો તને હવે એમાં શું સાચું છે તે કહું. જે માણસ આ આત્માને હણનાર માને. એટલે કે હણવાની ક્રિયાનો કર્તા માને અને વળી જે માણસ આ આત્માને હણાયલો માને એટલે કે હનન ક્રિયાનું એ કર્મ છે-હનનની ક્રિયાનો વિષય માને તે બન્ને વિવેકપૂર્વક જાણતા નથી એટલે કે દેહથી આત્માને ભિન્નપણે તેના સ્વરૂપે જાણતા નથી! સત્ય તો એ છે કે આ આત્મા નથી તો હણતો નથી તો હણાતો! એટલે કે હનન ક્રિયાનો કર્તા કે હનન ક્રિયાનો વિષય બેમાંથી એકે બનતો નથી! આત્મામાં કર્તૃત્વ અને કર્મત્વનો આરોપ આત્માને દેહ સાથે સેળભેળ કરીને જોવાથી થાય છે. સેળભેળ કરવાથી સત્ય અસત્ય બનતું નથી. તત્ત્વ ફેરવાઇ જતું નથી! તત્ત્વ તો તદવસ્થજ રહે છે. તો દેહાધ્યાસથી આત્મામાં દેહના ધર્મોનું આરોપણ કરવું એમાં વિવેક કયો છે. એમાં તત્ત્વદર્શન ક્યાં છે? તત્ત્વ તો એમ કહે છે કે આત્મા અકર્તા અને અકર્મ છે તો કર્તા કોણ અને કર્મ કોણ? દેહજ કર્તા છે

અને દેહજ ક્રિયાનો વિષય એટલે કર્મ છે, અર્થાત્ દેહજ હણનાર છે અને હણવાની ક્રિયાનો વિષય છે. એ દેહનો સ્વભાવ છે. દેહ એ હિંસાત્મક છે. જેનો જે સ્વભાવ છે તેને તું ન ફેરવી શકે! એટલે આત્માને ઓળખ. તેનું સાચું જ્ઞાન સંપાદન કરી દેહના ધર્મોથી તેને આક્રાન્ત ન કર. જે સ્વભાવેજ હિંસક છે તેનો સ્વભાવ તું કેવી રીતે ફેરવી શકે? આમ દેહજ કર્તા અને કર્મ હોવાથી અને આત્મા કર્તા કે કર્મ એકે ન હોવાથી કર્તવ્ય કર્મ હિંસક હોય કે અહિંસક હોય કર્તવ્ય તરીકે જ્યારે તે પ્રાપ્ત થાય ત્યારે મોહને અવકાશ આપી, તેમાંથી છટકવાની વૃત્તિ એ પાપ છે. તેને યથાર્થપણે આરોપવાની વૃત્તિ એ પુણ્ય છે.-તો જેમાં તું 'હું' એમ કહે છે તે 'હું' તો એનો-હિંસાનો કર્તા કે કર્મજ નથી. તો પછી બીજામાં-દેહમાં હું નો આરોપ કરી, તું કાંગારોળ કરે-તાગાં કરે તે અર્જુન! કોના ઘરનો ન્યાય? માટે મોહ છોડ અને લડ. આવી સમજપૂર્વક, હિંસાત્મક કે અહિંસાત્મક કર્મ કરવામાં પાપ નથી! ॥૧૯॥

**न जायते म्रियते वा कदाचित् नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

આ આત્મા, કોઈપણ કાળે, જન્મતો નથી તથા મરતો નથી. તથા થઇને પાછો ન થશે એમ નથી. એ જન્મરહિત, અવિનાશી, સદા એકરસ, પુરાણો છે. શરીર હણાતાં એ હણાતો નથી. ॥૨૦॥

દેહ હણાતાં આત્મા હણાતો નથી. કેમકે આત્મામાં હણાવાનાં કારણો નથી. દેહ જન્મે છે તેથી નાશ પામે છે. આત્મા જન્મતો નથી. આથી આત્મામાં જન્મરૂપી નાશબીજ ન હોવાથી આત્મા નાશ પામતો નથી. એટલે કે દેહનાશથી આત્મનાશ થતો નથી એમ ભગવાન અર્જુનને કહે છે કે હે અર્જુન! આ આત્મા કદી પણ જન્મતો નથી-અને આથીજ તે કદી મરતો નથી! અને આ આત્મા સત્તા અનુભવી પાછો સત્તાને અનુભવનાર નથી એમ નથી-અર્થાત્ ભૂતકાળમાં પણ એની હયાતી હતીજ-વર્તમાનમાં છે અને ભવિષ્યમાં પણ એની અસ્તિ કાયમ છે. અર્થાત્ એ ત્રણે કાળમાં સત્ છે. કદી પણ અસત્ નથી! એ જન્મતો નથી માટે-અજ-અજન્મા છે-એ જન્મરહિત છે. મરતો નથી માટે નિત્ય છે. ત્રણે કાળમાં એ સત્ છે માટે એ શાશ્વત-એટલે કે હમેશ હોનાર-નિરન્તર હોનાર-સદા

એકરસ છે. અને સદા એકરસ હોવાથીજ એ પુરાણુ એટલે કે દેહાદિ સમસ્ત પ્રપંચથી પહેલાં હોનારો-સ્થૂળ સૂક્ષ્મ આખાંએ દેહાદિ જગતનો આધાર-આશ્રયરૂપ છે. આ કારણસર શરીર હણાતાં પણ એ હણાતો નથી! જ્યારે મનુષ્યનુ સ્વરૂપ હણાતું નથી અને જે તેનુ સ્વરૂપ નથી તે હણાયા શિવાય રહેતું નથી અને સ્વરૂપ અને અસ્વરૂપની વચ્ચે જ્યારે તાત્વિક મેળજ નથી-માંડવાડ નથી-ત્યારે કર્તવ્ય કર્મનો ત્યાગ કરવામાં વિવેક ક્યાં છે? કર્તવ્ય કર્મનું નિરપવાદ આચરણ એ તો વિવેકનું ફળ છે અને કર્તવ્ય કર્મના આચરણમાં તો વિવેકની કસોટી છે. જેમ ઘડો ભેદાતાં ઘટાકાશ ભેદાતું નથી, લોખંડ ટીપાતાં વહ્નિ ટીપાતો નથી તેમ દેહ હણાતાં દેહી આત્મા હણાતો નથી. કેમકે એને હનનનુ કારણ નથી. વળી આત્મા એ ત્રિગુણથી પર હોઈ અસંગ છે અને આત્મા જ્યારે આવોજ છે તો પછી હિંસાકૃત પાપને અવકાશ નથી. માટે હે મનુષ્ય કર્તવ્ય કર્મ કર. ॥૨૦॥

वेदाविनाशिनं नित्यं, यः एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ ! कं घातयति हन्ति कम् ॥ २१ ॥

જે પુરૂષ આને જન્મરહિત, સ્વતઃ અવિનાશી, પરતઃ અવિનાશી, અપરિણામી જાણે છે તે પુરૂષ હે પાર્થ! કેવી રીતે કોને મારે? કોને મરાવે? ॥ ૨૧ ॥

આમ જ્યારે અતિ ઝીણી વાત ભગવાને રજુ કરી એટલે અર્જુન વળી ક્રિમાયો। હવે તેનુ કાંઈ ટટ્ટુ ચાલ્યું નહિ એટલે વળી બોલી ઉઠ્યો કે હે ભગવાન! આપની વિચારસરણીએ યુધ્ધમાં ભલે હિંસાકૃત પાપ ન હોય. પણ હિંસા તો છેજ. એ હિંસા તો સ્વરૂપેજ પાપ છે. હિંસા સર્વ પાપની માતા છે. તો જો એજ થતી હોય તો પછી બીજાં પાપોથી વધારે પણ શું? માટે તમો ગમે તેમ સમજાવો પણ હિંસા તો એમાં છેજ. એટલે ભગવાન કહે છે કે હે અર્જુન! ખરોબર છે. તારી સમજ પ્રમાણે તું કહે છે પણ તારી સમજમાં જે દોષ છે તે તને નથી સમજાતો અને નિર્બળ વિવેક પાપમાં પરિણમે-પરંતુ વિવેકની નિર્બળતાને સાચો વિવેક મચક આપતો નથી. સત્ય તો સત્યજ રહે છે અને તે પ્રત્યક્ષથી પણ લાખગણું વધારે આશ્ચર્ય-કારક છે. પ્રત્યક્ષપણે તને હિંસા દેખાવાનીજ અને છેજ. પણ તે છે છતાં નથી એજ તો મારે તને ઉપદેશવાનું છે. સાંભળ-જે માણસ આ આત્માને

અજ, અવ્યય અને નિત્ય જાણે છે, તે પુરુષ, કોને કેવી રીતે હણે? કોને કેવી રીતે મરાવે? અર્થાત્ જ્યાં સાચુ જ્ઞાન છે ત્યાં કંકાસ નથી અને સાચાં જ્ઞાનમાં અહંકારનો ચૂરો થઈ જાય છે. અહભાવ મટયા પછીજ સાચું જ્ઞાન સ્ફુરે છે અને ટકે છે. આથી હે અર્જુન! હું તને હવે છેવટનો નિર્ણય કહું છું તે સાંભળ. જે પુરુષમાં અહંકારનો ભાવ છે, જે સાચેજ જાતને હણનારી કે હણાનારી માને છે, જેને એવો ગાઢ નિશ્ચય છે કે આત્મા હણે છે અને હણાય છેજ, જે આત્માને જન્મ-વિનાશ-રહિત, નિત્ય નથી જાણતો, તે જો યુધ્ધમાં વર્તે-મારે અને બીજાને મરાવે તો જરુર હિંસા પાપથી વેધાય અને એ પાપકર્મનું ફળ અહીં કે બીજા દેહમાં જરુર ભોગવે. પરંતુ જે પુરુષ-સિંહને ત્રણ કાળમાં અહંભાવ પીડતો નથી, સ્વપ્ને પણ જે જાતને હણનારી કે હણાનારી માનતો નથી, જેને ગાઢ નિશ્ચય છે કે આ આત્મા નથી હણતો કે નથી હણાતો, જે પુરુષ સિંહ આ આત્માને જન્મ વિનાશ શૂન્ય, નિત્ય, અવ્યય, જાણે છે-સાક્ષાત્ અનુભવે છે, તે યુધ્ધમાં વર્તે, આખાંએ જગતને તે હણે કે હણાવે તોપણ તે સ્હેજે હિંસા દોષથી લેપાતો નથી! કેમકે હિંસાકૃત પાપનો લેપ થવામાં અહંકાર મૂળ છે. અને અહંકાર નિજસ્વરૂપના અજ્ઞાનથી જન્મે છે. એ નિજરૂપનું અજ્ઞાન આવા પુરુષમાં નથી. એટલે અહંકાર નથી અને અહંકાર નથી એટલે તેને, કર્તવ્ય કર્મને કર્તવ્ય તરીકે કરતો હોવાથી-વિના રાગદ્વેષે કરતો હોવાથી, પાપ નથી! હે અર્જુન! તું એમ ન જાણતો કે આવો પુરુષ તો ત્રણલોકમાં શોધ્યો જડે એમ નથી! માટે ભગવન્! આપનું કહેવું કરવું અશક્ય છે. ત્રણલોકમાં આવો એકજ પુરુષ હોય તો તેથી સત્ય કાંઈ અસત્ય બનતું નથી. ઘણાથી બનતું નથી માટે કોઈ કરી શકે એમ નથી એ કહેવું એ વિશ્વની વિચિત્રતાનો ઈન્કાર કરવા બરોબર છે. વળી સત્ય સંખ્યાબળ ઉપર નીભતું નથી. સત્યનું અનુસરણ કરનાર એકપણ ન હોય તોપણ સત્ય કદી નમતું નથી આવતું. આમ આ ઉપદેશ તને ગમે તેટલો અશક્ય લાગતો હોય પણ એજ સત્ય છે. આ સત્યને જે ઝટ જાણે તે ધન્ય. અને બીજાથી ન ઝડપાય માટે સત્ય ઉપર ઢાંકપીછોડો થઈ શકતો નથી. માટે હે અર્જુન! અજ્ઞાનમૂલક અહંકારને આગળ કરી તું વેસો બને તેથી હું કે સત્ય ત્યાગથી ખચકાઉં એ એમ નથી માટે તારું કર્તવ્ય કર. યુધ્ધ કર. ॥૨૧॥

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥

જેમ મનુષ્ય જુનાં વસ્ત્રોને ત્યાગી બીજાં નવાં ધારણ કરે છે તેમ દેહી–આત્મા જીર્ણ શરીરોને ત્યાગી બીજાં નવાંને વિના કલેશે પ્રાપ્ત કરે છે. ॥ ૨૨ ॥

આત્મા હણનાર અગર હણાનાર છે એવી ઉંધી સમજણનું મૂળ અહંકાર છે. અને અહંકાર નિજસ્વરૂપના અજ્ઞાનમાંથી જન્મે છે અને અજ્ઞાનથી જ્ઞાન દબાતુ નથી! અજ્ઞાન ગમે તેટલો કોલાહલ મચાવી મૂકે તેથી સત્યજ્ઞાન ગભરાતું નથી કેમકે અજ્ઞાન જૂઠું હોઈને છેવટે પરાસ્ત થાય છે. અને જ્ઞાન સાચું હોઈને છેવટે વિજયી નિવડે છે. આથી ભગવાને અર્જુનને સત્યજ્ઞાનનો આશ્રય સ્વીકારવા અને એ સત્યજ્ઞાનમાંથી ફળનાં આચરણ કરવાને માટે કહ્યું. પરંતુ અર્જુન એટલીવારમાં પ્રબુધ્ધ થાય એમ ન હતું. ભલા! જે અજ્ઞાન માણસને ભવોભવથી વારસામાં મળેલું હોય તેનો અભાવ એક ક્ષણમાં કેવી રીતે થાય? આથી અર્જુન વળી દલીલ કરે છે. કહે છે કે હે ભગવન્! આત્મા ભલે ન હણાય. ભીષ્મ વગેરેનો દેહત્યાગ તો યુધ્ધમાં થવાનો અને તે મારે નિમિત્તે થવાનો. બસ તેનેજ હું હિંસા કહું છું અને એ હિંસાજ મારા શોકનું કારણ છે! આમ અર્જુને કહ્યું ત્યારે ભગવાન વળતા બોલ્યા કે હે અર્જુન! જેમ જરી પુરાણાં–નકામાં વસ્ત્રોનો ત્યાગ કરી પુરૂષ બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે તેમ દેહી આત્મા જીર્ણ થયેલાં શરીરોને તજી બીજાં નવાં શરીરોને વિના ક્લેશે પ્રાપ્ત કરે છે.

અર્થાત્ હે અર્જુન! શરીરને વસ્ત્રની જેટલી કિંમત છે તેટલીજ કિંમત આત્માને દેહની છે! અર્થાત્ તું આત્માને ઢાંકનાર શરીરની વધુ પડતી કિંમત ન આંક. ફાટેલાં તૂટેલાં, જરીપુરાણાં કપડાંને માણસ નકામાં હોઇને તજી દે છે અને તેને બદલે પાછાં નવાં પોતાને કામ આવે એવાં બંધબેસતાં કપડાં ધારણ કરે છે. તેમ આ શરીર પણ ખખડી જાય–કાર્ય કરવાને નાલાયક થઈ જાય–ત્યારે આત્મા તેને તજી દે છે અને તેને બદલે નવાં શરીરને ધારણ કરે છે. આ નવાં શરીરને તે વિના ક્લેશે પ્રાપ્ત થાય છે! તું તો વસ્ત્રસ્થાનીય દેહની વધુ પડતી કિંમત આંકે છે. દેહ મળવો મુશ્કેલજ નથી. એ તો પ્રત્યેક દેહીને મળવાનોજ. કેમકે શરીરનું ગ્રહણ અને યથાસમયે એનો ત્યાગ, એ

દેહીને માટે જ્યાંસુધી કર્મ ક્ષીણ ન થાય ત્યાંસુધી, સ્વાભાવિકજ છે। જે સ્વાભાવિક છે તેને તું કેવી રીતે અટકાવી શકે ? દેહની વધુ કિંમત નથી. તેના યથાર્થ ઉપયોગની કિંમત છે। દેહથી જે પ્રયોજન સાધવાનું છે તે જો ન સધાય તો દેહ એ માટીના લોચા કરતાં કશા વધુ ઉપયોગનો નથી। માટે તુ એમ ન માનીશ કે ભીષ્મ વગેરેના દેહો મારે ખાતર નાશ પામશે અને હું હિંસામાં દટાઈ જઈશ. ભીષ્મ વગેરેના શરીરો વયથી અને તપથી જીર્ણ થયાં છે। અને તે શરીરો જ્યારે આ ધર્મયુધ્ધમાં ખપી જશે ત્યારે કુદરતના નિયમાનુસાર ભીષ્મ વગેરેનો આત્મા નવાં, મંગળમય, કલ્યાણી, શરીરો ધારણ કરશેજ. કેમકે તેઓ પુણ્યશાળી છે। આવાં નવાં, પુરુષાર્થ યોગ્ય, શરીરને જો તેઓ પ્રાપ્ત કરશે અને તેમાં તું નિમિત્ત બનશે તો ઉલટા તેઓ તારો ઉપકાર માનશે અને તારા ઉપર તેમના સત્ય સંકલ્પના આશીર્વાદ ઉતરશે અને અમોઘ આશીર્વાદથી તારું તો મંગળજ થશે। તો પછી દેહત્યાગમાં પણ જો નૂતન-કાર્ય યોગ્ય-પુરુષાર્થસમર્થ દેહની, કુદરતી-સ્વાભાવિક પ્રાપ્તિજ છે, તો પછી સ્વધર્મથી પ્રાપ્ત આ કર્તવ્યને, મોહનો માર્યો તું શાને તજવા ઉભો થયો છે। શાને શોક કરે છે? શાને દુઃખી થાય છે। ખરી વાત તો એ છે કે તેં દેહના અતિઅલ્પ મૂલ્યાંકન કર્યાં છે। દેહનો યથાર્થ ઉપયોગ કર્તવ્ય પાલનમાં છે। અને કર્તવ્ય પાલનમાં જો દેહ ખપી જતો હોય તો એના જેવું રુડું શું ? ટૂંકમાં ભગવાન અહીં દેહની પ્રાપ્તિ તો સ્વાભાવિકજ છે, પણ તેનો યથાર્થ ઉપયોગ દુષ્કર છે એમ બતાવે છે। અને સૌને તેનો યોગ્ય ઉપયોગ કરવા કહે છે. બાકી તે જવાનો અને ગયેલાની અવેજીમાં બીજો મળવાનોજ એતો નક્કી છે. જે ન મળે, તે તો કર્તવ્યને યથાર્થ રીતે કરવાનો અવસર છે। ॥૨૨॥

नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो, न शोषयति मारुतः ॥ २३ ॥

આને શસ્ત્રો છેદી શકતાં નથી, આને અગ્નિ બાળી શકતો નથી તથા આને પાણી ભીંજવી શકતું નથી. પવન આને સૂકવી શકતો નથી. ॥ ૨૩ ॥

ભગવાને આગલા શ્લોકમાં શરીરને વસ્ત્ર કહ્યું એટલે અર્જુન મનમાં મલકાયો. કે હવે ભગવાન પકડાયા ! કેમકે શરીર ઉપરનું વસ્ત્ર છેદાતાં જેમ

વસ્ત્રથી ઢંકાયેલ દેહ પણ ધનાય છે, તે બળતા શરીર પણ બળે છે, તેમ આત્માના વસ્ત્રરૂપ દેહ છેદાતા, દેહી આત્મા પણ છેદાય શરીર બળતા આત્મા પણ બળેજ. કેમકે દૃષ્ટાન્ત સર્વાંશે દાર્ષ્ટાન્તિક ઉપર એટલે કે જેના ઉપર દૃષ્ટાન્ત લગાવ્યુ હોય તેની સાથે મળતુ આવતુ જોઇએ આથી ભગવાનને અર્જુન કહે છે કે ભગવન્! તમારા આપેલા દૃષ્ટાન્ત મુજબ તો દેહી પણ છેદાયજ, બળેજ! અને તેમ જો થાય તો પછી આત્મા નિત્ય છે વગેરે જે આપે કહ્યુ તે નિરર્થક છે આનો આપની પાસે શો ઉત્તર છે. એટલે ભગવાન બોલ્યા કે હે અર્જુન તુ મલકાઈ ન જા! હુ બેભાન થઇને કશું નથી કહેતો. સાંભળ આ આત્માને શસ્ત્રો છેદી શકતા નથી એને અગ્નિ બાળી શકતો નથી. પાણી એને ભીંજવી શકતુ નથી અને પવન એને સૂકવી શકતો નથી આ આત્મા સ્વરૂપે એવો છે કે એને કોઈ શસ્ત્ર છેદી શકતા નથી બીચારો અગ્નિ એને બાળી શકવા અશક્ય છે. પાણી એને ભીંજવવા અસમર્થ છે પવન એને સૂકવવા શક્તિ રહિત છે દૃષ્ટાન્ત સર્વાંશે મળતુંજ આવવુ જોઇએ એવો રાજનિયમ નથી! હે અર્જુન! એક અંશજ દૃષ્ટિ હોય તો શાણા પુરુષો તે એક અંશ પૂરતોજ દૃષ્ટાન્તનો ઉપયોગ કરે છે તુ તો વળી વધારે ડાહ્યો થયો ખેર! પણ તુ પ્રશ્ન કરે છે તેથી મને ખૂબ હર્ષ થાય છે કેમકે તારા પ્રશ્ને પ્રશ્ને આત્માની યથાર્થતા મારાથી કહેવાતી જાય છે. માટે સમજ કે સર્વછેદી શસ્ત્રો-સર્વદાહી અગ્નિ-સર્વભેદી પાણી કે સર્વશોષી પવન આ આત્માના ઉપર પોતાનો પ્રભાવ અજમાવી શકતા નથી! ॥૨૩॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्य. सर्वगतः स्थाणुरचलोऽयं सनातन. ॥ २४ ॥

એ અચ્છેદ્ય છે-એ અદાહ્ય છે-એ અક્લેદ્ય છે તથા નિશ્ચય અશોષ્ય છે (કેમકે) એ નિત્ય, સર્વગત, સ્થાણુ, અચલ ને સનાતન છે ॥ ૨૪ ॥

અર્જુન તડૂકી ઉઠ્યો કે ભગવન્! આમ પ્રતિજ્ઞામાત્રથી તો અર્થ સિદ્ધિ નથી થતી આપે કહ્યુ કે આત્મા શસ્ત્રાસ્ત્રથી, છેદાતો નથી વગેરે પણ તે વાતને સિદ્ધ કરી બતાવો કે કેમ આત્મા એ બધાથી પર છે! એવો હોવામા કારણ શુ? આથી ભગવાન હવે કહેલી વાતને સિદ્ધ કરવા માટે હેતુ આપે છે કે હે અર્જુન! આ આત્મા છેદાય એવો ન હોવાથી એને શસ્ત્રો

છેદી શકતાં નથી! એ નિશ્ચય, બળી શકે એવો ન હોવાથી અગ્નિ એને બાળી શકતો નથી! એ ભીંજાય એવો ન હોઇને એને પાણી ભીંજવી શકતું નથી! એ સુકાય એવો ન હોવાથી એને પવન સુકવી શકતો નથી. પણ ભગવન્! એ એવો કેમ છે તે તો તમોએ કહ્યુંજ નહિ! ભગવાન કહે છે કે અર્જુન! કહું છું. આકળો ન બન. એ અચ્છેદ્ય છે—અદાહ્ય છે. અક્લેદ્ય છે. અશોષ્ય છે. કેમકે આ આત્મા નિત્ય છે. એટલે કે નિરવયવ હોઈ ને જન્મ વિનાશ શૂન્ય છે. સર્વગત છે. એટલે કે વ્યાપક છે. શસ્ત્ર, અગ્નિ, પાણી, પવન વગેરે સૌનો એ અંતરાત્મા હોઈ ને સર્વમાં ભરેલ છે! એ સ્થાણુ છે એટલે કે ધ્રુવ છે એટલે કે પરિણામ રહિત છે: એ અચલ છે એટલે કે નિષ્ક્રિય છે. હમેશાં હોનારો છે. કોઈક વખત હોનારો નથી: એટલે કે અખંડ એકરસ છે! જે પદાર્થ સ્વરૂપે અવિનાશી છે—સર્વવ્યાપી છે—અપરિણામી છે—નિષ્ક્રિય છે—હમેશાં હોનારો છે, તેને કોઈ કાપી ન શકે, કોઈ બાળી ન શકે, કોઈ ભીંજવી ન શકે, કોઈ સુકવી ન શકે. તો જે સ્વભાવે એવો છે તે જો અચ્છેદ્ય વગેરે હોય તો તેમાં તને નવાઈ શી લાગી? અર્જુન! તુ સાચું સમજે નહીં એટલુંજ તો દુઃખ છે! ભગવાને આપેલાં નિત્ય વગેરે વિશેષણો નિત્ય મનનીય છે. એના ઉપર યથાર્થ મનન કરતાં આ બારીકમાં બારીક વિષય સ્પષ્ટપણે સમજમાં આવશે. એ મનનનો વિષય છે કેવળ વિવરણથી એ પકડાય એમ નથી! ॥૨૪॥

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

તત્ત્વવેત્તાઓ વડે આ અવ્યક્ત–અચિન્ત્ય-અવિકાર્ય કહેવાય છે તેથી એને એવો જાણી તું શોક કરવા યોગ્ય નથી. ॥ ૨૫ ॥

વળી હે અર્જુન! આ આત્મા અવ્યક્ત છે. અચિન્ત્ય છે. અવિકાર્ય છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે. તેથી તેને એ પ્રમાણે જાણીને તું એનો શોક કરવા લાયક નથી. આ આત્મા અવ્યક્ત છે. એટલે કે વ્યક્ત નથી. જે વ્યક્ત હોય તે આપણી આંખ વગેરે ઈન્દ્રિયોથી પકડાય. આત્મા સ્વરૂપે અવ્યક્ત હોવાથી બાહ્ય ઈન્દ્રિયોથી પકડાતો નથી. બાહ્યેન્દ્રિયોથી નથી પકડાતો માટે નથી એમ કહેવું એ સાહસ છે. અવિવેક છે! જે વસ્તુ જેવી હોય તેવી તેને સમજવી રહી. આત્મા અવ્યક્ત છે અને તેને અવ્યક્ત છે એમ સમજવું એજ સત્ય છે. અર્થાત્ જે એને વ્યક્ત ગણી સમજવાનો પ્રયત્ન કરે તેને, તેને લગતી

સાચી સમજ કદી ન આવે! અને કોઇ ઘુવડને સૂર્ય તેજ ન જણાય તેમા સૂર્યનો શો વાક? પ્રમાણ દોષ, પ્રમેય દોષ સમજવો એ અવિવેક છે! માટે જે વસ્તુ જેવી છે તેને તેવીજ સમજવી યોગ્ય છે શ્રેયસ્કર છે હે અર્જુન! આત્મા અવ્યક્ત છે એટલે બાહ્યેન્દ્રિયોનો એ વિષય નથી

વળી આ આત્મા અચિન્ત્ય છે ચિન્તન કરવુ એ મનનો વિષય છે. આ આત્મા મનથી ચિન્તવાય એવો નથી મન તે પદાર્થનુ ચિન્તન કરવા શક્તિમાન થાય કે જે જાતિ, ગુણ કે ક્રિયાયુક્ત હોય આત્માને જાતિ ગુણ, કે ક્રિયા સ્પર્શી શકતા નથી માટે આત્મા અચિન્ત્ય છે! અર્થાત્ આત્મા આતર ઈન્દ્રિયની પકડથી પર છે. મનથી એનુ માપ કાઢવાનો પ્રયત્ન પણ અસ્થાને છે!

વળી હે અર્જુન! આ આત્મા અવિકાર્ય છે. અવિકાર્ય એટલે વિકારી થવાને અયોગ્ય છે ગુણથી વસ્તુ વિકારી થાય ઉત્પત્તિ, વિનાશ, જ્ઞાન, ઇચ્છા વગેરે ગુણોદ્વારા આત્મા વિકારી થઈ શકતો નથી! એટલે કે જ્ઞાન ઇચ્છા વિગેરે વિકારોથી રહિત છે-નિર્ગુણ છે! આમ આત્મા પ્રત્યક્ષ અનુમાન કે શબ્દ પ્રમાણથી પર છે! આ કારણસર એટલે કે કેમકે આ આત્મા નિત્ય, સર્વગત, સ્થાણુ, અચલ, સનાતન, અવ્યક્ત, અચિન્ત્ય અને અવિકાર્ય છે માટે એને-આ આત્માને એ અચ્છેદ્ય છે, અદાહ્ય છે, અક્લેદ્ય છે, અશોષ્ય છે. એવો જાણીને તુ તેનો શોક કરવા યોગ્ય નથી!

અર્થાત્ જે વસ્તુ અનિત્ય-સાવયવ-સર્વગત,-પરિચ્છિન્ન, અસ્થાણુ-પરિણામી, ચલ-સક્રિય, અસનાતન-કદાચિત્ હોનાર, વ્યક્ત-બાહ્યેન્દ્રિયગોચર, ચિન્ત્ય-આતરિન્દ્રયગ્રાહ્ય-વિકાર્ય-સગુણ હોય તેજ શસ્ત્રાદિથી છેદાવાને-બાળવાને-ભીંજવવાને-શોષાવાને યોગ્ય છે. આત્મા એવો નથી માટે તે અચ્છેદ્ય વગેરે છે! આમ આત્મા વિલક્ષણ હોવાથી તારી દલીલ હે અર્જુન! અયોગ્ય છે માટે હણનાર કે હણાનાર હુ છુ એ બુદ્ધિ છોડી કર્તવ્ય કર. શોક ન કર ॥૨૫॥

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो ! नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

અગર જો તું આનો સદા જન્મનારો અને સદા મરનારો માને તોપણ હે મહાબાહો! તું આનો શોક કરવાને લાયક નથી ॥૨૬॥

અત્યાર સુધી ભગવાને શાસ્ત્રીય વિચારસરણીથી શોક કરવો અયોગ્ય છે એમ બતાવ્યું. શાસ્ત્ર અને લોક પરસ્પર વિરોધી નથી. શાસ્ત્ર અને લોક બન્ને દૃષ્ટિએ શોક અયોગ્ય છે અને કર્તવ્ય કર્મ, કર્તવ્ય છે એમ સિદ્ધ થાય તો, માણસ નિઃશંકપણે તે કરે અને કલ્યાણ પામે. આથી વેદાંન્તની દૃષ્ટિએજ નહિ પણ ચાર્વાક–દૃષ્ટિએ પણ શોક અયોગ્ય છે એમ બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! ખેર! પળભરને માટે તું વેદાન્ત વિચાર તજી, લૌકિક દૃષ્ટિએ વિચાર કર. ચાર્વાકને તારો ગુરુ માન અને તું તેનો ચેલો બન તોપણ શોક તો સર્વથા અયોગ્ય છે એમ તને સમજાશે. જો તું આત્માને નિત્ય જન્મેલો અને નિત્ય મરેલોજ માનતો હોય તોપણ તું હે મહાબાહો! એનો શોક કરવા યોગ્ય નથી! એટલે કે આ દેહનેજ આત્મા માની દેહના જન્મ સાથે આત્માને જન્મતો અને દેહના લય સાથે આત્માને મરતો માનતો હોય, દેહ વગેરેથી જુદો અને દેહ વગેરેનો સ્થાયી–નાયક એવા કોઈ આત્માને તું ન સ્વીકારે અને દેહનેજ આત્મા માને તોપણ તું શોક કરવા યોગ્ય નથી! એટલે કે તારી માન્યતામાં દેહજ જો આત્મા હોય, તેનાથી જુદો એવો કોઈ આત્મા તને ન સમજાય તો એ દૃષ્ટિએ પણ તુ વ્યર્થ શોક કરે છે. એવા દેહની હિંસા નિમિત્તે શોક તો વળી તદ્દન નિરર્થક છે. મારી દૃષ્ટિએ તને ન જોવાડનાં, તારી દૃષ્ટિએ તને જોવાનુ હું કહું છું. ॥૨૬॥

जातस्य हि ध्रुवो मृत्युः, ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे, न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

કેમકે જન્મેલાનું મૃત્યુ છે. તથા મરેલાનો જન્મ છે. તો જન્મ મરણરૂપી, અપરિહાર્ય બાબતમાં તું શોક કરવા યોગ્ય નથી. ॥ ૨૭ ॥

અર્જુન આશ્ચર્ય પામ્યો. દેહાત્મવાદની દૃષ્ટિએ તો દેહ બહુ વ્હાલી ચીજ છે. તો દેહાત્મ દૃષ્ટિએ પણ ભગવાન તો કહે છે કે શોક નિરર્થક અને અકાર્ય છે! એટલે તે મુંઝાયો અને કહે છે કે ભગવાન! એ કેવી રીતે? જરા સમજાવો તો ખરા? દેહ એજ આત્મા માનીએ અને તે આત્માજ જો નાશ પામે તો તો શોક અનિવાર્યજ થાય. ભગવાન કહે છે કે એજ ભૂલ છે! જે જન્મેલો છે તેનું મૃત્યુ નિશ્ચિત અને જે મરેલો છે તેનો જન્મ પણ નિશ્ચિતજ છે! જો દેહ જન્મે તે દેહ પાછો જવાનોજ એ નક્કી છે.

એ અપરિહાર્ય છે અને જે જાય તે દેહ પાછો જન્મવાનોજ એ પણ એટલુંજ નક્કી છે. એટલુંજ અનિવાર્ય છે. તો જે ચીજ તારા હાથમાંજ નથી. જેને તુ દૂર ઠેલી શકે એમ નથી. તે જન્મ મૃત્યુરુપી અર્થમા તું શોક કરવાને યોગ્ય નથી! આપણા હાથની જે વાત હોય તેમાં આપણે સ્વતંત્ર છીએ અને સ્વતત્ર હોઈ આપણે તે વિષયમાં કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ હોઈ એ પણ જે આપણા હાથની વાતજ નથી, જેમાં આપણે સ્વતત્રજ નથી, જે બાબતમાં આપણા હાથ બધાયેલા હોઈ આપણે પરવશ છીએ, ને જે પરવશપણે થાય તેમાં આપણે મારે લીધે આ થયુ છે એવો ભ્રમ સેવી તે કારણે શોક કરીએ એમાં ઔચિત્યજ કયાં છે! એટલે વળી આ રીતે તો શોક સર્વથા અનુચિત છે! ॥૨૭॥

अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत !
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

હે ભારત! શરીરો અદૃશ્ય આદિવાળાં હોઇ, વચ્ચે વ્યક્ત થઇ, અદૃશ્ય નિધનવાળાંજ છે. તેમાં શોક શો? ॥ ૨૮ ॥

અર્જુન કહે છે કે ના, ના, ભગવન્! જરા વધારે સ્પષ્ટતાથી સમજાવો. જન્મેલાંનું નિશ્ચિત મૃત્યુ અને મરેલાનો નિશ્ચિત જન્મ કેવી રીતે? અને જન્મ મરણરૂપ અનિવાર્ય વિષયમાં શોક અનુચિત કેવી રીતે? તો વત્સલ ભગવાન સ્પષ્ટતાથી પોતાનો આશય સમજાવે છે કે હે અર્જુન! પ્રાણીમાત્ર અવ્યક્તઆદિ વાળાં છે. મધ્યમાં વ્યકત છે અને વળી અવ્યકત મરણવાળાં છે. તો તેમાં વળી વિલાપ શો? અર્થાત્ એનો શોક હોઇ શકે નહિ.

સર્વભૂતો કેવાં છે? તો અવ્યકતાદિ. ભૂત એટલે કર્મકરણના સઘાતરૂપ પૃથ્વી વગેરે ભૂતમય શરીરો. એ શરીરો અવ્યકત એટલે અદૃસ્ય આદિવાળાં છે. આદિ એટલે જન્મ પહેલાંની સ્થિતિ. અર્થાત્ પ્રાણીમાત્રના દેહો જન્મની પૂર્વે અદૃસ્ય છે. કોને ખબર છે કે કયો દેહ જન્મ પહેલાં કેવો હતો? જન્મની આગળની પ્રાણીમાત્રની અવસ્થિતિ અજ્ઞેય છે. અદૃસ્ય છે. કયાંથી આવે છે એ કોણ જાણે છે! આવાં અદૃસ્ય આદિવાળાં શરીરો જન્મે છે અને જન્મથી માંડી મૃત્યુ સુધી વ્યકત-દૃસ્ય-જ્ઞેય થાય છે. વળી મૃત્યુ આવતાં અદૃસ્યમાં ઓસરી જાય છે. તે કયાં જાય છે એની શી ખબર?

કોણ એ જાણે? તો જે દેહોની આદિ અદૃશ્ય–અજ્ઞેય છે, જેનો અન્ત પણ અજ્ઞેય છે–ફક્ત જેની મધ્ય સ્થિતિજ વ્યક્ત–દૃશ્ય–જ્ઞાત છે તેવા દેહોના વ્યક્તાવ્યક્ત સ્વભાવમાં શોકને સ્થાન ક્યાં છે? અર્થાત્ જે જેનો સ્વભાવ છે તેનો તે સ્વભાવથી વિયોગ કોણ કરાવી શકે?

શરીર માત્રનો વ્યક્ત થવું અને અવ્યક્ત થવું–જન્મવુ–અને જવું એ સ્વભાવ છે. સ્વભાવેજ તેઓ કેટલીકવેળા વ્યક્ત–દૃષ્ટ થાય અને સ્વભાવથી તે કોઇક વેળા–અવ્યક્ત–અદૃષ્ટ થાય છે. સ્વભાવેજ જેમ અગ્નિ દાહક છે અને પાણી શીતળ છે. અગ્નિના દાહકપણામાં કે પાણીના શીતળપણામાં સ્વભાવથી ભિન્ન એવું કશું બીજું કારણ નથી. તેમ શરીરો પણ પોતાની વ્યક્તિ કે અવ્યક્તિમાં સ્વભાવ શિવાય બીજા કશાં કારણને જોખમદાર નથી! જન્મ એટલે શરીરોની વ્યક્તિ અને મરણ એટલે શરીરોની અવ્યક્તિ. બસ. જે સ્વભાવને જાણે છે તે કદી "હાય હાય! મારે ખાતર–મારે કારણે અગ્નિદાહક છે. પાણી શીતળ છે" એમ કલ્પી શોક કરતો નથી! તેજ મુજબ જે શરીરનો જન્મ મરણ સ્વભાવ છે એમ જે જાણે છે તે એમ કદી કાંગારોળ નથી કરતો કે "હાય હાય! મારે કારણે શરીરનો જન્મ છે–મારે કારણે શરીરોનો નાશ છે!"–આવું કલ્પીને તે શોક કરતો નથી. કેમકે તેને ખબર છે–તે જાણે છે કે શરીરનો જન્મ મરણ એ સ્વભાવ છે. જે જેનો સ્વભાવ છે, તે તેને માટે અપરિહાર્ય–અત્યાજ્ય છે. આમ સ્વભાવનો કદી અભાવ થતો નથી એવો નિશ્ચય હોવાથી તેને માટે શોક કરવાનું કારણ નથી. ભીષ્મ વગેરેનાં શરીરોનું જન્મમરણ પણ, સ્વાભાવિક હોવાને કારણે, બીજાં કોઈ નિમિત્તની અપેક્ષા ન રાખનાં હોઇને, અપરિહાર્ય છે. જે અપરિહાર્ય છે તેનો શોક ઉચિત નથી આમ શોકયુક્ત નથી. યોગ્ય નથી, તો પછી તું વિલાપ શાને કરે છે? કર્તવ્ય માટે ખડો થઈ જા! ॥ ૨૮ ॥

**आश्चर्यवत् पश्यति कश्चिदेनमाश्चर्यवद् वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति, श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

આશ્ચર્ય સરખો (અતિદુર્લભ છે કોઇ વિરલ) જે આને–(આત્માને) જુવે છે–અનુભવે છે, તેજ પ્રમાણે (આશ્ચર્યતુલ્ય–અતિ-દુર્લભ છે) બીજો (કોઈ વિરલ) જે આને (આત્માને) કહે છે. વળી આશ્ચર્ય સમાન છે (અતિદુર્લભ છે બીજો–કોઇ વિરલ) જે આને સાંભળે છે. વળી કોઈ આને સાંભળીને પણ નથીજ જાણતો. ॥૨૯॥

આમ જ્યારે ભગવાને અર્જુનને દરેક રીતે નિરુત્તર કરી મૂકયો ત્યારે અર્જુને છેવટની વાત કહી કે હે ભગવન્! આ આત્મા દેહથી ભિન્ન છે. એ નિત્ય હોઇ ને જન્મ મરણથી પર છે, આ બધુ કબુલ. પણ એ આત્મા બધાંથી જણાતો કેમ નથી? આત્મા છે તો તે દષ્ટિગોચર કેમ નથી થતો? જે હોય તે તો જણાવું જોઇએ. જે છે છતા નથી જણાતું તે હોય તોયે શું અને ન હોય તોયે શુ? કેમકે તેવી વસ્તુનું હોવું એ એના ન હોવા જેટલુંજ ઉપયોગી છે. તો હે ભગવન્! જે આત્મવસ્તુનું દર્શન શોક મોહથી માણુસને પર કરી દે તેનું જો દર્શનજ ન થતું હોય તો પછી આ બધી વ્યર્થ સ્તુતિ થાય! અને એ નથી દેખાતો એતો લગભગ સૌ અનુભવે છે. તો હે પરમાત્મન્! આ બાબતનો ખુલાસો કરો અને જ્યાં આમ અર્જુને કહ્યું ત્યાં તો પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર દયામય બની ગયા અને આત્માની સૂક્ષ્મતાને લીધે એની દુર્બોધિતા ખોલનાં કહે છે કે હે અર્જુન! તે માણસ આશ્ચર્યતુલ્ય છે જે આ આત્માને જોઈ શકે છે. તેજ પ્રમાણે તે માણુસ આશ્ચર્યતુલ્ય છે જે આ આત્માને કહે છે. વળી જરુર જાણુ કે તે માણુસ આશ્ચર્યતુલ્ય છે જે આને સાંભળે છે! અને કોઈ વળી એને સાંભળીને પણ નથીજ જાણી શકતો. ભગવાન અહીં આત્મદર્શનની અતિ દુર્લભતા બતાવે છે અને જેને એ થયું છે તેને પણ સાથે સાથે હૃદયનાં અભિનન્દન આપે છે. ભગવાન કહે છે કે તે માણુસ આશ્ચર્યતુલ્ય છે જે આને જુવે છે. આશ્ચર્ય રસ્તામાં રખડતાં નથી હોતાં! આશ્ચર્ય વસ્તુ દુર્લભ હોય છે. જેમ પત્થરે પત્થરે રત્ન નથી સાંપડતાં—વને વને ચન્દન નથી જડતાં—હાથીએ હાથીએ મોતી નથી મળતાં તેમ માણુસે માણુસે આત્મદર્શી નથી મળતાં. આત્મદર્શી અતિ દુર્લભ છે! કેમકે આત્મદર્શી મુમુક્ષુ હોય અને મુક્ત થવાની સાચી ઇચ્છા—તીવ્ર ઇચ્છા કોઇક વિરલ પુરુષમા દેખવામાં આવે છે. મુક્ત થવાની ઇચ્છાનો દંભ સોએ -નવ્વાણુમાં હોય છે, જ્યારે કોઇ એકાદમા—કહો કે કોઇએકમાં સાચી મુમુક્ષા હોય છે. વળી મુમુક્ષા હોય-છતા ગુરુ ન મળે! કેમકે આ વર્ગમાં ગુરુ વિના આગળ પ્રમાણુ નથી! તો આત્મદર્શી ગુરુ મળે અને તીવ્ર મુમુક્ષા હોય તેવા માણુસને આત્માની કૃપાથી એમનાં દર્શન થાય. આ વાત સુલભ નથી. આત્માના દર્શન થાય એટલે ચામડાની આંખે તે જણાય એવુ નહિ. આત્માનો અનુભવ થાય અનુભવ શબ્દનો શબ્દાર્થ સમજી લેવો ઘટે છે. અનુ એટલે પાછળ ભવ એટલે થા. આ માંનો અનુભવ એટલે આત્માની પાછળ થા. અર્થાત્ આત્મા જેવો છે તેવા થવુ. આત્મા જેવો હોય તેવા થવું તેનુ નામ આત્માનો

અનુભવ છે. આત્મા સચ્ચિદાનન્દ છે. તો જાતે સચ્ચિદાનન્દ થવું-સાક્ષાત્ સત્ છુ; ચિત્ છું; આનન્દ છું, એવો અનુભવ થવો એનું નામ આત્માનુ દર્શન છે! આ થવુ-અને આવા થયેલા માણસો શેરીએ શેરીએ કયાં મળે? આથી ભગવાન કહે છે તે યોગ્યજ છે.

વળી આત્મતત્ત્વનો દર્શન પર્યન્તનો માર્ગ બતાવનાર ગુરુ પણ એટલોજ આશ્ચર્ય-દુર્લભ છે! જે જાતે આત્માનુભવી છે તેજ આત્મા વિષે યથાર્થ બોધ આપી શકે. આમ આત્માને લગતું કહેનાર ગુરુ પણ આશ્ચર્ય તુલ્ય છે અને ગુરુ ન હોય તો શિષ્ય પણ દુર્લભજ. આમ જોનાર અને કહેનાર બન્ને દુર્લભ છે. એટલુજ નહિ, આત્માને લગતી આવી સમજ સાંભળનાર પણ મળવો મુશ્કેલ છે. અર્થાત્ જીજ્ઞાસુઓનો પણ હમેશાં દુકાળજ હોય છે. આત્માને લગતું સાંભળનાર જીજ્ઞાસુજ હોય છે એવું કશું નથી. આત્મજીજ્ઞાસા એ દોહ્યલી છે! કેમકે આત્માને લગતું જ્ઞાન મેળવવા માટે ઇચ્છા થવી એ કલ્યાણનો ઉદય છે! અનેક જન્મનાં પુણ્ય જ્યારે ફ્લોન્મુખ થાય ત્યારે માણસને આત્મવિવિદિષા થાય છે! અને એવાં પુણ્યશાળી જીવો પણ ઓછાજ છે! જ્યારે જોનાર-કહેનાર-સુણનારની અછત છે ત્યારે છત કોની છે? તો તેવાઓની કે જે આત્મા વિષે પેટ ભરીને સાંભળે છતાં શમદમાદિ સાધનહીન હોવાથી-આત્માને લગતી સાચી સમજ વિનાનાજ હોય તેમની. આથી હે અર્જુન! આત્મા છે છતાં જણાતો નથી કેમકે તે અતિ સૂક્ષ્મ છે! સૂક્ષ્મ હોવાથી તે જણાતો નથી. નહિ કે તે નથી માટે નથી જણાતો. જે પુરુષાર્થ-સાચા માર્ગે પુરુષાર્થ કરશે અને પુરુષાર્થમાં સહેજે ન ડગશે તેને ઈશ્વરની કરુણાથી અવશ્ય આત્મદર્શન થશે. આમ અહિં સાધકને માટે તીવ્ર પ્રયત્નનો ઉપદેશ છે. તેને હતોત્સાહ કરવાનો ઉદ્દેશ નથી. સાધકે તનતોડ પ્રયત્ન કર્યે જવું. કેમકે પ્રયત્નમાં સિધ્ધિ છે. અપ્રયત્નમાં નથી. ॥ ૨૯ ॥

देही नित्यमवध्योऽयं, देहे सर्वस्य भारत! ।
तस्मात् सर्वाणि भूतानि, न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

હે ભારત! સમસ્ત પ્રાણીઓના દેહમાં આ આત્મા અવધ્ય છે. તેથી ભીષ્મ વગેરે બધાંએ પ્રાણીઓને ઉદ્દેશીને તું શોક કરવા લાયક નથી. ॥ ૩૦ ॥

આમ આત્મદર્શન દુર્લભ છે એમ કહી અર્જુનને પ્રયત્નશીલ બનવા કહ્યું. આત્મદર્શન અશક્ય નથી પણ પ્રયત્નલભ્ય છે. હવે આખાંએ પ્રકરણનો ઉપસંહાર કરતાં કહે છે કે હે અર્જુન! સૌના દેહમાં વસતો આ દેહી સદા અવધ્ય છે અને એ દેહીજ દરેકનું મૂળ સ્વરૂપ છે. તો જે મૂળ સ્વરૂપ છે તે અશોચ્ય છે. અને જે મૂળ સ્વરૂપજ નથી તેનો શોક અવિવેકભર્યો છે. માટે દેહ રહે કે જાય તોપણ તેનો શોક ઉચિત નથી. ન્યાયી નથી. વિસંવાદી છે. માટે એકલા ભીષ્મદ્રોણુજ નહિ સર્વભૂતોનો શોક કરવો અનુચિત છે! તું તો એકલા ભીષ્મ કે દ્રોણુનોજ શોક કરે છે. પણ સત્ય તો એ છે કે કોઇપણ પ્રાણી શોકને યોગ્ય નથી. કેમકે સૌ સ્વરુપે અવિનાશી છે! તો શોક કરવો એ કોઇપણ રીતે સિધ્ધ થઇ શકતું નથી! માટે કર્તવ્ય પરાયણ થા. ॥૩૦॥

**स्वधर्ममपि चावेक्ष्य, न विकम्पितुमर्हसि ।**
**धर्म्याद् हि युद्धाच्छ्रेयोऽन्यत्, क्षत्रियस्य न विद्यते ॥३१॥**

વળી સ્વધર્મને પેખીને પણ તું ચલિત થવા યોગ્ય નથી. કેમકે સ્વધર્મરૂપ યુધ્ધ કરતાં બીજું શ્રેયનું સાધન ક્ષત્રિય માટે નથી. ॥ ૩૧ ॥

આમ આત્મદૃષ્ટિએ શોક વ્યર્થ છે એમ સિધ્ધ કર્યું. હવે ધર્મદૃષ્ટિએ પણ શોક કરવો વૃથા છે એમ સિધ્ધ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! વળી સ્વધર્મને જોતાંયે તું મુંજાવાને અયોગ્ય છે. કેમકે ક્ષત્રિયને ધર્મ્યયુધ્ધથી બીજુ શ્રેય નથી! અર્થાત્ હે અર્જુન! આત્મદૃષ્ટિએ તારો શોક વ્યર્થ છે. શરીરદૃષ્ટિએ પણ નિરર્થક છે. હવે હું તને સ્વધર્મની દૃષ્ટિએ પણ બતાવું છું કે તારો શોક નિષ્પ્રયોજન છે. શાસ્ત્રમાં જેમ આત્મા અવિનાશી છે અને અનાત્મા દેહાદિ વિનાશી છે એમ કહ્યું છે તેમજ ક્ષત્રિયનો ધર્મ યુધ્ધ કરવું એમ કહેવામાં આવ્યું છે. તો એ ક્ષાત્ર ધર્મને સારી પેઠે વિચારતાં પણ તું આ યુધ્ધમાંથી નિવૃત્ત થવા ચાહે એ અયોગ્ય છે. કેમકે શાસ્ત્રે ક્ષત્રિયને માટે યુધ્ધ એ કર્તવ્યકર્મ તરીકે નક્કી કર્યું છે! જે યુધ્ધ ધર્મની સીમામાં પડે છે, તેવા યુધ્ધને ખેલી લેવુ એજ ક્ષત્રિયને માટે શ્રેય છે–કલ્યાણનું સાધન છે! આ યુધ્ધ તેવું–ધર્મની સીમામાં આવે એવું છે. માટે તારા જેવા ક્ષત્રિયપ્રવરને માટે આને ખેલી લેવું એજ શાસ્ત્રોક્ત ધર્મ છે. એ શાસ્ત્રોક્ત ધર્મને સારી પેઠે તું સમજે તોપણ યુધ્ધમાંથી નિવૃત્ત ન થઈ શકે. કેમકે તારે માટે એજ કલ્યાણનો માર્ગ છે. અર્થાત્ પ્રત્યેક માણસને માટે શાસ્ત્રે,

સંપૂર્ણ કલ્યાણને ધ્યાનમાં રાખી, તે તે વર્ણના ધર્મો નક્કી કર્યા છે! ક્ષત્રિય માટે ધર્મ્ય યુદ્ધ એ કલ્યાણનું સાધન છે એમ નિર્મળબુદ્ધિ શાસ્ત્રોએ નક્કી કર્યું છે. તો તું ક્ષત્રિય હોઇ તારે માટે એ કલ્યાણનુંજ સાધન છે. જો તું કલ્યાણનું સાધન ન આચરે તોપછી તને અકલ્યાણજ મળે! તું તો કલ્યાણની પ્રાપ્તિ ઇચ્છે છે. છતાં કલ્યાણના ઉપાયો આચરતો નથી. તો વિના ઉપાયે તો કલ્યાણ કેવી રીતે મળે? માટે ક્ષાત્રધર્મ એ તારો શાસ્ત્રોક્ત વર્ણધર્મ છે. આથી કર્તવ્ય છે. માટે લડ. ॥ ૩૧ ॥

यदृच्छया चोपपन्नं, स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ! लभन्ते युद्धमीदृशम् ॥ ३२ ॥

અને વિના ઇચ્છાએજ પ્રાપ્ત થયેલ, ઉઘડેલાં સ્વર્ગદ્વારવાળું, આવું યુધ્ધ, (તો) હે પૃથાપુત્ર! ભાગ્યવાન ક્ષત્રિઓ મેળવે છે ॥૩૨॥

વળી તારે શોકને તજી યુદ્ધ કરવું રહ્યું. કેમકે વિના માંગ્યે ઉઘડેલું સ્વર્ગનું દ્વાર તને પ્રાપ્ત થયું છે! હે અર્જુન! ભાગ્યશાળી ક્ષત્રિયો આવું યુદ્ધ પ્રાપ્ત કરે છે. અર્થાત્ હે અર્જુન! સ્વધર્મના આચરણને માટે બીજાઓ તક માંગે છે. અને છતાં તેમને મળતી નથી. કેમકે સ્વધર્મના આચરણથી મનુષ્યને કલ્યાણ મળે છે. તો ઘણાંને જે માગ્યા છતાં મળતું નથી, તે તને વિના માંગ્યે મળે છે. તારે માટે સ્વર્ગનું ઉઘાડું દ્વાર પ્રાપ્ત થાય છે! કેમકે યુદ્ધમાં ખપી જનારને માટે સ્વર્ગદ્વાર હમેશાં ખુલ્લાં હોય છે. જાતિ દેશ કે આત્માના કલ્યાણ ખાતર જે ક્ષત્રિય યુદ્ધમાં હોમાઈ જાય તેની દુર્ગતિ નથી થતી પરંતુ તે સીધો સ્વર્ગમાં જાય છે એવું શાસ્ત્રકથન છે! તારે માટે તો આ સ્વર્ગનું દ્વાર એની મેળે વિના માગ્યે ઉઘડ્યું છે. તો પછી તુ કાયર કેમ બને છે? વળી બીજાને જે યુધ્ધ મળે તેના કરતાં તને જે યુદ્ધ મળે તેમાં એક વિશેષતા છે! તું ભાગ્યશાળી છે કેમકે 'આવું' યુદ્ધ તને પ્રાપ્ત થાય છે. આવું એટલે કે જેમાં ભીષ્મ દ્રોણ વગેરે મહારથીઓ પ્રતિયોધ્ધાઓ છે! ભલા! જે યુદ્ધમાં ભીષ્મ વગેરે ભડવીરો સામા હોય તે યુધ્ધ ખેલવામાંએ ગૌરવ છે. પુણ્યશાળી ક્ષત્રિઓ-ભાગ્યવાનોને આવું યુધ્ધ મળે! તો પછી તારા ભાગ્યનો જેમાં ઉદય છે તેમાં તેનો અસ્ત માની તાગું શાને કરે છે? ઉઠ ઉભો થા! યુદ્ધ કર! ॥ ૩૨ ॥

अथ चेत् त्वमिमं धर्म्यं, संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च, हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

હમણાં જો તું આ ધર્મ્યસંગ્રામ કરશે નહિ તો સ્વધર્મ તથા કીર્તિને ગુમાવી, તું પાપને પ્રાપ્ત કરશે. ॥ ૩૩ ॥

જો તુ આ ધર્મપ્રાપ્ત યુદ્ધ ન કરીશ તો તને કયો દોષ લાગશે તે પણ સમજી લે. જો તું આ ધર્મયુક્ત યુધ્ધ ન કરીશ તો, પછી સ્વધર્મ અને કીર્તિને ત્યજીને પાપ પ્રાપ્ત કરીશ. યુદ્ધ કરવું એ ક્ષત્રિયનું શાસ્ત્રવિહિત નિત્યકર્મ છે. જે શાસ્ત્રવિહિત નિત્યકર્મ હોય તેનેજ સ્વધર્મ કહે છે. તારે માટે આ યુધ્ધ એ શાસ્ત્રકથિત નિત્યકર્મ છે. જો તું એ ન કરે તો પછી સ્વધર્મનું પાલન ન થાય .અને જ્યાં નિત્યકર્મ–સ્વધર્મનું પાલન ન હોય ત્યાં પાપનો સ્પર્શ અનિવાર્ય છે. કેમકે નિત્યકર્મનો ત્યાગ એ પાપ છે. કર્તવ્યનું કર્તવ્ય બુદ્ધિથી પાલન એ ધર્મ છે–પુણ્ય છે. પરંતુ તેનો ત્યાગ કરવો એ અધર્મ છે. પાપ છે. તો પોતાના ધર્મને ન પાળવારૂપ જે પાપ તે પાપનો તું ભાગી થશે અને પાપમાંથી તો ભાગ્યોદય નથી થતો. વળી તેં પહેલેથીજ કીર્તિની સારી સરખી કમાણી કરી છે. લોક જાણે છે કે અર્જુન તો શૂર–વીર–યુધ્ધમાં કદી પીઠ ન બતાવનારો છે! તારાં નિરતિશય પરાક્રમથી પ્રાપ્ત થયેલ આ વિશ્વવ્યાપી કીર્તિ પણ તારી આ હઠથી તો લુપ્ત થશે. આમ સ્વધર્મનું આચરણ ન કરવાથી તને નરક સ્થાન મળશે અને લોકોમાં પ્રસિદ્ધ એવી તારી કીર્તિનો લોપ થશે. નરકપાત અને કીર્તિલોપ મેળવવા જેવી ચીજો નથી! માટે લડ. કર્તવ્ય કર્મમાં નિમગ્ન થા. ॥ ૩૩ ॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

અને વળી પ્રાણીઓ તારી અક્ષય અપકીર્તિ ગાશે. તથા સંભાવિતને અપકીર્તિ (તો) મરણથી અધિક નિવડે છે. ॥ ૩૪ ॥

અને વળી આટલુંજ નહિ. તારી કીર્તિ જાય તેનું બહુ દુઃખ ન રાખીએ તોપણ, તે ઉપરાંત, આ તારી હઠથી તને જે મળશે, તેનો પણ વિચાર કરવો યોગ્ય છે. સંભાવિત કે અસંભાવિત–પ્રાણીમાત્ર તારી અક્ષય્ય

અપકીર્તિ વદશે અને ભલા ! સંભાવિતને માટે અકીર્તિ–અપકીર્તિ તો મરણથીએ અદકી છે, અર્થાત્ હે અર્જુન ! હાલીમવાલી–યોગ્ય–અયોગ્ય–પ્રાણીમાત્ર તારી અપકીર્તિ ગાશે. અર્થાત્ ઘરેઘર–સમાજે સમાજે, લોકો તને "બાયલો–ક્ષત્રિય થઇને પીઠ બતાવનાર–નપુંસક" એમ નિન્દશે ! અને આ અપકીર્તિ ચિરંજીવ રહેશે. જ્યાંસુધી જગત ચાલશે ત્યાંસુધી આ અપકીર્તિ જીવતી રહેશે ! આવી ચિરંજીવ અપકીર્તિનો વારસો એ સ્વધર્મના ત્યાગનું ફળ છે. પણ હે અર્જુન ! યાદ રાખ કે તારા જેવા માન્ય પુરુષને માટે તો મરણ, અપકીર્તિ કરતાં ચઢીઆતું છે. વિશુધ્ધ–કીર્તિ–પુરુષનું–યુધ્ધમાં મોત, એતો પુત્રોત્સવ જેવો આનન્દનો પ્રસગ છે ! કલકિત કીર્તિ પુરુષનું જીવન, જીવન્મરણ છે ! એવા જીવે તોયે શું અને મરે તોએ શું ? તું સંભાવિત છે તો તારી અપકીર્તિ તને મરણથી અદકી લાગવી જોઇએ. માટે હે અર્જુન ! તારો હઠાગ્રહ છોડી કર્તવ્યકર્મમાં નિમગ્ન થા. ॥ ૩૪ ॥

भयाद् रणादुपरतं, मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

(સ્હામા પક્ષના) મહારથીઓ ત્હને બ્હીકથી રણમાંથી પરાઙ્મુખ થયેલો માનશે. તથા જેમનો તું બહુ માનીતો છે તેમની સામે પરાઙ્મુખ થઇ લઘુતાને પામશે. ॥ ૩૫ ॥

વળી અર્જુન વિચાર ! મહારથીઓ તને ભયનો માર્યો રણમાંથી નિવૃત્ત થયેલો માનશે ! અને જેઓને તું બહુમાન્ય છે તેનો બહુમાન્ય થઇને તું લઘુતાને પામીશ ! અર્થાત્ હે અર્જુન ! તું કયા કારણથી યુધ્ધમાંથી વિરામ લે છે એ જાણવાની જગતને પડી નથી ! અને જગત તો તારો યુદ્ધ નિવૃત્તિનો સાચો હેતુ જાણશે નહીં. અને તેમાંએ વળી શત્રુપક્ષના લોકો તો તારી યુદ્ધ નિવૃત્તિની જે મનોદશા છે તેનો પોતાને લાભ થાય એવો અર્થ કરશે. તેઓ કહેશે કે અર્જુનનામાં તે શી તાકાત ? બીચારો કર્ણ વગેરેને જોઇ નિજ હેબતાઇ ગયો ! અને ભયનો માર્યો રણમાંથી પલાયન કરી ગયો ! વળી તું ભીષ્મ વગેરેની દૃષ્ટિમાં બહુમાન્ય છે. તારા શૌર્ય પરાક્રમ વગેરે અનન્ય પ્રાપ્ય ગુણોથી તેં ભીષ્માદિ મહારથીઓમાં તારે માટે સન્માન પેદા કર્યું છે ! તે ભીષ્માદિઓનો તું બહુ માનીતો થઇને આ કર્મથી–યુદ્ધ નિવૃત્તિથી તો તું તેમની દૃષ્ટિમાં હલકો પડશે. અને એક વખત સંમાનિત થઇને બીજી વેળા કોઇની દૃષ્ટિમાં

હલકા પડવું એ તો મરણતુલ્ય વ્યથાજનક હોવું જોઈએ. માટે તું વિચાર! અને જલ્દી કર્તવ્ય કર. ॥ ૩૫ ॥

अवाच्यवादांश्च बहून्, वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं, ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

તથા તારા શત્રુઓ તારા સામર્થ્યને નિન્દતાં અનેક પ્રકારના ન બોલવાને યોગ્ય બોલો બોલશે. તેથી ખરે! વધારે દુઃખ શું? ॥૩૬॥

વળી હે અર્જુન! તું જેમનો માનીતો છે તે તો કદાચ તારા તરફના હેતને લીધે કશું ન કહે! પણ તારા શત્રુઓ! તારા શત્રુઓ તો બોલ્યા ન જાય એવાં અનેક વાક્યો બોલશે તારી શક્તિને નિન્દશે. ભલા! એના કરતાં વધારે દુ:ખ તે કયું? અર્થાત્ દુર્યોધન વગેરે તારા શત્રુઓ તો તારી આ નીતિનો લાભજ ઉઠાવશે. અને "બ્હીકના માર્યા રણ ત્યાગનારનું તે વળી શું પરાક્રમ" એમ તારા સામર્થ્યની નિન્દા કરતાં, ન કહેવાના અનેક શબ્દો તને કહેશે. અર્થાત્ 'અર્જુન તો વ્યંઢળ છે–સ્ત્રીહૃદય છે–દુર્બલ મનવાળો છે" એવા એવા અનેક અપશબ્દો કહેશે. અને આવા કર્ણકટુ, મર્મઘાતી વાક્યબાણોથી વધીને તે બીજું શું દુઃખ હોઈ શકે? તું જો નપુંસક હોય તો હવે તો ન લડે. ॥ ૩૬ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय !, युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

હણાયેલો તું સ્વર્ગ પામીશ અગર તો જીતીને તું પૃથ્વીને ભોગવશે. તેથી હે કુન્તીપુત્ર! યુધ્ધને માટે કરેલા નિશ્ચયવાળો તું ઉભો થા! ॥ ૩૭ ॥

તો હે અર્જુન! તારૂં અત્યારે શું કર્તવ્ય છે તે હું તને કહું. તું બધી માથાફોડ છોડ અને એક નિશ્ચય ઉપર આવી જા આ ઘડીએ તો આજ નિશ્ચય હોય. જો તું હણાયો તો સ્વર્ગને પામીશ. અગર તો જીતીને પૃથ્વીનો ઉપભોગ કરીશ. માટે હે અર્જુન! યુદ્ધને માટે કૃતનિશ્ચયી તું ઉઠ! અર્થાત્ હે અર્જુન! આ ઘડીએ આટલુંજ પરિણામ આવશે કાં તો તું હણાએ. અને યુદ્ધમાં સામી છાતીએ હણાનારને માટે સ્વર્ગ તૈયાર છે. અને સ્વર્ગ એ

પૃથ્વીલોક કરતાં ઓછું પસંદ કરવા જેવું નથી! એટલે તારૂં જો મોત થશે તો તને પૃથ્વીલોક કરતાં અનેકગણાં સુખવાળા સ્વર્ગનો લાભ થશે. અને આ તો યુધ્ધ છે. એટલે જો તું જીત્યો તો તો આ પૃથ્વીનો ઉપભોગ કરીશ. અર્થાત્ નિષ્કંટક સામ્રાજ્ય પ્રાપ્ત કરીને પૃથ્વીના સંપૂર્ણ ભોગો ભોગવીશ. આ જોતાં બન્ને બાજુએ લાભનુંજ પલ્લું છે. તોપછી મારૂં અગર તો મરૂં એવો નિશ્ચય કરીને તું યુધ્ધને માટે તૈયાર થા. ઉઠ. આમ ઉભયપક્ષે જ્યારે લાભજ છે તોપછી ખરખરો શાનો? અર્જુન! ખરખરાને માટે વિવર નથી! બસ. હવે તો યુદ્ધ યુદ્ધ ને યુદ્ધજ તારે માટે કર્તવ્ય છે. માટે ઉઠ. ॥ ૩૭ ॥

**सुखदुःखे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

સુખ તથા દુઃખ, લાભ તથા અલાભ અને જય તથા પરાજય ને સમાન કરી, ત્યારબાદ યુધ્ધ માટે ઉદ્યોગી થા. એવી રીતે પાપને પામીશ નહિ. ॥ ૩૮ ॥

આમ યુધ્ધદ્વારા સ્વર્ગપ્રાપ્તિ ભગવાને બતાવી ત્યારે અર્જુનને સ્હેજ હસવુ જેવું આવ્યું. તેણે વિચાર્યું કે ભગવાન પણ ઠીક ગમ્મત કરે છે. પાપ કરાવીને પુણ્યનું ફળ મેળવવા ફાંફાં મરાવે છે. અર્જુન કહે છે કે હે ભગવન્! આપ ઠીક પાણી ચઢાવી રહ્યા છો. પણ કૃપા કરીને કહેશો કે સ્વર્ગ કેવી રીતે મળે ! યુધ્ધને માટે ઉઠું અને યુદ્ધમાં હિંસા તો અવશ્ય થવાની અને કરેલું કર્મ, પછી પુણ્ય હોય કે પાપ હોય-ફળ આપ્યા સિવાય રહેતું નથી. હિંસા એ પાપ કર્મ છે અને પાપ કર્મનું ફળ પુણ્ય કર્મના ફળને અટકાવે છે. સ્વર્ગ એ તો પુણ્યલભ્ય છે. આપ તો સ્વર્ગને પાપલભ્ય મનાવો છો. તો કહો કે આ પાપ કરીને પુણ્યનું ફળ સ્વર્ગ કેવી રીતે મેળવું? આવું સાંભળી ભગવાન હસ્યા. તેમણે જાણ્યું કે હજી અર્જુનને સ્પષ્ટ સિદ્ધાંતની સમજ નથી! એટલે હવે તેને અતિસ્પષ્ટ રીતે પાપ પુણ્ય ઉભયને તરી જવાનો રાજમાર્ગ ઉપદેશે છે! ભગવાન કહે છે કે હે અર્જુન! બેબાકળો ન બન! જરા ધીરજથી અને સમજપૂર્વક મારો ઉપદેશ તું હૃદયમાં ગ્રહણ કર. હું તને શું કહી રહ્યો છું એને જરા વિચાર. માંગળ ક્ષ્વનમાં કેમ વર્તવું એનો તને હવે રાજમાર્ગ બતાવી રહ્યો છું. સુખ અને દુઃખ, લાભ અને અલાભ, જય અને પરાજય, એ બધાને સરખાં કરીને ત્યારબાદ યુદ્ધને માટે ઉદ્યોગ કર. આમ કરવાથી પાપ ન પામીશ.

અને અહીં ભગવાન પોતાની મનોદશાને સ્પષ્ટ કરે છે. માણસને જીવનના તમામ અનુભવોનું પ્રથક્કરણ કરતાં સુખ અને દુઃખ એવા બેજ પ્રકારના અનુભવો મળે છે. ગમે તે અનુભવ હો, ક્યાં તો તે સુખકોટિમાં પડ્યો હશે કે ક્યાં તો દુઃખકોટિમાં. સુખ અને દુઃખ જ્યાંસુધી માણસમાં રાગ અને દ્વેષ છે ત્યાંસુધી રહેવાનાંજ. સુખ અને દુઃખના અનુભવમાં રાગદ્વેષ જોખમદાર છે. જો એ રાગ અને દ્વેષના સાણસામાંથી માણસ મુક્ત થાય તો તો સુખ દુઃખથી પર થાય. રાગ અને દ્વેષ એ અહંભાવ મૂલક છે. અહંભાવ અજ્ઞાન મૂલક છે. જ્યાંસુધી અજ્ઞાન જીવે છે ત્યાંસુધી અજ્ઞાનના આ ચિરંજીવીઓ ન મરે! અજ્ઞાન જ્ઞાનદ્વારા નાશ પામે. જ્ઞાન—આત્મજ્ઞાનદ્વારા અજ્ઞાનને વધ્ય વીર્ય કરનારામાં અહંભાવ નથી અને અહંભાવ ન હોય તેને રાગદ્વેષ નથી અને રાગદ્વેષ નથી એટલે તે સુખ દુઃખ બન્નેને સમાન ગણે છે—અનુભવે છે! લાભ અને અલાભ સુખ દુઃખના કારણ છે. જય અને પરાજય એ લાભાલાભનું કારણ છે રાગદ્વેષથી કરાયેલાં કર્મો પાપપુણ્યના કારણરૂપ બને છે. વિના રાગદ્વેષે કરેલાં પાપ પુણ્યને જન્માવનાં નથી. આત્મજ્ઞાની માણસ રાગદ્વેષથી પ્રેરાઇને કર્મ કરતો નથી. તેને માટે તો કર્મ કરવાં એ એની ફરજ છે. પછી તે કર્મ હિંસાત્મક હોય વા અહિંસાત્મક. વિના રાગદ્વેષે કરેલાં કર્મો કર્તાને પાપપુણ્ય વિધ્ધ કરી શકતાં નથી. આથી હે અર્જુન! કર્તવ્ય કઠોર હોય તેથી ગભરાઈ જવાની કશી જરુર નથી. આ અતિવિષમ, કઠોર, નિર્દય લાગતાં કર્મમાં તું વિના રાગદ્વેષે પ્રવૃત્ત થા. સુખ દુઃખ—લાભાલાભ અને જયાજયનું સમીકરણ કર. તારે એ દ્વારા કાંઈ મેળવવાનું છે એ બુધ્ધિ ન રાખતાં તારું એ સ્વયં પ્રાપ્ત કર્તવ્ય છે. એમ સમજ અને લડ. રાગદ્વેષથી પર થઇને કર્તવ્ય બુદ્ધિથી વર્ણ કે આશ્રય ધર્મનું પાલન કરનારને માટે પાપનો ક્યાંયે ભય નથી! આત્મજ્ઞાન મેળવી કર્તવ્યનો નિર્ણય કરી કર્તવ્ય બુધ્ધિથી કર્તવ્યમાં પ્રવૃત્ત થયેલને માટે હિંસક કે અહિંસક કર્મ એ કર્તવ્ય છે. આત્મજ્ઞાનનો એતો પ્રભાવ છે. આત્મજ્ઞાનપૂર્વક કરેલું કર્મ નિષ્કામજ હોય અને જ્યાં નિષ્કામભાવે—રાગદ્વેષના સમીકરણભાવે કર્મ કરાય ત્યાં કશી ભીતિ નથી. હાં. રાગદ્વેષથી જેનું હૃદય વિષમભાવી છે, ડોહોળાયેલું છે, તેને માટે તો એ પાપ છે. માટે વિનારાગદ્વેષે—કર્તવ્યને ખાતર કર્તવ્ય કરવું એ આત્મજ્ઞાનનો ઉચ્ચતમ આદેશ છે! પાપમાંથી છૂટવાનો આજ રાજમાર્ગ છે. માટે હે અર્જુન! રાગદ્વેષમૂલક સુખદુઃખનું લાભાલાભનું જયાજયનું સમીકરણ કર અને એ સમીકરણ કર્યાબાદ તું યુધ્ધ કર. એમ કરતાં તને પાપ નહિ લાગે અને માણસ માત્રે આજ રીતે કર્મ કરવાં રહ્યાં! રાગદ્વેષને

વિદાય આપી, કર્તવ્ય કર્મને કર્તવ્યના પ્રેમ ખાતર કરવાથી કર્મમાત્ર હતપ્રભાવ બની જાય છે. એવી રીતે કર્મ કરવાથી માણસ પાપ પુણ્યથી પર થાય છે. પુણ્ય પાપથી પરપુરુષ યથાકાળે મુક્ત થાય છે! આમ કર્મ જે રીતે કરવાં જોઇએ તે રીતે કરવાની ચાવી જો હાથ લાગે તો તે ચાવીદ્વારા મોક્ષનાં દ્વાર પણ ખુલે છે! ॥ ૩૮ ॥

**एषा तेऽभिहिता सांख्ये, बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ !, कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥**

આ ત્હને સાંખ્યમાં-(જ્ઞાનયોગના આશ્રયે), (સ્વકર્તવ્ય વિષયક) મતિ કહી. તથા કર્મયોગમાં આને (સ્વકર્તવ્યગોચર બુધ્ધિને) સાંભળ. જે બુદ્ધિ સાથે સંયુક્ત થયેલ તું, હે પાર્થ! કર્મના બન્ધને ત્યાગશે. ॥ ૩૯ ॥

અત્યારસુધી ભગવાને જ્ઞાનયોગનો મહિમા વર્ણવ્યો. અર્થાત્ માણસે આત્માને લગતી કેવી સમજવાળા હોવું જોઇએ એ સમજાવ્યું. હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિ પછી કેવી રીતે જીવનમાં વર્તવું જોઇએ, એ સમજાવવું રહ્યું. કેમકે સાચું જ્ઞાન વ્યવહારભૂમિમાં ઉતારવું જોઇએ, જે જ્ઞાન કેવળ મનમાજ રહે, વાણીમાંજ રહે, પણ વર્તનદ્વારા પ્રકટ ન થાય તે જ્ઞાન વાંઝીયુ છે! આથી આત્મજ્ઞાનનો શો પ્રભાવ છે તે વર્ણવવો રહ્યો. અર્થાત્ આત્મજ્ઞાન નિષ્કામ કર્મયોગમાં પરિણમે છે અને આત્મજ્ઞાનમાંથીજ સિધ્ધ થતા કર્મયોગનાં પ્રકરણની શરૂઆત કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! આ તને સાંખ્ય યોગમાં બુધ્ધિ કહી અને કર્મયોગમાં કહુ છુ તે સાંભળ. જે બુધ્ધિથી યુક્ત થયેલ તું કર્મ બન્ધને ત્યાગશે. અર્થાત્ હે અર્જુન! "અશોચ્યનો તું શોક કરે છે." થી માંડી "એ પ્રમાણે તું પાપ ન પામીશ." સુધીના સદર્ભમાં મે તને સાંખ્યને લગતી બુધ્ધિ કહી. સાંખ્ય શબ્દનો અર્થ આત્માને લગતું, બુધ્ધિથી નિષ્પન્ન જ્ઞાન થાય છે. અર્થાત્ આત્મજ્ઞાનને લગતી સમજ મેં તને આપી. પોતાની જાત વિષે માણસને કેવો નિશ્ચય હોવો જોઇએ, કેવી નીતરી સમજ હોવી જોઇએ એ મેં તને અત્યારસુધી કહી અર્થાત્ આત્મા અજ-અવિનાશી છે. દેહ જન્મમરણથી આક્રાન્ત છે. માટે દેહનો કે આત્માનો-કોઇનો શોક વિચારમણીય નથી. માટે આત્માને અમર જાણી માણસે સસારમાં કાયર બનવું ન જોઇએ. આવી આત્મા અનાત્માને લગતી-તાર્કિક

સમજ અત્યારસુધી તને મેં આપી. હવે હું તને યોગને લગતી સમજ આપું છું તે સાંભળ. યોગ એટલે કર્મયોગ. જે માણસને આત્માને લગતી તાત્વિક સમજ છે તે માણસે કર્મ કેવી રીતે કરવાં જોઇએ તે હું તને કહું છું. અર્થાત્ આત્મજ્ઞાનમૂલક જે નિષ્કામ કર્મયોગ છે તે નિષ્કામ કર્મયોગને લગતી તને સમજ આપું છું. ભલા ! આ સમજ જો તને હૃદયમાં ઉતરી ગઈ તો પછી એ સમજના બળે તું કર્મમાત્રના બંધનને ત્યજવા સમર્થ થઇશ. અર્થાત્ જેને કર્મયોગને લગતી તાત્વિક સમજ થશે તે માણસ કર્મ કરશે અને છતાં કર્મના ફ્લથી બધાશે નહિ. આમ કર્મ કરવા છતાં કર્મફ્લનો લેપ નહિ લાગવો એ અદ્દભુત છે ! વિચાર યોગ્ય છે. માટે પરમાત્મા કહે છે કે હે અર્જુન ! અત્યારસુધી તને જે આત્મજ્ઞાન આપ્યું એ આત્મજ્ઞાનનાજ અનિવાર્ય ફ્ળરૂપે કર્મ કેમ કરવાં એની સમજ હોય છે. એ આત્મજ્ઞાનમાંથી દોહવાતી કર્મયોગને લગતી જે સમજ છે તે સમજ હું હવે આપું છું તે તું સાંભળ. એ સમજ જો ત્હારામાં સ્થિર થઈ તો પછી કર્મ તને બન્ધક નહિ રહે. આમ ભગવાન અહીં કર્મયોગની સ્તુતિ કરે છે અને તે સ્તુતિદ્વારા અર્જુનને અભિમુખ કરે છે. ॥ ૩૯ ॥

**नेहाभिक्रमनाशोऽस्ति, प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य, त्रायते महतो भयात् ॥ ४० ॥**

આમાં (કર્મયોગમાં) પ્રારંભનો નાશ નથી. પાપ નથી. આ (કર્મયોગરૂપી) ધર્મનું સ્હેજ પણ (આચરણ) મહાન ભયમાંથી બચાવે છે. ॥ ૪૦ ॥

કર્મયોગની મહત્તા કઈ છે એ વર્ણવતાં કર્મયોગનો ભગવાન યથાર્થ ખ્યાલ આપે છે. હે અર્જુન ! તને શું કહું ? આ કર્મયોગમાં અભિક્રમનો નાશ નથી ! એમાં પાપ નથી ! અરે ! આ ધર્મનું સ્હેજ પણ આચરણ મહાન ભયમાંથી ઉગારે છે ! આ શ્લોક અતિકૂટ છે. અદ્દભુત રહસ્યમય છે ! યથામતિ એને સમજવાનો પ્રયત્ન કરીએ.

ભગવાન કહે છે કે કર્મયોગમાં અભિક્રમનો નાશ નથી અભિક્રમ એટલે શરુ કરેલું કર્મ એ શરુ કરેલું કર્મ જો ફોગટ જાય તો તેનો નાશ થયેલો ગણાય. જે કર્મ કાંઈ ફ્ળ ન આપે તે કર્મ નષ્ટજ થાય પરંતુ કર્મયોગમાં તો કોઇપણ કર્મનો નાશ નથી. એટલે કે ફ્ળ આપ્યા શિવાય કોઇપણ કર્મનો નાશ થતો નથી.

આ વાત સમજવા પહેલાં કર્મયોગ એટલે શું તે પણ સમજી લેવું રહ્યું. નહીં તો કશો સન્તોષકારક, હૃદયનું સમાધાન થાય એવો અર્થ ન ઉપજે. જાતને જાણી, ભક્તિપૂર્વક, કોઈપણ જાતની કામના શિવાય, કોઈપણ, વર્ણાશ્રમને ઉચિત, શાસ્ત્રસિધ્ધ, લોકસમત કર્મ કરવું એટલે કર્મયોગ. જે માણસ જાતને જાણે તેને પરમાત્મા ઉપર ભક્તિ થયા શિવાય રહે નહિ. કેમકે ભક્તિને આત્મજ્ઞાન સાથે સમવાય સંબધ છેજ. જે માણસે જાતને જાણી તેને ભક્તિ કુદરતી હોવાનીજ. એ ભક્તિ એટલે પરમપ્રેમ. પરમાત્મા ઉપર પરમપ્રેમ એટલે ભક્તિ. પરમાત્મા વિશ્વમય છે અને વિશ્વથી અતીત પણ છે. વિશ્વમય પરમાત્મા ઉપર આત્મજ્ઞાનીનો આત્મીય પ્રેમ હોવાનોજ. આ પ્રેમ વાંઝીઓ તો હોયજ નહિ. કેમકે જે પ્રેમ વાંઝીઓ, તે પ્રેમ પ્રેમજ નહીં હોય. સાચો પ્રેમ, જેના ઉપર આપણને પ્રેમ હોય તેને ખાતર ઘસાઈ છૂટતાં શીખવે-અને પ્રેમમાં સ્વાર્થ હોયજ નહિ. એટલે પ્રેમને યોગ્ય એવા જે વિશ્વરૂપ પરમાત્મા તે પરમાત્માને ખાતર ઘસાઈ જવું એ આત્મજ્ઞાની પરમાત્મપ્રેમીને માટે અનિવાર્ય છે. આનુંજ નામ નિષ્કામ કર્મયોગ છે! ભગવાને અત્યાર-સુધી આત્મજ્ઞાન આપ્યું. એ આત્મજ્ઞાન ઉપલી વિચારસરણીએ સ્વાર્થની શૂન્યતામાં પરિણમે અને નિઃસ્વાર્થભાવે-નિષ્કામભાવે-લોક કલ્યાણ માટે જ્ઞાનીને પ્રેરે એ એનો સ્વાભાવિક ધ્વનિ છે! આવા નિષ્કામભાવે જે અભિક્રમ થાય, જે કર્મારંભ થાય તે કર્મ કદી નિષ્ફળ ન થાય! આ વાતને દૃષ્ટાન્તથી સમજીએ. માણસને આત્મજ્ઞાન થયું છે. તેવો માણસ વિશ્વરૂપ ભગવાનની સેવા કરવી જોઇએ એમ સમજે છે. ધારો કે એવો માણસ-એક દિવસ રસ્તા ઉપરથી પસાર થઈ રહ્યો છે. રસ્તા ઉપર જતાં તેણે એક ગાયને જોઈ. એ ગાયને તેના દેખતાં અકસ્માત નડે છે અને એના પગમાંથી લોહી નીકળે છે. પેલા આત્મજ્ઞાની માણસને આ પ્રસગ એ સેવાનો-નિષ્કામ કર્મ કરવાનો પ્રસંગ છે. તે ગાય પાસે દોડી જશે અને ગાયને પાટા બધાવશે. ગાયને જ્યારે પાટા બંધાવે છે અને તેના દર્દને દૂર કરે છે ત્યારે તે માણસના મનમાં આ ગાય મને દૂધ આપશે, માખણ આપશે, મારે માટે અમુક કરશે, વગેરે વગેરે સ્વાર્થી ખ્યાલો હશેજ નહિ. તેના હૈયામાં તો આ ગાય દુઃખી થઈ છે. એનું દુઃખ યથાશક્તિ દૂર કરવું જોઇએ. કેમકે એ મારી ફરજ છે અને એ ફરજ મારે યથાર્થપણે દૂર કરવીજ જોઇએ. કેમકે એ મારું કર્તવ્ય છે. ગાયની સેવા પાછળ કોઈ સ્વાર્થી હેતુ નથી! આ નિસ્વાર્થભાવે જે કર્મ તે જ્ઞાની માણસ કરે તેનું તત્કાળ ફળ મળે છે. તેમાં વિલબ થતો નથી! એ ફળ તે કર્તવ્ય બજાવવાનો, આત્મસંતોષ. મે મારુ કર્તવ્ય યથાર્થ રીતે

કર્યું છે, એવો જે હૃદયનો પરિતોષ-એ કર્મ કર્યા પછી આત્માની જે પ્રસન્ન સમ્મતિ-એ પ્રસન્ન સમ્મતિ-આત્મપરિતોષનો અનુભવ એજ કર્મયોગનું ફળ છે! અર્થાત્ નિષ્કામભાવે કરેલું કર્મ માત્ર હૃદયને સ્વચ્છ કરે છે. આ સૌનો કોઈક વખતે પણ અનુભવ હશેજ. કેમકે જીવમાત્ર એક દિવસ કર્મયોગની સીડી ઉપર ચઢવાનો છે. ભગવાન જીવનમાં સૌ કોઈને આવા અનુભવ જાણ્યે અજાણ્યે પણ કરાવે છે. આમ નિષ્કામ કર્મ હૃદયશુધ્ધિ આણે છે અને એ હૃદયશુદ્ધિની સ્થિરતા થતાં માણસ મુક્ત થાય છે. હૃદય શોધ એ તો જીવનનું ધ્યેય છે! એટલે પ્રત્યેક નિષ્કામ કર્મ હૃદયની સ્વચ્છતા સાધતું હોવાથી કદી નિષ્ફળ નથી! હવે એક વાત બીજી પણ અહીં ધ્યેય છે! આ શુદ્ધિનો પ્રયોગ અધિકારી ભેદે કાંતો લંબાય છે કે કાંતો એક જીવનમાંજ પૂર્ણ થાય છે! જેને ચાલુ જીવનમાં આ પ્રયોગની પૂર્ણતા ન પ્રાપ્ત થાય તે ધીરજ ન ખુવે. જન્મ જન્માન્તર સુધી અખંડપણે ચાલતા આ પ્રયોગમાં વિહ્વળતા, ધીરજનો અભાવ સેવવાની કશી જરુર નથી. જેને આ જીવનમાં પૂરી હૃદયશુદ્ધિ ન થઈ તે આવતા જન્મમાં, જ્યાંથી બાકી હતું ત્યાંથીજ પાછું શરુ કરે છે. એટલે મુંબઈ જવાને નીકળેલો માણસ જો પાલઘર સુધી આજે જઈ શક્યો તો આવતી કાલે પાછો પાલઘરથી આગળ વધશે. તે જો વલસાડથી નીકળ્યો હોય તો તેને પાછું આવતી કાલે વલસાડથી શરું કરવું પડતું નથી! એતો જ્યાંથી બાકી રહ્યું ત્યાંથી આગળ ચાલવાનું. અર્થાત્ પાલઘર સુધીનું પ્રયાણ કદી નિષ્ફળ નથી. તેમ જે માણસ કર્મયોગના રાજમાર્ગ ઉપર સ્હેજપણ-એક તસુ પણ ચાલ્યો છે તેને બીજી વખતે તેટલો તસુ તો ઓછુંજ ચાલવાનું અર્થાત્ કર્મયોગમાં આરંભનો કદી નાશ નથી, એવી ભગવાનની ઉક્તિ, યોગ્યજ છે! માટે માણસે સાચું જ્ઞાન મેળવી-મેળવતાં જઈ-નિષ્કામભાવે કર્મ કરવાનો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. પ્રત્યેક નિષ્કામ કર્મ તેને તેના ધ્યેયની વધારે નજીક લઈ જશે. એક પળ એવી આવશે કે જ્યારે તે સ્વયં નિષ્કામતાની સાક્ષાત્ મૂર્તિ બની રહેશે અને નિષ્કામ કર્મયોગની સાક્ષાત મૂર્તિ બનવું એટલે પરમાત્મભાવની પ્રાપ્તિ એમ જરુર સમજવું. આમ જ્ઞાનનો શો પ્રભાવ છે તે ભગવાને કહ્યું.

ઉપલા વિવેચનમાં "અભિક્રમનો કર્મયોગમાં નાશ નથી" એટલું સમજાયું હશે. ભગવાન કહે છે કે કર્મયોગનું માહાત્મ્ય એથી પણ અદકું છે. એમાં એટલે કે નિષ્કામભાવે કરેલાં કર્મમાં પાપ નથી! ઉપર આપેલું ગાયનું દૃષ્ટાન્તજ અહીં પણ ઉપયોગી થશે. જ્ઞાની માણસે પોતાની ફરજ સમજી

ગાયને પાટો બાંધ્યો! ગાયને પોતાની ફરજ સમજી પાટો બાંધવો એ નિષ્કામ કર્મ થયું. ધારો કે તે ગાયને આ પાટાથી આગમ ન થયો. અને એનો ઘા દિવસે દિવસે વધતો ગયો! અને પેલા મલમપટાનો પાટો હવે નિરર્થક થઈ ગયો! તો જે પાટો બાંધવાનું કામ તે તો પૂરું થયું નહિ અને વચ્ચેથીજ પડતું મૂકાયું! તો જે કામ પૂરૂ થાય નહિ અને વચ્ચેથીજ પડતું મૂકાયું– તે કામની સંપૂર્ણતા ન થવા બદલ – મધ્યમાંજ તે અટકી જવા બદલ પાટો બાંધનાર કદી જોખમદાર ન ગણાય! પાટો બાંધનારને તો પાટો બાંધવો અને તે સારામાં સારી રીતે બાંધવો એટલોજ હક્ક હતો. પછી તે પાટો વચ્ચેથી છોડી નાંખવો પડે કે ગમે તે કરવુ પડે તેનાથી તે બાંધનારને કશુ જોખમ નથી! તેમ નિષ્કામ કર્મ કરનારને તો પોતે ફરજ તરીકે સ્વીકારેલુ કર્મ પોતાનાથી બની શકે તેટલું સપૂર્ણ સારી રીતે બજાવવુ એટલુજ કરવાનો અધિકાર છે. પછી તે કર્મ સપૂર્ણ થવુંજ જોઇએ, વચ્ચે નજ અટકવું જોઇએ એવો તેને માટે નિયમ નથી. કેમકે માણસ સપૂર્ણ જગતની પરિસ્થિતિ ઉપર કાબુ ધરાવતો નથી! તે ઈશ્વિર નથી! તે કર્મને સંપૂર્ણ ઠરાવવું એ ઇશ્વરની ઇચ્છાને અધીન છે! પણ જો તેવુ કર્મ વચ્ચેજ અધૂરૂ રહે અગર તો તે વિગુણ થાય તો તેમા કરનારનો દોષ નથી તેને પાપ લાગતું નથી કેમકે ફરજ સમજીને યથાશક્તિ સારામાં સારી રીતે સ્વધર્મને બજાવવામાંજ કરનારના પ્રયત્નની ઈતિશ્રી છે. આમ નિષ્કામ કર્મ પૂરુ ન થાય અને તેના અગોપાંગમાં પણ વિકલતા આવે તોપણ, કરનારનો કરવાનો ઇરાદો અણિશુદ્ધ હોવાથી તેને પાપ નથી લાગતું ઉલટું તેને તો તેમાંએ આત્મશુદ્ધિનીજ તક મળી રહે છે! આમ નિષ્કામ કર્મયોગી પ્રત્યેક કર્મે આત્મશુદ્ધિરુપી ફળ પ્રાપ્ત કરે છે. અને તે ઉપરાંત પાપથી પર થાય છે!

વળી ભગવાન કહે-છે કે હે અર્જુન! આ ધર્મનુ સ્હેજ પણ આચરણ મહાન ભયમાંથી ઉગારે છે. આ ધર્મ એટલે કે નિષ્કામ ભાવે કર્મ કરવારુપી ધર્મ. એ ધર્મનું સ્હેજ આચરણ પણ અનન્ત ફળદાયી છે. એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે નિસ્વાર્થ કર્મનો અવર્ણનીય મહિમા ગાય છે! નિ:સ્વાર્થ કર્મ પરમાત્માને પ્રસન્ન કરે છે. કેમકે પરમાત્મા નિસ્વાર્થ કર્મયોગીને પોતાના સમાનધર્મા સમજે છે! અને પરમાત્માના જે સમાનધર્મા હોય તેના ભાગ્યની તો વાતજ શી? જે કર્મ નિષ્કામભાવે થાય તે કર્મ પરમાત્માની પ્રસન્નતા સાધે અને પરમાત્માની પ્રસન્નતા થાય તો પછી-પછી તો કોણ જાણે માણસને બીજું શુ મેળવવા જેવું હોય? નિસ્વાર્થ કર્મનો મહિમા અનનિ-

વદનીય છે। કોઇ દ્રૌપદી જ્યારે નિષ્કામ ભાવે કોઈ કૃષ્ણની ઘવાયેલી આંગળીએ કેવળ પ્રેમની મારી, ચીંથરું બાંધે તો, ભર સભામાં કોઈ કૃષ્ણ તેનાં નવમે-નવ્વાણું ચીર પૂરી તેની લાજ લૂટાતી બચાવે। જીવનમાં કેવળ એકવાર કોઈ ધન્યઘડીએ કોઈ જો પ્રેમનો માર્યો, એકપણુ નિસ્વાર્થ કર્મ કરી, એકજવેળા ભગવાનને પ્રસન્ન કરે તેને માટે પણુ ભક્તનુ-ભગવાનના જગમ પ્રતિનિધિનું અમોઘ વચન છે કે " હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણીરે।" માણુસની ખરી લાજ તો મૃત્યુકાળે જાય। તે વખતે પરમાત્મા તેને પેલા એક ધન્યપળના ધન્ય ભાવે કરેલાં ધન્યકર્મના પ્રભાવે ઉગારી કેમ ન લે? દુનિયામાં આટલા સ્હેજ સ્વધર્મના પાલને પણ જો આટલું મહાન ફળ મળતું હોય તો જેનુ આખું જીવન નિષ્કામ કર્મયોગમય છે તે માણુસને શું ન મળે? ગણિતની ત્રિરાશીએ આ દાખલાનો તાળો મળે એમ નથી. એક વખત કરી જૂએ તેને એનો અપાર મહિમા તત્કાળ સમજાય. આમ ભગવાન અહીં કેવળ શિષ્યવત્સલ છે। અહો। અર્જુનનું સૌભાગ્ય। આ શ્લોકમાં પરમ પિતા પોતાનાં તમામ બાળકોને જીવનમાં જીવવાનો મહામંત્ર શીખવી દે છે. જેના ઉપર એ પરમ પિતાની અમીમ કરૂણા હશે તેને આ મહામંત્ર સિધ્ધ થશે. જે મહામંત્ર અમોઘ ફળ આપે-પાપ નિવારે—અને મહાન ભયમાંથી ઉગારે તેનો જાપ જપવો-એજ કર્તવ્યસિદ્ધ થાય છે। ॥ ૪૦ ॥

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

હે કુરૂનન્દન। આમાં નિશ્ચયાત્મિકા બુધ્ધિ એક છે. જ્યારે અવ્યવસાયીઓની બુધ્ધિઓ બહુડાળીઓવાળી હોઇ અસંખ્ય છે. ॥૪૧॥

ઉપલીજ વાતને ભગવાન વધારે સ્પષ્ટતાથી સમજાવે છે. હે કુરુનન્દન। આ કર્મયોગમાં એકજ વ્યવસાયાત્મક બુદ્ધિ હોય છે. જ્યારે, જેમનો કર્મયોગમાં નિશ્ચય નથી તેમની બુધ્ધિઓ અનેક શાખાવાળી અને અનન્ત હોય છે।

અર્થાત્ હે અર્જુન। આ નિષ્કામ કર્મયોગમાં પહેલ માણુસની નિશ્ચયાત્મિકા બુધ્ધિ અવ્યભિચારી હોય છે। એટલે કે જેને આત્માને લગતી સાચી સમજ પડી તેવા માણુસને એક વખત વર્ણાશ્રમને ઉચિત, શાસ્ત્રસિધ્ધ, લોક સમ્મત કર્મો કરવાં એ મારી ફરજ છે એમ સમજાયું-એટલે કે કર્મ મારે કર્તવ્ય છે, કર્મમાંજ મારો અધિકાર છે એમ નિશ્ચય થયો તે માણુસનો આ

નિશ્ચય પાછો કદી ફરતો નથી! એ નિશ્ચયમાં વ્યભિચાર થતો નથી. એ એકલોજ નિશ્ચય રહે છે! અર્થાત્ પછીથી એને જીવનના પ્રત્યેક વ્યવહારમાં આ કર્મયોગને લગતી સ્થિર દૃષ્ટિ પ્રાપ્ત થશે. તે કર્તવ્યબુધ્ધિથી કર્મ કરતો ચાલ્યો જશે. અને નિષ્કામ ભાવે કર્તવ્યપરાયણતામાં અટલ નિશ્ચય હોવો એ તો જીવનની પરમ સિધ્ધિ છે! આવા પુરુષને ફળની પડી નથી. તે ભૂતકાળને નથી સભારતો. ભવિષ્યકાળને નથી યાદ કરતો. તે વર્તમાનનેજ સંભાળે છે! અને જેણે વર્તમાનને સારી રીતે સંભાળ્યો તેનો ભવિષ્યકાળ એની મેળેજ રક્ષિત થવાનો. એનો ભૂતકાળ પણ એની મેળેજ ભૂલાવવાનો. અચળ આત્મ-જ્ઞાન-પરમાત્મામાં પરિપૂર્ણ પ્રેમ, કર્તવ્યમાં નિરપવાદ નિષ્ઠા, વગેરે નિષ્કામ કર્મ-યોગના સહચરો છે! આવી અવ્યભિચારી નિશ્ચયાત્મક કર્મને લગતી સમજ છેવટે પણ માણસને તારેજ. આમ જ્યારે નિષ્કામ કર્મયોગીની સમજ અવ્યભિચારી નિશ્ચયવાળી હોય છે એમ ભગવાન કહે છે ત્યારે તેવા મહાયોગીની મુક્તિની પણ એમાંજ ગર્ભિત સૂચના આપી દે છે.

આમ આટલા દોઢ શ્લોકમાં ભગવાને નિષ્કામભાવે કર્મ કરનાર યોગીનો અદ્ભુત માર્ગ સમજાવ્યો. હવે જેમનો કર્મયોગમાં અટલ-અફર-નિશ્ચય નથી, અર્થાત્ જેઓ આત્મજ્ઞાની નથી તેમની બુધ્ધિ કેવી હોય છે તે પણ બતાવવું રહ્યું. ભગવાન કહે છે કે હે અર્જુન! જેમનો આ કર્મયોગમાં નિશ્ચય એટલે સાચી સમજણવાળી બુધ્ધિ થઈ નથી તેવાઓની બુધ્ધિ એતો બહુ શાખાવાળી અને અનન્ત હોય છે. અર્થાત્ કર્મયોગમાં નિરપવાદ નિશ્ચય એ આત્માને લગતી તાત્વિક સમજનું અનિવાર્ય ફળ છે જેઓ આત્માને તાત્વિકપણે નથી સમજ્યા તેઓમાં આવી નિશ્ચળાત્મનિષ્ઠા નજ મળે! અને જેનામાં નિષ્કામભાવે-અનાસક્તપણે કર્મ કરવાં એ મારી ફરજ છે એવું ભાન ઉદય ન પામે તેનામાં કામના રહેવાનીજ અને જેનામાં કામના-સ્વાર્થ હોય તેની બુદ્ધિ કદી એક ન બને. બુદ્ધિ એક ન રહે-એટલે કે ઘડી ઘડીએ નિશ્ચય બદલાય અને નિશ્ચયે નિશ્ચયે ભિન્ન ભિન્ન કર્મ સંસ્કાર સચિત થાય! અને ભિન્ન ભિન્ન ઇચ્છાઓ સ્ફુરે અને એવી ઇચ્છાઓના વિસ્તારનો પાર કયાં આવે? અર્થાત્ કામ્ય પદાર્થો અનન્ત હોઈ તેવા માણસની તે તે કામ્ય પદાર્થને મેળવવાની ઇચ્છાઓ પણ અનન્ત થઈ જાય! આમ કર્મયોગમાં ભાનના અભાવને લઇને નિશ્ચયશૂન્ય માણસની બુદ્ધિ તે તે ઇચ્છાઓને અધીન થઈ તે તે પદાર્થો મેળવવાને ફાંફાં મારી તેટલા તેટલા સ્વાંગ ધારણ કરે છે! આવા દીન-કૃપણ માણસને જીવનનું ધ્યેય ન મળે, તેને શુદ્ધિ ન

મળે! કેમકે ઈચ્છા સદા અતૃપ્ય રહે છે! અને પ્રત્યેક સ્વાર્થી ઈચ્છાના તોફાણે ઈચ્છા વડવાનળનું રૂપ ધારણ કરે છે! અને વડવાનળ તો સમુદ્રને પણ શોષી જાય! બીચારું માણસ તેને તે કેમ સ્વાહા ન કરી જાય? આમ સકામભાવે કામ કરનાર માણસની બુદ્ધિ કદી નિશ્ચયાત્મક ન બને. તે અનન્તરૂપે વિચરે! કામ્ય પદાર્થોના પણ પેટા વિભાગ હોઈ, અનન્ત બુદ્ધિને પણ, અનન્ત શાખાઓ ફુટે છે. અર્થાત્ મુખ્ય ઈચ્છાઓના પેટમાં ગૌણ એવી અનેક ઈચ્છાઓ રહે છે અને મુખ્ય ઈચ્છાઓજ જ્યાં અનન્ત છે એટલે અનન્ત બુદ્ધિઓ તો હોયજ અને વધારામાં તે એક એક ઈચ્છાને પણ પેટા ઈચ્છાઓ, લાગેલી હોવાથી તેવા માણસનું બુધ્ધિવૃક્ષ બહુ શાખાઓવાળું થઈ જાય છે! પરિણામે અજ્ઞાનમાં વૃધ્ધિ થાય છે અને માણસ અટવાઈ જાય છે. પુરુષાર્થ માટે અયોગ્ય થઇ જાય છે. નિષ્કામ કર્મયોગીની એકજ અફર સમજ હોય છે તેથી તે તરે છે. સકામ કર્મ કરનારની અનેક પળે પળે બદલાતી સમજ હોય છે અને તેથી છેવટે ડુબે છે. કેમકે સ્વાર્થની માત્રાની શૂન્યતામાં આત્માનું પ્રાકટ્ય છે અને સ્વાર્થની માત્રાની નિરવધિ વૃધ્ધિમાં આત્માનું તિરોધાન છે! આત્મા પ્રકટે એટલે માણસ મુક્ત થાય અને આત્મા અદૃશ્ય થાય એટલે તે બધ્ધ થાય છે! બસ આટલો તફાવત આત્માની તાત્ત્વિક સમજમાંથી નીપજતા નિષ્કામ કર્મયોગ અને આત્માની અતાત્ત્વિક સમજમાંથી નીપજતા સકામ કર્મયોગમાં છે! ॥ ૪૧ ॥

> यामिमां पुष्पितां वाचं, प्रवदन्त्यविपश्चितः ।
> वेदवादरताः पार्थ! नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥
>
> कामात्मानः स्वर्गपराः, जन्मकर्मफलप्रदाम् ।
> क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
>
> भोगैश्वर्यप्रसक्तानां, तयाऽपहृतचेतसाम् ।
> व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥ ४४ ॥

હે પૃથાપુત્ર! અપંડિતો–વેદના વાક્યોમાં પ્રીતિવાળા, વિષય-સુખથી બીજું કાંઇ સારભૂત નથી એમ વદનારા, કામમય મનવાળા, સ્વર્ગ પરાયણો, જે આ પુષ્પિતા, જન્મ, કર્મફલ એટલે કે વિષય-ભોગ તથા ઐશ્વર્યને આપનારી, ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિની પ્રતિમારૂપ, યજ્ઞાદિકર્મના અનેક ભેદને સાધનારી, વાણીને વારંવાર

મહષ્ટ થઈ ઉચ્ચરે છે તેના વડે–તે વાણીથી ચોરાએલા ચિત્તવાળા–ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત એવા, તેમની બુદ્ધિ સમાધિમાં પણ નિશ્ચયાત્મક થતી નથી. (તોપછી વ્યુત્થાનમાં ન થાય તેની તો વાતજ શી!) ॥ ૪૨–૪૩–૪૪ ॥

આત્મજ્ઞાની માણસની 'કર્મ કરવું એ મારું કર્તવ્યજ છે–કર્મ કરવામાં મારો અધિકાર છે એવી' અવ્યભિચારી નિશ્ચયાત્મક બુદ્ધિ હોય છે. અનાત્મવેત્તાની બુદ્ધિ અનન્ત અને બહુશાખિની હોય છે એમ આગલા શ્લોકમાં કહ્યું. નિશ્ચયશૂન્ય, કામી, અકર્મયોગી માણસની બુદ્ધિ, વ્યવસાયાત્મક કેમ નથી હોતી તે સમજવું બાકી રહ્યું. આથી ત્રણ શ્લોકમાં એ વાતને સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! અપંડિત, વેદના વાદમાં પ્રીતિવાળા, ઇન્દ્રિય જન્ય સુખથી બીજુ કશું જીવનમાં સારભૂત નથી એમ વદનારા, વિષયસુખની ઇચ્છાથી ભરપૂર હૃદયવાળા, સ્વર્ગ માટે ઉત્સુક એવા લોકો, જે આ કુસુમિત, જન્મ, કર્મ અને કર્મફળને પ્રતિપાદિત કરનારી, ભોગ અને ઐશ્વર્યની પ્રતિનિધિસમી અને અનેક કર્મભેદના સમૂહને સિધ્ધ કરનારી વાણીને ઉચ્ચારે છે, તે વેદવાણીથી ખેંચાયેલા ચિત્તવાળા અને ભોગ તથા ઐશ્વર્યમાં ચિટકી બેઠેલાં મનવાળા અપંડિતો–અકર્મ યોગીઓની નિશ્ચયાત્મક બુધ્ધિ તો સમાધિમાં પણ નથી થતી તો પછી વ્યુત્થાનકાળમાં તો ક્યાંથીજ થાય? આ ત્રણ શ્લોકના પ્રત્યેક શબ્દ સમજવા જેવા છે. એમાં અકર્મ યોગીઓનાં જેટલાં વિશેષણો છે તે બધાં હેતુગર્ભ છે અને એ વિશેષણો કામી પુરુષોનાં જીવન ઉપર જીવતી ટીકારૂપ છે.

ભગવાન કહે છે કે અકર્મયોગીની બુધ્ધિ વ્યવસાયાત્મક કદી ન બને કેમકે તેઓ અવિપશ્ચિત છે. અવિપશ્ચિત એટલે અપંડિત–તત્ત્વને ન જાણનારા-સાચાં તત્ત્વને ન જાણનારા હોવાથીજ તેવા લોકો વેદવાદરત હોય છે. વેદવાદરત એટલે કે વેદના કર્મફળને સિધ્ધ કરનારા ભાગોમાંજ જેમનો પ્રેમ છે એવા એટલે કે અમુક યજ્ઞ વગેરે કર્મ કરવાથી સ્વર્ગ મળે છે અને સ્વર્ગમાં અદ્ભુત સુખ છે. માટે સ્વર્ગની ઇચ્છા રાખનારે અમુક યજ્ઞ કરવો. એમ ફલેચ્છાથી પ્રેરિત થઇને કામ કરનારા અને આથી બીજું કશું સારભૂત નથી એમ તેઓ કહે છે. એટલે ઇન્દ્રિયોદ્વારા ભોગથી જે સુખ મળે તેના કરતાં બીજું કોઈ વધારે સારું, પ્રાપ્ત કરવા જેવું, આત્મજ્ઞાનમાંથી ઉદ્ભવતું સુખ નથી એમ માનનારા. આવી તેમની મનોવૃત્તિ કેમ હોય છે તેનું કારણ આપતાં કહે છે કે

'કામાત્માઓ' એટલે કે કામજ જેનો આત્મા એટલે સ્વરૂપ છે. અર્થાત્ વિષયસુખની અભિલાષાથી ભરપૂર અને આથીજ સ્વર્ગપરાયણ એટલે કે સ્વર્ગમાં પૃથ્વીલોકથી પણ વધારે સુખોપભોગ શક્ય હોવાથી સ્વર્ગની પ્રાપ્તિ માટે રાત્રિદિવસ મહેનત કરનારા આવા માણસો પુષ્પિતવાણી વદે છે. પુષ્પિત એટલે ફુલવાળી ફુલને લીધે જેમ વૃક્ષ શોભે તેમ દેખાવમાં શોભનારી એટલે કે સાંભળવા માત્રમાં રમણીય એવી વાણીનો પ્રચાર કરે છે. એ કઈ વાણી? તો વેદવાણી. વેદવાણીનો તે ભાગ કે જેમાં યજ્ઞયાગાદિ કર્મનું ખુબ વેગથી પ્રતિપાદન કર્યું હોય અર્થાત્ સકામ કર્મકલાપને પ્રતિપાદન કરનારો વેદ વિભાગ. વેદવાણીનો આ વિભાગ કેવો છે? જન્મ, કર્મ અને કર્મફળ આપનારો. વળી તે વેદભાગ 'ક્રિયા વિશેષ બહુલ' છે એટલે કે અનેક ક્રિયાઓના ભેદથી ભરપૂર. અર્થાત્ ભોગ અને ભોગના સાધનરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ કરાવી આપનાર પ્રતિનિધિ સમા, અનેક ક્રિયાભેદથી ભરપૂર, એવી વાણીને પ્રતિપાદિત કરનાર વેદ વિભાગમાં આવા અપંડિતો રાત્રિદિવસ રાચે છે. આવા સકામ કર્મોમાં રાતદિવસ રાચતા મનુષ્યોની બુદ્ધિ વ્યવસાયાત્મક કદી ન થાય. એજ વાત કહે છે કે ફલશ્રુતિપ્રધાન વેદવાણીથી ખેંચાયેલાં-ચોરાયેલાં ચિત્તવાળા અને વિષયભોગ અને વિષયભોગના સાધનરૂપ ઐશ્વર્યમાં ચોંટી બેઠેલા ચિત્તવાળા એવા માણસોની મતિ, 'મારું અમુક કર્તવ્ય છે અને કર્તવ્યના પ્રેમની ખાતર મારે કર્તવ્ય કરવું જોઇએ' એવા નિશ્ચયવાળી કદાચ સમાધિમય તેઓ થાય તોપણ, નથી થતી. તો પછી સમાધિરહિત ચિત્તની ચચળ અવસ્થામાં તો એવી નિશ્ચયાત્મક બુદ્ધિ ક્યાંથીજ થાય?

અર્થાત્ જેઓ અપંડિત હોય. કામના શિવાય કર્મ કરવાનું જેમને માટે અશક્ય હોય, ઇન્દ્રિયથી મળતાં સુખથી કોઈ ઉચ્ચ પ્રકારનું સુખ છે એવી જેમને પ્રતીતિ નથી, જેઓ કામમય અને વિષયસુખ ભોગવવા માટે ચોવીસે કલાક ઝખે છે તેવાઓને કર્મયોગ માટે જે નિશ્ચલ, અટલ, અવ્યભિચારી મતિ હોવી ઘટે, તે કદી થતી નથી, આવા લોકોનું જીવન ધ્યેય પાર્થિવ સુખોપભોગ હોય છે. તેનું સાધન પાર્થિવ ઐશ્વર્ય છે. પાર્થિવ ઐશ્વર્ય અનેક પ્રકારની કામ્ય ક્રિયાઓ દ્વારા મળે છે. અને આથી તેઓ એવી અનેક ક્રિયાઓ કરવાનું જેમાં કહ્યુ હોય તેવા વેદ વિભાગને-વેદનેજ નહિ-ગમે ત્યાં એવું સુખ આપનારું અમુક કર્મ છે, એમ લખ્યુ હોય-તેને ખૂબજ ચાહે છે. પરિણામે આ વિષયસુખને સાધનારી ક્રિયાઓનુ જેમાં પ્રતિપાદન હોય એવા ગ્રંથોને આધારે જીવન નીતાડે છે. આ ગ્રંથોની વાણી સાંભળવામાં બહુ મધુર લાગે છે. પરંતુ તે

અને જન્મ અને કર્મફલ રૂપ જે સુખદુઃખ તેને આપનારી હોય છે. જન્મ કે જે દુ:ખમાત્રનું મૂળ છે તેને મટાડવાની આ વાણીમાં શક્તિ નથી. કેમકે આ વાણીજ જન્મને નોતરવા માટે કહી છે! આમ રાતદિવસ વિષયસુખની ઝંખનાને ઝંખનામાં જીવન વીતાડનારાઓ ભોગૈશ્વર્ય પ્રસક્ત હોય છે. એટલે કે દુન્યવી સુખના ઉપભોગમાં અને તેને માટે જોઇતાં સાધન રૂપ ઐશ્વર્યમાં ખૂબ આસકત હોય છે! તેમનું ચિત્ત પેલી શ્રવણ રમણીય-વિષયભોગને સાધી આપવાનું વચન આપતી વાણીથી ચોરાઈ જાય છે! જેમનું મન ઇચ્છાથી ધવાયેલું છે, તેવા માણસની મતિ કદી નિશ્ચયાત્મક ન બને કેમકે અહિં તો કામના અને અકામનાનો તફાવત છે. અકામી નિશ્ચલમતિ બને. સકામી ચંચળ મતિ થાય. આત્મજ્ઞાની નિષ્કામ બનેજ. અને અનાત્મજ્ઞાની સકામજ રહે! આથી જેના હૃદયમાં આત્મજ્ઞાનનો ઉદય નથી થયો તે બીચારો કામનાથી ધવાયેલોજ રહે! અને કામનાથી ધવાયેલો માણસ મતિમન્દજ બને, મન્દમતિ દીર્ઘદૃષ્ટિ ન બને. અને નિષ્કામ કર્મયોગ તો અતિદીર્ઘદૃષ્ટિવાળો હોય છે. મન્દમતિ પ્રેયમાં સર્વસ્વ જુવે છે, તીવ્રમતિ શ્રેયમાં સર્વસ્વ નિહાળે છે! આમ આત્મદર્શન નિષ્કામ કર્મયોગમાં પરિણમે. જ્યારે આત્માનું અદર્શન સકામ કર્મયોગમાં પરિણમે. અને જ્યાંસુધી કામના હોય ત્યાંસુધી તો કદાચ ચિત્તની એકાગ્રતા પણ ભાગ્યયોગે કોઇક વેળા થઈ આવે તો, તે સમાધિમય દશામાં પણ, તેવા માણસની મતિ, નિશ્ચયયુકત ન બને. તો પછી મોટે ભાગે જેનું મન વિક્ષિપ્ત છે, તેવાને નિષ્કામ કર્મયોગની ચાવીરૂપ નિશ્ચયાત્મક અવ્યભિચારી બુધ્ધિ કયાંથી થાય! માટે હે અર્જુન! કામનાવિદ્ધ મતિ નિષ્કામ કર્મયોગમાં નકામી છે! આથીજ તેવી મતિ કલ્યાણી નથી! ॥ ૪૨-૪૩-૪૪ ॥

त्रैगुण्यविषया वेदाः, निस्त्रैगुण्यो भवार्जुन ! ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

હે અર્જુન! વેદો, ત્રણ ગુણરૂપ જગતને વિષય કરનારા છે. તું ત્રણ ગુણમાંથી નિકળેલો, દ્વંદ્વોમાંથી નિકળેલો, હંમેશાં બલયુક્ત (અને) યોગક્ષેમમાંથી નિકળેલો-(તેના ઉપાયનું અનુષ્ઠાનમાત્ર કરવાવાળો) આત્મવાન થા ! ॥ ૪૫ ॥

હે ભગવન્! જ્યારે અપંડિતોની મતિ, નિષ્કામ કર્મયોગ માટે અયોગ્ય છે તો પછી, હવે હમારે શું કરવુ તે કહો! આમ અર્જુનની પ્રાર્થના સાંભળી ભગવાન કહે છે કે હે અર્જુન! વેદો ત્રૈગુણ્યને પ્રકાશિત કરનારા છે તુ ત્રૈગુણ્યથી પર થા. નિર્દ્વંદ્વ-નિત્ય સત્વસ્થ-નિર્યોગક્ષેમ અને આત્મવાન થા. અર્થાત્ હે અર્જુન! તારે કેમ વર્તવુ તે તને હું બતાવુ છુ. ઉપલા શ્લોકોમાં તને સમજાયું હશે કે વેદની પુષ્પિત વાણી છેવટનુ કલ્યાણ સાધનારી નથી. કેમકે સ્વર્ગ વગેરેની કામના માટે યજ્ઞ વગેરે કર્મોના ભેદને બતાવનારી વેદ વાણી-અર્થાત્ વેદો, એ ત્રૈગુણ્યવિષય છે. આખુ જગત બ્રહ્મલોકથી માંડીને તે પૃથ્વીલોક પર્યન્તનુ સમગ્ર જગત, ત્રિગુણ પ્રકૃતિનુ કાર્ય હોવાથી ત્રૈગુણ્ય છે. ત્રણ ગુણોનું કાર્ય ન હોય એવો એકે પદાર્થ જગતમાં નથી! અને વેદમાં જે યજ્ઞાદિ કર્મો કહ્યાં છે તે જો સકામ ભાવે કરવામાં આવે તો તે બધાં કર્મોનું ફલ આ જગતના પદાર્થોજ છે! આમ વેદોનો સકામ કર્મવિભાગનું ફળ આ ત્રિગુણ જગત છે. અને ત્રિગુણમાં જ્યાંસુધી માણસ અટવાય ત્યાંસુધી તેને શાન્તિ નથી-સુખ નથી. તેનું જે પરમ ધ્યેય છે એ ધ્યેયની સિધ્ધિ નથી. માટેજ હે અર્જુન! તુ ત્રણ ગુણોથી પર થા. એટલે કે આ જગતના પાર્થિવ પદાર્થોની પ્રાપ્તિ માટે ઝખના કરનારો ન થા. અર્થાત્ સર્વદા સર્વથા નિષ્કામ બન. અર્થાત્ વેદની રોચક ફલશ્રુતિથી ભ્રમમાં ન પડ. અને એ ફલાદેશને વટાવી કેવળ નિષ્કામ ભાવે કર્મ કરનારો થા.

ભગવાન અર્જુનને નિષ્કામ બનવા કહે છે. અર્જુન કહે છે કે હે ભગવન્! હું નિષ્કામ થઇશ તો ભાવિમાં મને કર્મના ફલરૂપ સુખદુઃખ ન મળે. પણ આગલાં – પ્રારબ્ધ કર્મને તો ભોગવ્યા શિવાય ક્ષય નથી. તો વર્તમાનમાં પ્રારબ્ધ કર્મને મારે કેવીરીતે ભોગવવાં ? ભગવાન કહે છે કે તુ નિર્દ્વન્દ્વ થા પરસ્પર વિરુધ્ધ પદાર્થોની જોડી એટલે દ્વંદ્વ. શીત ઉષ્ણ-સુખ દુ ખ વગેરે પ્રારબ્ધ કર્મના ફલરૂપ દ્વન્દ્વની પ્રાપ્તિથી તું પર થા એટલે કે સહન કરવાનુ સહન કર્યેજ છૂટકો છે એમ સમજી સુખદુઃખાદિમાં સમાન હર્ષવિષાદ શૂન્ય થવાનો પ્રયત્ન કર. જે વસ્તુનો પ્રતિકાર સંભવિત નથી અને જેને ભોગવ્યેજ છૂટકો છે. તેને સમજપૂર્વક ભોગવી છૂટવું-હસતાં હસતાં તેમને સહી લેવાં એટલેજ નિર્દ્વન્દ્વ થવું છે. સુખમાં જો માણસ હરખાય અને દુઃખમા જો તે કરમાય તો તો સુખદુઃખના વેગો પ્રચંડ બને. કેમકે સુખમાં સુખ માની સુખની પ્રાપ્તિ માટે ઝંખવામાં રાગની પુષ્ટી થાય છે. તેજ પ્રમાણે દુ:ખમાં દુઃખ માની દુઃખની નિવૃત્તિ માટે ઉત્કટ પ્રવૃત્તિમાં

દ્વેષની પુષ્ટિ થાય-અને રાગદ્વેષની વૃધ્ધિમાં તો શાન્તિ નથી આથી દ્વન્દ્વોને સહી લેવાં સહન કરવાથી રાગદ્વેષ મન્દાવેગ બને છે. અને ધીરે ધીરે આત્માની સમજ સબળ બનતી જાય છે. અને સમજપૂર્વક તિતિક્ષા કેળવતાં એક બિંદુ એવું કલ્પી શકાય છે કે જ્યાં સુખ અને દુ:ખ આવે તોપણુ ન તો સુખથી હર્ષ કે ન તો દુ:ખથી શોક જન્મે. આથી વર્તમાનમા તો સહનજ કરી લેવું એમ ભગવાનનો આશય છે.

દ્વન્દ્વોને હાથપગ સંકોચી સહન કરી લેવાં એનો અર્થ એવો નથી કે રોજ રડતી શિકલે બેસી રહેવું. તિતિક્ષા' સાથે માણુસે નિત્યસત્વસ્થ બનવુ જોઇએ નિત્ય એટલે હમેશ.' સત્વ એટલે 'અમુક કર્મ તો હું જરુર કરીશજ એવો સદાગ્રહ, એવા સદાગ્રહમાં હંમેશાં' રહેનાર હોય તે નિત્યસત્વસ્થ કહેવાય અર્થાત્ સુખદુ:ખની ઝડી સ્પર્શી 'ને જાય' પણુ તે માણુસનામાં નિર્બલતા ન આણે એ જોવાનુ છે. આથી તિતિક્ષા માણુસને દીન ન બનાવે એ પણુ સાથે જોવુ રહ્યુ. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! તુ સદા સત્ત્વસ્થ થા અર્થાત્ સર્વથા આત્મનિર્બલતા રહિત થા. નિર્બલ થયો તે મર્યો જાણુવુ. કેમકે નબળાઈ કરતાં મોત એ જૂદી ચીજ નથી. અર્થાત્ સુખ દુઃખ સહન કર. શૌર્યયુક્ત થા.

વળી પ્રારબ્ધ કર્મ તો ફળવાનાજ. હવે વળી આગળને માટે હુ શાને કર્મોનો સચય કરુ ? માટે મારે હવે આગળ કર્મજ કરવાં નથી એવી મનોદશા હે અર્જુન! કરવી યોગ્ય નથી. તું નિર્યોગક્ષેમ બન. યોગ એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે પ્રાપ્તનુ રક્ષણુ. અપ્રાપ્તની 'પ્રાપ્તિ અને પ્રાપ્તનુ રક્ષણુરુપ યોગક્ષેમથી તુ પર થા એટલે કે તુ હાથ પગ સંકોચીને બેસી રહે એવો અર્થ નથી.' યોગક્ષેમમાં તું વ્યાકુળ ન થા. તુ તેના ઉપાયમાત્રનુ આચરણુ કર. તે ઉપાયનુ આચરણુ કરવુ તારા હાથની વાત છે. માટે યોગક્ષેમના ઉપાયનુ આચરણુ માત્ર તારૂ કર્તવ્ય છે યોગક્ષેમની સિધ્ધિ તારે હાથની વાત નથી. માટે વર્તમાન જીવનમા તુ 'યોગક્ષેમના ઉપાય માત્રના આચરણવાળો થા. અને કેવળ યોગક્ષેમના ઉપાયનુ આચરણુ માત્ર કરવુ અને તેની સિદ્ધિ માટે વલખા ન મારવાં આકુળવ્યાકુળ ન થવુ એનુ નામ નિર્યોગક્ષેમ બનવુ છે. હે અર્જુન તું તેવો બન!

વળી હે અર્જુન! આ બધુ બનવા માટે જે ચાવી છે તે તને બતાવુ. તુ આત્મવાન થા. આત્મવાન એટલે આત્માવાળો થા, અર્થાત્ આત્માને

તારા વશમાં આણ. આત્મા શબ્દ, શરીર, ઇન્દ્રિય અને મનનો પણ વાચક છે. આથી હે અર્જુન! તુ શરીર ઇન્દ્રિય અને મનને કાબુમાં રાખનાર-તારી અધીનતામાં રાખનાર થા. તું તેમનો શેઠ થા-સ્વામી થા. તેમનો તું નોકર ન બન. ગુલામ ન થા. એ તારાં છે-તુ તેમનો ન બની જા. અર્થાત્ તારો પુરુષાર્થ હે અર્જુન! કાયા ઇન્દ્રિયો અને મન કાબુમાં આણવામાં છે. આટલું કરશે તો તુ રમતાં રમતાં નિસ્ત્રૈગુણ્ય થશે. અને આ બધાનો આધાર આત્મજ્ઞાનની પ્રાપ્તિ ઉપર છે! નીતરાં આત્મજ્ઞાનથી માણસ નિષ્કામ બને. નિષ્કામ થાય તો નિસ્ત્રૈગુણ્ય બને. નિસ્ત્રૈગુણ્ય બને તો નિર્દ્વંદ્વ-નિત્યસત્વસ્થ-નિર્યોગક્ષેમ અને આત્મવાન બને. માટે હે અર્જુન! નિષ્કામ કર્મયોગની બલીહારીજ જુદી છે. એ તને સમજાશે. નિષ્કામ કર્મયોગને સમજ્યો તેને વેદનો સકામ ક્રિયાભાગ કૃપણ-જન-પ્રાર્થનીય લાગશે. ॥ ૪૫ ॥

> यावानर्थ उदपाने, सर्वतः संप्लुतोदके ।
> तावान् सर्वेषु वेदेषु, ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

બધે પ્રસરેલું પાણી હોતાં, કુવા, તળાવ કે વાવમાં જેટલું પ્રયોજન હોય, તેટલું વેદાર્થને જાણનાર બ્રાહ્મણનું બધા વેદોમાં હોય છે. ॥ ૪૬ ॥

"વેદનો સકામકર્મ વિભાગ આપે આપે ને જગત આપે. અને હવે જગતને પ્રાપ્ત કરી કરીને તો કંટાળવુ જોઇએ. જગતના પદાર્થો કરતાં પરમ પદાર્થ અનેક દૃષ્ટિએ પ્રાપ્ત કરવો એ અતિ ઉચ્ચ ધ્યેય છે. આથી ભગવાને અર્જુનને કૃપણ થવાની મના કરી. તેને ત્રૈગુણ્યથી પર થવાની હાકલ કરી. સાથે સાથે ત્રિગુણની પકડથી પર થવા માટે દ્વંદ્વથી મ્હાતન થવાની આજ્ઞા દીધી. હમેશાં આત્મનિર્ભરતાથી પર થવા ફરમાવ્યું. યોગક્ષેમની પ્રાપ્તિનો ઉપાયમાત્રમાં તારો પુરુષાર્થ છે એમ કહી તેને માટે આકુળવ્યાકુળ ન થવાનો હુકકમ કર્યો, અને દેહેન્દ્રિયાદિનો સ્વામિ બનવા માટે આદેશ કર્યો. પરતુ અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વેદની કામ્યકર્મને લગતી વાણી પુષ્પિતા છે એ તો ખરું. પરંતુ વેદનું પ્રામાણ્ય સ્વતઃસિધ્ધ છે. જો વેદની પુષ્પિત વાણીને આપણે કોરે મૂકીએ તો તેટલા વેદભાગનું પ્રામાણ્ય કદર્થિત થાય. અર્થાત્ વેદના મંત્રોનું પ્રામાણ્ય તો સદા જાળવવુંજ રહ્યું. અને વેદના મંત્રો જો સાર્થક છે તો પછી વેદ વિહિત કરેલા, સ્વર્ગાદિ ફળવાળા, યજ્ઞાદિકર્મના ભેદો અવસ્ય

આચરવાંજ રહ્યા. કેમકે જો તેમનું આચરણ ન કરીએ તો તે વેદમંત્રો નિરર્થક થાય. અને એક અંશમાં અપ્રમાણિક લેખાય એવા વેદમંત્રો બીજા અંશોમાં–જ્ઞાનાંશમાં–પણ પ્રમાણિકજ રહે એની એકધારી ખાત્રી ન અપાય અને આમ લોકમાં અનાશ્વાસ–વિશ્વાસના અભાવનો–મહાન દોષ ઉભો થાય. કયાં તો વેદનું સર્વાંશે પ્રામાણ્ય સ્વીકારો કયાં તો તેનું પ્રામાણ્ય તદ્દન અસ્વીકૃત માનો. પણ ઇષ્ટાંશમાં તેનું પ્રામાણ્ય સ્વીકારીએ અને અનિષ્ટાંશમાં ન સ્વીકારીએ તો તે તો દૂધ અને દહીં બન્નેમાં પગ રાખવા જેવું થાય. માટે હે ભગવન્! લોકમાં એકરસપણે લબ્ધપ્રતિષ્ઠ પ્રામાણિક વેદમંત્રોનું આપણે સર્વાંશે પ્રામાણ્ય સ્વીકારવું જોઇએ. અને આ રીતે તો કામ્યકર્મનું પ્રતિપાદન કરનાર વેદમંત્રો પણ સ્વીકાર્યંજ છે. અને તેમ ગણીએ એટલે સ્વર્ગ વગેરે જેમનું ફલ છે એવા વેદમંત્રોદ્વારા વિહિત યજ્ઞાદિકર્મો અવસ્ય આચરવાંજ જોઈએ. આવો-પ્રશ્ન ઉપસ્થિત થતાં ભગવાન જવાબ વાળે છે કે હે અર્જુન! તું ઠીક કહે છે. પરંતુ તું હજી કર્મયોગનું ખરૂં માહાત્મ્યજ નથી સમજ્યો. તો હવે વધારે એકાગ્ર મને હું તને કહું છું તે સાંભળ. ચોમેર પાણી ભરપૂર હોય અને જેટલું પ્રયોજન કુવો તળાવ કે વાવનું માણસને રહે તેટલું પ્રયોજન વેદના વિશેષ અર્થને જાણનાર બ્રાહ્મણને વેદોમાં બાકી રહે છે. અર્થાત્ ચોમેર જ્યાં જોઇએ ત્યાં પાણી સુલભ હોય તો પાણીની જેને જરુર છે તેવા માણસને વાવ કુવાની કશી પડી હોતી નથી, તેમ વેદના વિશેષ અર્થને જાણનાર વ્યક્તિને વેદોના આ કામ્ય વિભાગની કશી પડી હોતી નથી. **ब्राह्मणस्य विजानतः** આ બે શબ્દો સમજવા જેવા છે. બ્રહ્મ એટલે વેદ. એ વેદનુ સ્વાધ્યાય બુદ્ધિથી જે માણસ નિયમિત અર્થપૂર્વક પારાયણ કરે એવા માણસને બ્રાહ્મણ કહેવામાં આવે છે. એવો બ્રાહ્મણ "વિજાનત્" હોય છે એટલે કે વેદના વિશેષ અર્થને જાણનારો હોય છે. વેદનો સામાન્ય અર્થ તો બધા જાણે. પરંતુ વેદનો વિશેષ અર્થ વેદના તત્ત્વને જાણનારોજ સમજે. વેદનો વિશેષ અર્થ એટલે નિષ્કામ કર્મયોગ. વેદના વિશેષ અર્થરૂપ નિષ્કામ કર્મયોગને જે માણસ જાણે તે માણસને વેદોના જે વિભાગમાં કામ્યકર્મોનું પ્રતિપાદન કર્યું હોય તે વિભાગમાં કશો અર્થ રહેતો નથી. કેમકે કર્મયોગનું માહાત્મ્ય માણસને ફલની અપેક્ષાથી પર બનાવે છે. તો જેમ ચોમેર પાણી પ્રસર્યું હોય અને પાણીની જેને ન્હાવા પીવા વગેરેને માટે જરુર હોય તે માણસને કુવા વાવ નદીની તલાશમાં જવાની જરુર નથી કેમકે જ્યાં જોઇએ ત્યાં પાણી તેને મળીજ રહે છે અને આથી કુવા વાવ વગેરેની અપેક્ષાનોજ અભાવ હોય છે તેમ કુવા વાવ વગેરે સ્થાનીય, ફલની દૃષ્ટિએ વિહિત કરેલા,

યજ્ઞાદિ કર્મના પ્રતિપાદક વેદમન્ત્રોમાં તેવા વિજ્ઞાનનું બ્રાહ્મણને કોઈપણ અર્થ-પ્રયોજન રહેતુ નથી. કેમકે ફળ મેળવવાની ઈચ્છાજ મટી જાય છે. આથી તેવા માણસને માટે ફલેચ્છાથી કરવા યોગ્ય વેદ વિભાગના પ્રમાણની જરુર નથી. તેને માટે તો કર્મયોગજ ધ્યેય છે. તે જાણે છે કે આત્મજ્ઞાન-પૂર્વક ભક્તિભાવે આત્મા જાતિ અને દેશની ઉન્નતિને સાધે એવાં કર્મો કર્તવ્ય બુધ્ધિથી યાવજજીવ કરવાં એ મારી ફરજ જ છે. તેમાં મારે કશું ઈચ્છવા જેવુંજ નથી અને આનુજ નામ નિષ્કામ કર્મયોગ છે અને એ નિષ્કામ કર્મયોગાર્થ વેદનો મૂળભૂત અર્થ છે. એ નિષ્કામ કર્મનેજ સ્મૃતિમાં નિવૃત્ત-કર્મ તરીકે કહેવામાં આવે છે. સકામ કર્મને 'પ્રવૃત્ત કર્મ' લેખવામાં આવે છે. આથી હે અર્જુન! વેદનું રહસ્ય ન જાણનાર માણસને માટે કામ્યકર્મનુ વિધાન કરનારા વેદમન્ત્રો સાર્થક છે. પરંતુ વેદાર્થને જાણનાર માટે તેવા મંત્રો નિરર્થક છે. આવી વ્યવસ્થા થઇ શકે છે અને એજ વ્યવસ્થા હોઈ શકે છે. માટે તારે બિલકુલ પણ આગ્રહ રાખવાની જરુર નથી. કેમકે તુ વેદાર્થને જાણનાર છે. એટલે કર્મયોગી છે અને આથીજ વેદના ફળ વિધાયક મન્ત્રોનું તારે એટલુંજ પ્રયોજન છે જેટલું મીઠા પાણીના સમુદ્રમાં રહેલ તરસ્યાને તરસ છીપાવવા માટે વાવ કુવાની શોધ માટે હોય! ॥ ૪૬ ॥

> **कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।**
> **मा कर्मफलहेतुर्भूः, मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

કર્મોમાં જરૂર ત્હારો હક્ક છે. ફલોમાં કદી પણ ન હો. કર્મફલથી પ્રેરાયેલ તું ન થા. તારો કર્મ ન કરવામાં પ્રેમ ન હો. ॥૪૭॥

આગલા શ્લોકમાં કર્મયોગના સાચાં માહાત્મ્યને જાણનારને માટે ફલેચ્છાથી કર્મ કરવાની અપેક્ષાજ નથી રહેતી એમ દૃષ્ટાન્તપૂર્વક ભગવાને કહ્યું. અર્થાત્ કામ્યકર્મનો ત્યાગ ભગવાને કહ્યો પરંતુ એમ તો બધાંજ કર્મોનો ત્યાગ કેમ ન કરવો? કેમકે સકામ કે નિષ્કામ કર્મમાત્ર કર્મ તો છેજ. તો પછી સકામ કર્મનોજ ત્યાગ શાને કરવો. કર્મમાત્રનોજ ત્યાગ કરીએ તો ખૂબ ખટપટ ઓછી થઈ જાય. આમ નિત્ય કે નૈમિત્તિક કર્મમાત્રનો ત્યાગજ ઉચિત છે! આવો પ્રશ્ન આવી પડતાં ભગવાન ગીતાજીનું આંતર રહસ્ય બતાવે છે. આ શ્લોક ગીતાની ચતુસ્સૂત્રી છે! અને ભગવાનના ઉપદેશની ઇતિ એટલામાં આવી જાય છે. ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મમાંજ તારો અધિકાર છે. કર્મના ફળોમાં

તારો અધિકાર નથી! તું કર્મનું ફલ હેતુ એટલે કે પ્રેરક હોય તેવો ન બન. તારો અકર્મમાં સંગ હો.

આ શ્લોકમાં ભગવાન ચાર ઉપદેશો કરે છે. પહેલાં તો અર્જુનને કહે છે કે હે અર્જુન! કર્મમાંજ તારો અધિકાર છે. તારો એટલે કે વેદના તત્વને જાણનાર અર્જુનનો. હે અર્જુન તું વેદના રહસ્યને જાણતો હોવાથી તારો અધિકાર કર્મમાંજ છે. કર્મમાંજ અધિકાર એટલે કર્મને કર્તવ્ય બુદ્ધિથી કરવામાંજ તારો હક્ક છે. અધિકાર એટલે સ્વામિત્વ, હક્ક, માલકી. તું કર્મને કરવામાંજ માલિક છે. એટલે કે "આ મારે કરવું યોગ્ય છે" એટલીજ તારા કાળની વાત છે!

વેદના રહસ્યને જાણનારાનો કેવળ કર્મ કરવામાંજ શાને અધિકાર છે એ પણ વિચારવા યોગ્ય છે! વેદનું રહસ્ય શું? આત્મા અજ અને અવિનાશી છે. દેહ તેવો નથી. આત્મા મૂળ સ્વરૂપે આપ્તકામ–પૂર્ણ કામ છે. આત્મા પૂર્ણકામ છે અને પૂર્ણકામતા સિધ્ધ છે. સાધ્ય નથી. આમ આત્મા અને દેહનો અવિચળ વિવેક એ વેદનું રહસ્ય છે! વેદનું આ રહસ્ય જે જાણે છે તે કર્મને ફલની ઇચ્છાથી કરી શકેજ નહિ. કર્મથી કાંઇનું કાંઈ ફળ મળેજ. કેમકે પ્રત્યેક કર્મ સાર્થકજ–સફલજ હોય છે. કર્મથી જે કાંઈ ફળ મળે તે આત્માની પૂર્ણકામતામાં વધઘટ કરી શકતું નથી! આત્માને લગતી આ તાત્વિક સ્થિતિ છે. માણસ મૂળ સ્વરૂપે આત્મા છે. આત્મા શિવાયનું કાંઈપણ નથી! તો એ મૂળ સ્વરૂપ તો પૂર્ણ કામ છે. તો પછી કર્મફલ એનામાં કશી વધઘટ કરી શકે એમ નથી! આમ આત્મા પૂર્ણકામ હોઈ આત્માને માટે તો ફલેચ્છા નિરર્થક છે! હવે બાકી રહ્યો દેહ. એ દેહનો તો સ્વભાવજ કર્મમય છે! દેહ જ્યાંસુધી છે ત્યાંસુધી કર્મ છૂટી શકતાં નથી અને જ્યાંસુધી કર્મ છૂટતાં નથી ત્યાંસુધી પ્રત્યેક કર્મનું ફળ પણ મળવાનુંજ. આત્માને સ્વરૂપે ફળ ખપતું નથી અને ફળ તો મળ્યા શિવાય રહેતું નથી! તો પછી ફળની ઇચ્છા રાખવામાં કશો વિવેક નથી! બાકી રહ્યાં કર્મો. કર્મો તો થવાનાંજ. અને ફળ પણ મળવાનાંજ. તો હવે છોડયાં છૂટી ન શકે એવાં સફળ કર્મોને એવી રીતે કરવાં જોઇએ કે જેથી એ કર્મોના ફળનો પ્રભાવ આત્મા ઉપર ન પડે! આત્મા ઉપર પ્રભાવ ન પડે એવી રીતે કર્મો કરવાં એજ આ વિચારસરણીએ બાકી રહ્યું. આત્મા પૂર્ણકામ છે. કર્મો છૂટતાં નથી તેમનું ફળ પણ મળવાનુંજ. આ સિધ્ધાન્ત છે. આ સિધ્ધાન્તની સાચી સમજવાળો આત્માને ઓળખતો હોવાથી

યજ્ઞાદિ કર્મના પ્રતિપાદક વેદમન્ત્રોમા તેવા વિજ્ઞાનવૃ બ્રાહ્મણને કોઈપણ અર્થ-પ્રયોજન રહેતુ નથી. કેમકે ફળ મેળવવાની ઈચ્છાજ મરી જાય છે આથી તેવા માણસને માટે ફલેચ્છાથી કરવા યોગ્ય વેદ વિભાગના પ્રમાણ્યની જરુર નથી. તેને માટે તો કર્મયોગજ ધ્યેય છે તે જાણે છે કે આત્મજ્ઞાન-પૂર્વક ભક્તિભાવે આત્મા જાતિ અને દેશની ઉન્નતિને માધે એવા કર્મો કર્તવ્ય બુધ્ધિથી યાવજ્જીવ કરવા એ મારી ફરજ જ છે તેમા મારે કશુ ઈચ્છવા જેવુજ નથી અને આનુજ નામ નિષ્કામ કર્મયોગ છે અને એ નિષ્કામ કર્મયોગાર્થ વેદનો મૂળભૂત અર્થ છે. એ નિષ્કામ કર્મનેજ સ્મૃતિમા નિવૃત્ત-કર્મ તરીકે કહેવામાં આવે છે સકામ કર્મને 'પ્રવૃત્ત કર્મ' લેખવામા આવે છે. આથી હે અર્જુન! વેદનુ રહસ્ય ન જાણનાર માણસને માટે કામ્યકર્મનુ વિધાન કરનારા વેદમંત્રો સાર્થક છે પરતુ વેદાર્થને જાણનાર માટે તેવા મંત્રો નિરર્થક છે આવી વ્યવસ્થા થઇ શકે છે અને એજ વ્યવસ્થા હોઈ શકે છે માટે તારે બિલકુલ પણ આગ્રહ રાખવાની જરુર નથી કેમકે તુ વેદાર્થને જાણનાર છે એટલે કર્મયોગી છે અને આથીજ વેદના ફળ વિધાયક મંત્રોનું તારે એટનુજ પ્રયોજન છે જેટનુ મીઠા પાણીના સમુદ્રમા રહેલ તરસ્યાને તરસ છીપાવવા માટે વાવ કુવાની શોધ માટે હોય। ॥ ४६ ॥

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूः, मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

કર્મોમાં જરૂર ત્હારો હક્ક છે 'ફલોમા કદી પણ ન હો કર્મફલથી પ્રેરાયેલ તું ન થા. તારો કર્મ ન કરવામાં પ્રેમ ન હો. ॥४७॥

આગલા શ્લોકમા કર્મયોગના સાચા માહાત્મ્યને જાણનારને માટે ફલેચ્છાથી કર્મ કરવાની અપેક્ષાજ નથી રહેતી એમ દૃષ્ટાન્તપૂર્વક ભગવાને કહ્યુ અર્થાત્ કામ્યકર્મનો ત્યાગ ભગવાને કહ્યો પરતુ એમ તો બધાજ કર્મોનો ત્યાગ કેમ ન કરવો? કેમકે સકામ કે નિષ્કામ કર્મમાત્ર કર્મ તો છેજ તો પછી સકામ કર્મનોજ ત્યાગ શાને કરવો કર્મમાત્રનોજ ત્યાગ કરીએ તો ખૂબ ખટપટ ઓછી થઈ જાય આમ નિત્ય કે નૈમિત્તિક કર્મમાત્રનો ત્યાગજ ઉચિત છે। આવો પ્રશ્ન આવી પડતા ભગવાન ગીતાજીનુ આતર રહસ્ય બતાવે છે આ શ્લોક ગીતાની ચતુસૂત્રી છે। અને ભગવાનના ઉપદેશની ઇતિ એટલામા આવી જાય છે ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મમાજ તારો અધિકાર છે કર્મના ફળોમા

તારો અધિકાર નથી। તું કર્મનું ફલ હેતુ એટલે કે પ્રેરક હોય તેવો ન બન. તારો અકર્મમાં સંગ હો.

આ શ્લોકમાં ભગવાન ચાર ઉપદેશો કરે છે. પહેલાં તો અર્જુનને કહે છે કે હે અર્જુન। કર્મમાંજ તારો અધિકાર છે. તારો એટલે કે વેદના તત્ત્વને જાણનાર અર્જુનનો. હે અર્જુન તું વેદના રહસ્યને જાણતો હોવાથી તારો અધિકાર કર્મમાંજ છે. કર્મમાંજ અધિકાર એટલે કર્મને કર્તવ્ય બુદ્ધિથી કરવામાંજ તારો હક્ક છે. અધિકાર એટલે સ્વામિત્વ.\હક્ક. માલકી. તું કર્મને કરવામાંજ માલિક છે. એટલે કે "આ મારે કરવું યોગ્ય છે" એટલીજ તારા કાબુની વાત છે।

વેદના રહસ્યને જાણનારાનો કેવળ કર્મ કરવામાંજ શાને અધિકાર છે એ પણ વિચારવા યોગ્ય છે। વેદનું રહસ્ય શું? આત્મા અજ અને અવિનાશી છે. દેહ તેવો નથી. આત્મા મૂળ સ્વરૂપે આપ્તકામ–પૂર્ણ કામ છે. આત્મા પૂર્ણકામ છે અને પૂર્ણકામતા સિધ્ધ છે. સાધ્ય નથી. આમ આત્મા અને દેહનો અવિચળ વિવેક એ વેદનું રહસ્ય છે। વેદનું આ રહસ્ય જે જાણે છે તે કર્મને ફલની ઇચ્છાથી કરી શકેજ નહિ. કર્મથી કાંઇનું કાંઈ ફળ મળેજ. કેમકે પ્રત્યેક કર્મ સાર્થકજ–સફલજ હોય છે. કર્મથી જે કાંઈ ફળ મળે તે આત્માની પૂર્ણકામતામાં વધઘટ કરી શકતું નથી। આત્માને લગતી આ તાત્વિક સ્થિતિ છે. માણસ મૂળ સ્વરૂપે આત્મા છે. આત્મા શિવાયનું કાંઈપણ નથી। તો એ મૂળ સ્વરૂપ તો પૂર્ણ કામ છે. તો પછી કર્મફલ એનામાં કશી વધઘટ કરી શકે એમ નથી। આમ આત્મા પૂર્ણકામ હોઈ આત્માને માટે તો ફલેચ્છા નિરર્થક છે। હવે બાકી રહ્યો દેહ. એ દેહનો તો સ્વભાવજ કર્મમય છે। દેહ જ્યાંસુધી છે ત્યાંસુધી કર્મ છૂટી શકતાં નથી અને જ્યાંસુધી કર્મ છૂટતાં નથી ત્યાંસુધી પ્રત્યેક કર્મનું ફળ પણ મળવાનુંજ. આત્માને સ્વરૂપે ફળ ખપતું નથી અને ફળ તો મળ્યા શિવાય રહેતું નથી। તો પછી ફળની ઇચ્છા રાખવામાં કશો વિવેક નથી। બાકી રહ્યાં કર્મો. કર્મો તો થવાનાંજ. અને ફળ પણ મળવાનાંજ. તો હવે છોડયાં છૂટી ન શકે એવાં સફળ કર્મોને એવી રીતે કરવાં જોઇએ કે જેથી એ કર્મોના ફળનો પ્રભાવ આત્મા ઉપર ન પડે। આત્મા ઉપર પ્રભાવ ન પડે એવી રીતે કર્મો કરવાં એજ આ વિચારસરણીએ બાકી રહ્યું. આત્મા પૂર્ણકામ છે. કર્મો છૂટતાં નથી તેમનું ફળ પણ મળવાનુંજ. આ સિધ્ધાન્ત છે. આ સિધ્ધાન્તની સાચી સમજવાળો આત્માને ઓળખતો હોવાથી

આત્માર્થે કોઈપણ કર્મ ન કરવાનો. એવો માણસ, કર્મ છોડયાં છૂટતાં નથી એમ જાણતો હોવાથી. કર્મો કરવાનો પણ ખરો, અને પ્રત્યેક કર્મનું ફળ મળવાનુંજ છે એની ખબર હોવાથી તે ફળ માટે ઝંખવાનો પણ નહીંજ. એટલે ફળને માટે તે નિસ્પૃહ રહેવાનો. કેમકે તે તેને મળવાનુંજ છે એવી તેને ખાસ જાણ છે. જે મળવાનુંજ છે તેને માટે પ્રત્યેક પળે "મને આ મળો મને આ મળો" એવી ઝંખના નિરર્થક છે. આમ આત્મદર્શી માણસ વિના ફલેચ્છાએ કર્મ કરવાનોજ અને વિના ફલેચ્છાએ કર્તવ્ય કર્મ વિધિપૂર્વક કરવાંજ જોઇએ એજ આના ઉપરથી ફલિત થાય. આથી ભગવાન અર્જુનને આ તત્વસરણીનો ખ્યાલ રાખી શ્રેયસ્કર ઉપદેશ કરે છે કે હે અર્જુન! તારો કર્મમાંજ અધિકાર છે! અર્થાત્ હે અર્જુન! તું આત્મજ્ઞાની છે. આત્મજ્ઞાનીને આત્માર્થ ઇચ્છા નિરર્થક છે અને કર્મો તો કર્યેજ છૂટકો છે અને કરેલા પ્રત્યેક કર્મ પોતાનું નિયતફળ પણ આપેજ છે. તો પછી કર્તવ્ય તરીકે કર્તવ્યને કરવું એજ તારી ફરજ થાય છે. ફલની સ્પૃહાને જાતમાં જીવતી રાખી તે કર્મ કરવામાં વિવેક નથી. વિવેકદારિદ્રય છે. માટે હું કહું છું કે કર્મમાંજ તારો હક્ક છે.

ઉપલી તત્વસરણી ઉપરથીજ "તારો કદી ફલમાં અધિકાર નથી" એ સિધ્ધ થાય છે. હે અર્જુન! ફલ તો મળવાનું છે. પછી તેને માટે ફાંફાં મારવામાં કશો અર્થ નથી! "મારે અમુક ફળ ભોગવવું છે" એવી મનોદશા આત્મજ્ઞાની સાથે સવાદી નથી! કર્મમાંજ જ્યારે તારો અધિકાર નક્કી થઈ ગયો ત્યારે કર્મફલમાં તારો અધિકાર નથી એ અર્થાત્ સિદ્ધ થઈ ગયું! સમજવાનું આ છે. જે તત્વજ્ઞ છે તેને પણ કરેલાં કર્મનું ફલ તો મળવાનુંજ અને જે તત્વજ્ઞ નથી તેને પણ કરેલાં કર્મનું ફલ મળવાનુંજ. પણ તત્વજ્ઞ ફલને માટે ફાંફાં ન મારે. અધીરો ન થાય. બ્હાવરો ન બને. આકુળવ્યાકુળ ન બને. તેને ખબર છે કે કરેલું કર્મ વ્યર્થ થતું ન હોવાથી આજે નહીં તો પાંચ વર્ષે પણ એ ફલ આપવાનુંજ. એટલે ધીરજ ખોઈ બેસી, મારે ન કરવાનું કરવા મંડી પડવું, એમાં વિવેક નથી. કર્મફલની તત્કાલ સિધ્ધિ થવીજ જોઈએ એવો કાયદો નથી! આથી તે મોડું મળે કે વહેલું મળે પણ એક તો તત્વજ્ઞાની સિદ્ધિને ખાતર કર્મ કરતોજ નથી એટલે તેને સિદ્ધિ ન મળે તોપણ ખરખરો રહેતો નથી. બીજું સિધ્ધિ મળે એટલે તે પોતાને કૃતકૃત્ય થયો એમ માનતો નથી. કેમકે તે જાણે છે કે કર્મફલ આરામાં કૃતકૃત્યતા ઉપજાવવા અસમર્થ છે! તોપછી કર્તવ્યને કર્તવ્યના પ્રેમ ખાતર

કરવામાં જે આનન્દ છે તે આનન્દ બીજે કયાં હોય? જેને તત્ત્વજ્ઞાન નથી તે માણસ તત્ત્વજ્ઞાની કરતાં ઉલટી મનોદશાવાળો હશે. તે ફલને માટે ફાંફાં મારશે. અધીરો બનશે. બ્હાવરો થશે. આકુળવ્યાકુળ થશે. તે કર્મફલની પ્રાપ્તિ માટે અધીર બનશે. કર્મની સિદ્ધિ થતાં ફુલાશે. અસિદ્ધિ થતાં ચીડાશે. અને ન કરવાનું કરવા મંડી પડશે. આમ તે કર્તવ્ય ભ્રષ્ટ થશે-રાગદ્વેષનો ગુલામ થશે-અટવાઈ જશે-મનુષ્યજન્મના પ્રાપ્તવ્યથી દૂર થશે! આટલો તફાવત નિષ્કામકર્મી અને સકામકર્મીની વચ્ચે રહેશે. અને આ તફાવત પાડનાર કેવળ સકામતા છે! બાકી ફળ બન્નેને મળવાનુ છે. પણ એક નિષ્કામ હોઇ તેને ફળની પરવા નથી. આથી ફલની સિદ્ધિ અસિદ્ધિમાં તે સમ રહી નિરન્તર કર્તવ્યપાલનમાં તત્પર રહેશે અને આથી ઝટ સિદ્ધિ પામશે. બીજો સકામ હોઈ, ફલની ચિન્તામાંને ચિન્તામાં કર્તવ્યપાલન ઉપરથી ભ્રષ્ટ થશે અને કર્તવ્યપાલનના અભાવમાં સિધ્ધ કયાંથી. આથી તે અટવાઇ જશે. માટે હે અર્જુન! તત્ત્વજ્ઞ એવા તારો ફલમાં હક્ક નથી.

વળી ભગવાન ત્રીજો ઉપદેશ આપે છે કે હે અર્જુન! કર્મનું ફલ તને કર્મ કરવામાં પ્રેરક ન હો! કર્મનું ફલ માણસને કર્મ કરવામાં પ્રેરણા આપે એનો અર્થ એટલોજ કે માણસ લોભીઓ છે. લોભ એ આત્માને હેઠો પાડનાર છે! લોભમાં ઇચ્છા છે. ઇચ્છા છે ત્યાં ઇચ્છાભંગ થતાં ક્રોધનો આવિર્ભાવ થાયજ. અને માણસની તમામ ઇચ્છા પૂર્ણ થવીજ જોઇએ એવો કાયદો નથી. આમ કર્મનું ફલ જો માણસને કર્મ કરાવવામાં પ્રેરણા આપે તો તે માણસ રાગી છે. રાગી છે માટેજ દ્વેષીલો પણ છે. અને જે માણસ રાગદ્વેષના વશમાં વર્તે છે તે માણસને કર્તવ્યને કર્તવ્ય ખાતરજ કરવું જોઇએ એવી જે યોગબુધ્ધિ છે તે ન ઉપજે. તેની બુદ્ધિ નિર્મળ ન બને અને બુધ્ધિ નિર્મળ ન હોય એટલે તો આવી બન્યું. નિર્મળ બુધ્ધિ શિવાય અંતરાત્માનું દર્શન નથી અને અંતરાત્માની સમજ શિવાય કોટિ વર્ષે પણ શાન્તિ નથી! નીતરી સમજપૂર્વક કર્તવ્યકર્મ કરવામાં જે નર્યો આનન્દ છે તે મેલી બુધ્ધિથી ફળની ઇચ્છાને ઉદ્દેશમાં રાખીને કરવામાં નથી! કર્મફલથી પ્રેરાઇને કર્મ કરનાર માણસના હૃદયને તેનું પ્રત્યેક કર્મ વધારે અંધારાથી ભરે છે. કેમકે તે અસત્ય છે અને અસત્યના દૃઢ સંસ્કારમાં સત્ય ઢંકાઇ જાય છે અને સત્યના સ્વીકાર શિવાય તો ઉધ્ધારજ નથી! માટે હે અર્જુન! તને-આત્મજ્ઞાનીને કર્મફળ એ કર્મ કરવામાં પ્રેરક ન હજો!

વળી હે અર્જુન! તારે એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે. મેં તને સમજાવ્યું કે આત્માર્થે તો કર્મનું ફળ જ્ઞાનીને ન ખપે. તો કદાચ તું એમ સમજી બેસે કે જ્યારે મારે તો ફળની કશીએ ઇચ્છા નથી." તો પછી કર્મ કરવાં અને તેના ફળનુ અનુસન્ધાન ન કરવુ એ બધી અભિરમત કરવાથી ફાયદો શો! કેમકે કર્મ કરવાં અને છતાં તેના ફળનુ અનુસન્ધાન ન કરવું એ અતિનિર્મળ આત્મજ્ઞાનની ઉચ્ચ ભૂમિકા છે! એ ભૂમિકા પ્રત્યેક પળે સાચવવી જરા મુશ્કેલ છે! જ્યારે કર્મ તો પ્રત્યેક પળે ફળવાનાંજ અને થયેલાં કર્મ ફળવાનાંજ અને મારી સાવધતા તો એટલી તીવ્ર નથી કે પ્રત્યેક પળે હુ આત્મનિષ્ઠ હોઉ આથી હે ભગવન્! મને તો વધારે સારું એ લાગે છે કે કર્મ કરુ તો કર્મ ફલનો શિકાર થાઉ ને! ન કરું તો તો કાંઈ ભોગવવું ન પડે. માટે હું આત્મજ્ઞાની કર્મજ ન કરું એ ઉચિત છે. આવી મોહવિધ્ધ માન્યતાથી ચેતવાનું કહેતાં ભગવાન અર્જુનને કહે છે કે હે અર્જુન! તારો કર્મ ન કરવામાં પ્રેમ ન હજો. કર્મ ન કરવામાં તને આનન્દ ન દેખાશો. કર્મ ન કરવાં એતો પ્રમાદની નિશાની છે. વળી કર્મ ન કરવાં એટલે શું? શરીરની જે સ્વાભાવિકતા છે તેનું નિયમન કેવી રીતે થાય? જ્ઞાન થયા પછી પણ કાન તો સાંભળવાનોજ; આંખ જોવાનીજ, ચામડી સ્પર્શ અનુભવવાનીજ, જીભ ચાખવાનીજ, નાક સુંઘવાનુંજ, હાથ આદાન ક્રિયા કરવાનોજ, પગ વિહાર કરવાનાજ, મળમૂત્રનો ઉત્સર્ગ થવાનોજ. જ્યારે આ બધું તો થવાનુંજ તો છોડવાનું શું? જે ક્રિયાઓથી જાતિ દેશ અને આત્માની ઉન્નતિ થાય તે ક્રિયાઓજ છોડવાની? એ છોડવી એતો પ્રજ્ઞાપરાધ—આત્માપરાધ છે, શાસ્ત્રાપરાધ છે, લોકાપરાધ છે, ઈશ્વરાપરાધ છે, કૃતઘ્નતા છે. એવું કરવું એમાં કેવળ પ્રમાદ છે, આળસ છે, કર્તવ્ય તરફ જડતા છે અને એવો પ્રમાદ એતો આત્માર્થી માટે વિઘાતક છે. તો હે અર્જુન! તું ઉંધું સમજી બેસી આત્મા, જાતિ કે દેશની ઉન્નતિ થાય તેવાં કર્મ છોડી બેસે એમાં તો અકલ્યાણજ છે! કેમકે કર્મ ન કરવાની—પૂર્ણપણે છોડી દેવાની વૃત્તિ અશક્ય છે. જ્યારે તું ઇચ્છે છતાં એ છૂટે એવાં ન હોય તો પછી તેમને કર્તવ્ય તરીકે કરવામાંજ વધારે ઉચ્ચ આત્મસમાધાન છે. આત્મોપકાર છે, લોકોપકાર છે, ઈશ્વરપૂજા છે. કેમકે—તારે તો તેમાં સ્વાર્થની ગંધ નજ હશે. માટે કર્મ ન કરવાના દુરાગ્રહમાં તું આનન્દ માણનો ન થતો! ॥ ૪૭ ॥

**योगस्थः कुरु कर्माणि, सङ्गं त्यक्त्वा धनंजय !**
**सिद्धयसिद्धयोः समो भूत्वा, समत्वं योग उच्यते ॥ ४८ ॥**

હે ધનંજય ! યોગસ્થ થઇ કર્મ કર. સંગને છોડીને, સિધ્ધિ અસિદ્ધિમાં સમાન થઇ કર્મો કર. સમતા યોગ કહેવાય છે. ॥ ૪૮ ॥

આગલા શ્લોકમાં ભગવાને અર્જુનને અમૃતોપદેશ આપ્યો અને કર્તવ્યને કર્તવ્યના પ્રેમ ખાતરજ કર એમ સહેતુક બતાવ્યું. પણ એમ કહેવામાત્રથી નિષ્કામ કર્મયોગને લગતી નિષ્ઠા પ્રાપ્ત થતી નથી. ઘણા આ સિદ્ધાન્ત જાણે છે. પણ સિધ્ધાન્તનું વ્યવહારમાં વર્તન થતું નથી. માટે આ સિધ્ધાન્ત વ્યવહારમાં ઉતરી જાય એવો ઉપાય બતાવવો રહ્યો. જે ઉપાય પ્રમાણે આચરણનો પ્રયત્ન થાય તો નિષ્કામ કર્મયોગ સિધ્ધ થાય. આથી ભગવાનને અર્જુન કહે છે કે હે પ્રભો ! આપની વાત તો ગળે ઉતરી. પણ કર્મમાત્રની સિદ્ધિ અને અસિદ્ધિ, કરનારનામાં, હર્ષશોકની લાગણી ઉપજાવ્યા વિના રહેતી નથી. તો એ હર્ષશોકની લાગણીથી પર કેમ થવાય? આમ જ્યારે અર્જુને પૂછ્યુ ત્યારે ભગવાન કહે છે કે વત્સ ! હે ધનજય ! સંગ તજી યોગસ્થ થઈ સિદ્ધિ અને અસિદ્ધિમાં સરખો બની તું કર્તવ્યકર્મો કર. "યોગસ્થ" શબ્દમાં જે યોગ પદ છે–તે યોગ 'એટલે સમત્વ છે એમ જાણુ. અર્થાત્ માણસે નિષ્કામ કર્મયોગ સાધવો રહ્યો છે, એ સાધવાને માટે તેણે કઈ સાધન સંપત્તિ સંપાદિત કરવી જોઈએ ! તેણે પોતાના પુરૂષાર્થને કયાં કેન્દ્રિત કરવો જોઈએ જેથી નિષ્કામ કર્મયોગ એનો સ્વભાવ બની જાય ?–એનો અહીં ભગવાન ઉપાય બતાવે છે. સંગત્યાગ એ સૌથી પહેલું છે, હું કરું છું એવી જે મમત તેને સંગ કહેવામાં આવે છે. કર્મ કરતી વખતે જ્યારે અહંકાર માણસને વેધે છે ત્યારે તેનામાં કર્તૃત્વનું અભિમાન અવશ્ય આવે છે. પણ એવી કર્મમાં આસક્તિ એ એના મૂળ સ્વરૂપની સાથે વિસંવાદી છે. આથી મૂળ સ્વરૂપની યાદ રાખીને માણસે અહંભાવ અને આસક્તિથી પર થવાને પ્રયત્ન કરવો રહ્યો ! હું આવ્યું ત્યાં મારું આવવાનુંજ. અને આ "મારું" એજ સંગનુ ગાઢ સ્વરૂપ છે. હું ને પાતળો કરવા માટે હું નું વિવેક સ્વરૂપ ધ્યાનમાં રાખવું જોઈએ. વિવેકશરણી પુરુષ "હું" શું છે તે સમજશે. અને જેમાં હુંની મુદ્રા ન લગાવવી જોઈએ તેમાં તે તેને કદી મુદ્રિત ન કરશે. અને "હું"ની છાપ જ્યાં નથી ત્યાં "મારાં"ની છાપ પણ નજ આવે. આમ હું નો સાચો ખ્યાલ આવતાંજ માણસ યોગસ્થ થાય છે!

યોગસ્થનો અર્થ "સમતા સ્થિત" એવો થાય છે. સમતા એટલે બરોબરી! બે વસ્તુમાં બરોબરીનો ખ્યાલ હોય! એ બે વસ્તુ કઈ?-તો કર્મફલની સિદ્ધિ અને તેની અસિદ્ધિ! કર્મફલની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ બન્ને જેને સરખી થઈ તેને પ્રાપ્તિમાં હર્ષનું કારણ નથી. અપ્રાપ્તિમાં વિષાદનું કારણ નથી. આમ કર્મફલની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં એકધારી સમતાનેજ યોગ કહેવામાં આવે છે. અર્થાત્ પ્રાપ્તિથી રાગ તોપાય છે અને અપ્રાપ્તિથી રાગ દુભાય છે. દુભાયલા રાગનું નામ દ્વેષ છે. રાગ અને દ્વેષમાંજ જે સમભાવી છે તેને રાગદ્વેષ બીચારાં કશુ કરી શકતાં નથી. આમ રાગદ્વેષથી પર થવાય છે અહંકાર ન હોય તો. આમ રાગદ્વેષથી પરતા નિરહંકારિતાથી આવે છે અને નિરહંકારિતા વિવેકસાધ્ય છે. વિવેક વિચારસાધ્ય છે. તો વિચારપૂર્વક જે માણસ વર્તે તે નિષ્કામ કર્મયોગ સાધે. જેને સાચી વિચારસરણી હશે તે માણસ જરૂર એને સમત્વને પ્રાપ્ત કરશે એને-સમત્વ મળ્યુ એટલે પછી નિષ્કામ કર્મયોગ સહજ થઈ પડે છે. આમ કર્મમાં વર્તતો છતાં માણસ નિષ્કામ કર્મયોગી બની શકે એવો ઉપાય ભગવાન અહીં બતાવી રહ્યા છે. ॥ ૪૮ ॥

दूरेण ह्यवरं कर्म, बुद्धियोगाद् धनञ्जय ! ।
बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥

હે ધનંજય! કેમકે ફળની ઇચ્છાથી કરવામાં આવતું કર્મ બુદ્ધિયોગથી કરવામાં આવતાં કર્મ કરતાં અત્યંત હીન છે તેથી બુદ્ધિયોગમાં આશ્રય શોધ. ફળની ઇચ્છાથી કર્મ કરનારા કૃપણ-દયાપાત્ર-આકુળવ્યાકુળ ચિત્તવાળા થાય છે. ॥ ૪૯ ॥

યોગસ્થિત થઇને કર્મ શાને કરવાં, ફલસ્થિત થઇને શાને-ન કરવાં, એ વાતને ઉપલીજ વિચારસરણીના આશ્રયે ભગવાન સમજાવે છેઃ-

હે અર્જુન! બુદ્ધિયોગથી કર્મ અત્યંત તુચ્છ છે. માટે બુદ્ધિમાં શરણ શોધ. ફલાશાથી કર્મ કરનારાઓ કૃપણ થાય છે. ઉપર આપણે જોયું કે વિચાર વિવેકમાં પરિણામ પામે છે અને વિવેક નિષ્કામ કર્મયોગમાં વિરમે છે! નિષ્કામ કર્મયોગ એ અત્યંત નીતરી સમજ છે! એનેજ-નિષ્કામ કર્મયોગને લગની નિર્મળ સમજનેજ, ભગવાન અહીં બુદ્ધિયોગ એવું નામ આપે છે. એ નિતરી સમજના યોગ કરતાં તો સકામ કર્મ કરવામાં પ્રેરનારી સમજ

એ અત્યંત તુચ્છ છે. સકામ કર્મમાં લગાડનારી સમજ કેમ તુચ્છ છે અને નિષ્કામ કર્મયોગમાં લગાડનારી સમજ કેમ ભવ્ય છે એ આપણે ઉપર લંબાણપૂર્વક વિચારી ગયા. જ્યારે નિષ્કામ કર્મયોગને લગતી નિતરી સમજ સકામ કર્મયોગને લગતી મેલી સમજથી ઘણીજ ભવ્ય છે ત્યારે એના ઉપરથી સ્વાભાવિક રીતે આપણે કોને સ્વીકારવી એ ફળે છે! ભગવાનજ તેનો નિર્ણય આપે છે કે હે અર્જુન! તું બુદ્ધિમાં શરણ શોધ. અર્થાત્ જે ઉચ્ચતમ-નિર્મલતમ-નિષ્કામ કર્મયોગને લગતી સમજ છે, એ સમજમાંજ તુ તારું શરણ શોધ. એજ તને બચાવે એવી છે. શરણું તેનુ લઇએ કે જે આપણને મહાભયમાંથી બચાવે. નિષ્કામ કર્મયોગને લગતી નીતરી સમજ આપણને મહાન ભયમાંથી ઉગારે છે. આથીજ તેનુ શરણ સ્વીકારવુ એ કેવળ હિતાવહ છે જેઓ ફલાભિલાષથી કર્મ કરનારા છે તેઓ કૃપણ છે. કંજૂસ છે. દીન છે. કેમકે તેમને છેવટે હર્ષશોકના આવેગો હલ્યા શિવાય રહેતા નથી. આત્મજ્ઞાની ઉદાર છે. આત્મજ્ઞાની નિષ્કામ કર્મયોગી છે અને આથી નિષ્કામ કર્મયોગી ઉદાર છે, આત્માને ન જાણનાર કૃપણ છે. અજ્ઞાની સકામ છે. આથી સકામ કર્મ કરનાર દીન છે! આમ કહી ભગવાન અર્જુનને નિષ્કામ કર્મયોગનું મૂલ્યાંકન કરવા પ્રેરે છે. તેને નિષ્કામ કર્મયોગી બનવા પ્રેરે છે. ॥ ૪૯ ॥

> बुद्धियुक्तो जहातीह, उभे सुकृतदुष्कृते ।
> तस्माद् योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

આ લોકમાં સમત્વ યોગરૂપી બુધ્ધિયુક્ત મનુષ્ય સુકૃત તથા દુષ્કૃત બન્નેને ત્યાગે છે. તેથી યોગ માટે પ્રયત્ન કર. યોગ કર્મમાં કુશલતા આપે છે. ॥ ૫૦ ॥

ફલનું મનમાં અનુસન્ધાન કરીને કર્મ કરનારા મનુષ્યો છેવટે દીન બને છે. હર્ષશોકથી આકુલવ્યાકુલ બને છે. એમ કહી ફલાનુસધાન છોડી ફરજ તરીકે માણસે કર્મ કરવાં જોઇએ એમ આગલા શ્લોકમાં ભગવાને સમજાવ્યું. વળી એજ સિધ્ધાન્તને વધારે દૃઢ કરતા કહે છે કે હે અર્જુન! બુદ્ધિયુક્ત મનુષ્ય આ લોકમાં સુકૃત અને દુષ્કૃત-એ બન્નેને છોડે છે. માટે યોગને માટે ઉદ્યોગી થા. યોગકર્મમાં કૌશલ આપે છે.

ભગવાન કહે છે કે બુધ્ધિયુક્ત મનુષ્ય જગતમાં સુકૃત અને બન્નેને ત્યાગે છે. એટલે કે જેને સમત્વ પ્રાપ્ત થયુ છે, એટલે કે જે

कर्मजं बुद्धियुक्ताः हि, फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः, पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥

સમત્વ બુધ્ધિરૂપ કર્મયોગનો આશ્રય કરી કર્મ કરનારા પંડિતો, નિશ્ચય કર્મજન્ય ફળને ત્યજી જન્મરૂપ બંધનથી છેવટના છૂટી, રોગરહિત-ઉપદ્રવરહિત પદને પ્રાપ્ત થાય છે. ॥ ૫૧ ॥

હવે કર્મયોગનું જે માહાત્મ્ય છે તેનો ભગવાન ઉપસંહાર કરતાં કહે છે કે હે અર્જુન! સમજુ પંડિતો કર્મજન્ય ફળને તજી જન્મરૂપી બન્ધનમાંથી છેવટને માટે છૂટી નીરોગી પદને પ્રામે છે. અર્થાત્ હે અર્જુન! આ જે સમતાયોગ તને બતાવ્યો એ સમતાયોગ જેણે પ્રાપ્ત કર્યો છે તે મનીષિઓ છે. અર્થાત્ વાસ્તવિક પંડિતો છે. આવા પંડિતો સમતાબુદ્ધિપૂર્વક કર્તવ્યકર્મ કરનારાઓ હોય છે.. એવાઓ કર્મજન્ય ફલને તજી દે છે. એટલે કે કર્મનું ફલ સુખદુઃખ, તે સુખદુઃખરૂપી ફલને તજે છે. એટલે તેમને એવી રીતે ભોગવે છે કે તે ભોગવવા છતાં ભોગવતો નથી. કેમકે તેમનો જે પ્રભાવ તેજ હણાય છે. અને નિર્વિષ સાપ કરડે તોપણ તેનું ઝેર ચઢતું નથી! તેમ નિર્વિષ થયેલ કર્મસર્પ કરડે તોપણ તેનું ઝેર-સુખદુઃખ-તેને ચઢતું નથી! આમ આ લોકમાં તેમનો અનુભવજ તેમને સુખદુઃખથી પર બનાવશે. અને આગળ પણ-બીજા જન્મમાં પણ તેમને આ કર્મો કશું કરી ન શકશે. કેમકે યોગ જન્મનેજ છેદશે. એજ વાત કહે છે કે હે અર્જુન! આવાં કર્મજન્ય ફલને તજી તેઓ જન્મબંધથી વિનિર્મુક્ત થાય છે. જન્મ એજ બધન છે. અને એ બંધન અજ્ઞાનનું છે. અજ્ઞાન જ્યાં મરે ત્યાં અજ્ઞાનનું કાર્ય ન જીવે. કર્મયોગ સત્યજ્ઞાન પ્રકટ કરે છે. આથી રાગદ્વેષાદિના પિતારૂપ અજ્ઞાનનુંજ મોત આવી જાય છે. આથી નિર્બીજ થયેલું અજ્ઞાન જન્મરૂપ બંધન નથી જન્માવી શકતું. આથી વર્તમાન જન્મ એ કર્મયોગીને માટે છેવટનો જન્મ છે. આવા ચરમ દેહી મહાત્માઓ અનામય પદને પામે છે એટલે કે નીરોગી સ્થાનને પ્રાપ્ત કરે છે. આ નીરોગી સ્થાન કયું? આમ દુન્યવી વ્યાધિ તો કોઈકને કદાચ ન પણ હોય. પરંતુ પ્રાણીમાત્ર એક મહાવ્યાધિથી પીડાય છે. અને તે મહારોગ-રાજરોગ-તે ભવરોગ છે. ભવરોગમાંથી જન્મેલું કોઈ મુક્ત નથી! આ ચરમ દેહી, મહાભાગ, નિષ્કામ, કર્મયોગી, મહાત્મા આ ભવરોગથી-લગભગ અસાધ્ય ભવરોગ-ત્રણ ગુણરૂપી ત્રિદોષ સંન્નિપાતમાંથી મુક્ત થાય છે! ભવરોગથી મુક્ત માણસજ પરમપિતાના સ્વરૂપભૂત નીરોગી સ્થાનને પ્રાપ્ત

અર્થાત્ જીવન્મુક્તિ અનુભવી અંતે પરમાત્મારૂપ થાય છે. અને પરમાત્મા બન્યા પછી આગળ જવાનું નથી એ વિશ્રામભૂમિ છે. આમ નિષ્કામ કર્મયોગ પરમપિતાની ગોદમાં માણસને બેસાડે છે। તો હે અર્જુન! તું નિષ્કામ કર્મયોગી બન। ॥ ૫૧ ॥

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गन्तासि निर्वेदं, श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥**

જ્યારે તારી બુદ્ધિ, મોહરૂપી મેલને પૂર્ણપણે ઓળંગી જશે ત્યારે, સાંભળેલ અને સાંભળવામાં આવનાર કર્મફળમાં, તું બ્રહ્મબુદ્ધિને પ્રાપ્ત કરશે. ॥ ૫૨ ॥

કર્મયોગનું આ અદ્‌ભુત માહાત્મ્ય સાંભળી અર્જુન તો છક થઈ ગયો. માહાત્મ્યશ્રુતિ માણસની પ્રેરક બને છે। અર્જુનના હૃદયમાં પણ થયું કે હું આવો મહાયોગી બનું તો કેવું સારું? આથી આતુરતાપૂર્વક ભગવાનને પૂછે છે કે હે ભગવન્! આવા મહામહિમાવાળા યોગને હું ક્યારે પ્રાપ્ત કરી શકીશ? અર્થાત્ જે માણસે આ યોગને પ્રાપ્ત કરવો હોય તેણે કેવી સાધનસંપત્તિવાળા હોવું જોઈએ? આવો અર્જુનનો પ્રશ્ન સાંભળી ભગવાન હવે આવતા બે શ્લોકોમાં માણસ ક્યારે કર્મયોગનો અધિકારી બને છે તે દર્શાવે છે।

હે અર્જુન! જ્યારે તારી સમજ મોહરૂપી કાદવકીચ્ચડને હમેશને માટે ઓળંગી જશે ત્યારે સાંભળવા યોગ્ય અને સાંભળેલાનો તું નિર્વેદ પામીશ.

અર્થાત્ કર્મયોગમાં માણસ જો વિહાર કરવા માંગતો હોય તો તેની સમજ નિર્મળ હોવી જોઈએ. નીતરી સમજ એટલે ડહોળાયેલી બુદ્ધિનો અભાવ. માણસની સમજ-બુદ્ધિ, અજ્ઞાન-રાગદ્વેષ-અહંકાર-ભય વગેરેથી મેલી બને છે. જ્યાંસુધી એ સમજ નિર્મળ ન થાય એટલે કે બુદ્ધિ રાગદ્વેષરહિત ન થાય ત્યાંસુધી કર્મયોગમાં પત્તો ન લાગે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! જ્યારે તારી બુદ્ધિ મોહકલિલને ખાસ તરી જશે ત્યારે તું કર્મયોગી થશે. મોહ એટલે અવિવેક. આત્મા અને દેહની મિશ્રિત સમજ અને એ મેલી સમજમાંથી ફળતું વર્તન એટલે મોહ. અર્થાત્ અહંતા-મમતા. અહંતા અને મમતા એ કફ છે. મનને મેલું કરનારાં છે। આથી મોહને એટલે કે મોહના સક્રિય સ્વરૂપભૂત અહંતા-મમતા ને, અહંમમ-રૂપ કાદવને તરી જશે

અને કેવી રીતે તરી જશે? તો છેવટની. એક વખત તર્યા પછી પાછી તેમાં ન પડે એવી થશે, એટલે કે મોહના પ્રદેશને ઓળંગી ગયા પછી પાછી કદી મોહના પ્રદેશમાં ન આવશે, અર્થાત્ અત્યંત નિર્મળ બનશે ત્યારે તું કર્મયોગી બનશે. જ્યારે બુદ્ધિ, સમજ અત્યંત નિર્મોહી થશે ત્યારે તું હે અર્જુન! આત્યારસુધી સાંભળેલું અને હજી ભાવિમાં સાંભળવા યોગ્ય એવું જે કાંઇ છે તે બધાના ઉપર તને ઉદાસીનતા થશે. સાંભળેલું અને સાંભળવા યોગ્ય શું? હે અર્જુન! અત્યારસુધી તેં શાસ્ત્ર-લોક-ગુરુ વગેરે દ્વારા અમુક કર્મનું અમુક ફળ છે, અમુકનું અમુક છે, અમુક કરવાથી અમુક મળશે વગેરે જે કાંઈ કર્મનું ફળ સાંભળ્યું છે તે સાંભળેલું કહેવાય. અને હજીપણ ભાવિમાં જ્યાંસુધી કર્મયોગી નથી બન્યો ત્યાંસુધી કર્મના ફળ વિષે જે કાંઈ સાંભળવા યોગ્ય છે તે કર્મના સાંભળેલા અને સાંભળવા યોગ્ય તમામ ફળરૂપ આ જગતના અને પેલાં-બીજાં જગતના-પરલોકના પદાર્થોમાં તને નિર્વેદ થશે. નિર્વેદ એટલે કે 'મારે અમુક હો—' એવી જાતની જે રાગગર્ભા લાભબુધ્ધિ છે એ રાગગર્ભા લાભબુદ્ધિનો અભાવ. અર્થાત્ અત્યંત ઉદાસીનતા-પ્રાપ્ત અને અપ્રાપ્ત ઉભય પદાર્થોમાં ન તો લેવાની કે ન તો તજવાની જે કોઈ અદ્ભુત મનોદશા છે અવર્ણનીય તટસ્થતા છે તે તટસ્થતાને વિરાગને પ્રાપ્ત કરીશ. અર્થાત્ હે અર્જુન! મોહ મરી જતાં રાગ મરી જાય છે. અને રાગ મરી ગયો એટલે માણસમાં બસ-બુદ્ધિ-વિરાગ આવે છે. અર્થાત્ તે અનાસક્તિને પામે છે. અને અનાસક્તિ-ઉંચા પ્રકારની તટસ્થતાની સમજ આવતાં માણસ આત્મજ્ઞાની બને છે. અને આત્મજ્ઞાની માણસ ફલેચ્છાથી પ્રવર્તતો નથી. નિષ્કામભાવે લૌકિક વૈદિક તમામ કર્મો, કર્મોના પ્રેમ ખાતર કરે છે. અને તેજ કર્મયોગી મહાત્મા બને છે. માટે જેણે નિષ્કામયોગી બનવું હોય તેણે બુધ્ધિને નીતરી બનાવવાના પ્રયત્નોમાં પોતાના તમામ પુરુષાર્થને કેન્દ્રિત કરી દેવો ઘટે. એવો આમાં ધ્વનિ છે. ॥૫૨॥

श्रुतिविप्रतिपन्ना ते, यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिः, तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

જ્યારે સાંભળવાથી બેબાકળી બનેલી તારી બુધ્ધિ ચળે નહિ એવી રીતે સમાધિમાં નિશ્ચલ થશે ત્યારે તું કર્મયોગને પ્રાપ્ત થશે. ॥ ૫૩ ॥

હે અર્જુન! નિર્મળ બુદ્ધિ કેવી રીતે થાય તે તને હું કહું છું તે સાંભળ! જ્યારે કર્મફળની શ્રુતિથી એટલે કે કર્મના ફળરૂપ અનેક પ્રત્યક્ષ અને

અપ્રત્યક્ષ પદાર્થોની પ્રાપ્તિના સાંભળવાથી અનેક પ્રકારે ફંટાયેલી તારી બુદ્ધિ સમાધિ-નિશ્ચલ થશે ત્યારે તુ યોગ પામીશ.

અર્થાત્ હે અર્જુન! અત્યારે તારી સમજ શ્રુતિવિપ્રતિપન્ન છે. શ્રુતિ એટલે સાંભળવું. સાંભળવાથી વિપ્રતિપન્ન એટલે વિવિધ પ્રકારની સમજણ. એટલે કે અમુક કર્મનુ અમુક ફળ, અમુકનુ અમુક, એમ ફળના શ્રવણથી માણસની બુધ્ધિ તે તે ફળને પ્રાપ્ત કરવામા વેરાઈ જાય છે. ઘડીમાં અમુક કર્મ મારે માટે સારુ છે, ઘડીમાં અમુક મારે માટે લાભદાયી છે, એમ ઘડી ઘડીએ સમજના રગ બદલાય છે. આ ઘડી ઘડીએ બદલાતા રગોવાળી બુદ્ધિ એટલે શ્રુતિવિપ્રતિપન્નબુધ્ધિ. અર્થાત્ વિક્ષિપ્તબુદ્ધિ-ચોમેર ફેંકાયલી સમજ. એ ચોમેર વેરાઈ ગયેલી-ફેંકાયેલી તારી મતિ જ્યારે એકઠી થશે એટલે કે કર્તવ્યકર્મમાં એકત્રિત થઈ જશે, અર્થાત્ મારું અમુકજ કર્તવ્ય છે અને કર્તવ્ય કરવુ એજ મારી ફરજ છે એમ સમજાતાં વેરાયેલી બુદ્ધિ તેં ને કર્મમાંથી નીકળી કર્તવ્યમાં ઠરશે અર્થાત્ સાચી સમજને લીધે તારી ફેંકાયેલી બુધ્ધિ નિશ્ચિત બની સમાધિમાં ઠરશે ત્યારે તુ યોગ પ્રાપ્ત કરશે. સમાધિ એટલે નિર્મલ ચિત્તની એકાગ્રતા. મન નિર્મલ બનતાં ઠરે છે અને ઠરેલી બુદ્ધિ એકાગ્ર એટલે એકમાં-એક સામે રહેલી વસ્તુમાં અગ્ર એટલે છતી-સામી થાય છે. એટલે કે સામે જે પ્રાપ્ત કર્તવ્ય છે તેમાંજ તીણી થઈને ઘૂસી જાય છે બીજુ તેને કશું સુઝતુંજ નથી. આમ ડોહોળાયેલી સમજ નીતરી બની એકાગ્રતામાં અચળ થાય ત્યારે કર્મયોગને પ્રાપ્ત કરે. અર્થાત્ જેણે કર્મયોગી બનવું છે તેણે પોતાની કર્મફલના શ્રવણથી ચચળ થયેલી બુદ્ધિને, અચંચલ કરવી ઘટે. સમજને સ્થિર કરી તે સમજને સમાધિમાં અચલ કરવી. અર્થાત્ ફલેચ્છા માણસની મતિને ચંચળ કરે છે. તો જ્ઞાનપૂર્વક તે ફલેચ્છાને ત્યજી, સમજને સ્થિર કરવા માટે કર્તવ્યકર્મમાં મંડયાં રહેવું. કર્તવ્યપરાયણતા માણસને કર્તવ્યમાંજ એકાગ્ર રાખશે અને ધીરે ધીરે આ કર્તવ્ય પરાયણતામાં એકાગ્ર મતિ કર્તવ્યમાંજ સ્થિર થશે અને જે કર્તવ્યમાંજ સ્થિર છે તે ફલમાં સ્થિત હોય નહીં કેમકે કર્તવ્યમાં જો એકાગ્ર છે તો ફળની ચિંતા કરે તો વ્યગ્ર બને. આમ કર્મયોગી બનવા માટે માણસે શુ કરવું જોઇએ તે ભગવાને અહીં બતાવ્યું. ટુંકમાં ચચળ બુદ્ધિને ચંચળ થવામાં જે કારણ હોય તે કારણને દૂર કરવા પ્રયત્ન કરવો અને એ ચંચળતાને દૂર કરવાનો પ્રયત્ન સમાધિમાં અચળ બુધ્ધિ રાખવી એ છે. એકાગ્ર બની કર્તવ્યકર્મમાં, કર્તવ્યના પ્રેમથી રાત્રિદિવા યથાવકાશ સતત મંડયા રહેવું એ કર્મયોગી બનવાની સાધના છે! ભગવાન અહીં અર્જુનદ્વારા મનુષ્યમાત્રને કેવી રીતે કર્મયોગી બનવું એની દયાળુ હોઈ, ઉપાયસરણી બતાવે છે. ॥ ૫૩ ॥

**શ્રી અર્જુન उवाच : શ્રી અર્જુન બોલ્યાઃ-**

"स्थितप्रज्ञस्य का भाषा, समाधिस्थस्य केशव ! ।
स्थितधीः किं प्रभाषेत, किमासीत व्रजेत किम्" ॥ ५४ ॥

હે કેશવ! સ્થિર-વ્યવસાયાત્મક બુદ્ધિ, નિરન્તર એકાગ્રચિત્ત, કર્મયોગીનું શું લક્ષણ છે! એ સ્થિર બુદ્ધિ શું બોલે છે? કેવી રીતે બેસે છે? કેવી રીતે ચાલે છે? ॥ ૫૪ ॥

આગલા શ્લોકમાં ઠરેલી બુદ્ધિવાળો માણસ કર્મયોગી થાય છે એમ ભગવાને કહ્યું. એટલે અર્જુનનું ધ્યેય સ્પષ્ટ કર્યું. અર્થાત્ માણસે ઠરેલી બુદ્ધિવાળા બનવું જોઈએ. તો એ ઠરેલી બુદ્ધિવાળાના લક્ષણ ક્યાં? કેમ જણાય કે આ માણસની બુધ્ધિ ઠરેલી છે? બુદ્ધિ ઠરેલી હોય તેવા માણસને કાંઇ શીંગડા ઉગી નીકળતાં નથી. પૂછડું પણ ફુટી નીકળતું નથી. તો સામાન્ય-અઠરેલ મતિવાળો માણસ અને ઠરેલ-અસામાન્ય બુદ્ધિવાળાનો તફાવત શું? અર્થાત્ સિદ્ધ પુરુષનાં જે સ્વભાવસિધ્ધ લક્ષણો હોય તે સાધકનાં સાધનરૂપ છે. સાધન માર્ગે નિષ્કંટકપણે માણસ ત્યારેજ પ્રવર્તી શકે જ્યારે સાધ્ય સાધનનું એને નિશ્ચિત સચોટ જ્ઞાન હોય. આથી હવે અર્જુન સાધકમાત્રને માટે વિચારણીય, નિત્ય ચિન્તનીય પ્રશ્ન પૂછે છે. આ પ્રશ્ન અને તેનો ભગવાને આપેલો જવાબ એ બન્નેનું નિરંતર માણસે મનન કરવું જોઈએ. કેમકે તે ધ્યેયપ્રકાશક છે. આથી ધ્યેયસિધ્ધિ ચાહનારે હમેશા આ અધ્યાયના આ ભાગનું યથાશક્તિ મનન કરવું જોઈએ. અર્જુન સવાલ કરે છે કે હે ભગવન્! હમેશાં એકાગ્ર ચિત્તવાળા, ઠરેલ બુધ્ધિવાળા, માણસની ભાષા કઈ? ઠરેલબુદ્ધિ કેમ બોલે? કેમ બેસે? કેમ ચાલે? આમ અહિં ચાર પ્રશ્ન છે. પહેલો તો એ કે ઠરેલ બુધ્ધિની ભાષા કઈ? આનો અર્થ એમ નથી કે ઠરેલબુધ્ધિ માણસ જો ગુજરાતી હોય તો ઠરેલ મતિવાળો થતાં તે એકદમ ગુજરાતી ભાષા છોડી દઇ અંગ્રેજી બોલતો થઇ જાય? આવો વાચ્યાત્ અર્થ નથી લેવાનો. ભાષા શબ્દનો અર્થ -અહીં- લક્ષણ-છે. -અર્થાત્ કયાં લક્ષણોથી આ માણસ ઠરેલ બુધ્ધિવાળો છે એમ સમજાય? અર્થાત્ ઠરેલમતિ માનવની ઓળખ કઈ? આ પહેલો પ્રશ્ન છે.

ઠરેલ બુધ્ધિ કેમ બોલે એટલે કે તેની બોલવાની રીત આપણા કરતાં જુદી થઈ જાય એમ નહીં. પરંતુ જીવનમાં પ્રાણીમાત્રને પોતપોતાના કર્મ અનુસાર સારા નરસા વિષયોની પ્રાપ્તિ થવાનીજ. એ શુભાશુભ વિષયોની

પ્રાપ્તિ વખતે જેની બુધ્ધિ હરેલી નથી તે શુભ પ્રાપ્તિમાં હરખાઈ જાય, અશુભ પ્રાપ્તિમાં કરમાઇ જાય, તો આ હરેલ મતિવાળો પણ સામાન્ય માનવની માફકજ શુભાશુભ વિષયની પ્રાપ્તિ થતાં હર્ષશોકનું પ્રદર્શન કરે છે કે કોઈ જૂદી રીતે? અર્થાત્ હરેલ બુદ્ધિવાળો માણુસ પ્રાપ્ત થયેલ હર્ષશોકનું કેવી રીતે પ્રદર્શન કરે છે? આ બીજો પ્રશ્ન છે.

વળી હરેલ માણુસ કેમ બેસે? એટલે કે તે માણુસ કાંઇ શીર્ષાસન કરીનેજ બેસે છે એવો અર્થ નથી। સામાન્ય માનવીની બેઠક અને આવા હરેલની બેઠકમાં કાંઈ ભેદ છે. આ બેઠક તે જ્ઞાનેન્દ્રિયોની અને કર્મેન્દ્રિયોની પોતપોતાના વિષયો ઉપર બેઠક છે. અર્થાત્ સમજુ માણુસ જ્ઞાનેન્દ્રિયો દ્વારા વિષયો પર બેસે છે–તે તે વિષયોનો, અનિવાર્ય હોવાથી ભોગ કરે છે અને સામાન્ય માણુસ પણ તેમજ કરે છે. તો ઈન્દ્રિયોદ્વારા વિષયો ઉપર બેઠક જમાવવામાં હરેલ અને અહરેલ માણુસની વચ્ચે શો તફાવત છે। આ ત્રીજો પ્રશ્ન છે.

અને છેલ્લો સવાલ હરેલમતિ કેવી રીતે ચાલે। એટલે કે તે રસ્તા ઉપર દોડતો જાય અગર તો કીડીની માફક ચાલે એવો હાસ્યાસ્પદ અર્થ નથી। દુનિયામાં વ્યવહારમાં પ્રાણીમાત્રે ચાલવાનુંજ છે. તો હરેલ માણુસ વ્યવહારમાં જે રીતે વર્તે અને અહરેલ જે રીતે વર્તે તે બેમાં કાંઇ તફાવત છે?

અર્થાત્ પહેલા સવાલમાં સ્થિતપ્રજ્ઞ–હરેલ બુધ્ધિની ઓળખ માંગે છે. બીજા પ્રશ્નમાં શુભ કે અશુભ વિષયની પ્રાપ્તિમાં હરેલ માનવનું મન હૃષ્ટ થાય છે કે ખિન્ન થાય છે કે ન તો હૃષ્ટ ન તો ખિન્ન એમ, એ બન્નેથી પર હોય છે એ જાણુવા માંગે છે. ત્રીજા પ્રશ્નમાં હરેલમતિ માણુસ ઈન્દ્રિયોને વશમાં રાખી વિષયો ભોગવે છે કે વશમાં ન રાખી વિષયોપભોગ કરે છે એ જાણુવા ચાહે છે. ચોથા સવાલમાં વ્યવહારમાં આવો હરેલ માનવી સ્પૃહાયુક્ત વર્તન કરે છે કે નિસ્પૃહ થઇને વર્તે છે એ જાણુવા અર્જુન વાંછે છે. અને આ ચાર પ્રશ્નો હરેલી બુદ્ધિની કસોટી છે. એ કસોટી ઉપર જે માણુસ પોતાને કસી જુએ તે ધ્યેયથી કેટલો આઘે છે કે કેટલો પાસે છે તે જણાશે. માટે પ્રયોગવીર, ધ્યેયસિદ્ધિ માટે ઝઝુમતા નરે, પોતાના સુવર્ણરૂપી વર્તનને આ કસોટી ઉપર કસવું રહ્યું। જેનું સુવર્ણ વર્તન સો ટચનું સોનું નીકળશે તે ભગવાનનો પ્રિય બનશે. તે પાર પામશે. ॥ ૫૪ ॥

श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યાઃ-

"प्रजहाति यदा कामान् सर्वान् पार्थ! मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते" ॥ ५५ ॥

હે પાર્થ! જ્યારે મનમાં રહેલા બધા અભિલાષોને છેવટના છોડે છે; આત્મામાંજ આત્મા વડે તૃપ્ત થાય છે-"બસ-બુધ્ધિ" થાય છે ત્યારે નિશ્ચલ મતિ કહેવાય છે. ॥ ૫૫ ॥

ઠરેલ મતિનું ઓળખાણ, તેનું હર્ષશોકનું પ્રકાશન, તેનું જિતેન્દ્રિય વર્તન અને તેનું વ્યવહારમાં વર્તન એમ ચાર સવાલ અર્જુને પૂછયા. ભગવાન હવે ક્રમશઃ એ ચારેના ઉત્તરો આપે છે. ભગવાન તો જાતે સિધ્ધ છે એટલે એમને તો પ્રશ્ન પૂછતાંજ વાર! તેમને કાંઈ વિચારવાનું થોડુંજ હોય! જ્યાં અર્જુનનો પ્રશ્ન થયો કે તરત પરમાત્મા તે પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જ્યારે મનોગત તમામ કામોને છેવટના માણસ છોડી દે છે અને આત્મામાંજ આત્મા વડે ધરાયેલ રહે છે ત્યારે ઠરેલ બુધ્ધિવાળો કહેવાય છે.

સ્થિતપ્રજ્ઞનું લક્ષણ અર્જુને પૂછ્યું છે. તો સ્થિરપ્રજ્ઞ શબ્દનો યથાર્થ અર્થ સમજી લેવો જરૂરી છે. સ્થિત એટલે ઠરેલી. પ્રજ્ઞા એટલે સાક્ષાત્કાર પર્યન્ત પહોંચેલી તાત્વિક સમજ-બુધ્ધિ. સ્થિત શબ્દનો ઠરેલી એવો અર્થજ વિચારરમણીય છે. માણસની બુધ્ધિ એના મૂળ રૂપમાં સત્વમય છે. અને સત્વમય હોવાથી એ શુધ્ધ છે. પરંતુ રજોગુણ અને તમોગુણનો જ્યારે ઉભરો થાય છે ત્યારે તે મેલી થઈ જાય છે. જેમ મેલું પાણી ઠરતાં તેનો મેલ નીચે બેસી જાય છે અને નીતરૂં પાણી રહી જાય છે તેમ જેની મતિનો રજોગુણ અને તમોગુણરૂપી મેલ નીચે ઠરી જાય છે અને કેવળ સત્વગુણનોજ કાયમી ઉભરો રહે છે ત્યારે તેવી મતિ-બુધ્ધિ-સમજ 'સ્થિત'-ઠરેલી કહેવાય છે. પ્રજ્ઞાનું સ્થિત એ વિશેષણ છે. પ્રજ્ઞા એટલે સાક્ષાત્કાર પર્યન્ત પહોંચેલી તાત્વિક સમજ. અર્થાત્ જેની સમજ વસ્તુમાત્રના યથાર્થ સ્વરૂપને અપરોક્ષ રીતે જાણે છે તેની બુધ્ધિ, પ્રજ્ઞા કહેવાય છે. આવી ઠરેલ પ્રજ્ઞા જે માણસની હોય તે માણસનાં લક્ષણો અર્જુન પૂછે છે.

સ્થિતપ્રજ્ઞ કોને કહેવો? તેનાં આ શ્લોકમાં બે લક્ષણો આપે છે. જે માણસના તમામ મનોગત કામો છેવટના છૂટેલા હોય તથા જે આત્મામાંજ આત્મા વડે ધરાયેલ હોય તેને સ્થિતપ્રજ્ઞ જાણવો. અર્થાત્ સ્થિતપ્રજ્ઞ બનવા માટે કામનાત્યાગ એ મુખ્ય છે. કામ એટલે ઇચ્છા. શાની ઇચ્છા? તો જોયેલા અને સાંભળેલાં વિષયોને ભોગવવાની અભિલાષા. વિષયોને ભોગવવાની ઇચ્છાનો ત્યાગ થાય તો બુદ્ધિ ઠરે। એટલે ઇચ્છા એ-માણસની મતિને મેલી કરે છે. એવું આમાંથી ફ્લે છે। હવે એ ઇચ્છાને પણ ભગવાન અહીં વિશેષણો આપે છે. ઇચ્છાઓ કેવી? તો મનોગત મન એટલે સંકલ્પ કરનારી ઇન્દ્રિય. એ સંકલ્પ વિકલ્પમાં ગત એટલે ગયેલી એટલે ઘૂમેલી-ખૂંચેલી. પદાર્થોને લગતી ઇચ્છામાત્ર સંકલ્પમાં ઘૂમીને રહેલી હોય છે. તો મનમાં ઘર ઘાલીને વસતી ઇચ્છાઓનો જ્યારે ત્યાગ થાય ત્યારે માણસ ઠરેલ મતિ થાય. મનોગત કામનાઓનો સંપૂર્ણ ત્યાગ થવો જોઇએ, એમ શ્લોકમાંનો 'સર્વાન્' શબ્દ બતાવે છે. થોડી ઇચ્છાઓ ત્યજે અને થોડી છો રહે એવી અધકચરી ત્યાગભાવના અહીં ભગવાનને ઇષ્ટ નથી. ભગવાન કહે છે કે જો તારે સાચેજ સ્થિતપ્રજ્ઞ થવું છે તો પછી તમામ મનોગત કામનાઓનો ત્યાગ કર અને એ ત્યાગ પણ કેવો?—છેવટનો. મનોગત તમામ કામનાનો છેવટનો ત્યાગ 'પ્રજહાતિ' ક્રિયાપદના પ્ર ઉપસર્ગથી સૂચિત થાય છે। અર્થાત્ તમામ મનોગત કામનાઓનો તત્કાલપૂરતો ત્યાગ, માણસને સ્થિતપ્રજ્ઞ ન બનાવે. ત્યાગ તો છેવટનોજ હોઈ શકે. આમ મનોગત-તમામ કામનાઓનો છેવટનો ત્યાગ એ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે। આમાં એક ચમત્કૃતિ છે. 'મનોગત' શબ્દ ખાસ સમજી લેવા જેવો છે. ભગવાન મનોગત કામના-વિષયોને છોડવા કહે છે. અર્થાત્ બહારના પદાર્થોનો ત્યાગ કરવો એવો ક્યાંયે અર્થ નથી. માણસ ઘરમાં બેઠો હોય-પણ જેનું મન પોતાને હાથ છે તેને ઘરબાર છોડી, જંગલ જવાની જરુર નથી। કેમકે ઉપદ્રવમાત્રનું—ઉગમસ્થાન—મન-છે. એ મનની અંદર ઇચ્છાઓ ઘર ઘાલીને, જડ નાંખીને બેઠી છે. એ ઇચ્છાઓને ખાલી કરાવવી-ઇચ્છાઓનો બહિષ્કાર કરવો, એનું નામ ત્યાગ છે। બાકી જંગલમાંએ પદાર્થો તો રહેવાનાજ. ત્રા સંસાર મનમાં ઉગેલો છે. તો મનમાંથી તેની જડ ઉખેડવી એમાં પુરુષાર્થ છે. બીચારા બહારના પદાર્થો!-તેમણે માણસનું કશું બગાડ્યું નથી. ઇચ્છાની અતિભીડ મનમાં થઈ રહેલી છે. એ ભીડને ખાલી કરાવવી-મનને ઇચ્છાશૂન્ય બનાવવું એનું નામ ત્યાગ છે. આ મનોગત કામનાઓનો સંપૂર્ણ ત્યાગ ક્યારે થાય? જ્યારે માણસને સમજાય કે આનન્દ બહારના પદાર્થોમાં નથી-આનન્દ-સુખ-નો ઝરો તો પોતાનો આત્મા છે!

અર્થાત્ જેની સમજ આત્મા લગી પહોંચી જાય અને આત્મામાં આનન્દ માત્રનો ઉદય છે એમ સમજાય તેને ખ્યાલ આવે છે કે બહારના પદાર્થોમાં જે સુખ પ્રતીત થાય છે તે તો વાસ્તવિક રીતે અંદરથીજ આવે છે. ચન્દ્રની રમણીયતા એ સૂર્યને આભારી છે એ ખગોળ જાણનાર જાણે છે. તેમ બહારના પદાર્થોમાં જે રમણીયતા છે, જે આનન્દની છટા છે, જે સુખની પ્રતીતિ છે, તે અંદર રહેલ આત્માનું પ્રતિબિંબ છે, એમ જે જાણે તે સમજી શકે કે બહારના પદાર્થોને ભોગવવાની ઇચ્છા પોષવી એ દૂષિત છે! આમ જેના અંતરમાં આત્માના પૂર્ણકામ સ્વભાવની–આત્માના સુખ સ્વરૂપની, ઝાંખી થાય, તેની બહારના પદાર્થોની ઇચ્છા મોળી પડે અને ધીરે ધીરે તેનું મન એવી એઠી ઇચ્છા કરવાનું છોડી, નિત્યપ્રસન્ન આત્મા તરફ વળે. તે આત્મસુખની–ઇચ્છા કરશે અને આત્મસુખની ઇચ્છા નિર્મળ થતાં, દૃઢ થતાં, તેની વિષય-સુખની ઇચ્છા ઘસાતી જશે. આત્મા તરફ જ્યારે તેનું મન પૂરું વળશે ત્યારે અનાત્મા તરફની વળગણ એની મેળે છૂટશે. આમ મનને બહારના પદાર્થોના ભોગની ઇચ્છાથી મુક્ત કરવા માટે આત્મા અને અનાત્માનો નીતરો વિવેક. અને એ વિવેકને અનુસરી આત્માનું ગ્રહણ એ ઉપાય છે. આત્માનું ગ્રહણ થાય એટલે અનાત્મની પકડમાંથી છૂટાય.

આમ મનોગત તમામ કામનાનો છેવટનો ત્યાગ થયા પછી આત્મનિષ્ઠ માણસ શું કરે છે? ભગવાન કહે છે કે તેવો મહાભાગ માનવી આત્મામાંજ આત્માથી ધરાયેલો રહે છે. શ્લોકમાં જે "एव" શબ્દ છે તે ચમત્કૃતિ ભર્યો છે. આત્મામાંજ અને નહીં કે વિષયોમાં એવો એનો અર્થ છે. માણસે મનને આત્માભિમુખ કર્યું એટલે આગળ જતાં તે મન આત્મામાંજ નિષ્ણાત રહે છે. અને આત્મા તો સ્વરૂપે સચ્ચિદાનન્દ છે. મનને આત્મામાં ડૂબાડયું એટલે તે જાતે પણ આત્મારૂપ બની જાય છે! સુખ અને આનન્દના મહાસમુદ્રરૂપ આત્મામાં–સ્વરુપમાં જે વિહાર કરે તેને એહા મહામેલા વિષયોમાં રાચવાની વૃત્તિજ ન થાય! આથી ભગવાન કહે છે કે તેવો માણસ આત્મામાંજ ધરાયેલ રહે છે અને ધરાયેલાને ભૂખ નથી! ભૂખ ન હોય તેને તરસ ન હોય! આમ આત્મામાં ડૂબેલું મન ભૂખતરસથી પર થાય છે. આ ભૂખ તે વિષય ભોગની, આ તરસ તે વિષય રસની! અને આત્મામાંજ માણસ શાથી–કયાં સાધને ધરાયેલ રહે? તો કહે છે કે આત્મા વડે. બીજે ત્રીજી વિભક્તિમાં વપરાયેલ આત્મ શબ્દ, મનનો વાચક છે. અર્થાત્ આત્મામાં મન વડેજ તે ધરાયેલ રહે છે. બીજા કશાં સાધનની ત્યાં જરુર નથી! વિવેકી મનજ આત્માના આનન્દનો સ્વાદ ચાખવા માટે જરૂરી છે. વિષયાનન્દ ભોગવવાને

માટે જેમ બીજાં અનેક સાધનોની જરુર હોય છે તેમ આત્માનન્દ ભોગવવા માટે બીજાં સાધનો જરુરી નથી. ફક્ત એકજ સાધન છે અને તે નિર્મળ મન! નિર્મળ મન આત્માના સ્વરૂપમાં ડુબકી મારી શકે છે અને જેણે આત્માના સ્વરૂપમાં ડૂબકી મારી તે પાછો વિષયભોગમાં પડી શકતોજ નથી! ભલા! જેને રસનો મીઠો સાગર મળી જાય તે ગંધાતાં મેલાં પાણીથી ભરેલાં ખાબોચીઆંમાં કેમ વિહરે! એતો ભૂંડનું વર્તન થાય. કાગડાનો આચાર થાય. -હંસનો નહિ! આમ જ્યારે મનોગત સર્વકામોને મનુષ્ય વિવેકદ્વારા ત્યાગ કરે અને એ વિવેકના પરિણામે આત્મામાં આત્મા વડે ધરાય ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ, ઠરેલ બુધ્ધિવાળો કહેવાય! ॥ ૫૫ ॥

"दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते" ॥ ५६ ॥

દુઃખોમાં સ્વસ્થ મનવાળો; સુખોમાં વિશેષ કરીને નિઃસ્પૃહ; રાગ ભય અને ક્રોધ શૂન્ય મુનિ, સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ॥ ૫૬ ॥

વળી ભગવાન કહે છે કે હે અર્જુન! દુઃખોમાં જે અનુદ્વેગી મનવાળો છે. અને સુખોમાં નિઃસ્પૃહ છે, જેના રાગ, ભય અને દ્વેષ નિવૃત્ત થયાં છે એવો મનનશીલ માનવી સ્થિતપ્રજ્ઞ છે..

અર્થાત્ દુઃખોમાં જેનું મન ઉદ્વેગ પામતું નથી, તે સ્થિતપ્રજ્ઞ છે. ઠરેલ બુદ્ધિવાળો માણસ જાણે છે કે દુઃખ એ પાપનું ફલ છે. જેણે જે કર્મ કર્યું હોય તેનેજ તે ફલ મલે છે બીજાને નહીં. મેં જે ખરાબ કર્મ કર્યું હશે તેનું મનેજ ફલ મળવું જોઈએ. કેમકે કર્મનો નિયમ નિરપવાદ છે— તો મેં કરેલું તે મારે ભોગવવુંજ જોઈએ. જો હું ભોગવી લઈશ—આનન્દથી ભોગવી લઈશ તો, દુઃખનો પ્રભાવ હણાઈ જશે અને જો કંકાસપૂર્વક ભોગવીશ તો તેથી ભોગવવાનું મટી નહિ જાય નફામાં ઉદ્વેગ રહેશે. મારી ન ભોગવવાની દાનતથી દુઃખ ટળી જવાનું નથી. અને ભોગવવાનું તો ઠર્યુંજ તો પછી કાંગારોળ કરીને ભોગવવામાં વિવેક ક્યાં છે! વળી દુઃખ પણ સુખનું સ્વરૂપ છે! દુઃખ પણ પરમપિતાની પ્રસાદી છે. પરમપિતા પરમેશ્વર દુઃખ દ્વારા પણ પાપ ન કરવાનું શીખવે છે. તો પછી જે કેવળ મારા હિતનીજ વાત છે તેમાં ઉદ્વેગને માટે અવકાશ નથી! વળી દુઃખ આત્માને તો મૂળ સ્વરૂપમાં સ્પર્શી શકતું નથી! તો પછી અવિવેકની સમૃધ્ધિ કરી

શાને સ્વમાન ગુમાવવું. આવી આવી તેની સમજ હોવાને લીધે પ્રાપ્ત દુઃખનો તે દ્વેષ નથી કરતો તેનો પણ પ્રેમજ કરે છે. અને પ્રેમથી દુઃખ ભોગવવામાં પણ આનન્દ છે. ઉદ્વેગ નથી! આથી આવો દૃઢમતિ માનવ દુઃખોમાં સ્વસ્થ હૃદયવાળો રહેશે. નિરાકુલ રહેવા પ્રયત્ન કરશે. અને તેમ કરી દ્વેષની જડ ઉખેડી નાંખવા પ્રયત્ન કરશે.

વળી તેવો માનવ સુખોમાં નિઃસ્પૃહ રહેશે. સ્પૃહા એટલે એક વખત જેવું સુખ ભોગવીએ તેવીજ જાતનાં સુખ ભોગવવા માટેની અંતરની સતત ઝંખના! આ તૃષ્ણા રાગની કુંવરી છે! સુખ પણ કર્મનું ફલ છે. કર્મનું ફલ અનાસક્તપણેજ ભોગવવું રહ્યું. કેમકે ક્યાં કર્મ અને ક્યાં આત્મા? જેને આત્માનું દર્શન થાય તે કર્મફલના ક્ષુદ્ર આનંદમાં ન લપટાય. વિષયજન્ય અલ્પસુખ, આત્મનિષ્ઠ 'ભૂમાસુખ' ની આગળ કાંઈ વિસાતમાં નથી! આથી વિષયસુખની પ્રાપ્તિમાં માણસ નહિ મલકાય. મલકાય તોપણ તેને વળગી ન પડે. કેમકે સાવધાની તો અહીંજ રાખવાની છે! આસક્તિની અતિ રમણીય મોહિની-છટા એ તૃષ્ણા છે! એની મહામોહિની છબીથી સ્થિતપ્રજ્ઞ ન લોભાય-ન ખરડાય! બીજાની તો વાતજ નથી! આથી સુખોમાં, વિષયપ્રાપ્તિથી થતા બાહ્ય સુખોમાં રતિભાર પણ ઝંખના દૃઢ બુદ્ધિને ન હોવી ઘટે. અર્થાત્ રાગને ધોઈ નાખવાનો તે પ્રયત્ન કરે. દુઃખોનો જેને દ્વેષ નથી, સુખોનો જેને રાગ નથી, તે માણસ ધીરેધીરે વીતરાગભયક્રોધજ બને. રાગ અને દ્વેષના મહામેલો મર્યા એટલે બીચારો ભય! તેપણ મરીજ જવાનો. ભય એ દ્વેષમાંથી જન્મે છે. જન્મદાતાજ જ્યાં મરી જાય ત્યાં જન્મનાર ક્યાંથી જીવે! આમ સ્થિતપ્રજ્ઞ રાગદ્વેષ અને ભયથી પર થાય! આ બધું કેમ બને એનો ગર્ભિત જવાબ 'મુનિ' શબ્દમાં ભગવાન આપે છે. મુનિ એટલે યથાર્થ મનન કરનાર. જે સત્ય વિચાર કરે તેની આગળ રાગદ્વેષ ભય ટકીજ ન શકે. રાગાદિ અસત્ય વિચારોમાંથીજ જન્મે છે-જીવે છે. સ્થિતપ્રજ્ઞ માણસ સત્યવિચારક હોઇને તે દુઃખોમાં ઉદ્વેગ નથી પામતો. સુખમાં સસ્પૃહ નથી થતો. અને આથીજ રાગદ્વેષ અને ભયને હાંકી કાઢે છે. આવો જે માણસ છે તે સ્થિતપ્રજ્ઞ છે એમ ભગવાન કહે છે. અર્થાત્ સાધકે દુઃખનો દ્વેષ ન કરવો. સુખમાં સ્પૃહા ન કરવી. રાગદ્વેષ અને ભયમાંથી છૂટવા પ્રયત્ન કરવો આટલું કરતાં તે જે બનશે તે સ્થિતપ્રજ્ઞજ હશે! ॥ ૫૬ ॥

"यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता" ॥ ५७ ॥

જે સર્વત્ર અત્યાસક્તિ શૂન્ય છે, તે તે મંગલ અમંગલ વિષયને પ્રાપ્ત કરી નથી હરખાતો નથી શોક કરતો, તેની બુદ્ધિ અત્યંત સ્થિર છે. ॥ ૫૭ ॥

વળી સ્થિતપ્રજ્ઞ કેવો હોય તે હે અર્જુન! તું સાંભળ! જે માણસ બધે અતિ પ્રીતિ વિનાનો હોય. તે તે શુભ કે અશુભ વિષયને પ્રાપ્ત કરી નથી તો "વાહ વાહ" કરતો કે નથી તો "હાય હાય" કરતો. તેની પ્રજ્ઞાને તું પ્રતિષ્ઠિત જાણ. અર્થાત્ અહીં બીજાં બે લક્ષણો ભગવાન બતાવે છે. કર્મયોગી માણસ આત્મા જાતિ અને દેશની ઉન્નતિ સાધે એવાં વેદવિહિત કર્મોમાં કર્તવ્યબુદ્ધિથી વર્તે છે અને તેવો માણસ, જડ ચેતન પદાર્થના સંસર્ગમાં સામાન્ય માણસની માફકજ આવે છે. પોતાના સંસર્ગમાં આવતા જડ ચેતન પદાર્થમાં જે માણસની અતિ પ્રીતિ નથી તે માણસ સ્થિતપ્રજ્ઞ છે. અરે! જડ ચેતન પદાર્થમાત્ર સંયોગ વિયોગના સ્વભાવવાળા છે, તે બધાં કામના છે. તેમની પાસે કામ લેવું એ ઇષ્ટ છે. તેમની સાથે પ્રીતિ કરવી એ ઉચિત નથી. કામ પૂરતી પ્રીતિનો તો નિષેધ નથી પણ તેમની સાથે અતિપ્રીતિ માણસને કર્તવ્યભ્રષ્ટ કરે. કેમકે અતિપ્રીતિ એ દુઃખનું મૂળ છે! કર્મયોગી માણસ કાંઈ દુઃખ મેળવવા આવ્યો છે? તે તો સુખ મેળવવા યત્ન કરે છે; આથી પોતાના સંસર્ગમાં આવનાર તમામ જડ ચેતન પદાર્થો પાસે તે પ્રેમપૂર્વક કામ લે છે. પણ તેમના ઉપર વળગણ રાખતો નથી! અને આમ જે પદાર્થમાત્રની ઉપયોગિતા જાણે, પણ તે પદાર્થો અતિપ્રીતિ કરવા યોગ્ય નથી એમ સમજી તેમની અવર જવરમાં તટસ્થ રહે તે સ્થિતપ્રજ્ઞ. વળી તેવો માનવ જાણે છે કે દુનીઆમાં શુભ અને અશુભની પ્રાપ્તિ અનિવાર્ય છે તેને માટે હર્ષશોકનો વિચારકને માટે અવકાશ નથી આથી તેવો વિચારશીલ મનુષ્ય શુભ અશુભની પ્રાપ્તિથી અસ્વસ્થ થઈ જતો નથી. અર્થાત્ શુભ વસ્તુની પ્રાપ્તિ થાય એટલે "વાહ વાહ" કરતો નથી. અને અશુભ વસ્તુની પ્રાપ્તિ થાય એટલે "હાય હાય" કરતો નથી! વળી એવા માણસને માટે અશુભ જેવી તો કોઈ ચીજ નથી કેમકે પરમાત્માની શોધ તેનું ધ્યેય છે. પરમાત્મા પ્રિય રૂપ છે અને સર્વવ્યાપક છે. સર્વરૂપે રહેલા પ્રિયરૂપ પરમાત્મામાં તે માણસને માટે અપ્રિય–અશુભનો અનુભવ અનુચિત છે! આમ આ દૃષ્ટિનું માહાત્મ્ય છે– સમજનો ચમત્કાર છે. આવો માણસ સ્થિતપ્રજ્ઞ છે!-॥ ૫૭ ॥

"यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

અને વળી જે કાળે, આ, બધી ઈન્દ્રિયોને ઈન્દ્રિયોના વિષયોમાંથી–જેમ કાચબો પોતાના અંગોને સારી પેઠે ખેંચી લે, તેમ ખેંચી લે (ત્યારે) તેની બુદ્ધિ અત્યંત સ્થિર (જાણવી). ॥૫૮॥

હવે અર્જુનના ત્રીજા પ્રશ્નનો જવાબ આપે છે. ભગવાન અહીં સ્થિતપ્રજ્ઞનુ સ્વાનુભવસવેંદ્ય લક્ષણુ બતાવે છે. જો કે બધાંજ લક્ષણો ઓછેવત્તે અંશે સ્વાનુભવગમ્ય છે. પણ હવેનું લક્ષણુ એ સ્થિતપ્રજ્ઞને માટે, જાન માટે તો ધ્રુવતારક છે! ભગવાન કહે છે કે જ્યારે કાચબો જેમ પોતાનાં અંગોને, તેમ આ માનવ પોતાની તમામ ઈન્દ્રિયોને, ઈન્દ્રિયોના અર્થપરથી, સારી પેઠે ખેંચી લે છે ત્યારે તેની મતિ ઠરેલ બનેલી છે એમ કહેવાય.

કાચબો જેમ પોતાના અંગોને સ્વેચ્છાએ અંદર લઈ લે છે અને સ્વેચ્છાએ બહાર કાઢે છે. તેમ કરવામાં એટલે કે પોતાના અંગોના અંત:પ્રવેશ કે બહિર્ગમન માટે તેને ક્લેશ પડતો નથી તે પોતાની સહજ ઇચ્છાથીજ અંગોને બહાર કાઢે અગરતો અંદર ખેંચી લે તેમ જે માણસ પોતાની ઈન્દ્રિયોને સ્વેચ્છાએ, ઈન્દ્રિયોના વિષયોમાંથી, વિનાક્લેશે ખેંચી લે કે પ્રવર્તાવે તેવા જીતેન્દ્રિય માણસની મતિ પ્રતિષ્ઠિત છે! અર્થાત્ જે માણસ સ્વેચ્છાએ ઇન્દ્રિયોનું વિષયમાં પ્રવર્તન કરાવી શકે કે સ્વેચ્છાએ ઇન્દ્રિયોનું વિષયમાંથી નિવર્તન કરી શકે એવા સ્વાધીન ઇન્દ્રિય પુરુષની મતિ ઠરેલ જાણવી! ઇન્દ્રિયોની ખેંચ એટલી તો જબરદસ્ત હોય છે કે કોઈ વિરલ, શુધ્ધ, દૃઢ સંકલ્પ પુરુષ શિવાય તમામ પ્રાણી તેમની સમક્ષ રાંક બની જાય છે. ઇન્દ્રિયોના પ્રવર્તાવેલા વિષયોમાં પ્રવર્તે છે. ઇન્દ્રિયોએ નિવૃત્ત કરેલા વિષયોમાંથી નિરુપાયે નિવૃત્ત થાય છે! સ્થિતપ્રજ્ઞ પુરુષ આવા માનવોથી જુદો હોય છે. તે ઇન્દ્રિયોને પ્રવર્તાવે છે કે નિવૃત્ત કરે છે અર્થાત્ સામાન્ય–મેલી મતિવાળો માનવ ઇન્દ્રિયોનો સેવક હોય છે અને ઇન્દ્રિયો તેના ઉપર શેઠપણું ધરાવે છે. આ ઇન્દ્રિયોનો શેઠ છે અને ઇન્દ્રિયો તેની કિંકર હોય છે અને આ તફાવત જેવો તેવો નથી! જેની ઇન્દ્રિયો વિનાક્લેશે તાબે થઈ જાય તેવા માણસનુ તો દર્શન પણ તારક બને! ઇન્દ્રિયોની મથામણીમાંથી મુક્ત થઈ, ઇન્દ્રિયોની નાથ સ્વાધીન રાખવામાં પુરુષાર્થસીમા છે! કૃષ્ણે પાંચ ફેણવાળો ઝેરીલો કાળીનાગ

નાથ્યો અને તેના ઉપર થૈ થૈ નાચ્યા, કૃષ્ણ પોતાના વ્હાલા સેવક અર્જુનને આ પાંચ ઇન્દ્રિયોરૂપી ફેણવાળા ઝેરીલા મનરૂપી કાળીનાગને આ સંસારરૂપી યમુના નદીમાં નાથવા કહે છે! તેના ઉપર થૈ થૈ નાચવા કહે છે! જેનામાં પવિત્રતા–શુધ્ધ દૃઢ ઇચ્છાશક્તિ–ધ્યેયની સચોટ સમજ અને ધીરજ હોય અને તે ઉપરાંત પરમાત્માનો અનુગ્રહ હોય તેવો માણસ ઇન્દ્રિયોને કાબુમાં આણી શકે છે આ પ્રત્યાહાર–ઇન્દ્રિયોને સ્વાધીનપણે વિષયોમાંથી પૂર્ણપણે નિવૃત્ત કરવાની શક્તિ મેળવ્યા પછીનો આધ્યાત્મિક માર્ગ અત્યંત સરળ છે. મનોરમ છે. સુંદર છે! સહેલો અને નિષ્કંટક છે. સડસડાટ તેના ઉપર વાયુયાનના વેગે જઈ શકાય છે! આમ ભગવાન જીતેન્દ્રિય પુરુષને સ્થિતપ્રજ્ઞની પદવી આપે છે. યમનિયમોનું નિરન્તર દૃઢ પાલન આ પરિણામ લાવે છે. ॥ ૫૮ ॥

विषया विनिवर्तन्ते, निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

ઉપવાસ આદરતા પુરૂષના વિષયો નિવૃત્ત થાય છે શિવાય કે તેનો (વિષયોનો) રાગ. આનો તો રાગ પણ આત્માને જાણી નિવૃત્ત થાય છે. ॥ ૫૯ ॥

આગલા શ્લોકમાં પ્રત્યાહારી–ઇન્દ્રિયોને સ્વાધીનપણે પ્રવૃત્ત કે નિવૃત્ત કરનાર માનવની મતિ, ઠરેલ હોય છે એમ ભગવાને કહ્યું અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ઇન્દ્રિયો વિષયોને વળગેલી હોય છે. એ વળગણને ફેડીને, ઇન્દ્રિયોને મનોમય કરી, મનને આત્મનિષ્ઠ કરવાનો અહીં પ્રયોગ છે. ઇન્દ્રિયોને વિષયોની વળગણમાંથી બચાવવાનો બીજો પણ ઉપાય છે અને તે ઉપવાસ કરવાનો પ્રાણ અન્નમય છે. અન્નના અભાવે પ્રાણ પણ સુકાય. પ્રાણ સુકાય એટલે ઇન્દ્રિયો પણ ક્ષીણશક્તિ બને અને ઇન્દ્રિયો તથા દેહ જેનો ક્ષીણ થયો તેને વિના પ્રત્યાહારે પણ ઇન્દ્રિય અને દેહમાં ભોગશક્તિ ખૂટી જવાના કારણે, એનીમેળે વિષયો છૂટે. તોપછી પ્રત્યાહારનો મહાન પ્રયત્ન કરી આત્માને કલેશ આપવાથી ફાયદો શો? અર્થાત્ વિષયોની વળગણ જો ઉપવાસ કરવાથી છુટતી હોય તો પછી ઉપવાસ વગેરે દ્વારા, શરીર ઇન્દ્રિયો વગેરેને, કૃશ કરી નાંખી, વિષયોને એમની મેળે ખખેગાઈ જવા દઇએ. તેમાં કર્મયોગી શી મોટી ધાડ મારે છે? કર્મયોગી કે અકર્મયોગી –બન્નેને વિષયોજ છોડવાના છે. તો

પછી કર્મયોગી અને આવા ઉપવાસયોગી વચ્ચે તફાવત શો? આવો પ્રશ્ન થતાં ભગવાન ઉત્તર આપે છે. હે અર્જુન! નિરાહારી માનવના વિષયો નિવૃત્ત તો થાય છે પણ તેનો રસ છૂટતો નથી. જ્યારે આ કર્મયોગીનો તો, પરમાત્માને જોઈને, વિષયોની માફક, વિષયોનો રસ પણ નિવૃત્ત થાય છે. અને આટલો કર્મયોગી મહાત્મા અને અકર્મયોગી પામર વચ્ચે તફાવત છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન રાગસહિત વિષયની વળગણને છોડાવવાનો ઉપાય કહે છે. જે માણસ ઉપવાસ કરે છે તે માણસના વિષયો છૂટે છે એમાં શકા નથી. પણ વિષયોનો રાગ તો તેમનો તેમજ રહે છે. અને વિષયોનો રાગ જ્યાંસુધી જીવે છે ત્યાંસુધી વિષયો મરતા નથી. કેમકે બીજ જ્યાંસુધી વન્ધ્યપ્રસવ ન થાય ત્યાંસુધી સુયોગ્ય પરિસ્થિતિમાં અંકુરને ફુટી નીકળવાનો પૂરો સભવ છે! અને વિષયોની વળગણમાં રાગ એ બીજરૂપ છે. રાગ આત્માના અજ્ઞાનમાંથી-જન્મે છે. અજ્ઞાન આત્માના જ્ઞાનથીજ નિવૃત્ત થાય. આત્માનુ જ્ઞાન તો થયું નથી! તો જ્યાંસુધી-આત્માનું સચોટ જ્ઞાન થયું નથી ત્યાંસુધી વિષયો ઉપવાસ કરવાથી કદાચ છૂટે પણ વિષયોની વળગણ કદી ન છૂટે. અને જ્યાંસુધી રાગ કાયમ છે ત્યાંસુધી વિષયોના સંબંધથી છૂટવાને દારુણ ઉપવાસાદિ તપ કરનાર મનુષ્ય ઉન્માર્ગગામીજ છે. તેને સાચો રસ્તો સુઝયો નથી. તે દયાને પાત્ર છે! કેમકે આત્માને જાણે નહિ અને છતાં વિષયોમાં ચોટે નહિ એ બે પરસ્પર વિરુધ્ધ વાત છે. વિષયો સ્વભાવે ઇન્દ્રિયરમણીય છે. આત્મા તેમનાથી પણ વધારે રમણીય છે. તો આત્માને જે ન જાણે તે રમણીય વિષયોના રસને કેવીરીતે છોડી શકે? એ જે કાંઈ કરે છે તે ઇન્દ્રિય અને દેહની દુર્બલતા કરે છે. અને દુર્બલ દેહ, ઇન્દ્રિયો, વિષયોને ભોગવવાને અસમર્થ નીવડે. એટલે હું વિષયોથી મુક્ત છું એમ સમજે છે એ એની આત્મવંચના છે! એવો માણસ સ્વસામર્થ્યથી-આત્મજ્ઞાનજન્ય અમોઘ વીર્યથી વિષયોને જાતે છોડતો નથી એટલે ઉપરથી કદાચ ન જણાય તોપણ અંદરથી અતુલ પરિતાપ-માનસિક ક્લેશ અનુભવતો હોય છે! જ્યારે આત્મજ્ઞાની માણસ તો આત્માને યથાર્થપણે જાણે છે. આત્માને જાણતો હોવાથી તેને સ્વાનુભવ હોય છે કે આત્મા કરતાં વધારે રમણીય કોઈ ચીજ નથી. એટલે તે આત્મામાંજ રમતો હોય છે. તેમાંજ મુદિત થતો હોય છે. તેમાંજ ધરાયેલો રહે છે. વિષયોમાં રમવા જેવું કશું ન હોવાથી તે વિષયોમાં હવે રમતો નથી. વિષયોમાં રસ ન હોવાથી તે વિષયોમાં રાગવાળો થતો નથી! હવે તે વિષયોને ભોગવે છે પણ તે ઇન્દ્રિયોનો પ્રેરાયેલો થઈને નહિ. કેમકે આત્મદર્શનથી તેની ઇન્દ્રિયો સ્વાધીન છે. વિષયોના આકર્ષણથી તે આકૃષ્ટ નથી. કેમકે વિષયોમાં તેનો રાગ નથી.

આમ જે આત્મજ્ઞાનને લીધે વિષયોરસ–શેરડીના રસહીન કૂચા જેવા હોવાથી, વિષયોને સ્વયં ત્યાગે છે. અને જે વિષયોને આત્મજ્ઞાનના માહાત્મ્યથી સ્વયં ત્યાગે છે તે પરિણામે અનંત શાન્તિ સમૃધ્ધ સુખ અનુભવે છે. આમ વિષયો, જે નિર્બલને ત્યાગે અને જે સબલ વિષયોને ત્યાગે, એ બેમાં તો આસમાન જમીનનો તફાવત છે. પર–દર્શનના માહાત્મ્યથી દ્રષ્ટા પુરૂષ, વીતરાગ થાય છે. પર-દર્શનના અભાવે વીતરાગ થવાનો પ્રયત્ન કરનાર પુરૂષ આત્મવંચના કરે છે. એટલેજ બેમાં તફાવત છે. આમ અહીં વીતરાગી થવાનો ઉપાય આત્મદર્શન છે. નહિ કે ઉપવાસાદિ કષ્ટો સહન કરી શરીર ઈન્દ્રિયોને નિર્બલ કરી બનાવવાં. શરીર ઇન્દ્રિયોને વિના સમજ્યે નિર્બલ કરનાર માણુસ દયાપાત્ર છે. તેને એ મહામુલી ચીજનાં મૂલ્યાંકન નથી આવડયાં! આટલું સિદ્ધ થાય છે. ॥ ૫૯ ॥

यततो ह्यपि कौन्तेय! पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि, हरन्ति प्रसभं मनः ॥ ६० ॥

હે કૌન્તેય! યત્ન કરતા પંડિત પુરૂષના મનને પણ, વલોવી નાખનારી ઇન્દ્રિયો, જરૂર બલાત્કારે હરી લઇ જાય છે. ॥ ૬૦ ॥

ઈન્દ્રિયોને વિષયોમાંથી હઠાવવાનો એકમાત્ર ઉપાય આત્મદર્શનજ છે. બીજો કોઈપણ ઉપાય નથી એમ સૂચવતાં, ભગવાન વિવેકપૂર્વકના આત્મદર્શનનું માહાત્મ્ય બતાવી, આત્મદર્શન માટે પ્રયત્ન કરવાનું વિધાન કરતાં કહે છેઃ— કે હે અર્જુન! પ્રયત્ન કરનાર પંડિત પુરૂષની પણ મથી નાંખવાના સ્વભાવવાળી ઈન્દ્રિયો બળાત્કારે મનને ખેંચી જાય છે. અહીં ઈન્દ્રિયોનું પ્રાબલ્ય ભગવાન બતાવે છે. અને એ પ્રબલ ઈન્દ્રિયોને વશમાં લાવનાર આત્મજ્ઞાનનુ માહાત્મ્ય પ્રદર્શિત કરે છે ભગવાન કહે છે કે હે અર્જુન! પુરુષ પંડિત હોય. તે ઈન્દ્રિયોને કાબુમાં લાવવાનો પ્રયત્ન પણ કરતો હોય. તોપણ આ ઈન્દ્રિયો પ્રમાથી છે. અને તે પ્રમાથી ઈન્દ્રિયો બળાત્કારે મનને ઘસડી લઈ જાય છે. અર્થાત્ પંડિતાઈ–પોપટીઆજ્ઞાન કે અશાસ્ત્રીયતપનો પ્રયત્ન ઇન્દ્રિયોનાં, માણુસને મથી નાંખવાના–વ્યાકુલ કરવાના સ્વભાવને હણી, શકતાં નથી. દુનિયાની પુસ્તકશાળાનું જેટલું જ્ઞાન તેટલું જ્ઞાન પણ ભલે હો. અને હિમાલયને ખોદી નાંખવા જેટલો ભારે પ્રયત્ન પણ ભલે હો. પણ જ્યાંસુધી સાચુ આત્મજ્ઞાન ન થાય ત્યાંસુધી ઈન્દ્રિયોનો વ્યાકુલ કરવાનો સ્વભાવ જતો નથી.

અને એ વ્યાકુલ કરવાનો સ્વભાવ છે ત્યાંસુધી ઈન્દ્રિયો બળાત્કારે–આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ–મનને વિષયોમાં પઠાડવાનીજ. આમ પડિનાઈ હોય અને પ્રયત્ન પણ હોય છતાં ઈન્દ્રિયો ઉપર સવાર થઇને મન વિષયભૂમિ ઉપર રાત્રિદિવા ભટકયાજ કરે તે તદ્દન સ્વાભાવિક છે. કેમકે જેનાથી ઈન્દ્રિયો સહિત મન, વિષયોમાંથી પરાઙમુખ ન થાય તે આત્મજ્ઞાન નથી. આમ આત્મજ્ઞાનજ ઈન્દ્રિયોના વશીકરણનો ઉપાય છે. આત્મજ્ઞાનથી વિષયોમાં નીરસતા છે એવો નિશ્ચય થાય છે. એ નીરસતાના નિશ્ચયબળે ઈન્દ્રિયો મન સહિત વિષયોમાંથી નિવૃત્ત થાય છે. અને રસરાજ આત્મામાં પ્રવૃત્ત થાય છે! આહારનો અભાવ અગર તો આહારયુક્ત, પંડિતાઈયુક્ત કોઇપણ પ્રયત્ન એ ઇન્દ્રિયોને વશ કરવાનો ઉપાય નથી. ઈન્દ્રિયોને વશ કરવાનો ઉપાય, માત્ર તાત્ત્વિક આત્મજ્ઞાન છે. માટે સત્ય આત્મજ્ઞાન મેળવવા માણસે અથાક પ્રયત્ન કરવો રહ્યો. ॥ ૬૦ ॥

तानि सर्वाणि संयम्य, युक्तः आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

તે બધીને સારી પેઠે વશ કરી, મદ્ભક્તિપરાયણ, સમત્વયોગથી યુક્ત, યાવજ્જીવ રહે. ખરે! જેની ઇન્દ્રિયો પોતાના વશમાં છે તેની બુધ્ધિ અત્યંત સ્થિર જાણવી. ॥ ૬૧ ॥

તોપછી માણસે શું કરવું ? આનો જવાબ આપતાં ભગવાન જીવનપથનું ધ્યેય સ્પષ્ટ કરતાં કહે છે કે હે અર્જુન ! તે બધી ઈન્દ્રિયોને સારીપેઠે કાબુમાં લાવી, યુક્ત થઈ, પરમાત્મપર થઈ વર્તે. કેમકે જેની ઈન્દ્રિયો પોતાની ઇચ્છામાં છે તે પુરૂષની બુદ્ધિ ઠરેલી છે ! ભગવાન બધી ઈન્દ્રિયોનું સયમન કરવા કહે છે. યમન એટલે વશીકરણ–સ્વાધીન બનાવવી તે. સંયમનમાં જે 'સમ' ઉપસર્ગ છે તે વશીકારનો ઉપાય બતાવે છે. અર્થાત્ આત્મજ્ઞાનપૂર્વક ઈન્દ્રિયોને સ્વાધીન કરે. આત્મજ્ઞાન સંપાદન કરે. અને તે આત્મજ્ઞાનના પ્રભાવે ઈન્દ્રિયોને આત્માધીન બનાવે. એમ ઈન્દ્રિયોને સ્વાધીન કરી માણસ યુક્ત બને. એટલે કે કર્મના ફલમાં સમાન રહે. હર્ષશોકથી પર રહે. સ્વાધીન ઈન્દ્રિયવાળો બની હર્ષશોક વિનાનો થઇ, તેવો માણસ ભગવાન કહે છે કે "મત્પરઃ આસીત" એટલે કે ઈન્દ્રિયજિત્ બની, સમાન બની, ભગવાનપરાયણ બની રહે. એટલે કે જીવનમાં યાવદાયુ વર્તે. જીવનમાં જ્યાંસુધી જીવે ત્યાંસુધી પરમાત્મ-પરાયણ થઈને રહે. એટલે કે પરમાત્માનો અનન્ય સેવક થઈને વર્તે.

આમ આત્મજ્ઞાન દ્વારા ઈન્દ્રિયોને સ્વાધીન કરી, સમતારૂપી યોગવાળો બની, પરમાત્મપરાયણ થઇ, યાવદાયુ લોક અને વેદને સમ્મત એવા કર્તવ્યકર્મોમા દઢપણે વર્તે આટલુ માણસનુ કર્તવ્ય છે. જીવનમા તેજ માણુમની મતિ અમન્દ છે, દરેલી છે જેની ઈન્દ્રિયો પોતાના વશમા-પોતાની કાન્તિમા-પોતાની છાયામા-પોતાને અધીન છે આત્મજ્ઞાનપૂર્વક જેણે ઈન્દ્રિયોને સ્વવશમા રાખી છે તે માણુસજ માણુમ છે. ॥ ૬૧ ॥

ध्यायतो विषयान् पुंसः, संगस्तेपूपजायते ।
संगात् सञ्जायते काम॰ कामात् क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद् भवति संमोह॰, संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रशाद् बुद्धिनाशो, बुद्धिनाशात् प्रणश्यति ॥ ६३ ॥

વિષયોનુ ચિન્તન કરનાર પુરૂષને તેમા સગ ઉપજે છે. સગથી કામ ઉત્પન્ન થાય છે કામમાથી ક્રોધ જન્મે છે. ક્રોધમાથી ગાઢમોહ; ગાઢમોહમાથી સ્મૃતિવિલોપ, સ્મૃતિવિલોપથી બુધ્ધિ નાશ થાય છે બુધ્ધિના નાશથી તે અત્યત ખોવાઈ જાય છે ॥ ૬૨-૬૩.॥

હવેના શ્લોકમા માણુસ ક્યા પડે છે, કેવીરીતે પુરુષાર્થ અયોગ્ય બને છે તે બતાવી, જીવનના ધ્યેયને સુસ્પષ્ટ બનાવે છે વિષયના ચિન્તનમા જીવનને ભ્રષ્ટ કરનારી કઇ દોષની પરપરા છુપાઇ છે તે બતાવે છે ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! શબ્દાદિ વિષયોનુ ધ્યાન ધરનાર પુરુષને તે તે વિષયોમા સગ ઉપજે છે સગથી તૃષ્ણા ઉપજે છે. અને તૃષ્ણામાથી ક્રોધ જન્મે છે. ક્રોધથી અવિવેક જન્મે છે અવિવેકમાથી સ્મૃતિભ્રશ ઉપજે છે સ્મૃતિધ્વસથી બુદ્ધિનાશ નીપજે છે અને બુદ્ધિનાશથી માણુસ અગ્વાઈ જાય છે! આટલામા ભગવાન પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ, જીવમાત્રની, કરુણ કથનીનો ઈતિહાસ આપે છે આ કરુણ કથની કોને નથી સ્પર્શતી! માટેજ આ કરુણ કથનીમાથી જીવનને અજવાળવાનો જે સદુપદેશ છે તે મનુષ્યમાત્ર ગ્રહણ કરે એવી પરમપિતાની ઇચ્છા છે. પહેલા સામાન્ય રીતે માણુસ શુ કરે છે? વિષયોનુ ધ્યાન ધરે છે આત્માનુ જ્ઞાન ન હોવાથી બીચારો માણુસ બીજુ શુ કરે? વિષયોનુ રાત્રિદિવસ સ્મરણ કરે છે જેવુ જેવુ ધ્યાન તેવુ તેવુ જીવન. આ વિષયોના નિરન્તર ચિન્તનને લીધે તે તે વિષયોમા માણુસને સગ લાગે છે સગ એટલે વિકાર જન્માવે એવો વિષયોનો સબધ અર્થાત્ તે તે

વિષયોમાં વળગણ જન્મે છે. ધ્યાનને લીધે ધ્યેય વિષયોમાં માણસને પ્રીતિ, આસક્તિ, મઝા–લાગે છે–તેને લ્હેર આવે છે. આ સંગજ જ્યારે દૃઢ થાય ત્યારે તે ઇચ્છાને જન્માવે છે. અર્થાત્ ધ્યાન, વિકાર જન્માવનાર સંબંધરૂપી સંગને અને સંગ રાગને જન્માવે છે. માણસને જે જે વિષયોમાં રાગ હોય કે જે જે વિષયોને ભોગવવા ઇચ્છા હોય તે તે વિષયો તેને મળશેજ એવો કાયદો નથી. આથી જ્યારે તે રાગ ન તોષાય એટલે તે રાગજ ક્રોધરૂપે આવીને ઉભો થાય છે. રાગના ભંગમાં ક્રોધનો જન્મ છે. અને ક્રોધ કાંઈ નિર્વંશ નથી। ક્રોધ માણસનામાં સંમોહ પેદા કરે છે. સંમોહ એટલે કે શું કરવા યોગ્ય છે અને શું ન કરવા યોગ્ય છે એનો અવિવેક જન્માવે છે. આમ ક્રોધ અવિવેકનો પિતા છે. આ અવિવેક શુ પરિણામ લાવે છે? અવિવેક સ્મૃતિવિભ્રમ પેદા કરે છે. 'અમુક કરવા યોગ્ય અને અમુક ન કરવા યોગ્ય' એવું સામાન્ય જ્ઞાન માણસને શાસ્ત્ર દ્વારા, ગુરુજનો દ્વારા કે પરંપરા દ્વારા મળે છે. એવાં કાર્યાકાર્યને લગતાં જ્ઞાનની યાદનું નામ સ્મૃતિ છે. એવી કાર્યાકાર્યને લગતી જે સ્મૃતિ તેનો વિભ્રમ સંમોહમાંથી ઉપજે છે. એટલે કે તેવે વખતે તેવી સ્મૃતિ તેને ઉપજતી નથી. આવી કાર્યાકાર્યને લગતી યાદ જ્યાં નથી ત્યાં બુદ્ધિનો લોપ આવીને ઉભો રહે છે. અર્થાત્ એવા માણસની બુદ્ધિ બ્હેર મારી જાય છે. તેનામાં કૃત્ય કે અકૃત્યનો વિવેક કરનારી જે સમજણ હોય તે કુદરતી સમજણનો લોપ થઇ જાય છે। અને આવા સારાસારના વિવેકના સામર્થ્યનો લોપ થતાં તે માણસ પ્રણાશ પામે છે. પ્રણાશ શબ્દ **प्र+नश्** ધાતુમાંથી બને છે. **नश्** ધાતુનો અર્થ અદર્શન પામવુ–લુપ્ત થવું એવો થાય છે. પ્ર એટલે અત્યંત અર્થાત્ બુધ્ધિનાશથી માણસ અત્યંત લુપ્ત થઈ જાય છે. તે ખોવાઈ જાય છે. ભવારણ્યમાં છેવટને માટે તે ભૂલો પડી છેવટે કરુણદશાને પામે છે. અર્થાત્ જીવતાં મરેલો બને છે. પુરુષાર્થ અયોગ્ય બને છે, પુરુષ ત્યાંસુધીજ પુરુષ છે જ્યાંસુધી એનામાં કાર્ય અકાર્યને લગતી ઝીણી વિવેકબુદ્ધિ છે। આમ પુરુષના નાશમાં વિષયોનું ચિન્તન એજ પરંપરાએ મુખ્ય કારણ છે। એ વિષયોનું ધ્યાન–તેમનુ રટણ મટે તો તે સર્વનાશમાંથી ઉગરે। વિષયોનું રટણ–તેમનો જાપ–તેમનું ધ્યાન–તેમની અહર્નિશ ચિન્તા, આત્મધ્યાનથીજ મટે. આત્મ-દર્શનથીજ ખૂટે. માટે જેણે સર્વનાશમાંથી ઉગરવું હોય તેણે આત્માનું શરણું લેવું એવો ભગવાનનો અહીં ધ્વનિ છે। આત્માનું શરણું વિવેકલભ્ય છે, વિવેક પુરુષપ્રયત્ન અને પરમાત્મકૃપાનું ફળ છે. એટલું જરુર સૌ કોઈ સમજે. ॥ ૬૨–૬૩ ॥

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा, प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગ અને દ્વેષથી રહિત-સ્વાધીન-ઇન્દ્રિયો વડે વિષયોને ભોગવતો જીતાત્મા પુરૂષ પ્રસન્નતા પામે છે. ॥ ૬૪ ॥

આમ ભગવાને વિષયોનું સ્મરણ છોડવા સમજાવ્યું કેમકે વિષય ચિન્તનમાં પરિણામે સર્વનાશ છે. પરંતુ વિષયો અને ઇન્દ્રિયોનો સંબંધજ અનિવાર્ય છે. વિષયો અને ઇન્દ્રિયોનો સ્પર્શ જ્યારે અનિવાર્યજ છે ત્યારે વિષયોનું ચિન્તન પણ અનિવાર્યજ છે. ચિન્તન અનિવાર્ય છે તો પછી તેમનો ઉપભોગ પણ અનિવાર્યજ છે તો હે ભગવન્! વિષયોનો ઉપભોગ જ્યારે અનિવાર્ય છે તો પછી તેને કેવી રીતે ભોગવવા કે જેથી તેઓ ભોગવાય અને છતાં બુધ્ધિનાશ ન થાય. બુદ્ધિનાશ ન થાય એટલુંજ નહીં પણ તે ઉપરાંત બુધ્ધિની પ્રસન્નતા સધાય? આવો પ્રશ્ન થતાં ભગવાન કેવી રીતે દુનીઆમાં જીવવું તેનો રાજમાર્ગ બતાવતાં કહે છે કે હે અર્જુન! રાગદ્વેષરહિત સ્વાધીન ઇન્દ્રિયોદ્વારા વિષયોને ભોગવનાર જીતમના પુરુષ પ્રસાદને પ્રાપ્ત કરે છે. અર્થાત્ વિષયો જ્યારે ભોગવવાનાજ ઠર્યા છે અને બુદ્ધિને પણ ઉગારવીજ રહી છે અને તે ઉપરાંત બુદ્ધિની પ્રસન્નતા પણ જાળવવીજ રહી છે તો હે અર્જુન! હું તને તે બધાંનો ઉપાય બતાવું છું. ઇન્દ્રિયો અને રાગદ્વેષનો વિયોગ કર. અર્થાત્ રાગદ્વેષથી ઇન્દ્રિયો પ્રવૃત્ત ન થાય એ જોવાનું રહ્યું. વિના રાગે, વિના દ્વેષે ઇન્દ્રિયોને પ્રવર્તાવવી કે નિવૃત્ત કરવી રહી. અર્થાત્ વિષયોના રાગને લીધે કે દ્વેષને લીધે વિષયોમાં ઇન્દ્રિયો પ્રવૃત્ત થાય અગર તેમનાથી નિવૃત્ત થાય એ ઇષ્ટ નથી. સ્વાધીન ઇન્દ્રિયો હોવી ઘટે. ઇન્દ્રિયોની સ્વાધીનતા આત્મદર્શન ઉપર અવલમ્બે છે. અર્થાત્ જેને આત્માને લગતી સાચી સમજ છે તેની ઇન્દ્રિયો તેના પોતાના કાબુમાં હશે અને પોતાના કાબુમાં રહેલી ઇન્દ્રિયો આગળ રાગદ્વેષ હતશકિત બનેલા હશે. આવો આત્મજ્ઞાની જીતેન્દ્રિય પુરુષ વિધેયાત્મા એટલે કે જીતમના હશે અને આત્મજ્ઞાની, જીતેન્દ્રિય, જીતમના, પુરુષ વિના રાગદ્વેષે ઇન્દ્રિયોદ્વારા વિષયોને ભોગવે તો વિષયો તેનું કશું બગાડતા નથી. ઉલટું તેમ કરવાથી તેની બુદ્ધિ પ્રસન્ન થાય છે. એટલે કે અતિ નિર્મળ થાય છે અને નિર્મળ બુદ્ધિ વિવેકને તીક્ષ્ણ કરે છે. તીક્ષ્ણ વિવેક જેમ જેમ સમૃદ્ધ થતો જાય તેમ તેમ માણસને પરમાત્મનિષ્ઠ બનાવે. આથી વિષયોને જે રીતે ભોગવવા જોઈએ તે રીતે જો ભોગવવામાં આવે તો તે વિષયો, બુધ્ધિને ઉપકારક થાય છે અને આમ માણસ દુનિયામાં વર્તે તો તેને દુનિયા જીવવા જેવી લાગે. આ કથનમાં ભગવાન જીતેન્દ્રિય પુરુષને ઉત્તમોત્તમ, ભવ્ય અંજલિ આપે છે. ॥૬૪॥

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

ચિત્તની પ્રસન્નતામાં, આના બધાં દુઃખો નિવૃત્ત થાય છે.
નિર્મલ મનવાળાની બુદ્ધિ ખરે! ચોમેરથી સ્થિર થાય છે. ॥૬૫॥

બુધ્ધિ જ્યારે પ્રસન્ન થાય ત્યારે સર્વ કલ્યાણનો ઉદય થાય છે. બુદ્ધિનાશમાં જેમ કલ્યાણનો અસ્ત છે તેમ બુદ્ધિના રક્ષણમાં અને તેની પ્રસન્નતામાં સર્વ શ્રેયનો ઉદય છે એમ ભગવાન હવે કહે છે. બુધ્ધિની પ્રસન્નતા સધાતાં હે અર્જુન! આનાં સર્વે દુઃખોનો નાશ થાય છે. કેમકે પ્રસન્ન ચિત્તવાળા માણસની મતિ તરત ઠરી જાય છે! અર્થાત્ મતિની નિર્મળતામાં સર્વ દુઃખોને નષ્ટ કરવાનું સામર્થ્ય છે. દુઃખમાત્ર કામનામૂલક છે. ઈચ્છાજન્ય છે. બુધ્ધિ નિર્મળ થતાં કામના મરી જાય છે. કામના મરી જતાં કામનાને લીધે જન્મતાં ત્રણે પ્રકારનાં દુઃખો નાશ પામે છે. જેનું મન નિર્મળ બને તેની બુધ્ધિ જલદી ઠરી જાય છે. એટલે કે મનની સ્વાભાવિક પ્રસન્નતામાં મેલમાત્ર ધોવાઈ જાય છે. એ મેલો તો મતિને ઠરવા નથી દેતા. તેને ખળભળાથી મૂકે છે. મતિને ખળભળાવી મૂકતા મેલો જ્યાં મનની પ્રસન્નતાથી મર્યા કે તરતજ મતિ ઠરી જાય છે અને ઠરેલી, નિર્મળ સમજ હેય ઉપાદેયનો વિવેક કરે છે. વિષયો હેય છે અને આત્માજ ઉપાદેય છે એમ તેને સ્વાનુભવથી સમજાય છે. અને જાત અનુભવમાં બીજાની સલાહ લેવાની રહેતી નથી! હાથકંકણને આરસીની જરૂર રહેતી નથી! આમ નિર્મલ બનવાનો પ્રયત્ન એજ ધ્યેય છે. એમ અહીં ભગવાન બતાવે છે. ॥ ૬૫ ॥

नास्ति बुद्धिरयुक्तस्य, नचायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥ ६६ ॥

અકર્મયોગીની સમત્વબુધ્ધિ થતી નથી, અકર્મયોગીની આત્મનિષ્ઠા નથીજ અને આત્મનિષ્ઠારહિતને દુઃખનિવૃત્તિ નથી. દુઃખનિવૃત્તિરહિતને સુખ કયાંથી? ॥ ૬૬ ॥

આજ વાતને ભગવાન નિષેધમુખે બે શ્લોકો દ્વારા વધારે સ્પષ્ટ કરે છે. હે અર્જુન! ચોક્કસ માનજે કે રાગદ્વેષ વગેરે મેલથી મલિન, અયોગી, માણસની નિર્મલ, પ્રસન્ન, નિશ્ચયાત્મક, સમજ–બુદ્ધિ થતી નથી. એવા અયુક્ત માણસની

આત્માને લગતી ભાવના થતી નથી. આત્માને લગતી ભાવના વિનાના માણસને શાંતિ નથી. અને એ અશાંતને તો સુખ ક્યાંથી હોય? આ શ્લોક પણ સમજવા જેવો છે. ભગવાન કહે છે કે અયુક્તની બુધ્ધિ થતી નથી. અયુક્ત એટલે સમત્વબુધ્ધિરહિત માનવ. એટલે કે મેલી મતિવાળો માણસ. એવા મેલા મનના માણસને બુધ્ધિ થતી નથી. બુધ્ધિ થતી નથી એટલે કે તેની મતિ નિશ્ચયવાળી થતી નથી. સદનિશ્ચય શિવાયના માણસને એટલે કે રાગદ્વેષાદિ મેલોથી મેલી મતિવાળા માણસને ભાવના ઉપજતી નથી. ભાવના શબ્દનો મૂળ ધાત્વર્થ પરમાત્મસત્તાનું ચિન્તન બની શકે છે. અર્થાત્ મેલી મતિવાળા માણસના મનને આત્માનું અસ્તિત્વ સમજાતું નથી. જેને આત્માનુ અસ્તિત્વજ નથી સમજાતું–તે માણસની આત્મજ્ઞાન માટે પ્રવૃત્તિ નજ થાય. જે જેને સમજે નહિ તે તેને માટે કેવી રીતે રાગ રાખે? તેને માટે કેવી રીતે પ્રીતિ રાખે! પ્રેમ તો અસ્તિના ઉપર અવલંબે છે. જેને અસ્તિ બુધ્ધિ નથી તેને પ્રેમ હોય શકતો નથી. અને આત્મા છે એવી બુદ્ધિજ નથી તેને માટે આત્મપ્રેમ નથી. અને આત્મપ્રેમ શિવાય આત્માનું દર્શન નથી. આત્માના દર્શન શિવાય આત્માની સંભાવના નથી. અને આત્માની સંભાવનના અભાવમાં, વિષયોનુંજ સભાવન–પૂજન અર્ચન હોય છે. અને વિષયોના પૂજનમાં–અર્ચનમાં–સેવનમાં શાંતિ–રાગદ્વેષની–વિકારોની નિવૃત્તિ નથી, આથીજ ભગવાન કહે છે કે આત્માને લગતી નિષ્ઠા–સંભાવનાના અભાવમાં, નિર્વિકારિતા–શાંતિ નથી. અને જે શાંતિનો વિરહી છે તેને સુખ ક્યાંથી હોય? સુખ નિર્વિકારિતામાં છે. વિકારિતામાં નથી! આમ મેલીમતિ દુઃખમાત્રનું નિદાન છે. અને નિર્મલમતિ સુખમાત્રનું નિદાન છે. માટે માણસે મતિની નિર્મલતા સાધવા યત્ન કરવો રહ્યો. ॥ ૬૬ ॥

> इन्द्रियाणां हि चरतां, यन्मनोऽनुविधीयते ।
> तदस्य हरति प्रज्ञां, वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

વિષયોમાં ચરતી ઇન્દ્રિયોની પાછળ જે મન જાય છે તે, મન, આની બુધ્ધિને હરે છે–વાયુ જેમ નાવડીને પાણીમાં. ॥૬૭॥

આજ વાતને વધારે ખુલાસાથી કહે છે કે હે અર્જુન! પોતપોતાના વિષયોમાં ચરતી ઇન્દ્રિયોની પાછળ જે મન અનુસરે તે ઇન્દ્રિયોની પાછળ પડેલુ મન, આ પુરૂષની બુદ્ધિને હરી લઈ જાય છે–વાયુ નાવડીને જેમ પાણીમાં

ઘસડી જાય તેમ. અર્થાત્ ઈન્દ્રિયો વિષયોમાં સ્વછંદે રવડે તો તે ઈન્દ્રિયો સાથે મન પણ સ્વછંદે રવડે. તો તે માણસની મતિ પણ વિષયોમાં સ્વછંદે રવડે છે. પાણીમાં પડેલી હોડીને, પ્રબળ વાયુ, જેમ ગન્તવ્યમાર્ગથી આઘે ઘસડી, ઉન્માર્ગે પ્રવૃત્ત કરે છે તેમ ઈન્દ્રિયોની પાછળ પાછળ ઇન્દ્રિયોને અનુસરતુ મન સંસારસાગરમાં મનુષ્યની બુધ્ધિરૂપી નાવને ગન્તવ્યમાર્ગથી આઘે ઘસડી જઈ, ઉન્માર્ગે પ્રવર્તાવે છે. આત્મનિષ્ઠા માણસની મતિને માટે પ્રાપ્તવ્ય સ્થાન છે. મતિ જો મન પાછળ ઘસડાય. અને મન જો ઈન્દ્રિયોની પાછળ વિવશ થાય તો, સંસારની વાસનાનો વાયુ, માણસની મતિને આત્મનિષ્ઠાથી હડસેલી કાઢી, વિષયનિષ્ઠામાં નમાવે છે. આમ અવશ ઈન્દ્રિયો મનને વિવશ કરે. વિવશ મન બુધ્ધિને પરાધીન કરે. અને બુધ્ધિ પરાધીન થાય એટલે માણસ ધ્યેયભ્રષ્ટ થાય અને ધ્યેયભ્રષ્ટ થાય એટલે માણસજ ક્યાં રહે? ઈન્દ્રિયોને વિવશ કરવા માટે વિષયરાગ એ કારણ છે. એ રાગ આત્માના અજ્ઞાનમાંથી જન્મે છે. માટે ધ્યેયસિદ્ધિ ચાહનાર આત્માનું જ્ઞાન મેળવવા યત્નશીલ રહે એ આ બધી વાતનો પિંડાર્થ છે। ॥ ૬૭ ॥

तस्माद् यस्य महाबाहो! निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

તેથી હે મહાપરાક્રમી! જેની મન સહિત બધી ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયોમાંથી પૂરી પાછી ખેંચાયેલી છે તેની બુધ્ધિ અત્યંત સ્થિર થાય છે. ॥ ૬૮ ॥

હવેના શ્લોકમાં ભગવાન ઠરેલ મતિનું છેવટનું લક્ષણ આપી દે છે. કહે છે કે આ કારણે હે મહાબાહો! જે પુરૂષની તમામ ઈન્દ્રિયો ઈન્દ્રિયોના અર્થ ઉપરથી સ્વેચ્છાએ ખેંચી લેવાયેલી છે તેની મતિ તું પ્રતિષ્ઠિત જાણ. અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી અર્થોમાંથી જેણે પોતાની કાન–ચામડી–આંખ–જીભ–નાકરૂપી જ્ઞાનેન્દ્રિયો તેમજ કર્મેન્દ્રિયોને ઉઠાવી લીધી છે–તે માણસની મતિ ઠરેલી છે. આમ કહી ભગવાન જિતેન્દ્રિયપણું એ ઠરેલ મતિનું લક્ષણ છે એમ કહે છે. જે માણસની ઈન્દ્રિયો પોતાને કાબુ તે માણસ શાસ્ત્રજ્ઞ હોવા ન હો, તે માણસની મતિ નિર્મલ છે. જિતેન્દ્રિયપણું એજ તો સાધક અવસ્થાનુ તાત્કાલિક સાધ્ય છે. ઈન્દ્રિયોની જીત થતાં મનની જીત થાય, મન જીતાતાં અહંભાવ કાબુમાં આવે, અહંકાર પરાસ્ત થતાં, બુધ્ધિ

નિર્મલતમ થાય અને નિર્મલતમ મતિ આત્મનિષ્ઠ પામે અને આત્મનિષ્ઠામાં પરમાનંદ છૂપાયો છે. આમ જેણે પરમાનંદ-બ્રહ્માનંદ-ભૂમાનંદ મેળવવો હોય તેણે ઈન્દ્રિયોને સ્વાધીન રાખવાની કળા શીખવી જોઈએ. અને તે કળા તે વિવેક છે. આત્મદર્શન છે. ધીરેધીરે આત્મદર્શન સાધવાથી ઈન્દ્રિયો-જન્મ જન્માંતરની સંસાર વાસનાઓથી વિષયોના કાદવકીચ્ચડમાં-કર્દમાં ડટાયેલી હોવા છતાં ઉપર નીકળી જાય છે. આમ ઈન્દ્રિયોની જીત પરમપુરુષાર્થની પ્રાપ્તિનું પહેલુ પગથીઉં છે એમ સૌ જાણે. ॥ ૬૮ ॥

या निशा सर्वभूतानां, तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि, सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

જે બધાં પ્રાણીઓની રાત્રિ છે તેમાં સંયમી જાગે છે. જેમાં ભૂતો જાગે છે તે દેખતા મુનિની રાત્રિ છે. ॥ ૬૯ ॥

ઉપલા વિવેચનમાં કર્મયોગી અને અકર્મયોગી વચ્ચેનો તફાવત સ્પષ્ટ થયો હશે. હવે અતિ ગૂઢ શ્લોકમાં વળી ભગવાન કર્મયોગી અને અકર્મયોગી વચ્ચેનો એક તફાવત કહે છે. ભગવાનની વાણી ચમત્કારભરી છે. તેઓ કહે છે કે હે અર્જુન! સર્વભૂતોની જે રાત્રિ છે તેમાં સંયમી જાગે છે. અને જેમાં બીજાં બધાં પ્રાણીઓ જાગે છે તે જોનાર મુનિની રાત્રિ છે! રાત્રિમાં અંધકાર હોય છે. અંધારામાં વસ્તુ હોવા છતાં દેખાતી નથી. દિવસે પ્રકાશ હોય છે અને તમામ ચીજો પોતપોતાના સ્પષ્ટરૂપે જુદી જુદી દેખાય છે. આટલો રાત્રિ અને દિવસ વચ્ચે તફાવત છે. તો જે સર્વભૂતોની રાત્રિ છે તેમાં સંયમી જાગે છે એટલે શું? શું સંયમી હોવા છતાં રાત્રે જાગતો રહે છે? તેમ હોય તો તે સંયમી નથી! આમ ઉપર ઉપરથી જોતાં તો પ્રકૃતને અનુસરતો અર્થ ભગવાનની વાણીમાંથી નીકળતો નથી. આથીજ આ શ્લોકમાં ભગવાન કાંઈ ખાસ વાત કહેવા માંગે છે એમ સિધ્ધ થાય છે! નિષ્કામ કર્મયોગ એ કર્મયોગી શિવાયનાં બીજાં પ્રાણીઓને માટે રાત્રિ છે. રાત્રિ વખતે અંધારાને લઈને વસ્તુઓ પોતપોતાના સ્વરૂપે વિદ્યમાન છતાં નથી જણાતી તેમ નિષ્કામકર્મયોગમાં, પ્રત્યેક કર્મનું સંપૂર્ણ ફલ મળતુ હોવા છતાં, અજ્ઞાનરૂપી અંધારને લઈને ખીડાયેલી આંતરચક્ષુને લઈને, તે ફલ કામી મનુષ્યોને નથી જણાતું. એવી નિષ્કામ કર્મયોગરૂપી રાત્રિ એ સંયમીને માટે દિવસ છે. કેમકે તેને તેમાં બધું

જણાય છે! આથી નિષ્કામ કર્મયોગરૂપી રાત્રિમાં જીતમના કર્મયોગી પુરુષ જાગરણ કરે છે. જાગરણ કરે છે એટલે કે જાગૃત અવસ્થામાં જેમ માણસ પોતપોતાના કર્મમાં પ્રવૃત્ત થાય છે તેમ નિષ્કામ કર્મયોગમાં કર્મયોગી જીતન્દ્રિયમના પુરુષ કર્તવ્યબુધ્ધિથી સ્વકર્મો કરતો ચાલ્યો જાય છે. આમ જીતેન્દ્રિય માટે બીજા ભૂતોની રાત્રિ એ દિવસ છે. આ ઉપરથીજ બીજાં પ્રાણીઓનો જે દિવસ છે તે પશ્યન્ મુનિની રાત્રિ છે. અર્થાત્ બીજા પ્રાણીઓ કામ્યકર્મમાંજ પ્રવૃત્ત રહે છે. કામ્યકર્મ એ તમોમય સંસારનું કારણ છે. એ તમોમય સંસારના કારણરૂપ કર્મોમાં કામી પુરુષો સદા જાગૃત રહે છે. એટલે કે તેવાં કામ્યકર્મો કરવામાં સાવધાન થઇને વારવાર પ્રવર્તે છે! કેમકે તેમને કામ્યકર્મ શિવાય બીજુ કશું સૂઝતુંજ નથી! પરતુ આની કામ્યકર્મરૂપી જે રાત્રિ, તે રાત્રિમાં પશ્યત્ મુનિ જાગતો નથી. તેને માટે તે ઉંઘવાની નિશા છે. અર્થાત્ તેવાં કર્મ કરવામાં તે સદા આંખમીચામણાંજ કરે છે. જે રાત્રિમાં સૌ ભૂતો જાગરણ કરે છે તેમાં કર્મયોગી કેમ ઉંઘે છે? તેનું કારણ એટલુંજ કે તે પશ્યન્ મુનિ છે. તે જોનારો છે. તે દેખનારો છે. તે દ્દષ્ટા છે. તેને આત્માને લગતી સાચી સમજ છે. એ દેખતો થયો તેનું કારણ મુનિ શબ્દ આપે છે. મુનિ એટલે યથાર્થ મનન કરનાર-વિચાર કરનાર. અર્થાત્ જે માણસ યથાર્થ મનન કરનાર છે તે સાચા અર્થમાં દેખતો થાય છે. જે દેખતો થાય છે તેને, કામ્યકર્મરૂપી રાત્રિ કે જેમાં પ્રાણીમાત્ર જાગરણ કરે છે તેવી કામ્યકર્મરૂપી રાત્રિમાં ઘસઘસાટ ઉંઘવાનુંજ છે એમ જણાય છે. અનુભવાય છે. તેને જણાય છે કે પ્રાણીઓ જેમાં ઉંઘે છે-ઘસઘસાટ ઉંઘે છે,- તેવી નિષ્કામ કર્મયોગરૂપી રાત્રિમાં જાગરણ કરવાનું છે. આમ પશ્યન્ મુનિ અને અંધ મૂઢમાં આટલો ફરક છે. અર્થાત્ કર્મયોગી અને અકર્મયોગી, નિષ્કામ અને સકામ મનુષ્યમાં હે અર્જુન! આટલો તફાવત છે અને આ તફાવતમાંજ સંસાર અને મુક્તિ બન્ને છપાયાં છે! ॥ ૬૯ ॥

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत् कामाः यं प्रविशन्ति सर्वे, स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥

જેમ ચોમેરથી ભરપૂર, નિશ્ચલ સ્થિતિવાળા સમુદ્રમાં, પાણી લીન થાય છે તેમ જેમાં (જે પુરૂષમાં) બધા કામો લીન થાય છે તે શાન્તિ પામે છે. પદાર્થપ્રિય શાન્તિ પામતો નથી. ॥ ૭૦ ॥

હવેના શ્લોકમાં ભગવાન સ્થિતપ્રજ્ઞની રોજીંદી જીવનસ્થિતિ વર્ણવે છે. શ્લોકે શ્લોકે ભગવાન ઉત્તરોત્તર આવી સ્થિતિનો સ્પષ્ટતમ ખ્યાલ આપતાં સાધકે શું બનવાનું છે તેનું વિશદતમ ચિત્ર દોરી આપે છે! ભગવાન કહે છે કે હે અર્જુન! જેમ ચોમેરથી ભરેલા અને અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં ગંગા વગેરે નદીના પાણી સમાય છે તેમ જે પુરુષમાં બધાએ કામો સમાઈ જાય છે તે શાન્તિ પ્રાપ્ત કરે છે. કામકામી પુરુષ શાન્તિ પ્રાપ્ત કરતો નથી. અર્થાત્ સ્થિતપ્રજ્ઞ પુરુષને ભગવાન અહીં સમુદ્ર સાથે સરખાવે છે. સમુદ્ર કેવો છે? આપૂર્યમાણ ચોમેર પાણીથી ભરપૂર અને તે ઉપરાંત અચળ પ્રતિષ્ઠાવાળો. અચળ એટલે ન ચળે એવી, પ્રતિષ્ઠા એટલે મર્યાદા. અતૂટ મર્યાદાવાળો. અર્થાત્ નિર્વિકાર-વૃદ્ધિ અને હ્રાસ વગરનો. નદીઓના કે વરસાદના પાણીના આગમનથી નતો ઉભરાઈ જાય એવો, નતો બાષ્પભવનથી ઓછો થઈ જાય એવો. સદા સ્વમહિમામાં પ્રતિષ્ઠિત, હમેશાં સ્વરૂપમાં દૃઢ સ્થિતવાળો. આવા સમુદ્રમાં ગંગા વગેરે નદીઓનાં પાણી આવે આવે ને સમાઈ જાય! છતાં તે સમુદ્રમાં કશો ફરક પડતો નથી! સમુદ્ર સદા સમુદ્ર રહે છે. ભરેલો અને નિશ્ચલ, વૃધ્ધિ હ્રાસની વિક્રિયા વગરનો. પાણી આવો કે જાઓ નતો પાણીની આવકથી ફુલાતો, તો નથી પાણીની જાવકથી સંકોચાતો. સ્થિતપ્રજ્ઞ પુરુષ આવો હોય છે. તે આત્માનન્દથી પરિપૂર્ણ છે. સ્વરૂપમાં અચલ પ્રતિષ્ઠાવાળો છે. શુભાશુભ વિષયોની પ્રાપ્તિ અપ્રાપ્તિને લીધે હર્ષશોક વગેરે વિકારોથી અસ્પૃષ્ટ રહે છે. આખા જગતની રિધ્ધિ સિધ્ધિ મળે કે આખા જગતનું ઐશ્વર્ય મળીને ચાલ્યું જાય તોપણ નતો તેની પ્રાપ્તિથી હર્ષિત થાય નતો તેના વિયોગથી વિષાદી થાય. આમ તે વિષયોની અવરજવરથી નતો સંકોચાય નતો ફુલાય. આવો, સમુદ્ર જેવો ગભીર અપાર-અગાધ-અનન્ત કર્મયોગી, હોય અને આથીજ ભગવાન કહે છે તેવો માણસ શાન્તિ-સર્વ દુઃખોની નિવૃત્તપૂર્વક પરમાનન્દની પ્રાપ્તિરૂપ નિર્વિકાર સ્થિતિ-જીવન્મુક્તિ પામે છે. જેના હૃદયસાગરના ઉંડાણમાં તમામ વિષયાભિલાષો સમાઈ જાય-જરાએ ક્ષોભ ન ઉપજાવે એવા અત્યંત વીતરાગી, ગતદ્વેષી મહાભાગ માનવને શાન્તિ મળે છે. કામકામી-વિષયાભિલાષી અર્થાત્ રાગદ્વેષથી વીંધાયેલા હૃદયવાળા માનવી માટે તો શાન્તિ એ સમલાનાં શીંગડાં જેવી છે! આટલો નિષ્કામ કર્મયોગી-ઠરેલ મતિ અને ડોહોળાયેલી મતિ-મનુષ્યોમાં ફેર છે! ॥૭૦॥

विहाय कामान् यः सर्वान्, पुमाँश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः, स शान्तिमधिगच्छति ॥७१॥

જે પુરૂષ બધી ઇચ્છાઓને ત્યજી, નિઃસ્પૃહ થઇ, વિધિસર આચરણુ કરે છે, નિર્મમ અને નિરહંકાર છે, તે શાંતિ પામે છે ॥૭૧॥

આમ અહીંસુધી ભગવાને અર્જુનના ત્રીજા પ્રશ્નનો વિસ્તારપૂર્વક ઉત્તર આપ્યો અને એ ઉત્તરદ્વારા સાધકે શું સિધ્ધ કરવાનુ છે અને તે કેવી રીતે એ કહી દીધુ. હવેના શ્લોકમાં ભગવાન અર્જુનના ચોથા પ્રશ્નનો જવાબ વાળે છે. હે અર્જુન! જે નર તમામ કામોને છોડી, સ્પૃહા, મમતા અને અહંતા શિવાયનો થઇને વ્યવહારમાં વર્તે છે તે શાન્તિ પામે છે. અર્થાત્ ઠરેલ બુધ્ધિવાળો માણસ વ્યવહારમાં કેવી રીતે વર્તે છે તેનો અહીં જવાબ છે. તેવો માણસ સર્વકામનાને સંપૂર્ણ તજે છે. અર્થાત્ તૃષ્ણાને દેશવટો દે છે. આમ તદ્દન નિષ્કામ થઇને નિઃસ્પૃહ બને છે. નિસ્પૃહ થયેલો માણસ મમતા શિવાયનો હોય છે. મમતા શિવાયનો માણસ તેજ હોય કે જે અહંકારશૂન્ય હોય. આમ નિષ્કામ માનવી નિરહંકારી, નિર્મલ બને. નિર્મલ નિસ્પૃહ થાય અને નિઃસ્પૃહ માનવ વ્યવહારમાં વિના ક્લેચ્છાએજ પ્રવૃત્ત થાય! અર્થાત્ હુ કર્તા, મારે ભોગવવાનું, માટે મારે કરવાનું, મારેજ સ્પૃહા રાખું, એવી તેની સમજ નથી હોતી. તે તો લોક અને વેદસમત તમામ કર્મો વિધિપૂર્વક કરવાનો. કેમકે તેની ફરજ છે. ફરજ કરવામાં જે આનન્દ છે તે સકામભાવે કરવામાં ક્યાંથી હોય? આથી નિષ્કામ મનુષ્ય તમામ કર્મો વિધિપૂર્વક કરવાનો, નિસ્પૃહ રહેવાનો. ફલમાં મમત્વશૂન્ય બનવાનો. અહંકારની શૂન્યતા ભજવાનો. આવો જે માણસ હોય તેજ શાંતિને પ્રાપ્ત કરે છે! ॥ ૭૧ ॥

एषा ब्राह्मी स्थितिः पार्थ! नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामन्तकालेऽपि, ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥

હે પૃથાપુત્ર! આ બ્રાહ્મી સ્થિતિ છે. એને પ્રાપ્ત કરીને મોહ પામતો નથી. એમાં અંતકાલે પણ પ્રતિષ્ઠિત થઇ બ્રહ્મનિર્વાણને પામે છે. ॥ ૭૨ ॥

હવે ઉપસંહાર કરતાં ભગવાન સ્થિતપ્રજ્ઞની સ્થિતિને ભવ્ય અંજલિ આપતાં કહે છે હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિતિ છે. એને પ્રાપ્ત કરી મોહ પામતો નથી. એ સ્થિતિમાં અંતકાળે પણ રહીને બ્રહ્મનિર્વાણ પામે છે. અને આ આખો શ્લોક પણ અદ્‌ભુત અર્થથી ભરપૂર છે. ભગવાન કહે છે કે હે અર્જુન ! મે તને અત્યારસુધી સ્થિતપ્રજ્ઞની સ્વકર્મમાં જે સ્થિતિ કહીછે તે ખરૂં જોતાં તો બ્રાહ્મી સ્થિતિ છે. બ્રાહ્મી એટલે બ્રહ્મને લગતી. બ્રહ્મ એટલે પરમાત્મા-બૃહત્ સત્તા. બ્રાહ્મી સ્થિતિ એટલે કે સર્વજ્ઞ, સર્વશક્તિ, હમેશાં સ્વમહિમામાં રહેનાર, અચલ પ્રતિષ્ઠાવાળા, આત્મામાં આત્માવડે તુષ્ટ-પર્યાપ્તકામ પરમાત્માની, સ્વકર્મરૂપ જગતના જન્મ સ્થિતિ ભંગમાં જેવી નિર્મળ-નિરહંકાર-નિઃસ્પૃહ સ્થિતિ હોય તેવી સ્થિતપ્રજ્ઞ-કર્મયોગી, મહાપૂજ્ય મહાભાગ કર્મયોગીની લોકશાસ્ત્રસંમત દેશ, જાતિ અને આત્માની ઉન્નતિના સાધનરૂપ, તમામ સ્વકર્મોમાં સ્થિતિ હોય છે. અર્થાત્ કર્મયોગ, જીવને જીવ છતાં, શિવ સ્થિતિ, જીવતાંજીવ અપાવે છે! પરમાત્માની પરમ કરુણાથી જેને એવી સ્થિતિ પ્રાપ્ત થાય તેને શું ફલ મળે? ભગવાન કહે છે કે એવી સ્થિતિને પ્રાપ્ત કરીને તેવો મનુષ્ય મોહ પામતો નથી. કદી અવિવેકી બનતો નથી. જેનું અજ્ઞાનનું પડજ ઉઘડી ગયું તેને અજ્ઞાનનો જરાસરખોએ સ્પર્શ ન થાય! અર્થાત્ અતિઉચ્ચ જ્ઞાન-ભૂમિના તે સર્વોચ્ચ શિખેરે ચઢી જાય છે જ્યાં મોહ તેને સ્પર્શીજ શકતો નથી! પ્રયત્નશીલ માનવ જીવનભર પ્રયત્ન કરે અને આખો જન્મારો તે નિષ્ફલ થાય પણ જો તેનો ભાગ્યોદય નજીક આવ્યો હોય અને પશ્ચિમ વયમાં-ઘડપણમાં પણ જો તેને આ સ્થિતિ પ્રાપ્ત થાય તો તે "બ્રહ્મ નિર્વાણ" પામે છે. તો પછી જેનું સૌભાગ્ય અપાર અને અસીમ હોય એવા કોઈ માનવને જો જુવાનીમાં આવી સ્થિતિ પ્રાપ્ત થાય તો તે જીવતાંજ બ્રહ્મ-નિર્વાણને પામે છે. અર્થાત્ જીવનની પ્રત્યેક અવસ્થામાં આ સ્થિતિ સૌને માટે કમનીય હશે. અહીં એક શબ્દ સમજી લેવા જેવો છે અને તે બ્રહ્મનિર્વાણ. બ્રહ્મ શબ્દ "**बृंहत्वृंद्धौ**" એ ધાતુમાંથી નીપજે છે. અર્થાત્ બ્રહ્મ એટલે પરિપૂર્ણ સત્તા. વિશ્વસત્તા-પરમાત્મા. પરમાત્મા સર્વવ્યાપી છે. આ સર્વવ્યાપક સચરાચરમાં પરિપૂર્ણ પરમાત્મા, બ્રહ્મ શબ્દનો અર્થ છે. એ બ્રહ્મમાં તેવો માણસ નિર્વાણ પામે છે. નિર્વાણનો અર્થ ઓલવાવું થાય છે. દીવો જ્યારે

હોલવાય ત્યારે નિર્વાણ પામ્યો કહેવાય છે. પ્રત્યેક જીવ એ એક અમર દીપશિખા છે. એ અમર દીપશિખા–જ્યોતિ મહાજ્યોતિનો અંશ છે. સંસાર-કાળમાં તે જ્યોતિ દેહમાત્રમાં જકડાઈ રહેલી હતી. હવે તેનો સંસાર ઉડી ગયો એટલે એ દેહમાત્રમાં ગોંધાઈ રહેલી આત્મજ્યોતિ બૃહજ્જ્યોતિરુપી પરમાત્મામાં લીન થાય છે. અર્થાત્ બૃહત્સત્તાનો તે જાતમાં અનુભવ કરે છે એટલે કે સર્વભૂતમાં પ્રસરી રહેલી જે આત્મસત્તા છે તે આત્મસત્તામાં તે એકાકાર થઈ જાય છે. એટલે કે સર્વભૂતાત્મભૂતાત્મદર્શન તેને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પ્રાણીમાત્રમાં રહેલ પરમાત્માને તે ઓળખે છે–સ્મરે છે–સેવે છે અને તન્મય બની રહે છે આમ પરિચ્છિન્ન સત્તા બૃહત્સત્તામાં લીન થઈ જાય અને વિશ્વાનંદનો અનુભવ કરે એજ તો જીવનમાં જીવમાત્રનું ધ્યેય છે. અલ્પમાંથી એ ભૂમાની સિધ્ધિ છે. અને આથીજ ઉપનિષદના ઋષિ જ્ઞાનહિમાલયના ધવલગિરિશૃંગ ઉપરથી દુનિયાને આવાહન કહે છે કે **भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः नाल्पे सुखमस्ति।** એક ઋષિને જ્યારે આટલું દર્શન તો પછી ઋષિઓના ઋષિ પરમપિતા પરમાત્માનાં ભવ્ય દર્શનની તો વાતજ શી ? આ વાણીમાં રહેલા અર્થની સીમાને તો તેના ઉચ્ચારક પરમાત્માજ યથાર્થપણે જાણે. ॥ ૭૨ ॥

" इति सांख्ययोगः "

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

॥ हरिः ॐ श्रीकृष्णाय पुरुषोत्तमायनमः ॥

**श्री अर्जुन उवाच : શ્રી અર્જુન બોલ્યાઃ-**

ज्यायसी चेत् कर्मणस्ते, मता बुद्धिर्जनार्दन ! ।
तत् किं कर्मणि घोरे मां, नियोजयसि केशव ! ॥ १ ॥

હે જનાર્દન! આપને જો કર્મ કરતાં જ્ઞાન વધારે સારૂં છે એમ અભિમેત છે તો હે કેશવ! શા માટે આપ મ્હને ભયંકર કર્મમાં પ્રેરી રહ્યા છો! ॥ ૧ ॥

**આ**ગલા અધ્યાયમાં ભગવાને આત્મજ્ઞાન ઉપદેશ્યું અને આત્મજ્ઞાનપૂર્વકનો કર્મયોગ પણ બતાવ્યો. આગલા અધ્યાયના ઉપદેશમાં મુખ્યપણે જ્ઞાન ઉપરજ ભગવાનનો વધારે પડતો ઝોક જણાય છે. તે ઉપરાંત નિષ્કામભાવે કર્મ કરવાં એ પણ જ્ઞાનયોગનુજ વ્યવહારસિધ્ધ સ્વરૂપ છે એમ સુસ્પષ્ટપણે બતાવ્યું. જે માણસને આત્માને લગતી યથાર્થ સમજ મળી તે માણસની તે આત્માને લગતી યથાર્થ સમજની સાચી કસોટી કર્મ છે. જ્યાંસુધી કર્મભૂમિ ઉપર તે જ્ઞાન ન ઉતરે ત્યાંસુધી તે જ્ઞાન કાચું ગણાય અને કર્મ તો અનન્ત. પણ તેના વિશાળ અર્થમાં બે વિભાગ થઈ શકે. હિંસક કર્મ અને અહિંસક કર્મ. આત્મજ્ઞાન અહિંસક કર્મને તો નિષ્કામભાવે કરવામાં પ્રેરે. પણ હિંસક કર્મ જ્યાં કર્તવ્ય તરીકે આવીને ખડું થાય અને આત્મજ્ઞાની પાસે તેવાં કર્મને કર્તવ્યબુદ્ધિથી કરવાનો જ્યારે પ્રસંગ આવે ત્યારે તે પણ પહેલાં તો એવાં ભયંકર કર્મ કરતાં આંચકો ખાઈ જાય! અર્જુનને પણ તેવુંજ થયું આત્મજ્ઞાન સાંભળ્યું તો ખરું અને એ આત્મજ્ઞાનનાજ ફલરૂપે નિષ્કામભાવે સ્વકર્તવ્ય કરવુ જોઇએ એમ પણ સમજાયું પણ સંહારપ્રધાન કાર્ય કરવું માણસ ધારે એટલુ સહેલુ નથી! આત્મજ્ઞાન જ્યાંસુધી કાચુ છે ત્યાંસુધી ભલા ભલા વિદ્વાનો પણ સંહારકાર્ય કરતાં અટકી જાય, એટલે એવા પ્રસંગે કાચી સમજવાળા માણસ છટકવા પ્રયત્ન કરેજ. તેમને પેલું આત્મજ્ઞાન વધારે રમણીય લાગે અને સ્વકર્તવ્ય જો ઘોર

હોય તો તે બીહામણુ લાગે આથી તેવા પુરુષો બીહામણાં કર્તવ્યને કરતા અચકાય છે. કેમકે આત્મજ્ઞાન હજી તે સ્થિર ભૂમિકાએ નથી પહોંચ્યું કે જ્યાં પહોચતાં માણસ બ્રહ્મ જેટલો નિસ્પૃહ-નિર્મળ-નિરહંકારી થઈ સૃષ્ટિ સ્થિતિ ભગમા કર્તવ્યબુધ્ધિથી પ્રવર્તે. આથી અર્જુન પણ આ દુવિધામાં સપડાયો. તેણે જોયું કે ભગવાન તો એક બાજુ **बुद्धौ शरणमन्विच्छ** એમ કહે છે અને બીજી બાજુ **कर्मण्येवाधिकारस्ते** એમ પણ ભારપૂર્વક કહે છે. તો મારે શું કરવું? ભગવાનની વાણીમાં પણ વિરોધ જેવો લાગે છે. આ બેમાં તો બુદ્ધિ-સમજનું શરણ વધારે ઠીક લાગે છે. ઘોર કર્મ કરવું યોગ્ય લાગતું નથી પણ ખેર! આ ભગવાનની વાણી છે. માટે ભગવાનનેજ પૂછું કે હે ભગવન્! આપજ આ દ્વિમુખી વાતનું કાંઈ એક ચોક્સ નિગકરણ આપો. આમ જ્ઞાનયોગ અને કર્મયોગ એ બેમાંથી કયો આશ્રય લેવા જેવો છે એ નિર્ણય ન થતા ભગવાનને અર્જુન પૂછે છે કે હે દુષ્ટજનોને મર્દી નાંખનાર ભગવન્! જો કર્મ કરતા બુદ્ધિજ આપને મતે વધારે વખાણવાયોગ્ય છે તોપછી હે કેશવ! મને આપ ઘોર કર્મમાં શાને પ્રેરો છો? અર્થાત્ અર્જુનના મનમાં એમ થયું કે કર્મયોગ કરતાં પણ ભગવાન તો કર્મયોગદ્વારા પણ જ્ઞાનયોગનીજ પ્રશંસા કરે છે. કેમકે નિષ્કામ કર્મયોગની સિધ્ધિ પણ જ્ઞાનયોગમાંજ છૂપાઇ છે જ્ઞાનયોગનીજ પરમહદ નિષ્કામ કર્મયોગ છે. તો મૂળમાં જે છે તેજ ભગવાનને મન વધારે માન્ય હોય. મળ વિના શાખા કે ફળ કેમ હોય? આથી ભગવાનને મને જ્ઞાનયોગજ વધારે ઉદાત્ત છે અને હે ભગવન્! જ્ઞાનયોગજ જો આપને વધારે માન્ય છે, તોપછી થઈ રહ્યું. મને શાને આપ આ ઘોર યુદ્ધરૂપી કર્મમાં ઉઠ-બેઠો થા-લડ-એમ વારવાર કહીને પ્રેરો છો? ભગવન્! આપ તો બન્ને બાજુ ઢોલકી વગાડો છો આપની આ ઉભય તીરે સ્પર્શતી વાણીમાં કાંઈ સમજાતુ નથી! ॥ ૧ ॥

> **व्यामिश्रेणेव वाक्येन, बुद्धिं मोहयसीव मे ।**
> **तदेकं वद निश्चित्य, येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

જાણે ભેળાયેલાં વાક્યથી મારી બુધ્ધિને આપ ભમાવો છો! તે એક નિશ્ચિત કરીને કહો જેથી હું કલ્યાણ પ્રાપ્ત કરૂં. ॥ ૨ ॥

આમ કહેતાં તો અર્જુન કહી બેઠો કે હે ભગવન્! આપ મને ઘોર કર્મમાં-કેમ યોજો છો! પણ અર્જુન વળી પાછો જરા ખચકાયો અને કહેવા લાગ્યો કે હે ભગવન્! જાણે મિશ્ર વચનો કહીને આપ જાણે મારી

બુદ્ધિને મોહિત કરો છો. હે પ્રભો! તો ગમે તે એકનો નિશ્ચય કરીને મને કહો કે જેથી હું શ્રેય પામું. અર્જુનને ભગવાનના વાક્યો મિશ્ર લાગ્યાં. એટલે કે સેળભેળવાળા લાગ્યાં. ઘડીમાં જ્ઞાનયોગનું માહાત્મ્ય બનાવતાં તો ઘડીમાં કર્મયોગનું માહાત્મ્ય બતાવતાં લાગ્યાં! પણ અર્જુનનો એ આરોપ નથી કે ભગવાન મને અત્યંત મિશ્ર વચનો કહે છે કેમકે અર્જુન જાણે છે કે ભગવાન એ ભગવાન છે. અને એ વાત શ્લોકમાંના इव શબ્દથી સ્પષ્ટ થાય છે. અર્જુન કહે છે કે હે ભગવન્! જાણે મિશ્ર વાક્યો આપ ન કહેતા હો એમ મને લાગે છે! જોકે આપ તો સ્પષ્ટ વચનોજ કહો છો. અને એ સ્પષ્ટ વચનો દ્વારા મારી મતિનો મોહ દૂર કરવાનો આપનો પ્રયત્ન છે આથીજ આપના વચનો તો સ્પષ્ટજ છે. પણ મને સમજ નથી પડતી એટલે કહું છું કે જાણે આપ મારી મતિને મોહિત કરો છો. એવડું બોલીને મારી બુદ્ધિને જાણે આપ ભમાવો છો. પ્રભો! મારી બેસમજનો હું આપના ઉપર આરોપ નથી કરતો. અકળાઉ છું એટલે આવું બોલી નાંખું છું. તો હવે જ્ઞાનયોગ કે કર્મયોગ એ બેમાંથી મારે માટે આપ નિશ્ચય કરી ગમે તે એક કહો. કે જેથી હું તે માર્ગે સીધો ચાલું અને પરિણામે કલ્યાણ પ્રાપ્ત કરું. મારી ગતિ નથી કે બેમાંથી ગમે તે એકનો નિશ્ચય કરૂં. આપજ ભક્તજન માટે માર્ગના નિર્ણાયક છો કેમકે આપ ભગવાન હોઇ ભક્તનું હિત શેમાં વસે છે તે આપજ જાણો છો તો હે પરમાત્મન્! મને ગમે તે એક માર્ગ આપ આપની સર્વજ્ઞ નિર્મલ મતિથી નક્કી કરી આપો. ભગવાન જ્યારે ભક્તને માટે માર્ગ નિર્ણય કરી આપે તોપછી ભક્ત તે માર્ગ નિશંક વિચરે. એટલે અર્જુન પરમાત્મા પાસેજ માર્ગ નક્કી કરાવવાની અરજ કરે છે. અને આવી રીતે જો પ્રત્યેક મનુષ્ય પરમાત્માનેજ આવી દુવિધામાં માર્ગ પૂછે તો તે સર્વનાયક કોને માર્ગ ન બતાવે? ॥ ૨ ॥

શ્રીભગવાનુવાચ : શ્રી ભગવાન બોલ્યાઃ-

लोकेऽस्मिन् द्विविधा निष्ठा, पुरा प्रोक्ता मयाऽनघ ! ।
ज्ञानयोगेन सांख्यानां, कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

હે નિષ્પાપ! આ લોકમાં બે પ્રકારની નિષ્ઠા છે (જેને) મેં પહેલાં કહી છે. આત્મજ્ઞાનીઓની જ્ઞાનયોગ વડે અને કર્મયોગીની કર્મયોગ વડે. ॥ ૩ ॥

આમ જ્યારે અર્જુન જ્ઞાનયોગનેજ વધારે પડતું મહત્વ આપતો અને જ્ઞાનયોગમાંથી પરિણમતા કર્મયોગને ઓછું મહત્વ આપતો જણાયો ત્યારે ભગવાને જાણ્યું કે હજી આની મતિ દ્દરેલી નથી બની! જ્ઞાનના માહાત્મ્યે મનુષ્ય કર્મણ્ય બનવો ઘટે. જ્ઞાની જ્ઞાની બન્યા છતાં અકર્મણ્ય રહે તો તેથી તેનો યદ્યપિ કોઈ સ્વાર્થ નથી રૂંધાતો પણ એવા જ્ઞાની આ જગતને શા ઉપયોગી ? એવા લોકોને હજી જ્ઞાનની મૂલવણી નથી સમજાઈ. જ્ઞાનરુપી અભેદ્ય કવચ પહેર્યું પછી તો સંસારમાં સંગ્રામ ખેલવાની મઝા આવે. ત્યારેજ તે ખરો લડવૈયો બને. આત્મજ્ઞાનનું માહાત્મ્યજ એ છે કે તે માણસને નિષ્કામભાવે વિશ્વકલ્યાણના તમામ કર્મોમાં ખપી જતાં શીખવે! અર્થાત્ જ્ઞાની માણસ સ્વાર્થાભાવે પણ લોકસંગ્રહ માટે શરીરને ઘસી નાંખે. શરીરને મનને સાચવી સાચવીને કરવાં શું છે? જો જ્ઞાન પછી ચંદનવત જીવનમાં ન ઉતરે તો તે જ્ઞાન કોડીની કિંમતનું છે. અને જ્ઞાનીને સૌમ્યકર્મોજ કરવાના પ્રસંગ પ્રાપ્ત થાય એવું કશું નથી. ઘોર કર્મો પણ કરવાના પ્રસંગ આવે! અને એવા પ્રસંગે તો તેની જ્ઞાનનિષ્ઠાની કપરી કસોટી છે! કુસુમ કરતાં કોમળ અને વજ્ર કરતાં પણ કઠોર તે માણસ બની શકે જે લોકોત્તર હોય. અને લોકોત્તર થવાની પ્રત્યેકના જીવનમાં પળો આવે છે. આથી કર્મો કઠોર હો વા કોમળ હો. કર્તવ્ય તરીકે જે આવીને ખડું થયું તેને કરવામાં આત્મજ્ઞાની આંચકો ન ખાય! તેવા માણસ તે કર્મો એ રીતે કરશે કે કરવા છતાં તે ન કરવા બરાબર હશે. આથી હવે નિષ્કામ કર્મયોગનું અનતિવદનીય માહાત્મ્ય ભગવાન આ અધ્યાયમાં બતાવવાના છે. આ અધ્યાય કર્મયોગની ચાવી જેવો છે. ભગવાન કહે છે કે હે અર્જુન! હે નિષ્પાપ આ લોકમાં અસલથી બે નિષ્ઠાઓ ચાલતી આવી છે. અને તેજ બે નિષ્ઠાઓ મેં તને પહેલાં કહી છે. તેમાં પહેલી નિષ્ઠા તે સાંખ્યોની જ્ઞાનયોગ દ્વારા થાય છે. અને બીજી કર્મયોગ દ્વારા કર્મયોગીઓની થાય છે.

શરુઆતમાં નિષ્ઠા શબ્દ સમજી લેવા જેવો છે. નિષ્ઠા શબ્દનો ધાત્વર્થ નિશ્ચયાત્મક સ્થિતિ એવો થાય છે. અર્થાત્ "આજ મોક્ષનો માર્ગ છે" એવી હૃદયની નિશ્ચિત ધારણા એટલે નિષ્ઠા. અનાદિકાળથી જગતમાં આ બે નિષ્ઠાઓ ચાલતી આવે છે. અર્થાત્ મુક્ત થવાના માર્ગ પરત્વે બે પ્રકારની સમજ અનાદિકાળથી ચાલુ છે! પહેલી નિષ્ઠા સાંખ્યોની છે. સાંખ્ય એટલે આત્મજ્ઞાની માણસો. આત્મજ્ઞાની માણસ જ્ઞાનયોગજ મુક્ત થવાનો ઉપાય છે, કર્મ કરવાની કશી જરુર નથી એમ માની કર્મનો સંન્યાસ કરનારા હોય છે. અર્થાત્ તેઓ

આત્મજ્ઞાનમાંજ સદા રમતા રહે છે. અને કર્મનો ત્યાગ કરવા ફાંફાં મારે છે. બીજી નિષ્ઠા તે કર્મયોગીઓની છે. કર્મયોગી એટલે કે આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિભાવે, વિના કામનાએ, લોક અને શાસ્ત્રને સંમત એવાં તમામ કર્તવ્યો કરવાં એ મારી ફરજ છે એમ સમજી કર્મ કરનારા માણસો. એવા માણસો કર્મયોગ એજ મોક્ષનો ઉપાય છે એમ માનનારા છે. અને આથી આત્મજ્ઞાનપૂર્વક કર્તવ્યકર્મોમાં કર્તવ્યબુદ્ધિથી રત રહેનાર-રમનારા હોય છે. આ બન્ને માર્ગની વચ્ચે તફાવત કેટલો છે તે સંસ્કૃત ભાષ્યમાં સુન્દર અને માર્મિક રીતે સુસ્પષ્ટ કર્યોજ છે! એટલે ત્યાંજ જોઈ લેવો. આપણે એમાં સામાન્ય રીતે શું સમજવાનું છે એટલુંજ જોઇએ.

આ બન્ને નિષ્ઠા અનાદિકાળથી ચાલી આવે છે. એ બન્ને નિષ્ઠામાં સામ્ય છે અને વૈષમ્ય છે. બન્ને માર્ગોમાં આત્મજ્ઞાન સમાન છે. જ્ઞાનયોગી હો વા કર્મયોગી હો. આત્મજ્ઞાન બન્ને માર્ગમાં સાધારણ છે. આ અંશમાં બન્ને માર્ગો સમાન છે. હવે જે વૈષમ્ય છે તે આટલું. આત્મજ્ઞાની આત્મજ્ઞાન થયા પછી કર્મ કરવાં છોડી દે છે. જ્યારે કર્મયોગી આત્મજ્ઞાન પછીજ યથાર્થ રીતિ કર્મ કરાતાં હોઈ કર્મને વળગી રહે છે અને યાવદાયુ નિષ્કામભાવે કર્મ કરતોજ જાય છે. જ્ઞાનયોગી કર્મ કરતો ન હોવાથી એને કશાં કર્મનાં ફલ નથી મળતાં. કર્મયોગી કર્મ કરતો છતાં તેને ફલેચ્છા ન હોવાથી એને તમામ કર્મનાં ફલ મળે છે છતાં લેવાતો નથી. કર્મલેપમાંથી બન્ને છૂટે છે. પણુ કેવળ આત્મજ્ઞાની-જ્ઞાનયોગી ભૂલેલી દુનિયાને ભારરૂપ થઈ પડે છે અને કર્મયોગી ભૂલેલી દુનિયાને ભૂલથી ઉગારી ઉપકારક થઈ પડે છે કેમકે કર્મયોગીનાં તમામ કર્મોમાં સ્વાર્થનો અભાવ હોય છે. અને આથીજ તે લોકોપકાર કરનારાં કર્મોમાંજ મંડ્યો રહે છે. અને તેથી તેના કર્મોદ્વારા તે જગદ્ગુરુ બને છે, આમ એક આત્મસંગ્રહી છે. બીજો આત્મસંગ્રહી ઉપરાંત લોકસંગ્રહી હોય છે. વળી કેવળ આત્મજ્ઞાની પણ કર્મ ન કરવાને ફાંફાં મારે છે એટલુંજ. કર્મ સ્વેચ્છાએ છૂટતાં નથી! આ જગતની રચનાજ એવી છે. પણ એ ભેદ આગળ આવવાનો છે એટલે અહીં તેનો ઉલ્લેખ નથી કર્યો. આ બન્ને નિષ્ઠાનો ઇતિહાસ અને તફાવત આગળ સંસ્કૃત ભાષ્યમાં અત્યંત વેધક અને માર્મિક રીતે આપ્યો છે એટલે વધારે જાણવાની ઇચ્છાવાળાએ ભાષ્યાર્થ જોવો. ॥ ૩ ॥

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव, सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

કર્મ ન કરવાથી કોઇપણ પુરૂષ નિષ્કર્મતાને પ્રાપ્ત કરતો નથી તેમજ વળી નથી તો કેવળ કર્મ સન્યાસથી સિધ્ધિને પ્રાપ્ત થતો. ॥ ૪ ॥

આગના અધ્યાયમા ભગવાને બે નિષ્ઠા કહી હતી આત્મજ્ઞાનીઓની આત્મજ્ઞાનનિષ્ઠા અને નિષ્કામ કર્મયોગીઓની કર્મયોગનિષ્ઠા કર્મયોગીઓ કર્મ કરે છે છતા કર્મફલની ઇચ્છા ન હોવાથી તેઓના તમામ કર્મો નિષ્કર્મતાને પામે છે નિષ્કર્મતા કહો નૈષ્કર્મ્ય કહો, એમજ વાત છે નૈષ્કર્મ્ય એટલે કર્મના ફલો કર્તાને બધનરુપ ન નીવડવા તે કર્મ છે કર્મફલ છે છતા તે કર્મ અને કર્મફલનો કર્મ કરનારને સ્પર્શ ન થવો એવી જે હૃદયની નિષ્ઠા તેને નૈષ્કર્મ્ય સ્થિતિ કહેવામા આવે છે અને કર્મયોગીઓ તે નિષ્ઠા કર્મમાથી આસક્તિ ઉઠાવીને સાવે છે જ્ઞાનયોગીઓ પણ આવી નૈષ્કર્મ્યનિષ્ઠા પ્રાપ્ત કરે છે પણ તેમની નિષ્ઠા ની સિદ્ધિ જુદી રીતે થાય છે તેઓ કર્મ કરતા નથી અગર તો કર્મનો ત્યાગ કરે છે જે કર્મો કરાયા નથી અને જે કર્મોનો ત્યાગ કરાયો હોય તે કર્મનુ ફલજ નથી આવતુ કેમકે કર્મો જો કરાય તો તેઓ ફલ આપે આનો કર્મનો ક્યા તો સન્યાસ છે અગર તો આરભજ નથી એટલે તેવા જ્ઞાનીઓ માટે તો નૈષ્કર્મ્યસિધ્ધિ સ્વતઃસિધ્ધ છે આમ કર્મયોગી અને જ્ઞાનયોગી બન્નેની નૈષ્કર્મ્યસિધ્ધિ છે એકને નિષ્કર્મતાસિદ્ધિ પ્રયત્ને સપાદન કરવી પડે છે બીજાને એની મેળે સિધ્ધ થાય છે તો જે પ્રયત્ને મળે અને જે વિના પ્રયત્ને મળે તે બેમા ડાહ્યો માણસ વિના પ્રયત્નેજ જો સિદ્ધિ મળતી હોય તો પછી પ્રવૃત્તિમા શાને પડે? અર્થાત્ કર્મયોગીની નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રયત્નસાધ્ય છે જ્ઞાનીને તો વિના પ્રયત્ને સિદ્ધ છે, તો પછી જ્ઞાનયોગી બની એની મેળે પ્રાપ્ત થતી નૈષ્કર્મ્યસિદ્ધિ શાને ન મેળવવી? આમ કર્મનિષ્ઠાથી જ્ઞાનનિષ્ઠા ચઢીઆતી છે અને આથીજ હુ અર્જુન જ્ઞાનનિષ્ઠાનો આશ્રય લઈ યુદ્ધ કર્મ નથી આરભતો. એ જો હુ ન શરુ કરુ તો એની મેળે હુ નિષ્કર્મા થાઉ અને પરિણામે હુ પરમકલ્યાણને પ્રાપ્ત કરુ તો પછી હે ભગવન્! મને વારવાર આપ શાને આ ઘોર યુદ્ધકર્મમા પ્રવર્તવા માટે કહો છો! આવી અર્જુનની મનોદશા જોઈ ભગવાન હવે સિદ્ધાન્તપક્ષનો ઉલ્લેખ કરે છે કે હે અર્જુન!

કોઇપણ પુરુષ કર્મોના અનારંભથી નૈષ્કર્મ્યને પામતો નથી. વળી કર્મોના સન્યાસથીજ તે સિદ્ધિને પણ સારી પેઠે પામતો નથી!

અર્થાત્! નૈષ્કર્મ્ય એ પ્રાપ્ત કરવાનું છે. નૈષ્કર્મ્ય એટલે ફલલેપનો અભાવ. માણસને જો કર્મફલનો લેપ ન થાય તો તેનું હૃદય અત્યંત ચોખ્ખું થાય અને શુધ્ધહૃદયી માણસ આત્મદર્શન માટે સમર્થ થાય. આત્મદર્શનનું ફળ તે મુક્તિ છે. આમ નૈષ્કર્મ્ય એ ધ્યેય છે. કેમકે નૈષ્કર્મ્યમાંથીજ મુક્તિ ફળે છે. પરમાત્મભાવની પ્રાપ્તિ એટલે મુક્તિ. આ મુક્તિનેજ શ્લોકના ઉત્તરાર્ધમાં સિદ્ધિ શબ્દથી કહી છે. ભગવાન કહે છે કે હે અર્જુન! કોઇપિણ માણસ કર્મોની શરુઆત ન કરવાથી નિષ્કર્મી થતો નથી! કેમકે કર્મોની શરુઆત ન કરવી એ એના હાથની વાતજ નથી! કર્મનો આરંભ સ્વાભાવિક છે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ પણ કર્મ તો થવાનાંજ. જો કર્મ થવાનાંજ તોપછી હું કર્મોનો આરંભજ ન કરીશ અને આથી કર્મોના ફલનો મને લેપ નહીં લાગે એવું માનવું એ સ્વપ્ન માત્ર છે. એમાં આત્મવંચના છે. આ જગતની રચનાજ એવી છે કે જેમાં કર્મ કર્યા શિવાય કોઈ રહી શકતુજ નથી. તોપછી કર્મનો સમારંભ-કર્મ કરવાની શરુઆતજ ન કરીએ એમ માનવું એ માન્યતામાત્ર છે. સત્ય નથી. અને કર્મની શરુઆત જો થઈ તોપછી તેનું ફળ આવ્યા વિના ન રહે! કેમકે ફળ અનિવાર્ય છે. આમ જ્યારે કર્મો સ્વાભાવિક હોઈ છોડી શકાય એવાં નથી અને જ્યારે એ છોડી શકાય એવાં નથી તો એનું ફલ પણ અનિવાર્યજ છે, તોપછી જે ફલ અનિવાર્ય છે તેને અટકાવવાનો આગ્રહ રાખવો મિથ્યા છે. અર્થાત્ કર્મ કરવાનો આરંભ ન કરવો એ કર્મફલમાંથી બચવાનો ઉપાય નથી! કર્મ જ્યારે કરાયજ ત્યારે તેને એવી રીતે કરવાં કે જેથી તે થાય અને તેનું ફલ પણ મળે પણ તે ફળ માણસને ખરડી ન શકે અને આનો ઉપાય ફક્ત અનાસક્તિ છે. આમ ભગવાન સ્પષ્ટપણે સિદ્ધ કરે છેકે કર્મનો આરંભ ન કરવાની કોઇની ઇચ્છા તોપાય એવી ન હોવાથી કર્મનો અનારંભ એ નૈષ્કર્મ્યનિષ્ઠાનો ઉપાય નથી.

વળી કર્મનો સંન્યાસ એ પણ સિધ્ધિનો ઉપાય નથી. બ્રહ્મ-પરમાત્મ ભાવની પ્રાપ્તિ એટલે કે મુક્તિ. મુક્તિ એ પ્રાપ્તવ્ય છે. પ્રાપ્તવ્યમુક્તિનો પ્રાપ્તિઉપાય એ કર્મનો સંન્યાસ નથી! જે માણસ કર્મ સંન્યાસ એટલે કે કર્મોનો ત્યાગ કરવા તત્પર થાય છે તે પણ અણસમજુજ છે.

કેમકે એ ત્યાગ કેટલાં કર્મોનો કરે! કર્મમાત્રનો ત્યાગ તો થઈ શકતોજ નથી! અને કર્મમાત્ર જો ત્યજી શકાય એવાં નથી તો પછી કયાં કર્મોનો ત્યાગ કરવા તે પ્રેરાય? લોક અને શાસ્ત્રસંમત એવાં, જાતિ, દેશ અને આત્માની ઉન્નતિના સાધનરૂપ કર્મોનો તે ત્યાગ કરી શકે. અર્થાત્ મનુષ્યને મનુષ્ય બનાવનારાં કર્તવ્યકર્મનો ત્યાગ કરવા તે દૃઢ આગ્રહ સેવી શકે. આમ પ્રાપ્ત કર્તવ્યનો ત્યાગ તે કરી બેસે તો જેનાથી માણસની અંતરશુધ્ધિ થાય તેવાં કર્મોનો ત્યાગ કરે. એનાથી એને કશો ફાયદો ન થાય! ઉલટુ નુકશાનજ થાય તેનું ઐહિક જીવન ન સુધરે અને પારલૌકિક જીવન પણ તેવાં કર્તવ્યકર્મનો તેણે ત્યાગ કરેલો હોવાથી ન સુધરે. આમ કર્મમાત્રનો પૂર્ણ ત્યાગ અશકય છે અને જેટલાં કરવાં શકય હતાં તેટલાંનો એણે ત્યાગ કર્યો છે એટલે આવો કર્મત્યાગી તો મહા અમંગળરૂપ છે. તે બીચારાને નથી મળતો અભ્યુદય, કેમકે અભ્યુદય કર્માધીન છે. નથી મળતો મોક્ષ, કેમકે તેના હૃદયની વિશુધ્ધિ જે કર્મજન્ય છે તે નથી! આમ આવો માણસ તો વળી ધોબીના કુતરા જેવો થઈ જાય! જેણે અભ્યુદય અને મોક્ષ ન મેળવ્યાં તેનો મનુષ્યજન્મ સફળ કેમ ગણાય? આમ કર્મ ન શરુ કરવામાં કે પ્રાપ્ત કર્તવ્યને ત્યાગવામાં નૈષ્કર્મ્ય કે સિધ્ધિ નથી. નૈષ્કર્મ્ય સિદ્ધિ અને મુક્તિ તો કર્મ કરવામાં અને કર્મફલમાં આસક્તિ ન રાખવામાં છે. આજ એક સોનેરી ઉપાય છે. બીજા બધાં ફાંફાં છે. માટે હે અર્જુન! હું તને વારંવાર તારા કર્તવ્યકર્મમાં પ્રેરુ છું. ॥ ૪ ॥

**नहि कश्चित् क्षणमपि, जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म, सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

કોઈપણ કદીપણ ક્ષણવારપણ નિશ્ચય કર્મ ન કરતો રહેતો નથી. (કર્મ કર્યા શિવાય રહી શકતો નથી). સ્વભાવથી ઉપજેલા ગુણોવડે પરતન્ત્ર હોઇ બધાયે કર્મ કરાવાય છે. ॥ ૫ ॥

અર્જુન કહે છે કે હે ભગવન્! જે માણસ કર્મ ન આરંભે તે તો પ્રત્યક્ષ જણાય છે કે નિષ્કર્મા છે. તો વળી આપ ઉપર જે કહી ગયા કે કર્મના અનારંભથી કોઈ નિષ્કર્મા થતું નથી એનો વિસંવાદી લાગે છે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! તને હજી નિષ્કર્મા કોણ કહેવાય એની સ્પષ્ટ સમજજ નથી! નિષ્કર્મા એટલે કર્મને ન આરંભે કે કર્મને જે મૂળમાંજ ત્યાગે એવો માણસ એવો અર્થ નથી. આનો

તેનો વિપરીત અર્થ છે. નિષ્કર્મા એટલે કર્મ કરતો છતાં કર્મના ફલથી જે ન લેપાય એવો પુરૂષ. કર્મ તો કરવાનાંજ. પણ ધ્યાન એટલું રાખવાનું કે કર્મના ફ્લો આપણને ન સ્પર્શે. કર્મ કરતાં છતાં જે કર્મના ફલથી પર રહે તેનું નામ નિષ્કર્મા। બાકી તુ જે નિષ્કર્માનો અર્થ કરે છે તે તો કર્મદરિદ્રીની વાત કરે છે. હુ કરુ છુ તે કર્મસમૃધ્ધ માણસની વાત કરુ છુ. મારો નિષ્કર્મા પુરૂષનો ખ્યાલ એટલે કર્મસમૃધ્ધ માણસ પણ ફલકૃપણ નહિ. અને હું આવો ખ્યાલ કેમ તને આપું છુ તે સમજ. સત્ય કદી અસત્ય બનતું નથી એજ મારા વક્તવ્યની નીચે સિધ્ધાંત છે. હે અર્જુન। કોઈપણ પ્રાણી એક ક્ષણભર માટે પણ કદી કર્મ કર્યા શિવાય રહેતુ નથી। કેમકે પ્રકૃતિના ગુણો પરવશ પ્રાણીમાત્ર પાસે કર્મ કરાવે છે।

હે અર્જુન। પ્રાણીમાત્ર પરવશ છે. સ્વવશ નથી। કર્મ કરવામાં પ્રાણીમાત્ર પરતત્ર છે. આ સિધ્ધાંત છે. એ પ્રાણીમાત્ર પરતંત્ર કેમ છે? કેમકે બધાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિના પ્રદેશમાજ છે. પ્રકૃતિના પ્રદેશથી પર થવાની જીવતાં છતા કોઇની તાકાત નથી। આ ત્રણ ગુણવાળી પ્રકૃતિ રાગદ્વેષાદિ રૂપે સ્વાભાવિકપણે પરિણમે છે. અને રાગદ્વેષરૂપે પરિણામ પામેલી પ્રકૃતિને લીધે પરવશ થયેલ પ્રાણીમાત્ર પ્રત્યેકપળે કર્મમયજ હોય છે। જગત એ કૃ ધાતુનો અનત ગુણાકારમાત્ર છે. એટલે અહીં કોઈપણ પ્રાણી કર્મ કર્યા શિવાય રહી શકે એમ નથી. જો પ્રાણી સ્વતત્ર હોય તો અવશ્ય કર્મનો આરંભ તે ન કરે. અને નિષ્કર્મા થઇ શકે અગર તો મીઠી મરજીથી તે બધાંનો ત્યાગ કરી મૂગો બેસે. પણ જ્યાં કોઈ સ્વતત્રજ નથી, જ્યાં બધાને કર્મ કર્યેજ છૂટકો છે, ત્યાં કર્મની શરૂઆત ન કરવાનો આગ્રહ સેવવો, કર્મના ત્યાગનો દુરાગ્રહ રાખવો એ તો વાર્તામાત્ર છે, કલ્પનામાત્ર છે, સત્યથી અતિ વેગળી વસ્તુ છે। આમ જ્યાં કર્મ કરવાનાંજ છે અને કર્મમાત્રનું ફ્લ મળવાનુંજ છે અને છતાં કર્મફલના બધનમાથી છૂટવાનુંજ છે ત્યાં કર્મના ફલ બધક ન નીવડે એ રીતે કર્મ કરવામાજ શોભા છે. અને એ રીત તે અનાસક્તિપૂર્વક તમામ કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલાં કર્મોને વિધિપૂર્વક કરવાં તે છે. માટે હે અર્જુન। કર્મનો અનારંભ કે ત્યાગ એ તો વાણ્માત્ર વાત છે. ॥ ૫ ॥

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा, मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

જે વિમૂઢ મનવાળો, કરચરણ વગેરે કર્મેન્દ્રિયોને રોકી, મનથી ઇન્દ્રિયોના વિષયોનું ચિન્તન કરતો રહે છે તે દાંભિક કહેવાય છે. ॥૬॥

આમ જ્યારે અર્જુન નિરુત્તર થયો ત્યારે બીજી રીતે ભગવાનને તે ચીપટી ભીડવા તૈયાર થયો. અર્જુન કહે છે કે હે ભગવન્! કર્મેન્દ્રિયો કર્મ કરે છે એ કર્મેન્દ્રિયોને જે માણસ નિરુધ્ધ કરે તેનાથી કર્મો ન બને. અને કર્મ ન બને એટલે નિષ્કર્મા થયો કહેવાય! કર્મેન્દ્રિયોના નિરોધમાં કર્મનો આરંભજ નથી. એટલે કર્મ થાયજ નહિ અને થાય નહિ એટલે તે ફલપ્રસૂતિ પણ નહિ કરે એટલે બધી ખટપટજ જતી રહે. તોપછી હે ભગવન્! કોઇ ક્ષણભર માટે પણ કર્મ કર્યા સિવાય રહેતો નથી એમ શાને કહો છો? અર્જુનની આવી દલીલ સાંભળી ભગવાન જવાબ વાળે છે કે હે અર્જુન! તારી વિચારસરણિમાં ઘોટાળો છે. તું જેવા માણસની છબી ચીતરી રહ્યો છે તેવો માણસ વિચારકોની નજરે કેવો છે તેનો તને ખ્યાલ નથી! તું જેનો ચિતાર આપી રહ્યો છે તે માણસ તો દાંભિક છે! કપટાચારી છે. અને દાંભિક-કપટાચારી-માણસને તું માણસ માને એજ તારી મતિની બલિહારી છે! જે વિમૂઢ મનવાળો પુરૂષ હાથ પગ વગેરે કર્મોના સાધનરૂપ કર્મેન્દ્રિયોને રોકી, મનદ્વારા ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કર્યા કરે તે તો મિથ્યાચારી-અસત્યાચારી-પુરુષ છે. અર્થાત્ માણસ પહેલાં વિમૂઢ મનવાળો થાય છે. એટલે કે કાર્ય અકાર્યનો ખ્યાલ નથી આવતો. કાર્યાકાર્યનો વિવેક ન હોવાથી પહેલાં તે મેલાં મનવાળો થાય છે. અને મેલા મનવાળો થતાં એને ઉંધા ખ્યાલોની પરંપરા આવે છે. એ ઉંધા ખ્યાલોની ઝપટમાં આવી, તે એમ સમજી બેસે છે કે કર્મ ન કરવાં, હાથ પગ સંકોચીને બેસી રહેવું, એજ ઉત્તમ છે! આમ હાથ પગને તે કામમાં લેતો નથી. અર્થાત્ વિમૂઢહૃદયી પુરૂષ હાથ પગ વગેરેને કામમાંથી રોકી પ્રમાદ આળસની પ્રતિપળે વૃધ્ધિ કરે છે. પરંતુ હાથપગને સંકોચીને બેસી રહેવાથી, મન કાંઇ વશમાં આવતું નથી. મન તો શેખચલ્લી બનતુંજ જાય છે. હાથપગને રોકી, મનને તો તે પુરુષ ચરતું મૂકે છે. મન ચરતું હોવાથી તે એઠાંબેઠાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધનો વિચાર કર્યા કરે છે. અર્થાત્ ઉદ્યોગી મટી આળસુ બની, મેલું મન વિષયોમાં રમે છે. આમ હાલતા હાથપગને નિષ્ક્રિય કરી ઇન્દ્રિયોના અર્થનું મનદ્વારા ચિન્તન કર્યા કરવું-

કાંઈ નિષ્કર્મા સ્થિતિ નથી એ તો મહાપ્રમાદી ઘોર આળસુ–એદી સ્થિતિ છે બહારથી તે નિષ્ક્રિય પણ અંદરથી સક્રિય હોય છે અને બહાર જુદું અને અંદર જુદું એવો માણુસ દભી નહિ તો બીજું શું ? દભ એ જ મૂળમાં જેવો નથી તેવો બનાવવાનો પ્રયત્ન વસ્તુ તો એ છે કે મનસહિત ઈન્દ્રિયોને કામમાં લાવી કર્તવ્યકર્મમાં નિરલસ અતન્દ્રિતપણે સલગ્ન રહેવું આ તો આવો માણુસ કરી શકતો નથી ! આવો માણુસ તો આળસને, પ્રમાદને, એદીપણાને, વિષયોના રસને, પરવશ છે નિષ્કર્મા નથી ! હે અર્જુન ! રખે ભૂલતો ! આવા માણુસો એ માણુસજ નથી–માણુસ શિવાયનું બીજું ગમે તે હો તેની સાથે આપણુને લેવાદેવાએ શી ? માટે હે પાર્થ ! રખે તું ભુલથાપ ખાતો અને આવો દાંભિક બનતો ! કર્મેન્દ્રિયદ્વારા કર્મ ન કર્યું એટને મનથી પણ ન કર્યું એમ નથી ! મન પણ સક્રિય જ છે ! તોપછી એવો પુરૂષ મિથ્યાચારીજ કહેવાય ! ॥ ૬ ॥

> यस्त्विन्द्रियाणि मनसा, नियम्यारभतेऽर्जुन ! ।
> कर्मेन्द्रियै: कर्मयोगमसक्त: स विशिष्यते ॥ ७ ॥

પરંતુ હે અર્જુન ! જે ઇન્દ્રિયોને મનસહિત નિયમનમાં લાવી અનાસક્ત થઈ, કર્મેન્દ્રિયોથી નિષ્કામકર્મ આરભે છે તે ચઢીઆતો છે ॥ ૭ ॥

આમ જ્યારે કર્મેન્દ્રિયોને સંયમી મનદ્વારા કર્મ કરતો માણુસ જો દાંભિક છે–મિથ્યાચારી છે તો સત્યાચારી માણુસ હે ભગવન્ ! કોણ છે ? આનો ઉત્તર આપતા ભગવાન કહે છે કે હે અર્જુન ! જે પુરૂષ મન સહિત તમામ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોને વિવેકદ્વારા, કાબુમાં લાવી, સ્વાધીન એવી કર્મેન્દ્રિયોદ્વારા અસક્ત થઇને કર્મયોગ આરભે છે–કરે છે તે માણુસ વિશિષ્ટ છે અર્થાત્ માણુસે વિવેકી બનવું વિવેકી બની મનને, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોને કાબુમાં આણવી કાબુમાં આવેલી કર્મેન્દ્રિયો પાસે કામ લેવું પરંતુ તે કામ લેતી વખતે અસક્ત રહેવું અર્થાત્ રાગદ્વેષરહિત થઇને સ્વાધીન ઈન્દ્રિયવાળા મનુષ્યે કર્મેન્દ્રિયો પાસેથી કામ લેવું આવો અસક્ત પુરૂષ પેલા મિથ્યાચારી કરતા લાખ દરજ્જે ઉંચો છે ! અર્થાત્ અહીં આ શ્લોકમાં ભગવાન સત્યાચારીનું ઉમદા–સુંદર ચિત્ર આપે છે કર્મયોગના આચરણમાં ક્રમશ પગથીઆ બનાવે છે પહેલું પગથીઉં તે વિવેક છે ! વિચાર કરી વિવેક

સાધવો. વિવેકી થઈને મન સહિત દશે ઇન્દ્રિયોને સ્વાધીન કરવી. દશે ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના નાયક મનને કાબુમાં લાવી માણસે નિષ્કામભાવે કર્મયોગ આચરવો. આમ સ્વાધીનઇન્દ્રિય પુરૂષ, અનાસક્ત કર્મેન્દ્રિયોની પામે યથાશક્તિ યથાર્થ કામ લે છે. અને પરિણામે નિષ્કર્મા થાય છે. અને આથીજ આગલા શ્લોકના મૂઢ, એદી, ગાફેલ માણસ કરતાં આવો પુરૂષ ઉચ્ચતમ છે. ॥ ૭ ॥

नियतं कुरु कर्म त्वं, कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते, न प्रसिध्येदकर्मणः ॥ ८ ॥

તું નિયત કર્મ કર. અકર્મ કરતાં કર્મ વધારે સારૂં છે. વળી કર્મ ન કરવાથી ત્હારી શરીરયાત્રા પણ ઉત્તમ રીતે ન સધાય. ॥ ૮ ॥

તોપછી હે ભગવન્! મારે શું કરવું? ભગવાન અર્જુનના આ સવાલનો ઉત્તર આપતાં જગદ્ગુરૂ બની જાય છે અને મનુષ્યમાત્રને કલ્યાણનો ઉપદેશ આપતાં કહે છે કે હે અર્જુન! તું તારૂં નિયત કર્મ કર કેમકે અકર્મથી કર્મ વધારે પ્રશસ્ત છે. અકર્મથી તો ભયા! તારી જીવનયાત્રા પણ ન પ્રસિદ્ધ–સ્વધર્મવૃત્તિથી–ન સિધ્ધ થાય!

નિયત એટલે નક્કી કરેલું. નિયતકર્મ એટલે નક્કી કરેલું કર્મ. કોણે નક્કી કરેલું? તો પ્રકૃતિએ અને શાસ્ત્રે. પ્રાણીમાત્રને માટે પ્રકૃતિએ કેટલાંક કર્મો નક્કી કર્યાં હોય છે. કેટલાંક કર્મો શાસ્ત્રોએ નક્કી કરેલાં હોય છે. આ પ્રકૃતિ અને શાસ્ત્રે નક્કી કરેલાં કર્મ માણસને માટે અવસ્ય કર્તવ્ય છે એમાં અપવાદ નથી. બ્રાહ્મણ પ્રકૃતિને માટે પ્રવચનાદિ–ક્ષત્રિય પ્રકૃતિને માટે યુધ્ધાદિ, વૈસ્ય પ્રકૃતિને માટે વાણિજ્ય વગેરે, શૂદ્રપ્રકૃતિને માટે શુશ્રૂષા શિલ્પ વગેરે કર્મો અવસ્ય કર્તવ્ય છે. બ્રાહ્મણથી માંડી શૂદ્ર પર્યંતના બધાને માટે આશ્રમધર્મો–બ્રહ્મચર્યાશ્રમાં પ્રવેશ–યથા સમયે ગૃહસ્થાશ્રમ સ્વીકાર–વગેરે સામાન્ય છે. બસ આનું નામ નિયત કર્મ અને આ શાસ્ત્ર અને પ્રકૃતિથી સિધ્ધ કર્મ તું કર. અર્થાત્ મનુષ્યમાત્રે પોતપોતાનાં અવસ્ય કર્તવ્યકર્મ કરવાજ જોઇએ. કર્મ ન કરવાનો ભાવ જ્યારે તોપાય એવો નથી તોપછી કર્મ ન કરવા કરતાં નિષ્કામભાવે નિયત કર્મ કરવાંજ વધારે પ્રશસ્ત છે! કર્મ ન કરવાનો મોહ રાખવાથી તો માણસની જીવનયાત્રા પણ પ્રસિધ્ધ ન થાય. પ્રસિધ્ધ એટલે

પ્રમાણપૂર્વકની સાબીત ન થાય. માણસે માણસ કોઈ પોતાની જીવનયાત્રા સુખપૂર્વક ચલાવવી જોઇએ. તે માટે નિયત કર્મ એજ ઉપાય છે. જો તે કર્મો એ ન કરે તો તેની જીવનયાત્રા પ્રમાણપૂર્વક વીતે છે એમ ન કહેવાય. કયાંતો તે માણસ સમાજ ઉપર જીવે. કે કયાંતો બાપદાદાની મિલ્કત ઉપર જીવે. કે કયાંતો એદી થઇને મનુષ્યને અનુચિત એવું જીવન જીવે. આ ત્રણે રીતે જીવવું એ ગૌરવહીન છે. મનુષ્યને માટે અયોગ્ય છે. તો વળી હે અર્જુન! આવું અપરાધી જીવન તો જીવતું મરણ છે. તો પછી કર્મ ન કરવાનો દુરાગ્રહ એ તો અતિહીન છે। માટે તું નિયત કર્મને નિષ્કામભાવે કર. ॥ ૮ ॥

यज्ञार्थात् कर्मणोऽन्यत्र, लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय ! मुक्तसङ्गः समाचर ॥ ९ ॥

યજ્ઞ છે પ્રયોજન જેનું એવાં કર્મોથી બીજે વર્તનાર (કામ્યકર્મમાં વર્તનાર) આ લોક કર્મકૃત બંધનવાળો છે (અર્થાત્ કર્મના બંધનવાળો છે) (તેથી) હે કૌન્તેય! તેને માટે અનાસક્ત થઇ તું યથાવિધિ કર્મ કર. ॥ ૯ ॥

આગલા શ્લોકમાં ભગવાને અર્જુનને કર્તવ્ય બતાવ્યું કે હે અર્જુન! તું નિયત કર્મ કર. પરંતુ પ્રશ્ન એ છે કે કર્મ ગમે તેવું હોય કર્મનો સ્વભાવજ મૂળે બંધનકર્તા છે. તોપછી નિયત કે અનિયત કર્મમાત્ર જ્યારે બધક છે ત્યારે કર્મ કરવા કરતાં તો કર્મ ન કરવાંજ વધારે સારાં છે. અગ્નિમાં હાથ નાંખવો અને ન બળવાનો–ન દાઝવાનો મનસુબો સેવવો જેમ મિથ્યા છે, તેમ કર્મમાત્ર કરીને પછી તેમાંથી છુટવાનો મનસુબો સેવવો એ મિથ્યા છે. આમ જ્યારે અર્જુન દલીલ કરે છે ત્યારે પરમાત્મા પ્રાણીમાત્રને માટે કર્મ કેવી રીતે કરવાં કે જેથી કર્મ કરવા છતાં કર્મની બંધકતા ન નડે તે બતાવે છે. કાંટાં ઉપર જ્યારે ચાલવાનું છે તોપછી જોડા પહેરીને ચાલવું એ સુજ્ઞ પુરુષનું કર્તવ્ય છે. કર્મ જ્યારે કર્યા શિવાય રહેવાય એમજ નથી તોપછી તેને એવી રીતે કરવાં કે જેથી કર્મનો ડંખી સ્વભાવજ ન રહે. એ કર્મદંશમાંથી બચવાનો સોનેરી ઉપાય બતાવતાં ભગવાન હવે કહે છે કે હે અર્જુન! યજ્ઞાર્થ કર્મ શિવાય બીજે આ લોક કર્મરૂપી બંધનવાળો છે. હે કૌંતેય! તે યજ્ઞાર્થે તું સંગમુક્ત થઈ કર્તવ્યકર્મને યથાવિધિ કર.

અર્થાત્ આ લોક કર્મરૂપી બંધનવાળો છે. અર્થાત્ મનુષ્યને કર્મ બંધક નીવડે છે ખરાં. પણ કયાં કર્મ તેને બંધક નીવડે છે! જે કર્મ યજ્ઞાર્થ નહિ હોય. અર્થાત્ યજ્ઞાર્થ કર્મ શિવાયના તમામ કર્મ બંધક છે! તો યજ્ઞાર્થ કર્મ એટલે શુ ? યજ્ઞ એજ છે જેનું પ્રયોજન એવાં કર્મો. એટલે કે યજ્ઞની ભાવના એજ જે કર્મમાં પ્રેરક હેતુ છે તેવા યજ્ઞભાવનાથી પ્રેરાયેલ કર્મો. એવાં કર્મો બંધક નથી અને આ વાત સિધ્ધાંત છે. યજ્ઞાર્થ કર્મ કર્મ હોવા છતાં બંધક નથી એ સમજવા માટે યજ્ઞ શબ્દનો મૂળ અર્થ સમજવો રહ્યો. યજ્ઞ શબ્દ યજ્ ધાતુ ઉપરથી નીપજે છે. યજ્ ધાતુના ત્રણ અર્થ છે. પૂજન–દાન–અને સંગતિકરણ. આવા ત્રણ અર્થો આ–ધાતુના છે. અર્થાત્ યજ્ઞ એટલે પૂજન–દાન અને લોકોનો સંગ્રહ. યજ્ઞાર્થકર્મ એટલે કે જે કર્મનો હેતુ પૂજન હોય દાન હોય–લોકનો સન્માર્ગે સંગ્રહ–સારી પેઠે પકડ હોય તેવાં કર્મો યજ્ઞાર્થકર્મ કહેવાય. અર્થાત્ પૂજન કોનું ? સૌથી પૂજ્યતમ પરમાત્મા છે. વિચારકો એ આ વાત ઉત્કર્ષની દષ્ટિએ સાબીત કરી છે. તો સૌથી પૂજ્યતમ પરમાત્માનુ પૂજન જે કર્મનો પ્રધાન હેતુ હોય તે કર્મ તે યજ્ઞાર્થકર્મ! અને પૂજન પ્રસન્નતા માટે હોય છે. અર્થાત્ પૂજ્યતમ પરમાત્માની પ્રસન્નતા ઉપજાવે એવાં પરમપિતાની પૂજામય કર્મો એટલે યજ્ઞાર્થકર્મ. પરમાત્મા વિશ્વરૂપ છે. આમ પહેલો અર્થ સ્વીકારતાં પૂજ્યતમ વિશ્વરૂપ પરમાત્માની પ્રસન્નતા સાધે એવાં કર્મમાત્રને યજ્ઞાર્થકર્મ કહેવાય! આમ વિચારતાં જે જે કર્મ પરમાત્મા–વિશ્વરૂપ પરમાત્માની પ્રસન્નતા સાધે, તેવા પરમાત્મપૂજક કર્મો યજ્ઞાર્થકર્મ કહેવાય! અને કર્મમાત્ર જો નિઃસ્વાર્થભાવે કરાય તો પરમાત્માની તે પૂજાજ છે! કર્મમાં મહત્તા નથી. તેને કરવાની રીતમાં–તેની પાછળના ઈરાદામા–તેની પાછળ રહેલી દાનતમાં–તેની પાછળ રહેલી ભાવનામાં મહત્તા છે! કર્મ તો દુન્યવી દ્રષ્ટિએ અધમ ઉત્તમ હોઈ શકે છે. અને બધાને ઉત્તમ દુન્યવી દ્રષ્ટિએ ઉત્તમ કર્મ કરવાની તક મળતી નથી. કર્મ કરવાની તો પ્રત્યેકને તક છેજ. તો ઉત્તમ વા અધમ પ્રત્યેક કર્મને યજ્ઞકર્મમાં ફેરવી નાંખવાનો એકજ સોનેરી ઉપાય છે અને તે એ છે કે જે કાંઇ કર્મ થાય તે તમામ પાછળ ભાવનાશુધ્ધિ હોવી ઘટે. હું જે કાંઈ કરૂં તેનાથી પરમપિતા પ્રસન્ન થાઓ, એની જો સહૃદયભાવના હોય તોપછી કર્મનું મહત્વ નથી! કર્મમાત્રને લોખંડ જેવુ ગણીયે તો એની પાછળ રહેલી પરમાત્મપૂજનની ભાવનાને આપણે પારસમણિ સાથે સરખાવીએ. પારસમણિને લોખંડની જાત જોવાની નથી. તે તો પોતાનો સ્વભાવ તેરત્રેજ

સાચવે છે લોખંડ ગમે તે જાતનુ હો પારસમણિનો સ્પર્શ થતા તે સોનુ બની જાય તેમ નિસ્વાર્થભાવે જે કર્મમાત્ર કરાય તો કર્મમાત્ર યજ્ઞ થઇ જાય! એટલે કે પરમપિતાની પ્રસન્નતાનુ સાધક બની શકે આમ પૂજન જેનો ઇરાદો છે, એવુ કર્મમાત્ર યજ્ઞાર્થ છે અને તેવુ કર્મ કદી બધક નથી કેમકે બધનતા જન્માવનારૂ જે સ્વાર્થરૂપી બીજ તે બીજ તેમા બળી જાય છે આમ જે બીજ બળી જાય તેનો અકુર કદી ન ફુટે

આમ પૂજનના અર્થમા યજ્ ધાતુનો અર્થ આપણે જોયો દાનના અર્થમા પણ યજ્ ધાતુ લઇએ તો આજ અર્થ નીકળે છે દાન એટલે પોતાની વસ્તુ ઉપરની સત્તા ઉઠાડી લઈ બીજાની સત્તા સ્થાપવી તે અર્થાત્ પોતાની માનેલી વસ્તુ ઉપરથી પોતાનુ મમત્વ ઉઠાવી લઈ બીજાનુ મમત્વ સ્થાપવુ તે આમ પોતાની માનેલી તમામ વસ્તુ ઉપરથી તે વસ્તુ વસ્તુગત્યા મારી નથી એમ સમજી મમતા ઉઠાવી લેવી–તેને ગાળી પાડવી એટલે દાન આમ જોતા શરીર ઇન્દ્રિય, મન, બુધ્ધિ, દુન્યવી પદાર્થો–વગેરે તમામ ચીજો વસ્તુગત્યા આપણી નથી અને આથીજ એ જેની મૂળમા છે તેને તે આપી દેવી ઘટે જે વસ્તુનો જે મૂળ માલીક તે વસ્તુ તે મૂળ માલિકનેજ સોપવી જોઇએ જો ન સોપીએ તો ચોર ઠરીએ અને ચોરી એ કાંઈ મનુષ્યનો સદ્ગુણ નથી! વસ્તુમાત્ર–દેહ ગેહ–તમામ ચીજો મૂળે પરમાત્માની છે તો જે મૂળમા આપણી નથી, પણ આપણને ભાડે મળી છે, તેને આપણી માની આપણી સત્તા તેના ઉપર ઠોકી બેસાડવી એમા અવિવેક છે તો જેની એ છે તેનેજ એ સમર્પવી એજ વિચારદૃષ્ટિએ ઉત્તમ છે તો જે સારૂં કર્મ કરીએ તેનુ જે સારૂં ફળ આવે તે પરમાત્માનેજ સમર્પવુ રહ્યુ આમ કર્મમાત્ર પરમાત્માને સમર્પવુ એટલે દાન અને આવી સમર્પણમય ભાવનાથી થયેલું કર્મમાત્ર યજ્ઞજ છે આવી સમર્પણની ભાવનાથી જેટલા કર્મ થાય તે બન્ધક ન નીવડે, કેમકે જેમા મમત્વજ નથી એટલે જેમા સ્વાર્થજ નથી એવા કર્મમાથી બન્ધકતાની જડજ કપાઈ જાય છે સ્વાર્થશૂન્યતા એ તો કર્મદશાનુ મારણ છે અને આથી અર્પણમયતા એ સ્વાર્થશૂન્યતા આણવાનોજ પ્રયોગ છે આથી યજ્ઞાર્થ કર્મમાત્ર બધક નથી બનતા ઉલટા મોચક બને છે

યજ્ ધાતુનો ત્રીજો અર્થ સગતિકરણ છે સગતિ એટલે સારી ગતિ જીવનમા સન્માર્ગે ગતિ–કરવી તે સન્માર્ગ એટલે એના મૂળ અર્થમા પરમાત્માની શોધખોળ છે સત્ એટલે પરમાત્મા માર્ગ એટલે શોધને માટે

નો ત્નો. પરમાત્મા ખોવાઈ ગયેલા છે! અને પ્રત્યેક જીવે તેને શોધી કાઢવા છે તો પરમાત્માની શોધ માટે જેટલા કર્મો તેટલા બધા યજ્ઞકર્મ અને પરમાત્મા ક્યાં ખોવાઈ ગયેલા છે? સૌના હૃદયમાંજ છે પણ અજ્ઞાનના હૈયા ઉપર થર બાઝેલા છે એટલે તે છે છતાં દેખાતા નથી તો અજ્ઞાનના થરો જો સાફ થાય તો પરમાત્મા દેખાય અર્થાત્ હૃદયશુદ્ધિ કરે એવા કર્મો કર્તવ્ય ગણાય અને હૃદયની મહાન અશુધ્ધિ તે સ્વાર્થ છે, આસક્તિ છે આસક્તિ અગર તો સ્વાર્થને તેના સાક્ષાત્ વિરોધી હોય તેજ મારી શકે અને તેમના વિરોધી તે અનાસક્તિ નિસ્વાર્થ અર્થાત્ કર્મમાત્રને અનાસક્તિપૂર્વક એટલે કે નિસ્વાર્થપણે કરવાની અશુધ્ધિ મરે છે તો જે કર્મોમાં સ્વાર્થની શૂન્યતા તે કર્મ યજ્ઞકર્મ આ ત્રીજા અર્થનો સ્વીકાર કરીએ તો એ સિધ્ધાન્તનુંજ સમર્થન થાય છે આ ત્રીજા અર્થમાંથી નૈષ્કર્મ્યગ્રહની ભાવના પેદા થાય છે નૈષ્કર્મ્યગ્રહ એટલે શું તેનો યથાસ્થાને વિવેક આપવામાં આવશે

આમ કર્મમાત્ર યદ્યપિ બંધક છે છતાં જો કર્મમાત્રની પાછળ યજ્ઞભાવના હોય તો તે કર્મમાત્ર બંધક મટી મોચક બને છે અર્થાત્ ભગવાન અહીં કર્મની માણસને બાંધી રાખવાની શક્તિને કેવીરીતે તોડવી તેનો ઉપાય બતાવે છે આથી કર્મમાત્ર બંધક હોઈ શકે છે એ ખરૂ પણ જો તેને આચરવાની રીત સમજાય તો તેજ બંધક કર્મ માણસને મુક્તિપ્રદ પણ બને છે તો પછી જે કર્મ સ્વેચ્છાએ છૂટતા નથી તેમને કરવાજ રહ્યા છે તો શાણો પુરૂષ તેને એવી રીતે કરશે કે જેથી કર્મમાત્ર તેનું તારક બને અને એ રીતે યજ્ઞાર્થે કર્મ કરવાના છે અને આથીજ ભગવાન યજ્ઞાર્થે કરાયેલા કર્મો સિવાયના તમામ કર્મ લોકને-મનુષ્યને બંધક છે એમ કહે છે એના ઉપ થીજ બીજું ચરણ સિધ્ધ થાય છે જ્યારે એકી વખતે એકનાએક કર્મો જો મોચક પણ બની શકે એમ છે તો હે અર્જુન! તું સંગશૂન્ય-સ્વાર્થશૂન્ય થઈ-યજ્ઞાર્થે કર્મોને યથાવિધિ કર સ્વાર્થશૂન્યતાથી કર્મ કરશે તો પ્રત્યેક કર્મ યજ્ઞકર્મ થશે અને તેનો ફેરીનો દુખ તને નહિ લાગે અને જો તું સ્વાર્થમય થઈ કર્મ કરશે તો પછી તને કર્મનો દુખ નાખ્યા શિવાય ન રહે સ્વાર્થે કે નિસ્વાર્થપણે કર્મ તો છૂટવાના નથીજ તો પછી નિસ્વાર્થપણે કર્મો કરી કેમ જીવનને ન શોભાવવું, કેમ પરમાત્મમય ન થવું? આમ આ શ્લોકમાં જીવન જીવવા માટે અન્ય દર્શન છે! નિસ્વાર્થભાવે કર્મમાત્ર કરતા રહો એમ જ્યારે વિશેષ વિચાર બતાવે છે ત્યારે યજ્ઞાર્થકર્મ-નિયત કર્મોને યજ્ઞીય ભાવનાથી કરવાંજ જોઈએ એવો સીધો અર્થ એ ઉપરથી નીકળી આવે છે આમ કર્મમાત્રનો

અહીં વિચાર થયો. સંસ્કૃત ટીકામાં યજ્ઞને લગતાં બીજા પ્રચલિત અને વિચારરમણીય વિધાનો આપેલાં છે. સામાન્ય માનવને માટે પંચમહાયજ્ઞો એ નિયતકર્મ છે. પરમાત્મા પોતે યજ્ઞકર્તા છે. સૃષ્ટિ એ મહાયજ્ઞ છે! એ યજ્ઞના યજમાન સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમપિતા છે! સૂર્ય, વાયુ, અગ્નિ વગેરે પ્રધાન દેવો મુખ્ય ઋત્વિજો છે. વસંત વગેરે ઋતુઓ હવનીય પદાર્થ છે! આવા પ્રચલિત યજ્ઞની લૌકિક કલ્પનાનું સંપૂર્ણ ચિત્ર ઋગ્વેદ યજુર્વેદના પુરુષસૂક્તમાં આપેલું છે. અને તેના ઉપરથીજ આપણા પ્રચલિત યજ્ઞો પ્રવર્ત્યા છે. અને પંચમહાયજ્ઞ પણ તેનુંજ અનુકરણ છે પંચમહાયજ્ઞ એ મનુષ્યમાત્ર માટે નિયતકર્મ છે. એ નિયતકર્મને યજ્ઞીયભાવનાથી કરવાથી માણસ સાચું જીવન જીવી શકે છે. પંચમહાયજ્ઞનો સામાન્ય ખ્યાલ સંસ્કૃત ભાષ્યમાં આપેલો છે તે પદાર્થમાં જોવો. ॥ ૯ ॥

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा, पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वम्, एष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

સૃષ્ટિના આરંભમાં પરમેશ્વર યજ્ઞસહિત પ્રજાને સરજી બોલ્યા–આના વડે તમો વધો. આ તમારે માટે ઇષ્ટ પદાર્થોનો દોહનાર હો. ॥ ૧૦ ॥

આમ યજ્ઞીય ભાવનાથી કરેલાં કર્મમાત્ર બંધક નથી નીવડતાં એવું ભગવાને હેતુપૂર્વક બતાવ્યું. યજ્ઞાર્થ કર્મ બંધક કેમ નથી નીવડતાં એ બાબતમાં છેવટનું કારણ કહે છે. હે અર્જુન! યજ્ઞસહિત પ્રજાને ઉપજાવી સૃષ્ટિની શરૂઆતમાં પ્રજાપતિ પરમાત્માએ આદેશ કર્યો કે હે મનુષ્યો! આ યજ્ઞ વડે તમો પ્રવૃદ્ધિ પામો. આ તમારે માટે ઇષ્ટિ કામ દોહનારો હો! અર્થાત્ પરમાત્માએ પ્રજા ઉત્પન્ન કરી. અને પિતા જેમ પુત્રને હિતનો ઉપદેશ કરે અને હિતનો માર્ગ બતાવે તેમ પરમપિતાએ વિશ્વકુટુંબને આદિકાળથી હિતોપદેશ સાંભળાવ્યો કે હે મનુષ્યો! મેં તમારી સૃષ્ટિ યજ્ઞસહિત કરી છે. એટલે યજ્ઞને પડતો મુકી તમો આગળ ન જશો. અર્થાત્ યજ્ઞપૂર્વક તમો જીવન વીતાવો એ તમારે માટે મારી આજ્ઞા છે. અર્થાત્ યજ્ઞ પરમપિતાની આજ્ઞા છે. અને સત્પુત્ર તેજ કહેવાય કે જે પિતાને સુચરિતથી પ્રસન્ન કરે! અને પિતા સદાચરણના આચરણથી પ્રસન્ન થાય. યજ્ઞ એટલે સદાચાર. સદાચારથી પરમપિતા પ્રસન્ન થાય છે! આમ પરમપિતાની આજ્ઞાનો જે અમલ કરે તે

વ્હાલો પુત્ર થાય! પરમપિતાની યજ્ઞીય આજ્ઞાનો અમલ કરવાથી ફાયદો શું થશે? તો ભગવાન કહે છે કે આ આજ્ઞાથી-યજ્ઞથી તમો પ્રવૃધ્ધિ પામો. એટલે કે તમારું ઐશ્વર્ય અને તમારી સંતતિ વધો. અર્થાત્ પ્રત્યેક યજ્ઞકર્મ માણસનું આધ્યાત્મિક અને આધિભૌતિક અને આધિદૈવિક ઐશ્વર્યને વધારે છે. અને આલોક અને પરલોક બન્નેનું ઐશ્વર્ય જતુ શા માટે કરવુ? દુન્વવી સુખ તો ઐશ્વર્યાધીન છે. અને આંતર ઐશ્વર્ય શિવાય આધ્યાત્મિક સુખ પણ મળતુ નથી. બહારનાં કે અંદરનાં ઐશ્વર્યની દ્રષ્ટિએ દરિદ્ર માણસ માણસજ નથી. નામરૂપધારી માત્ર છે! આમ યજ્ઞ પ્રવૃધ્ધિ-સમૃધ્ધિ આપનાર છે છતાં બાધક નથી. કેમકે તેની પાછળ યજ્ઞની સમજ છે! વળી આ યજ્ઞ ઇષ્ટિકામનો દોહનાર છે. ઇષ્ટિ ઉત્કર્ષની દ્રષ્ટિએ પરમાત્મા છે. એ પરમાત્માની ઇચ્છા-પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાને દોહનાર આ યજ્ઞ છે. અર્થાત્ પ્રત્યેક યજ્ઞકર્મનુ પરિણામ પરમાત્મા પ્રાપ્તિની વિશુધ્ધ ઇચ્છા જન્માવે છે. અને જેવી જેની શુદ્ધ ઇચ્છા તેવી તેની પ્રાપ્તિ. પરમાત્માની પ્રાપ્તિ-અનુભવ-ઇચ્છિનારને તે મળશેજ. કેમકે-જીવ ક્રતુમય-દૃઢ સંકલ્પમય-વિશુદ્ધ ઇચ્છામય છે! અને પરમાત્માની પ્રાપ્તિમાં અભ્યુદય અને શ્રેય ઉભય અંતર્હિત છે! આમ યજ્ઞનુ આચરણુ છેવટે ઇષ્ટિકામ દોહક બને છે. તો યજ્ઞભાવનાથી કર્મ કરવામાં ખોવાતુ તો કશુંજ નથી. ઉલટું પ્રાપ્ત કરવાનુંજ પુષ્કળ છે. માટે હે અર્જુન! તુ યજ્ઞાર્થ કર્મ કર. ॥ ૧૦ ॥

> देवान् भावयतानेन, ते देवाः भावयन्तु वः ।
> परस्परं भावयन्तः, श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

આના વડે દેવોને પ્રસન્ન કરો. તે દેવો તમોને પ્રસન્ન કરો. આમ અન્યોન્યને પ્રસન્ન કરતા શ્રેષ્ઠ સુખને પ્રાપ્ત થાઓ. ॥ ૧૧ ॥

વળી પરમાત્માએ મનુષ્યને યજ્ઞ કરવાનો કહી આગળ શું કહ્યું તો કહે છે કે આ યેજ્ઞદ્વારા તમો દેવોને પ્રસન્ન કરો અને તે દેવો તમને પ્રસન્ન કરો. પરસ્પરની પ્રસન્નતા નીપજાવતા તમો પરમ શ્રેયને પ્રાપ્ત થાઓ. અર્થાત્ આ યજ્ઞ કઇ ભાવનાથી કરવાનો છે? દેવોની પ્રસન્નતા સાધવાની દૃષ્ટિજ એમાં પ્રધાન છે. દેવ એટલે માતા-પિતા-ઇશ્વર-અતિથિ-આચાર્ય-પરમાત્માની સૃષ્ટિ નિર્માણુ કરનારી, સૃષ્ટિ પોષનારી, તમામ સૂર્યચન્દ્રાદિ શક્તિ-તમામ પ્રાણીમાત્ર. પ્રાણીમાત્રનો દેવમાં સમાવેશ થાય છે એના મૂળ અર્થે. તો

પ્રાણીમાત્રનુ ભાવન કરવુ-સત્કાર કરવો તેમની પ્રસન્નતા આચારદ્વારા સાધવી એજ યજ્ઞકર્મનો હેતુ છે. આવા હેતુથી પ્રેરાઈને તમો હે મનુષ્યો! દેવોની પ્રસન્નતા સાધો. તમે જો દેવોને પ્રસન્ન કરશો તો દેવો તમોને પ્રસન્ન કરશે. અને પ્રસન્નતામાં તો સર્વ દુ:ખની હાનિ છે! પરસ્પરને પ્રસન્ન કરતાં શીખો. અને તેમ કરી પરમ શ્રેય-પરમ કલ્યાણ-પરમાત્માની પ્રાપ્તિરૂપ નિરતિશય સુખ તમો પ્રાપ્ત કરો. જીવનકાળમાં આમ યજ્ઞ પ્રાણીમાત્રની પ્રસન્નતા સાધશે. અને પ્રસન્ન થયેલ વિશ્વાત્મા કયું સુખ તને નહિ આપે? માટે અર્જુન! કર્મમાત્રને આ યજ્ઞીય ભાવનાથી કર. એમાં છેવટનું કલ્યાણ છે! અર્થાત નિઃસ્વાર્થભાવે કરેલાં કર્મો પરમ કલ્યાણનાં જનક છે. બંધક નથી. ॥૧૧॥

**इष्टान् भोगान् हि वो देवाः, दास्यन्ते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो, यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥**

**યજ્ઞથી પ્રસન્ન થયેલા દેવો તમોને ઇષ્ટ ભોગોને જરૂર આપશે. તેમના આપેલા ભોગ્ય પદાર્થોને તેમને આપ્યા શિવાય જે ખાય છે તે ચોરજ છે. ॥ ૧૨ ॥**

વળી પ્રજાપતિ પરમાત્માએ આગળ શું કહ્યું છે તે તું સાંભળ. ખરે! યજ્ઞથી પ્રસન્ન કરાયેલા દેવો તમોને ઇષ્ટ ભોગો આપશે. તેમના આપેલા ભોગોને તેમને આપ્યા શિવાય જે ભોગવે છે તે માણસ નક્કી ચોર છે! દેવ એટલે પરમાત્મા-માતાપિતા-ગુરુ-અને આપણા ઉપર ઉપકારક એવી તમામ દૈવી શક્તિ અને તમામ પ્રાણીઓ આપણા ઉપર ઉપકારક છે! તો જે આપણી સેવા કરે છે તેમની પાસે કેવળ સેવાજ લઇએ અને વળતી તેમની સેવા ન કરીએ તો આપણે કૃતઘ્ન નીવડીએ. યજ્ઞથી તમામને પ્રસન્ન કરવા એ આપણો ધર્મ છે. યજ્ઞથી પ્રસન્ન કરાયેલા દેવો માણસને ઇષ્ટ-ગમતું-ફળ આપે છે. ભોગો આપે છે. તો તે દેવો પાસેથી આપણે ફક્ત લઇનેજ બેસી રહીએ તેમાં વિવેક નથી. તેમાં સ્વાર્થની દુર્ગંધ છે. સૃષ્ટિના તમામ તત્ત્વોનો આપણા ઉપર ઉપકાર છે તે ઉપકારનું વળતર આપણે નિઃસ્વાર્થભાવે તેમને આપવું એ આપણી ફરજ છે. જે માણસ આ ફરજ નથી અદા કરતો તે ચોર છે. ચોર એટલે પારકી ચીજને લેનારો અને તેને વિના અધિકારે ભોગવનારો. પંચમહાયજ્ઞદ્વારા આપણે ચોરીમાંથી મુક્ત થઈએ છીએ. કેમકે પંચયજ્ઞ એ દેવોની પૂજા છે. એ દેવપૂજા કર્યા શિવાય

દેવોએ આપેલા ભોગોને જે સ્વાર્થી માણસ કેવળ ભોગવેજ તે માણસ ચોટ્ટો છે. અને ચોટ્ટા હોવું એ ભૂષણ નથી, દૂષણ છે. એ કલંક છે. આમ તમામ સૃષ્ટિની યથાશક્તિ ભક્તિપૂર્વક સેવા કરવી એજ આપણો ધર્મ છે એમ આ શ્લોકના અર્થને નીચોવતાં નીકળે છે. જે યથાશક્તિ ભક્તિપૂર્વક સૃષ્ટિની–પોતાની નાની સરખી મર્યાદાની સૃષ્ટિની–કુટુંબ વગેરેની પણ સેવા ન કરે તે માણસ જડ છે. તે મહા ચોર છે. માટે યજ્ઞાર્થ કર્મ કરવાં–નિસ્વાર્થભાવે કર્મ કરવાં એ સિધ્ધ થાય છે. ॥ ૧૨ ॥

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापाः, ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥

યજ્ઞમાંથી બાકી રહેલું ખાનારા પૂજ્ય મનુષ્યો બધાંએ પાપોથી છોડાય છે. તે પાપીઓ કેવળ પાપને ખાય છે જેઓ પોતાને માટે રાંધે છે. ॥ ૧૩ ॥

આગલા શ્લોકમાં જે માણસ દેવોએ દીધેલા ભોગોને, દેવોને આપ્યા શિવાય ભોગવે તેને ભગવાને ચોર કહ્યો. અર્થાત્ માણસે યજ્ઞાર્થે કેમ જીવવુ જોઇએ તે બતાવ્યું. આગળ પંચમહાયજ્ઞોનો ઉલ્લેખ આપણે જોયો. એ પાંચ મહાયજ્ઞો પ્રત્યેક માણસે યજ્ઞીય ભાવનાથી કરવા જોઇએ. દેવયજ્ઞ એટલે ઇશ્વરપૂજન. પિતૃયજ્ઞ એટલે માતા પિતાની સેવા. પોતાનાં આશ્રયે જીવતાં મૂંગા ઢોરોની સેવા એટલે ભૂતયજ્ઞ. વિદ્વાન કર્મણ્ય વ્યક્તિઓની સેવા એટલે મનુષ્ય-યજ્ઞ. હંમેશાં સ્વાધ્યાય કરવો એટલે બ્રહ્મયજ્ઞ. 'અને આટલાં કર્મો જો માણસ યજ્ઞભાવનાથી કરે તો તે તેના જીવન માટે બસ છે. હવે જે માણસ યજ્ઞ-ભાવનાથી કર્મમાત્ર કરે છે અને જેનામાં યજ્ઞભાવનાનો અભાવ છે તે બેની વચ્ચેનો તફાવત કહી, ભગવાન મનુષ્યમાત્રને યજ્ઞીયભાવે સ્વધર્મમાં પ્રેરણા આપતાં કહે છે કે હે અર્જુન! યજ્ઞમાંથી બચેલું ખાનારા સંતો સર્વ પાપોથી મુક્ત થાય છે. અને જેઓ જાતને ખાતર પકવે છે તેઓ તો પાપ ખાય છે! આ શ્લોકનો સ્થૂલ અને સૂક્ષ્મ–લૌકિક અને વૈદિક ઉભય અર્થો સુંદર છે. લૌકિક અર્થ એવો થાય છે કે જે માણસ ઇશ્વરની ઉપાસના કરે–માબાપ કુટુંબકબીલાને પોષે–આશ્રિત મૂંગા જાનવરની સેવા કરે–વિદ્વાનોની અને કર્મણ્ય માનવોની સેવા કરે–સ્વાધ્યાય કરે. આટલું રોજ યથાશક્તિ ભક્તિપૂર્વક કરે અને પછી જમે તો તે જમવામાં આનંદ છે. તે જમનાથી માણ

પુણ્ય મળે છે. અને એવો માણસ સમાજમા સતપુરુષ છે. અને સંતપુરુષ થઈ તે તમામ પાપોમાથી મુક્ત થાય છે. અને જે માણસો કેવળ જાતને માટેજ રાંધનારા છે તેઓ પાપી છે કૃતઘ્ની છે, તે કેવળ પાપને ખાનારા છે. તેઓ ચોર છે. તેવા માણસો જે સમાજમા બહુમતિમા હોય તે સમાજ પડે છે. અવનત થાય છે માટે પચમહાયજ્ઞપૂર્વક માણસે જગતમાં યાવદાયુ વર્તવું રહ્યું. પચમહાયજ્ઞના આચરણથી માણસ ઋણ મુક્ત થાય છે કૃતજ્ઞ થાય છે આ તો થયો આ શ્લોકનો ઉપર ઉપરનો અર્થ. પણ આનાથીએ સુદર અર્થ અને વ્યાપક ચમત્કૃતિભર્યો આનો અર્થ થાય છે.

ઉપર આપણે જોયું કે યજ્ઞ એટલે નિષ્કામભાવે કરેલું કર્મમાત્ર. આવુ નિષ્કામભાવે–નિ સ્વાર્થભાવે કરેલુ કર્મ એટલે યજ્ઞ. તે યજ્ઞનું શિષ્ટ એટલે બાકી રહેલુ. એ બાકી રહેલું–બચેલુ–અશિન એટલે ભોગવનાર–ખાનાર. યજ્ઞનું બાકી રહેલુ એટલે શું ? પ્રત્યેક નિષ્કામકર્મ કરતાં માણસના હૃદયમાં શુદ્ધિ બાકી રહે છે અર્થાત્ પ્રત્યેક નિસ્વાર્થ કર્મ કરતાં માણસના અંતરમાં વિશુદ્ધિની બચત થાય છે. આ વિશુદ્ધિ એટલે યજ્ઞશિષ્ટ–આ યજ્ઞશિષ્ટ–પ્રત્યેક નિષ્કામભાવે કરેલાં કર્મની બચતને જે રોજ ખાય છે, એટલે કે અનુભવે છે અર્થાત્ રોજ રોજ જે વિશુદ્ધિનો ઉપભોગ કરે છે. એટલે કે જે માણસ રોજ રોજ શુદ્ધિની સમૃધ્ધિ અને સચય સાધે છે તેઓ પહેલાં તો સત બને છે. સંત શબ્દનો અર્થ 'હોનારા' થાય છે. હોવાપણુ ઇશ્વિરનુ જ છે. અર્થાત્ હમેશા શુધ્ધિનો સચય કરનારા માણસો ઇશ્વિરમય થાય છે અને ઇશ્વિરમય થયેલા મહાભાગ માનવીઓ તમામ પાપોમાંથી મુક્ત થાય છે. આમ યજ્ઞ–નિષ્કામકર્મની બચત જે વિશુધ્ધિ તે માણસને સર્વ પાપરૂપી અશુધ્ધિમાંથી છોડાવી ઇશ્વિરમય બનાવે છે અર્થાત્ યજ્ઞીયભાવે કરેલાં કર્મો મનુષ્યને અંતે ઇશ્વરમય બનાવે છે. આમ યજ્ઞનું ફળ ભગવાને આ પૂર્વાર્ધમાં બતાવ્યું. આથી કર્મમાત્રને યજ્ઞભાવે રંગી નાંખવાથી કર્મમાત્ર ઇશ્વિરપ્રાપક બને છે એવો અહીં ભગવાનનો સ્પષ્ટ આશય છે એમ સિધ્ધ થાય છે.

આમ યજ્ઞશિષ્ટ ખાનારાઓની વાત તો થઇ, પરતુ જેઓ આત્મકારણે–એટલે કે પોતાને માટે પકવે છે તેવા પાપીઓ તો પાપ ખાય છે એમ ભગવાન કહે છે. પોતાને ખાતર પકવવું એટલે શુ ? પોતાને ખાતર કોને પકવવું ? પોતાને ખાતર પકવવું એટલે સ્વાર્થપ્રધાન કર્મો કરવાં. અમુક કર્મ હું કરીશ અને તેથી મને આ ફાયદો થશે. માટે મારે તે કર્મ કરવુ જોઇએ.

આવી સ્વાર્થી મનોદશાથી જે માણસ કર્મ કરે તે આત્મમરણ માનતી છે। તે પોતાના કર્મોને પકવે છે પણ તે કર્મનો પાક-ફળ પોતાને માટે ઇચ્છે અર્થાત્ જે માણસ સ્વાર્થની સાધનાનેજ મનમા સઘરી કર્મ કરે છે તે માણસ પાપી બને છે કેમકે તેના સ્વાર્થને હદ નહિ રહેવાની સ્વાર્થ કદી પૂરો તોવાનો નહિ અને સ્વાર્થ ખાતર તે ન કરવા જેવુ પણ કરવાનો કેમકે સ્વાર્થ માણસને આધળો બનાવી દે છે અને આધળો-વિવેકાધ મનુષ્ય શુ ન કરે? આમ સ્વાર્થ માટે કર્મને પકવનાર માણસ પહેલા પાપી થવાનો એટલે દુષ્કર્મ કરવાનો તેનો સ્વભાવ થવાનો અને એવો માણસ જે ફળ ખાય છે તે પાપજ રહેવાનુ પાપીકર્મોનુ ફળ પાપજ હોય! એટલે કે અજ્ઞાનરૂપી મહાપાપ-સર્વ પાપનુ એકાયતનરૂપી પાપ એ પાપનેજ તે માણસ ભોગવવાનો અને જ્યા આ અજ્ઞાનરૂપી મૂર્ધન્ય પાપનીજ વૃધ્ધિ થાય ત્યા કલ્યાણની આશાજ કેવી? આમ જે માણસ સ્વાર્થપ્રધાન દૃષ્ટિથી કર્મો કરે તે માણસ શ્રેયોમાર્ગથી ભ્રષ્ટ અને છેવટે ઇશ્વરથી આઘો થાય તે સત ન બને અને અતે મહાપાપી થાય! આમ યજ્ઞાર્થકર્મ અને સ્વાર્થકર્મ એ બેમા આટલો તફાવત છે તો હે અર્જુન! વિવેક કરી તુ જો અને યજ્ઞાર્થે કર્મ કરતા શીખ! ॥ ૧૩ ॥

> अन्नाद् भवन्ति भूतानि, पर्जन्याद्न्नसम्भव ।
> यज्ञाद् भवति पर्जन्यो, यज्ञ कर्मसमुद्भव ॥ १४ ॥
> कर्म ब्रह्मोद्भव विद्धि, ब्रह्माक्षरसमुद्भवम् ।
> तस्मात् सर्वगतं ब्रह्म, नित्य यज्ञे प्रतिष्ठितम् ॥ १६ ॥

અન્નમાથી પ્રાણીઓ જન્મે છે વરસાદથી અન્ન જન્મે છે યજ્ઞથી વરસાદ થાય છે યજ્ઞ કર્મથી સિધ્ધ થાય છે કર્મને વેદમાથી જન્મેલુ જાણ વેદને પરમાત્મામાથી જન્મેલો જાણ તેથી સર્વત્ર પૂર્ણબ્રહ્મ હમેશા યજ્ઞમા પ્રતિષ્ઠિત છે ॥ ૧૪-૧૫ ॥

વળી યજ્ઞાર્થ કર્મજ કરવુ જોઇએ એમ પરમાત્મા પ્રસિદ્ધ કરે છે ઇશ્વર યજ્ઞમા પ્રતિષ્ઠિત છે આથી યજ્ઞાર્થ કર્મમાત્ર ઇશ્વરાર્થ છે એમ બે શ્લોકોમા કહે છે હે અર્જુન! પ્રાણીઓ-સર્જન દેહો અન્નથી ઉપજે છે પર્જન્ય-વરસાદથી અન્નની ઉત્પત્તિ થાય છે વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મમાથી સમુદ્ભવે છે કર્મને તુ વેદમાથી જન્મેલ જાણ અને વેદને તુ અક્ષર

પરમાત્મામાંથી જન્મેલો જાણ. તેથી સર્વગત પરમાત્મા યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે. અર્થાત્ પ્રાણીમાત્રની ઉત્પત્તિ અન્નમાંથી થાય છે. આ વાત પ્રસિધ્ધ છે અને આ અન્ન વરસાદને લીધે જન્મે છે એ વાત પણ પ્રસિદ્ધ છે. વરસાદ યજ્ઞથી થાય છે આ વાત સમજાવવી રહી. યજ્ઞ એટલે નિષ્કામભાવે કરવામાં આવતું નક્કી કરેલું કર્મ, જે માણસ યજ્ઞાર્થે કર્મ કરે તો વરસાદ આવે. વરસાદ એ પરમાત્માની પ્રસાદી છે. એ પરમાત્માની પ્રસાદી પરમાત્મા પ્રસન્ન થાય તો મળે છે. યજ્ઞ પરમાત્માની પ્રસન્નતા સાધે છે આથી યજ્ઞ એ પરમાત્માની પ્રસન્નતા સાધતો હોવાથી યજ્ઞદ્વારા પ્રસન્ન થયેલ પરમાત્મા વરસાદ મોકલે છે. પર્જન્ય પરમાત્માનીજ પ્રસાદી છે એ વિચાર દશાએ સમજાશે. આ યજ્ઞકર્મસમુદ્‌ભવ છે. અર્થાત્ કર્મને કરવાની રીતે કરવામાં આવે તો તે કર્મ યજ્ઞ થઇને ઉભું રહે! કર્મ માત્રને યજ્ઞમાં ફેરવી નાંખવાની એકજ રીતે છે અને તે નિઃસ્વાર્થભાવે કર્મમાત્ર કરવું તે છે. કર્મબ્રહ્મોદ્‌ભવ-બ્રહ્મ એટલે વેદ એ વેદમાંથી જન્મેલું જાણવું. અર્થાત્ પ્રાણીમાત્રને માટે ઉચિત કર્મનુ વિધાન વેદમાં કરવામાં આવેલું હોવાથી કર્મમાત્ર વેદજન્ય છે એમ જાણવું અને આ વેદ પરમાત્મામાંથી ઉદ્‌ભવેલ છે. અર્થાત્ વેદનો આવિર્ભાવ ઋષિહૃદયમાં પરમાત્માની દયાથી થાય છે! આર્ષ વાણીમાં પરમાત્માનું આંતર રહસ્ય ઠલવાયું છે. આમ વેદ પરમાત્મામાંથી જન્મેલો છે. તેથી-પરમાત્માથી વેદ-વેદમાંથી કર્મ-કર્મમાંથી યજ્ઞ જન્મે છે તેથી-સર્વવ્યાપી-સર્વ પદાર્થોમાં અંતરાત્મારૂપે વ્યાપેલા હોવાથી સર્વત્ર વ્યાપેલા પરમાત્મા હમેશાં યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે. ભગવાન યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે એટલે કે યજ્ઞકર્મમાં પરમાત્મા હમેશ રહે છે. પ્રતિષ્ઠિત એટલે આબરૂદાર. ભગવાન યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે એટલે કે યજ્ઞકર્મમાં આબરુદાર છે એટલે કે ભગવાનની આબરુનો કીર્તિનો-યશનો અનુભવ જોવો હોય તો યજ્ઞકર્મમાં જોવો. અર્થાત્ જે માણસ યજ્ઞકર્મ કરે છે-યજ્ઞાર્થે કર્મ કરે છે તેને ભગવાનની કેવી આબરુ છે-કેવી કીર્તિ છે, કેટલો યશ છે તેનો ખ્યાલ આવે. અર્થાત્ યજ્ઞાર્થકર્મ કરનારની આબરુ ભગવાન સાચવે છે અને જેની લાજ રાખનાર ભગવાન સ્વયં છે. તેને સ્વાર્થી બનવાનો ક્યાંયે અવકાશ નથી. માટે યજ્ઞાર્થકર્મ કરવામાંજ જીવનનો નીતરો આનન્દ છૂપાયો છે. આથી હે અર્જુન! કર્મમાત્રને તું યજ્ઞીય ભાવનાથી કર. ॥ ૧૪-૧૫ ॥

एवं प्रवर्तितं चक्रं, नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो, मोघं पार्थ ! स जीवति ॥ १६ ॥

આ પ્રમાણે ચલાવેલા સૃષ્ટિયજ્ઞના ચક્રને જે અહીં ચલાવતો નથી, તે પાપ જીવન, વિષયલંપટ, હે પૃથાપુત્ર! ફોગટ જીવે છે ॥૧૬॥

આમ યજ્ઞાર્થે કર્મ કરવુ જોઈએ એમ હેતુપૂર્વક દયામય ભગવાને કહ્યુ જે માણસ એવુ નથી કરતો તેનુ જીવન કેવુ ગણાય તે હવે કહી વળી યજ્ઞાર્થ જીવનની મહત્તા બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન! આમ પ્રવર્તાવેલા ચક્રને જે ચલાવતો નથી તે પાપાયુવી ઇન્દ્રિયારામી માણસ વ્યર્થ જીવે છે। આમ એટલે કે મનુષ્યો કર્મ કરે-કર્મમાથી યજ્ઞ જન્મે-યજ્ઞમાથી વૃષ્ટિ થાય-વૃષ્ટિથી અન્ન ઉદ્ભવે-અન્નથી મનુષ્યો નીપજે મનુષ્યોમાથી વળી કર્મ, કર્મથી વળી યજ્ઞ-યજ્ઞથી વળી વૃષ્ટિ, વૃષ્ટિથી વળી અન્ન અને અન્નથી વળી મનુષ્ય મનુષ્યમાથી વળી કર્મ એમ આવી રીતે પરમાત્માએ વેદદ્વારા સચાલિત કરેલુ આ ચક્ર-આ સૃષ્ટિયજ્ઞરૂપી ચક્રને જે માણસ અનુવર્તાવતો એટલે કે પરમાત્માને અનુકૂલ થાય એવી રીતે ચલાવતો નથી-અર્થાત્ પરમાત્માને નિસ્વાર્થભાવે સૃષ્ટિયજ્ઞ ચલાવવો એ અનુકૂલ છે-તો એવી અનુકૂલ રીતે એટલે કે પરમાત્માને ગમે તેવી રીતે ચલાવતો નથી-ટૂકમા યજ્ઞાર્થ કર્મ કરતો નથી-અર્થાત્ આ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી જે માણસ ઇશ્વિર પ્રચાલિત સૃષ્ટિયજ્ઞચક્રને નિસ્વાર્થભાવે ચલાવવામા મદદ કરતો નથી તે માણસ, અઘાયુ છે-એટલે ,કે પાપી જીવનવાળો છે તેવો માણસ ઈન્દ્રિયારામી-એટલે ઈન્દ્રિયોદ્વારા વિષયોમા આરામ-અમન ચમન ભોગવનારો-વિષય લપટ છે આવો માણસ વ્યર્થ જીવે છે અર્થાત્ આ શ્લોકમા ભગવાન જીવનનુ સ્પષ્ટ સ્પષ્ટ કરે છે માણસે પાપી જીવન ગાળવુ-વિષયલપટ બનવુ એ માનવ જીવનને વ્યર્થ ગુમાવવા જેવુ છે આમા ભગવાન એવા માણસોને ઠપકો આપે છે અને ભગવાન જે જીવનને વ્યર્થ ગણે તેને સાર્થ બનાવવાની કોની તાકાત। માટે અઘાયુ અને વિષયલપટ બની મનુષ્યજીવનને વ્યર્થ ગુમાવવા કરતા યજ્ઞાર્થે જીવન ગાળી માનવ જીવનને સાર્થ કરવુ એજ વિચારશીલને માટે યોગ્ય છે માટે હે અર્જુન! તુ જીવનને સાર્થ કર સાર્થ જીવન ત્યારેજ બને જ્યારે કર્મમાત્રને તુ યજ્ઞીય બનાવે માટે યજ્ઞાર્થે તમામ કર્મો તુ આચર તારુ કલ્યાણ થશે ॥ ૧૬ ॥

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

પરંતુ જે માનવ નિશ્ચય આત્મરત હોય, તથા આત્મતૃપ્ત તથા આત્મમાંજ સંતુષ્ટ હોય તેને કાર્ય નથી. તેને આ લોકમાં કર્મ વડે કોઇપણ પ્રયોજન નથીજ. નથી તો બ્રહ્મજ્ઞાન વડે તેને કાંઇ પ્રયોજન તથા એને બધાંએ પ્રાણીઓમાં કોઇપણ, પ્રયોજન માટે શરણુ લેવા યોગ્ય નથીજ. ॥ ૧૭–૧૮ ॥

આમ ભગવાને યજ્ઞાર્થે કર્મ કરવાનો અર્જુનદ્વારા મનુષ્યમાત્રને આદેશ કર્યો. યજ્ઞાર્થ કર્મ એટલે નિઃસ્વાર્થભાવે કર્મ. નિઃસ્વાર્થભાવ માણસને પૂરો સિધ્ધ ત્યારેજ થાય કે જ્યારે તે આત્માના પૂર્ણકામ–આત્મકામ–પર્યાપ્તકામ સ્વભાવને ઓળખે ! જ્યારે માણુસ સ્વરૂપ પૂર્ણકામ આત્મકામ–પર્યાપ્તકામ છે એમ અનુભવે સ્વરુપમાંજ રમે–સ્વરુપમાંજ તૃપ્ત થાય–સ્વરૂપમાંજ ધરાયેલો રહે ત્યારે તેને કર્મ કરવાનું કશું પ્રયોજન નથી હોતું તો શું એવા પૂર્ણ સ્વરૂપની ઓળખ કરનારને માટે પણ કર્મ કરવાનાં છે? આ એક ગહન પ્રશ્ન છે. જેણે પૂરો આત્માને ઓળખ્યો નથી તે તો યજ્ઞાર્થ કર્મ કરે. કેમકે પ્રત્યેક યજ્ઞાર્થ કર્મ તેને આત્માની નજદીક લઈ જાય. પણ જે આત્માને પામી ગયો છે તેને તો યજ્ઞાર્થ કર્મ પણ હવે કરવાનાં નથી કેમકે તેને હવે આત્માર્થે કશાં કર્તવ્ય બાકી રહ્યાં નથી। તો પછી તેવા માણસે કર્મ શા માટે કરવાં? ભગવાન હવે આ ગંભીર પ્રશ્નનો જવાબ આપે છે. ભગવાનના મતે એવાં માણસને સ્વાર્થ–ઉચ્ચતમ સ્વાર્થની ખાતર કર્મ નથી કરવાનાં પણ હવે તો તેને કર્મ કરવાની વધારે જોખમદારી આવી પડી છે કેમકે સ્વાર્થનો–ઉચ્ચતમ સ્વાર્થનો યદ્યપિ તેને અભાવ છે પણ લોકસંગ્રહ તેની નજર આગળથી ખસી શકે એમ નથી. અને આ લોકસંગ્રહની દ્રષ્ટિએ પણ તેને કર્તવ્ય કરવાનાંજ છે એ ભગવાન પ્રતિપાદિત કરતાં બે શ્લોકદ્વારા પૂર્ણકામ મનુષ્યે કર્મ કરવાનાં છે એમ બતાવે છે. હે અર્જુન! જે માણસ આત્મરતિજ હોય અને આત્મ તૃપ્તજ હોય અને વળી આત્મામાંજ સારી પેઠે તુષ્ટ હોય તેને માટે કાર્ય નથી. કેમકે તેને આ

લોકમા કર્મદ્વારા કશુ પ્રયોજન સાધવાનુ નથી ન તો જ્ઞાનદ્વારા તેને કશુ પ્રયોજન સાધવાનું રહે છે. સર્વભૂતોમાં કોઈપણ ભૂત-પ્રાણી પ્રયોજનનો આશ્રય રહેતું નથી.

અર્થાત્ જે માણસ આત્મરતિ હોય, આત્મરતિ એટલે કે સ્વરૂપેમાજ રતી એટલે વિહારી હોય. સ્વરૂપ શિવાયના બીજા કશામા પ્રેમવાળો નથી અર્થાત્ આત્મપ્રેમી છે. અનાત્મ પ્રેમી નથી એટલે કે જેના પ્રેમનો વિષય કેવળ આત્માજ છે. તથા જે માણસ આત્મતૃપ્ત છે એટલે કે આત્મામાજ બસ-બુધ્ધિવાળો છે. અર્થાત્ આત્મામાજ આત્મા વડે જે આનન્દિત છે એટલે કે જે વિષયાનન્દથી રાચતો નથી પણ બ્રહ્માનન્દમાજ ગચે છે વળી જે માણસ આત્મામાજ સતુષ્ટ છે એટલે કે આત્મા સર્વોત્કૃષ્ટ પ્રાપ્ત કરવા જેવો છે. અને એ પ્રાપ્તવ્યની અવધિરૂપ આત્માને જેણે પ્રાપ્ત કર્યો છે અને આથીજ જેની તમામ અભિલાષાઓ સમાપ્ત થઇ છે અર્થાત્ જે માણસ બહારની તમામ અપેક્ષાઓ શિવાયનો થયો છે તેવા માણસને પોતાને માટે કશુ કરવા જેવુ નથી કેમકે માણસ કરે તે કાંઈ મેળવવાને માટે. કર્મ માત્રની પાછળ કાઇકની કાઇક પ્રાપ્તિ રહેલી છે. આ માણસને તો પ્રાપ્ત કરવા જેવી ચીજ જે સ્વરૂપ તે સ્વરૂપ મળી ગયુ છે એટલે હવે તેને પોતાને કશુ મેળવવા જેવુ રહ્યુ ન હોવાથી તેને માટે કાંઈ કર્તવ્ય નથી રહેતુ. કેમ તેને કશુ કાર્ય નથી ? તો ભગવાન બીજા શ્લોકમા કહે કે " **नैव तस्य कृतेनार्थो** " કૃત એટલે કર્મ. કર્મદ્વારા તેને કશો અર્થ નથી અર્થ એટલે પ્રયોજન કર્મમાત્રનુ ફળ કર્મદ્વારા માણસને ઐહિક કે પારલૌકિક સુખના સાધનરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે આ ઐશ્વર્યને પ્રાપ્ત કરવાની તેને કાંઈ પડી નથી ! કેમકે તેવો માણસ જે કર્મ કરવાનો તેમા તેને ફળ મેળવવાની કામનાજ નથી આમ આવો માણસ ફલકામનાથી પ્રેરાઇને કર્મ ન કરતો હોવાથી તેને કર્મ-દ્વારા કશોજ અર્થ નથી તેમજ તેવા માણસને 'અકૃતથી પણ કશો અર્થ નથી. કૃત એટલે કર્મ અને અકૃત એટલે જ્ઞાન. જ્ઞાનની અવધિ બ્રહ્મજ્ઞાન છે. આ બ્રહ્મજ્ઞાનદ્વારા પણ તેને કશું મેળવવા જેવુ પ્રયોજન નથી ! બ્રહ્મજ્ઞાનથી માણસને મોક્ષ મળે કે પુરૂષ અને દેહનું વિવેકજ્ઞાન મળે આ મોક્ષ કે પુરૂષ ખ્યાતિનુ પણ તેને પ્રયોજન નથી ! કેમકે તેનામા અર્થિપણાનોજ અભાવ છે. આમ કર્મથી કે જ્ઞાનદ્વારા તેને કશુ હવે મેળવવા જેવુજ રહ્યુ નથી ! તેજ પ્રમાણે એવા માણસમા કશી પણ લાલસા ન હોવાથી પ્રાણીમાત્રમા કોઈપણ પ્રાણી તેની લાલસા-ઇચ્છાનો આશ્રય નથી ! અર્થાત્ કોઇપણ લૌકિક કે પાર-

લૌકિક કામ માટે તેને કોઇપણ પ્રાણીને શરણે જવાનું રહ્યું નથી ! આમ આત્મરતિ-આત્મતૃપ્ત અને આત્મસંતુષ્ટ માણસને મેળવવા જેવું એની મેળે મળી ગયેલું હોવાથી તેને કર્મ કે જ્ઞાનદ્વારા કશું પ્રાપ્ત કરવા જેવું નથી ! કેમકે તેનામાં કામનાનો અભાવ છે, અને પૂર્ણકામ હોવાથીજ તે દીન નથી ! માણસ કામનાથી દીન થાય છે. હતવીર્ય થાય છે. તો જેણે કામનાનેજ ભુચડી નાંખી છે તે માણસ કશા માટે દીન ન થાય ! આવો અદીન-સર્વ-કામશૂન્ય માનવ જે કાંઈ કરે તે સ્વાર્થને માટે નહિ. લોકસંગ્રહને માટે કરે છે ! સ્વાર્થનો અભાવ છે છતાં લોકસંગ્રહને માટે મારે બધાં કર્મો યથાવિધિ કરવાંજ જોઇએ એવી તેની વિશુધ્ધતમ મતિ હોય છે. આમ આવા માણસને માટે સ્વાર્થે કશું કરવાનું નથી હોતું. માટેજ પરોપકાર માટે તેનું જીવન હોય છે અને એવા માણસને તો પરોપકાર માટે ક્ષણ માટે પણ કર્મવિરામ ન હોય. લોકસંગ્રહનો શો અર્થ છે તે આગળ બતાવવામાં આવશે. અહીં સંસ્કૃત ભાષ્ય પણ સંપૂર્ણપણે સમજવા જેવું છે તે જીજ્ઞાસુએ પદાર્થમાં જોવું.

આ શ્લોકને હજી વધારે સ્પષ્ટતાથી સમજીએ. આત્મરતિ-આત્મતૃપ્ત આત્મસંતુષ્ટ માનવને કાર્ય નથી એટલું સિધ્ધ કરવાનું છે. તેવા માણસને કેમ કાર્ય નથી એ પ્રશ્ન છે. માણસ કાંઈપણ કરે તે કાંઈપણ મેળવવાને માટે કરે. ઐહિક પદાર્થ અગર તો પારલૌકિક પદાર્થ એ માણસને મેળવવાની વસ્તુ છે. તે ઉપરાંત પરમાત્મારૂપી પદાર્થ પણ તેને મેળવવાનો છે. જગતના તમામ પદાર્થની પ્રાપ્તિ કર્મદ્વારા થાય છે. અને પરમાત્માનો અનુભવ જ્ઞાનદ્વારા થાય છે. અર્થાત્ કર્મદ્વારા કાંઇક પ્રાપ્ત કરવા જેવું છે અને કાંઇ જ્ઞાનદ્વારા પ્રાપ્ત કરવા જેવું છે. હવે આત્મરતિ-આત્મતૃપ્ત અને આત્મસંતુષ્ટ માણસને કર્મદ્વારા કે જ્ઞાનદ્વારા કશું મેળવવાનું બાકી રહેતું નથી. આત્મરતિ વગેરે શબ્દોજ એ બતાવે છે કે જે માણસ તેવો છે તેને કશું મેળવવા જેવું નથી. કેમકે માણસને સ્વરૂપની પ્રાપ્તિ થાય તેની સાથેજ કામના માત્રની નિવૃત્તિ થાય છે. માણસની કામના છે ત્યાંસુધીજ જીવે, જ્યાંસુધી એને સ્વરૂપ જડયું નથી. સ્વરૂપની પ્રાપ્તિ સાથેજ કામનાની પ્રીતિ થઈ જાય છે. અને સ્વરૂપની તો આવા માણસને પ્રાપ્તિ થઇ ચૂકી છે. સ્વરૂપ મળી ગયું છે તેથી તો આત્મામાં-પોતાના અસલી રુપમાં રતિવાળો છે-રમણ કરનારો છે-રમનારો છે. અત્યાર સુધી એ અનાત્મામાં રમતો હતો. આત્મા મળતાં એને અનાત્મામાં રમવા જેવું કશું લાગતું નથી. કેમકે આત્માજ રમણીયતમ છે

એવો એનો અનુભવ થાય છે. આમ આત્મરતિ માણસને દુન્યવી પદાર્થો માટે ઇચ્છાજ મટી જાય છે. અને દુન્યવી પદાર્થો કર્મદ્વારા મળે છે. એને તે જોઇતા નથી. આથી સ્વાર્થ કર્મ કરવા તેની હવે પ્રવૃત્તિ નથી. વળી આવો માણસ આત્મતૃપ્ત હોય છે. એટલે આત્મામાં એની તરસ છીપાઇ છે. આત્મા મળતાં એને ભોગની-વિષયોની જે તરસ હતી તે મટી જાય છે. વિષયોની તરસ ત્યાંસુધીજ રહે જ્યાંસુધી આત્માનો રસ માણસને ચાખવાને નથી મળ્યો. આતો આત્મરસમાં નિમગ્ન છે. એટલે આત્મતૃપ્ત હોય તેને હવે વિષયજન્યતૃપ્તિની પડી નથી। તેને વિષયોનીરસ લાગે છે. વળી આવો માણસ આત્મસંતુષ્ટ હોય છે. એટલે કે આત્મામાંજ બસ-સુધ્ધિવાળો હોય છે એટલેકે આત્માનંદમાં તેને બસ-બસ-એવો ધરાયેલાનો અનુભવ થાય છે. એટલે એને વિષયોમાં ધરાવાને માટે વિષયોપભોગની જરૂર નથી। આમ આત્મરતિ આત્મતૃપ્ત-આત્મસંતોષી નરને સ્વાર્થ માટે કશું કરવા જેવું રહેતુ નથી વળી આ બધો મહિમા તો જ્ઞાનનો છે. એટલે એને જ્ઞાનથી પણ કશું મેળવવા જેવું નથી. પરમાત્મા તેને જ્ઞાનદ્વારા મેળવવા જેવા હતા. મોક્ષ એ પરમાત્મજ્ઞાનનું ફળ છે. એ પણ એને સ્વયમેવ મળ્યુ. તો હવે એ જ્ઞાનને શું કરે? આથી નથી એને કર્મ કે જ્ઞાનદ્વારા કશુ મેળવવા જેવુ. અને આથીજ પ્રાણીમાત્રમાં કોઇપણ પ્રાણી કે પદાર્થ દીન બનાવી શકતો-પોતાના આશ્રયને માટે કોઇપણ પ્રાણી કે પદાર્થ તેને પોતાને શરણે રાખી શકતો નથી। કેમકે તે હવે સ્વાશ્રયી છે, પરાશ્રયી નથી। પરાશ્રયી હોય-પરાવલંબી હોય તે, તે આલંબન ન મળે તો દીન બને, આકુળ વ્યાકુળ બને આ તો સર્વના આલંબનરૂપ આત્માના આલંબનવાળો થયો છે. આમ સર્વકામનાનો અભાવ થયો હોવાથી તેવા માણસ માટે કશું સ્વાર્થ કર્તવ્ય નથી એમ ભગવાન જે કહે છે તે યોગ્યજ છે. સ્વાર્થ કર્તવ્ય નથી અને પરાર્થે કર્તવ્ય કેમ છે તે આગળ બતાવવામાં આવશે. ॥૧૭-૧૮॥

"तस्मादसक्तः सततं, कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म, परमाप्नोति पूरुषः" ॥ १९ ॥

તેથી અસક્ત થઇ કર્તવ્યકર્મને તું હંમેશાં સારી પેઠે આચર. કેમકે આસક્તિ વગરનો કર્મ કરનાર પુરૂષ પરમાત્માને પ્રાપ્ત કરે છે. ॥ ૧૯ ॥

આમ આત્મરતિ–આત્મતૃપ્ત અને આત્મસતુષ્ટ મનુષ્યને સ્વાર્થે કર્તવ્ય નથી! પરંતુ અર્જુન કહે છે કે ભગવન્! એવા માણસને ભલે કાંઈ કર્તવ્ય સ્વાર્થે ન હોય. એવાના દૃષ્ટાંતથી હમારા જેવાને શો લાભ થાય! અમારે માટે એવાઓના દાખલાથી શો લાભ ફળે! આથી ભગવાન કહે છે કે હે અર્જુન!·આત્મવિદ્ માણુસ કાર્યને તરી જાય છે. અને એવાઓ પણ જે સાધને તરી જાય છે તે સાધનનુ આચરણ એવાઓના દાખલા ઉપરથી સાધકને માટે ફળે છે. આત્મવિદ્ માણુસ સ્વાર્થથી પર થાય છે. એ કેવી રીતે કયાં સાધનદ્વારા સ્વાર્થના દુસ્તર સમુદ્રને તરી ગયા તે જાણી તારે પણ સ્વાર્થના દુસ્તર સાગરને તરવો રહ્યો. એવા માનવો નિષ્કામભાવે–અનાસક્ત પણે વર્ત્યા હતા. તું પણ અનાસક્ત ભાવે નિયત કર્મ કર. તું પણ તરી જશે. એમ કહેતાં ભગવાન ઉચરે છે કે હે અર્જુન! તેથી અસક્ત થઈને હંમેશાં કરવા યોગ્ય કર્મને વિધિપૂર્વક કર. કેમકે અસક્ત થઈને કર્મ કરનાર પુરૂષ પરને પ્રાપ્ત કરે છે.

અર્થાત્ આત્મરતિ આત્મવિદ્ મનુષ્ય કોઇપણ સ્વાર્થ રહ્યો ન હોવા છતાં પ્રત્યેક લોક અને વેદ સમત કાર્યને કર્તવ્ય બુધ્ધિથી નિસંગ–અનાસક્ત થઇને આચરે છે તેમ તુ પણ અનાસક્ત થઈને–ફલનું અનુસંધાન છોડીને કાર્ય કર્મને હમેશાં કરતો રહે. આમ કરવાથી તને શું ફળ મળશે? અસક્ત થઇને કાર્ય કર્મને વિધિપૂર્વક કરનાર પુરૂષને અંતે પરની પ્રાપ્તિ થાય છે. પર એટલે પરમાત્મા. પ્રકૃતિ અને તેના કાર્યોથી જે અસ્પૃષ્ટ એવા પરમાત્માની તને પ્રાપ્તિ થશે. અર્થાત્ નિષ્કામ કર્મયોગનું આચરણ પરમાત્માની પ્રાપ્તિમાં ફળે છે. અને પરમાત્માની પ્રાપ્તિ–અનુભવ એ તો મનુષ્ય માત્રનું ધ્યેય છે· આથી મનુષ્ય માત્રે પોતપોતાને ફાળે આવેલાં નિયત કર્મમાત્રને કર્તવ્ય બુધ્ધિથી નિષ્કામભાવે–કર્મને કર્મના પ્રેમ ખાતર અને નહિ કે કર્મના ફળના પ્રેમ ખાતર–કરવાં જોઈએ. કર્મમાત્ર પરમાત્મપ્રાપ્તિનુ દ્વાર બની શકે જો તેને આચરવાની ગુરૂકુચી હાથ લાગે તો અને આ ગુરૂકુંચી એટલે નિષ્કામભાવે કર્મ કરવાં તે મારાં કર્મોથી પરમપિતા પ્રસન્ન થાઓ. મારે કશુ ન જોઇએ. કર્મ કરવાં એ તો જીવનનો લ્હાવો છે–પરમાત્માની પ્રસાદી છે–એવી નિર્મલ મતિથી જે કર્મ કરશે તેને હૃદયની પૂરી શુધ્ધિ થતાં પરમાત્મા દર્શન દેશે આવો ઉપદેશ આ શ્લોકમાં સ્પષ્ટ છે. ॥ ૧૯ ॥

कर्मणैव हि संसिद्धिम्, आस्थिताः जनकादयः ।
लोकसंग्रहमेवापि, संपश्यन् कर्तुमर्हसि ॥ २० ॥

કેમકે જનક વગેરે કર્મથીજ મોક્ષ પામ્યા હતા. લોકસંગ્રહને પણ જોતો તું કર્મ કરવા યોગ્ય છે. ॥ ૨૦ ॥

હવે કર્મયોગના અવલંબેજ જનકાદિ મહાત્માઓ પણ તરી ગયા હતા એમ આ સિદ્ધાંતને સદાચારનો ટેકો આપતાં સમૃદ્ધ કરી લોક સંગ્રહની દૃષ્ટિએ પણ તારે કર્મ કરવાં જોઇએ એવું વિધાન કહે છે.

હે અર્જુન! જનક અશ્વપતિ વગેરે બ્રહ્મજ્ઞાની ક્ષત્રિય મહાત્માઓ કર્મદ્વારાજ સંસિદ્ધિને પામ્યા છે. આમ જનકાદિનું આચરણ અને લોક સંગ્રહને સારી પેઠે જોતો એવો તું કર્તવ્ય કર્મ કરવાને યોગ્ય છે.

અર્થાત્ જનકાદિ વીતરાગ પુરૂષોએ પણ કર્મયોગનોજ આશ્રય સ્વીકાર્યો હતો. યદ્યપિ તેઓ મહાજ્ઞાની હતા. સ્વાર્થ કર્મ કરનાર ન હતા છતાં કર્મ દ્વારાજ તેઓએ સંસિદ્ધિ એટલે કે અપુનરાવૃત્તિ-મોક્ષ મળે છે-એમ સમજી કર્મયોગનેજ મોક્ષના ઉપાય તરીકે સ્વીકાર્યો હતો. આમ જનક જેવા મહાજ્ઞાનીનાં દૃષ્ટાંતથી પણ સિદ્ધ થાય છે કે કર્મજ-કર્તવ્ય કર્મનું નિષ્કામ ભાવે આચરણજ પર પ્રાપ્તિનો ઉપાય છે, તો જે સિદ્ધાંતને મહાજ્ઞાનીઓનું સમર્થન છે તે સિદ્ધાંત બેવડો સમૃદ્ધ થાય છે. માટે કર્મસંન્યાસ એ જીવન સિધ્ધિનો ઉપાય છે એવો તારો દુરાગ્રહ તું છોડ.

વળી હે અર્જુન! જનકાદિ મહાત્માનાં કર્મયોગનાં આચરણનાં દર્શને જેમ તું કર્મયોગનો આશ્રય લેવા યોગ્ય છે તેમ લોકસંગ્રહના દર્શનથી પણ તું કર્મયોગનો આશ્રય લેવા યોગ્ય છે! લોકસંગ્રહ એ કર્મયોગમાંથીજ ફળે છે. સંગ્રહ એટલે સારી પેઠે પકડ. सम् + ग्रह ધાતુમાંથી આ શબ્દ બને છે. સારી પકડ એટલે એક વખત પકડાયા પછી ન છૂટે એવી પકડ લોકોની સારી પેઠે પકડ. એટલે લોકસંગ્રહ. લોકોની સારી પેઠે ક્યાં પકડ? તો ઉન્માર્ગે જતી જનતાને ઉન્માર્ગે જતાં અટકાવી સન્માર્ગે પકડી રાખનારૂં જે કર્મ તે લોકસંગ્રહ આમ આખું જગત જો ઉન્માર્ગે જતું હોય તો તે ઉન્માર્ગગામી જગતને સન્માર્ગગામી બનાવવાનો દૃઢ નિશ્ચય અને તે મુજબનું આચરણ એટલે લોકસંગ્રહનું દર્શન. દર્શન એટલેજ સમજ.

ઉન્માર્ગગામી જનતાને સન્માર્ગગામી બનાવવી એ મારી ફરજ છે એવી સમજ એટલે લોકસંગ્રહનું દર્શન.

અર્થાત્ લોકસગ્રહ કરવો જોઇએ એમ સમજીને આત્મરતિ સદા સ્વકર્મમાં પ્રવૃત્ત રહે છે. ઉંડો વિચાર કરતાં સમજાશે કે આત્મજ્ઞાની યાવજ્જીવ સ્વ-કર્તવ્યમાં મંડ્યા રહેવા શિવાય રહી શકતોજ નથી. આત્મવેત્તા માણસનામાં સ્વાર્થનોજ અભાવ થાય છે એ આપણે ઉપર જોયુ. જ્ઞાન થયા પછી સ્વાર્થ ન રહે તેથી માણસનું તત્કાળ મરણ થાય છે એવું નથી. જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ કર્મને લીધે આત્મજ્ઞાની યાવત્કર્મ ક્ષય દેહમાં રહે છે. અને જ્યાંસુધી દેહ રહે છે ત્યાંસુધી કર્મ છૂટતાં નથી. કર્મત્યાગ જગતની વ્યવસ્થા ના પાડે છે. આમ કર્મ તો જ્યાંસુધી જ્ઞાની જીવે છે ત્યાંસુધી છૂટવાનાં નથીજ અને કર્મોમાં પોતાનો સ્વાર્થ નથી. આમ સ્વાર્થ ઉડી જાય અને કર્મ છોડાય નહિ તો જ્ઞાની માણસે શું કરવું? જ્ઞાની માણસ મૂરખ નથી, તે જ્યારે એમ જાણે કે કર્મ છોડયાં છૂટે એવાં નથી. અને હવે કર્મોદ્વારા મારે કાંઈ પ્રાપ્ત કરવા જેવું રહ્યું નથી. તો, પછી મારી પાસે જે કર્મો છે તે દ્વારા જનતા જનાર્દનની સેવા શાને ન કરૂં? કર્મ છૂટવાના નથી. મારે કર્મફળ જોઇતું નથી. તો પછી તે કર્મ થવાનાં તે કર્મ જનતાનો જો ઉપહાર સાધતાં હોય તો શાને ન કરવાં? છોડયાં જે છૂટતાં નથી. અને જે થવાનાંજ તેને યથાર્થ રીતે કરી લેવામાંજ જ્ઞાનીનો વિવેક છે. આથી પોતાનો યદ્યપિ સ્વાર્થ નથી અને છતાં સ્વેચ્છાએ કર્મ છૂટતાં નથી તો જ્ઞાની તે કર્મને છોડતો નથી પણ એવી રીતે કરે છે કે જેથી પોતાના ઉપર તે નફળતાં લોકોપકાર સાધે છે. આમ લોકોપકાર જો થતો હોય તો તે કર્તવ્ય તરીકે આત્મજ્ઞાની કરેજ. લાખ રૂપીઆ મારી પાસે છે. મારે તે ઉપયોગના નથી. છતાં તેને વાવર્યેજ જો છૂટકો છે તો પછી જો હું જ્ઞાની છું તો તે લાખને સટ્ટામાં કેમ ઉડાવું? દુર્વ્યયમાં કેમ યોજું? હું જો જ્ઞાની છું તો તેમને નિરૂપયોગી અને છતાં વાવરવાનાજ એવા તે લાખને હુ લોકોપયોગમાંજ વાવરૂ ન તો તેને રાખી મૂકું ન તો તેનો દુરૂપયોગ કરૂં. કેમકે હું જ્ઞાની ઠર્યો. અને જ્ઞાનીનું વર્તન જો મૂઢ જેવું હોય તો તે જ્ઞાની શાનો? આમ આત્મદર્શીને માટે લોક સંગ્રહ એ અનિવાર્ય બની જાય છે! આત્મજ્ઞાની ને તો મારાં કર્મો લોક સંગ્રહ કરે છે એવું પણ અભિમાન નથી રહેતુ. બધુ કુદરતી રીતેજ થતું જાય છે? માટે હે અર્જુન! સદાચાર

અને લોકસંગ્રહ બન્નેનું દર્શન કર્મયોગનો આશ્રય લેવાનું ઉપદેશે છે. તો અસક્ત થઈ કર્તવ્ય કર્મ કર. ॥૨૦॥

"यद्‌ यद्‌आचरति श्रेष्ठः, तत्‌ तदेवमरो जनः ।
स यत्‌ प्रमाणं कुरुते, लोकस्तदनुवर्तते" ॥ २१ ॥

શ્રેષ્ઠ જે જે આચરે છે તેજ બીજો પુરુષ પણ કરે છે. તે જે વાક્યને પ્રમાણ કરે છે લોકો તેનેજ (તેજ વાક્યને) અનુવર્તે છે (તે વાક્ય પાછળ-મુજબ ચાલે છે.) ॥ ૨૧ ॥

આમ લોકસંગ્રહની દૃષ્ટિએ પણ કર્તવ્યકર્મ કરવું યોગ્ય છે એમ ભગવાને કહ્યું ત્યારે અર્જુને કહ્યું કે ભલા! હું એક આમ કરીશ એટલે લોકોનો સન્માર્ગે સંગ્રહ કેવી રીતે થાય? આખા જગતનો હું કાંઈ મુખ્ખી તો નથી! તો ભગવાન કહે છે કે હે અર્જુન! એ વાતની તું ચિંતા છોડ. તું લોકનો સ્વભાવ નથી જાણતો! લોક તો બીચારા ગાડરીયા પ્રવાહ જેવા છે! લોક તો વર્તન માટે મહાપુરુષો તરફ મીટ માંડીને જોઈ રહે છે. તેમની પાસે પ્રેરણા યાચે છે કેમકે સર્વને જીવનદર્શન સિધ્ધ નથી હોતું! જ્યારે જીવવાનુ તો સૌને છે જ. જો હું તને લોકમાણસનો ખ્યાલ આપું છું. જે જે આચરણ શ્રેષ્ઠ મનુષ્ય કરે છે તે તે આચરણનેજ બાકીનું જગત પણ કરે છે. તેવો શ્રેષ્ઠ મનુષ્ય જે લૌકિક કે વૈદિક વાક્યને પ્રમાણભૂત કરે છે જગત તે વાક્યને અનુસરે છે. અર્થાત્ શ્રેષ્ઠ મનુષ્યનુ વર્તન લોકોને માટે દૃષ્ટાંતરૂપ હોય છે વિદ્યા વિત્ત-વય-જનબળ વગેરે બજોની દૃષ્ટિએ જે માણસ બીજાઓથી ચડીઆતો તે શ્રેષ્ઠપુરુષ. એવો પુરુષ જે કાંઈ કરે તે બીજાઓને માટે દાખલા રૂપ બને છે. તેવો પુરુષ જે લૌકિક કે વૈદિક વાતને પ્રમાણભૂત કરે તે વાતને ઈતર પુરુષો અનુસરે છે કેમકે સામાન્ય જનતા શ્રેષ્ઠ પુરુષોની આંખે જુવે છે. આથી આત્મદર્શી પુરુષોજ જો કર્તવ્ય કર્મ છોડી દે તો પરદર્શી પામર પુરુષો પણ કર્તવ્ય કર્મોને છોડી દે. અને કર્યા સિવાય તો કાંઈ પામે નહિ અને આખું જગત કાંઈ પામવાની ઈચ્છાથી મુક્ત નથી. આથી-શ્રેષ્ઠ પુરુષને માથે તો બેવડી જોખમદારી છે. માટે હે અર્જુન! તું શ્રેષ્ઠ પુરુષ છે તારું વર્તન જનતા માટે અનુકરણીય છે. તું જો તારું કર્તવ્ય ત્યાગશે તો લોકો તારો ધડો લઈ કર્તવ્યભ્રષ્ટ થશે. અને કર્તવ્યભ્રષ્ટ લોકની અવનતિ થશે. તે અવનતિનું કારણ તુંજ હશે આમ તું આખા લોકને

ભ્રષ્ટ કરવાનુ મહાપાપ તો નહિજ વહોરે! માટે તારા જેવા શ્રેષ્ઠ પુરુષોએ તો લોકને ધડો બેસાડવો જોઇએ. માટે કર્તવ્ય કર્મને કર્તવ્ય તરીકે કર. અને લોકોને સન્માર્ગે ચાલવાનુ સુદર દૃષ્ટાંત આપ. ॥ ૨૧ ॥

> न मे पार्थास्ति कर्तव्यं, त्रिपु लोकेपु किञ्चन ।
> नानवाप्तमवाप्तव्यं, वर्त एव च कर्मणि ॥ २२ ॥
>
> यदि ह्यहं न वर्तेय जातु कर्मण्यतन्द्रितः ।
> मम वर्त्मानुवर्तन्ते, मनुष्याः पार्थ! सर्वशः ॥ २३ ॥
>
> उत्सीदेयुरिमे लोकाः, न कुर्यां कर्म चेदहम् ।
> सङ्करस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

હે પૃથાપુત્ર! મારે ત્રણ લોકમાં કાંઇપણ કર્તવ્ય નથી. કાંઈપણ અપ્રાપ્ત પ્રાપ્ત કરવાને યોગ્ય નથી. તો પણ હું નિશ્ચય કર્મોમાં વર્તુંજ છું. અને જો હું અનલસ થઈ કદાચિત કર્મમાં ન વર્તું તો હે પાર્થ! બધા માનવો મારા માર્ગને અનુસરે! જો હું કર્મ ન કરૂં તો આ લોકો સમૂલ નાશ પામે વળી હું સંકરનો કર્ત્તા થાઉં અને આ પ્રજાને સમૂળી હણી નાંખુ! ॥ ૨૨–૨૩–૨૪ ॥

શ્રેષ્ઠ પુરૂષે લોકને ધડારૂપ થવું ઘટે એ સિધ્ધાંતને જાતના દૃષ્ટાંતથી પરમકૃપાળુ પરમાત્મા હવે ત્રણ શ્લોક દ્વારા સમર્થિત કરતાં કહે છે કે હે અર્જુન? તું આઘો શા માટે જાય છે! તું તારી સમક્ષ ઉભેલા મનેજ જો. તું જાણે છે કે હું પુરૂષોત્તમ છું. હું પરમાત્મા હોઈ સર્વશ્રેષ્ઠ છું. હે પાર્થ! ત્રણે લોકમાં મારે કશું કર્તવ્ય નથી! કેમકે ન મળેલું એવું કશું મારે મેળવવાનું નથી. હું પૂર્ણકામ હોઈ મારે કશું પ્રાપ્ત કરવાનું નથી. અને છતાં હુ કર્મમાં વર્તું છુંજ. હું પૂર્ણકામ હોઈ મારે કર્તવ્ય મારા નથી છતાં હુ કેમ કર્તવ્યમાં પ્રવર્તું છું? જો ન જાણતો હોય તો હે અર્જુન! હું તને જણાવું છું કે જો હું કદી નિરલસ થઈ કર્મમાં ન વર્તું તો હે પાર્થ! સર્વે મનુષ્યો મારા માર્ગનું અનુકરણ કરે એટલે કે કર્મમાં ન વર્તે. અને કર્મ જો ન કરે તો કશું મળે નહિ અને અકર્મી જીવન તો શાપ રૂપ થઇ પડે. આ બધાનું પાપ મારે માથે થાય. આથી જો

હું કર્મ ન કરું તો આ લોકો નાશ પામે. હું શક્તિ અને વર્ણનો સંકર કરનાર થાઉં ! અને આ લોકોને હણી નાંખું ! આમ આ ત્રણ શ્લોકોદ્વારા પરમાત્મા પોતે પણ પૂર્ણકામ હોવા છતાં કર્મમાં લોકસંગ્રહની દૃષ્ટિએ પ્રવર્તે છે એમ બતાવે છે તો પછી બીજાની તો વાતજ શી ? ભગવાન કહે છે કે હે અર્જુન ! મારે કશું કર્તવ્ય નથી ! ભગવાનને શું કર્તવ્ય હોઇ શકે ? છતાં હું કર્મમાં વર્તુંજ છું. ભગવાન સ્વકર્મપરાયણ છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ એ ભગવદીય કર્મો છે. એ કર્તવ્યમાં ભગવાન સદા સંલગ્ન છે! એ અને આથીજ તો કૃષ્ણ પરમાત્મા પૂર્ણ યોગેશ્વર છે! ભગવાન જો સ્વકર્તવ્ય પરાયણ ન રહે—આળસુ થાય તો લોકો પણ તેવાજ થાય. પણ ભગવાન તો અતંન્દ્રિત થઈ ને સ્વકર્તવ્ય કરતાજ જાય છે. આખું જગત ભગવાનું કર્મ છે! રાત્રિદિવા એકપળની પણ ફુરસદ કાઢ્યા શિવાય ભગવાન જાતે પોતાની અનંત શક્તિઓદ્વારા કામ લઇ રહ્યા છે! ભગવાન જો સાસ ખાવા પણ રોકાય તો જગતનો પ્રલય થઈ જાય! આથી ભગવાન કહે છે જો હું કર્મ ન કરું તો આ લોકોનો નાશ થઈ જાય. અને જગતની ભિન્ન ભિન્ન શક્તિઓનો સંકર થઈ જાય! ભગવાનની આજ્ઞાથી અગ્નિમાં દાહકતા છે. પાણીમાં શીતળતા છે. ભગવાન જો એમનું—અગ્નિ અને પાણીનું નિયમન કરવું મૂકી દે—ક્ષણભર માટે છોડે તો અગ્નિનું દાહકત્વ પાણીમાં પણ જઈ પડે પાણીની શીતળતા અગ્નિમાં પણ જઇ વસે કેમકે પછી નિયામક કોણ ? અને એવું થાય તો આખું જગત, એનાં તમામ તત્ત્વો પરસ્પર અથડાય. એ સંઘર્ષ જગત નાશક નીવડે ! આથી ભગવાન કહે છે કે હું જો કર્મ કરવું છોડી દઉં તો સંકર થાય ! અને આ બીચારી પ્રજા નાશ પામે ! આ શ્લોકોનો જે વાચ્યાર્થ છે તે સંસ્કૃત ટીકામાં આપ્યો છે. અને તે ત્યાંજ—પદાર્થમાંજ જોઈ લેવો. અહીં જે અર્થ આપ્યો છે તે ધ્વન્યાર્થ છે. અને આ ધ્વનિ સહૃદયને માટે વિચારતાં હજી વધારે—અનંતગણો ગૂઢ લાગશે. સમજાય એટલું લખાય થોડુંજ ! ॥ ૨૨-૨૩-૨૪ ॥

*सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।*
*कुर्याद् विद्वान् तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥*

હે ભારતવંશોદ્ભવ ! અવિદ્વાનો જેમ કર્મમાં આસકત થઇને કરે છે. તેવીજ રીતે લોકસંગ્રહ કરવાને ઇચ્છનાર વિદ્વાન અનાસકત થઇ કર્મ કરે. ॥ ૨૫ ॥

આમ આગલા ત્રણ શ્લોકમાં ભગવાને આત્મદૃષ્ટાન્તથી લોકસંગ્રહના સિદ્ધાન્તનું સમર્થન કર્યું. એના ઉપરથી એટલું ફલે છે કે જો પુરુષોત્તમ પરમાત્મા જાતે અતન્દ્રિત થઈ ને સ્વકર્તવ્યપરાયણ રહે છે તો પછી માણસને માટે તો અતન્દ્રિત થઈ સ્વકર્તવ્યપરાયણના રહેવું યાવજ્જીવ યથાશક્તિ ભક્તિપૂર્વક નિષ્કામભાવે સ્વકર્તવ્યમાં એકાગ્ર રહેવું એ વધારે સ્પષ્ટ છે। આથી માણસે-વિદ્વાન માણસે શું કરવું એ બાબતનો ભગવાન હવે નિર્ણય આપે છે. ભગવાન કહે છે કે હે ભારત! કર્મમાં આસક્તિવાળા અવિદ્વાનો જેમ કર્મ કરે છે તેમ લોકસંગ્રહની ઈચ્છાવાળો વિદ્વાન અસક્ત થઈને કર્મ કરે। અર્થાત્ વિદ્વાન અને અવિદ્વાન બન્નેએ કર્મ તો કરવાનાંજ, પણ બન્નેની કર્મ કરવાની રીતમાં ભેદ છે. આત્માના સ્વરૂપને યથાર્થ પણે ન જાણનાર માણસ અવિદ્વાન. તે આત્માના સ્વરૂપને ન ઓળખતો હોવાથી કર્મમાં આસક્ત રહે છે. એટલે કે કર્મમાં કર્તૃત્વ અને ભોક્તૃત્વની તેનામાં બુધ્ધિ રહે છે. આવો અનાત્મજ્ઞ આસક્ત માણસ કર્મને જેટલી તન્મયતાથી કરે તેટલીજ તન્મયતાથી વિદ્વાને પણ કર્મ કરવાના છે. અર્થાત્ અહીં માણસ આસક્તિ પૂર્વક જેટલા વ્હાલથી, જેટલી પ્રીતિથી, જેટલી આતુરતાથી, પોતાનાં કર્મોને આચરે તેટલાજ પ્રેમવ્હાલ આતુરતાથી વિદ્વાન માણસ પણ પોતાનાં કર્મોને કરે. ફેર કર્મ કરવાની રીતમાં છે. આત્માને જાણનાર વ્યક્તિ અનાસક્ત રહેશે. કેમકે તેને કર્મ ફળમાં પ્રાપ્તવ્ય બુધ્ધિ ન હશે. કર્મફલ કૃપણને માટે પ્રાર્થનીય છે એવો તેનો અનુભવ હશે. આત્મા પ્રાપ્તવ્યતમ છે. તે આત્મા જેને મળ્યો તેને કર્મલભ્ય પદાર્થો આકર્ષક નહિ રહે. છતાં યાવજ્જીવ કર્મતો છૂટતાં ન હોવાથી યદ્યપિ તેને આસક્તિ ન હશે છતાં આસક્તિવાળા જેટલાજ પ્રેમથી પ્રાપ્ત કર્તવ્ય કરવાનાંજ છે, એવી તેની આત્મ સમજ હશે. આથી તે અવિદ્વાનની માફકજ સ્વકર્મો કરશે. પણ મૂઢ માણસ કર્મમાં કર્તૃત્વ અને અને ભોક્તૃત્વથી પ્રેરાશે. આ માણસ-વિદ્વાન તેવી દૃષ્ટિથી નહિ પ્રેરાય. તે ઉપરાંત તેનામાં એક ગુણ વધારે છે. મૂઢ માણસ સ્વાર્થે કર્મ કરશે. આનો તો સ્વાર્થજ ભરાઈ ગયેલ છે એટલે હવે તે પ્રત્યેક કર્મ લોકાર્થે કરશે. અર્થાત્ તેનું જીવન પરગજુ હશે. લોક સંગ્રહ-લોકોપકાર એજ એના જીવનનું હવે એક ધ્યેય હશે. આમ વિદ્વાન માણસ અનાસક્ત હશે. અને છતાં કર્મ કરશે-પ્રેમથી કરશે. પણ તેના કર્મોનું ફલ જનતાને મળશે. અર્થાત્ જનતા-જનાર્દનની સેવા એજ તેના જીવનનું હવે પરમ લક્ષ્ય હશે. આમ વિદ્વાન અને અવિદ્વાન બન્નેએ ખૂબ-પ્રેમથી કર્તવ્ય કર્મ કરવાનાં છે. માટે હે અર્જુન! કર્મને તું લોકસંગ્રહ બુધ્ધિથી અનાસક્ત થઇ આત્મજ્ઞાન પૂર્વક કર. ॥ ૨૫ ॥

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयत् सर्वकर्माणि, विद्वान् युक्तः समाचरन् ॥ २६ ॥

આત્મવેત્તા પુરૂષ, કર્મમાં આસક્ત અજ્ઞાનીઓમાં બુધ્ધિભેદ ન જન્માવે યુક્ત થઇ સારી પેઠે બધાં કર્મોને આચરતો તે તેમની (અજ્ઞો) પાસે કરાવે. (અર્થાત્ તેમને પણ કર્મમાં જોડેલા રાખે.) ॥ ૨૬ ॥

હવે વિદ્વાનને માથે તે વિદ્વાન હોવાથીજ ભારે જોખમદારી રહેલી છે એમ વર્ણવે છે. વિદ્વાને જનના આચરણ દ્વારા જનનાને દોરવાની છે એટલે વિદ્વાનનું આચરણ કેવળ આદર્શ હોવું જોઇએ. નમુનેદાર હોવું જોઇએ કેમકે જ્ઞાનની કિંમત ભારે છે. આજ વાતને સ્પષ્ટ કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! આત્માને ન જાણનાર એવા, કર્મમાં આસક્તિવાળા લોકોનો બુધ્ધિભેદ વિદ્વાન ન જન્માવે. અને સમત્વયોગ યુક્ત થઈ સ્વકર્તવ્યને સારી પેઠે આચરતા એવા વિદ્વાને તો તેવા અજ્ઞ પુરુષો પાસે બધાં કર્મો પ્રેમ પૂર્વક કરાવવાં જોઇએ.

અર્થાત્ જેઓ અજ્ઞ એટલે આત્માને જાણતા નથી જેમને આત્માને લગતી સાચી સમજ નથી એવા મૂઢ પુરૂષો હોય–અને એવાં પુરૂષોથી મોટે ભાગે દુનિયા ભરેલી છે–તેવા મૂઢ પુરૂષોનો અને મૂઢ હોવાથીજ કર્મસંગી આત્માઓનો બુદ્ધિનો ભેદ વિદ્વાન ન જન્માવે. અર્થાત્ તેઓની આગળ વેદાંતની મોટી મોટી વાતો કરી તેમની કર્મને લગતી સમજને ભરમાવી ન મૂકે. આત્મા અકર્તા છે. અભોક્તા છે. માટે કર્મ ન કરવાં જોઇએ. કર્મ કરવામાં આત્મા પડે છે–એવી અનિ-વેદાંતી વાત કરી તેમની મતિને વિદ્વાને બ્હેકાવી ન મૂકવી જોઇએ. કેમકે આત્મજ્ઞાન જેને થશે તેને કર્મયોગને લગતી નીતરી સમજ એની મેળે આવશે. જેણે ખાધું હશે તેને તૃપ્તિ સ્વમવેદ્ય હોય છે. આતો બીચારા આત્માને જાણતા નથી. આત્માને જાણતા ન હોય અને છતાં સાચી રીતે અનાસક્ત હોય એ બનવું શક્ય નથી. આમ આત્માના યથાર્થ જ્ઞાનમાં કર્મસંગનો અભાવ થાય છે. આત્માને તો ઓળખતા નથી. આથી કર્મમાં તેવાઓની આસક્તિ સ્વાભાવિક છે. તો તેવા મૂઢ કર્મસંગી લોકોની આગળ આત્મજ્ઞ–અનાસક્ત માણસોના વર્તનનો ધડો મૂકવાથી તેઓ પોતાની ચાલ પણ વિસરી જાય! અને આત્મ-

ગુણોમાં વર્તે છે એમ સમજી હું કર્તા છું એમ સમજી આસક્તિ નહિ ધરે! દેહઇન્દ્રિયો મન બુદ્ધિ અહંકાર વિષયો વગેરે રૂપે પરિણામ પામેલા ત્રણ ગુણો એટલે ગુણો અને કર્મો એટલે દેહઇન્દ્રિયાદિ રૂપે પરિણામેલા ગુણોની પ્રવૃત્તિ. આ ગુણ અને કર્મના વિભાગના તત્ત્વનો જાણકાર એટલે કે દેહેન્દ્રિયાદિ રૂપે પરિણમેલા ગુણો પરસ્પર વિભક્ત છે. અર્થાત્ શરીર તે ઇન્દ્રિય નથી. ઇન્દ્રિય તે શરીર નથી. ઇન્દ્રિય અને શરીર યદ્યપિ ગુણનો પરિણામ છે છતાં પરસ્પર તે વ્યવહાર દશામાં એક નથી. વિભક્ત છે, તેમજ તેમના કર્મો પણ પરસ્પર વિભક્ત છે. આંખનુ કર્મ રૂપ છે. કાનનું કર્મ શબ્દ છે. આંખ અને કાન યદ્યપિ ગુણો છે. અને આથી ચિંતન દશાએ તેમા ફેર નથી પણ વ્યવહાર દશામાં તે બન્નેનાં કર્મો જુદાં જુદાં છે. આમ ગુણો અને કર્મના પરસ્પર વિભાગનુ જે તત્વ એટલે યથાર્થ સ્વરૂપ તે યથાર્થ સ્વરૂપનો જાણકાર માણસ જાણશે કે હું કર્તા નથી! કર્તા કર્મ સાધનરૂપે ત્રણ ગુણોજ છે. હું તો તે બધાનો સાક્ષીમાત્ર છુ. આથી તે પારકાના કર્તૃત્વને પોતાના ઉપર બીલકુલ ન વહોરે! તે સમજશે કે ગુણો ગુણોમાં પ્રવર્તે છે અર્થાત્ ગુણો એટલે ઇન્દ્રિયો ગુણોમાં એટલે કે તે તે ઈન્દ્રિયોના વિષયરૂપે પરિણામ પામેલા વિષયોમાં વર્તે છે એમ સાક્ષાત્ જાણીને તેવો આત્મવિદ્ માણસ 'હું કરુ છુ' એવી આસક્તિ રાખતો નથી! જ્યા તત્વજ્ઞાન–સાક્ષાત્ અનુભવાત્મક જ્ઞાન છે ત્યાં મોહવિષ્ઠ વર્તન ટકી શકતું નથી. આત્મવેત્તા માણસનું ઉપર બનાવ્યુ તેવું અબાધિત દર્શન હોય છે. આથી તેને માટે અનાસક્તિ એ કુદરતી છે. એટલે તે કરતો છતાં કરતો નથી. ભોગવતો છતાં ભોગવતો નથી. અને આટલો મૂઢ અને પ્રબુદ્ધમાં તફાવત છે એકમાં આસક્તિ છે. બીજામાં નથી. અને આસક્તિ અનાસક્તિની તો જીવન એ રમત છે! આસક્તિ જીવનને વલોવી નાખે છે. અનાસક્તિ મતિને હરેલી કરે છે. અને આ તફાવત વિદ્વાન અવિદ્વાન ઉભયને માટેની કસોટી છે! અર્થાત્ હે અર્જુન! ઉપરથી કશો તફાવત જેવો ન લાગે પણ અંદરથી તો એવો તફાવત છે કે એ તફાવત સામાન્ય માનવને તો સમજમાં પણ ન આવે. ॥ ૨૮ ॥

> प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
> तानकृत्स्नविदो मन्दान्, कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

પ્રકૃતિના ગુણોથી સંમોહિત થયેલાઓ ગુણના કર્મોમાં આસક્ત થાય છે તે આત્માને ન જાણનારા મંદ બુધ્ધિઓને આત્મવેત્તા ભ્રષ્ટ ન કરે. ॥ ૨૯ ॥

આગલા શ્લોકમાં તત્ત્વવેત્તા પુરૂષ ક્યારે આસક્ત થતો નથી. એ બતાવ્યું. તત્વજ્ઞ અને અતત્ત્વજ્ઞ વચ્ચેનો મનોજ્ઞ તફાવત સમજાવ્યો. એ ભેદ સમજાવી વળી દયામય ભગવાન અજ્ઞજનોની બુધ્ધિને સુજ્ઞ પુરૂષે ન ભમાવવી જોઇએ, એ સિધ્ધાંતને દૃઢ કરતાં કહે છે કે હે અર્જુન! પ્રકૃતિના ગુણોથી અત્યંત અવિવેકી એવા પુરૂષો ગુણોનાં કર્મમાં આસક્ત બને છે. તેવા અલ્પજ્ઞ અને મંદબુધ્ધિવાળાઓને સર્વજ્ઞ ન વિચલિત કરે અર્થાત્ પ્રકૃતિ એટલે માયા એ માયાના ગુણો એટલે સત્વ વગેરે ત્રણ. એ સત્વાદિ ત્રણ ગુણોના પરિણામ રૂપ દેહેન્દ્રિયો વગેરેથી સમોહ એટલે ગાઢ અવિવેકને પામેલા અર્થાત્ દેહ-ઇન્દ્રિય વગેરે રૂપે પરિણામ પામેલા ગુણોથી આત્માને ભિન્ન ન જાણતા હોઇ દેહાદિ વગેરેનેજ આત્મા માનતા એવા પુરૂષો ગુણોમાં આસક્ત થાય છે. અર્થાત્ દેહઇન્દ્રિયાદિરૂપે પરિણમેલા ગુણોના કર્મોમાં "અમે આમ કરીએ છે" વગેરે અહંતા મમતા બુધ્ધિને પામે છે આવા પુરૂષો બીચારા દયાને પાત્ર છે! તેવા અકૃત્સ્નવિદ્ મન્દોને, કૃત્સ્નવેત્તા પુરૂષે નં બ્હેકાવવા જોઇએ. કૃત્સ્ન એટલે પૂર્ણ. પૂર્ણ છે આત્મા. ન કૃત્સ્ન એટલે અકૃત્સ્ન અર્થાત્ અપૂર્ણ અર્થાત્ અપૂર્ણ એટલે આત્માથી ભિન્ન એવાં તમામ તત્વો અર્થાત્ અનાત્મા. આ અનાત્માને જે આત્મા જાણે છે તેઓ અકૃત્સ્નવેત્તાઓ છે. અર્થાત્ આત્માને ન જાણનારાઓ. તેઓ આત્માના પૂર્ણ સ્વરૂપને નથી જાણતા કેમકે તેઓ મંદ છે. એટલે કે શિથિલ વિવેક બુધ્ધિવાળા છે. તેમની વિવેક બુધ્ધિ ઢીલી છે! તો આવી ઢીલી વિવેક બુદ્ધિવાળા અને આથીજ દયાપાત્ર એવા તે આત્માને પૂરો ન જાણનારા, કર્મમાં આસક્તિવાળા પુરુષોને પરમાત્માને ખાતર પણ કૃત્સ્નવિત્ પુરૂષ ન વિચલિત કરે. અર્થાત્ આત્મવેત્તા માણસ એવા મન્દબુધ્ધિઓને આત્માને લગતી લાંબી ટુંકી વાતો કરી તેમને કર્મ માર્ગ ઉપરથી ભ્રષ્ટ ન કરે. પરતુ જાતે અનાસક્તિપૂર્વક વિહિત કર્મો કરે અને તેવાઓ પાસે કરાવે. જનતાને ઉંધે માર્ગે દોરવી એ ઇશ્વિરાપરાધ છે. આથી સુજ્ઞ પુરૂષ એવો અપરાધ ન કરે. આમ જ્ઞાનીને માથે મોટી જોખમદારી રહેલી છે! ॥૨૯॥

**मयि सर्वाणि कर्माणि, संन्यास्याध्यात्मचेतसा ।**
**निराशी र्निर्ममो भूत्वा, युध्यस्व विगतज्वरः ॥ ३० ॥**

બધાં કર્મોને નિષ્કપટ ભાવે–આત્મવિષયક ચિત્તથી મારામાં સમર્પી નિષ્કામ–નિર્મમ–સંતાપશૂન્ય થઈ ને તું યુદ્ધ કર ॥૩૦॥

આમ અત્યાર સુધી ભગવાને વિદ્વાન અને અવિદ્વાનની વાતો કરી. અર્જુન કહે છે કે હે ભગવન! જવા દો એ વિદ્વાન અવિદ્વાનની વાત. મારે હાલમા હવે શુ કરવુ એ બતાવોને ! આમ અર્જુનનુ મન જાણી ભગવાન આ આખાએ પ્રસગનો નિચોડ અર્થ આપતા પ્રાણીમાત્રને માટે જીવનયાત્રા કેમ વીતાવવી તેનુ વિધાન કરતા કહે છે કે હે અર્જુન! અધ્યાત્મચિત્તે સર્વકર્મોનો મારામા સન્યાસ કરી નિરાશી અને નિર્મમ બની વિગતસન્તાપ થઈ તુ યુધ્ધ કર.

અર્થાત્ અહિ ભગવાન અર્જુનને હવે શુ કરવું એની સમજણ આપે છે ભગવાન કહે છે કે હે અર્જુન તુ અધ્યાત્મચિત્તે મારામાં સર્વ કર્મોનો સન્યાસ કર. તુ નિરાશી એટલે કે નિષ્કામ થા. તુ નિર્મમ-એટલે મમતાશૂન્ય થા. તુ વિગતજ્વર એટલે ચાલ્યો ગયો છે તાપ જેનો એવો એટલે સંતાપ શિવાયનો અર્થાત્ સર્વથા શોકશૂન્ય બન અને આટલુ કરી યુધ્ધ કર.

અધ્યાત્મ એટલે આત્માને લગતું. આત્માને લગતાં ચિત્તવાળા થવુ એ પહેલી શરત છે પ્રત્યેક કર્મ કરતાં પહેલા માણુસે આત્મનિષ્ઠ મનવાળા બનવુ રહ્યુ. અર્થાત્ આત્માને લગતી સ્થિર સમજનો આશ્રય લેવો અર્થાત્ આત્મજ્ઞાનમા મનને ઝબોળવુ. ટુકમા નિષ્કપટભાવ કેળવવો. ખૂણેખાચરે જ્યાં જ્યાં ચોટ્ટાઈ રહી હોય ત્યાથી સમજપૂર્વક તે ચોટ્ટાઇને દૂર કરવી આત્માને લગતી સાચી સમજણ પડતા માણુસનામા ચોટ્ટાઈ કયાયે ન રહેશે આમ આત્મજ્ઞાનનિમ્ન મન થયુ એટલે તે નિરાશી થશે. અર્થાત્ આત્મજ્ઞાનનો પ્રભાવજ એવો છે કે તે માણુસને નિષ્કામ કરે છે જે નિષ્કામ થશે તે નિર્મમ પણુ થવાનોજ કેમકે કામનાને લીધે તો મમતા ઉભરે છે. જ્યાં આત્મજ્ઞાનથી કામના જ મટે ત્યા કામનાના અનિવાર્ય પરિણામરૂપ મમતા ન જન્મે આમ નિરાશી-નિષ્કામ તથા નિર્મમ થતાં માણુસને પરમાત્માને લગતું સાચું જ્ઞાન સ્ફુરે છે. પરમાત્માને લગતી સમજનો પ્રભાવ એ હશે કે કર્મમાત્રનુ તેવો માણુસ નિષ્કપટભાવે પરમાત્માને સમર્પણુ કરશે. માણુસ બેંકમાં રુપીઆ મુકવા જાય છે તે વખતે તેને ખબર હોય છે કે બેંક સધ્ધર છે. બેંક કદી દેવાળુ કાઢે એમ નથી. બેંકનો મૂળ માલિક વિશ્વાસને પાત્ર છે. સૌના ખાતાને એ સભાળે છે અને કદી અવિશ્વાસ કરવાને અવકાશ નથી વળી બેંકમાં મૂકેલા પૈસા ડૂબી તો નજ જાય. જ્યારે જોઇએ ત્યારે મળી શકે એમ છે. આથી બેંકમા માણુસ પોતાનુ ખાતું પડાવે સોનું રૂપુ

ત્યાં મૂકી આવે ઘરે આવીને નિગતે નિશ્ચિન્ત મને વસે તેના હૃદયમાં દગ-દગો કે વસવસો બિલકુલ નથી! તે શ્રધાથી વિશ્વાસથી બેકમાં પોતાનું ખાતુ વધારતોજ જાય! કેમકે તેને અવિશ્વાસ રાખવાનું કારણ નથી. બસ આજ રીતે માણસ પરમાત્માની બેકમાં, જાણતો હોય તો, તમામ કર્મરૂપી સુવર્ણ આદીને જમા કરાવે છે તેને ખબર છે કે લૌકિક બેક જો આટલી સહીસલામત છે તો વિશ્વભરની બેક તો કલ્પાન્તે પણ નાશ પામતી નથી આથી તેવો માણસ આ કર્મભૂમિમાં કર્મ રળે. રળી રળીને વિશ્વાસુ હૃદયે તે પરમાત્માના ચરણમાં તેને જમા કરે! પરમાત્મા તે બધાને સઘરી રાખી જરુર પડયે પોતાના પ્રેમી–વિશ્વાસુ ખાતેદારને વ્યાજ સહિત પાછુ આપે છે. વિશ્વાસ એજ મૂળ વસ્તુ છે! જેનામાં સમજ છે, વિશ્વાસ છે, વિશ્વતંત્રના ન્યાયીપણામાં અભંગ આસ્થા છે–કરેલુ કદી નિષ્ફળ નથી જતુ એવી દૃઢ સમજ છે તે માણસને માટે સર્વ કર્મનો પરમાત્મામાં સન્યાસ સુકર છે–જે પરમાત્માને જાણતો નથી, તેમના અગાધ મહિમાને ઓળખતો નથી, તેનામાં નીતરો વિશ્વાસ જન્મતો નથી તેનામાં ભક્તિ અંકુરિત થતી નથી. તેનામાં પ્રેમ ફરકતો પણ નથી પરિણામે તે સંશયગ્રસ્ત બને છે. અન્ન બને છે પ્રતિપળ આકુળ વ્યાકુળ થાય છે! છેવટે ખોવાઈ જાય છે. આથી ભગવાન અહીં દયાર્દ્ર બની મનુષ્યમાત્રે શું કરવું જોઈએ તેનો નિર્ણય આપે છે તેઓ કહે છે કે હે મનુષ્ય! તુ નિષ્કામ થા. નિર્મમ થા અને નિષ્કપટ ભાવે તારા તમામ કર્મો મને આપી દે. અને સર્વથા સતાપ શિવાયનો થઈ તારુ સ્વવર્ણોચિત લોક અને વેદ સંમત કર્મ કર ભગવાન જેવા અહીં મનુષ્ય પાસે માગે છે કે બધું મને આપ પણ મનુષ્ય પોતાની અકલ્પ્ય ક્ષુદ્રતાને લઇને કૃપણ થઈ જાય છે ભગવાનને કશુ આપવા તેની ઇચ્છાજ નથી થતી. અને એજ મહામાયાનો અચિન્ત્ય પ્રભાવ છે જેના ઉપર ઈશ્વરની કરુણા હોય તેનામાં આ કર્મફળત્યાગની નિષ્ઠા સિદ્ધ થાય આવો ધ્વનિ અહિં છે! ॥૩૦॥

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

જે મનુષ્યો આ મારા અનુશાસનને, શ્રધાળુ તથા અનસૂયુ થઈ સર્વદા આચરે છે–તેઓ પણ કર્મોવડે ત્યજાય છે ॥ ૩૧ ॥

આમ ભગવાને વિગતજ્વર થઇને સ્વકર્મ કરવા અર્જુનને કહ્યુ. ભગવાને જે માર્ગ બતાવ્યો છે તેનો મહિમા કેટલો છે તે બતાવતા કર્મયોગના

અદ્દભુત માહાત્મ્યનો નિર્દેશ કરે છે કે હે અર્જુન! તું એકલોજ નહી જે કોઈ મનુષ્યો શ્રધ્ધાવાળા હોઇને અને અદેખાઈ શિવાયના હોઇને મારા કર્મયોગને લગતા આ અનુશાસનનો હમેશાં અમલ કરે તે પણ કર્મોથી મુક્ત થાય છે!

અર્થાત્ આ શ્લોકમાં ભગવાન કર્મોના બન્ધનથી કોણ મુક્ત થાય તે બતાવે છે. ભગવાને ત્રણ ચાર શરતો અહીં મૂકી છે. પહેલી શરત તે શ્રધ્ધા. ભગવાનની કર્મયોગને લગતી સમજ જીવનમાં ઉતારતાં પહેલાં માણસ પામે શ્રધ્ધા એટલે 'છે-બુધ્ધિ'-ભગવાન જે કહે છે તે તેવુજ છે એમાં બીલકુલ-રતિભાર પણ સદેહ નથી એવી નીતરી 'છે બુધ્ધિ' એ માણસની પહેલી સંપત્તિ હોની જોઇએ. જેનામાં છે-જ નથી તે છેવટે નથીજ થઈ જાય છે. શ્રધ્ધાશૂન્ય માણસની રુચિપૂર્વક પ્રવૃત્તિજ ન થાય. આમ કર્મમાંથી છૂટવાને માટે નિષ્કામ કર્મયોગને ઉપાય તરીકે સ્વીકારનારાઓ શ્રધ્ધાવાન હોવા જોઇએ. શ્રધ્ધા તો માતા છે, કે જે યોગીનું પ્રતિપળ રક્ષણ કરે છે. બીજી શરત તેવા માણસો અદેખવા ન હોવા જોઇએ. અદેખાઈ એટલે ગુણોમાં દોષોને આરોપવાની બુધ્ધિ. કૃષ્ણ તે વળી કયે દિવસનો દ્રષ્ટા! અરે! ગોપીઓ સાથે વિહાર કરનાર-લોકોને ત્રાસ આપનાર-માખણચોર માણસ તે વળી જગદ્દગુરુ કેવી રીતે હોય-તે વળી કર્મયોગનો ઉપદેષ્ટા કોણ? આવી મતિ જેની હોય તે માણસ અદેખવો કહેવાય! જેની આ કર્મયોગના શાસક પ્રત્યે આવી દોષભરી દ્રષ્ટિ હોય તેણે કૃપા કરીને ગીતાજીને ન અડવું. અડશે તો ગીતાજીનું તો કાંઈ બગડવાનું નથી., પણ તે અડનારનેજ એમાંથી કશો ફાયદો ન મળે. આથી તેવાએ ગીતાના મનસ્પર્શથી પણ આઘે રહેવું એજ તેને માટે ઉત્તમ છે. ગીતાના કર્મયોગનો આદેશ પાળવા ઇચ્છનારાએ આ અસૂયા બુધ્ધિનો ત્યાગ કરવો ઘટે. આવા શ્રધ્ધામય અને અસૂયા શિવાયના જે માણસો હમેશાં ભગવાનના આ કર્મયોગને લગતા મતનું-અનુશાસનનું-આચરણ કરે છે તેઓ પણ કર્મોથી છૂટે છે! કર્મોથી છૂટવું એટલે કે આત્મા જાતિ અને દેશની ઉન્નતિના કારણરૂપ હિંસાત્મક કે અહિંસાત્મક સ્વવર્ણોચિત કર્મમાત્રનો તેને લેપ નહી લાગે. આમ કર્મબંધનમાંથી છૂટવાનો આ માત્ર એક ઉપાય છે કે શ્રધ્ધાથી વિના અસૂયાએ ભગવાનને ખાતર પોતાના આશ્રમ અને વર્ણને અનુકૂળ લોક અને વેદને સમત કર્મો યાવજજીવ કરવાં. ॥ ૩१ ॥

ये त्वेतदभ्यसूयन्तो, नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढाँस्तान्, विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

પરંતુ જે માનવો મારા આ અનુશાસનને, અદેખાઈ કરતા, અનુસરતા નથી તે બધાએ જ્ઞાનમાં બાલીશોને તું ખોવાયલા અને અલ્પબુધ્ધિવાળા જાણ. ॥ ૩૨ ॥

હવે જે માણસો આ ગુણથી ભરેલા કર્મયોગને દોષથી ભરેલી નજરે જુવે છે અને તેનું આચરણ નથી કરી શકતા તેમનું શું થાય છે તે બતાવે છે. જે માણસો અસૂયાવાળા હોઇને આ મારા અનુશાસનનો અમલ કરતા નથી તેવા સર્વજ્ઞાનમાં જેમની મત મરી ગઈ છે એવા લગભગ જીવનમાં ખોવાઇ ગયેલા માણસોને તું અલ્પબુધ્ધિ જાણ.

અર્થાત્ કર્મયોગના અને તેના ઉપદેશક કૃષ્ણ પરમાત્માના ગુણમાં જેઓની દોષબુદ્ધિ છે તેઓ અસૂયાવાળા છે. આવા અસૂયાવાળા લોકો નિષ્કામ કર્મયોગને અમલ કરી શકતા નથી. તેવાઓ બીચારા દયાને પાત્ર છે. કેમકે તેઓ સર્વ વિષયને લગતા જ્ઞાનમાં વિમૂઢ છે. તેમનું જ્ઞાન દોષવિધ્ધ છે. અને જેમની સમજજ દોષયુકત છે તેમને તો આપણે શું કહીએ કે તેમને શું કરીએ ! એવા માણસો નષ્ટ છે. નષ્ટ એટલે ખોવાઈ ગયેલા છે. અર્થાત્ આ ભવાટવિમાં તેઓને રસ્તો ન મળેલો હોવાથી અટવાઈ રહેલા છે. ભુલભુલામણીમાં સપડાયેલા છે. હે અર્જુન ! તેવા નષ્ટાત્માઓને તું અલ્પચેતા=સંકુચિત બુદ્ધિવાળા જાણ. તેવાઓની બુદ્ધિ ઉદાર નથી. અને જગતનોં સર્વજ્ઞાન વિમૂઢ હોવું–નષ્ટ હોવું–અલ્પબુધ્ધિ હોવું એ શોભાસ્પદ કયાં છે ? ભગવાન અહીં એવા નષ્ટાત્માઓ ઉપર ,દયાથી ઉભરાઈ જઈ તેમને મીઠો અને છતાંએ જાગૃત કરી નાંખે એવો ઠપકો આપે છે. આ તીખો મીઠો ઠપકો પણ જેને જાગૃત ન કરે–તેની જાડી ચામડીને વર્ણવવા તો ભાષા પણ શબ્દ–રંક છે ! માટે હે અર્જુન ! હે મનુષ્ય ! શ્રધ્ધાભકિતપૂર્વક અનસૂયુ બની કર્મયોગનું આચરણ કર ॥ ૩૨ ॥

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि, निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

વિદ્વાન પણ પોતાની પ્રકૃતિને અનુરૂપ ચેષ્ટા કરે છે. પ્રાણીઓ સ્વભાવ તરફ જાય છે. તો રૂકાવટ શું કરશે ? ॥ ૩૩ ॥

આમ આગલા બે શ્લોકોમાં મનુષ્યોમાં ભગવાનના મતને વિષે બે ભેદો બતાવ્યા. કેટલાક એ મતને અનુસરે છે. અને કેટલાક અનુસરતા નથી અર્જુન જાણવા માંગે છે કે હે ભગવન્! બધાએ જ્યારે માણસજ છે તો પછી માણસ માણસમાં આ ભેદની વિચિત્રતા કેમ જોવામાં આવે છે? આ મત-ભેદ, આચારભેદ કયાં કારણે થાય છે? ભગવાન કહે છે કે હે અર્જુન! આ મતભેદ અને તેને લીધે જન્મતો આચારભેદ પ્રકૃતિને લીધે થાય છે. આમ પ્રકૃતિની પ્રબલતાને વર્ણવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જ્ઞાનવાન મનુષ્ય પણ પોતાની પ્રકૃતિને અનુરૂપ ચેષ્ટા કરે છે. જ્ઞાની અજ્ઞાની પ્રાણીમાત્ર પોતાની પ્રકૃતિએ જાય છે. તેમાં નિગ્રહ શું કરશે?

અહીં પ્રકૃતિ એટલે સ્વભાવ એટલે કે જન્મ જન્માન્તરમાં કમાયેલો તથા માતાપિતાના રજ અને વીર્યથી આવેલો, અનેક પ્રકારના સંસ્કારોવાળો, શરીર ઈન્દ્રિય મન રૂપે પરિણમેલો જે સ્વભાવ તે સ્વભાવ એટલે પ્રકૃતિ. પ્રત્યેક, પ્રાણી પોતપોતાની પ્રકૃતિને લઇને જન્મે છે. આપણામાં કહેવત છે કે માબાપ જન્મદાતા છે. કર્મદાતા નથી. આથીજ એકજ માબાપના જુદા જુદા પુત્રો જુદા જુદા સ્વભાવવાળા જોવામાં આવે છે. અર્થાત્ અનેક જન્મોમાં માણસે જાતે રચેલાં જે કર્મો તે કર્મોનાં દ્રઢ સસ્કારો એ ચાલુ જીવનમાં એના સ્વભાવને નક્કી કરે છે. એના જીવનના બ્હેણને નિશ્ચિત કરે છે અર્થાત્ સારાનરસા રૂઢ થઈ ગયેલા અને જીવનની દિશાના નિર્ણાયક એવા જે અક્રર સંસ્કારો એટલે સ્વભાવ. આ સ્વભાવ દુરતિક્રમ હોય છે. છેવટે આવીને પણ એ ખડો થાય છે. આ સ્વભાવનેજ આપણે તદ્દન તળ-પદી ભાષામાં સારી નરસી ટેવોને સમૂહ કહીએ. અને માણસનું આખું જીવન એટલેજ સારી નરસી ટેવોનો સરવાળો હોય છે! આ ટેવોનું માણસ ઉપર અજબ પ્રભુત્વ હોય છે. અને ભગવાન અહીં એ ટેવોની કુલ અસર તેનેજ પ્રકૃતિ શબ્દથી કહેવા માંગે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! વિદ્વાન માણસ પણ પોતાની ટેવને અનુરૂપજ વર્તે છે તો પછી બીચારા અવિદ્વાનની તો વાતજ શી? અર્થાત્ પરોક્ષજ્ઞાન પ્રકૃતિને મહાત કરવામાં નિષ્ફળ નીવડે છે. તો પછી જેમને શાસ્ત્રોનું પરોક્ષજ્ઞાન પણ નથી તેવાઓની તો વાતજ શી? તેવાઓ જો અશ્રધ્ધાળુ થાય-અસૂયાવાળા થાય અને મે બનાવેલા નિષ્કામ કર્મયોગનું આચરણ ન કરે તો તેમાં નવાઈ જેવી નથી. કેમકે પ્રાણીમાત્ર પોતાની જાત ઉપર જાય છે. સ્વભાવ આગળ પરવશ બની જાય છે! તો પછી જ્યાં માણસને સ્વભાવને પ્રેરાઇને વર્તવું રહ્યું ત્યાં 'નિગ્રહ'—'નકાર' શું કરી શકે?

અર્થાત્ શાસ્ત્ર ભલેને ખૂમ મારતું રહે કે હે મનુષ્યો! તમો સકામ કર્મ ન કરો. મહાત્માઓ ભલેને અરણ્ય રુદન કરતા રહે કે હે મનુષ્યો! તમો અમુક ન કરો. તે શાસ્ત્ર કે સંતોની નિષેધાત્મક વાણીને કોણ સાભળે? આજ વાત ભગવાન 'નિગ્રહ શું કરશે એટલામાં કહેવા માંગે છે. અર્થાત્ શાસ્ત્ર કે સંતોનો નકારરૂપી નિગ્રહ પ્રાણીઓને સ્વભાવ પરવશ થતાં વારી શકે એમ નથી. અને આથીજ પ્રાણી પ્રાણીએ પ્રકૃતિભેદ હોઈ પ્રવૃત્તિભેદ છે–મતભેદ છે! ॥ ૩૩ ॥

> इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वैषौ व्यवस्थितौ ।
> तयोर्न वशमागच्छेत्, तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥

જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયના પોતપોતાના વિષયોમાં, રાગદ્વેષ વિશિષ્ટ રીતે અંદર ખૂચીને રહેલા છે. તે એના વશમાં ન આવે. કેમકે તે બે આના શત્રુઓ છે. ॥ ૩૪ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને સ્વભાવની પ્રબલતા બતાવી. જ્ઞાની અજ્ઞાની પ્રાણીમાત્ર પોતાના સ્વભાવ ઉપર જાય છે આથી સ્વભાવના આકર્ષણ આગળ શાસ્ત્ર કે સંતનો નિષેધરૂપી નિગ્રહ નિષ્ફળ નીવડે છે. આમ જ્યારે છે ત્યારે પ્રશ્ન થાય છે કે પ્રાણીમાત્ર પ્રકૃતિપરવશ છે તો પછી પુરુષાર્થને માટે ક્યાંયે અવકાશજ નથી! અને જ્યારે પુરુષાર્થને માટે વિવર નથી તો સતત પુરુષાર્થનું એકસૂરે વિધાન કરનારાં શાસ્ત્રોનો ઉપદેશજ વ્યર્થ જાય! શાસ્ત્રો માણસને પુરુષાર્થ કરવાનો આદેશ કરે છે. પ્રકૃતિપરતન્ત્રતા પુરુષાર્થને વાંઝીઓ કરી મૂકે છે. તો પછી શાસ્ત્રોનો ઉપદેશ વ્યર્થ ન ઠરે? કેમકે શાસ્ત્રો કોને ઉપદેશે? જેને માટે શાસ્ત્રોનાં "અમુક કરો, અમુક ન કરો" એવાં વિધિયાત્મક કે નિષેધાત્મક વાક્યો છે તે તો પોતાના પુરુષાર્થમાં પાંગળો છે! તો પછી શાસ્ત્રો કોને માટે સાર્થક ગણાય? અને શાસ્ત્રોપદેશ જ્યારે વ્યર્થ થાય તો પછી શાસ્ત્રોને રચનારા ઇશ્વિરાદિનુ શાસ્ત્રરચન કરવામાં ઉન્મત્તપણુંજ ગણાય માટે હે ભગવન્! આપે સ્વભાવનું પ્રાબલ્ય બતાવી પુરુષાર્થને તો ગૌણજ બનાવી મૂક્યો આનો શો જવાબ છે! આવો પ્રશ્ન થતાં ભગવાન કહે છે કે હે અર્જુન! ઇન્દ્રિયોના અર્થોમાં રાગ અને દ્વેષ ખાસ કરીને રહેલા છે. તે બેની–રાગદ્વેષની છાયામાં–કાન્તિમાં–અધીનતામાં માણસ ન જાય! કેમકે તે બે રાગદ્વેષ આના વેરીઓ છે! અર્થાત્ પ્રત્યેક જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયના વિષયમાં રાગ અને દ્વેષ નિયામ કરીને

રહેલા છે. એટલે કે શબ્દ-સ્પર્શ-રૂપ-રસ-ગન્ધ-એવા-કાન-ચામડી-આંખ-જીભ અને નાકરૂપી પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયમાં-તથા વચન-આદાન-વિહરણ મલમૂત્રોત્સર્ગ-અને સભોગજન્ય આનન્દરૂપી વિષયોમાં વાણી-હાથ-પગ-પાયુ અને ઉપસ્થરૂપી પાંચ કર્મેન્દ્રિયોના વિષયમાં રાગદ્વેષ રહેલા છે. એટલે કે એ વિષયોમાં જે ગમતા તેને માટે અભિલાષા-અને ન ગમતા હોય તેને માટે ચીઢ-અર્થાત્ કામ અને ક્રોધ રહે છે. એ રાગદ્વેષને અધીન માણસ ન બને. કેમકે એ રાગદ્વેષ એના પરિપન્થી એટલે ઉલટે રસ્તે દોરનારા એટલે કે વેરી છે।

અર્થાત્ ભગવાન કહે છે કે હે અર્જુન! સ્વભાવ-પ્રકૃતિ પુરૂષને ઈન્દ્રિયોના શબ્દાદિ વિષયોમાં પ્રવર્તાવે છે અને શાસ્ત્ર એમ ઉપદેશે છે કે હે મનુષ્ય! ઈન્દ્રિયના પ્રત્યેક વિષયમાં રાગદ્વેષ વસેલા છે. માટે વિષયોનો ઉપભોગ કરતી વેળા તારે તે રાગદ્વેષને અધીન થઇને ન વર્તવું. વિષયોમાં વર્તવાની ક્રિયા છે અને જે ક્રિયા પોતાના પ્રયત્ને સાધ્ય છે તેમાં પુરૂષ સદા સ્વતંત્ર છે. પ્રતિ વિષયમાં રહેલા રાગદ્વેષને અધીન થઈ વિષયોને ભોગવવા કે તેમને અધીન ન બની તેમને તટસ્થપણે ભોગવવા-એ બાબતમાં પુરુષને કોઈ રોકનાર નથી. અને અહીંજ પુરૂષાર્થને અવકાશ છે. ભોગ ભોગવવાના જ્યારે ઠર્યાજ છે ત્યારે તે ભોગવેજ છૂટકો છે. પણ તેમને એવી રીતે ભોગવવા કે જેથી પુરૂષ ભોગમાં ફસાઈ ન પડે. ભોગમાં ફસાય ત્યારે જો રાગદ્વેષથી પ્રેરાઇને તે વિષયોપભોગ કરે। પરંતુ રાગદ્વેષને અધીન થવું અગર ન થવું તે પુરૂષના હાથની વાત છે। આમ જે વાત આપણા હાથની છે તેમાં આપણે સ્વતંત્ર છીએ. અને આથીજ વિનારાગદ્વેષે આપણે વિષયોનો ઉપભોગ કરવો રહ્યો. અને શાસ્ત્રો પણ માણુસને એમજ ઉપદેશે છે કે પ્રતિ વિષયમાં રહેલા રાગદ્વેષને અધીન થઈ ન પ્રવર્તે. આમ યદ્યપિ સ્વભાવ માણુસને વિષયોમાં પ્રવર્તાવે છે છતાં વિષયોમાં માણસ વિના રાગદ્વેષે પ્રવર્તે તો તેને વિષયો બંધનકર્તા ન નીવડે. આમ શાસ્ત્રોનો ઉપદેશ વ્યર્થ નથી! માટે હે અર્જુન! રાગદ્વેષને વશ થઇ તું પ્રવૃત્તિ ન કર. વિનારાગદ્વેષે દુનિયામાં વર્તન રાખ! ॥ ૩૪ ॥

> श्रेयान् स्वधर्मो विगुणः, परधर्मात् स्वनुष्ठितात् ।
> स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः ॥ ३५ ॥

આચરવામાં કઠણુ છતાં પણ સ્વધર્મ, આચરવામાં સહેલા પરધર્મથી વધારે વખાણુવા લાયક છે સ્વધર્મમાં મરણુ શ્રેષ્ઠ છે. પરધર્મ ભયજનક છે. ॥ ૩૫ ॥

આમ માણસ માત્રે પ્રવૃત્તિમાત્ર વિના રાગદ્વેષે કરવી એમાં એનો પુરુષાર્થ છે એમ ભગવાને બતાવ્યું. અર્થાત્ "ગમતી ન ગમતી" એવી મનોદશા શિવાય જગતમાં વર્તવાનું છે એમ ભગવાને સિધ્ધ કર્યું. આમ સ્વભાવ જ્યારે માણસને પ્રવર્તાવેજ છે અને માણસે જ્યારે પ્રવર્તવાનુંજ છે ત્યારે માણસે પોતાના સ્વભાવનિર્ણીત કર્મોજ વિના રાગદ્વેષે કેમ નહિ કરવાં? જે માણસનો જેવો કુદરતી સ્વભાવ તેવા માણસને તેવા સ્વભાવને અનુકૂળ કર્મો કરવામાંજ ફાયદો છે. કેમકે કુદરતી રીતે તે પોતાના સ્વભાવને અનુસરે છે. બ્રાહ્મણ સ્વભાવ કુદરતી રીતે વિદ્યાપ્રેમી હોય. એ બ્રાહ્મણ જો પોતાના સ્વભાવથી નિર્ણીત થયેલાં કર્મો કરતા બીજાં-સ્વભાવ પ્રતિકૂળ કર્મો આચરે તો તેના જીવનમાં ચેન નહિ ભોગવે. કેમકે સ્વભાવની પ્રતિકૂળ જવું મહા મુશ્કેલ છે. અને કર્મો તો ગમે તે હોય રાગદ્વેષ શિવાયજ કરવાનાં છે. તો જો કર્મેજ છૂટકો છે તો તેવાં કર્મો વધારે યોગ્ય કે જે માણસને કુદરતી રીતે પ્રાપ્ત હોય. આજ વાતનો ઉલ્લેખ કરતા ભગવાન કહે છે હે અર્જુન! સારી પેઠે આચરેલા પારકાનાં કર્મો કરતાં વિગુણ સ્વધર્મ વધારે વખાણવા લાયક છે. સ્વધર્મમાં મરણ વધારે સ્તુત્ય છે. પરધર્મ ભયને લાવનાર છે.

અર્જુનને ભગવાન કહે છે કે હે અર્જુન! પ્રાણીમાત્રને સ્વભાવ પ્રવર્તાવે છે. અને પ્રાણીમાત્રે રાગદ્વેષ શિવાય પ્રવર્તવાનું છે એટલુ તને સમજાયું હશે. જ્યારે વર્તવાનુંજ ઠર્યું અને તે પણ વિના રાગદ્વેષે તો પછી પરધર્મમા શાને વર્તવું? ક્ષત્રિયે બ્રાહ્મણ ધર્મનુ આચરણ શાને કરવું? ક્ષત્રિય જો ક્ષત્રિયનો સ્વધર્મ છોડી સન્યાસીનો ધર્મ સ્વીકારે અને ને તેને આચરણની દૃષ્ટિએ કનેશદાયી ન લાગે, તો પણ તે તેને માટે યોગ્ય નથી! પરધર્મ કરતાં સ્વધર્મ આચરણની દૃષ્ટિએ સહેલો ન હોય તો પણ વધારે સારો છે. કેમકે સૌને સ્વભાવનુકૂલ થવુંજ પડે છે એવો નિયમ છે સૌને પોતાનો ધર્મ સ્વભાવઅનુકૂળ હોય છે. સ્વભાવ છેવટે જીતે છે. પરધમ-પારકાનું કર્મ શરુઆતમાં તો સહેલુ લાગી માણસને ભરમાવી મૂકે. પણ અંતમાં જેનો જે સ્વભાવ નથી તેને તે વફાદાર રહી શકતો નથી! આથી છેવટે તેનો પરાજય થાય છે. સ્વધર્મનું આચરણ કદાચ શરૂઆતમાં સહેલું ન લાગે પણ છેવટે માણસના સ્વભાવમાં તે રૂઢ થયેલું હોઈ તેનો વિજય કરાવે છે આથી સારી પેરે આચરાયેલા પરધર્મ કરતાં તો કઠિનતાથી આચરાતો સ્વધર્મ વધારે પ્રશસ્ત છે! વળી સ્વધર્મ કે પરધર્મ બન્નેના આચરણમાં માણસે રાગદ્વેષ શિવાય વર્તવાનું છે.

રાગદ્વેષ તો મુખ્ય હતા! એ રાગદ્વેષની જ્યાં શૂન્યતા હોય ત્યાં પરધર્મ માટે દુરાગ્રહ ન હોય! ભલા! હાથી આખો વેચાય પછી ત્રણ આનાના અંકુશ માટે કોણ વિવાદ કરે! આમ રાગદ્વેષ શિવાય વર્તવાનુ હોઈ સ્વભાવને વધારે અનુકૂળ હોઈ પરધર્મના સ્હેલાં આચરણથી પણ સ્વધર્મનું કપરું આચરણ માણસને માટે વધારે વખાણવા લાયક છે! સ્વધર્મનું આચરણ કરતાં માણસ મરે તે વધારે પ્રશંસા પાત્ર છે. કેમકે તેજ તેને માટે યાવજ્જીવ વધારે યોગ્ય છે. જ્યારે પરધર્મનુ આચરણ ભયને આણે છે. અર્થાત સ્વધર્મનુ આચરણ માણસને માટે સહજ હોઈ તેને માટે કલ્યાણ આણે છે. પારકાના ધર્મનો સ્વીકાર તેના માનસને અનુકૂલ ન હોઇ—અને પ્રતિકૂલ હોવાથી છેવટે તેને પાયમાલ કરે!

અર્થાત્ મનુષ્યમાત્રે પોતપોતાનાં કર્તવ્યકર્મમાં રાતદિવસ મંડયા રહેવું જોઈએ. પોતાના કર્તવ્યમાં આચરણની દૃષ્ટિએ કઠિનતા હોય તોપણ તેનાથી ડરી ન જવું. કેમકે કર્તવ્યપાલનથી વખત જતાં જે કઠિન હોય તેપણ સ્હેલું થઈ જાય છે. જો દરેક પોતપોતાનું કર્મ છોડી એક બીજાનું કર્મ કરતા થઈ જાય તો એકેનું ભદ્ર ન થાય! બ્રાહ્મણ પ્રવચનાદિ સ્વધર્મને છોડી જોડા બનાવવા બેસે—અને જોડા બનાવનાર જોડા બનાવવાનો સ્વધર્મ છોડી વેદવિદ્યાનો અભ્યાસ કરવા મંડી પડે તો તે બંને એમાં ભૂલ ખાય છે. જોડા બ્રાહ્મણ ધારે તો બનાવી શકે અને તે કદાચ સ્હેલાઈથી પણ બનાવી શકે અને મોચી ધારે તો વેદવિદ્વાન થઈ શકે અને કદાચ સ્હેલાઈથી થઇ શકે—પણ તે બંનેને એક બીજાના ધર્મનો સ્વીકાર સ્વમાનસાનુકૂલ નથી! આથી શરૂઆતમાં તે બન્નેને પરધર્મના આચારમાં મઝા લાગશે પણ અંતે તે બન્ને કંટાળશે. અને એક બીજાના ધર્મને નિંદશે હવે કર્મના તરફ તો જોવાનુંજ નથી. વેદાધ્યયન એ ઉચું કર્મ છે, અને જોડા બનાવવા એ નીચું કર્મ છે એવું કશું નથી! બન્ને કર્મો ઉચ્ચ છે. જો બન્નેને કરનારને કર્મ કેમ કરવાં એનું ભાન હોય તો! અર્થાત્ કર્મની પાછળ જે પ્રેરક ભાવના છે તેનું મૂલ્ય છે. એકલા કર્મનું તો બહુ અલ્પ મૂલ્ય છે! જ્યારે પ્રત્યેક કર્મનું કેવળ મૂલ્ય નથી અને તેની પાછળની ભાવનાનુંજ મૂલ્ય છે તોપછી સુકરતા અને દુષ્કરતાનો ખ્યાલ બેહુદો છે! પોતાના કુદરતી સ્વભાવને અનુકૂલ લોક અને શાસ્ત્ર સંમ્મત એવાં જે સ્વધર્મરૂપ કર્તવ્યો તેનેજ માણસે વિનારાગદ્વેષે કરવાનાં છે અને આથીજ ભગવાન કર્મજન્ય વિષમતાનો ખ્યાલ અહીં દૂર કરે છે સ્વધર્મ કે પરધર્મમાં તો કાંઈ નથી. એની આચરણ શૈલીમાં બધુ છે. તો

જેને આચરતાં આવડયુ તે સમજશે કે મારો ધર્મજ મારે આચરવો રહ્યો. અને તેવો માણસ યાવજ્જીવ સ્વધર્મમા રહેશે. તે મરતા મરતાં પણ સ્વધર્મજ આચરશે અને સ્વધર્મના યથાર્થ રીતે આચરણથી શ્રેય પામશે જ્યારે પરધર્મનુ આચરણ તેને માટે દુર્ગતિરૂપી ભયને અંતે લાવશે.આજની આપણી સામાજીક વિષમ પરિસ્થિતિનુ મૂલ પરધર્મના આચરણમા છે. દરેકને પોતાના ધર્મ શિવાયનો બીજાનો ધર્મ સારો લાગે છે અને તેની પાછળ પડે છે. કાગડો હંસની ચાલ ચાલી શકતો ન હોય અને પોતાની પણ ભૂલે તેવી લગભગ સૌની આજે સ્થિતિ છે. અને પરધર્મના સમાજવ્યાપી આચરણને લીધે આજે આપણી સ્થિતિ ભયાનક છે! ॥ ૩૫ ॥

अर्जुन उवाचः- અર્જુન બોલ્યાઃ-

अथ केन प्रयुक्तोऽयं, पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय!, बलादिव नियोजितः ॥ ३६ ॥

હે વાર્ષ્ણેય! કોના વડે પ્રેરાયેલો અનિચ્છાએ પણ જાણે બળજોરીથી ખૂબ જોડાયેલો એમ આ પુરૂષ પાપજનક કર્મ કરે છે! ॥ ૩૬ ॥

સ્વધર્મનુ આચરણ પ્રશસ્ત છે અને પરધર્મનું આચરણ ભયાનક છે એમ ચિત્તશાસ્ત્રના નિયમાનુસાર ભગવાને સિધ્ધ કર્યું. આ ઠેકાણે અર્જુને એક પ્રશ્ન ઉઠાવ્યો અને તે પ્રશ્ન માણસમાત્રની સનાતન વેદનાનો પ્રશ્ન છે પુણ્ય કરવાની સૌની ઇચ્છા છે. પણ પાપ શિવાય સૌથી કાંઇ બીજુ થતુ નથી! પુણ્ય કરવાની ઇચ્છા તો થાય છતા પાપ શિવાય બીજુ કશું થતુ નથી એ એક અજબ કોયડો છે. કયા કારણે માણસ અનિચ્છા છતા પાપનુંજ આચરણ કરે છે એવો અર્જુન પ્રશ્ન કરે છે. આ પ્રશ્ન સનાતન છે. સૌને મૂઝવે છે. અર્જુન પૂછે છે કે હે ભગવન્! કોનાથી પ્રેરાયનો હોઇને આ માણસ ન ઇચ્છતો છતા એ જાણે બલાત્કારે પાપ આચરે છે? માણસ પાપ આચરવા ઇચ્છતો નથી. કેમકે તેને ખબર છે કે પાપાચારમાંથી વિનાશ જન્મે છે અહિત ઉદ્ભવે છે. આમ જો કે માણસ પાપ કરવા ઇચ્છતો નથી છતાં તેનાથી પાપ પ્રવૃત્તિ છોડાતી પણ નથી. પાપ કરવામાં જાણે કોઇ તેને બળાત્કારે પ્રવર્તાવે છે! રાજાનુ અનુલ્લંઘ્ય શાસન જેમ નોકરને પ્રવર્તાવે તેમ કોઇકની એવી સાર્વભૌમ સત્તા હોવી જોઇએ જેની આજ્ઞાથી માણસ લાચાર થઇ પાપજ કરે! હે ભગવાન! પાપ ન ઇચ્છતો છતા જાણે બલાત્કારે કોનાથી પ્રેરાઇને માણસ પાપ કરે છે તે કહો. અર્થાત્ પાપનો પ્રેરક કોણ છે? પાપમાં પ્રેરણા

કરનારની જો ઓળખ મળે તો તેને શોધી કઢાય અને શોધી કાઢી તેનો અંત આણી શકાય અને જો પાપ પ્રેરકનો અંત આવે તો માણસનું પુણ્ય તરફ વલણ થાય અને પુણ્ય તરફ વલણ થતા પુણ્યનું આચરણ થાય. અને આચરેલ પુણ્યના ફળે તેનું હિત થાય! આવો પ્રશ્નની પાછળ હેતુ છે!॥૩૬॥

શ્રી ભગવાનુવાચઃ- શ્રી ભગવાન બોલ્યા:-

काम एष क्रोध एष, रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा, विद्धयेनमिह वैरिणम् ॥ ३७ ॥

રજોગુણનો જાયો, મહા ખાઉધર, મહાપાપી એવો એ કામ છે-એ ક્રોધ છે. આ સંસારમાં એને વેરી જાણ ॥ ૩૭ ॥

આગલા શ્લોકમા અર્જુને પૂછ્યુ કે હે ભગવન! અનિચ્છા એ પણ જાણે બલાત્કારે પુરૂષ પાપમા પ્રેરાય છે. તો એ પાપમા પ્રેરક કોણ છે! અર્જુનનો પ્રશ્ન જેમ સનાતન છે તેમ ભગવાનનો ઉત્તર પણ સનાતન છે! અર્જુનના આ પ્રશ્નનો ભગવાન જવાબ વાળતા કહે છે કે હે અર્જુન! પાપાચારમા બલાત્કારે માણસને પ્રેરનાર આ કામ છે-પ્રતિવિષયમા રહેલો રાગ છે! એ ક્રોધ છે શરીર ઇન્દ્રિયરૂપે પરિણમેલી પ્રકૃતિના રજોગુણમાથી જન્મ પામેલો છે એ મહા ખાઉધર છે મહા પાપી છે આ સસારમા એને તુ વેરી જાણ! માણસને બલાત્કારે-તેની ઇચ્છા નહી છતાં કામ પાપમા પ્રેરે છે પ્રતિવિષયમા રહેલા રાગને લીધે માણસ વિવેક ચૂકી જાય છે. અને ન કરવા જેવુ કરવામા મગ્ન થઈ જાય છે. રાગ એ માણસનો મહાવેરી છે. ભગવાન કહે છે કે કામ-રાગ માણસની પાસે પાપ કરાવે છે એ કામજ ક્રોધ રૂપે પરિણમે છે. ઇચ્છા પૂરી થતા કામ તોષાય છે. સજોગવશાત્ માણસની ઇચ્છાનો જો કોઇ વખતે ભગ થાય તો-કામને કોઈ હણે તો તેજ વખતે તેજ કામ-રાગ-ઇચ્છા ક્રોધના સ્વરૂપે હાજર થઇ જાય છે આમ કામજ ક્રોધનુ રૂપ લઈ લે છે. કામ એ પ્રકૃતિ છે અને ક્રોધ એ વિકૃતિ-વિકાર છે. અને કાર્યથી કારણ જુદુ નથી એટલે ભગવાન કહે છે તે યોગ્યજ છે કે એ કામ છે-એ ક્રોધ છે. અર્થાત્ કામ અને ક્રોધ માણસની પાસે બલાત્ પાપાચરણ કરાવે છે એ કામ શાથી જન્મે છે? ભગવાન કહે છે કે પ્રકૃતિના રજોગુણનો કામ એ ચિરંજીવી છે. શરીર અને ઇન્દ્રિયો રૂપે પ્રકૃતિ પરિણામ પામી છે એ શરીર ઇન્દ્રિય રૂપે પરિણમેલી પ્રકૃતિનો જે રજોગુણનો અંશ છે એ રજોગુણમાંથી કામ જન્મે છે. અર્થાત્ રજોગુણની માણસનામા

જ્યારે પ્રબળતા હોય છે ત્યારેજ માણસ કામી અને કામનાનો ભંગ થતા ક્રોધી થાય છે, વળી આ કામ સ્વરૂપે કેવો છે? મહાશન. મહાશન-એટલે અત્યંત ખાઉધર ખાય ખાય અને ભૂખ્યોને ભૂખ્યો! સંસારના અતિપ્રાચીન કાળથી માંડી આજ સુધી કોઇનો કામતૃપ્ત થયો હોય એમ જાણ્યુ નથી! કામ સદા અતૃપ્ત રહે છે! આથી ભગવાન એને મહાશન-અતિખાઉધર કહે છે. કેમકે તેનું પેટ કદી ભરાતુ નથી. આખી દુનીઆના તમામ પદાર્થોને એક કોળીઆમા એ ગળી જાય અને છતા ભૂખ્યોજ રહે એવુ એનુ અતુલ બળ છે! વળી એ મહાપાપી છે એટલે કે એને લીધે માણસ ન કલ્પી શકાય એવા ભયંકરમા ભયંકર પાપો કરે છે. કામજ ક્રોધરૂપે પરિણમે છે. અને ક્રોધ રૂપે પરિણમેલ કામ હિંસામય હોય છે અને હિંસાએ સૌ પાપની જડ છે. હિંસા પાપમાત્રની જનેતા છે. આથી આવા કામને હે અર્જુન! તુ વેરી જાણ! વેરી આપણા હિતવિરૂધ્ધ વર્તનારો હોય છે કામ વેરી છે. એટલે પ્રાણીના હિતની વિરૂદ્ધજ એનુ વર્તન હોય આથી કામ પ્રાણીમાત્રને હિતકર માર્ગમાથી ભ્રષ્ટ કરી તેને ઉન્માર્ગે પ્રવર્તાવે છે તેનુ જીવન નષ્ટ કરી નાખે છે. સાઠ સાઠ હજાર વર્ષ સુધીના તપના પરિણામે પણ કોઈ વિશ્વામિત્ર જ્યારે પળમા ગમડી જાય છે ત્યારે કામની દુર્જયતાનો-તેના અચિન્ત્ય પ્રભાવનો સ્હેજે ખ્યાલ આવે! વિશ્વામિત્રનુ અમરપાત્ર સર્જનારે એ પાત્રદ્વારા કામની દુર્જયતા-રજોગુણની પ્રબળતા ઉપરજ જીવતી ટીકા રચી છે! સાઠ હજાર વર્ષનુ સતત તપ જેની આગળ પળમા વન્ધ્યવીર્ય થઈ જાય તે વેરીની પ્રબળતા-પ્રભાવ-મહિમા કેવો જાણવો! માટે હે અર્જુન! તુ આ ક્રોધરૂપે પરિણમતા-રજોગુણના વિરજારી-મહા ખાઉધર-અને અતિ પાપી એવા આ કામને વેરી નિશ્ચિત જાણ! ॥ ૩૭॥

> धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
> यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

જેમ અગ્નિ ધૂમાડા વડે આચ્છાદિત થાય છે અને જેમ દર્પણ મેલથી, જેમ ગર્ભને વીંટળાનારા ચામડાંથી ગર્ભમાં રહેલું બાળક આચ્છાદિત થાય છે તેમ આ (જ્ઞાન) તેના (કામ) વડે આચ્છાદિત થાય છે ॥ ૩૮ ॥

આમ કામ માણુસને બલાત્કારે પાપમાં પ્રવર્તાવે છે એમ કહી કામની ઉત્પત્તિ-વિકાર-ખોરાક-અને પરિણામ બતાવી હવે એજ કામનું વેરીપણું ત્રણ દષ્ટાંતથી નિશ્ચિત કરાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! ધુમાડાથી જેમ અગ્નિ છવાય.-મેલથી જેમ અરીસો છવાય-જરાયુથી જેમ ગર્ભ આચ્છાદિત થાય તેમ તેના વડે આ ઘેરાયેલુ છે? અર્થાત્ ભગવાન અહી કામની શત્રુતાનો યથાર્થ ખ્યાલ આપે છે. જે રીતે ધૂમાડાથી અગ્નિ આચ્છાદિત થાય થાય છે તેમ તેના વડે આ આચ્છાદિત થાય છે. મેલથી જેમ અરીસો આચ્છાદિત થાય છે તેમ તેના વડે આ આચ્છાદિત થાય છે. ગર્ભને ચોમેર વીંટી વળેલી ચામડી જેને જરાયુ કહેવામાં આવે છે તે જરાયુથી જેમ ગર્ભસ્થ બાળક આચ્છાદિત થાય છે તેમ તેના વડે આ આચ્છાદિત થાય છે. તેના વડે એટલે કામ વડે. આ એટલે આગળ કહેવામાં આવનારૂં આત્મા અનાત્માને લગતુ તાત્વિકજ્ઞાન. આ ત્રણ દષ્ટાન્તનો વિવેક પણ સમજી લેવા જેવો છે. પહેલું દષ્ટાંત આત્મજ્ઞાનના આવરણને માટે છે. અગ્નિ જાજ્વલ્યમાન હોય છે. પણ ધૂમાડો તેની આજુબાજુ વીંટાઈ વળીને તેને ઝાંખો દેખાતો કરી મૂકે છે. આત્માનું જ્ઞાન જાજ્વલ્યમાન હોઈ છે. પણ આત્મજ્ઞાનની આજુબાજુ કાળા ધૂમાડા જેવો આ કામ વીંટાઇ વળી તેને ઝાંખું કરી મૂકે છે. પ્રજ્વલિત અગ્નિ અને ધૂધવાયેલ અગ્નિ બન્નેના સ્વરૂપ અને કાર્યમાં ફેર હોય છે! ધુમાયેલો અગ્નિ કાષ્ટને બાળી પણ ન શકે. તે પ્રજ્વલિત થયા પહેલાંજ ઓલવાઈ પણ જાય. અને ધૂમાડો કદાચ તેને ગુંગળાવી પણ નાંખે! તેમ ધૂમાડા જેવો કાળો કામ આત્મજ્ઞાનરૂપી અગ્નિને ન દે. પણ પ્રજ્વલિત થવા તેને ઓલવી પણ નાંખે. જ્ઞાનને ગુંગળાવી પણ મૂકે. જ્ઞાનદાહ્ય સુકૃત દુષ્કૃતને બાળી ન પણ શકે. અરીસાનું દષ્ટાન્ત અનાત્મજ્ઞાનના આવરણ માટે છે. દેહ ઇન્દ્રિયો વિષયો વગેરે તમામ પ્રકૃતિના પદાર્થો અનાત્મા છે. અરીસા ઉપરના મેલને લઇને જેમ અરીસામાં પડતી પદાર્થોની છબી ઝાંખી હોય છે-અસ્પષ્ટ હોય છે. વિશદ હોતી નથી. તેમ કામરૂપી મેલને લીધે ખરડાયેલા બુધ્ધિરૂપી દર્પણમાં પડેલા પ્રકૃતિ પર્યંતના પદાર્થોની છબી ઝાંખી હોય-વિશદ નથી હોતી! અને વિવેકી છબી ન હોય એટલે તમાંમપદાર્થોનુ જ્ઞાન પણ સ્પષ્ટ ન હોય. અને જ્ઞાનજ સ્પષ્ટ ન હોય ત્યાં જ્ઞાનજન્ય વર્તન પણ ન હોય. ત્રીજું દષ્ટાન્ત આત્મજ્ઞાન અને અનાત્મજ્ઞાન બન્નેને લગતું છે. ગર્ભમાં રહેલા બાળકના શરીરની આજુબાજુ ગર્ભચર્મ વીંટળાયેલું રહે છે અને તે શરીરની અંદર આત્મા હોય છે આમ ગર્ભચર્મ, શરીર-અનાત્મા અને આત્મા એ

બન્નેને વીંટી વળે છે તેમ કામ જ્ઞાનમાત્રને વીંટી વળે છે જ્ઞાનને આવરી કામ તેને નપુંસક બનાવી દે છે। જ્ઞાન આકાશ ભરીને હોય તોયે શું? માટે હે અર્જુન! આ કામનો પ્રભાવ તુ સવેળા સમજી લે." ॥ ૩૮ ॥

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय ! दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

હે કુન્તીપુત્ર ! જ્ઞાનીના સર્વદા શત્રુ, પૂરાવાને અશક્ય તથા સંતાપકારી એવા આ કામ વડે જ્ઞાન ઢંકાયેલું છું. ॥ ૩૯ ॥

આગલા શ્લોકમાં કામનો આવરણ સ્વભાવ બતાવી તેની શત્રુતાને દૃઢ કરી. પરતુ દૃષ્ટાન્તમાં જેમ ધુમાડા વગેરેથી અગ્નિ વગેરે ઢંકાયેલા રહે છે તેમ દૃષ્ટાન્ત જેના ઉપર આપવામાં આવ્યુ છે "તેમાં તેના વડે આ આવૃત છે" એ વાક્યમાં કોના વડે કોણ આવૃત છે એતો કહ્યુ નહી. માટે હે ભગવન્! તેના વડે એટલે કોનો વડે. આ એટલે કોણ? એનો જવાબ આપો. આથી હવે ભગવાન એનો જવાબ વાળતાં કહે છે કે હે અર્જુન! જ્ઞાનીના સદાને વેરી એવા, પૂર્યા પૂરાય નહિ એવા અને અગ્નિ જેવા 'આ કામ વડે 'જ્ઞાન આવૃત' થયેલુ છે! અર્થાત્ હે અર્જુન! તેના વડે 'આ' એટલે તે કામ વડે આ જ્ઞાન એમ તું સમજ. જ્ઞાનના ઉપર કામનુ આવરણ છે! આ કામના કલેવરને ભગવાન વળી વધારે સ્પષ્ટ રીતે વિશેષણોદ્વારા ઓળખાવે છે. આ વિશેષણોનાં ધ્યાનાન્ત મનનથી કામનું સ્વરૂપ બરોબર પકડાય છે અને એનું સ્વરૂપ જો ઓળખાય તો તેને મ્હાત કરવાનો પ્રયત્ન થાય. આથી સાધક ઉપર કરૂણા કરી ભગવાન અહીં કામનો પૂરો પરિચય આપે છે. હે કૌન્તેય! આ કામ દુષ્પૂર છે. નદીઓના પાણીની નિત્ય આવક છતાં સમુદ્ર જેમ પુરાતો નથી, તેમ શબ્દાદિ વિષયોની યથાકામ નિત્ય આવક છતાં સમુદ્ર જેવો આ કામ સદા ખાલીજ રહે છે!—એ કદી ભરાતો નથી! પદાર્થે પદાર્થે કામને નૂતન જીવન મળે છે. આમ તૃષ્ણા સદા અતૃપ્ત રહેતી હોવાથી કામ દુષ્પૂર છે! વળી આ કામ અગ્નિ છે એમ હે કૌન્તેય! તું જાણ! અગ્નિ જેમ માણસને દઝાડે અને દઝાડી સંતાપ કરાવે તેમ આ કામ પણ ઇષ્ટ વિષયની પ્રાપ્તિ ન થાય તો અગ્નિની માફક માણસને તે પ્રતિપળ બાળે છે અને સંતાપ કરાવે છે આ દુષ્પૂર અગ્નિ જેવો કામ જ્ઞાની માણસનો નિત્ય વેરી છે. અહીં નિત્ય વેરી શબ્દ સમજવા જેવો છે. નિત્ય એટલે સદાનો. વેરી

એનો શત્રુ છે જે પંડિત માણસ છે–સમજુ છે–જેની બ્હાર અને અંદરના પદાર્થોને તાત્ત્વિક રીતે જાણવાની ગતિ છે તે માણસની સમજ એવી હોય છે કે કામમયતા વખાણવા યોગ્ય નથી અને છતાં કામરહિતતા જેવી કોઈ ચીજ નથી આથી કર્મયોગ એજ શરણ છે। આથી તેવો માણસ મર્યાદાને વટાવી જતા કામને પરિણામ કાનની માફક, સ્થિતિ માને પણ દુઃખનું કારણ જુવે છે અને આથી કામના ઉપર તેને ઘૃણા હોય છે અને આથી તે કામનું કાસળ કહાડવા યથાશક્તિ નિરન્તર યત્નશીલ રહે છે પરંતુ જે અણસમજુ માણસ છે તે તે કામ થતા જેને માટે–જે વસ્તુને માટે કામના થાય તે વસ્તુમા આસક્ત થઈ જાય છે અને છેક છેડે જ્યારે તે કામનાનું જ્યારે દુઃખદાયક પરિણામ આવે ત્યારે તેને ખબર પડે છે હાય! હું દુઃખી થયો અને પરિણામે તે કામને દુઃખદાયક વેરી તરીકે નક્કી કરે છે કામનાની ઉત્પત્તિ વખતે કે સ્થિતિ વખતે અબુધ માણસ કામ મારો વેરી છે–દુઃખદાયી છે એવો નિશ્ચય કરી શકતો નથી જ્ઞાની માણસ કામની ઉત્પત્તિ સ્થિતિ–અને પરિણામ એમ ત્રણે વખતે કામ મારો વેરી છે એમ જાણે છે અને આજ વાતનું ભગવાન "नित्य वैरिणा" શબ્દથી સૂચન કરે છે અર્થાત્ ઉત્પત્તિસ્થિતિ અને લય એ ત્રણે કાળમા કામ જ્ઞાની માણસનો વેરી છે અને આથીજ 'નિત્ય' શબ્દ વેરી શબ્દનું ઉચિત વિશેષણ છે। ॥ ૩૯ ॥

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष, ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

ઇન્દ્રિયો–મન અને બુદ્ધિ આનું રહેઠાણ કહેવાય છે આ (કામ) એમના વડે (ઇન્દ્રિયાદિથી) જ્ઞાનને ઢાંકી પુરૂષને વિમોહિત કરે છે ॥ ૪૦ ॥

આમ કામ દુષ્પૂર છે અગ્નિ છે જ્ઞાનીનો નિત્ય વેરી છે એમ ભગવાને કહ્યું અર્થાત્ કામનું સ્વરૂપ તો સમજાયું પણ એ કામ રહે છે કયાં? અને એ કામ માણસને કેવી રીતે પાપમા પ્રવર્તાવે છે એ જાણવું રહ્યું કેમકે કામનું રહેઠાણ અને તેની પ્રવૃત્તિની દિશા સમજાય તો સાધકને કામનો ઘાત કયાં કરવા પ્રયત્ન કરવો અને કેવો પ્રયત્ન કરવો એ સમજાય આથી ભગવાન હવે કામનું રહેઠાણ અને કામની કામ કરવાની રીત સમજાવતા કહે છે કે હે અર્જુન! મન અને બુદ્ધિ આ કામનું રહેઠાણ છે આ કામ એ ઇન્દ્રિયો વગેરે દ્વારા જ્ઞાન માત્રને આવરી દઈ દેહીપુરૂષ માટે વિશેષ મોહ જન્માવે છે

અર્થાત્ હે અર્જુન! કામ કાંઈ માણુસની બ્હાર, વસતો નથી એણે માણુસની દેહનગરીને સર કરેલી છે અને દેહનગરીના જેટલા મુખ્ય થાણાઓ તે બધાંય મુખ્ય થાણાઓ ઉપર સત્તા જમાવીને એ પડ્યો પાથર્યો રહે છે. અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વચન, આદાન, ગમન, મલવિસર્જન—અને આનન્દભોગ વગેરેની ગ્રાહકજે કાન, ચામડી, આંખ, જીભ, નાક તથા વાણી, હાથપગ, પાયુ અને ઉપસ્થ રૂપ ઈન્દ્રિયોમાં એ કામ રહે છે. સંકલ્પવિકલ્પ કરનાર મન એ કામનું રહેઠાણ છે જ્ઞાનવૃત્તિવાળું અંતઃકરણ–બુધ્ધિ એ કામનું વસતિસ્થાન છે. અર્થાત્ ઇષ્ટાનિષ્ટ શબ્દાદિ વિષયોની લાલસાથી ઈન્દ્રિયો પ્રેરાય છે. શબ્દાદિ વિષયોના પ્રતિબિંબો ઇન્દ્રિયોમાં પડે છે આ પ્રતિબિંબો મનમાં પડે છે. મન શબ્દાદિ વિષયોને ઇષ્ટ અનિષ્ટ ભાવનાથી સ્વભાવ અનુસાર રંગે છે અને બુધ્ધિની આગળ તે પોતાના રંગે રંગાયેલા પદાર્થોના સૂક્ષ્મ ચિત્રોને રજુ કરે છે. બુધ્ધિ તેના ઉપર તેજ મુજબની છેવટની 'આ આજ છે' એવી નિશ્ચયની મુદ્રા લગાની પુરૂષના ભોગ માટે ધરી દે છે. ઇન્દ્રિયો કામમય છે એટલે શબ્દાદિના કામમય ચિત્રો મન આગળ ધરે છે મન પણ કામનામય છે તે પણ કામમીય ચિત્રોના ઉપર કામમય સંકલ્પો કરી બુધ્ધિને તે ચિત્રો બતાવે છે બુધ્ધિ પણ કામમય હોય, તે ચિત્રોની અંદર પોતાની કામમય મુદ્રાંની મ્હોર લગાની પુરૂષ કે જેને માટે આ બધી પ્રવૃત્તિ છે તેની આગળ રજુ કરે છે. ઇન્દ્રિય મન અને બુધ્ધિરૂપી ભોગોના સાધનને પરાધીન એવો પુરુષ પણ બીચારો ઇન્દ્રિયાદિ જે રીતે તેની આગળ સમાગના પદાર્થો ચીતરે તેજ રીતે તેને માને છે! અને છેવટે ખતા ખાય છે. કેમકે કામનો તો પ્રપંચ પુરૂષને મ્હાત કરવાનો છે આથી ઇન્દ્રિયો મન અને બુધ્ધિમા આ કામ રહે છે અને તેમને પોતાને વશ કરી પહેલા તો જ્ઞાન માત્રના સાચાં સ્વરૂપને આવરી લે છે કેમકે કામ એ અજ્ઞાનનો પુત્ર છે અજ્ઞાન વિરોધી હોવાથી જ્ઞાનને પહેલેજ ઝટકે પરાસ્ત કરે આમ અજ્ઞાનનો ચિરંજીવી કામ માણુસના તમામ જ્ઞાનને પહેલાં છાવરી નાખે છે અને જ્ઞાનને ઓલવી નાંખી ઈન્દ્રિયોદ્વારા દેહી પુરૂષને વિમોહિત કરે છે અર્થાત્ ઇન્દ્રિય મન બુધ્ધિદ્વારા કામ જ્ઞાનને ઢાંકી પુરૂષને વિપરીત જ્ઞાન જન્માવે છે. એટલે કે પાપમાં પુણ્ય-બુદ્ધિ ઉપજાવે છે અને આવી અવળી ને અવળી સમજમાં રાખી છેવટે બીચારા માણુસને તે ભયંકર ધોખો–દગો કરે છે! આમ જ્ઞાની અજ્ઞાની–માણુસ માત્રને મનબુધ્ધિ ઈન્દ્રિયોમાં વસતો કામ નિરંકુશપણે બલાત્ પાપકર્મમાં પ્રવર્તાવે છે અને અન્તે તેને રડાવે છે! કોઈ યયાતિના રુદનમાં શું માણુસ માત્રને માટે સૂચન નથી કે કામ સદા અપૂર છે—સદા દગાબાજ છે—શું છે? યયાતિનું પાત્રાલેખન કરી મહાભાર

કારે કામની પોકળતા અને સંતોષની—સાચા વિરાગની જીવનમાં અધનતા પુરવાર કરી છે! અને એજ વાત ભગવાન અહીં કહેવા માંગે છે. ॥ ૪૦ ॥

तस्मात् त्वमिन्द्रियाण्यादौ, नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं, ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

તેથી હે ભરતશ્રેષ્ઠ ! તું પહેલાં ઇન્દ્રિયોને વશ કરી નિશ્ચયથી જ્ઞાન અને વિજ્ઞાનને લોપાવનારા આ મહા પાપીને પૂરો માર. ॥ ૪૧ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને કામનુ રહેઠાણુ અને પ્રવૃત્તિની દિશા બતાવી. અર્જુન કહે છે કે હે ભગવન્! આ કામ નામના વેરી ને મારે કઈ રીતે હણવો. એના નાશનો ઉપાય બતાવો. કેમકે એ જો એક ક્ષણભર પણ જીવે તો અનન્ત દુઃખને નોતરે! માટે કૃપા કરી કામનુ કાસળ કાઢવાનો ઉપાય બતાવો અર્જુનની આવી નમ્ર વિનંતી સાંભળી કરુણામૂર્તિ કૃષ્ણચન્દ્ર કામના નિકન્દનનો ઉપાય બતાવતાં મનુષ્યમાત્રને પુરુષાર્થ ક્યાં કેન્દ્રિત કરવાનો છે તે બતાવે છે. તેથી હે પ્રિય અર્જુન! તુ પહેલાં ઇન્દ્રિયોને વશ કરી, જ્ઞાન અને વિજ્ઞાનનો લોપ કરનારા આ પાપીને નિશ્ચય સમૂલ નાશ કર.

અર્થાત્ હે અર્જુન! તારે હવે શું કરવું જોઇએ તુ જાણ! આ કામ ઇન્દ્રિયો મન અને બુધ્ધિમાં ઘર ઘાલીને પડયો છે અને તે માણસને પાપ કર્મમાં પ્રવર્તાવે છે તેથી તુ પહેલાં ઇન્દ્રિયોને વશમાં આણ. કેમકે મનના સંકલ્પો, ઇન્દ્રિયો જેવી પદાર્થોની આયાત કરે તેવા થાય છે. અર્થાત્ મન ઇન્દ્રિયોના વશમાં છે અને બુધ્ધિ મનના વશમાં છે. મન જેવુ ધરે તેવુ બુધ્ધિ દેખે. આમ મન અને બુધ્ધિ બન્ને ઇન્દ્રિયોને અધીન છે મનને અને બુદ્ધિને બગાડનાર કે સુધારનાર પાડનાર કે ચઢાવનાર ઇન્દ્રિયો છે. તેથી તારે પહેલા તો ઇન્દ્રિયોને કાબુમાં આણવાની છે! ઇન્દ્રિયો કામવશ થઈ ન પ્રવર્તે પણ તારી સત્તામાં રહી પ્રવર્તે અર્થાત્ ઇન્દ્રિયો રાગદ્વેષને લીધે ન પ્રવર્તે પણ તુ—આત્માની વિનારાગદ્વેષની સત્તાને અધીન થઇને પ્રવર્તે તે જો. અર્થાત્ કામની ઇન્દ્રિયો પરની સત્તાને તું ઉથલાવી નાંખ અને તેના બદલામાં તું ઇન્દ્રિયો ઉપર આત્માની સત્તા જમાવ અર્થાત્ વિવેક પૂર્વકના આત્મજ્ઞાનથી ઇન્દ્રિયોના ઉપર તું કાબુ મેળવ. એટલે કે યમ નિયમના પાલનથી તું ઇન્દ્રિયોને જીત. ભગવાન જ્યારે

ઇન્દ્રિયોને વશમાં લાવવા કહે છે ત્યારે યમનિયમના દઢ પાલનનુંજ બીજી રીતે વિધાન કરે છે. કેમકે યમનિયમના કડક ઉગ્ર અમર્યાદિત પાલનથીજ ઇન્દ્રિયો નરમ ઘેંસ જેવી થઈ આત્માભિમુખ થાય છે! યમનિયમના વિધિ પૂર્વકના પાલનમાં ઇન્દ્રિયજય છે. અને તેમાંજ કામનો સમૂળ નાશ છે માટે ભગવાન કહે છે કે હે અર્જુન! તું પહેલા તો ઇન્દ્રિયોને વશ કર ઇન્દ્રિયો સ્વાધીન થતા તેને આધારે પ્રવર્તતાં મન અને બુધ્ધિ પણ એની મેળે તારા કાબુમાં આવશે. આમ વિવેકપૂર્વકનાં આત્મદર્શનથી ઇન્દ્રિયો મન અને બુધ્ધિને સ્વાધીન કરી આ મહાપાપી અને જ્ઞાન તથા વિજ્ઞાનનો લોપ કરનાર કામશત્રુનો સમૂળ નાશ કર. કામ આત્મજ્ઞાનનો લોપ કરે છે વિજ્ઞાન એટલે પ્રકૃતિના વિવિધ તત્વોનુ યથાર્થ જ્ઞાન-કામ આ વિજ્ઞાનનો પણ લોપ કરે છે. અને જેનું જ્ઞાન અને વિજ્ઞાન બન્ને ગયુ તેની પાસે રહ્યુ પણ શુ? તો જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર આ કામ નામના વેરીને હણ વળી આ વેરી પાપી છે. એટલે બળાત્કારે પાપ કરવામાં ઘસડાનાર છે. તો આવા પાપીને તું જડમૂળ સહિત ઉખલાવી નાંખ! એવો એનો ઘાણ કાઢ કે ભાવિમાં કદિએ પાછો બેઠો ન થાય. અર્થાત્ કામનુ બીજ છે અજ્ઞાન. એ અજ્ઞાનના લીલાં બીજ સહિત અજ્ઞાનના કામરૂપી વૃક્ષને તુ જ્ઞાનઅગ્નિથી બાળી ભસ્મીભૂત કર. અર્થાત્ અહિં ભગવાન ઇન્દ્રિયોને કાબુ કરી મન અને બુધ્ધિને સ્વાધીન કરી, મહાપાપી અને જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર કામને સમૂલ હણવાનો ઉપાય બતાવે છે. જીતેન્દ્રિયપણું સર્વ સિધ્ધિનુ મૂળ છે એવો અહિં ધ્વનિ છે. અને જીતેન્દ્રિયના યમનિયમોના પાલન ઉપર નિર્ભર છે. અર્થાત્ અહિ સાધકને માટે જો જીવનને યથાર્થપણે જીવવું હોય તો યમનિયમના કડક પાલનને માટે ભગવાનનો ઉપદેશ છે. યમનિયમ પાળે નહિ અને ઇન્દ્રિયોને વશ આણે એવો પુરૂષ કોઈ જનેતાએ જણ્યો નથી! એવા કોઇને જગતે જાણ્યો નથી! આમ આ શ્લોકમા અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય-અપરિગ્રહ-શૌચ સન્તોષ-તપ-સ્વાધ્યાય-ઇશ્વરપ્રણિધાનનો ઉલ્લેખ છે. અર્થાત્ સાધક માટે ઉપરા દશ યમનિયમો નિ:કામ ભાવે કર્તવ્ય છે એમ સિધ્ધ થાય છે! ॥ ૪૧ ॥

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

ઇન્દ્રિયો સૂક્ષ્મ છે. ઇન્દ્રિયોથી મન સૂક્ષ્મ છે. અને મનથી સૂક્ષ્મ બુદ્ધિ છે. અને જે બુધ્ધિથી પર છે તે તે છે એમ કહે છે ॥ ૪૨ ॥

આગના શ્લોકમાં ભગવાને જીતેન્દ્રિયના જીવનસિદ્ધિનુ મૂળ છે અને ઈન્દ્રિયપરવશતા જીવનપતનનુ મૂળ છે એમ બતાવ્યુ. મનુષ્યમાત્રે જીતેન્દ્રિય જીવન ગાળવુ–જીવનમાં ઈન્દ્રિયજીત્ થવા યત્ન કરવો જોઈએ એવો એમાં આદેશ છે પરંતુ અર્જુન વળી અહિ એક ગૂઢ સંકેત ભર્યો પ્રશ્ન ઉઠાવે છે. કામ ઇન્દ્રિયાદિદ્વારા જ્ઞાનને આવરી દેહીને મોહિત કરે છે. તે દેહી કોણુ? અર્થાત્ માનો કે ઇન્દ્રિયોએ વિષયોની વળગણુ છોડી–અને મનોમય તે બની મન બુદ્ધિમય થયુ. તે બુદ્ધિની પેલે પાર શું છે? એ જાણવુ જોઇએ. કેમકે વિષયોને તજનાર જે આત્માને ન મેળવે તો તેનો વિષયત્યાગ ઝાઝો કીંમતી ન ગણાય તેવા માણસ તો સંસાર પણુ ન ભોગવે અને આત્મા પણુ તેને તો ન મળે. આમ ઉભયભ્રષ્ટ થાય! આથી ઇન્દ્રિયોને મનને અને બુદ્ધિને આત્મમય કરી જે કામ જ્ઞાનને આવરી જે પુરુષને મોહિત કરે છે તે પુરુષ કોણ છે? તે કયા છે? કેવો છે તે જાણવુ અહીં ઉચિત છે એ જાણે અને વિષયો કરતા આત્મામાં અનન્ત ગણી મીઠાશ છે–સુખ છે આનન્દ છે શાન્તિ છે એમ જો માણસને સમજાય તો તે જીતેન્દ્રિય બનવાને માટે ત્વરિત ગતિએ તીવ્ર ઉપાયોનુ આચરણુ કરવા પ્રેરાય! આત્મા છે અમર છે–શાંતિ આનન્દ સુખનુ ધામ છે–નિરામય–નિરુપદ્રવ–સર્વ અનર્થદ્વન્દ્વોના સ્પર્શથી રહિત એવુ આત્મા નામનું તત્ત્વ છે એમ જેને જણાય તેજ નિર્બાધપણે આત્માભિમુખ થવા પ્રેરાય આથી હવે ઇન્દ્રિય મન અને બુદ્ધિથી પર એવા દેહીનુ પ્રતિપાદન કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! શ્રોત્ર વગેરે ઇન્દ્રિયો પોતાના દેહ વગેરે તમામ વિષયો કરતાં પર છે–શ્રેષ્ઠ છે. ઈન્દ્રિયોથી મન પર છે–શ્રેષ્ઠ છે. અને મનથી બુદ્ધિ પર છે શ્રેષ્ઠ છે–અને જે બુદ્ધિથી પર છે તે 'તે'–આત્મા છે ભગવાન અહિં ટૂંકમા ગંભીર વાત કરે છે ઇન્દ્રિયો પોતાના વિષયોથી પર છે. એટલે કે શ્રેષ્ઠ છે. કેમકે ઇન્દ્રિયો વિષયો કરતાં સૂક્ષ્મ અને વિષયોની પ્રકાશક છે. ઇન્દ્રિયો કરતાં મન સૂક્ષ્મ અને ઇન્દ્રિયોનુ પ્રવર્તક હોવાથી શ્રેષ્ઠ છે. અને આ સંકલ્પ વિકલ્પાત્મક મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ અને 'નિશ્ચયરૂપ હોવાથી શ્રેષ્ઠ છે અને આ નિશ્ચયસ્વરૂપિણી બુદ્ધિ કરતા તેનો સાક્ષી સર્વભૂતોનો અંતરાત્મા ક્ષેત્રજ્ઞ પુરુષ શ્રેષ્ઠ છે આમ ઇન્દ્રિયો કરતાં મનની મન કરતાં બુદ્ધિની અને બુદ્ધિ કરતાં આત્માની શ્રેષ્ઠતા સૂક્ષ્મતાને આભારી છે. જેમ જેમ માણસ સૂક્ષ્મથી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમના પ્રદેશમાં પ્રવેશે છે તેમ તેમ તે સૂક્ષ્મ અનન્ત અખંડ સુખનો અનુભવ કરતો જાય છે. સૂક્ષ્મતાની અવધિ આત્મા છે અને આત્મા સર્વશ્રેષ્ઠ હોઈ તેને ક્ષણનુ સુખ પણુ શ્રેષ્ઠતમ છે.

આતો શબ્દાર્થની વાત થઈ અહીં સમજવાનુ ગર્ભ જુદજ લાગે છે જે માણસ સ્થૂલ વિષયોમા રમે છે તેને સ્થૂલ સુખનો અનુભવ થાય છે જે માણસ સ્થૂલ વિષયોને વટાવી ઇન્દ્રિયોમા એકાગ્ર થાય છે તેને ઇન્દ્રિયોમા મનની તન્મયતા હોવાથી વધારે સૂક્ષ્મ આનન્દની પ્રાપ્તિ થાય છે ઇન્દ્રિયોનો સાક્ષાત્કાર કરી ઇન્દ્રિયોને વટાવી જે મનોમયના માર્ગે છે તેને ઇન્દ્રિયોમાં સમાધિથી જે આનન્દ પ્રાપ્ત થાય છે તેના કરતા પણ વધારે સૂક્ષ્મ વધારે નિર્મળ અને વધારે વ્યાપક આનન્દનો અનુભવ થાય છે મનનો સાક્ષાત્કાર કરી મનને વશમા લાવી, મનની વળગણ છોડીને બુદ્ધિમા તન્મયતા સાધે છે તેને મનની અંદર એકાગ્રતાથી જે સુખ મળે જે આનન્દ મળે જે શાન્તિ મળે તેનાથી પણ વધારે સૂક્ષ્મ સુખ આનન્દ અને શાન્તિનો અનુભવ થાય છે પ્રકૃતિના પ્રદેશમા બુદ્ધિ એ છેલ્લી સીમા છે બુદ્ધિના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી વિવેકશુદ્ધ માણસ જ્યારે બુદ્ધિની સીમાને પણ ઓળંગી જાય છે–ત્યારે તેને આત્માના–સ્વરૂપ નિષ્ઠાનો નિરતિશય–અખંડ–નિત્ય નિર્મલ અનન્ત અખંડ આનન્દનો અનુભવ થાય છે અર્થાત્ માણસે વિષયાનન્દની ક્ષુદ્ર ભૂમિકા છોડી બ્રહ્માનન્દમા પ્રતિષ્ઠિત થવાનું છે અને તેનો આ શ્લોકમા ભગવાન પગથીયાં બનાવે છે ! વિષયાનન્દની ક્ષુદ્રતા તજી જેણે બ્રહ્માનંદ–ભૂમાનંદ–અનંત આનંદ મેળવવો હોય તેણે જીતેન્દ્રિય બનવુ એ પહેલુ લક્ષ્ય છે આ લક્ષ્ય છે આ લક્ષ્યવેધની ભૂમિઓ અધિકાર ભેદે વિવિધ થાય છે પરંતુ ચરમભૂમિકા આત્માનંદમા પ્રતિષ્ઠા છે અને તેજ વાતનો ઉલ્લેખ ભગવાનને અભિપ્રેત છે અને એજ સિદ્ધાન્ત 'યો બુદ્ધે પરતસ્તુ સ' એ શબ્દોમા ભગવાન જણાવે છે ॥ ૪૨ ॥

> एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
> जहि शत्रुं महाबाहो ! कामरूपं दुरासदम् ॥ ४३ ॥

આમ બુદ્ધિથી શ્રેષ્ઠને જાણી મનથી મનને થંભાવી હે મહાબાહો ! કામ નામના દુર્જય શત્રુને માર ॥ ૪૩ ॥

આમ આગલા શ્લોકના વિષયાનંદમાથી વિરામ પામી બ્રહ્માનંદમા માણસે શાને પ્રતિષ્ઠિત થવાનુ છે એ વાત ભગવાને સમજાવી એ સમજણમાથી ફળતુ વર્તન ઉપદેશતા ભગવાન ઉપસંહાર કરે છે કે મહાબાહો ! આમ આત્માને બુદ્ધિથી પર જાણી આત્માથી આત્માનુ થંભન કરી દુરાસદ કામરૂપ શત્રુને તુ માર

અર્થાત્ હે અર્જુન! વિવેકપૂર્વક વિચાર. વિવેક વિચાર તને આત્મપ્રતિષ્ઠિત થવાનેજ સમજાવશે. આત્મા બુધ્ધિથી પર છે એમ તને સમજાશે. અને સમજ નિશ્ચલ થતાં તને સ્વયં થશે કે હું આત્મામાં પ્રતિષ્ઠા માટે જન્મ્યો છું. અને આ સમજણ થતાં તને ઇન્દ્રિયોનો કાબુ મેળવવો જોઈએ એમ કુદરતી રીતે સમજાશે. આથી તું મનથી મનને થંભાવશે. એટલેકે ઇન્દ્રિયોના ઉપર આરૂઢ થતું તેને અટકાવશે. મનથી મનને થંભાવવું એટલેકે વિવેકના અંકુશે મનને મનમાં લીન કરવું. મનને સર્વથા વશમાં લાવવું. આમ મનને પ્રશાન્ત કરતાં તને આત્મબળ લાધશે. આ અવન્ધ્ય આત્મબળનો અનુભવ થતાં તને તારામાં કેટલું અમોઘ વીર્ય છે તે સમજાશે. અને તારી નીતરી સમજણને લીધે કામરૂપી શત્રુ જડશે. કામને ભગવાને શત્રુ કેમ કહ્યો તે તો, આગળ જોઈ ગયા. પરંતુ અહીં એક બીજું વિશેષણ ભગવાન્ વાપરે છે. કામને 'દુરાસદ' કહે છે. દુરાસદ એટલે કે શોધ્યા છતાં પણ વ્હેલો વ્હેલો નહિ મળે એવો. અર્થાત્ કામરુપી શત્રુ એવા તો બહુરૂપી વેષમાં ફરે છે–માણસનામાં વર્તે છે કે શિવાય કે અતિ સાવધ–જાગૃત વિવેકી મન–તેને જલદી જલદી પકડવો મુશ્કેલ છે! આથી હે અર્જુન! આવા અતિચતુર–બહુરૂપી કામરુપી શત્રુનો મનથી મનને થંભાવી તું નાશ કર. કામનો નાશ થતાં તું જીવશે. અને જો તે જીવતો રહેશે તો તે તને મારશે. માટે હે અર્જુન! બ્રહ્માનન્દનો અનુભવ કરવાને ઇચ્છિતા માણસે તે અનુભવને માટે આપવા પડતાં મૂલ્ય આપવાં જોઈએ. કામના ઉપર સંપૂર્ણ વિજય એજ તેનું મૂલ્ય છે. માટે હે મનુષ્ય! તું નિષ્કામ થા. અને નિષ્કામ થઈ વર્તશે તો તને જીવતાં જીવ બ્રહ્માનન્દની પ્રાપ્તિ થશે. આવો ભગવાનનો અહીં આશય છે. ॥ ૪૩ ॥

॥ इति तृतीयोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

મેં આ અવ્યયયોગ વિવસ્વાનને કહ્યો. વિવસ્વાને મનુને કહ્યો, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં ભગવાને કર્મયોગને પ્રતિપાદિત કર્યો. જાતને જાણી, ભક્તિપૂર્વક, આત્મા, જાતિ અને દેશની ઉન્નતિ કરનારાં કર્મોને કર્તવ્ય-બુદ્ધિથી, જીવે ત્યાંસુધી કરવાં એટલે કર્મયોગ. આ કર્મયોગ કર્મસંન્યાસથી ચઢીઆતો છે એમ પણ ભગવાને કહ્યું. કેમકે કર્મયોગ અભ્યુદય અને નિઃશ્રેયસ એટલે કે લૌકિક પારલૌકિક ઉન્નતિ અને મોક્ષ સુધીનું ફળ દેનાર છે. આ કર્મયોગને ઉપપત્તિપૂર્વક ત્રીજા અધ્યાયમાં ભગવાને અર્જુનને કહી સંભળાવ્યો. આ કર્મયોગ આજ કાલનો નથી. આ કર્મયોગનો સિદ્ધાંત જગત જેટલો જૂનો છે. જેમ ગુરુત્વાકર્ષણનો કુદરતી કાયદો, કુદરત જેટલો જૂનો છે છતાં કોઇ 'ન્યૂટન' તેને સમજી જગત આગળ રજુ કરે અને તે કાયદો ન્યૂટનની શોધ ગણાય, પરંતુ ન્યૂટન તેને નવો ઉપજાવતો નથી, તેમ આ કર્મયોગ એ સૃષ્ટિનું મૂલ રહસ્ય છે. જેને એ રહસ્ય લાધે તેને માટે એ પોતાના જીવનમાં મહાન શોધ લાગે. બાકી એ તો પુરાતન છેજ. એને કોઇએ ઉપજાવ્યો નથી। અર્જુનને પણ કદાચ એમ રખે લાગે કે આ કર્મ-યોગ તો રણભૂમિ ઉપર ભગવાને પોતાની પ્રતિભાથી તત્કાળ ઉપજાવ્યો છે। માણસને પ્રાચીનતા માટે ખૂબ અને અચિન્ત્ય મમત્વ હોય છે। કોઈ ચીજ

પ્રાચીનતમ છે એમ એને સમજાય તો તે ચીજ માટે એનું માન, એની મમતા, એનો વિશ્વાસ, એની ભકિત અનેકગણી વધી જાય છે! આથી ભગવાન અર્જુનને કર્મયોગનુ પ્રાચીનપણું બતાવવા ચાહે છે. આ કર્મયોગ સપ્રદાયપરમ્પરાથી પ્રાપ્ત થયો છે! અને આથી અતિ પ્રાચીન છે! આ વાતને ત્રણ શ્લોકથી સ્પષ્ટ કરતાં ભગવાન કહે છે, કે હે અર્જુન! આ અવ્યય કર્મયોગ, મેં સૂર્યનેજ કહ્યો હતો. સૂર્યે મનુને કહ્યો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. અર્થાત્ હે અર્જુન! આ કર્મયોગ આજનો નથી! સૃષ્ટિની શરૂઆતમાં મે વાસુદેવે આ કર્મયોગ સૂર્યને આપ્યો હતો! અર્થાત્ પરમાત્માએ આદિમાં સૂર્યને ઉપજાવી સૂર્યને આ કર્મયોગનું રહસ્ય હૃદયંગત કર્યું હતું. અને આજે પણ સૂર્ય ભગવાન, કર્મયોગનું નિરન્તર પાલન કરે છે. રોજ ઉગે છે, રોજ અસ્ત પામે છે અને જગતને માટે પોતાનું જીવન ધરી નાંખે છે. લાખો વર્ષથી સૂર્યનો આ નિત્ય કાર્યક્રમ છે! પરોપકાર માટે સૂર્ય સતત યત્નશીલ છે! એક ક્ષણભર પણ પરોપકારથી વિરમતા નથી! સૂર્યના ઉદયાસ્તથી જગતનું જીવન ટકી રહ્યું છે! જો સૂર્ય સ્વકર્મ છોડી નિવૃત્ત થાય તો જગત નિષ્પ્રાણ થઈ જાય! આથી ભગવાન કહે છે કે મેં સૂર્યને સૃષ્ટિની શરૂઆતમાં, આ કર્મયોગ કહ્યો હતો. સૂર્યે પોતાના પુત્ર મનુને કહ્યો મનુ મહારાજ માનવપિતા કહેવાય છે. અર્થાત્ સૃષ્ટિના દાદા સૂર્ય છે. અને પિતા મનુ છે! બાપ દીકરાના હિત માટે હમેશા સચિન્ત રહે! આથી પોતાના પુત્ર મનુના હિતને માટે, સૂર્યદાદાએ પોતાના પુત્ર મનુને આ કર્મયોગનું રહસ્ય કહ્યું. મનુએ તેજ રીતે ઇક્ષ્વાકુ નામના પોતાના પુત્રને આ રહસ્યનું સંપ્રદાન કર્યું, પરમાત્માએ પોતાના સ્વરૂપભૂત પુત્ર સૂર્યને-સૂર્યે મનુને, મનુએ ઇક્ષ્વાકુને એમ પરપરાએ આ કર્મયોગ સૃષ્ટિમાં પ્રત્યેક માનવકુલમાં પ્રસર્યો હતો. ॥ ૧ ॥

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

આમ પરંપરાથી આવેલ એવા એને રાજર્ષિઓ જાણે છે. (તેથી) તે યોગ દીર્ઘકાળથી હે પરન્તપ! આ જગતમાં લુપ્ત થયો છે. ॥૨॥

ઇક્ષ્વાકુ રાજાએ પોતાના પુત્રને, તેણે પોતાના પુત્રને, આમ પરપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણે છે. હે શત્રુતાપન! આ સસારમાં

લાંબા ગાળાને લીધે તે યોગ લુપ્ત થયો. અર્થાત્ આ યોગ-કર્મયોગ પરંપરાથી પ્રાપ્ત થયેલ છે. આ યોગને હાલમાં તો કોઇ કોઈ રાજર્ષિઓ જાણે છે. બધા જાણતા નથી! કેમકે એની પરંપરામાં દીર્ઘકાળને લઇને વિચ્છેદ થયો છે! આ કારણે એનો પ્રચાર વિરલ બન્યો છે. દીર્ઘકાળને લઇને આ કર્મયોગનું રહસ્ય કાલગ્રસ્ત બની ગયું છે! અને કાલગ્રસ્ત બનેલો આ યોગ અદર્શનને પામે-લોપ પામે એમાં નવાઈ નથી. પણ તેથી તે છેવટનો નષ્ટ થયો છે એમ નથી!॥૨॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

તેજ ચિરન્તન આ યોગ મેં આજે તને કહ્યો છે કેમકે તું મારો શિષ્ય તથા સખો છે. આ જરૂર શ્રેષ્ઠતમ વેદાર્થ છે ॥ ૩ ॥

તેજ આ ચિરંતન કર્મયોગ મેં આજે તને કહ્યો છે! તું મારો ભક્ત છે. સખો છે. તેથી આ ઉત્તમ રહસ્ય મેં તને કહ્યું છે! અર્થાત્ ભગવાન કહે છે કે હે અર્જુન! જે યોગ સૃષ્ટિની શરુઆતમાં મેં સૂર્યને કહ્યો અને જેની સૂર્યદ્વારા પરંપરા ચાલી અને દીર્ઘકાળને લઇને જે યોગનો પ્રચાર વિરલ થઈ ગયો તેજ યોગ આજે આ રણભૂમિમાં મેં તને કહ્યો છે. આ કર્મયોગ આધુનિક નથી. પુરાતન છે. ચિરંતન છે! અને હે અર્જુન! તને ખબર છે કે.આ યોગ મેં તને કેમ કહ્યો? હે પ્રિય! એમાં એકજ કારણ છે. અને તે એ કે તું મારો ભક્ત છે-મારા ઉપર તને પ્રીતિ છે. તું મારો સેવક છે. તુ મારો શિષ્ય છે. ભલા! શિષ્યના હિતને માટે તો ગુરુ પોતાના હૃદયનું હીર પાથરે! ગુરૂ શિષ્યની વચ્ચેનો પ્રેમ સંબંધજ એવો છે કે જેથી ગુરૂ ગુહ્યમાં ગુહ્ય વાત પણ શિષ્યને બતાવી દે. આ પ્રેમના મહિમાથી હું ખેંચાઈ રહ્યો છું! વ્હાલા અર્જુન! તારા ભક્તિભાવને લીધે આ રહસ્ય તને જાણવા મળ્યું છે. તે ઉપરાંત તું મારો સખા છે. સમાન વયસ્ક છે. તું મારો મિત્ર છે. સુહૃદ છે. ભલા! મિત્ર આગળ તો હૃદય ખોલાય! બાકી આ ઉત્તમ રહસ્ય વિના પ્રેમે, વિના સખ્યે, તો કોઇની આગળ ન ખોલાય! અને અર્જુન! તને એકને.મારા માટે પ્રેમ છે, સખ્ય છે તેનો જગતને પણ લાભ મળી રહ્યો છે. તારા એકને ખાતર મે આ સર્વોત્તમ જીવન રહસ્ય ખોલી

દીધું છે. ભલા! તારા જેવા જે કોઈ ભકતો મારા હશે તેઓને પણ આ રહસ્યથી જીવનસિધ્ધિ પ્રાપ્ત થશે! ભગવાન કર્મયોગને ઉત્તમ રહસ્ય કહે છે કેમકે એના આચરણથી અભ્યુદય અને નિશ્રેયસ બન્ને મળે છે! અને અભ્યુદય તથા છેવટના કલ્યાણની પ્રાપ્તિ એ તો જીવનનું ધ્યેય છે. એજ વેદનો સારભૂત અર્થ છે! આમ ભક્તિભાવ અને સખ્યભાવ ભગવાનને પણ સહૃદય બોલવાની ફરજ પાડે છે! ખરે! શુધ્ધ પ્રેમનો મહિમા અવચનીય છે! ॥ ૩ ॥

अर्जुन उवाच : અર્જુન બોલ્યાઃ–

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ॥
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

આપશ્રીનો જન્મ અર્વાચીન છે. સૂર્યનો જન્મ પ્રાચીન છે તો આપે આરંભમાં કહ્યો એ આ વચન હું કેવી રીતે વિશ્વાસપાત્ર માનું? ॥ ૪ ॥

આમ આ ત્રણ શ્લોકમાં ભગવાને કર્મયોગનું જગત જેટલું પ્રાચીનપણુ સિદ્ધ કર્યું પણ એમ કહેવા માત્રથી તો કાંઈ સિધ્ધિ થોડીજ થાય છે! અર્જુનને એક કુદરતી શંકા થઈ. અર્જુન સાક્ષાત જાણતો હતો કે કૃષ્ણ ચન્દ્ર અને હું એ બને જન્મ્યા હતા લગભગ એકજ કાળમાં, સો સવાસો વર્ષો થયાં પૃથ્વી ઉપર હમો બન્ને આવ્યા છીએ. સો સવાસો વર્ષની જૂની વાતો ભગવાન કહે તો તે વિશ્વાસ યોગ્ય ગણાય! પણ આતો જગત જૂની વાત ભગવાન કહે છે! સો સવાસો વર્ષોથી જગતમાં આવેલા કૃષ્ણ, જ્યારે લાખો વર્ષ ઉપર આ કર્મયોગ મે સૂર્યને કહ્યો હતો, એમ કહે, ત્યારે એ અર્જુનનેજ નહિ કોઇને પણ મશ્કરી જેવું લાગે–ઠોક જેવી લાગે! આથી અર્જુનને પણ ભગવાનની વાતમાં કાંઇ ઉડાવપણું જેવું લાગે છે. આમ ભગવાનની વાતમાં તેને વિશ્વાસ ન ઉપજે, તે માટે આપણે પણ અર્જુનને ઠપકો ન આપી શકીએ. કાંઇ બુદ્ધિમાતી વાત પણ હોવી જોઇએ. આથી ભગવાને કહેલી વાત ઉપર અર્જુન પ્રશ્ન કરે છે. અને આ પ્રશ્નના ઉત્થાનમાં, તેના ઉત્તરમાં ભવ્યતમ સનાતન સિધ્ધાંતોનો સુંદર ઉદેશ આવવાનો છે: અર્જુન કહે છે કે હે ભગવન્! આપનો જન્મ તો અર્વાચીન છે. અને સૂર્યનો જન્મ પ્રાચીન છે. તો પછી આપે સૂર્યને આ યોગ કહ્યો એમ હું

કેવી રીતે વિશ્વાસપૂર્વક જાણું? અર્થાત્ હે ભગવન્! આપ તો સદી સવા સદીથી જગતમાં જનમ્યા છો. અને સૂર્યનું તો કાંઇ લાખો વર્ષનું આયુષ્ય છે. તો આપને મૂર્ખ કહે કે આપ સૂર્યને કાંઇ કહો! આપની વાત તો વિલક્ષણ લાગે છે. આતો બાપને દીકરોજ જન્મ્યાં પહેલાં કાંઇ કહે એવી વાહ્યાત્ વાત થઈ! તો ભલા! હવે કૃપા કરીને કહો કે આપની વાતમાં હું કેવીરીતે વિશ્વાસ મૂકું? કેમ આપની આ અધ્ધરટાલ જેવી ઉક્તિ વિશ્વસ્ય મનાય? અને અહીજ અર્જુનની માનવતા સિદ્ધ થાય છે. અર્જુન પોતાના માપે ભગવાનને માપે છે. અને એ તદ્દન સ્વાભાવિક છે. મનુષ્ય પોતાના માપેજ બધું માપે તો તેમાં આપણે એનો વાંક કેમ કાઢીએ? ભગવાન ભગવાન છે એ અર્જુનને હજી સમજાયું નથી! સવાસો વર્ષ સાથે રહ્યા છતાં અર્જુન ભગવાનને માપી ન શકયો! અને આથીજ ભગવાનની આગળ એ માનવસુલભ સવાલ કરે છે! ભગવાન મહામાયી હોઇને એમ સહેલાઇથી જણાય એવાજ નથી! નહિંતર ચોર્યાસી લાખ જન્મથી તે પ્રાણીમાત્રના હૃદયમાં હંમેશાં તેની સાથેજ રહે છે છતાં તેની તેને ઓળખ થતી નથી! તો પછી બીચારા અર્જુનને સો સવાસો વર્ષના પરિચયથી તો ભગવાનની અચિન્ત્ય મહત્તાનો કયાંથીજ ખ્યાલ આવે? અને આથી આ પ્રશ્નમાં અર્જુનની જે શંકાશીલતા છે તે સ્વાભાવિક છે. અને એ શંકાના ઉત્થાન જગત ઉપર તો ઉપકારજ થયો છે. આ બધી વાતનો હવે પછી ઉલ્લેખ આવશે. ॥૪॥

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

હે અર્જુન! મારા તથા ત્હારા અનેક જન્મો વીતી ગયા છે. હે શત્રુતાપન! તે બધાને હું જાણું છું તું જાણતો નથી. ॥ ૫ ॥

આમ આગલા શ્લોકમાં, અંતર્યામિ ભગવાનેજ, અર્જુનની મતિ ફેરવી, જગત ઉપર ઉપકાર કરવાને માટે અર્જુન પાસે પ્રશ્ન કરાવ્યો કે હે ભગવન્! આપનો જન્મ તો આજકાલનો છે અને સૂર્યનો તો અનન્ત કાળ પહેલાં થયેલો! કેવી રીતે સંભવે કે આપે સૂર્યને કર્મયોગનો ઉપદેશ આપ્યો? આ પ્રશ્ન-શંકાનું ભૂતવત્સલ ભગવાન હવે નિરાકરણ કરતાં પોતાનું તત્ત્વ-પોતાનુ

જીવન રહસ્ય, ભકતની આગળ ખોલે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! મારા અને તારા અનેક જન્મો વ્યતીત થઇ ગયા છે? સર્વજ્ઞ હોવાથી હું તે બધાને જાણું છું. અલ્પજ્ઞ હોવાથી તું તેમને જાણતો નથી! અર્થાત્ અહીં સંસારદશાના જીવ અને પરમાત્મા વચ્ચે રહેલા ભેદનું ભગવાન રહસ્ય કહે છે. કૃષ્ણ પરમાત્મા છે. સર્વજ્ઞ, સર્વશક્તિ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ભંગનું એક કારણ છે! ત્રિકાલજ્ઞ છે! પરમાત્માએ અનેક જન્મો લીધા છે. અને જીવે પણ અનેક જન્મો લીધા છે. પરમાત્માએ એવા તે કયા કયા જન્મો કયાં કયાં લીધા છે-તે તે જન્મ લઇને શું શું કર્યું છે તે બધું, અચ્યુત-જ્ઞાનસ્વભાવ હોવાને લીધે, રજેરજ જાણે છે. જ્યારે બીચારો જીવ! જન્મ મરણનો વચગાળો પણ પૂરો જાણતો નથી! આમ જ્યારે વર્તમાન જીવનની પણ પ્રત્યેક પળનું જીવને જ્ઞાન નથી તો મૃત્યુ-મૂર્છાની અસીમ અપરમાર દશામાં પડતો જીવ બીચારો જન્મજન્માન્તરને કયાંથી જાણી શકે? જીવનું જ્ઞાન આમ પ્રત્યેકપદે પરિમિત હોઇને જાણે જાણેને શું જાણી નાંખે? આથી હે અર્જુન! તું જીવ હોઈ જે પ્રશ્ન ઉઠાવે છે તે યોગ્ય છે! તને વર્તમાનનું તેટલું જરાતરા, અધકચરું, ઉપરછલ્લું જ્ઞાન છે! પરંતુ હું પરમાત્મા હોઈ, મને અનન્ત ભૂતકાળનું, સમગ્ર વર્તમાનનું અને અભેદ્ય ભવિષ્યકાળનું, કરતલામલકવત્ સાક્ષાત અચ્યુત જ્ઞાન છે! આથી તને ખબર નથી કે તેં કેટલા જન્મ વીતાવ્યા છે. મેં જેટલા જન્મો ભૂતકાળમાં વીતાવ્યા છે તે બધાની મ્હને પૂરી માહીતી છે. આથી હું કહું છું કે સૃષ્ટિના ઉદય કાળે સૂર્યને મે કર્મયોગ ઉપદેશ્યો હતો! આથી મારા કથન ઉપર તારી શંકાની ઉકિત બંધ બેસતી નથી! તું તારા ગજથી મને માપે છે! અહો! ગાઢ આંધળું અજ્ઞાન! ॥ ૫ ॥

> अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन् ।
> प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६॥

ન જન્મતો છતાંએ, ન મરતો છતાંએ, પ્રાણીમાત્રનો નિયન્તા હોઇને પણ, નિજ માયાને સ્વાધીન કરી નિજ માયા વડે હું પ્રકટ થાઉં છું. ॥ ૬ ॥

આમ જ્યારે ભગવાને કહ્યું કે મારા અને તારા અનેક જન્મો વીતી ગયા છે ત્યારે તો અર્જુનને વધુ હસવું આવ્યું. તે કહે છે કે ભગવન્! મારા તો છો અનેક જન્મો વીત્યા! પણ આપ તો સર્વેશ્વર રહ્યા! જન્મ મરણરહિત રહ્યા! ।જન્માદિથી પર એવા આપના અનેક જન્મો વીત્યા એ પણ વંધ્યાની પ્રસૂતિ જેટલીજ નિરાધાર વાત છે! ભગવન્! આપ આવી ન સમજાય એવી વાણી શું બોલો છો! કહો કે આપ પરમાત્માનો વળી જન્મ કેવો? અને આપનો પણ જો જન્મ છે તો મરણ છે અને જન્મ મરણ આપને પણ જો સ્પર્શતાં હોય તો પછી હે ભગવન્! આપ ભગવાન શાના! આપની અને જીવની વચ્ચે તફાવતજ ન રહ્યો! આમ જ્યારે અર્જુને સવાલ કર્યો ત્યારે ભગવાન જવાબ વાળતાં કહે છે કે હે અર્જુન તું તારી મતિ પ્રમાણે ઠીક કહે છે. પણ આ બાબતમાં જે રહસ્ય છે તે તું જાણ! હેવત્સ! હું અજ છું એટલે કે સ્વતઃ કે પરતઃ– આત્મદૃષ્ટિએ કે દેહાદિના સંબંધથી ન જન્મતો હોવા છતાંએ–હું અવ્યયાત્મા–એટલે કે સ્વતઃ અને પરતઃ મરણરહિત હોવા છતાંએ અને સ્થાવર જંગમનો અવિપનિ–નિયન્તા–સ્વામિ હોવા છતાંએ, મારી દૈવી, સૃષ્ટિ–નિર્માણ કરનારી માયા શકિતને, સ્વાધીન કરી, તેજ સ્વમાયાદ્વારા, હું સંભવું છું–પ્રાદુર્ભાવ પામું છું!

અર્થાત્ હે અર્જુન! યદ્યપિ મારે સ્વરૂપે કે દેહાદિરૂપે જન્મ નથી! અર્થાત્ મારે જન્મ જેવી કોઇ ચીજ નથી. અને આજીજ સ્વરૂપે કે પરરૂપે પણ મારે મોત જેવી ચીજ નથી. અર્થાત્ હુ સ્વરૂપે યદ્યપિ જન્મ મરણ રહિત છું, અને તે ઉપરાંત સ્થાવરજંગમ વિશ્વનો હું નિયન્તા છુ. આખીએ સૃષ્ટિ મારી આજ્ઞામાં પ્રવર્તે છે–આ બધું છે છતાંએ હું ઉત્પન્ન થાઉં છું! મારે જ્યારે જન્મ લેવો હોય ત્યારે મારી પ્રકૃતિને હું વશ કરી તે અદ્ભુત–મહામાયા=જળમાં સ્થળ અને સ્થળમાં જળ બનાવનારી–અચિન્ત્ય–સૃષ્ટિ નિર્માણ કરનારી દૈવી માયાદ્વારા સભવું છુ. સંભવુ છુ એટલે કે સારી પેઠે પ્રકટ થાઉ છું, સારી પેઠે પ્રકટવુ એટલે કે અચ્યુતજ્ઞાન અને ક્રિયા શકિત સાથે પ્રકટ થાઉં છું.

અર્થાત્ અહીં ભગવાન પોતાના અને જીવના જન્મમાં ભેદ બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જીવાત્મા સ્વરૂપે જન્મમરણરહિત છે. પરંતુ

તેમ છતા તે શરીરના સબધથી જન્મે છે અને મરે છે હુ પરમાત્મા તેવો નથી. કેમકે શરીરનું બધન શુભ અશુભ કર્મજન્ય છે જીવાત્મા શુભાશુભ કર્મથી જકડાયેલ છે આથી તેને દેહ દૃષ્ટિએ પણ જન્મ અને મરણ છે હુ પરમાત્માને શુભાશુભ કર્મનો સ્પર્શ નથી. આથી મારે સ્વરૂપે તેમજ દેહસબધે પણ જન્મ નથી।

વળી જીવાત્મા કર્મપરતન હોવાથી ઇશ્વર નથી હુ કર્મનો અધ્યક્ષ હોવાથી સર્વેશ્વર છુ, આથી જીવના ઉપર કર્મ અધિકાર ભોગવે છે. કર્મની સત્તાને જીવ વિના ભોગવ્યે મટાડી શકતો નથી. આથી તે કર્મનો સેવક રહે છે હુ પરમાત્મા કર્મના ઉપર સત્તા ભોગવુ છુ, આથી કર્મ મારૂં ગુલામ છે કર્મ પરાધીન જીવ અને કર્મ સ્વતન્ત્ર પરમાત્મા છે

વળી જીવાત્માને પ્રકૃતિને વશ થઇને, કર્મના ફલને ભોગવવાને, જન્મ લેવો પડે છે. તેને સ્વેચ્છાએ જન્મ નથી। પરતુ હું પરમાત્માને તેવુ નથી। હું પ્રકૃતિને વશ કરૂ છુ. અને સ્વેચ્છાએ જન્મ લઉ છુ, મને કોઇ જન્મ લેવા ફરજ પાડી શકતું નથી। અને જીવાત્માના જન્મને કોઇ ટાળી શકતું નથી। આમ હે અર્જુન। મારા અને જીવાત્માના જન્મમા તો મહાન તફાવત છે તુ જીવાત્મા અને પરમાત્માના જન્મમાં સમાનતા ન માન। આ બધોય અર્થ શ્લોકના શબ્દમાથીજ નીતરે છે અજ, અવ્યય, ઇશ્વર, વગેરે શબ્દોનો યથાર્થ અર્થ ઉપર કર્યો તેનાજ અર્થને અવકાશ આપે છે, અર્થાત્ પરમાત્મા જન્મે છે પણ તેનો જન્મ એ જીવના જન્મથી અનેરો છે। દિવ્ય છે. અલૌકિક છે। એની માયાથી એ જન્મે છે. અને માયા એ માયા। જો સમજાય તો એ માયા શાની? માયાની માયાજ પ્રાણીમાત્રને માયામા રાખતી હોઇને સમજાતી નથી। બસ. અહીં વધારે પ્રશ્નને અવકાશજ નથી। ભગવાન જન્મે છે. કેમ જન્મે છે, કેવી રીતે જન્મે છે—વગેરે બધાનો જવાબ એકજ છે અને તે તેની અઘટનઘટની, ચતુર માયા છે। ॥ ૬ ॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥

હે ભરતવંશોદ્‌ભવ! જ્યારે જ્યારે નિશ્ચય ધર્મની નિર્બલતા થાય છે અને અધર્મની પ્રબલતા થાય છે ત્યારે ત્યારે હું જાતને સર્જાવું છું. ॥ ૭ ॥

આમ ભગવાને પોતાનો જન્મ છે એમ જ્યારે કહ્યું ત્યારે અર્જુનના આશ્ચર્યનો પાર ન રહ્યો! તેને ભગવાનના જન્મ વિષે જાણવાની વધુ ઇંતેજારી થઇ. તેણે પૂછ્યું કે હે પરમાત્મન્! આવો આપનો જન્મ ક્યારે થાય છે? અને કયા હેતુથી થાય છે તે કૃપા કરીને કહો! આમ જ્યારે અર્જુને પૂછ્યું ત્યારે ભગવાનથી પણ પોતાના જન્મનું ગભીર રહસ્ય કહેવાઇ જાય છે! પરોપકારપરાયણના ભગવાનમાં તો સ્વયસિદ્ધ અને પરિપૂર્ણજ હોયને? આથી હવેના શ્લોકમાં ભગવાન આત્મજન્મનું રહસ્ય સમજાવતા કહે છે કે હે ભારત! તે પૂછ્યુંજ ત્યારે, તને મારાથી કહેવાઇજ જાય છે. સાંભળ! આ વાત અતિ ગભીર છે.' છતા તને કહુ છું, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની ચોમેરથી વૃધ્ધિ થાય છે ત્યારે ત્યારે હું જાતને સર્જું છું.

ધર્મ એટલે અભ્યુદય અને નિઃશ્રેયસના સાધનરૂપ વૈદિક કર્મયોગ આ કલ્યાણના કારણરૂપ ધર્મની જ્યારે જ્યારે ગ્લાનિ થાય છે, એટલે કે ગ્લાનિ-નિર્બળતા-શિથિલતા થાય છે-જનતામાથી ધર્મ વિષેની ભાવના અને તેનું આચરણ ઢીલુ થઈ જાય છે અને તેની અવેજીમા અધર્મની-એટલે કે ધર્મથી ઉલટા અવૈદિક કર્મોની ચોમેર પ્રવૃદ્ધિ થાય છે અર્થાત્ જનતાની અધર્મમાં અતિ પ્રીતિ થાય છે ત્યારે ત્યારે હું જાતને સર્જું છું. કેમકે ધર્મની શિથિલતા અને અધર્મની પ્રબળતામા જગતનો લપાત છે. આમ ભગવાનનો જન્મ અધર્મની ચોમેર વૃધ્ધિ અને ધર્મના હ્રાસ વખતે થાય છે અર્થાત્ આવું જ્યારે ટાકણું આવે ત્યારે પોતાની અદ્‌ભુત માયા વડે પરમાત્મા કોઇક પુરૂષ વિશેષના સ્વરૂપે જગતમાં પ્રકટ થાય છે! ॥ ૭ ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

સુકર્મીઓના ચોમેરથી રક્ષણ માટે, તથા દુષ્કર્મીઓના ધ્વંસ માટે, ધર્મના સંસ્થાપન કાજે હું કાળે કાળે પ્રકટ થાઉં છું ॥ ૮ ॥

અને પરમાત્માનું આવા અગ્નીના વખતે પ્રાકટ્ય કયા હેતુથી થાય છે? આ હેતુ કહેતા તો પરમાત્માનું નૈસર્ગિક કરૂણહૃદય જીવજાન ઉપર દયાથી ઉભરી રહે છે. પરમાત્મા કહે છે કે પ્રિય અર્જુન! સાધુઓના અભિરક્ષણ માટે તથા અસાધુઓ=દુષ્કર્મીઓના સંપૂર્ણ નાશ માટે અને ધર્મના સસ્થાપન માટે હું યુગે યુગે જન્મ લઉં છું, અર્થાત્ ત્રિવિધહેતુથી પરમાત્માનું સંસારમાં પ્રાકટ્ય થાય છે. પહેલો હેતુ સાધુઓનું પરિરક્ષણ છે. સાધુ એટલે જેઓ પોતાના અર્થ સાધે છે તે. અર્થ એટલે ઇષ્ટતમ ધ્યેય એટલે કે અભ્યુદય અને નિ:શ્રેયસ અર્થાત્ અભ્યુદય અને નિ:શ્રેયસના સાધનરૂપ આત્મા, જાતિ અને દેશની ઉન્નતિના કારણરૂપ, લોક અને વેદને સંમત એવાં કર્મોને, નિષ્કામભાવે, લોકસંગ્રહની દૃષ્ટિએ, આચરનારા સજ્જનોનું રક્ષણ એ મારો ધર્મ છે! હે અર્જુન! આ જગતમાં આવા સાધુઓ ન પીડાય એ જોવાનું મારૂં કર્તવ્ય છે! આથી એવા ધર્માત્મા–સાધુમાનસ મહાત્માઓનું સદા સર્વથા રક્ષણ એ મારા અવતારનું પહેલું પ્રયોજન છે!

વળી તે સાથે દુષ્કર્મશીલ દુર્જનોનો વિનાશ કરવો એ મારૂં બીજું પ્રયોજન છે! અર્થાત્ જે માણસો લોક અને વેદ બંનેને વિરૂધ્ધ એવાં નીચ, જાતિદેશ અને આત્માનો દ્રોહ કરે એવાં કર્મોમાં પ્રવર્તે છે તેવા, જગતના કલંક અને કંટકરૂપ પાપકર્મીઓના સપૂર્ણ વિનાશ માટે, મારો અવતાર છે.

અને આ ઉપર કહેલાં બે પ્રયોજનદ્વારા એક ત્રીજું મુખ્ય પ્રયોજન હું સાધું છું અને તે ધર્મનું સંસ્થાપન. ધર્મ એટલે વેદ અને લોક સંમત એવો, અભ્યુદય અને નિ:શ્રેયસનાં સાધનરૂપ કર્મયોગ. તેનું સંસ્થાપન એટલે સારી પેઠે સ્થાપન એટલે કે તેનું યથાશાસ્ત્ર આચરણ કરાવવું તે અર્થાત્ કલ્યાણના સાધનરૂપ કર્મયોગનો આચાર કરાવવા માટે, હું યુગે યુગે પુરૂષ વિશેષરૂપેજ પ્રકટ થાઉં છું. અર્થાત્ જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મની પ્રવૃધ્ધિ થાય છે ત્યારે ત્યારે હું જન્મું છું.

આમ આ ત્રિવિધ પ્રયોજનને ઉદ્દેશીને ભગવાન અવતરે છે! અર્થાત્ અહીં સાધકને માટે ભગવાન ગાઢ આશ્વાસન આપે છે. ભગવાન જ્યારે હું સાધુઓનું રક્ષણ કરૂં છુ એમ કહે છે ત્યારે, તમામ સત્કર્મી પુરૂષોને ઉપદેશ દે છે કે હે સત્કર્મરત પુરૂષો! તમો સત્કર્મમાં લાગ્યા રહો. તમારૂં ભય સ્થા-

નમાં રક્ષણ કરનાર હું એવો છું, દુષ્કર્મીઓ પુરુષોનો વિનાશ કરું છું ત્યારે ભગવાન એમ કહેવા ઇચ્છે છે કે હે સાધકો! તમે તમો દુષ્કર્મમાં પડતા! દુષ્કર્મ મને પસંદ નથી. તમારે માટે એ નિષિદ્ધ છે. અને ધર્મનું સંસ્થાપન કરું છું એમ કહે છે ત્યારે ધર્મજ જગતનો તારક છે માટે મનુષ્યો! તમો ધર્મનો આશ્રય લો એમ ઉચ્ચ સ્વરે કહે છે. આમ સાધક માત્ર માટે પરમાત્મા અહીં અભયદાન આપી તેને પુણ્યકર્મમાં, કર્તવ્ય બુદ્ધિથી નિરત રહેવા માટે સદેશદાન કરે છે. ॥ ૮ ॥

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

હે અર્જુન! જે મનુષ્ય આમ મારા દિવ્ય જન્મ તથા કર્મને તાત્ત્વિકપણે જાણે છે તે દેહને ત્યજી ફરી જન્મ પામતો નથી. મને પામે છે. ॥ ૯ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને ત્રણ પ્રયોજન સાધવાને માટે જાતે જન્મ લે છે એમ કહ્યું, હવેના શ્લોકમાં જે માણસ ભગવાનના જન્મનું અને જન્મકર્મનું રહસ્ય જાણે છે તેને શું ફલ મળે છે તે જણાવે છે. અર્થાત્ ભગવાનના જન્મ અને જન્મકર્મનું તાત્ત્વિકજ્ઞાન માણસને શું આપે છે તે બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જે માણસ આ રીતે મારા અલૌકિક કર્મને તાત્ત્વિકરીતે જાણે છે. તે દેહને તજીને પુન જન્મ પામતો નથી. હે અર્જુન! તે મને પામે છે! અર્થાત્ અહીં પોતાના દિવ્ય જન્મ અને દિવ્ય કર્મના તાત્ત્વિકજ્ઞાનમાં માણસને માટે મુક્તિ છૂપાઇ છે એમ ભગવાન કહે છે. જે માણસ ભગવાનના જન્મ અને કર્મને તત્ત્વતઃ જાણે છે તેને આ ફળ મળે છે. અર્થાત્ અહીં 'તત્ત્વતઃ' શબ્દના ઉપર ખાસ ભાર છે. વસ્તુને તેના મૂળરૂપે જાણનારને તેનામાં શ્રદ્ધા-અદ્ધર શ્રદ્ધા થાય છે. ભગવાન કાલે કાલે કર્મયોગરૂપી ધર્મના સંસ્થાપન માટે જન્મ લે છે. કર્મયોગ કોઈ એવી ચીજ છે જેનો લોપ ભગવાન પણ સાંખી શકતા નથી! આથી જ્યારે જ્યારે કર્મયોગનો લોપ થતો અનુભવાય ત્યારે ત્યારે ભગવાન કર્મયોગના સંસ્થાપન માટે અવતાર લે છે. આથી જે માણસ એમ જાણે છે કે ભગવાનને પણ કર્મયોગ વહાલો છે કેમકે જો કર્મયોગ

ભગવત્પ્રિય ન હોય તો ભગવાન તેના સંસ્થાપન માટે આગવું-જન્મ લેવા જેટલું કષ્ટ કેમ ઉઠાવે? આથી ભગવાનના અવતારમાં કર્મયોગનું પાલન એજ મુખ્ય ધ્યેય છે અને ભગવાન આને, ખાનગી-કર્મયોગને માટે અવતરે છે એમ જે જાણે છે તે કર્મયોગનુંજ યાવજ્જીવન પાલન કરશે. આમ ભગવાન કર્મયોગના સંસ્થાપન માટેજ અવતરે છે એમ જાણનાર કર્મયોગમાં અવ્યભિચારી પ્રીતિ રાખશે. કર્મયોગનું નિરપવાદ પાલન કરનારને ભગવાનના અવતારના બીજા બે પ્રયોજનો પણ જીવતા જીવત અનુભવમાં આવશે એટલે કે ભગવાનનું અવતાર કૃત્ય શું છે તે તેને યોગ્ય રીતે સમજાશે, સત્પુરુષોનું ભગવાન રક્ષણ કરે છે. દુષ્ટ પુરુષોનો તેઓ નિગ્રહ કરે છે. આથી ભગવદીય અવતાર કૃત્યને યથાર્થ રીતે જાણનાર માણસ સત્કર્મપરાયણ બનતો મત બનશે તે સ્વપ્ને પણ-ભૂલથી પણ- મલિન કર્મમાં ન રાચે. આમ ભગવાનના અવતાર કૃત્યનો મર્મ જાણનાર માણસ, સત્કર્મીજ થશે. દુષ્ટ કર્મી ન થશે દુષ્કર્મોમાંથી તેની એકધારી નિવૃત્તિજ હશે. આથી એ માણસની પરમાત્મામાં પરિપૂર્ણ શ્રદ્ધા જન્મશે કેમકે સત્કર્મ આત્માના અસત્ આવરણને ભેદે છે અને આત્મપ્રકાશને હૃદયમાં પથરાવા માટે અવકાશ આપે છે. ભગવાનનો મારા ઉપર અનુગ્રહજ હોય છે તે એવા માણસને જાત અનુભવે સમજાય છે અને આથીજ પગેપગે તેની સતના પ્રબંધ થતી જાય છે. આમ જે માણસ ભગવાનના દિવ્ય જન્મનાં અને દિવ્ય કર્મના તાત્ત્વિક જ્ઞાનવાળો છે તે સત્કર્મપરાયણ થવાનો તે દુષ્કર્મનિવૃત્તજ હોવાનો અને સત્કર્મોને પણ તે નિષ્કામ કર્મયોગની રીતે કરવાનો. આથી તેની પ્રતિ પળે હૃદય શુદ્ધિ થવાની તેની ભાવશુદ્ધિ સ્થિર થવાની અને ભાવ સંશુદ્ધિની સ્થિરતામાં દેહના બંધનોનું ત્રોડન છે. જ્યાં શુદ્ધિ છે ત્યાં દેહના બંધનો તદ્દન બરડ-રીમા-તાણના તુટી જાય એટલા સેગવણા હોય છે. આથી દેહભાવના કષ્ટમાંથી તે માણસ છૂટે છે. આત્મજ્ઞાનના નીતરા પાણીમાં તે હંસની પેરે વિહાર કરે છે. આમ દેહબંધ શિથિલ પડે છે અને દેહબંધ સમૂળ તૂટતા તે માણસ પુનર્જન્મ નથી પામતો! કેમકે પુનર્જન્મના બીજરૂપી આસક્તિ-તેજ સુકાઈ ગઈ છે-બળી ગઈ છે! અને જેનો રાગ નષ્ટ પામ્યો-જે વીતરાગ થયો, તેનો જન્મ સંભવતો નથી! અને જેનો પુનર્જન્મ નથી તે કદી અટવાઈ જતો નથી! તેવો મહાભાગ આત્મા પરમાત્માને

પામે છે. પરમાત્માની પ્રાપ્તિ કોઈ પ્રાપ્તવ્ય ચીજ છે એટલુંજ કહી શકાય! આમ ભગવાન જે કાંઈ અહીં મહાન ફલાદેશ કરે છે તે યથાર્થ છે! ॥ ૯ ॥

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागता ॥ १० ॥

રાગ ભય તથા ક્રોધથી શૂન્ય, હું (વાસુદેવ)મય; મારે શરણે રહેલા, જ્ઞાનરૂપથી તપથી શુધ્ધ થયેલા, અનેક મારા ભાવને પ્રાપ્ત થયા છે. ॥ ૧૦ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાનના જન્મ અને કર્મના જ્ઞાનમાં ભગવત્પ્રાપ્તિ બતાવી. અર્જુને કહ્યું કે ભગવન્! આટલું જાણવા માત્રથી જો આપની પ્રાપ્તિ થાય તો પછી આટલું કોણ નથી જાણતું? અને છતાં આપની પ્રાપ્તિ અતિદુર્લભ છે! કોઇ વિરલ મનુષ્યસિંહ આપને પામે છે. આપનું આટલું વાક્ય જાણે છે બધા અને છતાં આપને પામતા નથી કોઇ- તેથી ક્યાં તો આપનાં કહેવામાં કાંઈક અધુરૂં છે ક્યાં તો મારા સમજ્યામાં ક્યાંક કસુર છે! આમ જ્યારે ભગવાનને અર્જુને કહ્યું ત્યારે ભગવાન પોતાના વચનને સુસ્પષ્ટ કરતાં પોતાની પ્રાપ્તિનો પ્રકાર બતાવતાં કહે છે. હે અર્જુન! જે માણસોમાંથી રાગ દ્વેષ અને ભય ચાલ્યા ગયા છે તેવા વીતરાગી ગતક્રોધ, નિર્ભય, મન્મય, અને એક મારે આશ્રયે રહેનાર, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા એવા અનેક મારા ભાવને પ્રાપ્ત થયા છે.

અર્થાત્ ભગવાનના દિવ્ય જન્મ અને દિવ્ય કર્મને જેઓ સાચેજ જાણે છે તેઓનું તે જ્ઞાનથી જીવન કેવું થઈ જાય છે તે આ શ્લોકમાં બતાવે છે. અર્થાત્ ભગવાને બતાવેલા જ્ઞાનનું પરિણામ આ શ્લોકમાં જે વિશેષણો વાપર્યાં છે તેવું થાય છે! જેના જીવનમાં આ વિશેષણો સાર્થક થાય તેણે જાણવું કે ભગવાનના દિવ્ય જન્મ કર્મનું તેને યથાર્થ જ્ઞાન થયું છે! જે જ્ઞાન આવું ફળ ન આપે તે ક્યાંક મેલું છે, અધુરૂં છે. ક્યાંક અશ્રદ્ધાથી ખરડાયેલું છે એમ માનવું.

ભગવાન અવતાર લે છે અને તે કર્મયોગના સંસ્થાપન માટે, તેઓ સાધુઓનું રક્ષણ કરે છે અને અસાધુઓનું નિકંદન કાઢે છે એમ જે સાચેજ

જાણે છે-તે માણુસ રાગ-ક્રોધ-અને ભયથી છૂટેલો થશે. કર્મનું જેટલું ફળ મળવાનું હોય તેટલુંજ મળશેજ માટે. રાગને માટે ક્યાંયે અવકાશ નથી એવી તેની સમજ હોવાથી તે રાગ રાખવામાં વિવેક નથી એમ પણ તે સમજ તોજ હશે, કેમકે રાગ અવિવેકની સંતતિ છે. આથી ભગવત્પ્રિય કર્મયોગનુંજ તેનામાં આચરણ હશે. અને કર્મયોગ તો રાગનો દેશનિકાલ કરે છે. આથી તે માણુસ રાગથી પ્રેરાયેલ ન હોય. જ્યાં રાગ નથી ત્યાં રાગનુંજ પ્રતિસ્વરૂપ દ્વેષ ન હોય! રાગ અને દ્વેષ એકજ ચીજ છે! અને તેવો માણુસ ભય રહિત પણ હશેજ. કેમકે ભય એ દ્વેષનુંજ વિકૃત સ્વરૂપ છે! અને ભગવાનની રક્ષણ શક્તિમાં જેને વિશ્વાસ છે-તેને માટે ભય. એ નાસ્તિકતા છે. આમ જે માણુસ ભગવાન કર્મયોગના સંરક્ષણ માટે અવતાર લે છે એમ સાચેજ જાણે છે તે રાગદ્વેષ અને ભયથી પર હશે.

વળી આ જ્ઞાન તેવા માણસને 'મન્મય'-એટલે 'ભગવન્મય' બનાવશે. **મત્** એટલે 'હું' **મયટ્** પ્રત્યય પ્રાચર્યનો-ખૂબપણાનો બતાવનાર છે. અર્થાત્ તેવો માણુસ, ભગવાન પોતાના તરફ આંગળી ચીંધીને કહે છે કે "હુંમય" અર્થાત્ ભગવાનમય હશે. ભગવાનમય હોવું એટલે કે માણુસે પોતાના 'હું-પદને વિસરી જવું. અને તેની જગ્યાએ પરમાત્માને સ્થપાવવો અર્થાત્ તેના હૈયામાં પરમાત્માનો પ્રાદુર્ભાવ હશે. અને જેનામાં વ્યક્તિગત-સ્વાર્થી હુંકાર નથી-અહંભાવ નથી અને ભગવદ્‌ભાવ હોય તેનું વર્તનજ તેની ભગવાનમયતા બનાવશે. અર્થાત્ જેના હૈયામાં ચોવીસે કલાક ભગવાનની ભાવના રમતી હોય તેને માટે આખું વિશ્વ એ ભગવન્મય છે. એને બધાનામાં ભગવાન અનુભવાશે. અને ભગવાનજ વિશ્વમય હોવાથી એવો માણુસ પ્રાણીમાત્રમાં આત્મૌપમ્ય વર્તનવાળો રહેશે. અર્થાત્ સૌના સુખદુઃખને પોતાનાં અનુભવનાર હશે. આમ મન્મય શબ્દ જીવનમાં વણવો એ સ્હેલું નથી. પણ જે ભગવાનના અવતાર રહસ્યને જાણે છે તેનામાં એ આવ્યા શિવાય ન રહે!

આમ ભગવાનમય જે માણુસ હશે તે એક ભગવાનનાજ આશ્રયે જીવનારા હશે! કેમકે જગતનાં કોઈપણ પદાર્થમાં છેવટનું રક્ષણ કરવાની, અવલંબન આપવાની, તાકાત નથી એવું તેનું સ્પષ્ટતમ ભાન હોય છે. આથી તે માણુસ એક પરમાત્માના આશ્રયે રહેતાં શીખશે. બાળકનો જેમ તમામ

આધાર તેનો પિતા હોય તેમ આવા 'ભગવાનમય' માનવના જીવનના પ્રત્યેક વિભાગમાં આશ્રય એક પરમપિતા હોય છે!

વળી તેવા માણસો જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા હોય છે. જ્ઞાન એટલે પરમાત્માને લગતું જ્ઞાન. પરમાત્માને લગતાં જ્ઞાનથી પવિત્ર એટલે શુધ્ધ અર્થાત્ જેને સમજાયું છે કે વિશ્વની તમામ સચરાચર વસ્તુઓમાં એકજ પરમપિતા વિલસી રહ્યા છે તે માણસજ શુધ્ધ એટલે દ્વૈત ભાવનામાંથી નિપજતી વિષમતાઓરૂપી મેલમાંથી મુક્ત થાય છે. અર્થાત્ તેવા માણસો જડ અને ચેતન સર્વમાં એક બૃહત્ સત્તાને ઓળખે છે અને એ વિશાળતમ સત્તાજ મારૂં મૂળ સ્વરૂપ છે એમ સમજે છે. આવી સમજ તેમને વિશ્વની ભરમાવી નાંખે—અકળાવી નાંખે એવી વિષમતાઓમાંથી ઉગારી લે છે. અને તેને પ્રત્યેક અનુભવે એમ સમજાય છે કે સત્ એક છે. વિપ્રો તેને અનેક પ્રકારે વર્ણવે છે. દેખાવની વિવિધતાથી તે વસ્તુની વિવિધતા માની બેસતો નથી. તેમની નજરમાં, સમજમાં તો એકજ બ્રહ્મ સત્તામાં આખું વિશ્વ ઓગળી જાય છે. આવા એકેશ્વરની વિશ્વવ્યાપી સત્તાનો તેમને જાત અનુભવ હોવાથી તેઓ દ્વૈતરૂપી મેલથી પવિત્ર થાય છે. અને હે અર્જુન! આવા તો કોઈ જોવામાં આવતા નથી એમ જો તુ કહેતો હોય તો તે તારી અલ્પમતિનું પરિણામ છે. એવા અનેક મહાત્માઓ થઇ ગયા છે! અર્થાત્ આ ઉપદેશ અશક્ય નથી! પુષ્કળ પ્રયત્ન જોઈતો હોય ત્યાં અપ્રયત્નશીલ કે મંદ પ્રયત્નવાળા થાકી જાય તેથી વસ્તુતત્ત્વ માર્યું જતુ નથી. અને વળી વિશ્વ વિશાળ છે. આપણને શી ખબર કે ક્યા ખૂણામાં ક્યા અને કેવા પુરૂષો, કેવા આત્માઓ વસે છે! આથી ભગવાન કહે છે કે એવા અનેક પુરૂષો મદ્દભાવને પ્રાપ્ત થયેલા છે. ભગવદ્દભાવ એટલે પરમાત્માની સત્તા અને પરમાત્માની સત્તા અવિનાશી છે. અર્થાત્ અવિનાશી સત્તા એટલે કે મોક્ષને તેઓ પામ્યા છે—અર્થાત્ જન્મ મરણના ચક્રમાંથી તેઓ છૂટયા છે. આમ ભગવાન જાને કોણ મોક્ષને લાયક છે તે અહીં બતાવે છે. અને ભગવાન કરતાં તો માણસ ડાહ્યો નથી. તેથી હે અર્જુન! જે મારાં દિવ્ય જન્મકર્મને યથાર્થ જાણે છે તે વીતરાગી, ગતદ્વેષી, નિર્ભય-મના, થાય છે તે મન્મય થાય છે.' તે મદેશ્શરણુ થાય છે. જ્ઞાનરૂપ તપથી પવિત્ર બને છે. અને છેવટે મદ્દભાવને પામે છે એ મારૂં કથન યોગ્યજ છે! ॥ ૧૦ ॥

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ ! सर्वशः ॥ ११ ॥

હે પૃથાપુત્ર ! જે, જે રીતે મારા તરફ આવે છે તેને તેજ રીતે હું ભજું છું દરેક રીતે મનુષ્યો મારા માર્ગને અનુસરે છે ॥૧૧॥

આમ આગના શ્લોકમા અનેક મનો મદ્ભાવને પ્રાપ્ત થયા છે એમ પ્રદર્શિત કર્યું હવે ભગવાન પોતાનું અદ્ભુત માહાત્મ્ય બતાવે છે જ્ઞાની કે અજ્ઞાની સૌ પરમાત્માનાજ માર્ગે ચાલી રહ્યા છે એમ- એતો જગતની રચનાનુ ગૂઢતમ રહસ્ય બોને છે ભગવાન કહે છે કે હે અર્જુન ! વધારે તો શુ કહુ ? જે માણસો જેવી રીતે-જે ભાવથી મારી પાસે પહોંચે છે તે બધાને હુ તેજ રીતે ભજુ છુ હે પાર્થ ! સમસ્ત માનવો મારો માર્ગ અનુસરે છે

અર્થાત્ મનુષ્ય માત્ર જે ભાવથી ભગવાનને ભજે છે તેજ ભાવ મુજબ ભગવાન તેને ભજે છે એટલે કે જે મનુષ્ય નિષ્કામભાવે ભગવાને કને પહોંચે, સકામભાવે તેમની આશાએ જાય-અર્થાત્ ભગવાન ભગવાન છે માટે ભજવા યોગ્ય છે એવા નિષ્કામ જ્ઞાનમય ભાવથી ભગવાનનુ શરણુ લે અગર તો ભગવાન મને સ્વર્ગ આપશે મારા મનના મનોરથો પૂરા કરશે એવા સકામ મોહવિષ્ધ ભાવથી ભગવાનનુ શરણુ લે ગમે તે રીતે પોતપોતાના સ્વભાવ અનુસાર પણ ભગવાનને જો તે શરણે જાય તો પરમાત્મા પણ તેને તેવાજ સામા ભાવે ભજે છે અર્થાત્ ભગવાન સૌને ભાવાનુકૂળ ફળ આપે છે નિષ્કામ હો અગર સકામ હો ભગવાન પ્રાણીમાત્રના ભાવને જુવે છે અને તે ભાવને અનુરૂપ તમામને ફળ આપે છે કેમકે ભગવાનના મનમા તો સૌ પ્રાણી તેના પોતાના છે ભગવાનને કોઈ પારકો નથી સૌમા તેની આત્મીયતા છે આથી સૌના ઉપર તે પોતપોતાના ભાવને અનુકૂળ અનુગ્રહ કરે છે જેનો નિષ્કામ ભાવ છે તેનો મોક્ષદ્વારા અનુગ્રહ કરે સ્વર્ગની ઈચ્છાવાળાને ભગવાન સ્વર્ગદાન કરે લૌકિક સ્ત્રી પુત્ર પશુ ધન વગેરે પદાર્થોની કામનાવાળાને તે પદાર્થો સમર્પી અનુગ્રહ કરે છે આમ ભગવાનનું દાતૃત્વ મનુષ્યના ભાવ ઉપર નિર્ભર છે આમ કહી પરમાત્મા સૌના ઉપર અનુગ્રહ કરે છે એમ બતાવી માણસને પોતાના ભાવનો ઉત્કર્ષ કરવા પ્રેરે છે જ્યારે મનુષ્યના ભાવને-પરમાત્મા જુવે છે ત્યારે મનુષ્યે પોતાના ભાવો બને તેટલા ઉચ્ચ રાખવાની

ઇચ્છા રાખતી જોઇએ! ભગવાન મનુષ્યમાત્ર ઉપર કેમ અનુગ્રહ કરે છે? તો પરમાત્મા અહીં એક ગૂઢ વાત કહે છે કે હે અર્જુન! સર્વે. મનુષ્યો મારાજ માર્ગનું અનુસરણ કરે છે! અર્થાત્ પરમાત્માને વટાવીને કોઇપણ પ્રાણી જઈ શકતું નથી. જે દેશમાં જે કાળમાં જે જાતિનો મનુષ્ય હોય ત્યાં ત્યાં એ જે કાંઇ કરે છે તે બધું પરમાત્મા તો જુવે છેજ. અને તે કરે તેનુ ફળ તો આપવુજ રહ્યું. એટલે કે કર્મ માણસને માટે દુરતિક્રમ છે. અને ભગવાનને માટે તેનુ ફળ આપવું એ અનુલ્લંઘ્ય છે! આમ માણસ જાણે અગર ન જાણે ઇચ્છે અગર ન ઇચ્છે તે કદી નાસ્તિક-એના સાચાં અર્થમાં નાસ્તિક હોઇ શકતો નથી! ભગવાનના આ વાક્યમાંથી આજ અર્થ નીકળે છે. સૌ જ્યારે ભગવાનનાજ લાડીલાં છે ત્યારે નાસ્તિક કોણ? અર્થાત્ તાત્વિક દૃષ્ટિએ જોતાં નાસ્તિકતા જેવી કોઈ ચીજ નથી! માણસ ભગવાનનુ અસ્તિત્વ ન સ્વીકારે એટલે કાંઇ ભગવાનની અસ્તિ મટી જતી નથી! કેમકે ભગવાનની અસ્તિ માણસની માન્યતા ઉપર નથી! આથી તે જાણતો ન હોય એ બને પણ તેથી તે નાસ્તિક બની શકતો નથી. કેમકે અસ્તિ અવ્યભિચારી છે આથીજ માણસ પોતાની ક્ષુદ્રતાને લીધે, બુધ્ધિની મંદતાને લીધે, હૃદયની મલિનતાને લીધે જોઇ ન શકે એ ખરૂં પણ તે છેવટનો નાસ્તિક બની ન શકે અને આથીજ પાપાત્માને માટે પણ છેવટે ઉધ્ધાર શક્ય હોય છે થોડોવાર પાપાત્મા અટવાય પણ છેવટે પણ તે પરમાત્માનો લાડીલો હોવાથી કલ્પાન્તે પણ તેને સન્ત બન્યા શિવાય છૂટકો નથી! આમ આ શ્લોકમાં ભગવાન એમ બતાવવા માગે છે કે હે અર્જુન! આ જગતની રચનાજ એવી છે કે એમાં કોઈ ભગવાનનો માર્ગ સ્વીકાર્યા શિવાય રહી શકતું નથી! જાણ્યે અજાણ્યે પણ તે પરમાત્માનેજ ભજે છે. ફેર ફક્ત એટલો કે જાણીને ભજનારને આ વાત સમજાય છે બીજાને તે સમજાતી નથી! પણ ન સમજાય તેથી કાંઇ સિદ્ધવસ્તુ અસિધ્ધ બનતી નથી! ઘુવડની દૃષ્ટિ દૂષિત હોય તેથી સૂર્યનો પ્રકાશ ટળી જતો નથી! આમ પ્રાણીમાત્ર પરમાત્મા તરફજ ધસી રહ્યા છે.-સૌ કોઈ પરમાત્માના માર્ગેજ ચાલી રહ્યાં છે. ફક્ત સૌને એ સમજવાની જરૂર છે કે હમે ક્યાં જઇએ છીએ અને કેવી રીતે જઇએ છીએ! સમજપૂર્વકના અને અસમજપૂર્વકનાં વર્તનમાં તેટલો ફેર છે! ॥૧૧॥

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

આ મનુષ્યલોકમાં કર્મની ફલપ્રાપ્તિને ઇચ્છતા મનુષ્યો, દેવતાઓને પૂજે છે. કેમકે મનુષ્યલોકમાં કર્મજન્ય સિધ્ધિ જલદી થાય છે (એમ તેઓ માને છે) ॥ ૧૨ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાનનોજ માર્ગ સૌ અનુસરે. છે અને ભગવાન 'સૌ મારાં છે' એમ જાણતા હોવાથી સૌને પોતપોતાના ભાવાનુસાર ફળ આપે છે એમ કહી કોઇ જગતમાં સાચા અર્થમાં નાસ્તિક હોતુ નથી એમ કહ્યું. અર્જુન કહે છે કે હે ભગવન્! જ્યારે બધાંજ આપના માર્ગને અનુસરે છે અને આપ જ્યારે બધાનેજ તત્તત્ ફળદાનથી અનુગ્રહીત કરો છો તો પછી બધા આપને તજીને બીજા દેવતાઓને શરણે કેમ જાય છે? બધા આપનું અનુસરણ સ્પષ્ટ રીતે તો કરતા જણાતા નથી! ભગવાન કહે છે કે અર્જુન તું ઠીક કહે છે. આ જગતમાં મારી મૂળ ઓળખવાળા મળવા પણ મુશ્કેલ છે. અને મોટો ભાગ તો જગતમાં કામનાવિધ્ધ છે. આથી મનુષ્યનો મોટો વર્ગ કર્મોની સિધ્ધિને ચાહનારો હોઇ આ જગતમાં બીજા દેવોને પૂજે છે. કેમકે આ મનુષ્યલોકમાં કર્મજન્ય સિધ્ધિ જલદી થાય છે એમ તેઓ માની બેઠા છે! અર્થાત્ હે અર્જુન! મનુષ્યનો મોટો ભાગ મને છોડી બીજા દેવોને ભજે તે યોગ્યજ છે! કેમકે બીજા દેવો કાંઈ મારાથી જુદા નથી! પણ માણસની મતિ મર્યાદિત હોવાથી તેને મારા મૂળ સ્વરૂપની ઓળખ નથી. તેમને હું કેવો છું તે જાણવાની ધીરજ નથી. કેમકે મને જાણવા ઇચ્છનારે તો આત્મશુધ્ધિનો પ્રયોગ સાધવો રહ્યો. આત્મશુધ્ધિમાં મારૂં દર્શન છે. પણ આતો બીચારા કર્મફલ ઇચ્છે છે. એટલે મને મૂળમાં જોવાને જેટલી ધીરજ, જેટલું બળ, જેટલો ત્યાગ વગેરે જોઇએ તેટલું બધું સંપાદન કરવાને તેઓ ધીરજવાળા નથી હોતા. અને કર્મજન્યસિધ્ધિ એટલે બીજા દેવોના પૂજન કર્મથી મળનારી સિધ્ધિ જલદી પ્રાપ્ત થાય છે. અને એમ માની તેઓ તે તે દેવને પૂજવા મંડી પડે છે! એમાં એમની સમજનો વાંક છે બાકી બીજા દેવતાઓદ્વારા પણ તેઓ મનેજ પૂજી રહ્યા છે! કેમકે હું દેવોનો પણ દેવ છું. ભલા! પરમાત્મા આગળ દેવોનું દેવત્વ પણ કેટલું?

હવે ભગવાન કહે છે કે મારે તો સૌને ફલ આપવુ રહ્યુંજ એટલે આવા કૃપણુ માણુસોને હુ તે-તે દેવતારૂપે તેઓની ભાવનાનુસાર ફળ આપુ છુ આમ 'ચડ ચૂલા ખાઉ' જેવી જેમની મનોદશા છે, તેઓ બીજા દેવોને પૂજે છે અર્થાત્ કર્મફ્લની પ્રાપ્તિની ઉતાવળમા મનુષ્ય વિવેક ભૂલી ભગવાનને તજી ઇતર દેવોનો ઉપાસક બની જાય છે. એમાં ભગવાનનુ તો કશુ બગડતુ નથી પણુ અવિવેકી મનુષ્યનું બગડે છે કેમકે તે કુબેરને છોડી દરિદ્રને ભજવા મડી પડે છે અને કુબેરપૂજન અને દરિદ્રપૂજનનો ફળભેદ પણુ તેટલોજ છે! દરિદ્ર આપે આપેને પોતાની મર્યાદા જેટલું આપે! આમ સમજનો અપરાધ છે! પણુ તેથી સિધ્ધાન્તને બાધ આવતો નથી! ॥૧૨॥

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३॥

મેં ચાર વર્ણોને ગુણુ અને કર્મના ભેદે સરજી છે. તે ચાર વર્ણોનો સરજનાર છતા પણુ, અવિનાશી એવા મને, તું ન સરજનાર જાણુ ॥ ૧૩ ॥

પરમાત્મા સૌને તે તે દેવતાઓના પૂજનનુ ફળ આપે છે. આનો ટૂક અર્થ એ થયો કે પરમાત્મા સર્વકર્મફ્લદાતા છે સૌ સૌના કર્મને અનુસાર સૌને તે તે ફળ મળે છે. હવે મહત્વની વાત તો એ છે કે આ કર્મફ્લ પ્રમાણે સૃષ્ટિની રચના વ્યવસ્થા વગેરે કરનાર પરમાત્માને આ કર્મફ્લો નડે છે કે નહિ? કેમકે ભગવાન પોતાનો દાખલો આપી જીવનો કર્મબંધનમાથી ઉધ્ધાર કરવા માગે છે પરમાત્મા પોતે કર્મફ્લ આપવાનુ કર્મ કરે છે અને છતા તે કર્મના બન્ધનથી મુક્ત રહે છે પરમાત્મા આમ કર્મ કરવા છતા કઇરીતે કર્મ લેપથી મુક્ત રહે છે, એ રહસ્ય જો માણુસ જાણે તો તે પણુ કર્મ કરે છતા કર્મના બંધનમાથી મુક્ત રહે અને આ રહસ્યને ઉકેલવા તો પરમાત્મા આ ગીતાજીમા પ્રયત્નશીલ છે આથી હવે જે સિધ્ધાંતનુ દર્શન કરાવવા અત્યારસુધી ભગવાને જે જે મહત્વની વાતો કરી તે સિધ્ધાતનુ સ્ફોટન કરતા કહે છે કે હે અર્જુન! ગુણુ અને કર્મના વિભાગ મુજબ આ ચાતુર્વર્ણ્ય ને સરજ્યુ છે તે ચાતુર્વર્ણ્યનો કર્તા છતાએ તુ મને તેનો અકર્તા-ન કરનાર જાણુ!

અર્થાત્ હે અર્જુન! સૌ જીવના ગુણના ભેદ અને ગુણજન્ય કર્મના ભેદે મેં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રરૂપી ચાતુર્વર્ણ્ય સરજ્યું છે. અને પ્રત્યેક પ્રાણીમાં તે ત્રણ ગુણોની ઓછીવત્તી-વિષમ માત્રાઓ રહેલી છે! કોઈનામાં સત્વગુણ વિશેષ હોય અને રજોગુણ તથા તમોગુણ ઓછો હોય. કોઈનામાં રજોગુણની અધિકમાત્રા હોય અને બીજા બે ગૌણ હોય. કોઇનામાં તમોગુણ વિશાળ હોય અને બાકીના બે અલ્પ હોય! આમ પ્રાણીમાત્રમાં ગુણોના ન્યૂનાધિકયથી સ્વભાવમાં ફેર હોય છે. તેમજ ગુણોની આ વિષમતાને લીધે પ્રાણીમાત્રમાં કર્મની વિષમતા હોય છે આ કર્મભેદને લઈને ફળભેદ હોય છે. આ સિદ્ધાંત છે. આથી સૃષ્ટિમાંએ વિષમતા છે! એ વિષમતાનું વર્ગીકરણ સામાન્યતઃ સિધ્ધાંત બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વિભાગમાં થઈજાય છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જે જીવનું જેવા પ્રમાણનું સત્વાદિ ગુણોનું મિશ્રણ હોય અને જેવું તે ગુણભેદથી તેનું કર્મ હોય તે મુજબ હું તે જીવને બ્રાહ્મણાદિવર્ણોમાં જન્મ આપુ છું. એટલે કે ગુણ અને કર્મના વિભાગને લઈને-તે વિભાગના આશ્રયે-ધોરણે હું આ ચાર વર્ણોને સરજું છું, આમ આ ચાર વર્ણોનો હુ કર્તા છું છતાં તું મને કર્તા ન જાણ કર્તા હોવા છતાં હું કર્તા નથી એ વાત આશ્ચર્ય ઉપજાવે છે. અને છતાં સત્ય આશ્ચર્યોના આશ્ચર્ય કરતાં પણ ઘણી વખત વધારે આશ્ચર્યમય હોય છે. ભગવાન કર્તા છે છતાંએ કર્તા નથી-એ વાત આવતા શ્લોકમાં હેતુપૂર્વક સિધ્ધ કરશે.

અહીં એક વાત ધ્યેય છે આ શ્લોકમાં ચાતુર્વર્ણ્યનો હું સર્જક છું એમ સિદ્ધ કરવાનો ભગવાનનો આશય નથી! આ આશય ન સમજવાથી ઘણા લોકો આ શ્લોકનો દુરુપયોગ કરે એ સંભવે! ભગવાન અહીં પોતે કર્તા છતાં અકર્તા છે એ વાત સિદ્ધ કરવા પ્રયત્નશીલ છે! ભગવાન તો સમસ્ત બ્રહ્માંડના સર્જનહાર છે. સમસ્ત બ્રહ્માંડના સર્જકને માટે તે ચાતુર્વર્ણ્યના સર્જક છે એમ કહેવું એ અતિ અલ્પોક્તિ છે. પરંતુ અહીં તો કર્તૃત્વ હોવા છતાં અકર્તૃત્વ બતાવવાનો આશય છે. અર્થાત્ ગુણકર્મના વિભાગના ધોરણે - ચાતુર્વર્ણ્યની સૃષ્ટિ એ તો ઉદાહરણમાત્ર છે. એ ઉદાહરણથી સાધ્ય તો કર્તૃત્વ છતાં અકર્તૃત્વ છે. આથી આ શ્લોકનો દુરુપયોગ કરી ભગવાનના નામે વર્ણાભિમાન કેળવવાનો કોઈનો હક્ક નથી. ॥ ૧૩ ॥

**न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्धयते ॥१४॥**

**મ્હને કર્મો લેપતાં નથી. મારી કર્મફલમાં સ્પૃહા નથી. આમ મને જે જાણે છે તે કર્મોથી બંધાતો નથી ॥ ૧૪ ॥**

ભગવાને કહ્યું કે હું ચાતુર્વર્ણ્યનો કર્તા છું, છતાં કર્તા નથી. આ વાત અર્જુનને નવાઇ જેવી લાગી! આતો હુ બોલું છું, છતાં મારે છળ નથી એવી વાત થઈ! આથી અર્જુન પૂછે છે કે હે ભગવન્! આપ પ્રત્યક્ષ કહો છો કે હું કરૂ છુ છતાં આપ કર્તા નથી એ કેવી રીતે? આ સમસ્યાનો ઉત્તર આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મયોગની એજ ખૂબી છે. એમાં વિરોધાભાસ જેવો લાગે છે પણ વિરોધાભાસ નથી. મને કર્મો લિપ્ત કરતાં નથી. કેમકે મારે કર્મના ફલમાં સ્પૃહા નથી! કર્મના ફલમાં મારે સ્પૃહા નથી, એજ સિધ્ધાંતના આધારે હું વિશ્વતત્ર ચલાવતો હોવાથી જગતની ઉત્પત્તિ સ્થિતિ લય કે બીજાં કોઇપણ કર્મો મને પરમાત્માને કર્તા કરતાં નથી! જેને કર્મના ફલની સ્પૃહા હોય તેને કર્મ કર્તા કરે. તેનામાં કર્તાપણાનુ અભિમાન આવે અને તેને જરૂર કર્મનો લેપ લાગે પણ હું કર્મ કરું છુ=તમામ જગત્ વ્યવસ્થાના કર્મો આચરૂ છું. પણ એ કર્મોનાં ફળની અંદર મને આસક્તિ નથી. અને આસક્તિ ન હોવાને લીધે મને કર્મ સ્પર્શતાં નથી–બાંધતા નથી એટલે કે કર્મનો કર્તા છતાં મને કર્તા કરતાં નથી! હવે આ સિધ્ધાંત ભગવાને આત્મસ્તુતિ માટે નથી બતાવ્યો. પરંતુ ભગવાનની માફકજ ભગવાનના પુત્ર–મનુષ્યે આચરવાનું છે એ દૃષ્ટિએ મૂક્યો છે! આથી જે મનુષ્ય વિના ફલાસક્તિ કર્તવ્ય કર્મ કરે છે તેને શું ફળ મળે છે તે બતાવતાં કહે છે કે આમ જે માણસ મને સારી પેઠે જાણે છે તે માણસ કર્મથી બધાતો નથી! અર્થાત્ જે માણસ ભગવાનની માફક કર્મફળમાં સ્પૃહા ન રાખતાં પોતાને ફાળે આવેલાં તમામ કર્મોને કર્તવ્યબુધ્ધિથી આચરે તે માણસને તે કર્મો બંધન લાવતાં નથી! કેમકે કર્મનું બધકત્વ આસક્તિમાં–ફલસ્પૃહામાં છે. તે ફલની ઝંખના શિવાયજ જે પ્રવર્તે છે તેને કર્મ બંધનકર્તા નથી નીવડતાં. આમ કર્મ કરવા છતાં કર્મનાં બંધન ન નડે એવો કર્મ કરવાનો એક માત્ર ઉપાય કર્મયોગ છે! ભગવાન જાતે તે મુજબ આચરે છે. અને જે ભગવાનને પણ આચરણીય છે તે માનવને માટે હોયજ! કેમકે મનુષ્ય પરમાત્માનો પ્રિય પુત્ર છે! બાપના પગલામાં પગ મૂકે તે તો પુત્ર! આમ કર્મયોગની સમસ્યાદ્વારા ભગવાન અહીં જીવનના રહસ્યની સમસ્યા ઉકેલે છે. અને ભગવાન

અને માણસમાં કાંઈ ભેદ થોડોજ છે! ભગવાનના જેવું આચરણ કરતો માણસ થાય એટલે તે માણસ છતાંએ ભગવાન થાય. નરનો નારાયણ બનવાનો અહીં ઉપાય ભગવાન બતાવી ગયા છે! ॥ ૧૪ ॥

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

આમ જાણીને પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મ કર્યું છે. તેથી તું કર્મજ કર. કેમકે પૂર્વજોએ તેમના પૂર્વજો પાસેથી પ્રાપ્ત થયેલું કર્મ કર્યું છે. ॥ ૧૫ ॥

ભગવાને આત્મદૃષ્ટાન્તથી કર્મ કરવા છતાં કર્મબન્ધન ન લાગે એવો ઉપાય બતાવ્યો. એ દૃષ્ટાન્ત ઉપરથી ફલતો સિધ્ધાંત બતાવતાં અર્જુનને કહે છે કે હે અર્જુન! આવું જાણીને આગળના મુમુક્ષુઓએ પણ કર્મ કર્યું હતું. તેથી તું પણ તે કર્મજ કર. કેમકે આગળના જનક વગેરે રાજર્ષિઓએ તેમના પણ આગળના રાજર્ષિઓની પરંપરાથી પ્રાપ્ત થયેલું કર્મજ કર્યું હતું.

અર્થાત્ વિના ફલાસકિત, લોક અને વેદ સંમત, સ્વવર્ણને ઉચિત, કર્મોને કર્તવ્યબુધ્ધિથી કરનારા મનુષ્યો પણ કરાતાં તે તે કર્મોથી બંધાતા નથી– જેમકે ભગવાન વાસુદેવ-શ્રીકૃષ્ણ, માટે અમારે પણ તેજ મુજબ વર્તવું યોગ્ય છે એમ જાણીને પ્રાચીન મુમુક્ષુઓએ પણ કર્મ કર્યું હતું. અર્થાત્ આ લોક અને પરલોકનાં દુઃખોમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છાવાળાઓએ પણ ઉપરનો સિધ્ધાન્ત સત્યતમ છે એમ જાણી પોતપોતાનાં કર્મોને કર્તવ્યબુધ્ધિથી આચર્યાં હતાં. તેથી – પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મજ કર્યું હતું તેથી – આજના મુમુક્ષુએ પણ કર્મ કરવું જોઇએ. અર્થાત્ હે અર્જુન! મનુષ્યમાત્રે સ્વકર્મને કર્તવ્યબુધ્ધિથી નિઃસ્પૃહપણે કરવું જોઇએ. એજ મોક્ષનો ઉપાય છે. કર્મનો સંન્યાસ એ મોક્ષનો ઉપાય નથી. એ બુદ્ધિની વિકલતા છે. પૂર્વની પરંપરાથી પ્રાપ્ત થયેલા આ કર્મયોગ મુજબ પૂર્વના મુમુક્ષુઓએ કર્મ કર્યાં હતાં માટે આજના મુમુક્ષુઓને માટે પણ આજ રાજમાર્ગ છે એમ ભગવાનનો સત્યાગ્રહ અહીં સુસ્પષ્ટ છે. માટે હે અર્જુન! તું નિઃસ્પૃહ થઇ કર્તવ્ય કર્મને કર. ॥ ૧૫ ॥

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

કર્મ શું અને અકર્મ શું એ બાબતમાં વિદ્વાનો પણ મોહિત થયેલા છે. તેથી હને તે કર્મ (તથા અકર્મ બન્ને) પૂર્ણ વિવેકથી હું કહું છું જે જાણી અશુભમાંથી તું છૂટશે. ॥ ૧૬ ॥

આગલા શ્લોકમાં ભગવાને અર્જુનને પૂર્વવિદ્વાનોએ કરેલાં કર્મો તું કર એમ કહ્યું. પરંતુ અર્જુન કહે છે કે હે ભગવન્! જ્યાં સુધી કર્મ એટલે શું અકર્મ એટલે શું, એનું વિશેષ જ્ઞાન ન હોય ત્યાંસુધી પૂર્વવિદ્વાનોએ આચરેલું છતાં મારાથી તેવું કરવું શક્ય નથી. માટે હે ભગવન્! પહેલાં આપ કર્મ અકર્મ વગેરેનો વિવેક કરી આપો. કર્માકર્મનો વિવેક કરવો એ મારા જેવા મન્દમતિની ગતિની બહારની વસ્તુ છે—ગજા ઉપરાંત છે. ભગવાન કહે છે કે હે અર્જુન! તું ઠીક કહે છે કર્માકર્મનું જ્ઞાન ગહન છે તો હું તને હવે તે જ્ઞાન આપું છું. ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મ શું અને અકર્મ શું એ બાબતમાં કવિઓ—દ્રષ્ટાઓ પણ મુઝાઈ ગયેલા છે. તેથી તેને હું કર્મ એટલે શું તે કહીશ જે જાણીને તુ અશુભમાંથી મુક્ત થશે.

અર્થાત્ હે અર્જુન! કર્મ અને અકર્મના વિષયમાં સૂક્ષ્મદર્શી દ્રષ્ટાઓ પણ ગોથાં ખાઈ ગયેલા છે. તો પછી જેઓ દ્રષ્ટા નથી તેવા પામરો એ કર્મઅકર્મને લગતા વિવેકમાં મુંઝાઇ જાય એમાં નવાઈ શી? આમ કર્મ અને અકર્મનો વિવેક દોહ્યલો છે. અને આથીજ કવિઓનો પણ કવિ હૂ પરમાત્મા તને કર્મનું યથાર્થ જ્ઞાન આપું છુ. કર્મના જ્ઞાનની પ્રતિજ્ઞામાં અકર્મનું પણ જ્ઞાન સમાઇ જાય છે. અર્થાત્ હું તને કર્મ અને અકર્મ કોને કહેવા એનું સ્વરૂપ સમજાવું છુ. માટે હે અર્જુન! તુ હવે સાવધાન થઈ સાંભળ. કર્માકર્મનું સ્વરૂપ જાણનારને ફાયદો શો? ભગવાન કહે છે કે એ કર્મ અકર્મનું સ્વરૂપજ્ઞાન મેળવનાર અશુભમાંથી મુક્ત થાય છે—અશુભ એટલે અમંગલ-પાપ. કર્મ એટલે શુ અને અકર્મ એટલે શું એનુ સ્પષ્ટ વિવેકજ્ઞાન ન હોવાને કારણે માણસ કર્મકૃત બંધનનો ભય પામે છે. એ ભયમાથી તું મુક્ત થશે. અર્થાત્ કર્માકર્મના અવિવેકમાંથી ઉત્પન્ન થતા કર્મબંધન

માંથી તું છૂટશે. માટે કર્માકર્મ વિવેક હું તને સમજાવું છું તે તું તારા હિતની ખાતર સાંભળ. ॥ ૧૬ ॥

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोधव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥**

કર્મનું સ્વરૂપ નિશ્ચય ત્હારે જાણવું રહ્યું. તથા વિકર્મનું પણ જાણવું જોઇએ તેમજ અકર્મનું પણ સ્વરૂપ જાણવું રહ્યું. કર્માકર્મની સમજ મુશ્કેલીથી પડે એવી છે! ॥ ૧૭ ॥

ભગવાને તો કર્મ અને અકર્મ એ બેના સ્વરૂપ વિજ્ઞાનનીજ પ્રતિજ્ઞા કરી. અર્જુન કહે છે કે હે ભગવન્! એ બેથી પણ ત્રીજું એક વિકર્મ છે. એ વિકર્મ પણ સ્વરૂપે સમજવું રહ્યું માટે એ વિકર્મને લગતો વિવેક આપ સમજાવશો. આમ અર્જુનની વિનંતી સાંભળી ભગવાન કહે કે હે અર્જુન! કર્મનું સ્વરૂપ પણ જાણવા જેવું છે. અને વિકર્મનું સ્વરૂપ પણ જાણવા યોગ્ય છે. અને અકર્મનું સ્વરૂપ પણ સમજવાને યોગ્ય છે. કર્મની ગતિ-યથાર્થજ્ઞાન–ગહન છે!

અર્થાત્ આ શ્લોકમાં ભગવાન કર્મ અકર્મ અને વિકર્મ એ ત્રણેના વિવેકની પ્રતિજ્ઞા કરે છે. કર્મ એટલે વેદ વિહિત, આચરવાને યોગ્ય પોતાના વર્ણને ઉચિત એવાં કર્મનું સ્વરૂપ હે અર્જુન! તારે જાણવું જોઇએ. વિકર્મ એટલે વિપરીત કર્મ એટલે કે લોક અને શાસ્ત્રે નકારેલું, આચરવાને અયોગ્ય, એવાં કર્મનું સ્વરૂપ પણ જાણવા યોગ્ય છે. તેમજ અકર્મનું સ્વરૂપ પણ જાણવું રહ્યું. અકર્મ એટલે કર્મ છતાં પણ જે કર્મ નથી એટલે કે કર્મ હોવા છતાં કર્મનું જે કાર્ય–ફળ તે ન જન્માવતું હોવાથી, કર્મ છતાં જે કર્મ નથી એવાં અકર્મનું જ્ઞાન મેળવવું જોઇએ. તેમાં કર્મ અને અકર્મનું જ્ઞાન ગહન છે. ગહન એટલે દુર્બોધ છે. મહા મહેનતે મળે એવું છે. અર્થાત્ અત્યંત નીતરી બુધ્ધિથી મળે એવું છે. વિકર્મનું જ્ઞાન એટલું મુશ્કેલ નથી. કેમકે એક વખત કર્મ અને અકર્મનું જ્ઞાન મળ્યું. એટલે કર્મ અકર્મથી વિલક્ષણ એટલું વિકર્મ એમ સહેલાઇથી સમજી શકાય. માટે ભગવાન અહીં કર્મ અકર્મ અને વિકર્મ એ ત્રણેમાં કર્મનું જ્ઞાન મળવું દોહ્યલું છે એમ

આમ આગલા શ્લોકમાં જેના તમામ કર્મો કામસંકલ્પશૂન્ય હોય, જેનાં તમામ કર્મો જ્ઞાનાગ્નિમાં પ્રજળી ગયેલાં હોય તે માણસ સાચા અર્થમાં પંડિત છે એમ ભગવાને કહ્યું. હવે એવા માણસનું જીવન કેવું હોય છે તે થોડાં ઉચિત વિશેષણોદ્વારા બતાવી કર્મ કરતો છતાં મનુષ્ય અકર્મા કેમ થાય તે બતાવે છે. ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! કર્મફલમાં આસંગ તજી, હમેશાં ધરાયેલ અને સ્વાશ્રયી મનુષ્ય કર્મમાં ચોમેરથી પ્રવૃત્ત હોય તોપણ તે કશું કરતો નથીજ. અર્થાત્ કર્મમાં અને તે કર્મના ફળમાં આસંગ છોડવો એ પહેલું પગથીઉં છે. આસગ એટલે અતિ વળગણ. અર્થાત્ જે કર્મ કરે તેમાં 'મેં કર્યું' એવી અહંતાની મ્હોર મારવી તે. એટલે કે કર્મમાં કર્તૃત્વની બુધ્ધિ. કર્મમાં અહંતા બુદ્ધિ. તેજ મુજબ આ કર્મ મેં કર્યું, મારે એનું ફળ-ભોગવવું છે. એવી કર્મના ફલમાં મમતાની મુદ્રા મારવી તેનું નામ આસંગ છે. એટલે કર્મફલમાં મમતાબુધ્ધિ. કર્મમાં અને કર્મના ફલમાં અહંતા અને મમતા રાખવામાં વિવેકજ નથી એ વારંવાર કહેવામાં આવ્યું છે. આથી જે પંડિતમતિ છે તેને માટે એકજ વાત રહે છે અને તે કર્મફલમાં—એટલે કે કર્મમાં અને કર્મના ફલમાં આસંગનો ત્યાગ એટલે કે કર્મફલનાં ચિંતનનો ત્યાગ. વિના વળગણે કર્મ કરી તેને વિના વળગણે ભોગવવાં તે. આમ સમજુ માણસ આમક્તિનાં સ્વહિતદ્ર ફ્યો જોઇ અનાસક્તપણે વર્તે. આવું વર્તન કેવી રીતે સિદ્ધ બને? આથી ભગવાન એવા માણસનું હેતુગર્ભ વિશેષણ આપે છે નિત્યતૃપ્ત. નિત્ય એટલે હમેશાં—યાવજ્જીવ. તૃપ્ત એટલે ધરાયેલો. એટલે કે હમેશાં બસ–બુદ્ધિવાળો–નિરાકાંક્ષ અર્થાત્ વૈરાગ્યસંપન્ન. વિષયોમાં જે દોષ-દર્શી છે તેને વિષયમાં રસ નહીં રહે! દુનીઆના તમામ પદાર્થો પરિણામી છે. એકરસ નથી. તાપદાયી છે. આપાતરમણીય છે. મોહક ચમકથી ભરેલા છે. પરિણામે છેતરનારા છે. છેવટે દગો દેનારા છે. જ્યારે આત્મા એક છે–અખંડ એકરસ છે. રસનો સાગર છે. નિત્ય છે. કોઇનો મટાડયો તે મટતો નથી. વધાર્યો વધતો નથી. ઘટાડયો ઘટતો નથી. માટે તે વાસ્તવ સ્વરૂપ છે. આમ વિષયો અને આત્માનો જેને સાચોજ વિવેક છે. તેને માટે પ્રકૃતિના તમામ પદાર્થ નીરસ–કુચા જેવા છે. શેરડીના કુચામાં જેમ રસ નથી હોતો તેમ દુનીઆના પદાર્થોમાં સાચો રસ નથી. રસનો સાગર તો આત્મા છે. અને આત્મા તરફથી તમામ પદાર્થને, જે રમણીય રસિકતા લાગે છે તે ઉછીની મળી છે એમ જેને સાક્ષાત્ અનુભવ થાય છે તે માણસ પ્રકૃતિને છેવટની

વન્દના કરી સદા આત્મનિષ્ઠ થવાનો પ્રયત્ન કરવાનો. અને આત્મનિષ્ઠા એ સાચા વિરાગની સ્થિર દશાનું અનેરૂં ફલ છે. આમ પંડિત માણસ આત્માને જોતો હોવાથી અનાત્મા ઉપર તેને વ્હાલ નથી. પ્રેમ નથી. રસ નથી! આથી તે વિરાગી છે. એટલે કે આત્મા ઉપર અનુરાગી છે. વિષયોની અવર જવરથી હર્ષ શોક કરતો નથી પણ અચળ ઉદાસીનતાવાળો હોય છે. આવા હમેશાં આત્માના રસથી ધરાયલા માણસને નિત્ય તૃપ્ત કહેવામાં આવે છે. વળી આવો માણસ નિરાશ્રય છે. એટલે કે આશ્રયશૂન્ય છે. એટલે કે કોઈના ઉપર તે પોતાને માટે આધાર રાખનાર નથી હોતો. તેને ખબર પડી ગઈ છે કે દુનીયાની કોઈ, વ્યક્તિ કે કોઈ પદાર્થ તેને છેવટનો આશરો આપી શકે એમ નથી. આથી તેના જીવન દરમ્યાન તેવો માણસ સદા સ્વાશ્રયીજ રહે. પરાશ્રયી ન રહે! તે પરાશ્રયી હોય અને છતાં આત્મજ્ઞાની હોય એ બનવા જેવું નથી! અર્થાત્ જે માણસ કર્મફલના આસંગ શિવ યનો હોય તે નિત્યતૃપ્ત હશે, તે સ્વાવલંબી હશે. અને આવો મનુષ્ય કર્મમાં અભિપ્રવૃત્ત હોય તોપણ તે કશું. કરતોજ નથી. અર્થાત્ લૌકિક વૈદિક, ક્રૂર અક્રૂર, અભ્યુદય નિઃશ્રેયસના સાધનરૂપ, તમામ સ્વવર્ણને ઉચિત કર્મોને તે કર્તવ્યબુદ્ધિથી અને લોકસંગ્રહની બુદ્ધિથી નિરાકાંક્ષભાવે કરતો હોઇ તેને કર્મફલનો લેપ લાગતો નથી. કર્મ કર્યાં એટલે તે કર્મ થઈ જતાં નથી. કર્મમાં અહંતા મમતા હોવાથી કર્મો કર્મો થઇ જાય છે. જો અહંતા મમતા શૂન્યભાવે કર્મો કરાય તો તે કર્મો કર્મો હોવા છતાં કર્મો નથી. અને આથીજ એવો નિરહંકારી નિર્મળ અનાસક્ત પુરૂષ કર્તા હોવા છતાં કર્તા ન હોવાની–કર્તૃત્વની અજગરચૂડમાંથી બચવાનો એકજ ઇલાજ છે અને તે વિવેકપૂર્વક આત્મજ્ઞાન મેળવી તે આત્મ જ્ઞાનને આધારે જીવતાં શીખી–એટલે કે કર્મમાં અને તેના ફલમાં -અહંતામમતા બુધ્ધિ તજીને યાવજ્જીવ કર્મણ્ય રહેવું. ભગવાન અહીં એ વાતનો સ્ફોટ કહે છે. લૌકિક દૃષ્ટિથી કર્મ હોય છતાં પરમાર્થ દૃષ્ટિ એ કર્મ ન હોવું એમાં તો સમજની બલિહારી છે! ॥ ૨૦ ॥

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

નિષ્કામ, સ્વાધીન શરીર અને ઇન્દ્રિયવાળો, પુત્રાદિ બધા પરિગ્રહમાં અનાસક્ત, પુરૂષ શરીરથી થતાં (અહંતા મમતા શિવાય કર્મને કરતો છતાં પણ, કર્મજન્ય પાપને પામતો નથી. ॥ ૨૧ ॥

કરતો છતાં કાંઇ કરતો ન હોય એવી દૃષ્ટિવાળાનું વર્તન અને મનોદશા આગલા શ્લોકમાં પરમાત્માએ બતાવી. હવેના શ્લોકમાં વળી એવા માણસના આંતરજીવનની દ્રષ્ટિનું મહત્વ સમજાવે છે. ભગવવાન કહે છે કે હે અર્જુન ! જે નિરાશી છે, શરીર અને ઈન્દ્રિય અને મન જેના કાબુમાં છે, જે તમામ પરિગ્રહનો ત્યાગી છે તે પુરૂષ શરીરદ્વારા કેવળ કર્મ કરતો છતા પાપ પામતો નથી।

અર્થાત્ શરીર વની તમામ કર્મો કરે છતાં તે કર્મજન્ય પ્રાપ કોને ન લાગે ? કર્મની પાપજનક શકિત કયારે નિર્વીર્ય થઈ જાય ? અર્થાત્ કર્મ કરવા છતાં કર્મનો પ્રભાવ કોના ઉપર ન પડે ? આ પ્રશ્નનો જવાબ ભગનાન આપે છે અને એ જવાબમાંજ સાધકને માટે સાધ્ય શું છે તે બતાવે છે ? સાધક કયાં સાધનોના સંપાદનમાં સપ્રયત્ન રહેવો જોઈએ તેનો અહીં ભગવાન ઉલ્લેખ કરે છે. પહેલુ વિશેષણ છે 'નિરાશી' નિરાશી શબ્દનો છેવટનો અર્થ એષણા વગરનો એવો થાય છે. અર્થાત્ જેણે ત્રણ પ્રકારની એષણા ઉપર વિજય મેળવ્યો તે કર્મબન્ધનમાંથી છૂટવાને લાયક બન્યો જાણવો શાસ્ત્રકારોએ ત્રણ પ્રકારની એષણા નક્કી કરી છે. લોકેષણા, દારેષણા, અને વિત્તૈષણા અર્થાત્ કાંચનકામના, કામિનીકામના અને કીર્તિકામના મનુષ્ય કાંચનકામી, કામિનીકામી અને કીર્તિકામી હોય છે. આ કાંચન, કામિની અને કીર્તિનો મોહ છોડવો મુશ્કેલ છે. છતા શુધ્ધ વિચાર અને દૃઢ વિવેકદ્વારા એ ત્રણેની મમતા મોળી પડે છે અને શુદ્ધ વિચાર અને વિવેક જ્યારે સ્થિર દશા પામે છે, ત્યારે માણુસ આ ત્રણે એષણા ઉપર પૂર્ણ કાબુ મેળવી શકે છે, એષણાજય તીવ્રપ્રયત્ન સાધ્ય છે. મન્દપ્રયત્નને એ મચક આપે એમ નથી। કાચન, કામિની અને કીર્તિનુ વાસ્તવ સ્વરૂપ જાણે તે તે જ્ઞાનના બળે તેમના પાશમાંથી છૂટે સત્સંગ, સત્શાસ્ત્ર શ્રવણ, જ્ઞાનને વર્તનમાં મૂકવાનો દૃઢ આગ્રહ, ધ્યેયની સતત સ્મૃતિ અને ઇશ્વરની કરુણા—આટલાં સાધનોમાં રચ્યાપચ્યા રહેવાથી ભગવાન જેને 'નિરાશી' શબ્દથી સંબોધે છે તે સ્થિતિ પ્રાપ્ત થાય વિરાગની એ સ્થિર દશા છે. વિરાગ વિવેકની સંતતિ છે. વિવેક વિચારજન્ય છે. અને વિચાર સત્સંગ–સ્વાધ્યાય–જીજ્ઞાસા અને શાસ્ત્રીય ચિન્તનથી પુષ્ટ થાય છે. ઈશ્વર કરૂણા તો સર્વત્ર અનિવાર્યજ છે। આમ નિરાશી થવામા માણુસે સમજપૂર્વક વર્તવું રહ્યુ.

વળી માણસ 'યતચિત્તાત્મા' હોવો જોઇએ. યતચિત્તાત્મા એટલે શરીર ઇન્દ્રિયો અને મન ઉપર કાબુવાળો હોવો જોઇએ. શરીરાદિ એના ઉપર-આત્મા ઉપર અધિકાર ન ચલાવે પણ આત્મા શરીર વગેરેના ઉપર પોતાની સત્તા ચલાવે એવું હોવું જોઇએ. શરીર ઇન્દ્રિય અને મનનો પ્રભાવ આત્મા ઉપર પાડતા હૈ તો આત્મા શરીર વગેરેનો શેઠ મટી સેવક થઇ જાય-દીન બની જાય! નિર્બલ બની જાય. અને સિંહ મટી શિયાળ થઇ જાય! આત્માના અધિકારમાં શરીર વગેરે છે. આત્માની આજ્ઞા પાળવાને બંધાયેલાં છે. આત્માની દૃઢ શુદ્ધ ઇચ્છાશકિતના-પ્રભાવે શરીર વગેરે આત્માના કાબુમાં રહે છે. દેહ અને આત્મા પોતપોતાનો પ્રભાવ પરસ્પર ઉપર પાડવા રાત્રિદિવા મથી રહે છે. વિવેકપૂર્વક જે વર્તે તે શરીર વગેરેને આત્માના સેવક જાણે અને આત્માને સ્વામી જાણે અને સ્વામિ જાણી સેવક સાથે જેવો વર્તાવ ધરે તેવો વર્તાવ શરીર વગેરેની સાથે રાખે. આમ શરીર મન ઇન્દ્રિયો જેને સ્વાધીન છે તે મનુષ્ય કર્મબંધનમાંથી છૂટી જાય.

વળી માણસ 'ત્યક્ત સર્વ પરિગ્રહ' હોવો જોઈએ. અર્થાત્ પુત્ર, પત્ની, વિત્ત, ઘરબાર, સમાજ વગેરે બધાએમાં રહેતો હોય છતાં તે બધાની વળગણ જેણે છોડી દીધી હોય તેવો માણસ. માણસે જાણવું રહ્યું કે તેનો તમામ પરિગ્રહ એ ઋણાનું બંધનવાળો હોય છે. કર્મના ફળરૂપે હોય છે. એમાં આશકિત રાખવાથી એ હમેશ એની અનિવાર્ય સ્વાભાવિક સંપત્તિ બની શકે એમ નથી. એના ઉપર આસકિત ન રાખવાથી એ કાંઇ વરાળ થઇને ઉડી જવાનો નથી. એ બધાની વચ્ચે એણે રહેવાનુંજ છે. ન નાસી જાય તોયે છૂટકો નથી. નાસી જાય તોયે આરો નથી. આથી બધા પરિગ્રહની વચ્ચે તે બરોબર રહે-તેમની પાસે યોગ્ય કામ લે અને છતાં અંતરથી તેની સાથે ચોંટી ન રહે! પરિગ્રહનો સ્વભાવ ગુંદર જેવો હોય છે. સમજુ માણસનું હૃદય ન ચીકટાય એવું હોય છે. આથી તમામ ઘરબાર વાડીવેલા કુટુંબ પરિવાર સમાજ જગત બધાની અંદર રહે છતાં બધાથી આંતરદૃષ્ટિએ વેગળો રહે અનાશક્ત રહે. તે માણસ દ્વંદ્વોને સહી લેશે. તે હંમેશાં સ્વસ્થ મનવાળો રહેશે. દ્વંદ્વોને વટાવી જવાનો એકજ ઉપાય છે અને તે સાચી દૃઢ સમજ. દ્વંદ્વો ટાળ્યાં ટળે એમ નથી. એ સહન કર્યેજ છૂટકો છે તો તેને એવી રીતે સહન કરી લેવાં કે જેથી તેમનો પ્રભાવજ આત્મા ઉપર ન પડે. અને તેને માટે સમજ

કહે છે. કર્મની સાથે અકર્મ પણ સમજી લેવુ.

કર્મ અકર્મ અને વિકર્મને લગતી સુસ્પષ્ટ અને બહુર્થ નોંધ સસ્કૃત ગીતમા આપેલી છે જીજ્ઞાસુએ પદાર્થમા તેને જોઈ લેવી કર્મ કોને કહેવાય અકર્મ સજ્ઞા કોને મળે અને વિકર્મ કયુ એ બધી વાત સુદર રીતે સસ્કૃત પદાર્થમા આપેલી છે એ ને અહીં વિસ્તાર કર્યો નથી ॥ ૧૭ ॥

कर्मण्यकर्म य. पश्येदकर्मणि च कर्म य. ।
स बुध्धिमान्मनुष्येषु स युक्त. कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

કર્મમા જે અકર્મ જુવે છે તથા અકર્મમા જે કર્મને જુવે તે મનુષ્યોમા બુદ્ધિમાન છે તે બધુ કર્મ કરતો છતા (સર્વદા) સ્થિતપ્રજ્ઞ છે ॥ ૧૮ ॥

હવે આગલા શ્લોકમા જે કર્મ અકર્મની ગતિ વર્ણવવાની પ્રતિજ્ઞા કરી છે તેને સમજાવે છે આ શ્લોક અતિ કૂટ છે સમજવા યોગ્ય છે કેમકે અહી કર્માકર્મવિકર્મની ચાવી છે. ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મમા અકર્મ અને અકર્મમા જે કર્મને જુવે છે તે મનુષ્યોમા બુધ્ધિમાન છે તે નિખિલ કર્મ કરનારો છતા યુકત છે!

ભગવાનની વાણી અહી વિલક્ષણ છે કર્મમા અકર્મ અને અકર્મમા કર્મને જોવુ એટલે શુ? કર્મ એટલે કે વેદવિહિત અને લોકસમત એવા અભ્યુદય અને નિ શ્રેયસના સાધનભૂત સ્વવર્ણને ઉચિત કર્મો એ કર્મોને જે માણસ વિના ફલસ્પૃહા, કર્તવ્યબુધ્ધિથી, લોકસંગ્રહની દ્રષ્ટિથી આચરે છે, તે માણસને માટે એ કર્મો કર્મો છતા કર્મ નથી કેમકે જે કર્મ બંધન લાવે તે કર્મને કર્મ કહેવામા આવે છે જે બંધક નથી તે કર્મ છતા કર્મ નથી એટલે કે અકર્મ છે તો જે માણસ કર્તવ્યકર્મોને કર્તવ્યબુધ્ધિથીજ આચરે છે, અને તેમા ફલબુદ્ધિ રાખતો નથી તે માણસ કર્મમા અકર્મ જુવે છે અર્થાત્ પ્રત્યેક કર્મને અકર્મ—અબન્ધક બનાવવાનો રાજમાર્ગ એ છે કે કર્મને કર્મને ખાતર કર્તવ્યબુદ્ધિથીજ કરવા. આમ કર્મમાત્રમા અકર્મતાને જોવી એ અદ્ભુત દર્શન છે! ડખીલા આપને લેનું એરીનુ જડસુ ટાળી ના!

નીરાને મદારી ખોળામાં રાખી ગેલ કરે તેમ કર્મરૂપી ખારીલા આપનુ જે આમક્તિરૂપી ઝેરીલુ જડબું તેને દાર્શનિક બુધ્ધિથી ઉતારી કર્મયોગી મદારી તેની સાથે ગેલ કરે. તેને તેમ કરવામાં મઝા આવે છે. આમ કર્મમાં અકર્મને જે જુવે છે તે દૃષ્ટા છે! આટલુંજ નહી. કર્મમાં અકર્મને જુવે અને અકર્મમાં કર્મને જુવે. અકર્મમાં કર્મને જોવુ એટલે કે પોતે તમામ ઉપર બતાવ્યાં તેવાં કર્મોને, ઉપર બતાવેલી રીતે કરતો હોવાથી તે કર્મો, કરનારને બાધતા નથી પરતુ બીજા માણસોને માટે તે કર્મો પ્રેરક નીવડે છે. અર્થાત્ લોકસંગ્રહ એ સાચા કર્મયોગીનુ ધ્યેય હોય છે. આમ પોતાને તે કર્મો બધક નથી નીવડતાં પણ જનતાને તે કર્મો પ્રેરે છે અને આમ પોતાની દૃષ્ટિએ તે કર્મો અકર્મ છે છતાં લોકની દૃષ્ટિએ તે કર્મો છે. અર્થાત્ પ્રબુદ્ધ કર્મયોગીનાં પોતાના કર્મો તેને બાંધતાં નથી, છતાં જનતાને તે સ્વકર્તવ્યમાં પરાયણ રહેવાનો બોધપાઠ આપના હોવાથી જનતાને માટે તે કર્મો કરનારને માટે અકર્મો હોવા છતાં કર્મો છે જનતાનુ કલ્યાણ સાધે. લોકને અભ્યુદય માટે તત્પર બનાવે. એ કર્મયોગીના અકર્મ-કર્મનું માહાત્મ્ય છે. આવો મનુષ્ય ભગવાન કહે છે કે મનુષ્યોમાં બુધ્ધિમાન છે-એટલે કે પ્રેક્ષાવાન-એટલે કે સાચો વિવેકી છે અર્થાત્ જે માણસ પોતાના તમામ કર્તવ્યોને કર્તવ્ય બુધ્ધિથી આચરી કર્મબધનથી અલિપ્ત રહે છતાં પોતાના કર્તવ્યદ્વારા જનતાને કર્તવ્ય પરાયણ બનાવે તે માણસ કર્મમાં પોતાની દૃષ્ટિએ અકર્મ જોનારો છે અને પોતાની દ્રષ્ટિ એ અકર્મમાં લોકની દૃષ્ટિથી કર્મ જોનારો છે. અર્થાત્ જે કર્મ કેવળ નિષ્કપટ ભાવે લોકસંગ્રહની બુધ્ધિથી કરાય તે કર્મ કર્તાને બાંધતું નથી અને લોકોને અભ્યુદય અને નિઃશ્રેયસનાં સાધનરૂપ કર્મમાં પ્રવર્તાવે છે. તેથી કર્તાની દૃષ્ટિએ તે અકર્મ હોવા છતાં લોકની દૃષ્ટિએ તે કર્મ છે. અને આનુંજ નામ એકજ કર્મમાં કર્મ અને અકર્મ ઉભયનુ દર્શન. તેવો માણસજ સાચું સમજતો હોઈ બુદ્ધિમાન છે. પોતાનું સમગ્ર કર્તવ્ય પછી તે ક્રૂર હો કે અક્રૂર હો-કરતો હોય ને સ્વકર્મકર્તા છે ટૂંકમાં તેજ માણસ સાચા અર્થમાં સ્થિતપ્રજ્ઞ છે. એકજ કર્મને કર્મ અને અકર્મમાં કેમ ફેરવી નાંખવુ એની જે દાર્શનિક સમજ છે તેની કિંમત છે. એ દાર્શનિક સમજનાંજ તો જીવનમાં મૂલ્યાંકન છે. ॥ ૧૮ ॥

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥

જેના બધાં કર્મો ફલની આશા શિવાયના છે. તે જ્ઞાનરૂપી અગ્નિથી બળેલાં કર્મવાળાને પંડિતો પંડિત કહે છે ॥ ૧૯ ॥

હવે સાચા અર્થમા પડિત કોણ કહેવાય એ બતાવે છે. અર્થાત્ પાંડિત્ય પુસ્તકજ્ઞાનમાં છે કે તાત્વિક સમજપૂર્વકના વર્તનમાં છે એ બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જેના સર્વે—સમારંભો કામસકલ્પશૂન્ય છે એવા જ્ઞાનરૂપ અગ્નિથી બળેલાં કર્મવાળાને જ્ઞાની માણસો પડિત કહે છે. અર્થાત્ પાંડિત્યનું અહીં પરમાત્મા યથાર્થ લક્ષણ આપે છે. પડિત કોણ? જેના બધા સમારભો કામસંકલ્પશૂન્ય હોય તે પંડિત સમારભ એટલે કર્મ. જે માનવનાં તમામ કર્મો કામ—સંકલ્પ શિવાયના હોય તે પંડિત. કામ સંકલ્પ એટલે ફલને લગતો મનસૂબો. અમુક કર્મનું અમુક ફળ મળશે માટે મારે તે કર્મ કરવું જોઇએ એમ જે માને તે કામ સંકલ્પ મુકત નથી! અમુક કર્મનું અમુક ફલ મળવાનું છે માટે નહી પણ અમુક કર્મ મારે માટે મનુષ્ય હોઈ કર્તવ્ય છે માટે કરવુ જોઇએ. ફલ તો યથાવિધિ કરેલાં કર્મમાત્રનું મળ્યા શિવાય રહેતુંજ નથી. કેમકે કર્મમાત્ર સફળજ હોય છે. પણ ફેર એટલો કે ફળનો પ્રેરાયેલો માણસ કર્મ કરે તો તે કામ સકલ્પ વિધ છે. ફલનું અનુસધાન ન કરતાં કર્મ કરવાં એ મારી ફરજ છે એમ સમજી ફલની ચિન્તા તજી જે કર્તવ્યકર્મોને કર્તવ્યબુધ્ધિથી આચરે તે માણસ સંકલ્પશૂન્ય છે. તેવાને ફલ નથી મળતું એમ નથી. તેને તો ઉલટું અનંત ફળ મળે છે. પરંતુ તેના મનમાં ફલને માટે વલખાં નથી. ફલને માટે દીનતા નથી. ફલને માટે કૃપણતા નથી! આમ જેને કર્મ અકર્મને લગતું સ્પષ્ટ સચોટ દૃઢ જ્ઞાન છે તે માણસના સર્વે કર્મ કામ-સંકલ્પવર્જિતજ હશે. ભગવાન કહે છે કે જ્ઞાનરૂપી અગ્નિથી બળેલાં કર્મવાળાને જ્ઞાની પુરૂષો પડિત કહે છે. જ્ઞાન એટલે કર્મ અકર્મનું દર્શન. કર્મ અને અકર્મના દર્શનરૂપ જ્ઞાન એ જ્ઞાનરૂપી-અગ્નિમાં બળેલાં કર્મો જેના હોય તે પડિત અર્થાત્ પ્રદીપ્ત અગ્નિમાં પડેલાં કાષ્ટો જેમ બળીને ભસ્મ થઇ જાય તેમ જેના હૃદયમાં કર્માકર્મનાં દૃઢ દર્શનરૂપી અગ્નિ અત્યંત પ્રદીપ્ત

થયો છે તેના હૃદયમા કર્મ પડીને ભસ્મ થઈ જાય છે. એટલે કે જેને કર્મ અકર્મને લગતુ સાચુ જ્ઞાન છે તેના કર્મમાત્ર મળી જાય છે બળી જાય છે એટલે કે તે તે કર્મો પોતપોતાના કાર્ય કરવામા નિર્બલ થઈ જાય છે અર્થાત્ કર્મનુ વીર્ય નષ્ટ થઈ જાય છે અગ્નિમા પડેલા બી જે વાવવામા આવે તો પણ જેમ ઉગતા નથી કેમકે અગ્નિ તેની પ્રરોહશક્તિનો નાશ કરે છે તેમ આ જ્ઞાનરૂપી પ્રજ્વલિત અગ્નિમા પડેલા કર્મો ભાવિમા કરવાને માટે જન્મ આયુષ્ય અને ભોગરૂપી વિપાકના ફણગાને અંકુરિત કરવામા અસમર્થ થાય છે આમ પંડિત તે કે જેના હૃદયમાં જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત હોય એ જ્ઞાનાગ્નિમા તેના તમામ કર્મો બળી જાય. એટલે કે કર્મ કરે છતા જે અકર્મી રહે તે પંડિત! આમ પંડિતને ઓળખવાના ભગવાન બે લક્ષણો અહીં આપે છે જેના તમામ કર્મ સ્વાર્થી સંકલ્પ શિવાયના હોય અને જેના જ્ઞાનાગ્નિમા તમામ કર્મબીજો બળી ગયેલા હોય તે પંડિત આ કસોટી સૌ પોતાના ઉપર અજમાવે તો આપણે પંડિત છીએ કે પંડિતમન્ય છીએ તે સમજાઇ જાય કેમકે છેવટે તો દરેક સિદ્ધાન્તને સ્વાનુભવની કસોટી ઉપર કસવાનો છે. આ શ્લોકની એક ગૂઢ ચમત્કૃતિ છે અગ્નિમા જેમ કાષ્ટ નાખવામા આવે તેમ તેમ અગ્નિ વધારે પ્રદીપ્ત થાય, વધારે કાન્તિમાન થાય, વધારે પ્રબળ બને છે તેમ જેમ જેમ કર્માકર્મ દર્શનરૂપી અગ્નિમા પ્રત્યેક કર્મરૂપી કાષ્ટ નાખવામા આવે તેમ તેમ તે અગ્નિ વધારે પ્રદીપ્ત થાય, વધારે કાન્તિમાન થાય, વધારે બળવાન થાય અર્થાત્ પંડિત માણસનુ પ્રત્યેક કર્મ જ્ઞાનની દૃષ્ટિમાને માપે જ્ઞાનની દીપ્તિને સાથે કર્મમાત્ર તેની જ્ઞાનજ્યોતિને વધુ પ્રકાશિત કરે. પ્રત્યેક કર્મ ટૂંકમા જ્ઞાનપર્યવસાયી થવુ જોઇએ. આમ કર્મ જ્ઞાનને અને જ્ઞાન કર્મોને શોભાવે છે! ॥ ૧૯ ॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रय. ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥

કર્મ અને ફલમાં આસક્તિ ત્યજી હંમેશાં બસ બુદ્ધિવાળો, સ્વાવલબી (એવો માણસ) કર્મમાં ચોમેરથી ખૂબ વર્તતો છતાં પણ તે કાંઇપણ કરતો નથીજ ॥ ૨૦ ॥

પૂર્વકની ઉદાસીનતા એજ સોનેરી ઉપાય છે. વિવેકી ઉદાસીનતાની સામે દ્વંદ્વો નિર્બળ બની જશે. સિદ્ધ પુરૂષ દ્વંદ્વાતીત હોવો જોઇએ એમ ભગવાન કહે છે.

વળી તેવો માણસ વિમત્સર હોય. મત્સર એટલે પારકાંની ઉન્નતિ જોઇને મનમાં જે સંતાપ થાય તે. પારકાની ઉન્નતિનું દર્શન ન ખમાય તે. જે માણસ આત્મદર્શન સાધવાજ નીકળ્યો છે તેને પારકોજ કોઈ નથી રહેતો. બધા તેને પોતીકા છે. ખરી વાત તો એ છે કે પરમાત્માનું નિરતિશય ઐશ્વર્ય જોઇને પણ જેને બળતરા નથી થતી તેને વળી કોઈ એકાદ મર્યાદિત ઐશ્વર્યવાળા જીવના ઐશ્વર્યે તો શો સંતાપ થાય? અદેખાઈ થાય તો પરમાત્માના ઉત્કર્ષની થવી જોઇએ. કેમકે પરમાત્માનું આખું જગતરૂપી નિરંકુશ ઐશ્વર્ય છે. પરમાત્માનો અસીમ અનંત નિરંકુશ ઉત્કર્ષ જોઇને પણ જે ન બળે તેને જીવના સીમિત- સાન્ત સાંકુશ ઐશ્વર્ય કે ઉત્કર્ષથી તો સંતાપજ શાનો? ઉલટું પરમાત્માનું ઐશ્વર્ય જોઇને માહાત્મ્ય જોઇને જેમ ભકત હૃદય વધારે નમ્ર વધારે ઉજળું વધારે નીતરૂં વધારે ભકિતમય થાય તેમ જગતના તમામ જીવોનું ઐશ્વર્ય જોઇને આત્મ-દર્શનની ખેવનાવાળો માણસ વધારે રાજી થાય. અને પ્રાણીમાત્ર તરફ મૈત્રી ભાવનો ઉત્કર્ષ કરે. સામાનું ઐશ્વર્ય આપણામાં છૂપાયેલા મિત્રભાવનો ઉદ્રેક કરનારૂં હોવું જોઇએ. આપણામાં-અદેખાપણું ઉપજાવનારૂં ન હોય. આથી ભગવાન કહે છે કે દાર્શનિક પુરૂષ વિમત્સર હોય. આ શબ્દમાં ખૂબ ચમત્કૃતિ છે. મત્સર નામનો દોષ એટલો તો ખધો છે કે જીવને એ પરમાત્મામાં માનવા પણ નથી દેતો. પરમાત્મામાં આપણી શ્રદ્ધા નથી થતી તેનું એક કારણ અદેખાઈ છે! અદેખાઈને લીધે આપણામાં શ્રદ્ધાનું બીજ અંકુરિત નથી થતું. વિચારે આ વાત સત્ય લાગશે. માટે આધ્યાત્મિક કે લૌકિક બન્ને રીતે મત્સર તો ત્યાગવા જેવોજ છે. મત્સરમાંથી માનિતા જન્મે છે. અને માનિતા-માંથી ધાડ સ્વાર્થમયતા જન્મે છે. અને એ સ્વાર્થીપણામાંથી હિંસા જન્મે છે. અને હિંસાથી જીવ અટવાય જાય છે. માટે અદેખાઈ ન હોવી ઘટે. અદેખાઇને મારવાનો એક ઉપાય છે અને તે પ્રાણીમાત્ર ઉપર મિત્રભાવની સ્થિરતા સુધીની સિધ્ધિ.

આ ઉપરાંત પંડિત માણસ સિધ્ધિ અને અસિધ્ધિમાં સમ હોવો જોઇએ. સિધ્ધિ એટલે કર્મફલની પ્રાપ્તિ અસિધ્ધિ એટલે કર્મફલની અપ્રાપ્તિ અર્થાત્ કરેલું કર્મ ફળ આપે કે ન આપે તો પણ ન તો હરખાય કે ન તો

કરમાય! પંડિત પુરુષ જાણે છે કે કર્મ ફળ આપ્યા શિવાય રહેતું નથી. ફક્ત કર્મ ક્યારે ફળે તે નક્કી નથી, હેતું—આપણી નજરે દરેક કર્મને ફળવા માટે કાળની અપેક્ષા હોય છે. દેશની અપેક્ષા હોય છે નિમિત્તની અપેક્ષા હોય છે આમ દેશ કાળ નિમિત્તની અપેક્ષાએ ફળના કર્મને આપણે અધીરતાથી વિના દેશકાળ નિમિત્ત ફળવાને ઇચ્છીએ અને તે આપણને અનુકૂલ હોય તેજ રીતે ફળે એમ જોવાનો આગ્રહ રાખીએ એ જૂઠ છે. અને જૂઠ તે જૂઠજ હોય છે જૂઠ પોચુ હોય છે. સત્ય નક્કર હોય છે. આથી સમજુ માણસ કર્મ કરીને સંતોષ માનશે. અણસમજુ કર્મ કરશે. ફળને માટે વલખા મારશે. અનુકૂલ ફળ મળતાં હરખાશે પ્રતિકૂળ મળતાં દુભાશે. અને આમ રાગદ્વેષને વશ થઈ વિશ્વવ્યવસ્થાની નિયમબધ્ધતા આ અનાસક્તિ સ્વાભાવિક શુદ્ધ દૃઢ સમજમાંથી નીકળે છે. આમ જગતમાં સરખો રહે છતાં જે પદાર્થોના આકર્ષણથી વળગણથી અણઓટયો રહે તેવો માણસ કર્મબંધનથી મુક્ત થવાને લાયક બને છે. આવો માણસ શરીરદ્વારા કેવળ કર્મ કરે તો પણ તે પાપ પામતો નથી. કેવળ એટલે ફક્ત કર્મજ કરે. ફક્ત શબ્દનું સ્વારસ્ય આ છે. તે કર્મ કરે પણ કર્મમાં કે કર્મના ફલમાં અહંતા મમતા ન રાખે. આમ શ્લોકમાં કેવળ શબ્દ અહંતા મમતાનો નિવારક છે અર્થાત્ જે કાચનકામિની અને કીર્તિની કામનામાંથી મુક્ત છે. જે શરીર ઇન્દ્રિય અને મન ઉપર કાબુવાળો છે. જે પરિગ્રહ માત્રમાં વળગણ વિનાનો છે તેવો માણસ કર્મ કરે છતા તેનું કર્મ એ કર્મ હોવા છતાં એ અકર્મ થાય છે. કર્મના ફલનો તેને લેપ લાગતો નથી. ॥ ૨૧ ॥

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥

જે વિના ઇચ્છાએ આવી મળેલામાં બસ બુધ્ધિવાળો, દ્વંદ્વોને ઓળંગીને ગયેલો, ઇર્ષા ન કરનાર તથા કર્મફલની પ્રાપ્તિમાં કે અપ્રાપ્તિમાં સરખો છે કર્મ તે કરીને પણ બંધાતો નથી. ॥ ૨૨ ॥

જીવન સિધ્ધિ જેને મળી છે તેનુ વર્તન કેવું હોય—જીવનમાં તે કેમ વર્તે એ બતાવવા માટે અહીં ભગવાનનો પ્રયત્ન છે. એજ રેખાચિત્રને વધારે સ્પષ્ટ કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જે માણસ યદૃચ્છા લાભથી

સંતુષ્ટ છે. જે દ્વંદ્વાતીત છે. જે મત્સર શિવાયનો છે. જે સિધ્ધિમાં અને અસિધ્ધિમાં સમાન છે તે માણસ કરીને પણ બંધાતો નથી!

અર્થાત્ જેને કર્મ અકર્મને લગતું સત્યદર્શન થયું છે તે માણસ યદૃચ્છાલાભમાં સંતુષ્ટ રહેશે. યદૃચ્છા એટલે વિના માંગ્યે-વિના ઇચ્છે-એની મેળે જે કાંઈ મળી રહે તેમાં સંતુષ્ટ રહેવું. અર્થાત્ તેવો માણસ સમજે છે કે આ જગતમાં કોઇપણ વસ્તુ માટે વિશેષ ઇચ્છા કરવામાં વિવેક નથી! જે મળવાનું છે તે કદી ટળવાનું નથી. જે નથી મળવાનું તે કદી મળવાનું નથી કેમકે કર્મનો સિધ્ધાંત અટલ છે. તો પછી અધિક ઇચ્છા-મળવાનું હોય તેનાથી અધિકની ઇચ્છા કરવી એ નકામું છે. જેટલું મળવાનું તેટલું તો મળવાનુંજ એટલે તેને માટે પણ ઇચ્છા કરવી નિરર્થક છે. અને જે નથીજ મળવાનું તેની તો પ્રાપ્તિજ અશક્ય છે. આમ કોઈપણ રીતે ઇચ્છા કરવી એમાં વિવેક નથી. અને જેની પાસે દાર્શનિક બુધ્ધિ છે તે વિવેક તો ચૂકેજ નહીં. આથી તેવો માણસ એટલે કે જેને દર્શન છે તે માણસ યદૃચ્છા લાભમાં પ્રસન્ન રહેશે. પ્રસન્ન રહેવું એજ સ્વાભાવિક સ્થિતિ દાર્શનિકને માટે છે. આથી ભગવાન એવા પંડિતને માટે અહીં યદૃચ્છાલાભસંતુષ્ટ એવું વિશેષણ વાપરે છે.

વળી તેવો પુરૂષ દ્વંદ્વાતીત હોય. દ્વંદ્વ એટલે પરસ્પર વિરૂદ્ધ વેદનાં જગાડે એવાં ઠંડી, ગરમી, ભૂખ, તરસ, સુખદુઃખ વગેરે જોડાંઓ આ દ્વંદ્વો એ રઘુનાથના જડેલાં છે. અને યાવદ્દેહ, યાવત્પ્રાણ રહે છેજ. એમાંથી કોઇનો છૂટકો નથી! સંસારની અનિવાર્ય અસાદી છે! સમજુ માણસ દ્વંદ્વના સ્પર્શો પોતાનામાં ફેર ન પડવા દેવાનો પ્રયત્ન કરશે, એટલે કે અનુકૂલ અને પ્રતિકૂલ-બન્નેને સમજપૂર્વક સ્વીકારી લેશે. હાય હાય અને વાહ વાહ એ બન્ને જ્યારે અનિવાર્યજ છે-એ બન્ને જ્યારે જીવનમાં પ્રત્યેકને ઘા કરેજ છે ત્યારે સમજુ માણસ દ્વંદ્વોની યથાર્થ સમજ કેળવી તેમને લગતી અચંળ ઉદાસીનતા કેળવવા મથશે એટલે કે દ્વંદ્વો તેને ઘા કરે તો તે ઘાથી ક્ષુભિત ન થતાં તેમને સહી લેશે. આત્મભાનના ઉંડાણમાં તેમને લુપ્ત કરશે. અને આમ જીવનની પ્રત્યેક ક્ષણે આવતાં દ્વંદ્વોથી પર થઈ તેમને વગ આપી દેશે. સહન કરી લેશે. દ્વંદ્વોને માટે જેણે તિતિક્ષા કેળવી લીધી તેને દ્વંદ્વ હાનિ કરી શકશે નહીં. અર્થાત્ જેને કર્માકર્મનું સમ્યક્ દર્શન

થયું છે. દ્વંદ્વો સામે મોરચા માંડશે. પણ વિશ્વના નિયમો ઋત હોવાથી તેની સામે માંડેલા મોરચાઓના ફુરચે ફુરચા ઉડી જાય છે. સમજુ માણસ વિશ્વના નિયમોને શાન્તપણે અધીન થઈ જશે. આ શાન્ત તાબેદારી–કુદરતની ન્યાય નિષ્ઠામાં સમજપૂર્વકનો વિશ્વાસ તેને તારશે. માટે દાર્શનિક બુદ્ધિ હમેશાં સિધ્ધિ અને અસિધ્ધિમાં 'સમાન–હર્ષવિષાદશૂન્ય હશે આવો પુરુષ કરીને–એટલે કે પોતાને ફાળે આવેલાં ઉચિત કર્મો કરીને પણ બંધાતો નથી. કેમકે બંધન કરનારી જે આસક્તિ તે આસક્તિનેજ તેણે જડમૂળથી ઉખેડી નાંખી છે. આસક્તિને કર્માકર્મદર્શનની કાનરથી કાનરી મૂકી છે. આમ કરીને પણ કોણ ન બધાય તેનો અહીં ભગવાન સુસ્પષ્ટ ખ્યાલ આપે છે. ॥ ૨૨ ॥

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

અનાસક્ત, મુક્ત, જ્ઞાનની અંદર નિશ્ચલ મનવાળા, તથા યજ્ઞને માટે કર્મ કરનારનાં કર્મ સંપૂર્ણ રીતે અત્યંત ગળી જાય છે. ॥ ૨૩ ॥

હવેના શ્લોકમાં અત્યારસુધી કવેલા અર્થનોજ ઉપસંહાર કરતાં 'ભગવાન કોનાં કર્મો અકર્મ બની જાય છે તે સ્પષ્ટ કરતાં કહે છે કે હે અર્જુન! જે ગતસંગ અને મુક્ત તથા જ્ઞાનમાં સુસ્થિર મનવાળો અને યજ્ઞને માટેની ભાવનાથી કર્મ કરનાર છે તેનું સમગ્ર કર્મ પ્રવિલીન થઇ જાય છે. અર્થાત્ આ શ્લોકમાં કર્મ કરવા છતાં કોનું કર્મ અકર્મ બની જાય છે, તે વાતનો ભગવાન સ્ફોટ કરે છે. તે માણસનું કર્મ પ્રવિલીન થઈ જાય જે ગતસંગ છે, ગતસંગ એટલે ચાલી ગઈ છે જેની આસક્તિ એવો અર્થાત્ જેના હૃદયમાંથી સ્વાભાવિક સમજના બળે કર્તૃત્વ અને ભોક્તૃત્વનો–અહંતા અને મમતાનો અત્યાગ્રહ લુપ્ત થઇ ગયો છે. તે મનુષ્યનું તમામ કર્મ અકર્મ બની જાય છે. અર્થાત્ જેના હૃદયમાં સ્વપ્ને પણ ભ્રમથી પણ અહંતા મમતા સ્ફુરતી નથી. તે માણસ કર્મના પ્રભાવને ઓળગી જાય છે. આમ અનાસક્ત મનુષ્ય કર્મના પંજામાંથી મુક્ત થાય છે. આથી સાધકે અનાસક્ત થવાનો પ્રયત્ન કરવો રહ્યો

જે ગતસંગ છે તે મુક્ત છે. મુક્ત એટલે છૂટેલો. માણસ કોઈકથી પકડાયેલ હોય તો તેને માટે છુટી શકય થાય. માણસ શાથી પકડાયેલ છે? તો રાગદ્વેષાદિ દ્વંદ્વોની મજબૂત સાણસીથી પકડાયેલ છે. એ રાગદ્વેષાદિરૂપ સાણસાથી જે છૂટે તે માણસ મુક્ત છે। આસક્તિમાંથી રાગદ્વેષની ધાડ જન્મે છે. જે માણસના હૃદયમાંથી આસક્તિ, પરમાત્માની કરુણાથી સુકાઈ જાય તેના હૃદયના રાગદ્વેષો પણ વન્ધ્યવીર્ય થઈ જાય છે. આમ ગતસંગી બને તે સ્વાભાવિક રીતેજ રાગદ્વેષાદિથી મુક્ત થાય. અને ખરું બંધન તો રાગદ્વેષનું છે! માણસ ગતસંગ અને મુક્ત કેમ થાય? તો ભગવાન કહે છે કે જ્ઞાનાવસ્થિતચેતા હોવાને કારણે જ્ઞાન એટલે કે બ્રહ્માત્મજ્ઞાન–અર્થાત્ બ્રહ્મ–પરમાત્મા–એ મારો આત્મા છે–પરમાત્મા એ મારું મૂળ સ્વરૂપ છે એવી નીતરી સમજ. અર્થાત્ દેહાદિથી હું ભલે અત્યારે સંસારદશામાં મર્યાદિત હોઉં પરંતુ તાત્વિક દૃષ્ટિએ હું બ્રહ્મસ્વરૂપ–બૃહત્સત્તા–પરમસત્તા–દેશકાળ વસ્તુ વગેરેથી અમર્યાદિત સ્વરૂપવાળો–અર્થાત્ પરિપૂર્ણ અખંડ સત્તાવાળો છું એવી આંતર સમજ એટલે જ્ઞાન. આ બ્રહ્માત્મજ્ઞાનમાં જેનું ચિત્ત સુસ્થિર છે–એટલે કે જેનું આ બ્રહ્માત્મજ્ઞાન શાસ્ત્રજન્ય કે લોક પરંપરાથી જન્મ્યું નથી પણ સ્વાનુભવે જન્મ્યુ છે–અને સ્વાનુભવમાં શંકાને કે વિપર્યય સ્થાન નથી. આથી સ્વાનુભવના બળે જેને બ્રહ્માત્મજ્ઞાન છે તેનું મન ડાલમડોલ ન થાય=સંશયગ્રસ્ત ન બને પણ નિઃસંશય અને મોહ શૂન્ય મન હોય. અને જેનો નિશ્ચય નિઃસંશય અને મોહ વિધ્ન ન હોય તેનો તે નિશ્ચય દૃઢજ હોય– તે કદી ચલિત ન થાય. બ્રહ્મ મારો આત્મા છે એવું જેને સાચી રીતે ભાન થયું છે તેનું આ ભાનમાં મન સદા નિઃસંશયજ હશે. મારો આત્મા શું બ્રહ્મ હોઈ શકે?–એ હશે? એવા એવા વિકલ્પોને માટે તેને અવકાશજ નથી. કેમકે સમ્યક્જ્ઞાન અને વિપરીત જ્ઞાનમાં આટલોજ તો ફરક હોય છે. સાચું જ્ઞાન નિર્બાધ અને નિઃસંશય હોય. બીજું તેનાથી વિરૂધ્ધ હોય. અહીં તો સત્યજ્ઞાન મેળવેલા માણસનું ભગવાન વર્ણન કરે છે. આથી બ્રહ્મ મારું મૂળ સ્વરૂપ છે એવું અંતરથી જાણનારને માટે રાગદ્વેષનો અવસર નથી. અને રાગદ્વેષ નથી એટલે તેનામાં સંગ પણ નથી. આમ જેને પોતાની અસ્તિનું સાચું જ્ઞાન ઈશ્વરકૃપાથી મળે તે માણસ તે જ્ઞાનનાં માહાત્મ્યથી વીતરાગ ગતદ્વેષ અને અનાસક્ત બને છે. આવો ગતસંગ, રાગદ્વેષ મુક્ત જ્ઞાનનિષ્ઠ પુરુષ જે કાંઇ કર્તવ્ય કરે તે યજ્ઞની ભાવનાથી કરે છે. યજ્ઞીય ભાવના એટલે કે સ્વાર્થશૂન્ય મનોદશાથી કેવળ લોકસંગ્રહને ધ્યાનમાં રાખીને

કર્મ કરવાની ભાવના. અને જેને બ્રહ્મ મારો આત્મા છે એમ સમજાયુ તેને તો પ્રાણીમાત્ર એ મારૂજ સ્વરૂપ છે-ભૂતેભૂતે હુંજ જુદા જુદા નામરૂપે વિચરી રહ્યો છું એવુ અનિર્વચ્ય દર્શન થાય છે-એટલે તેને માટે હવે એક વ્યક્તિગત સ્વાર્થમયતા રહેવીજ અશક્ય છે. આવી આવો જ્ઞાની માણસ સ્વભાવત યજ્ઞને માટે કર્મ આચરે છે તેના તમામ કર્મો પરાર્થજ હોવાના પરોપકાર માટે ચંદનવની થવુ એ તો જ્ઞાનની ગરિમા માપવાનુ એક સાધન છે। આવો માણસ એકી વખતે દીર્ઘિ હગે-બુધ્ધ હગે-ક્રિસ્ત હગે જગતના સૌભાગ્ય જ્યારે ખુલવાના હોય છે ત્યારે આવા મહાનુભાવ મહાત્મા પુરૂષનો પ્રાદુર્ભાવ થાય છે। યજ્ઞભાવનાથી કામ કરવામા તેને બ્રહ્માનંદનો અનુભવ થાય છે। આમ તમામ કર્મને યજ્ઞમય કરી નાખનાર મહાભાગ માનવનુ તમામ કર્મ પ્રવિલીન થઈ જાય છે એટલે કે તે કર્મો કર્મો હોવા છતા અકર્મ બની જાય છે-કર્તાને બધક નથી નીવડતા અને જગતનું તે દ્વારા કલ્યાણ થાય છે। આમ જ્ઞાની માણસના જીવનનો અદ્‌ભુત સંકેત પરમપિતા અહીં સુસ્પષ્ટ કરે છે અને આવુ જ્ઞાન જ્યારે માણસને સ્વભાવરૂઢ થઈ જાય ત્યારે તેવા માણસનુ જીવન કેવુ બની જાય છે તે અહીં બતાવે છે જ્ઞાન તો રોમ રોમમાં કર્મણ્યતા પ્રગટાવે અને એ કર્મણ્યતા કેવળ જ્ઞાનમય હોય. આમ બ્રહ્માત્માજ્ઞાનમા સુસ્થિર મનસવાળો મુકત અનાસંગ માનવ યજ્ઞને માટે કર્માચરણ કરતો હોઈ તેના તમામ કર્મો હમેશને માટે વિલીન થઇ જાય છે। સાધકે આવા થવાનુ છે। ॥ ૨૩ ॥

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

અર્પણ ક્રિયા બ્રહ્મ છે હોમનું દ્રવ્ય બ્રહ્મ છે. બ્રહ્મ વડે બ્રહ્મરૂપી અગ્નિમા હોમાયેલું છે. બ્રહ્મરૂપ કર્મમાં મારે કરવું જોઇએ એ જાતની નિશ્ચયાત્મક મનની સમાધિવાળા તે હવન કરનાર વડે પ્રાપ્તવ્ય-પ્રાપ્ત કરવાને યોગ્ય ફળ બ્રહ્મજ છે. ॥૨૪॥

આગલા શ્લોકમા ભગવાને કહ્યું કે જ્ઞાનમા દૃઢ નિષ્ઠાવાળો મનુષ્ય યજ્ઞને માટે આચરણ કરતો હોઇ તેના તમામ કર્મો અકર્મ બની જાય છે તો કર્મ

હોવા છતા તે કર્મો અકર્મ કેમ બની જાય છે, એ સમજનાતા જ્ઞાનીની આંતરદૃષ્ટિ કેવી હોય છે—તેનુ જીવન દર્શન કેવુ હોય છે તે બતાવે છે હે અર્જુન! જ્ઞાની માણસની દૃષ્ટિ સર્વત્ર બ્રહ્મમયી હોય છે બ્રહ્મસત્તા સિવાય તેની નજરમા બીજુ કશુજ પરમાર્થ નથી જુદી જુદી સત્તાનો ભાસ એ અજ્ઞાનનો મહિમા છે એમ તેને સમજાઇ ગયુ છે એકજ સત્તા પૃથગ્ભાવે વર્તી રહીને મૂઢને મુઝવે છે—જ્યારે જ્ઞાનીને તેજ અનેકત્વમા એકત્વનો મહિમા બતાવે છે આથી જે જ્ઞાની છે તેના હૃદયમા ક્રિયા-કર્મ-કર્તા, અધિકરણ ફળ વગેરે તમામ એકજ મૂળ સત્તાનો જુદો જુદો આવિષ્કાર છે એવુ દૃઢતમ ભાન હોય છે યજ્ઞમાં યજમાન હોય, અગ્નિ હોય હોમવાનુ દ્રવ્ય હોય હોમવાની ક્રિયા હોય હોમ ક્રિયાનુ ફળ હોય આ યજમાન-અગ્નિ-હવિ-અર્પણ-અને અર્પણનુ ફળ-એ તમામ બ્રહ્મરૂપ છે એટલે કે જ્ઞાની જોઇ શકે છે કે એકજ ગૂઢ બૃહત્સત્તા-પરમાત્મા યજમાનરૂપે કર્તા છે અગ્નિરૂપે હવનીય દ્રવ્યનો ખાનાર છે-અર્પણરૂપે ક્રિયા છે આ ક્રિયાનુ જે ફળ તે પણ પરમાત્માજ છે! આમ જ્ઞાની માણસનું તમામ કર્મ યજ્ઞમય છે અર્થાત્ હે અર્જુન! અર્પણ ક્રિયા બ્રહ્મ છે જે હોમવાનુ છે તે પણ બ્રહ્મ છે જે અગ્નિમા હવનીય હોમાય છે તે પણ બ્રહ્મ છે અગ્નિમા હવનીય પદાર્થોનો હોમનાર શરીર ધારી જીવાત્મા પણ બ્રહ્મ છે બ્રહ્મરૂપ કર્મમા મારે આ કરવુ યોગ્ય છે એવી મનની એકાગ્રતારૂપ જેની સમાધિ છે તેના કાર્ય કર્મરૂપ બ્રહ્મમા સમાધિવાળા માણસને ગન્તવ્ય એટલે કે યજ્ઞદ્વારા પ્રાપ્તવ્ય જે ફળ તે પણ બ્રહ્મ છે

અર્થાત્ આ શ્લોકમા બ્રહ્મદર્શનનો ભગવાન મહિમા બતાવે છે જે માણસને પોતાની સાચી સ્વરૂપ સત્તાનો સાક્ષાત્કાર થઈ જાય છે એટલે કે જેને એમ સમજાઇ છે કે હુંજ વિશ્વમા સર્વત્ર છુ ઓતપ્રોત છુ—આત્માજ સર્વરૂપે છવો છે અને તે આત્માજ હુ છુ તેનુ તે જ્ઞાનોત્તર વર્તન મહિમામય હોય છે તેના અંતરમાથી હવે ભેદભાવ વિલીન થઇ જાય છે તેને તમામ વસ્તુમા એકજ અસ્તિની લીલા અનુભવમા આવે છે એકજ અચિન્ત્ય મહિમામયી સત્તા જુદે જુદે રૂપે વર્તી રહી છે અને પ્રાણીમાત્ર મોહનુ માર્યુ અખંડ સત્તાના

પ્રકૃતિ જોઈને મુઝાય છે! જેનો મોહ મરી ગયો છે અને જ્ઞાન ઉત્પન્ન થયુ છે તેની નજરમા કર્તા કર્મ કરણુ–તમામ એકજ બ્રહ્મસત્તાના જુદા જુદા આવિર્ભાવમાત્ર જણાય છે. આથી તે વિશ્વની વિવિધતાથી મુંઝાતો નથી. પણ પૂર્ણસત્તાનો અનુભવ કરતો હોવાથી તેના તમામ કર્મોદ્વારા એ પૂર્ણસત્તાનો મહિમાજ પ્રકટ થાય છે. આથી ભગવાન અહીં સ્થૂલ યજ્ઞીય કલ્પનાદ્વારા તેનો જીવનનો અદ્‌ભુત યોગ બતાવે છે કે યજ્ઞને માટે આચરણ કરનાર માણસના મનમા બ્રહ્મ અર્પણ છે. બ્રહ્મ હવિ છે. બ્રહ્મ અગ્નિ છે. હોમનાર અગ્નિ છે કર્મ બ્રહ્મ છે તે કર્મ બ્રહ્મદ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય રૂપ પણ બ્રહ્મજ છે. આમ મહાસત્તા પૃથક્‌સત્તાના આભાસમાં કારણરૂપ છે. અને મહાસત્તાને ઓળખી હોવાથી હવે પૃથક્ સત્તાઓ એ મહાસત્તામા એકાકાર થઈ જાય છે. આવી વિશાળતમ દૃષ્ટિ એ બ્રહ્માનંદની પ્રાપ્તિનું સાધન છે. આનેજ 'વસુધૈવ કુટુંબકમ્' ના નામે શાસ્ત્રકારો ઓળખાવે છે. બસ આ 'ભૂમાનો' સાક્ષાત્કાર એ જ્ઞાનની ચરમ ભૂમિકા છે. આ બાબતમાં જે કાંઈ વધુ શાસ્ત્રીય જાણવા જેવું છે તે માટે પદાર્થ જોવા વિનતિ છે ॥ ૨૪ ॥

> दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
> ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

બીજા સકામ કર્મયોગીઓ ઈંદ્રાદિદેવોને ઉદ્દેશીને દર્શ વગેરે યજ્ઞોનેજ પૂરી રીતે કરે છે. બીજા જ્ઞાન–યોગીઓ બ્રહ્મરૂપી અગ્નિમાં સ્રીપુત્રાદિક યજ્ઞના સાધનો સહિત યજ્ઞાદિ કર્મ સમૂહને હોમે છે. ॥ ૨૫ ॥

આમ આગલા શ્લોકમા સર્વત્ર બ્રહ્મદૃષ્ટિનું અદ્‌ભુત માહાત્મ્ય ભગવાને બતાવ્યુ જે માણસના હૃદયના પડળો ખુલી ગયાં છે–જેને આ મમગ્ર વિશ્વ પરમાત્માજ છે એવું આંતરભાન થઈ ચૂકયુ છે તે મહાભાગ કર્મયોગીને સ્વાર્થના અભાવમા પણ લોકસંગ્રહબુદ્ધિથી કર્મ કર્તવ્ય હોઈને યજ્ઞાર્થ કર્મ તે કરે છે અને તેનું તે કર્મ જ્ઞાનયોગના માહાત્મ્યથી સંપૂર્ણપણે વિલીન થઈ જાય છે. આમ જ્ઞાનરૂપ યજ્ઞ સૌથી શ્રેષ્ઠ ઠર્યો. આ જ્ઞાનરૂપી યજ્ઞની ઉત્તમતા બતાવવા હવે ભગવાન બીજા યજ્ઞકર્મોનું વર્ણન કરે છે. અને એ તમામ યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ કેમ શ્રેષ્ઠ છે એ હેતુપૂર્વક બતાવે છે.

ભગવાન કહે છે કે હે અર્જુન! કર્મયોગીથી બીજા—એટલે કે સકામ કર્મ કરનારા મનુષ્યો દૈવયજ્ઞનેજ ઉપાસે છે તે ઉપરાંતના બીજા યોગીઓ એટલે કે જ્ઞાનયોગીઓ બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞ સહિતજ યજ્ઞને હોમી દે છે. અર્થાત્ હે અર્જુન! જેઓ નિષ્કામ કર્મયોગના માર્ગથી અણજાણ્યા છે તેઓ સકામ કર્મયોગી છે. અને જગતનો મોટો ભાગ સદા સકામ કર્મમાંજ પ્રવૃત્ત હોય છે. એવા માણસો પણ યોગી તો ખરા. કેમકે યોગી શબ્દનો અર્થ થાય છે જોડાયેલો. પોતાના કર્મમાં રાત દિવસ જે જોડાયેલો રહે તે યોગી. ફક્ત કેવા આંતરભાવે તે તેમાં જોડાયેલો છે એ જોવાનું છે. જેના હૃદયમાં સ્વાર્થ છે તે સકામ કર્મયોગી છે. જેના હૃદયમાંથી સ્વાર્થની માત્રા શૂન્યવત્ બની ટળી ગયેલી છે તે નિષ્કામ કર્મયોગી છે. આમ પ્રત્યેક પ્રાણી યોગી તો છેજ. તોપણ જેઓ સકામભાવે કર્મ કરે છે તેઓ પ્રબુધ્ધ નથી પણ પ્રસુપ્ત છે. ભગવાન આવા મનુષ્યોના કર્મયોગને પહેલા ચરણમાં બતાવે છે. તેઓ કહે છે કે દૈવરૂપી યજ્ઞનેજ બીજા યોગીઓ ઉપાસે છે દૈવયજ્ઞ એટલે કે જે યજ્ઞમાં દેવતાઓને ઉદ્દેશીને હુતદ્રવ્ય હોમવામાં આવે છે એવા શ્રૌત અને સ્માર્ત યજ્ઞો તે બીચારાઓને ઇન્દ્રાદિ દેવતાઓ શિવાય કોઇ દેવોનો પણ દેવ છે—સર્વદેવ નિયન્તા છે એવી ખબર ન હોવાથી તે તે ફલની કામનાથી પ્રેરાઇને ઇન્દ્રાદિ દેવતાઓની પ્રસન્નતા સાધવા માટે શ્રધ્ધાપૂર્વક યજ્ઞાદિ કરે છે. આજના યુગમાં યદ્યપિ પ્રાચીન કાળના શ્રૌત સ્માર્ત યાગાદિ કર્મનો લગભગ લોપ છે. પણ તેથી ગીતાજીના દર્શનમાં ફેર પડતો નથી. મૂળ ધ્વનિ છે તે તો કાયમજ છે. એટલે કે કામનાવિદ્ધ કર્મ કરવાની મનોદશા તો દરેક યુગમાં એકરસજ છે. આથી કર્મનો બાહ્યાકાર ભલે ફેરવાય—પણ તેનો જે પ્રયોજક હેતુ છે તે તો તેમનો તેમજ છે. આથી ભગવાન કહે છે કે બીજા યોગીઓ દૈવરૂપી યજ્ઞને ઉપાસે છે. અર્થાત્ જેઓ કામનાવિંધ છે, તેમને નિષ્કામ કર્મયોગ સૂઝતો નથી અને તૃષ્ણા તેમની પાસે બળાત્કારે પણ કામનાથી ખરડાયેલાં કર્મો કરાવે છે. આવો વર્ગ સંખ્યામાં સૌથી વધારે છે. જગતનો મોટો ભાગ સદા સકામ કર્મયોગીજ રહેવાનો. અને એ મહામાયાની અદ્ભુત કુશળતામાં પ્રમાણરૂપ છે.

આ શિવાય જે યોગીઓ છે તે જીવનમાં જ્ઞાન પ્રધાન હોય છે. ભગવાન કહે છે કે બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞસહિતજ યજ્ઞને તેઓ હોમે છે અર્થાત્ પરમાત્માનું જ્ઞાન એ તેમને માટે યજ્ઞીય અગ્નિ છે. પરમાત્મા આવા છે તેવા

છે એમ શાસ્ત્ર અને સતોદ્વારા જાણીને પરમાત્માને લગતો તેઓ તેવો નિશ્ચય કરવા યત્નશીલ રહે છે એ બ્રહ્મજ્ઞાનજ જીવનમા સર્વસ્વ છે એ બ્રહ્મજ્ઞાનની સુસ્થિરતા માટે યજ્ઞાસહિત યજ્ઞને તેમા હોમી દે છે એટલે પોતાના વર્ણાશ્રમને ઉચિત જે કર્મો તે કર્મરૂપ યજ્ઞને તે કર્મોના સાધનરૂપ પુત્ર પત્ની ઘરબાર પૈસા નોકર ચાકર વગેરે તમામ સહિત બ્રહ્મજ્ઞાનમા હોમી દે છે એટલે કે બ્રહ્મજ્ઞાનના વિરોધી લાગતા તમામ કર્મોને તે તે કર્મના સાધન સહિત તજી દે છે અર્થાત્ એવા જ્ઞાન યોગીઓ જ્ઞાનની સુસ્થિરતા સપાદન કરવા કર્મનો સન્યાસ કરી તે કર્મના લૌકિક વૈદિક તમામ સાધનોનો પણ તે સાથેજ ત્યાગ કરી રાતદિવસ જ્ઞાનની ધુનમા મચ્યા રહે છે, અર્થાત્ આ શ્લોકના પૂર્વાર્ધમા ભગવાન જ્ઞાનશૂન્ય કામી કર્મયોગીઓનો અને ઉત્તરાર્ધમા કર્મત્યાગી બ્રહ્મજ્ઞાનીઓનો યજ્ઞ બતાવે છે તે બેની વચ્ચે જ્ઞાનહીન કર્મીઓનો દ્રવ્ય અને દેવતા પ્રધાન એવો કર્મયજ્ઞ છે અને કર્મશૂન્ય બ્રહ્મજ્ઞાનીઓનો બ્રહ્મજ્ઞાનપ્રધાન જ્ઞાન યજ્ઞ છે એટલો વિવેક જાણવો ॥ ૨૫ ॥

> श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
> शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

બીજા યોગીઓ સંયમરૂપી અગ્નિઓમા કાન વગેરે ઇન્દ્રિ-યોને હોમે છે. (અને તેનાથી) બીજાઓ શબ્દ વગેરે વિષયોને ઇન્દ્રિયોરૂપી અગ્નિઓમાં હોમે છે. ॥ ૨૬ ॥

રુચિના વૈચિત્ર્યથી યજ્ઞ વૈચિત્ર્ય થાય છે દુનિયામા સૌને માટે એકજ પ્રકારે જીવનનો રસ્તો નથી નિર્માયેલો જીવમાત્રના સસ્કાર જુદા છે આથી મનને લગની વિવિધ દિશાઓ હોય છે આથી રુચિની વિચિત્રતાથી યજ્ઞ-કર્મ વૈચિત્ર્ય થાય છે-ભગવાને આગના શ્લોકમા બે પ્રકારના યજ્ઞો બતાવ્યા. હવે વળી યજ્ઞના બીજા પ્રકારો વર્ણવે છે આમા સસ્કારની વિવિધતાને લીધે રુચિની વિચિત્રતા અને તેથી કર્મની વિવિધતા થાય છે એજ સિધ્ધાત છે ભગવાન કહે છે કે હે અર્જુન ! આ શિવાય બીજા કેટલાક શબ્દ વગેરે વિષયોને ઇન્દ્રિયોરૂપી અગ્નિમા હોમે છે, અર્થાત્ કેટલાક પુરુષો સયમ કેળવે છે અને એ સયમને એટલો તો પ્રદીપ્ત કરે છે કે જેમ લૌકિક યજ્ઞમા હોમાયેલા પદાર્થો બળીને ભસ્મ થઈ જાય છે તેમ તેઓના સયમરૂપ અગ્નિમા કાન, અને

કર્મની ઈન્દ્રિયો હોમાઈ જાય છે. સંયમ એટલે ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાંથી હઠાવી લેવી તે ઇન્દ્રિયો વિષયને વશ ન થાય. પણ પોતાના વશમાં રહે એવી આંતર સ્થિતિ. અર્થાત્ વિવેકના બળથી ઇન્દ્રિયોને એવી રીતે કેળવવી કે જેથી ઇન્દ્રિયો વિષયમાં વર્તે તો ખરી પણ વિષયો તેને મ્હાત ન કરી શકે. વિષયોમાં ન વર્તવુ એ અશક્ય છે. આથી ઇન્દ્રિયો વિષયમાં વર્તે-પોતપોતાનુ કામ યથાર્થપણે કરે. પણ ઇન્દ્રિયોને સયમને થાંભલે બાંધવી અને વિષયોના વળગણમાં ન રાખવી. આમ સયમરૂપી અગ્નિને પ્રદીપ્ત કરી તેમાં શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોનો હોમ કરવો એટલે કે સંયમ પ્રધાન જીવન બનાવવું, વિષયપ્રધાન-વિષયમાં ઢળેલું જીવન ન બનાવવુ તે. અને આ કપરો યજ્ઞ છે. કેટલાક લોકો આવા સયમ યજ્ઞના યજમાનો હોય છે. અર્થાત્ સંયમને જીવનનું ધ્યેય બનાવી તેને અનુકૂળ જીવન વીતાડવાની ચેષ્ટા કરે છે. આવા લોકો પણ યજ્ઞના યજમાન છે.

તે ઉપરાંત કેટલાક લોકો ઇન્દ્રિયોરૂપી અગ્નિમાં શબ્દ વગેરે વિષયોને હોમે છે. અર્થાત્ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાં વર્તવા દે છે. અને વિષયોની ભેટને ઈન્દ્રિયોમાં પ્રતિબિમ્બિત થવા દે છે. અર્થાત્ કાન શુભાશુભ શબ્દને સાંભળે, ચામડી કોમળ કઠણ સ્પર્શને અનુભવે, આંખ પ્રિયાપ્રિય વિષયને જુવે, એમ તમામ ઈન્દ્રિયો પોતપોતાનું કામ તો કરે પરંતુ તે તે વિષયનાં સ્પર્શથી જે રાગદ્વેષને ઉત્તેજીત થવાનું નિમિત્ત મળે તે નિમિત્તને તેઓ વશ ન થાય કાનથી સ્તુતિ અને નિંદા બન્ને સાંભળે કેમકે ન સાંભળવું એ આપણા હાથની વાત નથી-એ અવર્જ્ય છે. પરંતુ કાનનું સાંભળેલુ કાન સુધીજ રાખે મનમાં ન ઉતારે. આમ પ્રત્યેક ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહે-પરંતુ તે વિષયોની છબીને પોતપોતાનામાંજ સમાવે. મનને નહીં સોંપે-એટલે કે મનમાં તેની છાપ સંઘરી રાખી તે તે અનુકૂળ પ્રતિકૂળ ભાવને વશ થઇ ન વર્તે. ટૂંકમાં લોક અને શાસ્ત્રમાં અનિન્દિત-લોક અને શાસ્ત્રથી વિહિત એવા વિષયોનું ગ્રહણ કરવું અને તે મુજબ જીવવુ એનેજ આવા લોકો હોમ માને છે. દુનીઆમાં જીવવાનું તો છેજ. તો એવી રીતે જીવન વીતાડવું કે જેથી લોક અને શાસ્ત્ર બન્નેની મર્યાદા સચવાય. આ પણ એક યજ્ઞ છે. પોતાની ઇન્દ્રિયોને શાસ્ત્રીય અને લોક સમ્મત વિષયોમાં પ્રવર્તાવવી, તેમનાથી વિરૂધ્ધ દિશામાં ન જવા દેવી એ ગૃહસ્થ જીવનમાં અતિ ઉપયોગી વસ્તુ છે. લોકની સ્થિતિ આવા યજ્ઞથી થાય છે. જે સમાજમાં

આવા ગૃહસ્થોની સંખ્યા વધુ તે સમાજ વધુ સભ્ય અને વધુ લાયક હોય છે. કેમકે સૌ પોતપોતાના લોકશાસ્ત્રથી અવિરુધ્ધ આચરણમાં નિમગ્ન છે. આમ કેટલાક લોકો સયમપ્રધાન જીવન જીવે છે કેટલાક લોકો લોક અને શાસ્ત્રને અનુકૂળ એવા વિષયોના ગ્રહણદ્વારા યાવદાયુ જીવન વીતાડે છે. આ બને પ્રકારના યજ્ઞો છે. ॥ ૨૬ ॥

**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

બીજાઓ ઇન્દ્રિયોના કર્મોને તથા પ્રાણના કર્મોને—બધાંને જ્ઞાનથી પ્રજ્વલિત, એવા મનના સંયમયોગરૂપી અગ્નિમાં હોમે છે ॥ ૨૭ ॥

આ ઉપરાંત પણ વળી કેટલાક લોકો બીજો જ યજ્ઞ કરે છે. બધીએ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોના કર્મોને તથા પ્રાણના કર્મોને આત્મસંયમરૂપી જ્ઞાનથી પ્રદીપ્ત યોગાગ્નિમાં હોમે છે. અર્થાત્ કેટલાક પુરૂષો જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા આત્મસંયમરૂપીં યોગના અગ્નિમાં જ્ઞાન ઇન્દ્રિયો અને કર્મેન્દ્રિયોના કર્મો તથા પ્રાણના કર્મોને હોમી દે છે આત્મા એટલે મન સયમ એટલે કાબુ. મનનો કાબુરુપ યોગ. અર્થાત્ મનઃસંયમરુપી યોગ તે રૂપ અગ્નિ વળી આ અગ્નિ જ્ઞાન પ્રદીપિત—જ્ઞાન એટલે વિષયોમાં દોષનુ દર્શન એટલે કે શબ્દ સ્પર્શાદિ વિષયોમાં દોષો છે—તેઓ એકરસ નથી. પરિણામી છે. સતાપ કરાવનારા છે એવું વિચારજન્ય સ્પષ્ટ જ્ઞાન. જેમ વિષયોમાં દોષનું દર્શન દૃઢ થાય છે તેમ તેમ મન તેનાથી વેગળું રહેવા ઇચ્છે છે કેમકે જેમાં એને આગમ નથી એવું ચોકખું ભાન થાય ત્યાં એ રમે નહીં. આમ રોજ, રોજનો વિવેક વિચારના દૃઢ સસ્કારથી સંયમ વધારેને વધારે દૃઢ થાય—આ વિષયોમાં દોષદર્શનરૂપી જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા મન સયમરૂપી અગ્નિમાં તમામ કર્મોને હોમી દેવાં એ આત્મ-સંયમરૂપી યજ્ઞ છે જ્ઞાન અને કર્મ ઇન્દ્રિયોના કર્મો સુપ્રસિદ્ધ જ છે તેમને મનમા સમાવી લેવા. તેમને વશ થઇને મનને બ્હેકાવવું નહી પણ દૃઢ શુધ્ધ ઇચ્છાશક્તિથી તમામ ઇન્દ્રિયોને મનોનુકૂળ બનાવી મનને વિશુધ્ધ વિચારોમાં એકાગ્ર કરી જીવવું એવો આમા ધ્વનિ છે. પ્રાણ એટલે અંદરનો વાયુ. પ્રાણનાં કર્મો એટલે આકુંચન પ્રસારણ વગેરે. અર્થાત્ પ્રાણના ધર્મોને વશ ન બનતાં તેના

ઉપર પોતાની સત્તા સ્થાપી પ્રાણના કર્મોને પણ સ્વાધીન કરવાં આમ ઇન્દ્રિયો અને પ્રાણ જે મનને ક્ષુભિત કરે છે, વિક્ષિપ્ત કરે છે તેમને સમજપૂર્વક સ્વાધીન રાખી વિશુધ્ધ વિચારમય મનસંયમપ્રધાન જીવન જીવનાર લોકોનો અહીં ભગવાન ઉલ્લેખ કરે છે. આ પથના પણ ઘણા યાત્રીઓ છે. ॥૨૭॥

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

તથા બીજા કોઈ દૃઢવ્રતી યતીઓ દ્રવ્ય યજ્ઞ કરનારા છે–તપ યજ્ઞ કરનારા છે–ઉદ્યોગ યજ્ઞ કરનાર છે તથા સ્વાધ્યાય જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા છે. ॥ ૨૮ ॥

આગલા શ્લોકમાં આત્મસંયમરૂપી યોગાગ્નિમાં તમામ ઇન્દ્રિય અને પ્રાણ કર્મોનો હોમરૂપી યજ્ઞ ભગવાને બતાવ્યો. હવે વળી બીજા યજ્ઞો બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! કેટલાક દ્રવ્યયજ્ઞ કરનારા, કેટલાક તપોયજ્ઞ કરનારા, કેટલાક યોગયજ્ઞ કરનારા તો કેટલાક સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞ કરનારા છે. આ બધાએ યજ્ઞ કરનારાઓનું 'યતયઃ સંશિતવ્રતા.' એ વિશેષણ છે. અર્થાત્ આ બધાએ યજ્ઞ કરનારા યજમાનો યતિ હોય છે અને સંશિતવ્રતી હોય છે. યતિ એટલે દેશ અને જાતિ અને આત્માની ઉન્નતિ માટે યત્નશીલ. સંશિતવ્રતી એટલે તીક્ષ્ણ વ્રતવાળા અર્થાત્ પોતપોતાના નિયમોમાં દૃઢતાવાળા. પ્રાણાન્તે પણ લીધેલાં વ્રતોના પાલનમાં તત્પર રહેનારા. અર્થાત્ અત્યંત દૃઢ નિયમોવાળા. આમ દેશ જાતિ અને આત્માના અભ્યુદયને માટે પ્રયત્નશીલ અને દૃઢતમ નિયમવાળા આ બે વિશેષણો ઉપરના દરેક યજ્ઞોના કર્તાને લાગુ પડે છે એટલું સમજવું. દ્રવ્યયજ્ઞ એટલે કે પોતાની અઢળક સંપત્તિનો દેશ જાતિ અને આત્માની ઉન્નતિને અર્થે યજ્ઞબુદ્ધિથી ઉપયોગ કરનારા. જેમની પાસે સંપત્તિ છે અને યજ્ઞબુદ્ધિ છે તેઓ પોતાની સંપત્તિનો દેશાદિના ઉધ્ધાર માટે ઉપયોગ કરે. આવા ધનપતિઓ દેશજાતિની ઉન્નતિને માટે પોતાના દ્રવ્યનો યજ્ઞબુધ્ધિથી ઉપયોગ કરે તો તે દ્રવ્યયજ્ઞ કહેવાય, અને આવા દ્રવ્યયજ્ઞના કરનારા યજમાનો દરેક દેશમાં દરેક જાતિમાં દરેક કાળમાં હોય છેજ. આમ દ્રવ્ય જે યજ્ઞબુધ્ધિથી પરોપકારાર્થે વપરાય તો તે એક ઉત્તમોત્તમ યજ્ઞ છે એમ ભગવાન અહીં બતાવે છે

તે ઉપરાંત કેટલાક તપરૂપી યજ્ઞ કરનારા છે. તપ એટલે દ્વંદ્વોને સહન કરવાની ઉચ્ચતમ શક્તિ. ટાઢી ગરમી, સુખ દુઃખ, ભૂખ તરસ વગેરે જોડાંઓને સહી લેવાની જે શક્તિ તેનું નામ તપ. જે માણસો પોતાની આ શક્તિનો ઉપયોગ જાતિ અને દેશના ઉધ્ધારાર્થે કરે તે માણસો તપોયજ્ઞના યજમાન કહેવાય છે. અર્થાત્ જાતિ અને દેશના કલ્યાણુ માટે દૃઢ વ્રત લઇને તે કલ્યાણના આચરણમાં જેઓ રાત્રિદિવસ મથી રહેલા હોય અને તેમ કરવામાં માર્ગમાં જે મુશીબતો નડે તે મુશીબતોને હર્ષપૂર્વક વધાવી લેતા હોય—સુખ દુઃખાદિ સમગ્ર દ્વંદ્વોને સહી લેતા હોય તેવા માણસો તપોયજ્ઞના યજમાનો છે. તેઓ વંધ છે. આમ જે યજ્ઞભાવથી પ્રેરાઇને જાત્યાદિના અભ્યુદય માટે પ્રેમપૂર્વક પોતાની જાતને સમર્પી દઈ સુખદુઃખાદિને હર્ષપૂર્વક ઉરવી નાંખે તેવા તપોયજ્ઞના કરનારાઓ પણ યોગીઓજ છે. અને આવા માણસોનો પણ દુનિયામાં ટોટો નથી।

તે ઉપરાંત યોગરૂપી યજ્ઞના પણ યજમાનો છે. યોગ એટલે ઉદ્યોગ. યોગ શબ્દથી અહીં પાતંજલ યોગીનો ઉલ્લેખ નથી. કેમકે આગળ તેમનો ઉલ્લેખ તો આવે છેજ. આથી યોગ શબ્દનો અર્થ અહીં ઉદ્યોગ લેવો. એજ ઉચિત છે. ઉદ્યોગ એટલે અનેક પ્રકારના શિલ્પાદિને લગતો પ્રયત્ન. અર્થાત્ જે માણસો જાતિ અને દેશની ધનસમૃદ્ધિને માટે યજ્ઞબુદ્ધિથી નાના પ્રકારના ઉદ્યોગોને લગતા પ્રયત્નમાં રાત્રિદિવા મચી રહે છે તેઓ યોગયજ્ઞના કરનારાઓ છે. આવા ઉદ્યોગયજ્ઞના યજમાનો પણ દેશને અતિ ઉપયોગી છે. શરત ફક્ત એટલી કે તેઓનો પ્રયત્ન યજ્ઞીય ભાવનાથી થવો ઘટે. સ્વાર્થભાવે નહિ. કેવળ યજ્ઞીય ભાવનાથી પ્રેરાઇને જેઓ દેશ જાતિના ધનની વૃદ્ધિને માટે સદા ઉદ્યોગમાં એકાગ્ર બને છે તેઓ દેશ અને જાતિના પૂજ્ય છે. વંદ્ય છે. સ્તુત્ય છે. અને આવા માણસો પણ ક્યાં ઓછા છે?

આ ઉપરાંત પણ એક બીજા યજ્ઞના યજમાનો જગતમાં મોટી સંખ્યામાં વિદ્યમાન છે. અને તે યજ્ઞ તે સ્વાધ્યાય જ્ઞાનયજ્ઞ. સ્વાધ્યાય એટલે સત્શોધક, બુદ્ધિવર્ધક, ધન્ય અને હિતકર શાસ્ત્રોનો પ્રતિદિન નિયમપૂર્વક અભ્યાસ. આમ જગતના તમામ શાસ્ત્રોનો સ્વાધ્યાયમાં સમાવેશ થાય છે. પુસ્તકો વાંચવામાં મહત્તા નથી. પણ દેશ જાતિ અને આત્માના ઉધ્ધારક એવાં હિતકર શાસ્ત્રીય પુસ્તકોનો નિયમિત, ધ્યેયની દ્રષ્ટિએ અભ્યાસ કરવો હિતાવહ છે. આથી જે

પુરુષો ધર્મ બુધ્ધિથી, યજ્ઞબુધ્ધિથી શાસ્ત્રોનો અભ્યાસ કરે છે અને તેમ કરી દેશનું અને જાતિનું જ્ઞાનધન વધારે છે તેવા પુરુષો સ્વાધ્યાયજ્ઞાનરૂપી યજ્ઞના યજમાનો છે. દેશનું સાહિત્ય સમર્થ-સાત્વિક ઓજસ્વી-ધ્યેયલક્ષી-હિતકર-વિચારમય-કલ્યાણદાતા-થાય-એવું જોવાની ઇચ્છાથી જેઓ ભણે છે તેઓ યજ્ઞબુધ્ધિથી તેમ કરતા હોઇને સમાજને માટે વંદ્ય છે. પૂજ્ય છે. સન્માન્ય છે. આમ વિદ્વાનો પણ યજ્ઞકર્તા છે જો તેઓ વિદ્વતાનું યજ્ઞીય બુદ્ધિથી સંપાદન કરે તો. આમ યત્નશીલ અને દ્રઢવ્રતી દ્રવ્યયજ્ઞના તપોયજ્ઞના ઉદ્યોગયજ્ઞના સ્વાધ્યાય યજ્ઞના કરનારાઓ પણ યજમાનોજ છે. આ પ્રમાણે જોતાં ભગવાનની દૃષ્ટિ કેટલી વિશાળ અને સર્વગ્રાહી છે તે સમજાશે. અને રુચિભેદે યજ્ઞ ભેદનો સ્વીકાર કરી પ્રત્યેક મનુષ્ય યજ્ઞકર્તા થઈ શકે છે. એની પાસે યજ્ઞની પસંદગીનું વિસ્તૃત ક્ષેત્ર પડ્યું છે. જેને જે યજ્ઞ પસંદ પડે તે તેનો સ્વીકાર કરે. પણ યજ્ઞભાવનાથી યજ્ઞ કરે. અને તેમ કરી જીવનને સાર્થક કરે. આવો અભિપ્રાય અહીં સુસ્પષ્ટ છે. ॥ ૨૮ ॥

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

પ્રાણાયામમાં તત્પર એવા બીજાઓ પ્રાણને અપાનમાં તથા અપાનને પ્રાણમાં હોમે છે. પ્રાણ અને અપાનની ગતિને રોકી કુંભક નામનો પ્રાણાયામ કરે છે. ॥ ૨૯ ॥

આ સિવાય પણ વળી બીજા યજ્ઞો છે. હે અર્જુન! કેટલાક પાતંજલ યોગ તરફ વલણવાળા મનુષ્યો છે. તેઓ પ્રત્યાહારદ્વારા મનને એકાગ્ર કરી જીવનનું લક્ષ્ય વીંધે છે. તેઓનો માર્ગ હું તને સંક્ષેપમાં બતાવું છું, હે અર્જુન! કેટલાક પ્રાણાયામપરાયણ હોય છે. એટલે કે પ્રાણાયામમાં પાર-રંગા બનેલા હોય છે. શાસ્ત્રમાં બતાવેલા માર્ગે તેઓ પ્રાણ ઉપર વિજય મેળવે છે. અને પ્રાણવિજયી બની તેઓ મનોનિગ્રહી થઈ છેવટનું ધ્યેય સંપાદન કરે છે. તેઓ અપાનવાયુમાં પ્રાણને અને પ્રાણવાયુમાં અપાનને હોમે છે. પ્રાણ એટલે કોઠામાં રહેલા વાયુને બહાર કાઢવો તે. અપાન એટલે બહારના વાયુનું અંદર આચમન કરવું તે અર્થાત્ પ્રાણ એટલે ઉચ્છ્વાસ અને અપાન એટલે શ્વાસ. અર્થાત્ અપાનમાં પ્રાણને જે હોમે છે એટલે

બહારના વાયુનું અંદર આચમન કરી તેમાં પ્રાણને રોકી રાખે છે એટલે કે પૂરક નામનો પ્રાણાયામ કરે છે વળી પ્રાણમાં અપાનને હોમે છે એટલે કે અંદરના વાયુમાં અપાનને-બહારના વાયુને હોમે છે એટલે કે અંદરના વાયુને બહાર કાઢી ત્યાજ રાખે છે, ટૂંકમાં રેચક નામના પ્રાણાયામને કરે છે કેટલાક વળી પ્રાણ અને અપાનની ગતિને રોકી રાખે છે એટલે કે એટલાવખતે તેઓ કુંભક નામના પ્રાણાયામને કરે છે આ બધાએ યજ્ઞકર્તા છે આ વિષય ગુરૂગમ્ય છે એટલે અહીં તેનો વિશેષ વિસ્તાર કરતા અટકીએ છીએ તે ઉપરાંત છઠ્ઠા અધ્યાયમાં એનું વિશેષ નિરૂપણ આવશે અને અહીં જેટલું જરૂરી છે તેટલું પદાર્થમાં આપેલુંજ છે ધ્યાનમાં રાખવાની વસ્તુ એટલી છે કે પ્રાણવિજયી થવાને માટે સાધકે પહેલા આસન ઉપર વિજય મેળવવો જોઈએ આસન ઉપર વિજય મેળવી પ્રાણ ઉપર વિજય મેળવનાર માણસ પ્રત્યાહાર ધારણા ધ્યાનરૂપી અષ્ટાંગ યોગના પગથીએ ચઢે છે અને ક્રમે ચઢેલો પ્રાણવિજયી વીરપુરુષ સંપ્રજ્ઞાત સમાધિને પ્રાપ્ત કરે છે સંપ્રજ્ઞાતથી આગળ જતા તે અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત કરે છે અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ એ યોગની ચરમ ભૂમિકા છે વિરતિસ્થાન છે તેને પ્રાપ્ત થયેલ પુરૂષસિદ્ધ પર માત્મરૂપ બને છે યમનિયમોનુ અવ્યભિચારી આચરણ એ આ બધાનો પાયો છે યોગ્ય સ્થાને આ બાબત ઉપર વિસ્તારથી વિવેચન કરવામા આવશે આમ પ્રાણાયામમાં પાવરધો માણસ પણ યજ્ઞકર્તા છે કેમકે તેનો પ્રયત્ન આત્મ શુદ્ધિની ભાવનાથી હશે જ્યાં જ્યાં આત્મશુદ્ધિ છે ત્યા ત્યા યજ્ઞ છે કેમકે યજ્ઞ એટલેજ આત્મશુદ્ધિનું સાધન ॥ ૨૯ ॥

> अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
> सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

નિયમિત આહારવાળા બીજાઓ પ્રાણોને પ્રાણોમાં હોમે છે. આ બધાજ યજ્ઞના કરનારાઓ તે તે યજ્ઞથી નાશ પામેલા પાપરૂપી પ્રતિબન્ધોવાળા છે ॥ ૩૦ ॥

આમ પ્રાણાયામ યજ્ઞનું વર્ણન કર્યું હવે કુદરતના નિયમોને જાણનાર અને તે નિયમાનુકૂલ જીવનને ઘડનાર પુરુષો પણ એક પ્રકારનો યજ્ઞ કરે છે

તે યજ્ઞનું વર્ણન કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! બીજા નિયમિત આહારવાળા પુરુષો પ્રાણોને પ્રાણોમાં હોમે છે. આ બધાએ યજ્ઞવેત્તા યજ્ઞથી નષ્ટ થયેલા પાપવાળા છે. ભગવાન કહે છે કે કેટલાક નિયમિત આહારવાળા પુરુષો હોય છે. એટલે કે સવાર સાંજ નિયમિત આહાર કરનારા હોય છે હાજરીના માપનું હિતમિત અને પવિત્ર અન્ન સવાર સાંજ સમય પૂર્વક ખાનારા લોકો પ્રકૃતિનાં નિયમોને જાણનાર હોય છે. એવા પ્રકૃતિના નિયમોને જાણનાર પુરુષો પ્રકૃતિને અનુકૂળ જીવન ગાળનારા હોઈ પ્રકૃતિમાંથી જન્મતાં નિરોગિતા, સ્વસ્થતા, સ્ફુર્તિ વગેરે સુખને અનુભવનાર હોય છે. નિયમિત આહાર વિહાર એ જીવનમાં એક મહત્વની વસ્તુ છે! અને વિશ્વનો મોટો ભાગ નિયમિત આહાર વિહારથી વેગળોજ હોય છે અને પરિણામે માનવજાત રોગગ્રસ્ત દશા ભોગવે છે. રોગનો ભોગ બનેલો માનવ, માનવદેહની સાર્થકતા કરી શકતો નથી! કેમકે શરીર એ તો ધર્મનું મુખ્ય સાધન છે! આથી નિયમિત ભોજન કરનાર મનુષ્ય પણ એક પ્રકારનો મહાયજ્ઞ કરે છે કોઇ દિવસ પણ માંદા ન પડવું એ અહિંસા છે! અહિંસક માનવ, માનવજાતને આશીર્વાદરૂપ હોય છે. આથી ભગવાન અહીં નિયમિત આહાર કરનાર વ્યક્તિને યજ્ઞના યજમાન તરીકે ઓળખાવે છે. એવા નિયમિત આહારવાળા પુરુષો પ્રાણોને પ્રાણમાં હોમે છે. ભૂખ અને તરસ એ પ્રાણના ધર્મો છે. આ પ્રાણના ધર્મોને યથાસમયે તેઓના હોઈ તેઓ પ્રાણરૂપી અગ્નિમાં પ્રાણોને હોમ કરે છે, એમ કહેવાય છે એટલે કે તેઓ ભૂખ અને તરસને પ્રાણરૂપી અગ્નિમાં હોમી તે અગ્નિ શાન્ત કરે છે. અર્થત્ યથાયોગ્ય સમયે હિતમિત પવિત્ર અન્ન ખાઈ પ્રાણાગ્નિને તૃપ્ત કરે છે. તૃપ્ત થયેલ પ્રાણઅગ્નિ તેના જીવનયંત્રને યોગ્ય રીતે ચલાવે છે. આ યજ્ઞ બારમાસ ચાલે છે. મનુષ્ય નીરોગી, સ્ફુર્તિમય, કર્મ-પ્રધાન જીવન વીતાવવાને સમર્થ થાય છે.

આમ ભગવાને અત્યારસુધી અનેક યજ્ઞોનું વર્ણન કર્યું. હવે કહે છે કે આ બધાએ યજ્ઞકર્તાઓ છે. કોઈ એકજ પ્રકારનો યજ્ઞ એટલે યજ્ઞ નથી. પણ કર્મમાત્ર યજ્ઞ છે એમ 'બધા' શબ્દથી ભગવાન અહીં સૂચવે છે. અને જે યજ્ઞના યજમાનો છે તેઓના પાપો નાશ પામે છે. યજ્ઞનું પરિણામ પાપના પ્રક્ષાલનમાં આવે છે. આથી ભગવાન કહે છે તે બધા 'યજ્ઞક્ષપિતકલ્મષ' છે. એટલે કે યજ્ઞથી નાશ પામેલાં દુરિતવાળા છે. અર્થાત્ યજ્ઞ એ પાપના-

શક છે. કેમકે યજ્ઞની ભાવનાજ પાપ વિરોધી છે. જ્યાં યજ્ઞ છે– નિઃસ્વાર્થ-ભાવે કર્મ છે ત્યાં કદી પાપનો સ્પર્શ ન હોય. આથી આ તમામ પુરુષો પોતપોતાની યજ્ઞભાવનાને અનુરૂપ પુણ્યશાળી બને છે પાપશૂન્ય બને છે. ભગવાન અહીં સાથે સાથે એટલું સૂચવે છે કે કર્મમાત્ર પાપનાશક હોવું ઘટે એટલે કે તે પવિત્રતમ હોય. અને જ્યાં પવિત્રતા ત્યાં પાપ ક્યાંથી હોય? આમ જે માણસ યજ્ઞનો યજમાન થાય, છે તે માણસ પાપ મુક્ત બને છે એવો અહીં ન ભૂલાય એવો ધ્વનિ છે. ॥ ૩૦ ॥

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

હે કુરુશ્રેષ્ઠ! યજ્ઞોનું શાસ્ત્રોએ કહેલું અમૃત સરખું ફલ ખાનારાઓ સનાતન બ્રહ્મ પામે છે જેની પાસે એક પણ યજ્ઞ નથી તેને આ લોક સુખકર નથી તો બીજો ક્યાંથી થાય? ॥૩૧॥

હવે કહેલા યજ્ઞો પૈકી એકપણ યજ્ઞનું જે માણસ આચરણ નથી કરતો તેનું જીવન શાપરૂપ છે એમ કહી યજ્ઞ કરનાર માણસને શું ફળ મળે છે તે બતાવતાં ભગવાન કહે છે કે યજ્ઞમાંથી બચેલાં અમૃતનું ભોજન કરનાર માણસ નિત્ય પરમાત્માને પામે છે. પરંતુ જે યજ્ઞશૂન્ય છે તેને આ લોક નથી. હે કુરુશ્રેષ્ઠ! તો બીજો તો ક્યાંથી હોય? યજ્ઞમાંથી બચેલું અમૃત ખાનારા સનાતન પરમાત્માને પામે છે. યજ્ઞ એટલે પવિત્ર કર્મ. પવિત્ર કર્મ નિઃસ્વાર્થ-ભાવે જે મનુષ્ય કરે તેની પાસે બચત શાની રહે? પ્રત્યેક નિસ્વાર્થ, પવિત્ર કર્મ માણસના મનની અશુદ્ધિને મેલને ધુવે છે. પવિત્રતાનો રૂઢ સંસ્કાર પાડે છે. પ્રત્યેક પવિત્ર કર્મ આમ માણસના હૃદયમાં પવિત્રતાની બચત મૂકી જાય છે. આ પવિત્રતાની બચત અમૃત જેવી છે. અમૃત જેમ મીઠું છે અને એનો નિરન્તર આસ્વાદ લેનારને તે અમર બનાવે છે. આથી ભગવાન કહે છે કે જે મનુષ્ય યજ્ઞશિષ્ટ–યજ્ઞની બચતરૂપી અમૃતને ભોગવે છે–અનુભવે છે એટલે કે પ્રત્યેક યજ્ઞકર્મનું હૃદય ઉપર જે પવિત્રતાનું પરિણામ આણનાર અમૃત છે તે અમૃતનો અનુભવ કરે છે તે મનુષ્ય ક્રમે ક્રમે સનાતન પરમાત્માને પામે છે. જેમ આ પવિત્રતાની કક્ષા વધતી જાય તેમ તેમ તે ઈશ્વરની નજીક આવતો જાય. એક બિન્દુ એવું જીવનમાં આવે છે જ્યારે માણસનો આત્મા

પરમાત્માનું સામ્ય અનુભવે. આ પ્રયોગ લાંબો છે. પણ છેવટે એજ કલ્યાણપ્રદ છે આમ કાળક્રમે જેમ જેમ પવિત્રતાની વૃદ્ધિ થતી જાય અને અપવિત્રતાની ક્ષીણતા થતી જાય તેમ તેમ પરમાત્માનો હૃદય કર્મવમાં આવિર્ભાવ થતો જાય છે અને પવિત્રતાની હદ જ્યારે આવે ત્યારે પરમાત્માની પ્રાપ્તિ થાય છે આથી યજ્ઞ અંતે પરમાત્માને પ્રાપ્ત કરાવનાર છે એમ સિધ્ધ થાય છે. અર્થાત્ કર્મયોગ ઈશ્વરપ્રાપક છે.

આમ આગલા શ્લોકમાં ભગવાને યજ્ઞશિષ્ટનો આસ્વાદ કરનારને અને યજ્ઞશૂન્ય રહેનાર શું ફલ ભજે છે, તે બતાવ્યું. હવે પોતે અત્યારસુધી જેટલા યજ્ઞો બતાવ્યા તે બધા યજ્ઞોની બાબતમા પ્રમાણ ટાંકી પોતાનો ગૂઢ અભિપ્રાય બતાવવા ચાહે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! આ પ્રમાણે અનેક પ્રકારના યજ્ઞો બ્રહ્મના મુખમાં વિસ્તારથી પ્રતિપાદિત કરેલા છે. તે બધાને તું કર્મથી ઉપજતા માન આવુ જાણીતું વિમુક્ત થશે.

અર્થાત્ હે અર્જુન ! મે તને બહુ પ્રકારના યજ્ઞો કહ્યા. યજ્ઞો એટલે કર્મના ભેદો. આ અનેક પ્રકારના યજ્ઞના ભેદો મે કહ્યાં છે એટલુજ નહિ. મારા કથેલાને વેદનુ પણ સમર્થન છે, આ બધા યજ્ઞો ક્યાં કથેલા છે ? ભગવાન કહે છે કે બ્રહ્મના મુખમા વિસ્તારથી કહેલા છે. બ્રહ્મ એટલે વેદ. તેનું મુખ એટલે દ્વાર. વેદનું દ્વાર કયુ ? તો બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદો બ્રાહ્મણ અને ઉપનિષદોમાં મે કહેલા અગીઆર યજ્ઞોનુ વિસ્તારથી પ્રતિપાદન કરેલું છે. અર્થાત્ હે અર્જુન ! મારી વાણીને તુ વેદપ્રમાણિત માન. બ્રાહ્મણ અને ઉપનિષદ્ ગ્રંથોમાં યજ્ઞોની પુષ્કળ ચર્ચા છે. ખાસ કરીને બ્રાહ્મણ ગ્રંથોમા તો યજ્ઞીય ચર્ચા બહોળા પ્રમાણમાં જોવામાં આવે છે. આથી ભગવાન કહે છે કે આ બધાય યજ્ઞો વેદના દ્વાર જેવાં બ્રાહ્મણોમાં વિસ્તારથી નિરૂપિત કરેલા છે. હે અર્જુન ! તુ એ બધાય યજ્ઞોને કર્મજ માન. એટલે કે કાયિક, વાચિક, માનસિક, કર્મોથી નીપજનારા માન. યજ્ઞ, કર્મના સન્યાસથી નીપજતા નથી. પણ કર્મને યથાર્થપણે કરવાથી નીપજે છે, આવો ભગવાનનો અહીં ગૂઢ આશય છે. આ બધાય યજ્ઞો કર્મજન્ય છે, જાણીને તુ મુક્ત થશે એટલે કે વેદોક્ત સ્વવર્ણોચિત કર્મ મારે કરવુ કે તજવુ એવા આત્મઘાતી સદેહમાથી તું મુક્ત થશે. અર્થાત્ કર્મ કરવા કે નહિ એ જ્ઞાનના આત્મનાશક સંશયમાંથી તુ છૂટશે એક વખત તુ એમ સમજશે કે યજ્ઞ એ કર્મજન્ય છે અને યજ્ઞ તો યજ્ઞભાવથી કર્તવ્યજ છે. તો પછી કર્મમાત્રને કર્તવ્યબુધ્ધિથી કરવાંજ જોઇએ. કદી મોહવશ થઇ કર્મનો ત્યાગ કરવો ન જોઇએ એવી નિશ્ચયાત્મક બુધ્ધિ તને થશે અને તે નિશ્ચયાત્મક મતિ તને યજ્ઞીય કર્મોમાં પ્રેરશે. યજ્ઞીય કર્મો તારી હૃદયશુધ્ધિ સાધશે. હૃદયશુધ્ધિ તને તત્ત્વદર્શન આપશે. અને યથાર્થ દર્શનમાંજ મુક્તિ છે. આથી એક વખત તું કર્તવ્યાકર્તવ્યના સંશયમાંથી છૂટયો કે તારે માટે મોક્ષનો સત્ય માર્ગ મોકળો જાણી જશે. આમાટે ભગવાન કહે છે કે આમ જાણીને તું મુક્ત થશે. ॥ ૩૨ ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ! ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

હે શત્રુતાપન ! દ્રવ્યમયયજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે કેમકે સંપૂર્ણ બધું કર્મ બ્રહ્મજ્ઞાન થતા હે પાર્થ ! પરિપૂર્ણ થાય છે. ॥ ૩૩ ॥

સંપૂર્ણ થાય છે. કર્મની મહત્તા તો આ છે: કર્મ માણસની પરમાત્મરૂપતાને પ્રત્યક્ષ કરાવનારું હોવું ઘટે. આમ જે માણસની પરમાત્મરૂપતા પ્રત્યેક વ્યવહારમાં પ્રત્યક્ષ દેખાય તેનુંજ કર્મ સંપૂર્ણ ગણાય. કેમકે કર્મદ્વારા જે સાધવાનું હતું તે તેને સિધ્ધ થયું છે. આમ કર્મનું છેવટનું પરિણામ બ્રહ્મજ્ઞાનમાં આવતું હોઈ અને બ્રહ્મજ્ઞાનજ તારક હોઇને બ્રહ્મજ્ઞાનરૂપી યજ્ઞ શ્રેષ્ઠ છે.

છે અર્થાત્ બ્રહ્મ એ મારો આત્મા છે એટલે કે બૃહત્ સત્તા એ મારૂં અસલી રૂપ છે હું દેહાદિથી મર્યાદિત અસ્તિત્વાળો નથી પણ દેહાદિથી અપરિમિત અનન્ત, સત્તા એ મારૂં મૂળ રૂપ છે આવું નિઃશેષ, નિસંદેહ જ્ઞાન જ્યારે માણસને અનેક જન્મના સુકૃત સંચયના ફળરૂપે, ગુરૂના આશીર્વાદથી અને પરમાત્માની દયાથી થાય ત્યારે તે સાચા અર્થમાં નિષ્કામ કર્મયોગી થાય છે તો બ્રહ્માત્મજ્ઞાન કેવી રીતે મળે? એ જ્ઞાન મેળવવાના ઉપાયો કયા છે? અને એવું જ્ઞાન કોણ આપવાને અધિકારી છે અર્થાત્ આ જાતનો અધિકારી અને એ જ્ઞાનને ઉપજાવવામાં અધિકારી કોણ છે એ પ્રશ્ન છે એનો જવાબ આપતા ભગવાન સાધકની સાધનસંપત્તિ અને ગુરૂની લાયકાત બતાવતા કહે છે કે હે અર્જુન! તે જ્ઞાનને પ્રણિપાત પરિપ્રશ્ન અને સેવાદ્વારા પ્રાપ્ત કર જ્ઞાની અને તત્વદર્શીઓ તને જ્ઞાન ઉપદેશશે અર્થાત્ હે અર્જુન! પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા એ જ્ઞાન મેળવવાને માટેના સાધનો છે અને એ જ્ઞાનનો ઉપદેશ કરનાર અધિકારી ગુરુના જ્ઞાની અને તત્વદર્શી એવા બે વિશેષણો છે અર્થાત્ શિષ્યમાં પ્રણિપાત પરિપ્રશ્ન અને સેવા હોવા જોઈએ ગુરૂમાં જ્ઞાન અને તત્વદર્શન હોવું જોઈએ

પ્રણિપાત વગેરે શબ્દો સમજી લેવા જેવા છે પ્રણિપાત શબ્દમાં પ્ર+નિ+પાત એવા ત્રણ શબ્દો છે પ્ર પ્રકર્ષનો વાચક છે પ્રકર્ષ એટલે અતિશયતા પ્રણામ કરતી વેળા પ્રણામ કરનારમાં શાની અતિશયતા જોઈએ? તો ભક્તિ અને શ્રધ્ધાની આમ ભક્તિ અને શ્રધ્ધાની અતિશયતા પૂર્વક નિપાત એટલે પ્રણિપાત નિપાત એટલે નીચે પડવું અર્થાત્ નમ્ર થઈને નમવું અર્થાત્ અત્યંત શ્રધ્ધા અને ભક્તિપૂર્વક નીચાં નમીને પગે લાગવું એટલે પ્રણિપાત આમ શ્રધ્ધાભક્તિ યુક્ત થઈ નમ્રતમ થઈને પગે પડવું એ જ્ઞાન પ્રાપ્તિનું પહેલું સાધન છે માટે જે જીજ્ઞાસુ હોય તેણે પહેલા તો શ્રધ્ધાભક્તિ યુક્ત થઈ પ્રણામ કરતા શીખવું જોઈએ મારા ગુરુ ઈશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ છે—મને એ જરૂર તારશે સત્યદર્શન કરાવશે એવું ગુરૂની અંદર ઈશ્વરનું ભાન હોવું એટલે શ્રધ્ધા ભક્તિ એટલે પ્રેમ શ્રધ્ધા અને ભક્તિ જ્યાં હોય ત્યાં સ્તબ્ધતા—દાડપણ—અક્કડતા—વક્રવૃત્તિ હોઈ શકે જ નહિ આથી તેવો માણસ તો નમ્રતાનો અવતારજ હોય નમ્રતા એટલે પોતે કશુંજ નથી એમ સમજ પૂર્વકની, મનને લગતી આત્માની તટસ્થ પરીક્ષામાંથી જ મળતી મનોવૃત્તિ

માણસ જ્યારે પોતાની જાત વિષે અસત્ય, વધારેપડતા ખ્યાલો બાંધે છે ત્યારે તેની અહંવૃત્તિ ઘન થાય છે. નમ્રતા એ અંતરની પ્રવાહી અવસ્થા છે. ઘનાવસ્થા નથી. આમ ખરે! હું કશુંજ નથી એવી, સૌનું પૂરું અસ્તિત્વ સ્વીકારી તદનુરૂપ વર્તવાની સદા તત્પરતામાંથી જન્મતિ નિરહંકારવૃત્તિ એટલે નમ્રતા. આ નમ્રતા શિવાય માણસ સર્વભૂતમાં એકજ પરમાત્માની સત્તા છે એવું સાચું જ્ઞાન મેળવી શકતો નથી. આમ જોતાં નમ્રતા એટલે સર્વમાં પરિપૂર્ણ ઈશ્વરની હસ્તિને સમજપુર્વક સ્વીકારી પોતાની વિશ્વમાં યોગ્ય જગ્યા નક્કી કરી, તે મુજબ વર્તવાની વૃત્તિ. અને આવી નમ્ર વૃત્તિ શિવાય જ્ઞાન જન્મતું નથી. એવા જે નથી અને છતાં જેનામાં જ્ઞાન છે એમ દેખાય છે તે સાચા અર્થમાં જ્ઞાન નથીજ હોતું. આમ નિરતિશય નમ્રતાપૂર્વક સૌ આત્માને વન્દવાની કુદરતી ટેવ એટલે પ્રણિપાત.

આ પ્રણિપાત અત્યંત સમર્થ છે. એ પોતાના તેમજ સ્હામાના અહંકારને પીગળાવી નાંખે છે. અને અહંકાર પીગળે એટલોજ વાર લાગે છે ઈશ્વરને પ્રકટ થતાં અહંભાવ ધોવાઈ જાય તો હૃદયની ગુફામાં ભરાયેલા ઇશ્વર મળી જાય. આથી આપણે જો કોઇને સાચેજ નમ્રતાથી નમીએ તો આપણામાં રહેલો ઇશ્વર અને સ્હામાનામાં રહેલો ઇશ્વર છતો થાય છે. અને ઈશ્વરનું સ્ફુરણ થતાં સામો માણસ આપણને જે કાંઈ આપી શકે છે તેની કિંમત કરોડો રૂપીઆથી પણ અપાય એવી નથી. ઈશ્વરની સ્ફુર્તિમાં સત્ય સંકલ્પતા હોય છે. અને સત્ય સંકલ્પ કદી નિષ્ફળ નથી નીવડતો. આવી કોઈક પળે, જો આપણું ભાગ્ય ઉઘડવાની ઘડી આવી રહી હોય તો, પ્રભુ આપણને ગુરુદ્વારા અજ્ઞાનશૂન્ય કરી દે છે, અને વિવેકજ્ઞાનની સીમા સુધી પહોંચાડે છે. આ શ્રદ્ધા ભક્તિની અતિશયતાવાળો શિષ્યભાવ ગુરુને પીગળાવી દે છે. અને પીગળેલા ગુરુના હૃદયમાં ઈશ્વર છતા થાય છે અને ઈશ્વરજ ગુરુદ્વારા આપણો ઉદ્ધાર કરે છે. આમ પ્રણિપાતમાં ઈશ્વરની પ્રસન્નતા છુપાયેલી છે. આમ વિનમ્ર શિષ્યભાવ એક સાધન છે, જ્ઞાન પ્રાપ્તિનું.

તે ઉપરાંત પરિપ્રશ્નદ્વારાં પણ જ્ઞાન મળે છે. પરિપ્રશ્ન એટલે ગુરુની અનુકૂળતા જોઈ અવસરે પ્રશ્ન કરવાની ટેવ. પ્રશ્ન તો પૂછવા, પણ તે વાંઝીઆ વૃત્તિથી નહીં. વાંઝીઆ વૃત્તિ એટલે કે તે પ્રશ્નના જવાબને અનુકૂળ રીતે

વર્તવાની વૃત્તિનો અભાવ. સાચી જીજ્ઞાસા હોય તોજ પૂછેલો પ્રશ્ન આપણને કલ્યાણ માર્ગે લે. સામાનું જ્ઞાન માપવા કે તેને પોતાના જ્ઞાનથી આંજી નાંખવા કે હું વિદ્વાન છું-વેદાન્તી છું-એવું જગતમાં લોકને જણાવવા કે કેવળ સામાને ઉતારી પાડવાને પ્રશ્ન પૂછવો કે પછી પોતાની લઘુતાને બહાર પાડવાની નીચ વૃત્તિથી પ્રશ્ન પૂછવા તત્પર થવું એ આત્મઘાતીજ નીવડે છે. પ્રશ્ન પૂછવાનો હક તેનોજ છે જેને હૃદયમાં સાચી જીજ્ઞાસા હોય. જેને સત્ય જાણવાની સાચેજ તાલાવેલી છે. અને એ શિવાય પ્રશ્ન વૃત્તિ આત્મઘાતી છે. અને સાચા જીજ્ઞાસુએ પણ પ્રશ્ન કયારે કરવો? ગમે ત્યારે નહિ. તેણે જોવું રહ્યું કે જેને હું પૂછું છું તેને અત્યારે-આ ઘડીએ પૂછવાની તક છે? તે પ્રસન્ન છે-તે એવી અવસ્થામાં છે કે જેથી મારા પ્રશ્નથી તે પ્રસન્ન થઈ મારી ગૂંચ ઉકેલે? આમ જેને પ્રશ્ન પૂછવો હોય તેની અનુકૂળતા જોવી એ પહેલી ફરજ છે. અર્થાત્ સામાને માટે આપણામાં પૂરો સદ્‌ભાવ અને સન્માનની વૃત્તિ હોવી રહી તે ઉપરાંત માણસે અવસર શોધીને પ્રશ્ન પૂછવો. વિના અવસરે-વિના તકે બડબડ કરવાની ટેવથી માણસને કશો ફાયદો થતો નથી આમ પરિપ્રશ્ન એટલે તક જોઇને ગુરૂ પ્રસન્ન હોય ત્યારે અંતરની મડાગાંઠ ઉકેલવાને સાચી જીજ્ઞાસાવૃત્તિથી પ્રશ્ન કરવો તે જે આટલી તકેદારી રાખીને પ્રશ્ન પૂછે તેને સાચા અંતરનું સમાધાન થાય એવો જવાબ જરૂર મળે.

તે ઉપરાંત સેવાદ્વારા પણ જ્ઞાન મળે છે. સેવા એટલે ગુરૂની કાયિક વાચિક માનસિક ધનદ્વારા ચાકરી-ગુરૂને પ્રસન્ન કરવાનો આ એક અદ્ભુત ઉપાય છે. કેમકે સેવામાં સામાને પ્રસન્ન કરવાનો અમોઘગુણ છે. ગુરૂસેવા શિવાય કદી જ્ઞાન ન મળે! સેવામાં તન, મન, ધનથી, કે કોઇ રીતે ઘસાઈ શકતો નથી તેને ગુરૂગત જ્ઞાન કયાંથી મળે? ગુરૂહૃદયને જીતવાનો સેવા એ એક રામબાણ ઉપાય છે. આથી વિનમ્રમૂર્તિ શિષ્યે સદ્‌ગુરુની સાચા હૃદયે સેવા કરવી. આવો સેવાવીર નમ્રતામૂર્તિ-પ્રણામશીલ શિષ્ય પરિપ્રશ્નદ્વારા ગુરૂગત જ્ઞાનને મેળવવા ભાગ્યશાળી થાય છે. અને ગુરૂસેવા એ કાંઈ ગુરૂના ઉપર ઉપકાર નથી. માબાપ તો જન્મ આપે દેહ આપે. પણ ગુરૂ તો દેહકૃત બંધનમાંથી મુક્તિ આપે. આમ યદ્યપિ મુક્ત થવાને અતિ ઉપયોગી એવો માનવદેહ આપનાર માબાપનો દરજ્જો અતિ ઉચ્ચ છે તો પણ તે દેહના દરમાંથી મુક્તિમન્ત્ર શીખવનાર ગુરૂ તો માબાપથી પણ ઉચ્ચ છે. કેમકે

સત્યજ્ઞાન આપનારજ આપણો સાચો હિતૈષી છે. આથી શિષ્ય ગુરુની સેવા કરે તેમાં તે ગુરુ ઉપર બીલકુલ ઉપકાર નથી કરતો. પોતાનુંજ હિત તેમાં છૂપાયેલું છે. આમ પહેલા ચરણમાં ભગવાને શિષ્યની લાયકાત બનાવી. હવે ગુરુ કેવો હોવો જોઇએ તે બનાવે છે.

ગુરુ જ્ઞાની અને તત્ત્વદર્શી જોઇએ જ્ઞાની એટલે બધાંએ શાસ્ત્રોમાં નિષ્ણાત. તમામ કલ્યાણી શાસ્ત્રોના અર્થનો જાણકાર હોવો જોઇએ. અર્થાત્ પૂર્ણ વિદ્વત્તા એ ગુરુની પહેલી લાયકાત છે. શાસ્ત્રો માનવહિતની - સાધના માટે લખાયેલાં છે. એ તમામ શાસ્ત્રોનો ગુરુ જાણકાર હોય તોજ તે શિષ્યના શાસ્ત્રગત સંશયોને છેદી શકે. શાસ્ત્ર શબ્દથી ભડકવાની જરુર નથી. શાસ્ત્ર એટલે પધ્ધતિસરનું, ન્યાયસુસંગત, હિતકર ચિન્તન. વિચારમય જીવન વીતા-, વવા માટે શાસ્ત્ર સહાયક છે. શાસ્ત્રો એ પૂર્વના સત્ય જીજ્ઞાસુઓનું દર્શન છે. ભાવિને માટે વારસો છે. આથી શાસ્ત્ર માટે દ્વેષ અયોગ્ય છે. નિષ્પક્ષપાત મતિથી શાસ્ત્રનું વિવેકી અવલોકન એ મુમુક્ષુને માટે અત્યંત જરૂરી છે. ગુરુ આવાં શાસ્ત્રોમાં પારંગત હોવો જોઇએ. જેથી શિષ્યના સંશયોને ભેદી શકે અને તેને ન્યાયસગત વિચારણા કરતાં શીખવી શકે.

આમ વિદ્વાન ગુરુ હોવો જોઇએ. પણ એકલો શાસ્ત્રજ્ઞ વિદ્વાન તો કડછી જેવો હોય. કડછી જેમ તમામ પાકમાં ફરી આવે પણ એકે પક-વાનનો સ્વાદ તે ન ચાખી શકે, તેમ કેવળ શાસ્ત્રવેત્તા હોય અને અનુભવી ન હોય તો પણ તેવો ગુરુ ઉધ્ધારી ન શકે. આથી ભગવાન ગુરુ તત્ત્વદર્શી હોવો જોઇએ, એમ કહે છે. તત્વ એટલે સત્ય. સત્યનો દર્શી એટલે અનુભવી. જીવ જગત અને જગત્‌પિતાના સ્વરૂપની ઓળખવાળો અને તદનુકૂલ જીવનવાળો જે હોય તે તત્ત્વદર્શી છે. આમ તત્ત્વદર્શી ગુરુ. એટલે પરમાત્માનો જેણે અનુભવ કર્યો હોય એવો ગુરુ, પહેલું વિશેષણ કોઇ ગુરુમાં ન હોય તો નિભાવી પણ લેવાય. પણ બીજું તો હોવુંજ જોઇએ. ગુરુપદવીની પ્રાપ્તિમાં બ્રહ્માનુ-ભવ એજ નિર્ણાયક તત્ત્વ છે. શાસ્ત્રજ્ઞ હોય તે તત્વજ્ઞ હોયજ એવો નિયમ નથી. શાસ્ત્રજ્ઞ પુરુષ ઉપર કહ્યું તેમ કડછી જેવો હોવાનો સંભવ છે. જ્યારે તત્વજ્ઞ ભલે લૌકિક શાસ્ત્રોને શાસ્ત્રોની રીતે જાણતો ન હોય પણ તત્ત્વસાક્ષા-ત્કારના પ્રભાવે તેની વાણી નૂતનશાસ્ત્રોની નિર્માતા થાય. છે. આમ તત્વજ્ઞ

શબ્દ ઉપર વધારે ભાર છે. તત્વજ્ઞ હોવું એજ ગુરૂપદની છેવટની લાયકાત છે. બન્ને વિશેષણો જેનામાં સાર્થક હોય તે તો સોનામાં સુગંધ ગણાય હોવાં તો બન્ને જોઇએ. પણ તે બેમા એ પહેલુ એટલુ જરૂરી નથી. બીજુ તો ગુરૂપદ માટે અનિવાર્ય છે. કેમકે શાસ્ત્રને અને તત્વદર્શનને ખાસ સંબંધ નથી. શાસ્ત્રો માત્ર સહાયક છે. તત્વદર્શન તો પ્રાપ્તવ્ય છે અને સ્વયસિધ્ધ છે. સ્વયસિધ્ધને બીચારાં શાસ્ત્રો શુ સાધી શકે? આમ પારિભાષક શબ્દોમા કહીએ તો ગુરૂ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ. આવા ગુરૂઓ અધિકારી શિષ્યને જ્ઞાન ઉપદેશે છે. એટલે કે ઉપદેશદ્વારા જ્ઞાન આપે છે અને એવા ગુરૂઓ આચરણદ્વારા શિષ્યને નિશંક કરે છે. સત્યજીવન માટે પ્રેરે છે અને તેમનો ઉધ્ધાર કરે છે. આમ જ્ઞાનની પ્રાપ્તિ માટે શિષ્યભાવ જોઇએ પરિપ્રશ્ન જોઇએ. સેવાવૃત્તિ જોઇએ શ્રોત્રિય ગુરૂ જોઇએ તત્વનિષ્ઠ ગુરૂ જોઇએ ॥ ૩૪ ॥

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ॥
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

હે પાંડુપુત્ર! જેને મેળવી આમ તું ફરીથી મોહ પામશે નહિં.-અને વળી જેના વડે સ્થાવર જંગમ પ્રાણીઓને સંપૂર્ણપણે, અંતરાત્મા એવા મારામાં જોશે અનુભવશે. ॥ ૩૫ ॥

આગલા શ્લોકમા ભગવાને જ્ઞાન પ્રાપ્તિ કેવી રીતે કરાય તેના ઉપાયો કૃપા કરીને બતાવ્યા. હવે આટલી બધી મહેનત કરીને જે જ્ઞાન મેળવવામા આવે તે જ્ઞાનની પ્રાપ્તિથી માણસને શું થાય છે તે બતાવી જ્ઞાનનુ માહાત્મ્ય વર્ણવતા કહે છે કે હે અર્જુન! જે જાણીને આમ પાછો તું હે પાંડવ! મોહ ન પામીશ અને જેના વડે તુ પ્રાણીમાત્રને સપૂર્ણપણે સર્વભૂતોનાં અંતરાત્મારૂપ મારામાં રહેલા જોશે

અર્થાત્ જે માણસ જ્ઞાન પ્રાપ્તિ પાછળ પડયો તેને પોતાને જ્ઞાન મળ્યુ છે એની ખાત્રી શી? કેમ જાણવુ કે મને જ્ઞાન થયુ છે? જ્ઞાન પ્રાપ્તિથી હૃદયમાં શા અનુભવો થાય છે? અર્થાત્ જ્ઞાન પ્રાપ્તિની કસોટી કઈ? આ એક પ્રશ્ન છે. ભગવાન અહીં તેનો ઉત્તર આપે છે, ભગવાન કહે છે કે હે

પાંડવ! હુ તને બતાવુ છુ કે જ્ઞાનપ્રાપ્તિ થયેલી કયારે જાણવી? જ્ઞાનપ્રાપ્ત થતા માણસનામા મોહ ન રહેશે. જ્ઞાન-સત્યજ્ઞાન-બ્રહ્માત્મ જ્ઞાન મોહનુ મારણ છે! જ્યાસુધી કોઈપણ પ્રકારનો સ્હેજ પણ મોહ વળગેલો રહે ત્યાસુધી જ્ઞાન દઢ થયુ એમ ન માનવું. મોહ બહુરૂપી છે. આ બહુરૂપી મોહ તો પેલા અહિરાવણ મહીરાવણ જેવો છે. મરેલો જણાય અને ઉઠતો રહે માટે માણસે જ્યારે મોહને પૂરેપૂરો મરેલો અનુભવે ત્યારે જાણવુ કે જ્ઞાન સ્થિરપણે પ્રાપ્ત થયુ છે. મોહ એટલે ઉલટુ જ્ઞાન જે વસ્તુ જેવી છે તે વસ્તુ વિષે તેવુ જ્ઞાન ન હોવુ અને તેનાથી ઉલટુ જ્ઞાન હોવું એટલે મોહ. મોહ એટલે અસત્યમા સત્યનુ દર્શન આ મોહને ધરમૂળથી ઉખેડી કાઢવો રહ્યો કેમકે એના મૂળમા બહુવિધ વિસ્તાર પામવાની ફાલવા ફુલવાની અનત શક્તિ છે. જ્ઞાન પ્રાપ્તિથી માણસ મોહ મુકત થશે. અને મોહની મુક્તિ એ તેના કર્તવ્યમા જણાશે. આત્મજ્ઞાનની પ્રાપ્તિ મોહના મૃત્યુથી જણાય. આમ બ્રહ્માત્મજ્ઞાનનુ ફળ ભગવાને બતાવ્યું. તે ઉપરાત જ્ઞાનનુ બીજુ પણ માહાત્મ્ય છે. અજ્ઞાનને લીધે માણસને વિશ્વમાં વિવિધતા લાગે છે. વાસ્તવિક પ્રથક સત્તા લાગે છે. સત્ય દર્શનથી માણસને વિશ્વની અપાર વિવિધતામાં એક અખંડ એકતા લાગશે-આજ વાત પરમાત્મા અહીં બતાવે છે. હે અર્જુન! નીતરૂ બ્રહ્માત્મજ્ઞાન થતાં તને અનુભવ થશે કે પ્રાણીમાત્ર પરમાત્મામાંજ રહેલા છે-એટલે કે પ્રાણીમાત્રની સત્તા પરમસત્તાથી ભિન્ન નથી એમ તને જાત અનુભવ થશે. ભેદ એ અજ્ઞાનની બલિહારી છે એમ તુ નજરોનજર જોશે. અર્થાત્ સ્થાવર જગમ વસ્તુમાત્ર એકજ પરમાત્મામાંથી આવિર્ભાવ પામતી અને તિરોભૂત થતી તુ અનુભવશે. એટલે કે જેમ એકજ સમુદ્રમા તરંગોનો આવિર્ભાવ અને તિરોભાવ ઉપરથી જણાય છે, તરંગોનુ પૃથક અસ્તિત્વ કે નાશ થતો તેમ પ્રાણીમાત્રને તું એકજ પરમસત્તાના તરંગો અનુભવશે. અર્થાત્ પ્રાણીમાત્રમાં-વસ્તુમાત્રમાં એક બ્રહ્મનુ તને સાક્ષાત્ દર્શન થશે અને આ એકત્વનું સાક્ષાત્ દર્શન આ અકળાવતી વિશ્વની વિવિધતામાં તને શાન્તિ આપશે આમ મોહ નાશ અને સર્વત્ર એક અખંડપણે વ્યાપેલી મહાસત્તાનો સાક્ષાત્ અનુભવ એ જ્ઞાનનું માહાત્મ્ય છે. આવો જ્યારે માણસને જાત અનુભવ થાય ત્યારે જાણવુ કે જ્ઞાનનો પરિપાક થયો છે તે પહેલાનુ તમામ જ્ઞાન કયા તો શાસ્ત્રીય છે. કયાં તો પરંપરાગત જ્ઞાન છે. તે તારક નથી. ભગવાન જે કસોટી અહીં બતાવે છે એ કસોટી ઉપર કસતાં જેની

મજ સાઝે મો ટમ મો ટચનુ મેનુ નીગે તેને જ્ઞાન જર્યું એમ કહેનાય ॥૩૫॥

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

અને જો બધા પાપ કરનારાઓ કરતા તુ વધારે પાપ કરનારો હોય તોપણ, બધા પાપને જ્ઞાનરૂપી હોડીથીજ તુ અનાયાસે તરી જશે ॥ ૩૬ ॥

ઉપના શ્લોકમા જ્ઞાનનો મહિમા વર્ણવ્યો અને સાધકને કર્મયોગીને પત્થર ભગવાને આપ્યો હવે વળી એ બ્રહ્માત્મ દર્શનનો મહિમા ગાય છે કે હે અર્જુન! કદાચ તુ બધાએ પાપ કરનારાઓમા સૌથી વધારે પાપ આચરનાર હોય તોપણ તે આખાએ પાપ સમુદ્રને જ્ઞાનરૂપી આગબોટથી તુ અનાયાસે તરી જશે અર્થાત્ સાચા જ્ઞાનમા પાપને બાળવાની અમોઘ શક્તિ છે! જ્યા સાચુ જ્ઞાન ત્યા પાપ ટકીજ ન શકે જેને બ્રહ્મ મારૂ સ્વરૂપ છે તેના હૃદયમા પાપ રહેવુજ નથી કેમકે પાપની હાજરીમા બ્રહ્માત્મ જ્ઞાન ટકેજ નહીં અને પાપને તરવાનો આટલો એજ ઉપાય છે સૌએ બ્રહ્માત્મ જ્ઞાની થવુ અહીં પરમપાપીને માટે વત્સલ ભગવાન આશ્વાસન આપે છે અર્થાત્ પરમપાપી પુરૂષ પણ અધ્યાત્મ માર્ગમા ખોવાયેલો નથી! તેને પણ ઈશ્વરાનુગ્રહની તક છે તે પણ પવિત્રતમ થઇ શકે છે આથી ગઇ કાલની ગુજરી ભૂલી જઇ, વર્તમાનમા જાગૃત થઇ આવતી કાલ માટે જે આજથી સહૃદય પ્રયત્ન કરે તેને માટે પરમ દિવસે જરુર શાન્તિ છે આવો અહીં ભગવાનનો ગર્ભિત આશય છે પ્રાણીમાત્ર માટે દયાથી નીતરતા કૃષ્ણચન્દ્રનુ હૃદય તો સૌને માટે એક સરખી દયાથી ઉભરતુજ હોય ને? ॥ ૩૬ ॥

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

હે અર્જુન! જેમ સારી પેઠે પ્રજ્વલિત અગ્નિ સુકા લાકડાને ખાખ કરે છે. તેવીજ રીતે જ્ઞાનરૂપી અગ્નિ બધાએ કર્મોને ભસ્મ કરે છે. ॥૩૭॥

આગલા શ્લોકમાં પાપ સમુદ્રને જ્ઞાન હોડીથી મનુષ્ય તરી શકે એમ ભગવાને સ્વયં આશ્વાસન આપ્યું. પરંતુ આજે તરી જવાયેલાં પાપો કાલાન્તરે દુઃખી ન કરે એની શી ખાત્રી? ભગવાન આ શંકાનો ઉત્તર આપતાં જ્ઞાનનો અદ્‌ભુત મહિમા વર્ણવે છે કે હે અર્જુન! જેવી રીતે અત્યંત પ્રદીપ્ત અગ્નિ સુક્કાં લાકડાંને ભસ્મસાત્ કરે છે તેમ આત્મજ્ઞાનરૂપી પ્રજ્વલિત અગ્નિ તમામ કર્મોને બાળીને ભસ્મસાત્ કરે છે. અગ્નિ જેમ કાષ્ઠને બાળી મૂકે. તેમ આત્મજ્ઞાન તમામ-પાપપુણ્યરૂપી-કર્મકાષ્ઠને બાળી મૂકે. અગ્નિ પ્રદીપ્ત હોવો જોઇએ અને લાકડાં સુક્કાં હોવા જોઇએ. જેમ જેમ સુક્કું લાકડું અગ્નિમાં પડતાંજ અગ્નિ જાતે વધારે પ્રદીપ્ત થાય અને લાકડાંની વિભૂતિ કરી મૂકે તેમ આત્મજ્ઞાન ઝળહળતું હોવું જોઇએ. મન્દ નહીં અને પાપપુણ્યરૂપી કર્મ-કાષ્ઠ સુક્કાં હોવાં જોઇએ, લીલાં નહિ. કર્મરૂપી કાષ્ઠ જો 'આસક્તિરૂપી લીલાશ-ભીનાશવાળું હોય તો અગ્નિને-જ્ઞાનરૂપી અગ્નિને 'હોલવી' નાંખે અને જાને અડધું બળેલું અડધું કાચું-અર્ધદગ્ધ રહે! પણ જો આસક્તિરૂપી લીલાશને કર્મયોગીરુપી સૂર્યતાપમાં સૂકવી નાંખી તમામ કર્મોને સુક્કાં-આસક્તિશૂન્ય કરી નાખવામાં આવે તો પછી તે કર્મોરૂપી સુક્કાં લાકડાં આત્મજ્ઞાનરૂપી અગ્નિને અત્યંત પ્રદીપ્ત કરે-પ્રત્યેક કર્મકાષ્ઠ તેને પ્રજ્જ્વલિત કરે અને એ આત્મજ્ઞાનરૂપી વન્હિમાં બળેલા કર્મકાષ્ઠો જગતને વિભૂતિ આપે! આમ આત્મજ્ઞાનરૂપી અગ્નિમાં ભસ્મીભૂત થતાં કર્મો જગતને વિભૂતિ આપે છે. વળી આ શ્લોકમાં એક ગૂઢ અર્થ છે. પ્રત્યેક કાષ્ઠમાં અગ્નિ અપ્રકટ અવસ્થામાં હોય છે. જો અગ્નિ કાષ્ઠમાં ન હોય તો તે કાષ્ઠને સળગાવીજ ન શકે. તેમ પ્રત્યેક કર્મકાષ્ઠ પછી તે લીલું કે સૂકું હોય તેનામાં જ્ઞાનરૂપી અગ્નિ પ્રસુપ્ત અવસ્થામાં રહેલ હોય છે. તેને પ્રબોધ અવસ્થામાં લાવવામાં આવે તો તે કર્મ કાષ્ઠદ્વારાજ તે ઝળકી ઉઠે. અર્થાત્ કર્મદ્વારાજ જ્ઞાનની પ્રજ્જ્વલિત જ્યોતિ જગતને ઝળકાવી શકે, પ્રકાશમય કરી શકે. આમ પ્રત્યેક કર્મ કાષ્ઠમાં પ્રચ્છન્ન જ્ઞાનાગ્નિ રહેલોજ છે. તે તેને ભસ્મીભૂત કરે તો પછી તે કાષ્ઠની ભાવિમાં આરોહ શક્તિ-ફુલવા ફાલવવાની શક્તિ ડંભાઈ જાય. તે ઉગીજ ન શકે. આમ એક વખત જ્ઞાનાગ્નિ પ્રજ્જ્વલિત થાય એટલે ભાવિમાં તે અંકુર જન્માવવા સમર્થ નથી. માટે જ્ઞાન થયા બાદ પાપ માણસને પીડી શકતાં નથી આવો ભગવાનનો ગૂઢ ઉત્તર છે. ॥ ૩૭ ॥

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥

કેમકે આત્મજ્ઞાન જેવું પવિત્ર કરનાર આ લોકમાં (કોઈપણ) નથી. તે આત્મજ્ઞાન કર્મયોગથી યોગ્યતાને પામેલો, થોડો વખત જતાં, એની મેળેજ પોતાના મનમાં મેળવે છે. ॥ ૩૮ ॥

આવાં અલૌકિક પ્રભાવવાળાં જ્ઞાનનો મહિમા કહેતાં ભગવાનને આળસ જ નથી લાગતુ! વળી ભગવાન એ જ્ઞાનને ઉચ્ચત્તમ પદવી આપતાં અર્ધા ચરણમાં તેની મહત્તા અને અર્ધામાં તેની પ્રાપ્તિપ્રકાર વર્ણવતાં કહે છે કે હે અર્જુન!, નિશ્ચય આત્મજ્ઞાન સમું આ જગતમાં કશું પાવન નથી. તે આત્મજ્ઞાનને કર્મયોગદ્વારા યોગ્યતાને પામેલો મનુષ્ય થોડા સમયમા પોતાના હૃદયમાં પ્રાપ્ત કરી લે છે.

અર્થાત્ જ્ઞાન જેવું શુધ્ધિ કરનાર-પવિત્ર કરનાર-તમામ પાપ અને પુણ્યરૂપી મલને ધોનાર-સાફ કરનાર કોઇપણ સાધન આ દુનીઆમાં નથી! અર્થાત્ પાપના ડાઘને ધોનાર જ્ઞાનનુંજ પવિત્ર જલ છે. આત્મજ્ઞાનથીજ પાપનું કલંક પૂર્ણપણે ધોવાય છે. જે પોતાની જાતને યથાર્થપણે જાણે છે તેને પાપપુણ્ય સ્પર્શીજ શકતાં નથી. આમ જાતનું યથાર્થ સ્વરૂપ જાણનાર પવિત્રતમ વ્યક્તિ છે. આમ ભગવાન અહીં આત્મજ્ઞાનનું પવિત્ર કરનારું સામર્થ્ય વર્ણવે છે. લુગડાના મેલને ધોવા તો ઘણા ધોબીઘાટો જગતમાં છે. ઘણી નદીઓ અને ઘણાં તળાવો છે. ઘણી દવાઓ પણ છે. પણ હૃદયરૂપી વસ્ત્રને ધોવાને તો આત્મજ્ઞાનનોજ એક ઘાટ છે. આત્મજ્ઞાનનીજ એક પવિત્ર ગંગા છે. આત્મજ્ઞાનનુંજ એક વિશાળ સરોવર છે. આત્મજ્ઞાનમાં જેનું હૃદય ઝબકોળાયેલું રહે તે હંસની પાંખ જેટલો ધોળો છે. તે તીર્થરૂપ છે. તે જંગમ તીર્થ છે. ઇશનુ હાલતુ ચાલતું મંદિર છે. આમ આત્મજ્ઞાન પાવન છે. એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે પાપને ધોવાને માટેનું સ્થળ અને જલ બનાવે છે.

તો આવા અદ્ભુત મહિમાવાળુ આત્મજ્ઞાન કોને ક્યારે અને ક્યાં મળે? આ 'કોને' 'ક્યારે' અને 'ક્યાં' નો જવાબ પદ્યપિના બીજા ચરણમાં વાળે છે.

ભગવાન કહે છે કે આ આત્મજ્ઞાન માણસને જાતેજ, એની મેળેજ મળે છે. કોઇનું આત્મજ્ઞાન કોઇને કામ આવતું નથી. ભલા! કોઈનું ખાધેલું અને કેવી રીતે તૃપ્ત કરે? આથી ભગવાન કહે છે કે એ આત્મજ્ઞાન એની મેળેજ માણસને શોધતું આવે છે. પણ કેવા માણસને એ શોધે છે? તો જવાબ આપે છે કે યોગ સંસિદ્ધ પુરૂષને એ શોધતુ આવે છે. યોગ એટલે નિષ્કામ કર્મયોગ. નિઃસ્વાર્થભાવે-યજ્ઞીયભાવે જે જીવનમાં ટકે છે તેવા નિષ્કામ કર્મયોગી જ્યારે સંસિદ્ધ થાય છે એટલે કે સંસ્કૃત બને છે એટલે કે નિષ્કામ કર્મયોગના પ્રભાવે એવો પુરૂષ જ્યારે આત્માનો પ્રકાશ ઝીલવાની યોગ્યતાને પામે છે કે તરત તેને આ જ્ઞાન ઝડપી લે છે. ભલા! ગંગા જ્યારે પૃથ્વી ઉપર આવે ત્યારે કોઈ શિવનાં મસ્તક ઉપરજ ઉતરે! પ્રયત્ન તો ભગીરથ જોઇએ. પણ ગંગાને ઝીલવાને પણ કોઈ શિવસ્વરૂપ જોઇએ. આમ નિષ્કામ કર્મયોગથી જે માનવ આત્મજ્ઞાનની ગંગાના અવતાર માટે શિવસ્વરૂપ બન્યો છે. તેને શોધતું આત્મજ્ઞાન એની મેળેજ આવે છે. પછી તેને જ્ઞાનની શોધમાં જવું પડતું નથી. અર્થાત્ યોગ્યતા-એ આત્મજ્ઞાનનુ મૂલ્ય છે. કેટલા વખતમાં આવે છે? તો ભગવાન કહે છે કે થોડા વખતમાં. થોડો વખત તો તેની યોગ્યતાના પ્રમાણને-યોગ્યતાની કક્ષાને લીધે લાગે છે. બાકી જેની પુરી યોગ્યતા થઈ તેને તો જે ક્ષણે તે યોગ્યતા પૂર્ણ થાય તેજ ક્ષણે જ્ઞાનનો સ્થિર આવિર્ભાવ થાય તેમાં વખત નથી લાગતો. એ જ્ઞાન ક્યાં થાય છે? તો ભગવાન કહે છે કે આત્મામાં એટલે કે પોતાના હૃદયમાંજ એ જ્ઞાન થાય છે. એ કાંઈ બહારથી આવતું નથી! અંદરજ હતું પણ અનેક ઢાંકણોથી ઢંકાયેલું હતું. એ ઢાંકણાં ખુલી જતાં અંદરથી એ જોશભેર બહાર નીકળે છે. વર્ષોથી-જન્મોથી ઘેરાયેલો એ પ્રકાશ-ધોધ એટલા સામર્થ્યથી બહાર ઝરે છે કે બીચારાં પાપપુણ્ય! તે તો ઘાસનાં તણખલાંની માફક ઘસડાઇને ક્યાંક અદ્રશ્ય બની જાય છે. આમ આત્મજ્ઞાનનો અધિકારી કોણ તે બતાવ્યું. આત્મજ્ઞાન કેટલા વખતમાં થાય તે દર્શાવ્યું. અને આત્મજ્ઞાન કઈ જગ્યાએ થાય તે બતાવ્યું. પોતાની યોગ્યતા જે સિધ્ધ કરે તેને માટે ક્યાંયે જવાની જરૂરી નથી. અહિંજ તેને બધું મળી રહે છે. ॥ ૩૮ ॥

श्रध्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥

શ્રધ્ધાળુ-જ્ઞાનપ્રાપ્તિના ઉપાયમાં લગ્ન, અને જીતેન્દ્રિય માણસ જ્ઞાન મેળવે છે. જ્ઞાન મેળવીને વિના વિલંબે છેવટની શાંતિ પ્રાપ્ત કરે છે. ॥ ૩૯ ॥

આગલા શ્લોકમાં યોગસંસિધ્ધ પુરૂષ આત્મજ્ઞાનનો અધિકારી બને છે એમ બતાવ્યું. હવેના શ્લોકમાં યોગસંસિધ્ધ વિશેષણના ગર્ભમાં શું રહેલું છે એનો સ્ફોટ કરતાં આત્મજ્ઞાનના અધિકારીની યોગ્યતા બનાવી સાધકે કઇ સંપત્તિથી સંપન્ન થવું એ દર્શાવતાં કહે છે કે હે અર્જુન! શ્રધ્ધાવાન તત્પર અને જીતેન્દ્રિય પુરૂષ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાન પ્રાપ્ત કરીને વિના વિલંબે તે પરમશાન્તિને અનુભવે છે.

અર્થાત્ યોગસંસિધ્ધ બનવા માટે માણસનામાં શ્રધ્ધાવાન તત્પર અને જીતેન્દ્રિય આટલાં ત્રણ વિશેષણો સિધ્ધ થવાં જોઇએ. શ્રધ્ધા એટલે 'છે' એવો નિશ્ચય. શ્રધ્ધાવાન એટલે 'છે' ના દૃઢ નિશ્ચયવાળો. શું છે? તો પરમાત્મા છે. શાસ્ત્રો છે. આમ ઇશ્વરમાં, વેદમાં અને ગુરુના વાક્યમાં જે વિશ્વાસુ છે તેને શ્રધ્ધાવાન કહે છે. અર્થાત્ જેને ઇશ્વરના અસ્તિત્વમાં ગાઢ વિશ્વાસ છે, જેને વેદાદિસત્ શાસ્ત્રોના વચનમાં નિર્મળ વિવેકી ભરોસો છે, જેને ગુરુના વચનમાં પ્રમાણિક શ્રધ્ધા છે તેવો માણસજ આધ્યાત્મિક માર્ગમાં નિષ્કંટકપણે ચાલી શકે છે. અર્થાત્ જે માણસ નિષ્કામ કર્મનો આચરનાર હોઇને ઇશ્વરે શાસ્ત્ર અને ગુરૂમાં વિશ્વાસુ હોય છતાં ધ્યેયની પ્રાપ્તિમાં આળસુ હોય, મંદ પ્રયત્ન હોય એ બને. આથી ભગવાન કહે છે કે વિશ્વાસુ ઉપરાંત માણસ તત્પર હોવો જોઇએ. તત્ એટલે મેયું આત્મજ્ઞાન. એ આત્મજ્ઞાનની પ્રાપ્તિ એવું ધ્યેય હોવું ઘટે. એ ધ્યેયમાં જે નિરન્તર દત્તચિત્ત છે, તે આત્મજ્ઞાનનો અધિકારી છે. અર્થાત્ ધ્યેયની પ્રાપ્તિના ઉપાયોના આચરણમાં જે દત્તચિત્ત છે તે માણસ લાયક બને છે. ધ્યેયનું વિસ્મરણ માણસને પ્રમાદી બનાવે. અને પ્રમાદી તો અટવાઇ જાય. તે ઉપરાંત માણસ જીતેન્દ્રિય બને. ઇન્દ્રિયોના ઉપર પોતાની સત્તાવાળો હોવો જોઇએ. ઇન્દ્રિયોનો ગુલામ નહિ. અર્થાત્ સ્વેચ્છાએ ઇન્દ્રિયોને પ્રવર્તાવવા કે હટાવવાને સમર્થ હોય તે આત્મજ્ઞાન માટે અધિકાર પામે. બીજો નહિ આમ શ્રધ્ધા તત્પરતા અને સ્વાધીન ઇન્દ્રિયતા જ્યાં છે ત્યાં આત્મજ્ઞાન મોડું વહેલું આવ્યા વિના નજ રહે. જામગરી દારૂગોળો અને અગ્નિનો યોગ્ય સંયોગ થતાં ભડકો થાયજ. એમાં શંકાને સ્થાન નથી! આમ આટલી સાધન

સંપત્તિવાળો પુરુષ બ્રહ્માત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે અને તે જ્ઞાનના પરિણામે ટૂંક સમયમાં પરમશાંતિને અનુભવે છે. પરમશાંતિ એટલે છેવટની નિર્વિકાર અવસ્થા ભોગવે છે. એટલે કે શોક અને મોહ અને તેના કારણરૂપી અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક મોક્ષરૂપી સંસારદુઃખની નિવૃત્તિને અનુભવે છે. સંસારમાં સરસો રહેવા છતાં સંસારથી અલિપ્ત રહે છે. અર્થાત્ જીવતાં જીવત આત્મમુક્તિ અનુભવે છે. અને અનુભવમાં તો શંકાને સ્થાન નથી. હાથમાંના કંકણને માટે દર્પણની જરૂર ન હોય! આમ જ્ઞાન પ્રાપ્તિ પરમશાંતિમાં પરિણમે છે. માટે સાધક સાધનસંપન્ન થવું ઘટે. સાધન સંપત્તિના સંગ્રહમાં જીવનો પુરૂષાર્થ છે. બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિમાં નહીં. આનંદ પ્રયત્નમાં છે. પ્રાપ્તિમાં નથી! ॥૩૯॥

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥

આત્માને ન જાણનારો, તથા અશ્રધ્ધાળુ તથા સંશયયુક્ત મનવાળો મનુષ્ય ખોવાઈ જાય છે. સંશયયુક્ત મનવાળાને આ લોક નથી. બીજો મોક્ષ નથી. સુખ નથી. ॥ ૪૦ ॥

શ્રદ્ધાળુ, તત્પર, અને જીતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવી પરમશાંતિનો જીવતાં જીવ અનુભવ કરી શકે છે એમ આગલા શ્લોકમાં ભગવાને કહ્યું. હવે એ શ્રધ્ધા તત્પરતા વગેરે જેનામાં નથી–જેનામાં સમજ નથી–સમજનું કારણ શ્રદ્ધા નથી–પોતાના વર્ણને ઉચિત એવાં કાર્ય અને અકાર્યની બાબતમાં સંશય છે–તેની શી ગતિ થાય છે તે પરમપિતા હવે બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જે અજ્ઞ છે–અશ્રધ્ધાળુ છે–સંશયવાળો છે તે ખોવાઈ જાય છે. કેમકે સંશયાત્મા માટે તો આ લોક નથી. પરલોક નથી. સુખ નથી. અર્થાત્ જેનામાં ભગવાને કહેલી સાધન સંપત્તિ નથી, એટલું જ નહીં પણ તે ઉપરાંત તે સાધન સંપત્તિથી ઉલટા દુર્ગુણો છે તે માણસનું જીવન વ્યર્થ જાય છે એ વાત આ શ્લોકમાં ભગવાન કહે છે. જે અજ્ઞ છે તે ખોવાઈ જાય છે. અર્થાત્ જે બ્રહ્માત્મજ્ઞાન રહિત છે–જેને બ્રહ્મ મારો આત્મા છે–હું વિશ્વસત્તારૂપ છું એવી સમજ નથી પણ તેથી ઉલટી સમજ છે કે હું અલ્પસત્તાવાળો છું એટલે કે દેહાદિથી મર્યાદિત જ મારી સત્તા છે એમ જેના હૈયામાં ખૂંચી ગયું છે તે માણસ અજ્ઞ છે. અજ્ઞ એટલે આત્માના વાસ્તવિક

જ્ઞાન શિવાયનો. આ ઉપરાંત જે અશ્રધ્ધાળુ છે એટલે કે જેનામાં ઇશ્વર ગુરૂ અને શાસ્ત્ર પ્રત્યે સદ્બુદ્ધિ નથી—જેનામાં વિશ્વાસ નથી અને આ ઉપરાંત જેનું મન સંશયગ્રસ્ત છે. સંશય એટલે શંકા. અનિશ્ચિત જ્ઞાન. ઉભય પક્ષપાતી જ્ઞાન છે એટલે કે જેને સ્વવર્ણને ઉચિત કાર્ય કે અકાર્યની બાબતમાં છેવટનો મક્કમ નિર્ણય નથી—અર્થાત્ જેનું મન હીંચકાની માફક કે ઘડીઆલના લોલકની માફક ઝુલતું રહે છે પણ કોઇ વસ્તુમાં સ્થિર નથી, તેવો માણસ વિનાશ પામે છે. વિનાશ પામે છે. એટલે કે પુરૂપાર્થથી ભ્રષ્ટ થાય છે. મનુષ્ય જન્મમાં જે પ્રાપ્ત કરવા જેવું તે તે કરી શકતો નથી. આમ કેમ બને છે? કેમકે તે માણસ સંશયાત્મા છે. સંશય આત્મઘાતક છે. એ આત્મદ્રોહી છે. સ્વહિતશત્રુ છે. આથી ભગવાન કહે છે કે જે સંશયાત્મા છે તેને માટે આ લોક સુખકર નથી. પરલોકપણ સુખકર નથી. અને આલોક અને પરલોકથી પર એવું મોક્ષ સુખ પણ તેને માટે નથી. સુખનું નિદાન છે જ્ઞાન અને કર્મ: અને જ્ઞાન તથા કર્મની પ્રવૃત્તિ શ્રધ્ધામૂલક છે. જેનામાં શ્રધ્ધાજ નથી. સદ્બુદ્ધિજ નથી—તેનામાં કર્મની પ્રવૃત્તિ નથી. કર્મની પ્રવૃત્તિ નથી એટલે હૃદયશુદ્ધિ નથી અને હૃદયશુધ્ધિ નથી એટલે આત્મજ્ઞાન નથી. આત્માજ્ઞાન તો સુખનો ઝરો છે: આમ શ્રધ્ધા એ કલ્યાણ માત્રની જનની છે. એ કર્મયોગીની ઢાલ જીવનની સંજીવની ઔષધિ છે. એ સદ્બુદ્ધિજ સુખમાત્રની માતા છે. એ માતાજ જ્યાં નથી ત્યાં તેની સંતતિરૂપ સુખશાંતિ ક્યાંથી હોય? આથી સંશયાત્માને સુખ નથી, ચેન નથી નીરાંત નથી, એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે શ્રધ્ધાનાજ ગુણગાન કરે છે. ॥ ૪૦ ॥

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥ ४१ ॥

હે ધનંજય! નિષ્કામ કર્મયોગથી ત્યજેલા કર્મવાળા, જ્ઞાનથી છેદાયેલ સંશયવાળા, સ્વાધીન શરીર ઇન્દ્રિય અને મનવાળા બ્રહ્માત્મજ્ઞાનીને કર્મો બાંધતા નથી. ॥ ૪૧ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને શ્રધ્ધા જ્ઞાન અને નિશ્ચયાત્મ મતિને અંજલિ આપી. હવે આખાયે અધ્યાયનો મધુરપણે ઉપસંહાર કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! યોગથી સારી પેરે જેણે કર્મને ત્યજ્યાં છે—જ્ઞાનથી

સારી પેઠે જેના સંશયો કપાઈ ગયા છે એવા આત્મવાન પુરુષને કર્મો બાંધતા નથી એટલે કે કર્મો કોને બંધક નથી નીવડતા એ પ્રશ્ન છે કર્મો કરતા છતા તે કર્મો અકર્મ કોને માટે થાય ? આ ગૂઢ પ્રશ્નનો ભગવાન સંક્ષેપમા સુંદર રીતે ખુલાસો નીચોડ આપે છે ભગવાન કહે છે કે તે પુરુષસિંહને કર્મપાશ નથી બાંધતો જે યોગસંન્યસ્તકર્મા છે યોગ એટલે નિષ્કામ કર્મયોગ. સંન્યસ્ત એટલે સારી પેઠે તજેલા કર્મો એટલે તમામ કર્મો અર્થાત્ જે માણસ નિષ્કામ ભાવથી કર્તવ્ય કર્મ આચરે તે માણસ યોગસંન્યસ્તકર્મા છે એટલે કે કેવળ કર્તવ્યબુદ્ધિથી જે કર્મ કરે અને તેમ કરીને જે ફલની ઇચ્છા રાખતો નથી. અને આથી જેણે સમસ્ત કર્મને અકર્મ બનાવી દીધા છે એવો પુરુષ યોગસંન્યસ્તકર્મા છે અર્થાત્ ફલની ઇચ્છા શિવાય ફક્ત કર્તવ્યબુદ્ધિથી વેદવિહિત-સ્વવર્ણને ઉચિત તમામ કર્મોને જે માણસ વિધિપૂર્વક આચરે છે તેનાને કર્મનો નાશ આવી શકતો નથી કેમકે કર્મની બંધકતા છે ફલેચ્છામા તે ફલેચ્છાનેજ એણે જડમૂળમા ડાબી દીધી છે આથી તેવા પુરુષને કર્મો બાંધી શકતા નથી. તે ઉપરાન્ત જ્ઞાનદ્વારા જેના તમામ સંશયો કપાઈ ગયા છે એવા પુરુષને કર્મો બંધક નથી જ્ઞાન એટલે આત્મજ્ઞાન બ્રહ્મ મારો આત્મા છે એવો સ્વાનુભાવ આ અનુભવમા તમામ સંશયોનુ મૃત્યુ છે જેને આ અનુભવ થાય છે તેને કદી મનમાં હિંસા અહિંસા-પુણ્ય પાપ-કાર્ય અકાર્ય-કર્મ અને કર્મસંન્યાસ આદિ બાબતોમા દ્વિધા બુદ્ધિ થતી નથી તેની એકબુદ્ધિ છે આત્મજ્ઞાનજ સંશયને છેવટનો મારે છે આમ સત્યજ્ઞાનદ્વારા જેના તમામ સંશયો ટળી ગયા છે એવા પુરુષને કર્મ બંધક નથી નીવડતા તે ઉપરાત આત્મવાનને કર્મ બંધનકર્તા નથી આત્મવાન એટલે આત્માવાળો આત્મા શબ્દ શરીર, મન, અને ઇન્દ્રિયો એ ત્રણેનો વાચક છે એટલે આત્મવાન શબ્દનો નિર્ણયાત્મક અર્થ થાય છે સ્વાધીન, શરીર, ઇન્દ્રિયો અને મનવાળો જેને પોતાનુ શરીર મન અને ઇન્દ્રિયો પોતાના કાબુમા છે-પોતાની ઇચ્છામા વર્તે છે તે માણસ આત્મવાન છે આવા બ્રહ્માત્મજ્ઞાની માણસને કર્મો બાંધતા નથી અર્થાત્ જે માણસ નિષ્કામ કર્મયોગી છે જ્ઞાન પૂર્વક જેણે સંશયોને ટાળ્યા છે અને જે સ્વાધીન કાય મન અને ઇન્દ્રિયોવાળો છે તે પુરુષ કર્મલેપથી અસ્પૃષ્ટ રહે છે અર્થાત્ સાધકે નિઃસ્વાર્થભાવે કર્મમા તત્પરતાવાળા બનવું. આત્મજ્ઞાન મેળવવુ અને શરીરાદિના ઉપર પોતાનો પૂરો અધિકાર પ્રાપ્ત કરવો જે મનુષ્ય નિઃસંશય આત્મજ્ઞાની છે,

સ્વાધીનાત્મા છે, નિઃસ્વાર્થભાવે ... ના તમામ કર્મો કરનાર છે તે માણસ મુક્ત છે આમ અહિં ભગવાને સાધકને માટે આદર્શ અને તે આદર્શ પ્રાપ્તિના સાધનોનો ફરીફરી નિર્દેશ કર્યો છે અને તેમ કરી આખાએ અધ્યાયના અર્થનો ઉપસંહાર કર્યો છે ॥ ૪૧ ॥

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मन. ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

તેથી હે ભારત! આત્માના અજ્ઞાનમાથી જન્મેલા, હૃદયમાં રહેલા, આ સશયને આત્માના જ્ઞાનરૂપી ખડ્ગથી છેદીને કર્મયોગ આચર ઉભો થા (લડ) ॥ ૪૨ ॥

આત્મજ્ઞાની કર્મયોગીને કર્મનો લેપ નથી લાગતો એમ ભગવાને કહ્યુ એ ઉપરથી ફળતો ઉપદેશ કહેતા હવે અધ્યાયની ઇતિ ભણે છે કે હે ભારત! તેથી આત્માના અજ્ઞાનમાથી ઉપજેલા, હૃદયમા રહેલા એવા આ પોતાના સશયને, આત્મજ્ઞાનરૂપી તરવારથી છેદીને યોગ-કર્મયોગનુ આચરણ કર હે ભારત! ઉભો થઇ જા!

અર્થાત્ આ શ્લોકમા ભગવાન સશયની ઉત્પત્તિ નિવાસ અને મરણનુ કારણ બતાવી, અર્જુનને, શુ કરવુ તે બતાવે છે ભગવાન કહે છે કે આત્મજ્ઞાની, ઇશ્વરભક્ત, કેવળ કર્તવ્યબુધ્ધિથી કર્મ કરનાર પુરૂષને કર્મના બધન નડતા નથી તેથી હે અર્જુન!, તુ પણ તેવો થઈ કર્મ કર માણસને ભગવાને કહ્યુ તેવો ચવામા મોટામા મોટી નડતર છે તે સશયની સશય જ્યા સુધી હોવે ત્યાસુધી માણસ કોઇપણ દૃઢ નિશ્ચય ઉપર આવી ન શકે તે સદસ્બુદ્ધિ મટીને એકબુધ્ધિ થઈજ ન શકે આથી ભગવાન કહે છે કે હે અર્જુન! આ સશયને તુ છેદ. સશય એ આત્માના અજ્ઞાનમાથી-ઉંધા જ્ઞાનમાથી જન્મે છે જ્ઞાનને લગતા બળનાશ-કેવળ અયથાર્થ-મિથ્યા જ્ઞાનમાથી સશય જન્મે છે અને એ જન્મી પછી હૃદયમા વસે છે દિવસે દિવસે એ અતિ બળવાન બને છે બળવાન બની માણસનો મેજર બનાવી દે છે એ એવો તો દૃઢ બને છે કે જો તેને વેળાસર ઉખેડી નાખવામા ન આવે તો પછી તેને ઉખેડવો એ મુશ્કેલ-અશક્ય બની જાય છે આથી આત્માના

વિપરીત જ્ઞાનમાથી જન્મેના અને હૃદયમા ઘર કરીને રહેલા એના આ મશય રૂપી મહાવેરીને તો જડમૂળથી ઉખેડીજ કાઢવો જ્યો આથી ભગવાન અર્જુનને કહે છે કે તુ આ સશયરૂપી વેરીને છેદ આત્મજ્ઞાનથી આત્મ અજ્ઞાન નાશ પામે આથી આત્મજ્ઞાનરૂપી તીખી તલવારથી આ મશયની દઢ ગાંઠને ભગવાન છેદી નાખવા કહે છે એ ગાંઠ તૂટી એટલે માણુસને શ્રેયનુ ભાન થાય છે આથી તેને શ્રેયોમાર્ગ સૂઝે છે શ્રેયોમાર્ગ એટલે નિષ્કામ કર્મયોગ આથી ભગવાન અર્જુનને કહે છે કે હે પ્રિય! સશય છેદીને તુ કર્મયોગને યથાવિધિ આચર નિષ્કામ કર્મયોગ શ્રેયોમાર્ગ છે હે અર્જુન! તુ ઉભો થઈ જા આમ ગળીઆ બળદ જેવો અકર્મણ્ય ન બન ઉભો થઇ જા એટલે કે સામે આવી ઉભેલા કર્મને-ફરજને આરોપવા સજ્જ થઇ જા-સ્વવર્ણોચિત કર્મને કર્તવ્યબુદ્ધિથી આચરવાને કટિબદ્ધ થા એમાજ તારૂ છેવટનુ કલ્યાણુ છે ॥ ૪૨ ॥

॥ इति ज्ञानयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ पञ्चमोऽध्यायः ॥

अर्जुन उवाच : અર્જુન બોલ્યાઃ—

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

હે કૃષ્ણ! આપ કર્મના ત્યાગને વખાણો છો અને પછી વળી કર્મયોગને વખાણો છો. એ બેમાં જે એક કલ્યાણકારી તરીકે સુનિશ્ચિત હોય તે આપ મ્હને કહો. ૧

**આ**ગલા અધ્યાયમાં ભગવાને યોગસંન્યસ્તકર્મા પુરુષને કર્મનાં બંધન થતાં નથી એમ ઉપદેશ્યું. અર્થાત્ ફલત્યાગ એ જ સંન્યાસ છે. કર્મત્યાગ સંન્યાસ નથી. કર્મત્યાગ એ દુરાગ્રહ છે. ફલત્યાગ એ સત્યાગ્રહ છે. આથી કર્મ કરવાં પણ તેમાંથી ફલેચ્છાની દુર્ગંધને તજવી. આમ ફલેચ્છાશૂન્ય કર્તવ્યકર્મનું આચરણ ભગવાનને ઇષ્ટ છે. પણ અર્જુનને હજી પણ એ વાતનો હૃદયમાં નિશ્ચય નથી જામ્યો. કર્મયોગ બુદ્ધિગમ્ય નથી પ્રયોગગમ્ય છે. એટલે બુદ્ધિથી એ કદાચ સમજાય છતાં જ્યાંસુધી જીવનમાં પ્રયોગદ્વારા એ આત્મ-પ્રત્યક્ષ ન બને ત્યાંસુધી હૃદયને સમાધાન ન થાય. આથી ભગવાનને ફલનો સંન્યાસ માન્ય છે છતાં અર્જુનને સ્વરૂપથી જ કર્મનો ત્યાગ વધારે સુકર લાગે છે. આમ હોઈ અર્જુન વળી એક વેળા ભગવાનને પૂછે છે કે ભગવન્! એક વેળા આપ કર્મના સંન્યાસને વખાણો છો અને વળી પાછા એક વેળા કર્મના આચરણને વખાણો છો. તો એ બેમાં જે અત્યંત નિશ્ચિત, વધારે

વખાણવા યોગ્ય હોય તેજ કહો. અર્થાત્ હે ભગવન્! આપ એક વખત 'યોગ સંન્યસ્ત કર્માણં' એમ કહી સ્વરૂપે કર્મના ત્યાગ કરનારને વખાણતા હો એમ લાગે છે અને પાછા તરતજ 'યોગમાતિષ્ઠ' એમ કરીને કર્મને કરનારાને વખાણતા હો એમ ભાસે છે. તો આપની વખાણ તો બન્નેને માટે સરખી જણાય છે. અર્થાત્ બન્ને બાજુ આપનો પક્ષપાત લાગતો હોઈ આપનો નિશ્ચય જાણવો મુશ્કેલ છે. આપને સ્વરૂપે કર્મત્યાગ પસંદ છે કે ફલદષ્ટિએ કર્મસંન્યાસ ભાવે છે? કૃપા કરીને આપ આપનો નિશ્ચય કહો. કેમકે આપે જે નિશ્ચય કર્યો હશે તે મુજબ મારે વર્તવાનું છે. તો હે ભગવન્! કૃપા કરીને સ્વરૂપે અને ફલતઃ કર્મસંન્યાસમાં આપના વધુ વખાણને પાત્ર કયો છે તે કહો. આપના છેવટના આદેશાનુસાર જીવનસરણી રચવી છે. અર્થાત્ કર્મયોગ વધારે યોગ્ય કે કર્મસંન્યાસ? આ પ્રશ્ન છે. ॥ ૧ ॥

श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યાઃ—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

—કર્મોનો ત્યાગ અને કર્મોના આચરણરૂપ કર્મયોગ બન્ને મોક્ષકર્તા છે. પરંતુ એમાં કર્મના ત્યાગથી કર્મયોગ અતિશય ચઢીઆતો છે. ॥ ૨ ॥

આમ જ્યારે અર્જુને ખરાવીને પ્રશ્ન પૂછ્યો ત્યારે સમદર્શી ભગવાન ઉત્તર આપતાં એ કર્મત્યાગ અને ફલત્યાગના ઝઘડાનેજ જડમૂળથી ઉડાવી દે છે અને એ ઝઘડાને પતાવતાં પોતાનો માનવ માટે કલ્યાણી પક્ષપાત શાના ઉપર છે તે બતાવતાં કહે છે કે હે અર્જુન! સંન્યાસ અને કર્મયોગ બન્ને નિઃશ્રેયસના કરનારા છે. પરંતુ તે બન્નેમાં કર્મસંન્યાસથી કર્મયોગ ચઢીયાતો છે.

અર્થાત્ હે અર્જુન! તું એમ પૂછે છે કે એમાંથી વધારે પ્રશંસાપાત્ર કયો છે તો એનો જવાબ આપવો એ નકામો છે. ધ્યેયની પ્રાપ્તિ એ મુખ્ય ચીજ છે. ધ્યેયના માર્ગોને માટે વિવાદ ન હોઇ શકે. જે પાણીએ મગ ચડતા હોય તે પાણીએ મગ ચેડવવા એ બુદ્ધિમાનનો ધર્મ છે. હુંતો ધ્યેયપ્રાપ્તિને મુખ્ય માનું છું. રસ્તાની બાબતમાં ઝગડો કરવો એ ગાંડાઈ છે. આમ ધ્યેયપ્રાપ્તિ ધ્યેય હોવાથી ધ્યેયપથની બાબતમાં હું ઉદાસ જેવો છું. કેમકે સંન્યાસથી

શ્લોક ખાસ સમજવા જેવો છે. રાગ અને દ્વેષ એ સંસારમાં જીવને બંધન કર્તા છે. એ સિધ્ધાન્ત છે. રાગદ્વેષરૂપી બધનમાંથી મુકત થવું એ ધ્યેય છે. તો રાગદ્વેષને ટાળવા એજ રાગદ્વેષના બધનમાંથી મુકત થવાનો ઇલાજ છે. કર્મો છોડી દેવાં એ રાગદ્વેષથી પર થવાનો ઉપાય નથી. એટલે કે કર્મનો સન્યાસ એ તો કવચિત્ થોડા વખતને માટે થાય–તમામ કર્મોને છોડવાં એ તો શકયજ નથી. થોડાં કર્મોને છોડવાં અને થોડાંને કરવાં એ કાંઈ સન્યાસ નથી. સન્યાસી હમેશનો હોવો જોઇએ. નિત્ય સન્યાસી કોણ? કર્મસંન્યાસી માણસ તો અનિત્ય સંન્યાસી છે. નિત્યસન્યાસી માણસ તેને જાણવો, જે નથી તો દ્વેષ કરતો નથી તો રાગ રાખતો. જે માણસ દુઃખ કે દુઃખના સાધનોની પ્રાપ્તિથી ક્રોધવશ થતો નથી–મારે આ ન જોઇએ–એવી ઉત્કટ જિહાસાથી ઘેરાતો નથી, તથા જે માણસ સુખ કે સુખના સાધનોની પ્રાપ્તિથી તૃષ્ણાવશ થતો નથી–મારે આ જોઇએ એવી ઉત્કટ આદિત્સા–ગ્રહણેચ્છાથી વ્યાકુળ થતો નથી–વ્યાપ્ત થતો નથી તે માણસ નિત્ય સંન્યાસી છે. તે માણસ હમેશાં સન્યાસી છે. પેલા કર્મત્યાગીની માફક કોઇ કોઈ વેળાનો સંન્યાસી નથી. અર્થાત્ જે નથી રાગથી બંધાતો નથી દ્વેષના પંજામાં પડતો, જે જ્યારે મળે તેનેજ તે વખતે સન્માને તેને અવમાને નહી તેનાથી જુદુ કાંઈ ઇચ્છે નહિ એવો રાગદ્વેષરહિત પુરૂષ સંન્યાસી છે. તેનોજ સંન્યાસ, એ પાકો સંન્યાસ છે. વિવેકી સન્યાસ છે. કેમકે તેના જીવનમાં સંન્યાસનો મૂળ રંગ લાગ્યો છે. રાગદ્વેષની પકડ તો માણસને ભ્રષ્ટ કરે છે. આ તો રાગદ્વેષનેજ સાંડસાથી ચીપટી ભીડાવીને બેઠો છે. સંસારરૂપી ઝેરીલા નાગના રાગદ્વેષરૂપી તો દંશ છે. આ વિવેકી મદારીએ એ દંશનેજ તોડી નાંખ્યા છે. એટલે તેને માટે એ ઝેરીલો નાગ મંત્રમુગ્ધ જેવો પરવશ–લાચાર છે. તેને કશું કરી શકતો નથી! આમ રાગદ્વેષથી પર પુરૂષ નિત્ય સન્યાસી છે. સંન્યાસીની આ વ્યાખ્યામાં કેટલો બધો વ્યાપક અર્થ છે! આ વ્યાખ્યાએ કસનાં જે સો ટચનો નીવડે તેજ ભગવાનનો સંન્યાસી. આમ સન્યાસને બહારના દેખાવો સાથે ઓછો સબધ છે. સંન્યાસ એ તો અંતરની કોઈ વિવેકી દાર્શનિક ઇશ્વરદત્ત–ઇશ્વરકૃપાથી પરિપુષ્ટ, અતિજાગ્રત, દિવ્ય અવસ્થા છે! ભગવાને સંન્યાસીની આવી વ્યાખ્યા કેમ બાંધી? આથી ભગવાન કહે છે કે હે અર્જુન! નિર્દ્વંદ્વ બનવું એટલેજ સંસાર બંધનમાંથી છૂટવું છે. નિર્દ્વંદ્વ અવસ્થા એટલે રાગદ્વેષરહિત અવસ્થા. સસારના તમામ દ્વંદ્વોનો સામનો ન કરતાં તેમને

સમભાવે ભોગવી લેવા તે રેતીનો સ્વભાવ રાખવો તે-સડકનો સ્વભાવ નહિ ની ઉપર આઘાત થાય તો રેતી પ્રત્યાઘાત કરતી નથી સડક પ્રત્યાઘાત કરે છે રેતી ઉપર ચાલનાર જાતેજ થાકી જાય। જેનું હૃદય રેતી જેવું અપ્રત્યાઘાતી છે તે સંસારના દ્વંદ્વોનેજ થકવી નાખે અને થાકેલા દ્વંદ્વો એના ઉપર પ્રભાવજ ન પાડી શકે અને સાંસારિક દ્વંદ્વોનો પ્રભાવ હણાઈ જવો એટલેજ મુક્તિ છે સંસાર પાશ જેવો ત્યાંસુધીજ લાગે જ્યાંસુધી દ્વંદ્વોહતપ્રભાવ નથી થયા દ્વંદ્વોનું ઓજસ ઘટી જતાં માણસ નીરાંતે સંસારના દમ્ભક ગાંઠને છોડી શકે છે તો નિર્દ્વંદ્વ માણસ સુખેથી સંસારના બંધનમાંથી મુક્ત થાય છે માટે નિર્દ્વંદ્વ થવાનો યત્ન કરવો નિર્દ્વંદ્વ થવું એને રાગદ્વેષને શિથિલ-મંદ કરવામાં અત્યંત અશક્ત કરી નાખવા તેમાએ દ્વેષ એ રાગનો અનુજ છે, રાગ એટલે ઇચ્છા તૃષ્ણા, એ તૃષ્ણા નિષ્કામ કર્મયોગથી છેદાય માટે કર્મયોગ એ જીવનસિદ્ધિનું સાધન છે માટે તે ભગવાનને ચઢીઆતો લાગે છે આમ નિષ્કામ કર્મયોગ છેવટે મુક્તિપદ હોવાથી નિત્ય સંન્યાસી થવાનો પ્રયત્નજ વિવેકી છે ॥ ૩ ॥

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥

શાસ્ત્રના હૃદયને ન જાણનારાઓ સાંખ્ય અને યોગ (જ્ઞાનયોગ અને કર્મયોગ) ભિન્ન ફળવાળા છે એમ કહે છે શાસ્ત્રના હૃદયને જાણનારાઓ નહિ બેમાંથી એકને પણ સારી પેઠે અવલંબતાં બન્નેનું ફળ મેળવે છે ॥ ૪ ॥

જીવનમાં વાદવિવાદ એક વાત છે અને નિર્ણય એ જૂદી વાત છે માણસ જો વાદવિવાદમાંજ જીવન વિતાડે તો તે કદી નિર્ણયવાળો ન બને અને વાદવિવાદ એ કાંઈ જીવનનું ધ્યેય નથી કોઈપણ જાતની નીતરી નિર્ણય એ જીવનમાં પ્રાધાન્ય છે કર્મનો સ્વરૂપે સંન્યાસ કે ફલ સંન્યાસ એ વાદવિવાદનો વિષય છે એમાં શક નથી પણ જે માણસ વાદવિવાદમાંજ મસગુલ રહી કરી નાખે તે માણસ જીવનમાં કાંઈપણ કરી ન શકે અને કાંઈપણ કરવાથી જીવને શાંતા મળે છે આથી હવેના બે શ્લોકમાં દ્વંદ્વજનને માટે કેવળ કરૂણામય ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર વાદવિવાદની મનોદશાને છેડનો ક્રમે માટી કેઈપણ પ્રકારની દૃઢનિષ્ઠાનો મહિમા ગાય છે કે

હે અર્જુન ! સાંખ્ય અને યોગને બાળકો જુદાં કહે છે, પંડિતો કહેતા નથી એકનો પણ સારી પેઠે આશ્રિત બન્યો છે તે બન્નેનું ફળ મેળવે છે અર્થાત્ જ્ઞાનયોગ અને કર્મયોગ એ બન્ને એક બીજાથી ભિન્ન છે એમ કહેનાર બાળક લોકો છે જ્ઞાનયોગ અને કર્મયોગ એ બન્ને તો રસ્તા છે એ કાંઇ પ્રાપ્તવ્ય નથી પ્રાપ્તવ્ય તો એ રસ્તે ચાલીને છેવટે જ્યાં અટકવાનું છે તે છે અને એ અંતિમ ધ્યેય તો મોક્ષ છે અને લાંબે રસ્તે, વાંકે રસ્તે, સીધે રસ્તે, કે ટૂંકે રસ્તે પણ જે જાય છે તે કુશળ છે રસ્તાની બાબતમાંજ ચર્ચા કરે છે તે પગનું પણ ચાલતો નથી અને સમય કાંઇ કોઇને માટે અટકતો નથી આ બન્ને માર્ગો સીધા જાય છે મોક્ષ તરફ અર્થાત્ મોક્ષ એ બન્નેનું ફલ છે ફલદૃષ્ટિએ જ્યાં બન્નેમાં એકતા છે તો પછી જ્ઞાનયોગજ સારો અને કર્મ-યોગ તેનાથી ઉતરતો અગર તો કર્મયોગજ સારો અને જ્ઞાનયોગ તેનાથી ઉતરતો એવો વાદવિવાદ કર્યા કરવો એ બાળકોનું કામ છે બાળક એટલે ઉંમરે નહિ સમજમાં બાળક શાસ્ત્રનું હૃદય જે ન સમજે તે બાળક અર્થાત્ અણસમજુ માણસો પછી તેની ઉમર ગમે તેટલી હોય શાસ્ત્ર રસ્તાનું પ્રતિપાદન તો કરે છે પણ રસ્તાના વિવાદમાંજ ક્ષીણબળ નથી થતું શાસ્ત્ર તો ધ્યેયમાં વિસર્જિત થાય છે. રસ્તા વિષેની ચર્ચા એ શાસ્ત્રોનો મુખ્ય હેતુ નથી રસ્તો બતાવી તેના ઉપર અધિકારીને ચલાવી ધ્યેયસિધ્ધિ કરાવવી એ શાસ્ત્રમાત્રનું પ્રયોજન છે. આથી ભગવાન જે માણસો રહસ્યને જાણતા નથી તેને બાળ કહે છે પરંતુ જે પંડિત છે એટલે કે શાસ્ત્રના અંતરને જાણનારા છે-સૂક્ષ્મબુધ્ધિવાળા વિદ્વાનો છે તે કદી જ્ઞાનયોગ કે કર્મયોગના ઉપર વધારે પડતું વિવેચન કરવામાં રસ લેતા નથી કેમકે તેઓ જાણે છે કે વાદવિવાદમાં ધ્યેયપ્રાપ્તિ નથી પણ પોતે જે સાચી રીતે પ્રમાણિકપણે માનતા હોય તે મુજબ જીવનને વીતાડવાની દૃઢ નિષ્ઠામાં ધ્યેયપ્રાપ્તિ છે આજ વાત ભગવાન મનોરમ રીતે ગૂઢતાથી બીજા ચરણમાં કહે છે કે હે અર્જુન! જ્ઞાનયોગ કે કર્મયોગ એમાંથી ગમે તે એકમાં ઉપર દૃઢ આસ્થાવાળો મનુષ્ય બંનેનું ફળ મેળવે છે અર્થાત્ કેવળ માન્યતામાં મહત્તા નથી પરંતુ માન્યતા મુજબ ચીવટથી વર્તવામાં મહત્તા છે 'સમ્યક્ આસ્થા' સારી પેઠે-દૃઢપણે-ચીવટાઇથી-જોડની માફક વળગી રહેવામાં પોતાની માન્યતાને સહૃદયતાથી વળગી રહી તે મુજબ જે કોઇ માણસ વર્તે તો તે ગમે તે માર્ગનો યાત્રી હોય તેને, બન્ને માર્ગનું ફલ મોક્ષ મળે છે અર્થાત્ જીવનમાં મન્તવ્યમાં દૃઢ આસ્થાપૂર્વકના વર્તનના

સત્યાગ્રહમાં સફળતા છે કેવળ મત મની હુજાતુજીમાં નથી, માટે ભગવાન કહે છે કે માનો ગમે તે પણ તે માનના મુજબનુ વર્તન કરતા રહો. જેનો પ્રયત્ન પ્રામાણિક હશે તે છેવટે જીતવાનો ॥ ૪ ॥

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

જ્ઞાનીઓ વડે જે સ્થાન પ્રાપ્ત થાય છે, મેળવાય છે, તેજ સ્થાન કર્મયોગીઓથી પણ મેળવાય છે, આથી જ્ઞાન અને યોગને જે નિશ્ચય એક ફળવાળો જુવે છે તેજ જુએ છે ॥ ૫ ॥

આગલા શ્લોકમા કરૂણાનિધાન પરમાત્માએ દઢ નિષ્ઠાનુ મહત્ત્વ ગાયુ અને દઢ નિષ્ઠાવાળો બન્નેનુ ફલ મેળવે છે તે ફળ કયુ તે સ્પષ્ટ કરતા સાચી રીતે દેખતો કોણ છે તે બતાવે છે ભગવાન્ કહે છે કે હે અર્જુન! જે સ્થાન જ્ઞાનીઓથી પ્રાપ્ત થાય છે કર્મયોગીઓથી પણ તેજ મેળવાય છે આમ ફળદૃષ્ટિએ સાખ્ય અને યોગને જે જુએ છે તેજ જુવે છે અર્થાત્ જ્ઞાનીઓને જ્ઞાનનિષ્ઠાને અતે જે મળે છે તેજ ફળ, કર્મયોગીઓને કર્મનિષ્ઠાને અતે મળે છે. એટલે કે ફલભેદ નથી કેવળ માર્ગભેદ છે જ્યારે ફલભેદ નથી તો પછી માર્ગભેદ તો રુચીનો પ્રશ્ન છે-વિવેકનો પ્રશ્ન છે વિવાદનો પ્રશ્ન નથી કકાસનો સવાલ નથી સ્થાન એટલે સ્હેલાણુ વિશ્વનુ સ્હેલાણુ પરમાત્મા છે જ્ઞાનીને પણ પરમાત્મા મળે છે અને કર્મયોગીને પણ તેજ મળે છે તોપછી જ્ઞાની કર્મયોગને કે કર્મયોગી જ્ઞાનીને નિન્દે એનો કશો અર્થ નથી એતો બાળકવેડા થયો આથી ભગવાન કહે છે કે જે સાખ્ય અને યોગ ફલદૃષ્ટિએ એકજ છે એમ સમજે છે-જુવે છે-સમજરૂપી આંખથી ભાળે છે તેજ માણસ જુવે છે બાકીના બીજા બધા જોતા છતા જોતા નથી-આંધળા છે છતી આખે આંધળા થવામાં તો શો વિવેક હશે? આમ દઢનિષ્ઠામાં માનવજીવનનુ માહાત્મ્ય છે સમજેલાને વળગી રહી વર્તવામા માનવ આત્માનો વિકાસ છે પ્રામાણિકપણે કશુ કરવામા આત્માની વિભૂતિ છે એમ ભગવાન કહે છે અને આ કાંઈ ઓછો પ્રેમપુદારી સદેશ છે! વિવાદ કુશળના એ ઉનનકુશળતાને ભૂલાવનારી ચીજ છે ॥ ૫ ॥

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

હે મહાભુજ! પણ કર્મસંન્યાસ કર્મયોગ વિના પ્રાપ્ત થવો અશક્ય છે કર્મયોગથી યુક્ત કર્મયોગી મુનિ ટૂંક સમયમાં મોક્ષને પામે છે ॥ ૬ ॥

આમ આગલા બે શ્લોકમા ભગવાને જીવનનુ ખરૂ રહસ્ય શું છે તે બતાવ્યુ પરતુ પ્રશ્ન એ છે કે જો બન્ને નિષ્ઠા મુજબ વર્તવામાજ કુશળતા છે તોપછી ભગવાન સ્વય કેમ કર્મસન્યાસથી કર્મયોગનુ મહત્વ વધારે મોટુ બતાવે છે? એ બતાવવામા રહસ્ય શુ છે? તો ભગવાન જીવજતને માટે કરુણાને લીધે એ રહસ્ય સ્ફોટ કરતા કહે છે કે પ્રિય અર્જુન! કર્મયોગ હુ કેમ પ્રતિપાદિત કરુ છે તે તું જાણી લે ભગવાને ભગવાનને મેળવવાનો નથી. પણ જીવે તેમ કરવાનુ છે વિવેકી માણસે વિવેકનો પણ નિષ્ઠાને પસદ કરતી વેળાએ ઉપયોગ કરવાનો છે. બન્ને માર્ગને વિવેક નજરે એક વેળા તપાસી લઇ પછીથી ગમે તે એકના ઉપર જીવનનુ તમામ સામર્થ્ય ખરચી નાખવાનું છે માટે હુ કઈ દૃષ્ટિએ કર્મયોગને જીવને માટે વધારે શ્રેયસ્કર માનુ છુ તે તુ સાભળ હે મહાબાહો! યોગ વિના સન્યાસ મેળવવો અશક્ય છે જ્યારે યોગયુક્ત મનનશીલ માણસ ટૂક સમયમાજ પરમાત્માને પામે છે

અર્થાત્ હે અર્જુન!, કર્મમાત્રનો સન્યાસ એ પુરૂષપ્રયત્નની બહારની વાત છે. કોઇ કદી તમામ કર્મોને ત્યાગી શકતો નથી જગતનુ બધારણજ એવુ છે કે યાવજ્જીવ દેહીને પ્રકૃતિ પરવશ બની કર્મ કરવાજ પડે છે જો પ્રકૃતિને પરવશ થઇ જ્ઞાની અજ્ઞાની-તમામને કર્મ કર્યેજ છૂટકો છે તો પછી કર્મ ન કરવાનો આગ્રહ એ અવિવેક છે. આવો આગ્રહ રાખનાર કયાં કર્મો છોડી શકશે? જે કર્મથી જ્ઞાન મેળવ્યા બાદ તે માણસ જાતનુ કે પ્રાણીમાત્રનુ કલ્યાણ કરી શકે એવા જાતિદેશની ઉન્નતિ સાધનારાં કર્મોને તે સજી શકશે, બના! જે જાતિએ અને જે દેશે તેને જન્મ આપ્યો, તેનુ પાલન કર્યું, તેને જ્ઞાની બનવાની તક આપી, તેજ દેશને તેજ જાતિને તે જ્યારે ખરી રીતે પોતાના જ્ઞાનનો નિસ્વાર્થ લાભ આપી શકે એવી સ્થિતિમા હોય ત્યારેજ તે ન આપે તો પછી એતો કૃતઘ્નતા છે. કૃતજ્ઞતા નથી! જો એ લાભ આપે તો તે માનવજાતિને પણ પોતાના જેવીજ કલ્યાણ દશા અનુભવતી કરે તો પછી જગતમા જઇ એક ગુફામા બેસી જઇ હાથ પગ સકોચી જ્ઞાનોત્તર કાળમાં જેને કરવાની સાચી મઝા છે તેવાં ચોક અને

તે સર્વભૂતાત્મભૂતાત્મ દર્શન. સર્વભૂત એટલે બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં પર્યન્તની તમામ બનેલી ચીજો. એ બધાનો આત્મા એટલે સ્વરૂપ. એ સ્વરૂપ રૂપી બની ગયો છે, આત્મા એટલે સ્વરૂપ જેનું તે. સર્વભૂતોનું પરમાત્મા એ મૂલ સ્વરૂપ છે. આ મૂલ સ્વરૂપ રૂપ તેવા પુરૂષનું પોતાનું રૂપ થઈ જાય છે. અર્થાત્ તેવો માણસ સર્વભૂતના આત્મારૂપ બની જાય છે. તેને સૌમાં પરમાત્મા દેખાય છે. નામરૂપના ચોકઠાંમાં હવે તે નામરૂપને વિસરી જાય છે. એ નામરૂપમાં છૂપાયેલ જે સચ્ચિદાનંદઘનરસ છે તે રસાત્માનેજ ઓળખતો થઈ જાય છે. આ દર્શન પછી આગળ જવાનું નથી. આમ નિષ્કામ કર્મયોગી મનુષ્ય ભગવાને બતાવી તે તે ભૂમિકાએ ચઢી છેવટે પરમાત્માનો દ્રષ્ટા બને છે. અને જેણે પરમાત્માને જોયો તેને કર્મ બાંધે કેવી રીતે ? આથી તે કરે છતાં તેને કરેલાંનો લેપ નથી. પરમાત્માના દર્શન પછી પણ જો સંસાર રહેતો હોય તો તો આંધળો અને દૂંઠો પણ સોઇના નાકામાં દોરો પરોવી શકે. આમ કર્મયોગ પરમાત્મદર્શનમાં પરિણમે છે અને પરમાત્મદર્શનમાં સંસારનો અસ્ત છે. ॥ ૭ ॥

> नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
> पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥ ८ ॥

> प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
> इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

કર્મયોગી આત્મતત્ત્વને જાણનાર, ઇન્દ્રિયો ઇન્દ્રિયોનાં અર્થમાં પ્રવર્તે છે, એમ ધારણા કરી, જોતો, સાંભળતો, અડકતો, સૂંઘતો, ખાતો, જતો, ઉંઘતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગતો, લેતો, આંખ ખોલતો કે મીંચતો, છતાં પણ હું કાંઇજ કરતો નથીજ એમ જાણે છે. ॥ ૮-૯ ॥

કર્મ કરતો છતાં મનુષ્ય – ઉપર બતાવ્યો તેવો મનુષ્ય – કેમ લેપાતો નથી ? આ બાબતમાં બે શ્લોકદ્વારા સિધ્ધાન્ત વાક્ય ભગવાન કહે છે. હે અર્જુન ! તત્ત્વવેત્તા કર્મયોગી પુરૂષ "ઇન્દ્રિયોના અર્થોમાં ઇન્દ્રિયો વર્તી રહી છે" એવા નિશ્ચયવાળો હોવાથી - જોતો, સાંભળતો, અડકતો, સૂંઘતો, ખાતો, જતો,

ઉંઘતો, શ્વાસ લેતો, બોલતો, મલત્યાગ કરતો, આંખ ઉઘાડતો, કે મીંચતો હોવા છતાં કશું કરતો નથી.

અર્થાત્ હે અર્જુન! જે માણસ તત્ત્વવેત્તા છે અને તત્ત્વવેત્તા હોઇને જે કર્મયોગી છે તે માણસનું દર્શનજ અલૌકિક હોય છે. જે આત્માના તત્ત્વને એટલે કે યથાર્થતાને–વાસ્તવ સ્વરૂપને સાચેજ જાણે છે તે કર્મયોગી થયા શિવાય રહી શકતો નથી. આત્મા પ્રકૃતિથી ભિન્ન છે. આત્મા અને પ્રકૃતિ વચ્ચે જડ ચેતનનો ભેદ છે. જડ જડજ છે, ચેતન ચેતનજ છે. જડ ચેતનના સ્વરૂપ અને ધર્મો કદી એક બની શકતાં નથી. આત્મા ચેતન છે અને એ ચેતન આત્માના પૂર્ણ સ્વરૂપને જે પામ્યો તે માણસ આત્મા અને અનાત્માની વચ્ચે કદી ઘોટાળો ન કરે. એકબીજાના સ્વરૂપ અને ગુણ ધર્મોનું મિશ્રણ કરીને ન વર્તે. આમ આત્મતત્ત્વનો જાણકાર પુરુષ પૂર્ણ વિવેકી હોઈને કર્મ કોણ કરે છે તે જાણે છે. પોતે તે કર્મ કરતો નથી. પરંતુ ઇન્દ્રિયો તે તે કર્મ કરે છે. આ સમજમાં કાંકરો હોતો નથી. નીતરી સમજની એજ તો બલિહારી છે. આથી તત્ત્વવેત્તા મનુષ્યની તત્ત્વજ્ઞાનના ફલરૂપ પહેલી સમજ એ હોય છે કે ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં વર્તે છે. અર્થાત્ જીવનમાં તમામ વ્યાપાર ઇન્દ્રિયો કરે છે અને તે વ્યાપારનું ક્ષેત્ર શબ્દાદિ વિષયો છે. ઇન્દ્રિયોનું વર્તન ઇન્દ્રિયોના અર્થોમાં સ્વાભાવિક છે. પરંતુ એકના વર્તનનો આરોપ એવો માણસ આત્મા ઉપર નથી કરતો. આત્માને તે બધાનાં સાક્ષી તરીકે અનુભવે છે. આથી આત્મવેત્તા કર્મયોગી પુરુષ જોવા સાંભળવા વગેરેનું તમામ કર્મ ઇન્દ્રિયોદ્વારા થયા કરે છે હું તેમાં કશું કરતો નથી એમ જોઈ શકે છે, સમજી શકે છે. અને આ સમજણનો ઉપયોગજ વિલક્ષણ છે. આવી જેની સમજ છે તે પોતાની જાતને કદી કર્તા ન માની શકે. કેમકે કર્તા તો દેહથી માંડી બુદ્ધિ પર્યન્તના અંદર બહારના પદાર્થો છે. આત્મા એ બધાંથી જુદો છે. એ આત્માનું વિવેક જ્ઞાન તે મેળવી ચૂક્યો છે. માટે તે હું કશું કરતો નથી એમ સાક્ષાત્ અનુભવી શકે છે. આમ પ્રત્યેક કર્મ તે ઇન્દ્રિયાદિ સાધનોદ્વારા કરતો હોવા છતાં તે કર્મના ઉપર અહંતાની છાપ ન મારતો હોવાથી તે તે કર્મો તેને બંધનકર્તા નીવડતાં નથી. કેમકે કર્મલેપ અહંતાને લીધે થાય છે. આ અહંતાનોજ આવા ધન્યભાગ્ય માનવમાં જ્ઞાનબળે અને ઈશ્વરકૃપા એ અભાવ છે. આથી તે કરતો છતાં કશું કરતો નથી. અને જે કરે નહિ તે ભોગવે

પણ નહિ જે કરે નહિ અને ભોગવે પણ નહિ તે મુક્ત. કેમકે, કરવુ અને ભોગવવુ એ બેવુ નામ તો મમત્વ છે. આમ નીતરુ આત્મજ્ઞાન માણસને જીવનમા વર્તવાને માટે સાચી સમજ આપી તે મુજબ વર્તાવી તેને ઉગારે છે. ॥ ૮-૯ ॥

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति य. ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

જે કોઈ કર્મોને પરમાત્મામા સોપી, ફલમતિ ત્યજી કરે છે તે પાણીથી કમલના પત્રની પેરે પાપ કે પુણ્યથી લેપાતો નથી. ॥૧૦॥

આમ તત્ત્વવેત્તા પુરૂષ તો જીવન્મુક્તજ થાય છે પણ જે તત્ત્વવેત્તા નથી તેણે શુ કરવુ ? તો ભગવાન કહે છે કે હે અર્જુન! જે પુરૂષ સર્વના અતર્યામિ પરમાત્મામા તમામ કર્મોને સમર્પી સગ તજીને કરે છે તે પાણી વડે કમલના પત્રની માફક તે તે કર્મના પુણ્ય પાપથી લેપાતો નથી અર્થાત્ હે અર્જુન! કોઈપણ આત્મા નષ્ટ-ખોવાયેલો નથી અને સૌને કાઇ એકદમ તત્ત્વજ્ઞાન થઈ જતુ નથી તત્ત્વજ્ઞાન તો અનેક જન્મોના અનન્ત સુકૃતોના સચયના ફળરૂપે કોઇક વિરલ મહાભાગ માનવને સિદ્ધ થાય છે અને આવા માણસો તો ડગલે પગલે નથી મળતા! માટે સામાન્ય મુમુક્ષુએ શુ કરવુ તેની હવે હુ તને સમજ આપુ છુ હે અર્જુન! તુ તત્ત્વજ્ઞાન મેળવવાની માથાકૂટ પણ જવાદે. કેમકે પૂર્ણજ્ઞાન તો પરમાત્માનેજ ઈજારો છે કોઈપણ જીવ સપૂર્ણપણે સર્વજ્ઞ યાવત્દેહ તો બની શકેજ નહિ આથી તત્ત્વવેત્તા હો અગર અતત્ત્વજ્ઞ હો સૌને છેવટે ભગવતી શ્રધ્ધાનો આશ્રય લેવોજ પડે છે પરમાત્માની વાણીમા નીતરો બાલક જેવો વિશ્વાસ રાખી તે કહે તેમ કર્યા જવુ, એજ કલ્યાણનો માર્ગ છે માટે હે અર્જુન! હુ તને કહુ તેમ તુ કર બ્રહ્મમા કર્મોને અર્પી દે. અને સગ છોડીને કર્મ કર અર્થાત્ તમામ કર્મો તુ કર, પણ તે કર્મમા મમત્વ-ફલબુધ્ધિની મહોર ન લગાવ અર્થાત્ નિષ્કામ ભાવે કર્મ કરવા એ મારી ફરજ છે એમ સમજી કર્મ કર અને તે તમામ કર્મોને તુ પરમાત્માને આપી દે અર્થાત્ તારે આ બે વસ્તુઓ કરવી રહી નિસ્વાર્થભાવે કર્માચરણ અને તે કર્મોનુ પરમાત્માને સમર્પણ અર્થાત્ કર્મ કરતી વેળા ત્હારે અત્યત નમ્ર અને સાચા ભાવે 'આ કર્મથી પરમપિતા

પ્રસન્ન થાઓ. હે ભગવન્! સેવક જેમ સ્વામીને માટે તેમ આપને ખાતર હું આ કર્મો કરું છું. આપનું આ કર્મોદ્વારા સંતર્પણ થાઓ–એમ ભાવના કરી તે તે કર્મ અનાસક્તિપૂર્વક કરવું. 'પરમાત્માને કર્મ આપી દેવાં' આ વાત બરોબર સમજી લેવા જેવી છે. આપણે બેંકમાં રૂપીઆ આપણા ખાનામાં વિના સંકોચે મૂકી આવીએ છીએ. એ બેંકમાં રૂપીઆ મૂકતી વેળાની મનોદશાનું પૃથક્કરણ અહીં ઉપયોગી થશે આપણે તે વખતે અંતરમાં દૃઢપણે જાણીએ છીએ કે આ બેંકની પાછળ સાર્વભૌમ સત્તા છે. મારા રૂપીઆ એમાં જમા કરવામાં મને સંકોચ નથી કેમકે હું જાણું છું કે બેંક સધ્ધર છે. એટલે અવિશ્વાસનું કારણ નથી. અર્થાત્ બેંકમાં મને પૂરો વિશ્વાસ હોય છે. વળી બેંકમાં સાચું નાણુંજ મૂકાય ખોટું નાણું સ્વીકારાતું નથી. વળી બેંકના વહીવટમાં ઘોટાળો નથી. મારા ખાતામાંથી કોઈ કશી ઉથલપાથલ કરી શકે એમ નથી. અને વળી મારી થાપણમાં દિન પ્રતિદિન બેંકના વ્યાજની વૃદ્ધિજ થવાની. આવી આવી અનેક દૃઢ ખાત્રીને પરિણામે જીવન-ધન આપણે બેંકમાં નિર્ભયરીતે મૂકતાજ જઈએ છીએ તેમ પરમાત્મારૂપી સાર્વભૌમ સત્તા છે. તે પૂર્ણ વિશ્વાસનું કારણ છે. સાચાં કર્મજ સ્વીકારે છે. તેની વિશ્વવ્યવસ્થામાં કદાપિ અવ્યવસ્થા નથી. તેને સોંપેલી કર્મની થાપણ મૂકનારના નામેજ જમા થાય છે. એમાં ખોટ નથી પણ સદા નફોજ છે એવી નીતરી શ્રધ્ધા હોય તો માણસ પોતાના તમામ કર્મો પરમાત્માને સમર્પી નિશ્ચિંત રહી શકે છે અને પરમાત્માને સોંપેલા કર્મો અકર્મ બની જાય છે. આ તો વિશ્વાસની કસોટી છે. જેનામાં ભગવની શ્રધ્ધાનો પૂર્ણ ઉદય છે તે માણસજ આ રાજમાર્ગે જઇ શકે છે. આમ શ્રધ્ધાપૂર્વક પરમાત્માને જે સમર્પ્યું તે પાછું લેવાની તો મનોદશા હોયજ નહિ. કેમકે દાનમાં સાટાવૃત્તિ હોતી નથી. આથી જે પરમાત્માને આપ્યું તેને માટે આપણાથી કદી ભાવિમાં કોઇપણ ચપળ યાચના ન થાય. આમ તમામ કર્મોનું પરમાત્માને દાન કરી દેનાર પુરુષ જગતમાં મહા દાનેશ્વરી છે. અને દાનનો સ્વભાવજ વસ્તુ ઉપરના મમતને મોળું પાડવાનો છે. આવા મહા દાનેશ્વરી ભગવદીય પુરુષો આગળ કર્ણ અને ભામાશા તો કશા હિસાબનાં નથી! તો જે માણસના જીવનમાં કર્મ અને કર્મફલના દાનનો મહા મહિમા સમજાયો છે તે સર્વ દેશમાં, સર્વ કાલમાં સૌથી ઉત્તમ-પુરુષોત્તમ પરમાત્મારૂપી મહાપાત્રને તમામ-દેહગેહ સહિત તમામ કર્મો આપી દેવામાં જીવનનું સૌભાગ્ય સમજે છે. જાતની માનેલી તમામ ચીજો અને જાતનાં માનેલા તમામ કર્મો

અને જાતની માનેલી જાત સુધ્ધાં ઉપર તુલસીપત્ર મૂકી દેવું અને કેવલ આત્માની પરમ જ્યોતિના પ્રકાશમાં સંચરવું એમાંજ આનંદ છે. અને ભગવાન એજ વાત અહીં કહે છે. હે મનુષ્ય! તું દાની બન અને દાની બની નિર્ભય થા. અહીં દાન દ્રવ્યનુંજ નથી. તમામ કર્મોનું. લેનાર કોઈ પાત્ર બ્રાહ્મણજ નથી. બ્રાહ્મણોના બ્રાહ્મણ મહાપાત્ર પરમાત્મા છે. કોઇ તીર્થમાં જવાનું નથી—તમામ ભૂમિ એ પરમાત્માનું નિવાસ સ્થાન હોવાથી તીર્થરૂપા છે. કોઇ પુણ્ય પર્વણી જોવાની નથી.—ક્ષણમાત્ર કાલસ્વરૂપ પરમાત્મામય હોવાથી પ્રત્યેક ક્ષણ એ પુણ્ય પર્વણી છે. આમ પરમાત્મા જેવા મહાપાત્રને તમામ દેશ અને કાલમાં સર્વસ્વનું સંપૂર્ણ સમર્પણ કરી દેનાર માનવ ધન્ય છે. તેના માતા પિતાને ધન્ય છે. તેની જન્મભૂમિને ધન્ય છે. તેના જીવતરને ધન્ય છે. અહો! દાનનો મહિમા ? આમ જે માણસ તમામ કર્મોને પ્રેમથી, શ્રદ્ધાથી, ભાવનાથી ભગવચ્ચરણે ધરી દે છે તે માણસ કમલનું પાંદડું જેમ પાણીમા રહે છે, પાણીમાં ઝબકોળાય છે છતા પાણીથી ભીંજાતું નથી અને હમેશા પાણીની સપાટી ઉપરથી પર રહે છે તેમ સંસારમાં રહે છે. સંસારમાં ઝબકોળાય છે છતા સંસારના આસક્તિજલથી લેપાતો નથી અને આ આસક્તિરૂપી સંસારજલની સપાટીથી હમેશા ઉપર રહે છે. અને ખીલેલો રહે છે—અને સુંદરતમ રહે છે અને પરમાત્મારૂપી સહેલિ, સૂર્યાભિમુખ રહે છે. બીચારાં પાપ પુણ્ય! તેને સ્પર્શી શકતા નથી! આમ આ શ્લોકમાં ભગવાનનું અતિ ઉચ્ચ દાનીનું જીવનતંત્રને માટે ધન્યતમ દર્શન છૂપાયું છે એના ધ્વનિનો પાર કેમ પમાય? ॥૧૦॥

**कायेन मनसा बुद्धया केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥ ११ ॥**

કર્મયોગીઓ મનની શુદ્ધિ માટે, આસક્તિ ત્યજી શરીર, મન, બુદ્ધિ તેમજ એકલી ઇન્દ્રિયોથી કર્મ કરે છે. ॥ ૧૧ ॥

આગળ શ્લોકમાં પરમાત્માને સર્વ કર્મોનું સમર્પણ કરી સંગત્યાગી જે માણસ કર્મનું આચરણ કરે છે તે માણસ પાપથી લેપાતો નથી એમ કહ્યું. હવે કર્મયોગી થવા ઇચ્છનાર માણસના તમામ કર્મો એકજ લક્ષ્યના વેધક હોવાં જોઇએ, એ બતાવતાં સાધકને ભગવાન સત્કર્મના આચારની ધ્યેયનિષ્ઠા સમજાવતાં કહે છે કે હે અર્જુન! શરીર, મન, બુદ્ધિ અને કેવળ ઇન્દ્રિયોથી

પણ યોગીઓ મગને તજીને આત્મશુદ્ધિને અર્થે કર્મો કરે છે અર્થાત્ કર્મયોગી માણસના કાયિક, વાચિક માનસિક, બૌધ્ધિક—કે કેવળ ઇન્દ્રિયકૃત કર્મો એજ ધ્યેયને સાધનારા નીવડે એવા હોવા જોઇએ આત્મશુધ્ધિ એ ધ્યેય છે આત્મશુદ્ધિ શબ્દ ઘણો વિશાળ અર્થનો સૂચક છે જીવનના તમામ ક્ષેત્રોનો સમાવેશ આત્મશુધ્ધિ શબ્દ બતાવે છે આમ જીવનના તમામ ક્ષેત્રોમા આત્મશુધ્ધિને અવકાશ છે અને એ જાતની શુધ્ધિ એજ કર્મમાત્રનુ સાધ્ય છે જે કર્મ આત્મશુધ્ધિ ન સાધે તે યોગીને માટે આચરવા યોગ્ય નથી એવો આમા સ્પષ્ટ આદેશ છે આત્મશુધ્ધિ સગત્યાગથી સધાય છે સગત્યાગ એટલે સ્વાર્થત્યાગપૂર્વક જેટલા વિહિત કર્મો કરાય તેટલા બધા આત્મશુધ્ધિના સીધા અગરતો પરમ્પરાએ સાધક થાય છે પછી તે કર્મો કાયિક હો વાચિક હો માનસિક હો બૌધ્ધિક હો કે કેવળ ઇન્દ્રિયજન્ય હો કાયિક કર્મમા વિવિધ ન્યાય્ય ઉપાયથી ધન વગેરેની પ્રાપ્તિ, વિધિપૂર્વક સતાન–ઉત્પાદન માતા–પિતા વગેરે દેવોની સેવા, આર્ત માણસોનુ રક્ષણ, પાત્રે દાન, યુદ્ધમા શત્રુનો સહાર વગેરેનો સમાવેશ થાય છે સત્ય–હિત–પ્રિય અને સુમબધ્ધ બોલવુ–સ્વાધ્યાય કરવો વગેરે કર્મો વાચિક છે કરુણા–સતોષ–નિસ્પૃહતા–શ્રધ્ધા–ભક્તિ ઇશ્વરોપાસના વગેરે કર્મો માનસિક છે વસ્તુની વાસ્તવિકતાનો નિશ્ચય કરવો–તે તત્ત્વનિશ્ચયમાથી કરતા કર્મનો નિશ્ચય કરવો–ભાવિનુ પરીક્ષણ કરવુ, પ્રત્યેક કર્મના પરિણામનુ અવલોકન કરવુ વગેરે બૌધિક કર્મો છે વાણી સિવાયની બીજી ઇન્દ્રિયોદ્વારા લોક અને શાસ્ત્રે ન્યાયી ઠરાવેલા શબ્દાદિ વિષયોનુ શ્રવણાદિ કરવુ એ કેવળ ઇન્દ્રિયોદ્વારા થનારા કર્મો છે આવા તમામ કર્મો—તો કરવાના છે પરતુ એ કર્મોનુ આત્મશુધ્ધિ એ પરિણામ હોવુ રહ્યુ સત્કર્મ પણ આત્મશુધ્ધિ ન જન્માવે તો કયાક સમજમા કે તે કર્મોને કરવાની રીતિમા કાકરો છે એમ જાણવુ આત્મશુધ્ધિ જાતઅનુભવેજ જણાય એવી છે અને જગત પણ આત્મશુધ્ધિને તરતજ ઓળખી શકે છે કેમકે શુધ્ધિનો પ્રભાવ પડયા સિવાય રહેતો નથી આમ પ્રત્યેક કર્મ કઈ દૃષ્ટિથી કરવા જોઇએ એ અહીં ભગવાને બતાવ્યુ સગત્યાગપૂર્વક કાયિક વગેરે તમામ કર્મો કરી પ્રત્યેક કર્મદ્વારા જીવનમા આત્મશુધ્ધિ સાધવી એ જીવનનુ કોઈ અનન્ય દર્શન છે! ॥૧૧॥

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

'કર્મયોગી કર્મફલને ત્યાગી છેવટની શાંતિ પામે છે અકર્મયોગી ઇચ્છા વડે ફલમા આસક્ત હોઇ અત્યંત બધાય છે ॥૧૨॥

હવે જે માણસ સ્વાર્થી છે અને જે નિસ્વાર્થી છે અર્થાત્ જે નિષ્કામભાવે કર્મ કરનારો છે અને જે સકામભાવે કર્મ કરનારા છે તે બેને મળતા ફળનો ભેદ બતાવી ભગવાન નિષ્કામભાવે કરેલા કર્મની પ્રશસા કરતા કહે છે કે હે અર્જુન! કર્મયોગી કર્મફલને તજીને નૈષ્ઠિક શાન્તિને પ્રાપ્ત કરે છે અને અયુક્ત એટલે અકર્મયોગી માનવ ફલમા આસક્ત હોઈ કામના પ્રમાણે બધાય છે. અર્થાત્ જે માણસ કર્મયોગી છે તે માણસ કર્મફલને તજે છે એટલે કે 'મારે આવુ અમુક ફળ જોઇએ' એવી ભાવના શિવાય કર્મ કરવુ એ મારી ઈશ્વરદત્ત ફરજ છે એમ સમજી કેવળ કર્તવ્યબુધ્ધિથી જે માણસ વિહિત કર્મો કરે છે તે માણસ નૈષ્ઠિક શાન્તિ પામે છે નૈષ્ઠિક એટલે નિષ્ઠામા જન્મેલી નિષ્ઠા એટલે પોતાની સમજમા દૃઢ સ્થિતિ આ ઉથલાવી ન શકાય એવી દૃઢતમ કર્મયોગને લગતી સમજમાથી જન્મતી શાન્તિ નૈષ્ઠિક શાન્તિ કહેવાય છે અશાન્તિ એટલે વિક્ષેપ સસાર એ મનનો સૌથી મહાન વિક્ષેપ છે આ જન્મમરણરૂપ સસારનો જે હૃદય ક્ષોભ તે ક્ષોભમા મુક્તિરૂપી શાન્તિને તેવો માણસ પ્રાપ્ત કરે છે અર્થાત્ જીવનમા ઉચ્ચ પ્રકારની જ્ઞાનજન્ય નિર્વિકાર સ્થિતિને પ્રાપ્ત કરે છે અર્થાત્ જીવનમુક્ત થાય છે એટલે કે જીવનમુક્તિ આપે છે અને જે માણસ ફલકામનાથી પ્રેરાઇને કામ કરે છે તે માણસ તે કર્મફલની કામનાથી બધાય છે. કેમકે ફલમા આસક્તિ એજ જીવનુ મોટામા મોટુ બન્ધન છે કર્મ અને કર્મફલમા વળગણને લીધે અશાન્તિ, સસારરૂપી વિક્ષેપ હૃદયમા જન્મે છે આસક્તિ જેનામા છે તે કર્મોથી અત્યત બધાય છે અર્થાત્ જન્મમરણરૂપ સસાર બધનથી તે સદા બધાય છે આમ જેની પાસે સાચુ દર્શન છે તે મુક્ત થાય છે જેની પાસે વિપરીત દર્શન છે તે બધાય છે જીવનમા જ્ઞાન અને અજ્ઞાન બન્નેના ઇનામો છે જ્ઞાનનુ પારિતોષિક મુક્તિ છે અજ્ઞાનનુ ઇનામ બધન છે ॥ ૧૨ ॥

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

જીતાત્મા પુરુષ બધા કર્મોને સમર્પી, ન તો કરતો કે ન તો કરાવતો નવ બારણાવાળા દેહરૂપી પુરમા સુખપૂર્વક રહે છે ॥૧૩॥

આમ કર્મયોગી અને અકર્મયોગીને મળતા ફલ ઉપરથી જ્ઞાન અને અજ્ઞાનની અગત્યાને કિંમત આંકી. હવે જે કર્મયોગી કર્મયોગના બળે ઈશ્વર કૃપાથી મુકત થયો છે એવા જીવનમુક્ત કર્મયોગીની પરમાત્મા જાતે સ્તુતિ કરતા કહે છે કે હે અર્જુન! જીતેન્દ્રિય પુરુષ, બધાએ કર્મોને મનથી ભગવાનને સમર્પી દઈ નવ બારણાવાળા દેહનગરમા નતો કરતો કે નતો કાંઈ કરાવતો નીરાતે વસે છે. વશી-એટલે જીતેન્દ્રિય જેનુ મન શરીર, વાણી, બુધ્ધિ પોતાના કાબુમા છે એવો પુરુષ. એવો પુરુષ વિશુધ્ધ હૃદયવાળો હોઇને મનથી તમામ કર્મો પરમાત્માને સમર્પી દે છે. મનથી એટલે સાચા હૃદયથી. કપટભાવ વિના સહૃદયપણે પરમાત્માને તે તમામ કર્મોનુ દાન આપી દે છે. આમ તમામ કર્મ-દ્રવ્ય ઉપરથી પોતાની મમતા ઉઠાવી લીધેલી હોવાથી તેવો મહાભાગ પુરુષ નથી તો કશુ કરતો નથી કાંઈપણ કરાવતો કેમકે તેનુ કર્તાપણાનુ કે કરાવનારપણાનુ અભિમાન ઓગળી ગયુ છે કોણ કર્મ કરે છે અને કોણ કર્મ કરાવે છે તેનુ તેને સાચુ જ્ઞાન થઇ ગયેલુ હોવાથી કર્તાપણાનો કે ભોક્તાપણાનો બોજો તે પોતાની જાત ઉપર ઓઢી લેતો નથી આમ વશપુરુષ કર્મો કરતો છતા કશું કરતો નથી કેમકે તે કરીને કર્મો પોતાની પાસે રાખતો નથી પણ પરમાત્માને સમર્પી દે છે આવો જીતેન્દ્રિય દેહી નવ દ્વારવાળા દેહનગરમા નીરાંતે પ્રસન્ન હૃદયે વસે છે બે આંખ બે નાક બે કાન એક મોઢુ અને બે ગુહ્યેન્દ્રિયો મળીને આ શરીરરૂપી નગરના નવ બારણા થાય છે, આ નવ બારણાવાળા શરીરરૂપી બ્રહ્મપુરમા આવો દેહી નીરાંતે-વગર ચિન્તાએ પ્રસન્ન મને વસે છે એટલે કે દેહરૂપી ક્રિયા તેને માટે બંધનકર્તા નથી. કેમકે દેહના કેદખાનામાંથી તે જ્ઞાનબળે મુક્ત થયેલો છે. આમ જે માણસ વિવેકપૂર્વકનો જીતેન્દ્રિય છે તે મનથી તમામ કર્મોને પરમાત્માને સમર્પી જાતે નતો કશુ કરતો કે નતો કાંઈ કોઇપાસે કરાવતો આ નવ દરવાજાવાળા દેહનગરમા રાજાની માફક સુખપૂર્વક પ્રસન્ન ચિત્તે વસે છે તેને જીવન ભારરૂપ નથી લાગતુ પરંતુ જીવન હેતુવાળુ લાગે છે તેને જગત અગ્નિવાસ નથી લાગતો નન્દનવન લાગે છે. કેમકે કર્તૃત્વ અને કારયિતૃત્વનો બોજો એણે ઓઢયો નથી એ સમજી ગયો છે કે કરનારપણુ અને કરાવનારપણુ- પ્રકૃતિનુ છે પ્રકૃતિ તો મારી દાસી છે હુ તેનો સ્વામી છુ. પ્રકૃતિથી હું ભિન્ન છુ અને પર છુ મારો સંબંધ પરમપિતા સાથે છે.

હું પરમપિતાનો પુત્ર છું. નર છું. માયાને વશ થનારો સ્ત્રીમુખો નથી. આવા સમજુ મનુષ્યનું આખું જીવન ક્લેશમુક્તજ હશે. તે કર્મ કરે છતાં કરતો નથી. અને આથી ભોગવવા છતાં ભોગવતો નથી ॥ ૧૩ ॥

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

પરમાત્મા મનુષ્યના કર્તૃત્વને કર્મોને કે કર્મફલના સંયોગને સરજતા નથી. પરંતુ સ્વભાવ પ્રવર્તે છે. ॥ ૧૪ ॥

પરમાત્મા ઉપજાવના નથી. અર્થાત્ પરમાત્મા કર્મફલના પ્રાપ્ત કરાવનારા પણ નથી જ્યારે પરમાત્મા કારયિતા-કર્તા-કે કર્મફલ અપાવનાર નથી તો પછી કોણ કરાવે, કોણ કરે, અને કોણ ફલ આપે, એ પ્રશ્ન ખડો થાય છે. ભગવાન એનો ઉત્તર આપે છે કે સ્વભાવ પ્રવર્તે છે. સ્વભાવ શિવાય કોઈપણ કર્તા કારયિતા કે ફલ પ્રાપયિતા નથી સ્વભાવ એટલે સૃષ્ટિ નિર્માણ કરનારી પરમાત્માની માયા નામની ત્રિગુણાત્મિકા દૈવી પ્રકૃતિ. આ પ્રકૃતિ વાસના રૂપે કર્મ કરાવનારી છે. શરીર ઇન્દ્રિયાદિરૂપે કર્મ કરનારી અને ભાગ્ય-પ્રારબ્ધરૂપે ફલ પમાડવામાં પ્રવૃત્ત થાય છે. અર્થાત્ મનુષ્યની પાસે વાસના કર્મ કરાવે છે. મનુષ્યના દેહ વગેરે રૂપે પરિણામેલી માયા કર્મ કરે છે અને જેને આપણે ભાગ્ય-પ્રારબ્ધ-નસીબ વગેરે રૂપે ઓળખીએ છીએ, એવી કર્મની અક્ષીણ શક્તિ ફલ આપે છે આ વાસના-શરીર ઇન્દ્રિય મન વગેરે કાર્ય કરણનો સંઘાત અને નિયતિ-પ્રારબ્ધ-દૈવ-ભાગ્ય ત્રણે પ્રકૃતિરૂપ છે. એ પ્રકૃતિના કાર્યોનાં પરમાત્મા જોખમદાર નથી. યદ્યપિ પ્રકૃતિ પરમાત્માની છે પણ પરમાત્મા પુરુષોત્તમ હોવાથી તેને તેના કર્તૃત્વ-કારયિતૃત્વ કે ફળપ્રાપયિતૃત્વમાં અહંતા કે મમતા નથી. આમ આ શ્લોકમાં મુખ્યત્વે ગુણગાન છે નિરહંકારતા અને નિર્મમતાના. આ નિરહંકારતા અને નિર્મળતા જ્ઞાનનો ઉચ્ચતમ પ્રસાદ છે. અને પરમાત્મા તો પરિપૂર્ણ જ્ઞાનરૂપ છે. અલ્પજ્ઞ અલ્પશક્તિ જીવાત્માના જીવનમાં પણ જો નિરહંકાર અને નિર્મમ સ્થિતિની સ્થિરતા જન્મે છે, તો પછી સર્વજ્ઞ સર્વશક્તિ પરમાત્મામાં તે સ્થિતિ સ્વભાવ સિધ્ધજ હોય. આમ અહંતા અને મમતાનો જે છેદ ઉડાવી શકે તે પરમપિતાનું સ્વભાવ સામ્ય પામે. પરમાત્મા પણ નિરહંકાર અને નિર્મમ છે. એટલે કે અજ્ઞાનના સ્હેજ પણ સ્પર્શ શિવાયના છે. મનુષ્ય પણ તેવો થવા યત્ન કરે. આથી ભગવાન સ્વમુખે પોતાની અસ્તિની ગૂઢ મહત્તા અહીં બતાવે છે. આ વિવેકનો મહિમા છે. આ શ્લોકનો કોઇ અનિષ્ટ અર્થ ન સમજી લે. પરમાત્મા કશું કરતા કે કરાવતા કે ફલપ્રાપયિતા નથી એનો ગૂઢ અભિપ્રાય એટલોજ છે કે બધું કરતા છતાં પરમાત્મા અહંતા અને મમતાનો તેમનામાં અભાવ હોવાથી કશું કરતા નથી, કરાવતા નથી કે ફલ અપાવતા નથી. પરમાત્માની સત્તા માત્રથી પ્રકૃતિ આ બધું કર્યેજ જાય છે. પરમાત્માની સત્તા શિવાય પ્રકૃતિ બીચારી શું કરી શકે? પરંતુ વિશ્વનિયમન કરતા છતાં પરમાત્મા પરમાત્મા હોવાથી કશું કરતા નથી. આમ આ શ્લોકમાં

અહતા અને મમતાના અભાવનું જે માહાત્મ્ય તે માહાત્મ્ય ઉપરજ સાચી હોય છે. ॥ ૧૪ ॥

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥

ઇશ્વર નિશ્ચય કોઇના પાપને કે પુણ્યને સ્વીકારતો નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયેલું છે. તેથી મનુષ્યો ઉલટું જાણે છે. ॥૧૫॥

આગલા શ્લોકમાં પરમાત્મા નિરહંકાર અને નિર્મમ હોવાથી કશુ કરતા કરાવતા કે ભોગ આપનાર નથી. એમ કહ્યું. હવે એજ પરમાત્માની નિરતિશય સમદષ્ટિનો ઉલ્લેખ કરી જીવની ખરી મોકાણ શું છે તે બતાવતાં દાર્શનિક શિરોમણિ પરમાત્મા કહે છે કે હે અર્જુન! વિભુ-પરમાત્મા-કોઇનુ પણ પાપ તેમજ પુણ્ય લેતા નથી. અજ્ઞાનથી જ્ઞાન ઘેરાયેલુ છે તેનાથી પ્રાણીઓ મોહ પામે છે. અને આ શ્લોકમાં તો કૃષ્ણચન્દ્ર કેવળ કરૂણા ઘન બની જાય છે. પરમપિતા કહે છે કે હે અર્જુન! વિભુ કોઇનું પાપપુણ્ય લેતાજ નથી. વિભુ એટલે પોતાની માયા નામની ત્રિગુણાત્મક સૃષ્ટિનિર્માણ-શકિતદ્વારા જે વિવિધરૂપે છતા થાય તે પરમપુરૂષ પરમાત્મા અને આખુ જગત એ પરમાત્માની વિભૂતિ છે. કેમકે ચરાચર કોઇ વસ્તુ નથી જે પરમ સત્તાથી ઉચ્છ્વસિત ન હોય. પરમસત્તા સૌમા એકરસ રીતે વ્યાપેલીજ છે. આવા વિભુ એટલે સર્વ સત્તામય પરમેશ્વર, કોઇપણ મનુષ્યનુ પાપ લેતા નથી. પાપ લેતા નથી, એટલે પોતે સ્વીકારતા નથી એટલે કે તે માણસને-આ મારો મિત્ર છે, એમ કરી તે પાપનુ ફલ આપતાં અટકતા નથી. અર્થાત્ માણસ ઇશ્વરનો ભકત હોય તેથી ઇશ્વિર તેને પાપકર્મના ફલમાંથી મુકત કરે છે એવું નથી. એટલે કે ઇશ્વિરનામાં કોઇપણ પ્રત્યે રાગબુદ્ધિ નથી. તેજ મુજબ કોઇનું પુણ્ય પણ ભગવાન સંઘરતા નથી. અર્થાત્ પુણ્યનુ ફળ આપતાં પણ અચકાતા નથી. કોઇ જીવને શત્રુ માની ભગવાન તેના પુણ્યને નિષ્ફળ કરતા નથી. કોઇને મિત્ર માની જેમ તેના પાપને દબાવતા નથી તેમ કોઇને શત્રુ માની તેના પુણ્યને અટકાવતા નથી. અર્થાત્ તેને કોઇપણ જીવ પ્રત્યે દ્વેષ નથી. આમ ભગવાન રાગદ્વેષરૂપી અજ્ઞાનના જમદગ્ન અવિર્ભાવથી સદા મુકત છે. અર્થાત્ પરમાત્મા સ્વયં નિરતિશય સમદષ્ટિ છે. તેમનામાં શત્રુમિત્રબુદ્ધિ

નથી આથી સૌને તે સમાન દષ્ટિથી અનિવાર્ય રીતે તે તે કર્મનું ફળ આપે છે ફળદાન વખતે ભગવાનમાં ભક્તાભક્ત દષ્ટિ દરકતી નથી અને આથી જ તો આપણને ઘણીવેળા સાભળવામાં આવે છે કે 'ધર્મને ઘરે ધાડ' 'દુનિયામાં પાપી ફાવે છે' આવા લોકપ્રયોગોમાં નીનગી સમજનો અભાવ હોય છે આ જગતમાં સતોને જ્યારે પરમાત્મા સતાવતા હોય અને દુષ્ટોને સમૃધ્ધ-સુખી કરતા હોય એવુ ઉપર ઉપરથી લાગે છે પણ તેવુ નથી સત હો કે અસત હો-ભક્ત હો કે અભક્ત હો-કોઈપણ હો-પરમાત્મા નિષ્પક્ષપાતી હોઈ જેના જેવા કર્મો તેને તેવુ નિરીહપણે ફળ આપે છે આમ પરમાત્મા પરમ સમદર્શી છે માણસ પોતાની અલ્પજ્ઞતાથી ઈશ્વરના ઉપર રાગદ્વેષનો આરોપ કરે છે। પણ તેથી કઇ સત્ય મોળુ પડતુ નથી આગના શ્લોકમા અને આ શ્લોકમા વિરોધ નથી પરમાત્મા ફળ પહોચાડે પણ તે ફળ પહોચાડવામા પણ તે પામર માણસની માફક રાગદ્વેષથી રગાતા નથી પોતાના પરમ ભક્તને પણ તે તેવની કક્ષામા ઉકાળે છે પોતાને જે કોઇ પરમ શત્રુ માને તેને પણ તે તેની પુણ્યકરણી॥ ફળ આપે-તે વખતે તે મનમા કચવાય નહિ. આમ ભક્ત કે અભક્ત સૌને સમાન દષ્ટિએ જોનાર પરમપિતા અનાસક્તિની છેવટની હદે સ્થિર છે નિરતિશય અનાસક્તિ એજ તો પરમાત્માનુ રહસ્ય છે અને તે વાત પરમાત્મા અહીં અર્જુનને કહે છે પરમાત્મા આમ વિષમ અને નિર્દય નથી છતા તે તેવા કેમ ભાસે છે? તો ભગવાન કહે છે કે એ અજ્ઞાનનો ચમત્કાર છે માણસનુ આખુ જ્ઞાન અજ્ઞાનથી ઘેરાયેલુ છે સત્ય અસત્યથી વીટળાયેલુ છે આથી માણસને જેવુ છે તેવુ ન ભાસતા તે જેવુ નથી તેવુ ભાસે છે પરમાત્મા પરમ સમદર્શી હોવા છતા તેને તે વિષમ અને નિર્દય લાગે છે અને ઘુવડને સૂર્યપ્રકાશ ન સમજાય તેમા સૂર્યનો શો વાક? આથી જ ભગવાન કહે છે કે અજ્ઞાનથી જ્ઞાન ઘેરાયેલુ હોઇને તેનાથી જન્તુઓ વિપરીત જ્ઞાન પામે છે અર્થાત્ જીવની માફક શિવમા પણ કર્તાપણા વગેરેનો આરોપ કરે છે જે જીવના જેવા સસ્કાર તેવુ તેવુ ઈશ્વરદર્શન. જ્ઞાની જીવ પરમાત્માને સાચી દષ્ટિથી જુવે છે અજ્ઞાનથી ભેભાન જીવ પોતાના સસ્કારને વશ થઇને જેવા ચશ્માથી ઈશ્વરને જુવે છે તેવો ઈશ્વર દેખાય પણ આરોપથી સત્ય અસત્ય થતુ નથી અસત્ય છેવટે હારે છે કેમકે તે નિષ્પ્રાણ છે. આમ જ્ઞાન અને અજ્ઞાનનું મહત્વ છે! ॥ ૧૫ ॥

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

પરંતુ જેમનુ એ અજ્ઞાન આત્માના જ્ઞાન વડે નાશ પામ્યું છે તેમનું આત્મવિષયક જ્ઞાન સૂર્યની પેરે પ્રકાશે છે ॥ ૧૬ ॥

આગના શ્લોકમા અજ્ઞાનથી જ્ઞાન ઘેરાયેલુ છે અને તેથી પ્રાણીઓ પોતપોતાના સસ્કાર મુજબ પરમાત્મામા કર્તૃત્વાદિનો આરોપ કરે છે પરતુ જે જ્ઞાની છે તે તેમ કરતો નથી જ્ઞાનીની આતરસ્થિતિ કેવી હોય છે તે બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન! પરતુ જેઓનુ આત્માના જ્ઞાનથી તે અજ્ઞાન નાશ પામ્યુ છે તેઓનુ તે જ્ઞાન સૂર્યની માફક પરને પ્રકાશિત કરે છે અજ્ઞાનનુ વિરોધી જ્ઞાન છે અજ્ઞાન એટલે આત્મા દેહાદિથી ભિન્ન છે એવી સમજનો અભાવ અર્થાત્ દેહજ આત્મા છે એવુ બાજ્જડ ઉલટુ જ્ઞાન આવુ ઉલટુ જ્ઞાન દૂર કરવાનો એકજ ઉપાય છે અને તે દેહ અને આત્માનુ સાચુ જ્ઞાન-તો આત્મા એ પરમાત્મા છે દેહાદિના ધર્મથી તે સદા અલિપ્ત છે આત્મા અને દેહના સ્વરૂપ અને ધર્મો એકબીજાથી તદ્દન જુદા છે તેમની વચ્ચે આસમાન જમીનનો ભેદ છે એવુ જ્ઞાન હોય અને એ જ્ઞાનમાંની ફળતુ આચરણ હોય અર્થાત્ જીવનની પ્રત્યેક પળે આ આત્મજ્ઞાન મુજબ જે વર્તતો હોય એટલે કે આત્મદૃષ્ટિનેજ જે મહત્વ આપે અને દેહ દૃષ્ટિના તરફ ભૂલેચૂકે પણ જે નજર ન રાખે એવો સત્યનિષ્ઠ પુરુષ જે હોય તેનો સત્યનિષ્ઠ પુરુષ આત્માને લગતી નીતરી સમજના બળે અજ્ઞાન અને તેની અનન્ત સપત્તિનો નાશ કરે છે આમ આત્માના વાસ્તવ જ્ઞાનથી જેનુ આત્માદિને લગતુ મિથ્યાજ્ઞાન નાશ પામ્યું છે તેઓનુ તે જ્ઞાન સૂર્ય સરખુ હોય છે ઘનમુક્ત સૂર્ય જેમ પરાપર સમસ્ત વિશ્વને સ્પષ્ટપણે પ્રકાશિત કરે છે તેમ તે અજ્ઞાનરૂપી ઘનથી મુક્ત હો તે પરાપર સમસ્ત આત્મા અનાત્માને પ્રકાશિત કરે છે અર્થાત્ સાચા જ્ઞાનના ઉદયમા દૃઢ વિવેક હોય છે દેહ અને આત્મા જુદા છે તે બેની વચ્ચે સમાનતા નથી એવું જેને નીતરૂ ભાન થયુ તે માણસ અધારુ અને અજવાળુ-એ બેને કદી ભેળસેળ ન કરે તે તો અજવાળાનેજ કુદરતી રીતે પસદ કરશે આમ જેને જ્ઞાન થયુ છે તે તેના જ્ઞાનબળે પ્રકૃતિને પરિવાર સહિત ઓળખી જઈ

આત્માના પ્રદેશમાં હમેશા વિરાજમાન થાય છે. સૂર્યના પ્રકાશને અધારૂ જેમ સ્પર્શતુ નથી તેમ તેના જ્ઞાનને અજ્ઞાનનુ અધારૂ અડી શકતુ નથી હવે તેની આગળ સદા આત્મ પ્રકાશ—આત્માની નીતરી સમજ અખંડિતપણે ઝળહળ ઝગહળ થઈ રહે છે. અને આ જ્ઞાનપ્રકાશ જેને સાપડયો તેનુ ભનદારિદ્રય ફીટયુ. આમ જ્ઞાન માણસને દૃશ્ય અને દ્રષ્ટાના ભિન્ન વાસ્તવિક સ્વરૂપ બતાવી વિવેક દ્રષ્ટિએ ન સેવવા યોગ્ય એવી પ્રકૃતિ અને તેના પરિવાર ઉપ-રથી વિરાગ જન્માવે છે અને પ્રકૃતિ અને તેના પરિવારમા જેને જ્ઞાનપૂર્વકનો વિરાગ થયો તેને આત્મ સ્વરૂપમા અતિરાગ થશે અને જેને આત્મામાંજ અતિરાગ છે તેને આત્માજ મળવાનો જેનુ ભાનન તેની પ્રાપ્તિ આત્માનું ભાનન થાય તો આત્માની પ્રાપ્તિ થાય અને આત્મપ્રાપ્તિ પછી અધ્યાત્મકૃત્ય વિરમી જાય છે. આથી સાચી સમજનો મહિમા અપાર છે ॥ ૧૬ ॥

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

જ્ઞાનથી ધોવાયેલા પાપવાળા, સર્વત્ર બ્રહ્મબુદ્ધિવાળા, બ્રહ્મમાં મનવાળા, બ્રહ્મમાં સ્થિર, બ્રહ્મમાં ધરવાળા મોક્ષને પામે છે. ॥૧૭॥

હવે જેને આત્મજ્ઞાન થયુ છે તેનું જીવન કેવુ હોય, તેની મનોદશા કેવી હોય, તે સમજાવતા ભગવાન કહે છે કે હે અર્જુન! જ્ઞાનથી ધોવાઇ ગયેલા પાપોવાળા પુરૂષો તદ્બુદ્ધિ હોય છે. તદાત્મા હોય છે તન્નિષ્ઠ હોય છે. તત્પરાયણ હોયછે તેઓ અપુનરાવૃત્તિ પામે છે. અર્થાત્ મારો આત્મા પર-માત્મા છે એટલે કે મારૂ સ્વરૂપ—અસલીરૂપ પરમાત્મા છે અને એ પરમા-ત્માજ સ્થાવર જગમનુ સ્વરૂપ છે અર્થાત્ હુ જ સ્થાવર જગમ સ્વરૂપે વિહરી રહ્યો છું. મારામા અને બીજામાં જુદા જુદા આત્માઓ નથી પણ એકજ પરમાત્માની યોગમાયા ભિન્ન ભિન્ન આત્માને બતાવી રહી છે—આ ભેદ એ વાસ્તવિક નથી પણ અજ્ઞાન ઉત્થાપિત છે. મારે તેથી ભેદ જોવાની જરૂર નથી —ભેદ છેજ નહીં—દેખાતા અદ્ભુત ભેદમા એક અદ્ભુત અભેદ છે અને એ અભેદજ મારૂ મૂળ સ્વરૂપ છે આવુ જેને જ્ઞાન થયુ છે—આની જેને નીતરી સમજ આવી ગઈ છે, તેને પાપનો સ્પર્શજ થતો નથી. આથી તે જ્ઞાનદ્વારા ધોવા-

મેલાં પાપવાળો એટલે કે અત્યત નિર્મળ હૃદયવાળો બને છે. અર્થાત્ આત્મ-જ્ઞાન એ કેવળ પવિત્રતા-નિર્મળતાને આપનારી ચીજ છે. આમ સ્વચ્છ જ્ઞાનથી જેનું હૈયું હમેશને માટે રાગદ્વેષજન્ય મલિનતાથી અસ્પૃષ્ટ છે અને આથીજ જે આત્મજ્ઞાનમાં નિષ્ણાત છે એવા પુરૂષનું જીવન કેવું બની જાય છે તે પરમાત્મા અહીં કહે છે એવા જ્ઞાની પુરૂષો 'તત્-બુદ્ધિ' હોય છે. તત્ એટલે તે-પરમાત્મા બુદ્ધિ એટલે નિશ્ચયાત્મિકા જ્ઞાનવૃત્તિ. નિશ્ચયાત્મિકા જ્ઞાન એટલે કે સશય અને ઉલટા ભાન સિવાયનું વસ્તુનું મૌલિક જ્ઞાન. જે વસ્તુ જેવી હોય તેને વિષે તેવુજ—નતો વત્તું, નતો ઓછુ, નતો મીઠુ મરચું ભભરાવેલું જ્ઞાન. અર્થાત્ જ્ઞાની માણસ તતબુધ્ધિ એટલે ચરાચર વિશ્વમાં પરમાત્માજ છે એવી સત્ય સમજણવાળા હોય છે જડ કે ચેતન જે કોઈ એના સંસર્ગમાં આવે એવી સત્ય સમજણવાળા હોય છે. જડ કે ચેતન જે કોઈ એના સમ્સર્ગમાં આવે તે બધામાં તેને પરમાત્માજ જણાય નામ અને રૂપ તેને નામરૂપમાં છૂપાયેલા પરમાત્માને ઓળખતાં અટકાવતા નથી. આથી અનત પ્રકૃતિસંયુકત અનન્તરૂપે વિહારકર્તા અનન્ત ગુણકર્મનો ખ્યાલ આપતા અનત અપાર વિશ્વમાં તેને જણાય છે એકજ, અને તે, તે પરમાત્મા કેમકે બધામાં જાણવા જેવુ એટલુંજ છે. વેદ્યનું એને વેદન હોય હોય છે, અર્થાત્ પરમપિનો. શિવાય પ્રાણીમાત્રમાં એને કશું દેખાતુંજ-નથી. સમજાતુંજ નથી. આમ જ્ઞાની ભૂતમાત્રમાં પરમાત્માનેજ જાણે છે. તેની બુધ્ધિમાં પરમાત્માજ સ્ફુરે છે.

વળી તેવો પુરુષ તદાત્મા હોય છે આત્મા એટલે મન. આથી તદાત્મા એટલે તન્મના. અર્થાત્ પરમાત્મામાંજ મનવાળો હોય છે. એટલે કે હવે એના સકલ્પ પરમાત્મરૂપ હોય છે એને મનદ્વારા જે સંકલ્પિત કરવાનુ છે તે પરમાત્માજ છે. કેમકે મનનું લક્ષણ સકલ્પ છે. આમ મનમાં જે સકંપો જાગે તે પરમાત્માને લગતાજ હશે. અને પરમાત્મા પરમ સત્ય છે. આથી જ્ઞાનીનું મન સત્યસકલ્પ હોય છે. એનું મન સત્ય શિવાયનું કશું ન ચિન્તવે આમ અણુ અણુમાં સત્યનોજ સંકલ્પ તેને સ્ફુરે. જ્ઞાની આમ પરમાત્મમય સંકલ્પવાળો છે. કેમકે હવે તેને બીજુ કશુ મન્તવ્ય રહ્યું નથી. મન્તવ્ય પરમાત્માજ છે. અને તે સત્ય છે. આથી જ્ઞાની માણસનું મન સત્યાસકત-સત્યનિષ્ણાતજ હશે.

વળી એવા પુરુષો તન્નિષ્ઠ હશે. નિષ્ઠા એટલે છેવટની સ્થિતિ. અર્થાત્ તેવા પુરુષો પરમાત્મામાંજ રહેનાર હશે. પરમાત્માના ખોળામાં બેસનાર હશે. જીવનમાં તેમનો આધાર એક પરમાત્માજ હશે. કેમકે છેવટની બેઠક-છેવટનો આધાર તો પ્રાણીમાત્રનો પરમાત્માજ છે. અર્થાત્ જીવનમાં તેઓ પ્રત્યેક કર્મ કરશે. પરંતુ તે તમામ કર્મો ભગવાનને સોંપી દઈ ભગવાનમાંજ વિરાજમાન રહેશે. કેમકે તેઓને માટે હવે એકજ આધાર છે અને તે પરમાત્મા. આમ જીવનની પ્રત્યેક ક્ષણે તેઓ પરમાત્મામાંજ નિશ્ચલ સ્થિતિવાળા હશે.

વળી તેઓ તત્પરાયણ હશે પરાયણ એટલે શ્રેષ્ઠ ઘરવાળા. પરમાત્માજ તેવા પુરુષોનું શાંતિભુવન છે. અર્થાત્ તેઓ યદ્યપિ પોતપોતાના કર્મથી અર્જિત કરેલા લોકવાળા હોય છે છતાં જ્ઞાનનાં માહાત્મ્યને લઇને તેઓ સદા બ્રહ્મસદનમાં-બ્રહ્મભુવનમાં વસનારા હોય છે. અર્થાત્ પૃથ્વીનો છેડો જેમ ઘર છે અને ઘરમાં-પોતાના ઘરમાં માણસ સુખ ચેનથી રહે છે કેમકે તેને ખબર છે કે આ ઘર મારું છે-મારોજ એના ઉપર પૂર્ણ અધિકાર છે આથી નિશ્ચિન્તપણે તે પોતાના ઘરમાં વસે છે તેમ પરમાત્મા એ મારા છે એમ જાણતા હોઇને આવા પુરુષો ગમે ત્યાં લૌકિક દષ્ટિએ વસતા હોય છતાં તેઓ પરમાત્મામાંજ રહે છે.

આવા પુરુષો અપુનરાવૃત્તિને પામે છે. પુનરાવૃત્તિ એટલે દેહની અનેક નકલો. અજ્ઞાનને લીધે જીવને અનેક દેહોની આવૃત્તિ કરવી પડે છે. એક પુસ્તકને જેમ અનેક વિવિધરંગી વિવિધ કદની વિવિધ ભાષામાં આવૃત્તિ થાય-વારંવાર મુદ્રણ થાય તેમ જીવને પણ યાવત્ અજ્ઞાન અનેક વિવિધરંગી વિવિધ કદની વિવિધ જાતિમાં વિવિધ આવૃત્તિના મુદ્રણમાંથી પસાર થવું પડે છે. અપુનરાવૃત્તિ એટલે આવી આવૃત્તિનો અભાવ. અર્થાત્ જન્મમરણનો ફેરામાંથી છુટી. અર્થાત્ મોક્ષ-આ મોક્ષને તેઓ પામે છે. અર્થાત્ જ્ઞાની માણસ આરબ્ધ કર્મની સમાપ્તિ થતાં બ્રહ્મરૂપે સ્થિત થાય છે. દેહના બંધનોમાંથી મુક્ત થઇ બ્રહ્મસ્વરૂપી નિર્બંધ સ્થિતિને પામે છે. આમ જ્ઞાનનું ફળ મુક્તિ છે એમ ભગવાને અહીં સિધ્ધ કર્યું. ॥ ૧૭ ॥

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥

પંડિતો વિદ્યા અને વિનયથી સંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથ, કુતરૂં અને ચાંડાલમાં નિશ્ચય બ્રહ્મ-સમદર્શીઓ હોય છે. ॥૧૮॥

આગલા શ્લોકમાં બ્રહ્માત્મજ્ઞાની માનવનું ઉદારચરિત ભગવાને બતાવ્યું અને એની અંતે મુક્તિ બતાવી એ મુક્તિના કારણરૂપ જીવનમાં જે સમાન દૃષ્ટિ હોવી જોઇએ, તે સમદૃષ્ટિ એ જ્ઞાની આત્માના જીવનની કુંચી છે એમ બતાવતાં તેના વર્તનને વળી ભગવાન સ્પષ્ટ કરે છે કે હે અર્જુન! વિદ્યા અને વિનયથી સંપન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં અને કુતરાને કેળવણી આપનાર ચાંડાલમાં પંડિતો સમદર્શી હોય છે. પંડિતો સમદર્શી હોય છે એટલે કે સમદર્શન એ પંડિતાઈનું અનિવાર્ય લક્ષણ છે. પંડિત એટલે આત્માની યથાર્થતાને જાણનાર બ્રહ્મ મારો આત્મા-સ્વરૂપ છે એવો જ્ઞાન અનુભવ કરનાર પુરૂષ એવો પંડિત પુરૂષ સમદર્શી હોય છે. એટલે કે તેની નજરમાં સર્વત્ર સમસત્તાવાળા પરમાત્માજ વિવિધરૂપે વિહરતા હોય છે. અર્થાત્ દેહે દેહે તે એક અખંડિત પરમસત્તાનું દર્શન કરે છે. આ પરમાત્માની સત્તા ક્યાંયે ઓછી-વત્તી નથી. અણુમાં એ પરિપૂર્ણ છે અને પ્રકૃતિમાંએ પરિપૂર્ણ છે. આમ પરમાત્માની સર્વત્ર ઘન-પરિપૂર્ણ-એકરસ-અખંડ સત્તા તેવા પંડિતની દૃષ્ટિએ સમજાય છે. આથી વિદ્યા, અને વિનય સંપન્ન શ્રેષ્ઠ વર્ણવાળો બ્રાહ્મણ હોય કે પછી ગાય ગોધા જેવાં પશુ હોય કે પછી ચાંડાલ પણ હોય-પરંતુ તેને બ્રાહ્મણમાં વધારે અને ચાંડાલમાં ઓછો ઇશ્વર દેખાતો નથી. તેની નજરમાં વિષમતા પેદા થતી નથી. કેમકે બ્રાહ્મણ, ચાંડાલ, ગાય, ગોધા કે હાથી કુતરાના શરીર ભિન્ન છે. આત્મા એક છે. શરીરભેદ કર્મભેદથી જન્મે છે. અને કર્મભેદ તો જગતનું રહસ્યજ છે આ તમામ કર્મભેદજન્ય શરીરભેદમાં એક સમસત્તાશીલ પરમાત્મા અભિન્ન છે. એ પરમાત્મા સૌનું મૂળ-આદિ સ્વરૂપ છે તે આદિ સ્વરૂપનુંજ જેને નિરંતર ભાન હોય તે સમદર્શી પંડિત. અર્થાત્ આવા ઉદાર ચરિત મહાત્માની નજરે. દુન્યવી દૃષ્ટિએ તો લૌકિક ભેદ રહેશે પણ તેના અંતરમાં આ એક પરમસત્તાનાજ સદા આવિર્ભાવનું ભાન રહેશે. અર્થાત્ તે બ્રાહ્મણનું કામ કુતરાં પાસે કરાવે અને કુતરાનું કામ બ્રાહ્મણ પાસે આચરાવે એવો વાહિયાત્ અર્થ સમદર્શી શબ્દનો નથી. સમદર્શન આધ્યાત્મિક જીવનનું સોનેરી શિખર છે. એ શિખર ઉપર જનાર માણસ જીવનમાં એક પરમપ્રિય સત્તાનો સૌમાં અનુભવ કરશે. અને આ સમદર્શન વ્યવહારમાં પણ ઉતરશે. અને વ્યવહારમાં જેનું સમદર્શન એના સાચા અર્થમાં ઉતરે તેજ પરમાત્માનો લાડીલો. તેજ તેનો પરમભક્ત તેજ પરમજ્ઞાની. તેજ સર્વસ્વરૂપ છે. ॥ ૧૮ ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

જેમનું મન સમતામાં ઠર્યું છે તે પંડિતોવડે અહિંજ સંસાર જીતાયો છે કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે. તેથી તે બ્રહ્મમાં ઠરેલા છે. ॥ ૧૯ ॥

આગલા શ્લોકમાં પંડિત માણસનું અવિચાલ્ય સમદર્શીપણું બતાવ્યું. જીવનમાં મેળવવા જેવી સ્થિતિ હોય-તો તે આ સમત્વ છે. વિશ્વનાં વિવિધ-રંગી માથીઆમાં એક રંગને પૃગયેવો એકરસને ઓતપ્રોત જોવો, એ આત્મજ્ઞાનનું ઉચ્ચતમ રૂપ છે. આથી હવેના શ્લોકમાં પરમાત્મા સમદર્શીઓની જાતે સ્તુતિ કરતાં કહે છે કે, હે અર્જુન! જેઓનું મન સમતામાં દૃઢપણે સ્થિર થયું છે, તેઓએ અહિં જન્મમાં સંસારને જીત્યો છે. કેમકે આત્મરૂપી બ્રહ્મ વસ્તુ નિર્દોષ અને સમ છે. તેથી તેવાઓ બ્રહ્મમાં સ્થિત છે. અથાત્ જેમનું હૃદય બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીની તમામ વસ્તુમાં એક સરખી રીતે વ્યાપી રહેલી એવી પરમાત્માની સમસત્તામાં ઠરી ગયું છે. તેઓએ આ જન્મમાંજ જન્મમૃત્યુના ચક્રરૂપ સંસારને પરાસ્ત કરી દીધો છે. અર્થાત્ જેમને એવો હૃદયાનુભવ છે કે શરીરના અનંત ભેદોમાં પણ એકજ સમાન સત્તા વ્યાપી રહેલી છે તેઓ જન્મમરણથી પર થાય છે. અર્થાત્ પ્રાણીમાત્રમાં એકજ પરમાત્મા વસે છે અને તે પરમાત્માજ મારું અસલી સ્વરૂપ છે એવો જેને અનુભવ થાય તે સંસારવિજયી બન્યો જાણવો. સૌમાં પરમાત્માનો સદ્ભાવ છે એવો સ્થિર નિશ્ચય માણસને સર્વભૂતાત્મ-ભૂતાત્મા બનાવે છે. આવો પુરૂષ સંસારને કેવી રીતે જીતી ગયો છે? તો ભગવાન કહે છે તે માણસ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ છે. પરમાત્માના ગુણ ધર્મનો તેનામાં આવિર્ભાવ થયો છે. પરમાત્મા જાતે નિર્દોષ છે. નિર્દોષ એટલે કે રાગદ્વેષાદિ સમસ્ત સંસારદોષથી અણઓટયા. ભગવાનમાં રાગદ્વેષાદિ સંસાર દોષોનો જેમ અભાવ છે તેમ આ માનવમાં પણ સંસારના દોષો અસ્ત પામ્યા છે. અને આથી તે પરમાત્માનું સામ્ય પામ્યો છે. પરમાત્માના જેવીજ તેની સંસારમાં નિર્લેપ નિરંજન સ્થિતિ થઈ છે. વળી પરમાત્મા સમ છે એટલે કે સર્વત્ર એક રસ છે. કોઇનામાં વત્તોઓછો નથી. અણુમાત્ર પણ

વિષમ નથી. તેમ આ મહાભાગ માનવ પણ સર્વત્ર સમદર્શી છે. કિંહેજે વિષમતા એનામાં ફરકતી નથી. આમ પરમાત્માની સમતા તે પ્રાપ્ત કરતો હોવાથી પરમાત્માની માફકજ તે સંસાર–વિજયી–વીર છે! અને આજ કારણસર તે બ્રહ્મમાં સ્થિત છે એટલે કે તેને પોતાની બૃહત્સત્તામાંજ સ્થિરતા આવી જાય છે. આમ તે સદા સર્વત્ર એકરસ પરમસત્તામાં સ્થિર છે અર્થાત્ દેહગેહાદિની મર્યાદિત સત્તાથી પર થઈ અખંડ એકરસ અબાધિત સત્તાનો અનુભવ કરે છે. આમ તેવો માણસ બ્રાહ્મણથી માંડી ચાંડાલ સુધીની કોઇ પણ યોનિમાં હોવા છતાં હમેશાં સ્વરૂપમાં નિમગ્ન છે! અને સદા સ્વરૂપ નિષ્ઠામાં તો સંસારનો અસ્ત છે! ॥ ૧૯ ॥

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

સ્થિરમતિ, ઉલટા જ્ઞાન શિવાયનો બ્રહ્મને જાણનાર બ્રહ્મમાં રહેલ, પ્રિયને પ્રાપ્ત કરી પ્રસન્ન થતો નથી તથા અપ્રિયને પ્રાપ્ત કરી દુભાતો નથી. ॥ ૨૦ ॥

આવો માણસ સંસારમાં કેવી રીતે રહે છે તે સમજાવતાં ભગવાન સંસાર વિજયી વીરની રહેણી કરણી બતાવે છે કે હે અર્જુન! સ્થિરમતિવાળો, સંમોહવગરનો, બ્રહ્મને જાણનાર, બ્રહ્મમાં રહેલો એવો તે પુરૂષ પ્રિયને પ્રાપ્ત કરી પ્રફુલિત થતો નથી. અને અપ્રિયને પ્રાપ્ત કરી ઉદ્વેગ પામતો નથી. અર્થાત્ આવો માણસ પ્રિયાપ્રિયના સ્પર્શથી વિકારી થતો નથી. સુખ દુઃખનું તેણે સમીકરણ કરી લીધું હોય છે. સુખ અને દુઃખ એ મનની મોકાણ હોય છે. આત્મજ્ઞાની ઉપર મનની આવી ક્ષુદ્રવૃત્તિનો રતિમારપણ પ્રભાવ પડતો નથી. કેમકે તે જાણે છે કે સંસાર આજ ધાતુનો બનેલો છે. સંસાર જે સામગ્રીનો બનેલો છે તે સામગ્રી બીચારી બીજું શું આપી શકે! જેની પાસે જે હોય તેનું તે બીજાને દાન કરે. સંસાર પાસે સુખ દુઃખની સંપત્તિ છે. એટલે એને ત્યાં આવેલાને તે સુખ દુઃખ–પ્રિયાપ્રિય આપી શકે. પણ જે એ પ્રિયાપ્રિયથીજ પર થયાં છે તે તો સમ્રાટ બને છે. સંસાર તેની આગળ વાઘરી જેવો–મચ્છર જેવો હોય. આથી સાંસારિક પ્રિયાપ્રિય સ્પર્શે નથી તે મલકાતો નથી તે મુકાતો. આમ પ્રિયાપ્રિયને સમજપૂર્વક તે સમાન

કરીને ભોગવી લે છે. કેમકે તે સ્થિરમતિ છે. ભૂતમાત્રમાં એકજ પરમાત્માની સત્તા છે. આવી એની સ્થિર સમજ હોય છે. માટે તે પ્રિયાપ્રિયના સ્પર્શે અકળાતો નથી. વળી એ અસંમૂઢ છે. સંમોહ એટલે- દેહને અને આત્માને સેળભેળ કરી નાંખવાથી જન્મતો ઉલટો ખ્યાલ. દેહજ આત્મા છે એવો અવળચંડો મજબૂત ખ્યાલ એટલે સંમોહ. આ પુરુષ આ ખ્યાલની અજગર ચુડમાંથી મુક્ત છે. એટલે કે તે આત્મા અને અનાત્માનો પૂરો વિવેકી છે. આથી દેહ અને આત્માના સ્વરૂપ અને ધર્મોનું પરસ્પર આરોપણ કરતો નથી. પ્રિયાપ્રિય સ્પર્શ દેહધર્મો છે. આત્માના નથી. આવું જાણતો હોવાથી તે સંસાર વિજયી છે. વળી તે બ્રહ્મને જાણનારો છે. બ્રહ્મ એટલે કે પરમસત્તા. આ પરમસત્તા નિત્ય શુધ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવવાળી છે એમ તે જાણતો હોઈ ને પોતાની પણ અસલ સ્થિતિ તેજ છે એવું હૃદયથી સમજતો હોઈ ને નિર્વિકાર રહી શકે છે. બ્રહ્મને જાણતો હોવાથી તે બ્રહ્મમાંજ રહેલો છે એટલે પોતાના ઉદારભાવમાં-પોતાના મહિમામાં તે માણસ સદા પ્રતિષ્ઠિત છે. તે આત્માના ઉદાર મહિમામાં હમેશને માટે વિરાજતો હોવાથી અને આત્મા સુખસમૃદ્ધિનો સાગર હોઇને બીચારો કંગાળ સંસાર તેને કશું આપી શકતો નથી. આમ આત્મનિષ્ઠાની બલિહારી અવર્ણનીય છે. ॥ २० ॥

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

બાહ્ય સ્પર્શપ્રધાન વિષયોમાં વિરક્ત જે સુખ મનમાં પ્રાપ્ત કરે છે તેથી વિશિષ્ટ, જે બ્રહ્મયોગથી યુક્ત મનવાળો છે તે અક્ષય્ય આનંદને પ્રાપ્ત કરે છે.

વળી હે અર્જુન! પ્રિયાપ્રિયના સ્પર્શોથી જેની માનસિક સમતામાં ભંગ નથી પડતો તે માણસને અક્ષય્ય સુખ મળે છે. પોતે વિશ્વવ્યાપી છે એ ભાવ જેના મનમાં સદા સુસ્થિર છે તે માણસને બ્રહ્માનંદ-ભૂમાનંદ-પ્રાપ્ત થાય છે. એ-કેવી રીતે તે હું તને સમજાવું છું. હે અર્જુન! બાહ્ય વિષયોમાં ન ચોટેલાં મનવાળો પુરુષ મનમાં જે સુખ મેળવે છે-અનુભવે છે તેનાથી પણ વિશિષ્ટ એવું અક્ષય્ય સુખ તે બ્રહ્મયોગયુક્તાત્મા પુરુષ મેળવે છે-ભોગવે છે. અર્થાત્ બાહ્ય વિષયોમાં જે અનાસક્ત છે તેને જે આંતરિક

સુખ મળે છે તેના કરતા પણ ચઢીઆતુ સુખ બ્રહ્મયોગયુક્તાત્માને મળે છે. બાહ્ય વિષયોમા વળગણું વિનાના માણસને સુખ તો મળે છે પણ તે વિનાશી સુખ છે કેમકે તેણે આત્માને હજી જોયો નથી પરતુ જેણે આત્માને જોયો છે તેને અવિનાશી સુખ મળે છે કેમકે આત્મા અવિનાશી છે બ્રાહ્મણથી માંડી ચાડાન પર્યન્તના તમામ દેહોમા સમતાપૂર્વક વર્તી રહેના નિર્દોષ અત ર્ગતમા બ્રહ્મ છે એ નિર્દોષ અને સમસત્તાશીલ બ્રહ્મની જે સમજ તેનુ નામ બ્રહ્મયોગ એ બ્રહ્મયોગથી યુક્ત એટને એકાગ્ર છે આત્મા એટને મન જેનુ તે બ્રહ્મયોગ યુક્તાત્મા અર્થાત્ સર્વભૂતમા એકજ નિર્દોષ અને સમ આત્મા છે એવી સમજમા સદા એકાગ્રમના આવો પુરુષ બ્રહ્મના સ્વરૂપભૂત અક્ષય-અવિનાશી-અપરિણામી સદા એકરસ-અખડાનન્દનો અનુભવ કરે છે. કેમકે આત્મા-બ્રહ્મ આનદમય છે અને એ આનદમયના ખોળામા-તેના હાર્દમા તે રમેનો છે માટે હે અર્જુન! આનદની મીમાસા કરતા સમજાશે કે બ્રહ્મા નદજ અનલ્પ છે અનુત્તમ છે પ્રાપ્તવ્ય છે અને પ્રાપ્ત કરવા એકજ નિર્મળ નીતરી આત્માને લગતી સમજ જોઇએ છે ॥ ૨૧ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥

જે વિષયજન્ય ભોગો છે તે આદિ અને અન્તવાળા હોઇ દુ ખના કારણરૂપજ છે હે કુન્તીપુત્ર તે ભોગોમા પડિત રમતો નથી ॥ ૨૨ ॥

આમ બ્રહ્માનન્દની પ્રાપ્તિ એ સમદર્શનનુ પ્રત્યક્ષ ફળ છે સમજુ માણસ વિષયાનન્દમા કેમ નથી રાચતો? બ્રહ્માનન્દમાજ કેમ રાચે છે તે વાતનો ભગવાન હેતુપૂર્વક સ્ફોટ કરતા કહે છે કે હે અર્જુન! જે ભોગો વિષયજન્ય છે તે બધા દુ ખના હેતુઓજ છે, હે કુન્તીપુત્ર! તે બધા સુખવિશેષો ઉત્પત્તિ અને વિનાશવાળા છે તેઓમા પડિત માણસ રમતો નથી અર્થાત સસારના વિષયોમાથી જે સુખ જન્મે તે સુખ પરિણામે દુ ખદાયક છે કેમકે સસાર પરિણામી છે સસાર જે દ્રવ્યનો બન્યો છે તે દ્રવ્યજ પરિણામી હોઇ છેવટે દુ ખદાયક છે આમ સસારના તમામ પદાર્થો ક્ષણિક હોઇ તેમાથી ઉપજતુ સુખ પણ ક્ષણિકજ હોય અને માણસની શોધ તો નિત્ય સુખને માટે હોવી

સુખ ક્યાંક બીજેજ વસે છે. જે માણસ જીવતાં જીવન આજ જન્મમાં કામ અને ક્રોધમાંથી નીપજતા વેગને સહન કરવાને શક્તિમાન થાય છે તેજ યોગી છે તેનેજ સાચું સુખ સાંપડે છે. કામ એટલે રાગ. ક્રોધ એટલે દ્વેષ. આ રાગદ્વેષના પ્રચંડ વેગોને જીવન દરમ્યાનજ સહન કરી લેવાની માણસે તાકાત કેળવવી રહી. રોમાંચ થવા-આંખ વદન વગેરે ઉપર હર્ષતા તરી આવવી વગેરે ચિન્હો કામજન્ય-રાગજન્ય વેગના છે. મન જ્યારે રાગમય હોય છે ત્યારે શરીર મુખ આંખ વગેરે ઉપર તેની હર્ષતા તરી આવે છે. આ રાગના વિકારોને વશ કરવામાં સામર્થ્ય છે. શક્તિ છે. તે ઉપરાંત અવયવો ધ્રુજવાં, પરસેવો આવી જવો, હોઠ કરડવા, લાલલાલ આંખો થઇ આવવી વગેરે ચિન્હો ક્રોધના વેગના છે, આ રાગ અને દ્વેષનાં મથી નાખનારા વેગને-બલાત્કારે વિષયોમાં દોરી જનારા વેગને જે માણસ સહી શકે તેને સુખ મળે છે. તે યોગી થાય છે. વિવેકની દૃઢતા અને તે વિવેકપૂર્વકજ જીવનમાં આચરણ કરવાનો મરણીઓ નિશ્ચય જેનામાં હોય તેજ રાગદ્વેષના નર્મદા-વેગને સહન કરવા શક્તિમાન થાય છે. પામર પુરુષ તો બીચારો આ વેગમાં ઘસડાઇજ જાય છે. અફળાય છે. કુટાય છે. અને રાગના ઉભરામાં આસક્ત થઇ જાય છે. દ્વેષના ઉભરામાં બને છે. રાગદ્વેષનો ગુલામ થઇ તે દ્રોહી આત્માને વેચી દે છે, વિષયોમાં જાતને ખોઇ નાંખે છે. જ્યારે રાગદ્વેષજીત્ પુરુષ રાગ અને દ્વેષ ઉભયથી પર થઇ વીતરાગદ્વેષી અવસ્થામાં મહાલે છે વળી ભગવાન કહે છે કે રાગદ્વેષના પ્રચંડ વેગોને આ જન્મમાંજ વશ કરવાં જોઇએ. આવતા જન્મ સુધી રાહ જોવી એ તો અશ્રધ્ધાનું-પ્રમાદનું-આળસનું-અજ્ઞાનનું ચિન્હ છે. આમ કહી પ્રત્યેક મનુષ્યને પરમાત્મા આ જીવનમાંજ યોગ અને સુખની પ્રાપ્તિ માટે આગ્રહ રાખવા કહે છે. અને જે વાત પરમાત્મા મૂકી રહ્યા છે તેનું પરખું કરવાને માટે પણ સાધકે તૈયાર રહેવું જોઇએ. આપણી શ્રધ્ધા ટકે છે કે કેમ તે પણ અહીંજ પારખવાનું મળે છે. આમ રાગદ્વેષના વેગને સહન કરવામાં-તેને વશ કરવામાં-તે બે આખલાને નાથવામાં-સુખ છે. યોગીપણું છે. જેણે એ દુર્દમ્ય-અદાન્ત આખલાને નાથ્યા તે સંસારજીત-સંસાર વિજયી વીર છે. તેજ સાચા અર્થમાં સુખનો અધિકારી છે. ॥ ૨૩ ॥

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

જે અંતરાત્મામાં સુખવાળો છે, અંતરાત્મામાં આરામવાળો છે, તેજ પ્રમાણે નિશ્ચય અંતરાત્મામાં મનરૂપી જ્યોતિવાળો છે તે કર્મયોગી બ્રહ્મમાં હોઇ બ્રહ્મમાં લય પામે છે. ॥ ૨૪ ॥

આમ ઇન્દ્રિયોને વિષયોમાં બલાત્કારે ઘસડી જઇ જીવને પુરૂષાર્થ ભ્રષ્ટ કરતારા રાગદ્વેષો ઢીલા પડયા એટલે સ્વાભાવિક રીતેજ ઇન્દ્રિયો સહિત મન આત્માભિમુખ થાય છે. તે આત્માને વળગે છે. અને આત્મા તો આનન્દનો મહાસાગર હોવાથી તેને હવે સુખ શિવાય બીજું કશું આપવાનું નથી. આથી ઇન્દ્રિયોને વશ કરનાર–રાગદ્વેષને જીતનાર–પુરૂષને આ જીવનમા શું મળે છે તે બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન! જે પુરૂષ અંતસુખ છે. અતરારામ છે તથા જે અંતર્જ્યોતિ છે. તે યોગી પુરૂષ બ્રહ્મ બનેલો હોઇ ને બ્રહ્મમા નિર્વાણ પામે છે. અર્થાત્ જે પુરૂષ આ જીવનમાંજ અંતસુખ છે તે પુરૂષ પરમાનન્દને પ્રાપ્ત કરે છે. અતસુખ એટલે આત્મ સુખમાં સુખ માનનારો છે. અર્થાત્ દુનીઆના બહારના પદાર્થોમા જે સુખ દેખાય છે તે સુખ તે પદાર્થોનું નથી પરંતુ અતરાત્માનું અસલી સુખજ નકલી થઇને તે તે વિષયોમાં પ્રતિબિંબ બને છે એવું જાણતો હોઇને તે નકલી સુખ છોડી અસલી સુખ માણવામાં પડેલો હોય તે અંતસુખ પુરૂષ કહેવાય. તેજ મુજબ તે પુરૂષ અતરારામ છે. એટલે કે તેનો ખરો આરામ અંતરારામ છે. બાહ્ય આરામ દેનારાં સ્ત્રી, પુત્ર, પશુ વગેરે આરામના સાધનો એ સાચો આરામ આપનારાં નથી પરંતુ અંતરાત્માજ સત્યારામ છે એવો તેનો નિશ્ચય હોવાથી બાહ્ય આરામવાળો દેખાતો છતા જે અંતરાત્મામાં આરામ લેનારો છે વળી તેવો પુરૂષ આંતર્જ્યોતિવાળો હોય છે. જ્યોતિ એટલે મન. આંતર્જ્યોતિ એટલે મન નીપણ જે જ્યોતિ–મનને ઉજાળનારી' આત્માની જ્યોતિ આ આંતર્જ્યોતિના અજવાળેજ જે ચાલનારો છે તેવો પુરૂષ અર્થાત્ બાહ્ય વિષયને લગતી મનોજ્યોતિવાળો હોવા છતાં જે આંતર્જ્યોતિથી ઉજળો છે તેવો યોગી–કર્મયોગી પુરૂષ બ્રહ્મભૂત છે બ્રહ્મભૂત એટલે સર્વના અંતરાત્મારૂપ પરમાત્મામાં નિષ્ઠ સ્થિતિવાળો છે અને આવો યોગી બ્રહ્મમાં નિર્વાણ પામે છે. બ્રહ્મ એટલે પરમાત્મા–બૃહત્સત્તા નિત્ય શુધ્ધ બુદ્ધ પરમસત્તા. એ સત્તારૂપી મહાગ્નિમા આ જીવરૂપી દીપજ્યોતિ મળી જાય છે. અર્થાત્ પરમાત્માનુ જે સ્વરૂપભૂત શાશ્વત સુખ છે તે સુખમાં નિમગ્ન રહે છે તેમાંથી તેનુ પાછું ઉત્થાન થતુ

નથી. અર્થાત્ તે મુક્ત થાય છે. સરિતા જેમ સમુદ્રમાં આત્મવિલોપન કરી નાખે છે તેમ આવી જીવગંગા-પરમાત્મારૂપ મહાસાગરમાં વિલીન થઈ જાય છે. જ્યાસુધી આવી જીવનદી લોકમાં વહેતી હોય ત્યાસુધી તે આજુબાજુના ક્ષેત્રોને ફળરૂપ કરે. રમણીય કરે-તીર્થરૂપ કરે અને તે સમુદ્રસ્થાનીય પરમાત્મામાં જઈ મળે. ॥ ૨૪ ॥

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

બધાં પ્રાણીઓના સુખમાં રમતા, જીતચિત્ત, સંશયશૂન્ય, ક્ષીણપાપ, મુનિઓ (દ્રષ્ટાઓ) બ્રહ્મમાં મોક્ષ પામે છે. ॥ ૨૫ ॥

આગલા શ્લોકમાં યોગીની વ્યક્તિગત સત્તા એ બ્રહ્મરૂપી મહાસત્તામાં હોલવાઈ જાય છે – વ્યષ્ટિ જીવનરૂપી દીવો સમષ્ટિ જીવનરૂપી મહાજ્યોતિમાં ભળી જાય છે એમ ભગવાને કહ્યું. હવે એ બ્રહ્મનિર્વાણનો અધિકારી કોણ છે એ વાતને વળી સ્પષ્ટ કરતાં સાધકને માટે સાધનમાર્ગનું વર્ણન કરતાં કહે છે, કે હે અર્જુન! ક્ષીણપાપ, છેદાઈ ગયેલા દ્વૈતભાવવાળા, યતાત્મા, સર્વભૂતના હિતમાં રમનારા; ઋષિઓ બ્રહ્મનિર્વાણને પ્રાપ્ત કરે છે. અર્થાત્ જેણે બ્રહ્મનિર્વાણ પામવું હોય તેણે કેવા બનવું જોઇએ તેનો આ શ્લોકમાં ભગવાન ખ્યાલ આપે છે. ઋષિઓ બ્રહ્મનિર્વાણ પામે છે. ઋષિઓ એટલે દર્શનકારો. ઋષિ શબ્દનો દર્શન-સાચી સમજ-તત્ત્વદૃષ્ટિ એવો વ્યુત્પત્તિલભ્ય અર્થ થાય છે. **ऋषिर्दर्शनात्**-એવી યાસ્કાચાર્યે તેની વ્યુત્પત્તિ કરી છે. આથી ઋષિઓ એટલે જીવ-જગત અને જગત્પિતાને લગતી યથાર્થ સમજવાળા માનવો. આવા દ્રષ્ટાઓને બ્રહ્માનંદ મળે છે. પરંતુ માણસ એકલો ઋષિ હોય તેટલાથી બસ નથી. ઋષિ હોવા ઉપરાંત તે ક્ષીણકલ્મષ હોવો જોઇએ. કલ્મષ એટલે પાપ. અર્થાત્ તેવો દ્રષ્ટા ક્ષીણ પાપ-નિવૃત્તપાપ હોવો જોઇએ, કેમકે દ્રષ્ટા હોય તેટલા પવિત્રજ હોય એવો નિયમ નથી! પવિત્ર હોય તે દ્રષ્ટા હોય એવો તો કદાચ નિયમ હોય પણ દ્રષ્ટા હોવા માત્રથીજ મનુષ્ય પવિત્ર નથી થઈ જતો. આમ સદાચાર શિવાય એકલી પંડિતાઇ જીવન સાફલ્ય માટે બસ નથી એવો ભગવાનનો અહીં ધ્વનિ છે. આથી માણસ ઋષિ હોવા ઉપરાંત નિષ્પાપ સ્વચ્છ કર્મ આચરનાર હોવો જોઇએ. તે ઉપરાંત તે છિન્નદ્વૈધ હોવો

જોઇએ. દ્વૈધમાંત્ર એટલે સશય. અર્થાત્ છેદાયેલા સશયવાળો હોવો રહ્યો. જેના સશયો જીવતા હોય-લીલા હોય તેની બુદ્ધિ નીતરી ન હોય તેનુ દર્શન સુસ્પષ્ટ હોઈ શકેજ નહીં કેમકે સશય તો બુદ્ધિનો મહામેલ છે. આથી ઋષિનું દર્શન નિ.સંશય હોવું જોઇએ. તે ઉપરાંત તે યતાત્મા એટલે સ્વાધીન મનવાળો હોવો જોઇએ. સ્વાધીન મન શિવાયનો માણુસ જો પરમાત્માને પામે તો પછી ખૂંટ બહેરો પણ મધુર-રવ સંગીત સાંભળી શકે! અને આવો ઋષિ સર્વભૂતના સુખમાં રમનારો હોવો જોઇએ. અર્થાત્ આવો પુરૂષ નિ સ્વાર્થભાવે પ્રાણીમાત્રના પ્રિયમા નિરત-રમનારો હોવો જોઇએ. દુઃખી દુનિયાનાં દુઃખો અને સુખોનો તે સહાનુભવી હોવો જોઇએ. આમ દર્શન હોવા ઉપરાંત બ્રહ્મનિર્વાણ પામવાને માટે કંઈ લાયકાત જોઇએ તેનો ભગવાને સ્વમુખે જીવ જાતના ઉપર દયાને લઇને ઉલ્લેખ કર્યો છે. આથી સાધક પુરૂષે તો આ વિશેષણોને પોતાના જીવનમાં ફલિત કરવાને માટે પ્રયત્નશીલ રહેવું જોઇએ ઉપાય જો સધાય તો પછી ઉપાયથી મેળવવા યોગ્ય-ઉપેય બ્રહ્મનિર્વાણ તે તો હસ્તામલક હોય છે. આથી મનુષ્યે ઉપાયરત બનવું જોઇએ. આવો ગૂઢાશય અહીં પરમાત્માનો છે. ॥ ૨૫ ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

રાગદ્વેષરહિત, જીતાત્મા, જાણ્યો છે આત્મા જેમણે એવા, કર્મયોગીઓની સન્મુખ, મોક્ષ રાત્રિંદિવા હાથ જોડી હાજર રહે છે ॥ ૨૬ ॥

હવે બ્રહ્મનિર્વાણની પ્રાપ્તિમાં અતરાયરૂપ કોણ છે તે બતાવતાં તે અતરાયો જેના મટ્યા તેને માટે બ્રહ્મનિર્વાણ છે તો ચોમેર બધ્ધાંજલિ ખડું હોય છે એમ કહેતાં ઉપેય તો મળવુ બહું સહેલું છે પરંતુ ઉપાયનિષ્ઠા મુશ્કેલ છે એમ બતાવતાં ઉપાયનિષ્ઠામાં નિરત રહેવા ઉપદેશતાં કહે છે કે હે અર્જુન!' કામક્રોધરહિત, સ્વાધીન શરીરેન્દ્રિયમના, વિદિતાત્મા અને કર્મયોગમાં પ્રયત્નશીલ મનુષ્યોને માટે તો બ્રહ્મનિર્વાણ સમુખ રાતદિવસ હાથ જોડીને ઉભેલું રહે છે. અર્થાત્ હે અર્જુન! બ્રહ્મનિર્વાણ તો ખીચાર રાત-

દિવસ માણસની સમક્ષ હાથ જોડીને ખડું રહેલું છે. પણ તેની વચ્ચે જે નડતર છે તે નડતરો દૂર થવી યોગ્ય છે. અને નડતરમાં મુખ્ય કામ અને ક્રોધ છે. શરીર ઇન્દ્રિય મનની પરવશતા છે. આત્માનુ અજ્ઞાન છે. કર્મયોગમાં પ્રમાદ છે. આ દોષોને જે હાંકી કાઢે તે માણસ પોતાની નજર સામે બ્રહ્મનિર્વાણ-બ્રહ્માનન્દ-મોક્ષ ઉભેલું જુવે છે. આથી રાગદ્વેષની ચુડમાંથી મુક્ત બનવા શરીર, ઇન્દ્રિય, મન ઉપર કાબુ મેળવવા આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવા અને કર્મયોગમાં સંયુક્ત રહેવા મનુષ્યે પ્રયત્ન કરવો રહ્યો જે આવા પ્રયત્નોમાં મશગૂલ છે તેને બ્રહ્મનિર્વાણ એ સુપ્રાપ્ય છે. સુલભ છે. તેને જાત અનુભવ થશે કે હું મુક્તજ છું. બંધન એ કલ્પના હતી. ॥ ૨૬ ॥

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

નિવૃત્ત થયેલ ઇચ્છા ત્રય અને ક્રોધવાળો, સ્વાધીન ઇન્દ્રિયો મન અને બુદ્ધિવાળો, પ્રાણીમાત્રના દુઃખ ફેડવામાં તત્પર, જે મુનિ, બહારના વિષયોને બહાર રાખી, તથા આંખને નિશ્ચય બન્ને ભ્રમરોની વચમાં રાખી, નસ્કોરાની અંદર ચાલતા ઉચ્છવાસ નિશ્વાસને સરખો રાખી કર્મમાં પ્રવર્તે છે તે હંમેશાં મુક્તજ છે. ॥ ૨૭-૨૮ ॥

આત્માને જાણનાર, કામક્રોધરહિત, સ્વાધીનાત્મા, કર્મણ્ય પુરૂષ બ્રહ્માનન્દને અનુભવે છે તો એવા મનુષ્યનું હવે ભગવાન રેખાચિત્ર આપણી સમક્ષ દોરે છે. આવો પુરૂષ જીવનમા કેવી રીતે વર્તે છે તે બતાવતાં બે શ્લોકમાં ભગવાન કહે છે કે હે અર્જુન! બાહ્ય વિષયોને બહાર કરી અને આંખને બે ભવાની વચમાં રાખી, નાસિકામાં સંચરતા પ્રાણ અપાનની ગતિને સરખી કરી, સ્વાધીન ઇન્દ્રિયમન અને બુધ્ધિવાળો, મનનશીલ, પ્રાણીમાત્રના દુઃખોને દૂર કરવામાં તત્પર, રાગદ્વેષ અને ભય શૂન્ય જે માનવ છે તે સદા

મુક્તજ છે. અર્થાત્ સદા મુક્ત પુરુષ કોણ છે તેની ભગવાન અહીં વ્યાખ્યા આપે છે. એ વ્યાખ્યાને આપણે આપણા ઉપર અજમાવી જોઇએ તો ખબર પડશે કે ભગવાન મુક્તની જે વ્યાખ્યા આપે છે તે આપણા જીવનમાં સિદ્ધ છે કે નહીં. આ વ્યાખ્યામાં પહેલું સૂત્ર છે કે બાહ્ય વિષયોને બહાર કરવા. બાહ્ય વિષયો એટલે શુભાશુભ-પ્રિયાપ્રિય શબ્દ સ્પર્શ વગેરે ઇન્દ્રિય ગ્રાહ્ય વિષયો. તેમને બહાર કરવા એટલે કે અંદર મનમાં ન જવા દેવા. મનમાં તેમની છાપ-સસ્કાર ન સઘરવા અર્થાત્ કાન વગેરે ઇન્દ્રિયોથી તેમને વિષય-રૂપ ન કરવા. અર્થાત્ વિષયોના નિરંતર સ્પર્શ છતાં તેમના સ્પર્શે મનને અવિચલ રાખવુ-પક્ષપાતી ન કરવુ. જ્યાંસુધી માણુસ જીવે છે ત્યાંસુધી વિષયોનો સ્પર્શ અનિવાર્ય છે. આ સ્પર્શને અસ્પર્શ કરી નાંખવો એટલે કે તેમના રંગોથી ન રંગાવું. અર્થાત્ મન ઉપર બહારના વિષયોનો પ્રભાવ ન પડે એવી રીતે મનને કેળવવું. આ મુક્ત પુરૂષનું પહેલુ લક્ષણ છે. તે ઉપ-રાંત તે પોતાની આંખોને ભ્રવાની વચ્ચે રાખે. એટલે કે આમ તેમ જોવાનું મૂકી દે. આમ તેમ જોવું એટલે કે દુનિઆના રંગોના ઉપર નવરા થઇને તરગ કર્યા કરવા-શેખચલ્લી બનવું. શેખચલ્લી બનવું એ ગાંડપણુ છે. આથી આવો મુક્ત પુરુષ તો દુનીઆના રંગરાગને જોવા પોતાની નજર પણ ફેરવતો નથી. તેની પાસે સ્વકર્તવ્યનો એક અભંગ માર્ગ પડયો છે. તેની પાંમે જગત્ કાજી થવાનો સમય નથી-ફુરસદ નથી. ઇચ્છિા નથી. આથી આમતેમ નજર ન રાખતાં તેવો માણુસ પોતાના કર્તવ્ય ઉપર સીધી નજર રાખી ચાલ્યો જાય છે. આનું નામ ભ્રવાની વચ્ચે આંખ રાખવી એ છે. તે ઉપરાંત એવો પુરૂષ શ્વાસોચ્છ્વાસની ગતિને સરખી રાખે છે. એટલે કે શ્વાસઉચ્છ્વાસની જે સ્વાભાવિક ગતિ છે તે સ્વાભાવિક ગતિએ તેમને વહેવા દે છે. તેનો આ સ્વાભાવિક પ્રાણાયામ છે. શ્વાસને તે લંબાવતો નથી. ,નથી તો ટુંકાવતો ઉચ્છ્વાસને તે લંબાવતો કે ટુંકાવતો નથી. પોતાના કર્તવ્યની અંદર તે એટલો તો લીન છે કે પોતે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરી રહ્યો છે એનું પણુ એને ધ્યાન નથી! એની એ ક્રિયા સ્વાભાવિકપણે વિના પ્રયત્ને મધ્યમ ગતિથી ચાલતી જાય છે. અર્થાત્ કર્તવ્યકર્મમાં સંલગ્ન હોવાથી સ્વાભાવિક રીતે શ્વાસો-ચ્છ્વાસની ક્રિયા કરનાર માણુસની નીરોગિતા સચવાઈ રહે છે. અર્થાત્ નીરોગી પુરુષ. આવા માણુસનું બીજું લક્ષણુ છે યતેન્દ્રિયમનોબુધ્ધિ અર્થાત્ સ્વાધીન-ઇન્દ્રિયોવાળો સ્વાધીન-મનવાળો સ્વાધીન મતિવાળો અર્થાત તેની

ઇન્દ્રિયો મન અને બુધ્ધિ ઉપર આત્માની સત્તા ચાલે છે. ઇન્દ્રિયાદિની સત્તામા તેનો આત્મા નથી. એટલે આત્મબળે જેણે ઇન્દ્રિય વગેરેને નાથ્યાં છે-તેમની લગામ જેના હાથમાં છે, એવો સ્વનામધન્યપુરુષ. આવો માણસ મુક્તજ છે તે ઉપરાંત તે ઇચ્છા ભય અને ક્રોધ જેનામાંથી ચાલી ગયાં છે એવો અર્થાત્ રાગદ્વેષ અને ભયથી જે મુક્ત છે. આત્મદષ્ટા હોવાથી તેનામાં રાગાદિ કરમાઈ ગયાં છે. ક્ષીણબળ થયાં છે. નષ્ટપ્રભાવ બની જાય છે. આમ જે રાગરહિત છે અને તેથીજ ક્રોધમુક્ત છે અને એજ કારણે જે ભય શૂન્ય છે એવો પુરુષ-એવો વીતરાગ મહાત્મા મુક્ત છે. અને આવા વિશેષણવાળો પુરુષ મુનિ છે, મુનિ એટલે યથાર્થ મનન કરનાર. જીવન વિષે જેણે સત્ય વિચાર કર્યો છે, એવો મનનશીલ પુરુષ. આવા પુરુષનું જીવનવ્રત કેવું હોય છે? તેવો માણસ મોક્ષપરાયણ હોય છે. પોતાની મુક્તિ તો તેને સિધ્ધજ છે. એટલે હવે તે દુનીઆના દુઃખી જીવોના મોક્ષ માટે તત્પર રહેલ હોય છે. અર્થાત્ તેવો પુરુષ હવે જે વ્રત લઈ બેસે છે તે પ્રાણીમાત્રના મોક્ષને માટે અર્થાત્ જીવ જાતના દુઃખો જોઇ તે દુઃખને દૂર કરવાની ચેષ્ટામાં સતત સલગ્ન હોય છે. અર્થાત્ તે કરૂણામૂર્તિ છે. દયાનો દરિઓ છે. આવો સર્વભૂતદુઃખ હરણ તત્પર પુરુષ હમેશાં મુક્તજ છે. એને માટે મુક્તિ મેળવવા જેવી ચીજ નથી. મુક્તિ એને આવીને મળે છે. ખુબી તો એ છે કે હવે તે મુક્તિને પણ સ્વીકારતો નથી. કેમકે મુક્તિમાંએ શું રાખ્યું છે! નથી તે મુક્તિ ઇચ્છતો. નથી તે જીવન ઇચ્છતો. તેને કશી ઇચ્છા નથી. ઇચ્છા છેજ તો તે દુનીઆના દુઃખોને દૂર કરવાની. આમ મુક્ત પુરુષ હરિનો જન છે. અને તેથી ભક્તવાણીમાં કહીએ તો તે હવે મુક્તિ ન માગે. જન્મોજન્મ અવતારજ માગે. અને મઝા એ છે કે એ મુક્તિ નથી માંગતો છતાં તેની આગળ મફ્ફટ થઇને મુક્તિ "મને રાખો" "મને કબુલો-મને સ્વીકારો" એમ કાલાવાલા કરતી, છાયા જેમ કાયાની પાછળ તેમ તેવા હરિજન પાછળ ભમે છે! અહો! મુક્તાત્માનું ઉદાર ચરિત્ર? ॥ ૨૭-૨૮ ॥

> भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
> सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

યજ્ઞ અને તપના પાલન કરનાર, સર્વલોકના મહેશ્વર, બધાં પ્રાણીઓના સુહૃદ એમ મ્હને જાણી કર્મ કરતો શાન્તિ પામે છે ॥ ૨૯ ॥

આમ ભવ્ય પુરૂષનું જીવનદર્શન ભગવાને બતાવ્યુ. તેની સ્વાભાવિક મુક્તિ પણ દર્શાવી પણ એક પ્રશ્ન બાકી રહ્યો અને તે એ કે અહીં તો મુક્ત છે પણ આગળ કોઈ વખત એને બન્ધન આવે કે નહિ? આનો જવાબ આપતા ભગવાન આત્યન્તિક શાન્તિનો બોધપાઠ આપતા કહે છે કે હે અર્જુન! યજ્ઞ અને તપના ભોક્તા, સર્વલોકના મહાન ઈશ્વર અને પ્રાણીમાત્રના સુહૃદ એવા મને જાણીને તે શાન્તિ પામે છે અર્થાત્ એવો પુરૂષ આત્યતિક મુક્તિ પામે છે કેમકે તેના યજ્ઞ–યજ્ઞકર્મો–નિસ્વાર્થ કર્મો અને તેનુ તપ અર્થાત્ એવા પુરૂષના જીવનમાં જે યજ્ઞમય ભાવનાથી થયેલ યજ્ઞ અને તપકર્મ તેનો ભોક્તા–તે મને જાણે છે ઇશ્વરજ તમામ યજ્ઞ અને તમામ તપનો ભોક્તા છે એવુ તે જાણે છે ભુજ્ ધાતુ પાલન અને આહારના અર્થમા છે. તે પુરૂષ જાણે છે કે પરમાત્માજ મારા તમામ યજ્ઞકર્મ અને તપ કર્મનો આહાર કરી જાય છે એટલે મારે માટે આહાર કરવાનુ કશુ બાકી નથી અર્થાત્ તે કર્મો પરમાત્માને સમર્પિત હોવાથી તેના ફળ તેને ભોગવવાના નથી આથી તે મુક્તજ છે આગળ તેને માટે બન્ધન નથી તે ઉપરાત તે પરમાત્માને તે સર્વલોક મહેશ્વર જાણે છે. એટલે પ્રાણીમાત્રના મહાન ઈશ્વરને તે ઓળખે છે. એટલે કે પોતાના ઉપર પરમપિતાની સપૂર્ણ સત્તા છે એવુ તે અનુભવે છે અને પરમપિતાની સપૂર્ણ સત્તા જેણે સમગ્રભાવે સ્વીકારી તે પરમાત્માને અધીન થઇ જાય છે અને જે પરમાત્માને અધીન તેને બન્ધન કેવુ? વળી તેવો પુરૂષ જાણે છે કે પરમાત્મા એ પ્રાણીમાત્રના સુહૃદ્ છે સુહૃદ્ એટલે કે સામા ઉપકારની આશા રાખ્યા શિવાય, ઉપકારની પરપરા કરનાર મિત્ર અર્થાત્ તે પુરૂષ પરમપિતા–પરમાત્માને પોતાનો પરમ મિત્ર તરીકે ઓળખે છે આથી તે કદી પરમ મિત્રથી વિખૂટો પડતો નથી અને સુહૃદ્ હોય તે મિત્રનુ તો ભલુજ કરે તેનુ બૂરૂ તેનાથી થાયજ નહિ અને તેમાયે પરમાત્મા જ્યારે સુહૃદ્ છે તો પછી તેમનાદ્વારા તો બૂરાની કલ્પનાજ કયાથી? આમ પરમ મિત્ર તારક હોવાથી, તેને બંધન નથી આમ જે પરમાત્માને યજ્ઞ અને તપના ભોક્તા જાણે છે, તેને સર્વ લોકના સરમુખત્યાર જાણે છે, તેને પરમ ઉપકારક મિત્ર તરીકે ઓળખે છે તે પુરૂષ શાન્તિ પામે છે અર્થાત્ મુક્તિ પામે છે. તેનો પુનર્જન્મ નથી. સંસાર તેને માટે શમી જાય છે. ॥ ૨૯ ॥

॥ इति पञ्चमोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

॥ देवं नन्दनन्दनम् वंदे ॐ ॥

श्री भगवानुवाच : શ્રી ભગવાન બોલ્યાઃ-

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च, न निरग्निर्नचाक्रियः ॥ १ ॥

કર્મના ફલને ન અવલંબતાં, જે, મારે કર્મ કરવું જોઈએ એ બુદ્ધિથી કર્મ કરે છે તે સંન્યાસી છે અને તે યોગી છે. નહિ કે નિરગ્નિ અને નહિ કે અક્રિય. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં ભગવાને કર્મસન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે એમ સ્વમુખે સિધ્ધ કર્યું. સન્યાસ અને યોગ એ વસ્તુતઃ ભિન્નજ નથી. ગમે તે માર્ગમાં નિરપવાદ નિષ્ઠા હોવી એ મહત્વનું છે. બાકી ફલદશાએ માર્ગભેદ નથી. આચરણ દશાએ સરળતા અને સ્વાભાવિકતાની દૃષ્ટિથી કર્મયોગ શ્રેષ્ઠ છે અર્થાત્ કર્મયોગ એ જીવનમા ઉન્નતિને માટે સ્વાભાવિક સાધન છે. અને કર્મયોગ એજ સાચો સન્યાસ છે. કેમકે સંન્યાસ વસ્ત્રમાં નથી-ચિન્હોમાં નથી-નામમાત્રમાં નથી-રાગદ્વેષના ત્યાગમાં સન્યાસ છે. રાગદ્વેષનો ત્યાગ જેનાથી થયો તે સન્યાસનાં બાહ્ય ચિન્હો ન ધારણ કરે તોપણ સંન્યાસીજ છે, આમ કર્મયોગ અને સંન્યાસ એ બનેને આંતરસમજ સાથે સંબધ છે. એ બને નિષ્ઠામા ભેદ-બુધ્ધિ બાળકની હોય આથી કર્મયોગને ભગવાને શ્રેષ્ઠ બતાવ્યો આ કર્મ-

યોગને જીવનમાં કેવી રીતે સાધવો એ એક કોયડો છે. કર્મયોગમાં આત્મ દર્શન મુખ્ય છે આ આત્મા ખૂબ બારીક-સૂક્ષ્મતમ વસ્તુ છે. એ સૂક્ષ્મતમ આત્માના દર્શનને માટે ચિત્તની એકાગ્ર અવસ્થાની જરૂર છે. જ્યાંસુધી મન વિક્ષેપ અને આવરણોથી જકડાયેલું છે, ત્યાંસુધી આત્માના યથાર્થદર્શન થતાં નથી. આત્માના યથાર્થદર્શન શિવાય સાચો કર્મયોગ આવતો નથી. અને સાચા કર્મયોગ શિવાય જીવનસિદ્ધિ નથી. આથી કર્મયોગના પાયારૂપ આત્મ સાક્ષાત્કાર કરાવનારે હૃદયની-ચિત્તની એકાગ્ર અને નિરૂધ્ધ અવસ્થા પ્રાપ્ત કરવી રહી. આ અવસ્થા યોગપ્રાપ્ય છે. આથી કર્મયોગને જીવનમા સસિધ્ધ કરી દેવા માટે ચિત્તની અબાધિત સદોદિત એકાગ્રતા અને તે એકાગ્રતાનીજ અવધિરૂપ નિરોધ ઉપદેશવો રહ્યો. આ યોગ એ જીવનસિદ્ધિનુ એકમાત્ર સાધન છે. આથી આ અધ્યાયમાં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ, યોગનુ શાસન કરે છે. આ શાસન કલ્યાણકારી છે હૃદયની નિર્મલતા સાધનાર છે આમ કર્મયોગને માટે અનિવાર્ય જે આત્મદર્શન એ આત્મદર્શનનાં એક સાધનરૂપ ચિત્તની એકાગ્રતાનુ વિધાન સમજાવતા ભગવાન કહે છે-હે અર્જુના સાચો સન્યાસી કોણ છે-સાચો યોગી કોણ છે તે હું તને કહું છુ તે સાભળ જે મહાભાગ માનવ કર્મફલનો આશ્રિત ન હોઇને કરવા યોગ્ય કર્મને કરે છે તે સંન્યાસી છે. તે યોગી છે. અગ્નિ વગરનો કે નિષ્ક્રિય માણસ સન્યાસી છે, યોગી છે, એ વાત ગલત છે.

અર્થાત્ જે મનુષ્ય કર્મફલનો અનાશ્રિત છે અને તે ઉપરાત કાર્ય કર્મનો કરનાર છે તે યોગી છે. છે. કર્મફલ એટલે સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય, સ્વર્ગ વગેરેરૂપ ફળ પ્રાણીને આ દુનીઆની વસ્તુઓ કર્મના ફળરૂપે મળે છે. જે માણુસ અમુક કર્મથી મને અમુક ફળ મળો એવી ઇચ્છા કરે છે તે કર્મફળનો આશ્રિત છે આશ્રિત માણસ ભીખારી છે. તેનામાં સ્વમાન નથી. તે દીન છે, નિસ્તેજ છે. આત્મા વગરનો મનુષ્ય દીન બને છે, કૃપણુ બને છે, પરંતુ જે માણુસ કર્મનુ ફળ તો મળવાનુંજ કેમકે તે મળ્યા શિવાય રહી શકતુ નથી એમ સમજી કર્મફળની પ્રાપ્તિ માટે જપ્પ ન મારતા સમજપૂર્વક કર્તવ્ય કર્મમાં વિધિપૂર્વક નિરંતર નિમગ્ન રહે છે તે માણુસ વલખાં નથી મારતો તે દીન નથી બનતો. તે હતૌજસ્ નથી થતો. તે નિર્બલાત્મા નથી થતો. તે તો સમજે છે કે આ કર્મભૂમિ છે કર્મ કરવા એ મારો ધર્મ છે.

કર્મ કરવામાંજ મારી કુશળતા છે કર્મનું ફળ એ મારા હાથની વાતજ નથી જે મારા ક્ષેત્રમા આવતુંજ નથી તેની ચિંતા કરવી-તેની કલ્પના કરવી એ ચોરી છે આ નાહક પોતાના અધિકાર ઉપર તરાપ મારવાની જૂઠી-ઍરી-ખોરી દાનત છે કર્મ કરવા એ મારા હાથની વાત છે ફળ આપવું એ ઇશ્વરના હાથની વાત છે અને ઇશ્વર કોઇનું ઋણ રાખતા નથી ભલા! પ્રામાણિક માણસ કોઇના ઋણમા રહેવા નથી ઇચ્છતું તો પછી અખિલ બ્રહ્માંડ નિયન્તા-વિશ્વતંત્રી પરમાત્મા તો કેમ કોઇના ઋણમા રહે? આથી આવો માનવ જાણે છે કે જો હું વિધિપૂર્વક કર્મ કરીશ તો તેનું ફળ તો મળવાનુંજ આવી માણસની નિષ્ઠા હોવાથી તેવો માણસ કર્મફળ માટે વલખા ન મારતા કર્તવ્યપરાયણતાજ કેળવે છે એક પળ પણ તે કર્મફળ ઉપર વિચાર કરવા માટે પણ થોભતો નથી આવો ફળસન્યાસી માણસ સન્યાસી છે તેવો માણસ ભગવાનને ઇષ્ટ યોગી છે જે નિરગ્નિ છે, જે અક્રિય છે, તે સન્યાસી છે એવું નથી નિરગ્નિ એટલે અગ્નિ વગરનો અસલ ઘરે ઘરે અગ્નિહોત્ર હતા આથી અગ્નિ શબ્દથી અહીં અગ્નિસાધ્ય પંચમહાયજ્ઞ નામના કર્મો સમજવા અક્રિય એટલે ક્રિયા વગરનો ક્રિયા શબ્દથી અહીં પંચ મહાયજ્ઞને સિધ્ધ કરવાના સાધનરૂપ કર્મો સમજવા અર્થાત્ પોતાના વર્ણ અને આશ્રમના કર્મોને છોડી દેનાર માણસ સન્યાસી નથી જે કર્મો અવશ્ય કરવા જોઇએ તે કર્મોને છોડી દેનાર માનવ જીવનરહસ્ય નથી સમજ્યો એવો ભગવાનનો આશય અહીં છે ॥ ૧ ॥

> यं सन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव।
> न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

હે પાંડુપુત્ર! જેને સન્યાસ એમ કહે છે તેને તું કર્મયોગ જાણ કેમકે ફલાભિસન્ધિ જેણે નથી તજી એવો કોઇપણ કર્મયોગી થતો નથી ॥ ૨ ॥

આગલા શ્લોકમા મનુષ્ય હોઇને મારે કર્તવ્ય કર્મ કરવું જોઇએ ફળાનુસંધાન છોડવું જોઇએ કેમકે ફળાનુસંધાન સિવાય કર્મ કરવું એ જીવનનો નિયમ છે આવો કર્મયોગી પુરૂષજ યોગી છે તેજ સન્યાસી છે એમ ભગવાને કહ્યું હવે સન્યાસી અને યોગી એકજ કેવી રીતે છે તે બતાવતા

સન્યાસ અને કર્મયોગનો મૂળ પાયો એકજ છે એમ બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન! પંડિતો જેને સન્યાસ કહે છે તેને તું યોગ જાણ કેમકે જેણે ફળને લગતો સંકલ્પ તજ્યો નથી તેવો કોઈપણ યોગી થઈ શકતો નથી અર્થાત્ સન્યાસનો જે મૂળ અર્થ છે તેજ અર્થ છે યોગનો સન્યાસ શબ્દ જે અર્થનો વાચક છે તેજ અર્થનો વાચક યોગ શબ્દ પણ છે કેમકે સન્યાસ અને યોગની વચ્ચે ગાઢ સબંધ છે જે સન્યાસી નથી તે યોગી નથી સન્યાસી એટલે કર્મના ફળનું અનુસંધાન ન કરનાર પુરુષ જે ફળાનુસંધાન નથી કરતો તેજ યોગી છે આમ સન્યાસ અને કર્મયોગ બન્નેમા ભેદ નથી બંનેમા મૂળ પાયો એકજ છે અને તે ફળ ત્યાગનો સન્યાસી એટલે કર્મનો સમૂળો સ્વરૂપે ત્યાગ કરનાર નહીં પણ કર્તવ્ય કર્મને વિધિપૂર્વક કરી તેના ફળનો ત્યાગ કરનાર અને કર્મયોગ પણ આજ વાતને કહે છે કર્મયોગમા પણ કર્મ તો કરવાનાજ પણ ફળનું વળગણ તજવાનું છે આમ સન્યાસ અને યોગ મૂળમા એકજ સિધ્ધાન્ત છે કર્મોનો સ્વરૂપે ત્યાગ ગીતાજીને ભાવતોજ નથી! કેમકે સ્વરૂપે સંપૂર્ણ કર્મોનો ત્યાગ એ કેવળ કલ્પના છે થોડાનો ત્યાગ અને થોડાનો સ્વીકાર ત્યાગ નથી એના કરતા તો કર્મ કરી કર્મનું કર્મપણુંજ મારવું એ ઉચિત છે આમ સંન્યાસ અને યોગને બાળકો ભિન્ન માને છે પંડિત નહિ આ વિષયમા કહેવા જેવું બધું વારવાર સર્વત્ર કહેવામા આવ્યુંજ છે એટલે વિસ્તાર અનાવશ્યક છે ॥ ૨ ॥

> आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
> योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

કર્મયોગ ઉપર આરૂઢ થવાને ઇચ્છતા મુનિને માટે કર્મ એ કારણ છે એમ કહેવાય છે અને તેજ કર્મયોગ ઉપર આરૂઢને માટે, લોકસંગ્રહનું દર્શન એ કર્મ કરવામા કારણજ એમ કહેવાય છે ॥ ૩ ॥

આગલા શ્લોકમાં ફળસન્યાસ શિવાય યોગ હોઇ શકતો નથી, કેમકે સન્યાસ એટલેજ યોગ છે એમ પરમાત્માએ કહ્યું પ્રશ્ન એ છે કે જે માણસને કર્મયોગી થવું હોય તે તો કર્મ કરે પરંતુ જે પૂર્ણ કર્મયોગી થઇ ગયો છે

તેને કર્મ કરવાની આવશ્યકતા નથી. તો તે શાને માટે કર્મ કરે? તેવા માણસને કર્મ કરવા માટે કશું પ્રયોજનજ નથી. આથી તેવો પુરૂષ કર્મ ત્યજે તો શું ખોટું ? આ પ્રશ્નનાં ઉત્તરમાં ભગવાન હવે કર્મયોગી થવા ઇચ્છનારે અને કર્મયોગ ઉપર આરૂઢ થયેલા પુરૂષે-બન્નેએ કર્મ કરવાં જોઇએ એ વાતને ઘણી વધારે સ્પષ્ટતાથી કહે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! યોગના પર આરૂઢ થવાની ઇચ્છાવાળા મુનિને માટે કર્મ એ કારણ છે અને તેજ કર્મ-યોગારૂઢને માટે શમ એ કારણ છે. આ શ્લોક ફૂટ શ્લોકોમાંનો એક છે. ભગવાન શું કહેવા માગે છે તે આપણે વિચારીએ. ભગવાન કહે છે કે યોગના ઉપર આરૂઢ થવા ઇચ્છનાર મુનિ માણસે કર્મ કરવું જોઇએ. અર્થાત્ માણસ કર્મયોગી થવા ઇચ્છનાર હોય તે ઉપરાંત મુનિ હોવો જોઇએ. હું કર્મયોગ સંપાદન કરૂં એવી તીવ્ર ઇચ્છા માણસનામાં કયારે થાય? જ્યારે તેને કર્મ-યોગજ જીવનમાં આચરણીય લાગે ત્યારે. આમ કર્મયોગનું રહસ્ય જેને હૃદયગત થાય તેને કર્મયોગારૂઢ થવાની ઇચ્છા થાય એ ઇચ્છા દૃઢ થાય મુનિ થવાથી.

મુનિ એટલે મનનશીલ વિચારમય જીવન ગાળનાર માણસ. જેમ જેમ, માણસ મનન કરતો થાય તેમ તેમ તેને કર્મયોગને જીવનમાં વણી દેવાની તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ ઇચ્છા થાય છે. આમ જ્યારે ઇચ્છા દૃઢ થાય ત્યારે માણસ કર્મયોગના કારણરૂપ નિષ્કામભાવે વિહિત કર્મોને કરતો થાય. જેમ જેમ વિહિત કર્મોને તે વિધિપૂર્વક નિઃસ્વાર્થભાવે આચરે તેમ તેમ તેની હૃદયશુદ્ધિ થતી જાય. અને આ હૃદયશુદ્ધિ છેવટે કર્મયોગની ઉચ્ચ કોટિ ઉપર તેને લઇ જાય છે. નિષ્કામભાવે કર્મ કરવાનો જેનો સ્વભાવ થઈ પડે-જેમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા માણસનામાં કુદરતી રીતે થયા કરે છે તેમ જેનાં જીવનમાં કર્મયોગ શ્વાસોચ્છ્વાસ જેવો-સહજ સ્વભાવ રૂઢ-અનાયાસ-તેના સ્વાભાવિક ધર્મ જેવો થઈ પડે છે તે માણસ પૂર્ણ કર્મયોગી બને છે. અર્થાત્ જ્યારે માણસનામાં હૃદયશુદ્ધિના બળે સ્વાર્થનો સદંતર નાશ થઇ જાય છે, જ્યારે 'અહંમમ' ની પૂરી બાદબાકી થઈ જાય અને સર્વમાં સંપૂર્ણ આત્મભાવ પ્રકટે-સૌને ઐક્ય-ભાવ ન રહે. એવી કોઈ અલૌકિક-અનુપમ-સ્વાનુભવગમ્ય ઇશ્વરાનુગ્રહમયી-અવસ્થાને પ્રાપ્ત થાય ત્યારે જીવનમાં પરિપૂર્ણ કર્મયોગ વિકસે છે આમ કર્મ નિષ્કામભાવે કર્મ એ પરિણામે યોગારૂઢ થવામાં કારણભૂત બને છે. આથી અત્યારે જે કર્મયોગી નથી છતાં જે કર્મયોગી થવા ચાહે છે તેના વિચાર પૂર્વક જીવનમાં વર્તવાની ઇચ્છાવાળા માણસો પ્રયોગવીર થવા તત્પર થઈ,

કર્મને બને તેટલા નિષ્કામભાવે કરવાની શરૂઆત કરી દેવી જોઇએ. પછી તો યોગજ યોગનો ઉપાધ્યાય-શિક્ષક બને છે. આનો શરૂઆત કરવાની-પ્રયોગ અજમાવીને જાતે પરિણામ અનુભવાની વાત છે. આ વાદવિવાદનો વિષયજ નથી-પ્રયોગનો-કર અને જો-નો વિષય છે. આમ ધીરે ધીરે કરતાં જે ધન્ય પુરુષ કર્મયોગના ઉચ્ચતમ શિખરે પહોંચી ગયો છે-અર્થાત્ જે યોગારૂઢ થઈ ચૂકયો છે. તેને માટે તો કર્મ કરવામાં એક જબરદસ્ત કારણ છે. એક તો હવે તેનુ જીવનજ પરાર્થ છે. વિભુણ જેમ પરાર્થે છે તેમ તે પુરુષનુ જીવનજ પરોપકારી છે. સ્વાર્થની માત્રા ઘસાયેલી છે. બધામાંજ તેને સ્વ દેખાય છે. એટલે બધાનું હિત આચરવું એ તેનો સ્વભાવ થઇ પડે છે. પૂર્ણ કર્મયોગી મનુષ્ય સર્વભૂતના આત્મારૂપ છે. આથી કર્મ યોગી થવા પહેલાં તે પુરુષ કર્મયોગી થવા માટે નિષ્કામભાવે કર્મ કરતો હતો. હવે તો તે સ્થિર ભૂમિકાને પહોંચી ગયો છે એટલે પ્રકાશદાન જેમ સૂર્યનો સ્વભાવ છે તેમ કર્મયોગીને લોકસંગ્રહનું દર્શન સ્વભાવ થઈ પડે છે. અને સ્વભાવને છોડીને તો ભાવ રહી શકતો નથી. આથી લોકના કલ્યાણ માટે કર્મ કર્યા શિવાય એવા દૃષ્ટા પુરુષથી રહેવાતું નથી. આજ વાત ભગવાન 'શમ' તેના કર્મકરણમાં કારણભૂત છે એ દ્વારા કહેવા માંગે છે. શમ શબ્દ દર્શન અર્થ-વાળા શમ્ ધાતુ ઉપરથી નીપજે છે. શમ એટલે લોકસંગ્રહનું દર્શન. લોક એટલે દુનીઆ. સંગ્રહ એટલે કલ્યાણકારી કર્મમાં જગતને પકડી રાખવુ તે. અર્થાત્ લોકસંગ્રહ એટલે લોકને સન્માર્ગમાં પોતાના દૃષ્ટાંતથી પકડીને ચલાવવાનું દર્શન એટલે સમજ અર્થાત્ કર્મયોગી સર્વભૂતમાં આત્મદર્શન પામેલો હોવાથી સર્વભૂતનું કલ્યાણ થાય એવાં કર્મો કરવાં જોઇએ-એમાં તે કોઇના ઉપર ઉપકાર કરતો નથી-આત્મા ઉપરજ કરે છે-કેમકે તેનો આત્મા એ સૌનો આત્મા છે આથી આત્મ કલ્યાણ કરવું એટલે કે લોકસંગ્રહને ખાતર કામ કરવું એ એનો શ્વાસોચ્છ્વાસ જેટલો સ્વાભાવિક ધર્મ થઇ પડે છે. આમ કર્મયોગની પૂર્વાવસ્થામાં અને તેની ઉત્તરાવસ્થામાં બન્નેમાં ફલાનુસંધાન તજીને કર્મ કરવુંજ જોઇએ, એવો ભગવાનનો ગૂઢ આશય છે. એક વાત અહીં સ્પષ્ટ કરવાની જરૂર છે. ભગવાનની આ વાતોને શાસ્ત્રીય ચર્ચાનો અખાડો બનાવવાની જરુર નથી. શાસ્ત્રીય ચર્ચાના અખાડામાં તીવ્રબુદ્ધિ મલ્લો ભલે કુસ્તી કરી એક બીજાને ચત કરે. પણ આ વાણીની ખુબી તો કોઇ એક રતિભાર પણ આચારમાં મૂકવાનો દૃઢ નિશ્ચય કરી શ્રદ્ધાપૂર્વક વર્તવા મંડે

તો પળમાં સમજાય. કેમકે વિચારના ઝઘડાઓનો આચારથી તાત્કાલિક નિર્ણય આવી જાય છે. તો કર્મ કરવાં કે ન કરવાં એ બાબતમાં પણ આચાર એજ છેવટનો ગુરુ બની જાય છે. બાકી શાસ્ત્રનો નિર્ણય તો દીવા જેટલો સ્પષ્ટ છે. અને તેમાંયે ભગવાનની દિવ્ય વાણીનો ઝોક તો સૂર્ય જેટલો સ્પષ્ટ છે. આમ ઉભય અવસ્થામાં કર્મયોગ એ વિહિત છે. ॥ ૩ ॥

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्यते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

જ્યારે (મનુષ્ય) ઇન્દ્રિયોના અર્થમાં નથી ચોંટતો, કર્મોમાં નથી ચોંટતો, બધાએ સંકલ્પોનો ત્યજનાર થાય છે ત્યારે યોગારૂઢ એમ કહેવાય છે. ॥ ૪ ॥

આગલા શ્લોકમાં કર્મયોગી થવા ઇચ્છનારને તથા કર્મયોગી બની ચૂકેલાને કર્મ એ ઉપકારક છે એમ ભગવાને બતાવ્યું.-હવે જે માણસ કર્મયોગી થવા ઇચ્છે છે તે માણસે ક્યારે જાણવું કે હું કર્મયોગની અંતિમ ભૂમિકા ઉપર આરૂઢ થઈ ચૂક્યો છું ? ક્યારે તેને અંતરનું સ્વયં સમાધાન થાય કે હું કર્મયોગની છેવટની હદ ઉપર આવી પહોંચ્યો છું? અર્થાત્ માણસને ક્યારે હું કર્મયોગી થયો છું એવી આંતર પ્રતીતિ થાય? આ પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન યોગારૂઢ મનુષ્યનું લક્ષણ આપે છે કે હે અર્જુન! જ્યારે નિશ્ચય મનુષ્ય ઇન્દ્રિયોના અર્થોમાં ચોંટતો નથી તથા કર્મોમાં ચોંટતો નથી, તમામ સંકલ્પોનો સંન્યાસી થાય છે ત્યારે તે યોગારૂઢ કહેવાય છે. અર્થાત્ હે હે અર્જુન! યોગની-કર્મયોગની ઉચ્ચતમ ભૂમિકા ઉપર આરૂઢ થયેલાને આ ત્રણ વાતો પોતાના અંતરમાં સ્પષ્ટ થશે. એકતો ઇન્દ્રિયોના અર્થોમાં તે ચોંટતો નહીં રહે. અર્થાત્ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોની અંદર વળગેલી નહીં રહે; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વગેરે વિષયો ચીકાશ કરતાં એ ચીકણાં છે. વિવેકના સતત નિર્મળ ધોધથી એવો પુરુષ ઇન્દ્રિયો અને વિષયોની વચ્ચે જે આસક્તિની અમિટ ચીકાશ છે તેને ધોઈ નાખે છે. આમ ઇન્દ્રિયોને વિષયોમાં ચોંટેલી રાખનાર આસક્તિની ચીકાશને તેવો પુરુષ વિવેકવારિથી સાફ કરી નાંખે છે. આથી શબ્દાદિ વિષયોનો ભોગ કરતો છતાં હું આ બધા વિષયોનો ભોગવનાર છું. આ વિષયો મારા ભોગ્ય છે. આવી ભોક્તા

અને ભોગ્યની તેની મતિ નહી રહે। હું નથી તો ભોક્તા નથી તો આ વિષયો મારાં ભોગ્ય એવી નીતરી તેની મતિ થઈ જાય છે. આમ યોગારૂઢ દુનીયાના તમામ પદાર્થોની વચ્ચે રહેતો હશે છતાં તેના અંતરમાં ભોક્તાપણાની મતિ નહી હોય. અને આ લક્ષણ આંતર વિકાસ સાથે સંબંધ ધરાવે છે. રૂપ સાથે આંખનો સંબંધ થતાં જેમ સ્વાભાવિક રીતેજ રૂપનું જ્ઞાન આપણને થાય તેમ આવી સ્થિતિ પણ સ્વાભાવિકજ હશે. સમજની નિર્મલતા થતાં આ જ્ઞાન અંતરમાં સ્ફુરશે. આમ યોગારૂઢનું પહેલું સ્વભાવ સિદ્ધ લક્ષણ આ છે–તે ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયોમાં વળગેલો ન હશે. જેનામાં આ હોય તેણે પોતે એકતૃતીયાંશ યોગી થયો છે એમ સમજવું.

વળી યોગારૂઢ મનુષ્ય કર્મોમાં આસક્તિવાળો ન હશે. આ એનું બીજું લક્ષણ છે. લોક અને વેદને અનુકૂળ એવાં તમામ કર્મોને તે કરતો હશે પણ 'હું કરું છું' એનું તેનામાં રતિભાર પણ કર્તૃત્વનું અભિમાન ન હશે. કર્મોના કર્તૃત્વના અભિમાનનો તેનામાં સ્વાભાવિક અભાવ હશે. કેમકે આવો પુરૂષ મુનિ હોય છે. અને કર્તા કોણ છે એનો પૂરો વિચાર કરનાર–એના ઉપર તટસ્થ મનન કરનારને લાગશે કે કર્તા તો કોઈ બીજોજ છે. હું કર્તા નથી પણ કર્તાનો સાક્ષી છું. આથી આવો પુરૂષ સ્વપ્ને પણ કર્તૃત્વનું અભિમાન રાખનાર ન હશે. પોતે કર્તા નથી એવું તેને સ્વાભાવિક જ્ઞાન હશે. નિર્દંભભાવે–નિષ્કપટભાવે તે પુરૂષ સહજપણે અનુભવતો હશે કે હું કર્તા નથી આ પણ આંતરલક્ષણ છે. હૃદયમાં પરમ વિશુદ્ધ વિકસતાંની સાથેજ મનુષ્યની ઇશ્વરકૃપાથી આવી સહજ સ્થિતિ થાય છે। જીવનમાં જ્યાં જુવો ત્યાં સર્વત્ર પરમશુધ્ધિમાં મૂલ્યાંકન છે. આ કર્તૃત્વબુધ્ધિનો અભાવ થયો એટલે જાણવું કે પોતે બે તૃતીયાંશ યોગી થયો.

તે ઉપરાંત તેવો પુરૂષ સર્વસંકલ્પ સંન્યાસી હશે. અર્થાત્ વિષયને લગતા કે કર્મને લગતા 'અમુક હું ભોગવીશ' 'અમુક હું કરીશ' એવા પ્રકારના શેખચલ્લીના વિચારોનો તે પૂર્ણ ત્યાગી હશે. યોગી પાસે તો કર્તવ્ય કર્મની એક સળંગ યાદી હશે. બસ કર્તવ્ય કર્મના આચરણમાં તે એટલો તો લીન હશે કે તેને આવા નવરા, નખ્ખોદીયા વાંઝીઆ અને આત્મઘાતી વિચારો સેવવાનો સમય ન હશે ફુરસદ ન હશે. રાત વીતે છે દિવસ ઉગે છે. દીવસ જાય છે. રાત પડે છે–નથી તેને ખબર દિવસની કે નથી રાતની. તેને

ખબર છે તેના કર્તવ્ય કર્મની. બસ તેનીજ તેને લગની—ફુરસદ નથી—જરૂર નથી—બીજા કોઇપણ વિચારની અહો! કર્તવ્ય પરાયણતાનો અદ્ભુત મહિમા! આમ નવરા વિચારોનો ત્યાગ કરી કેવળ કર્તવ્ય પરાયણતા એ યોગારૂઢનું ત્રીજુ લક્ષણ હશે. આ કર્તવ્ય પરાયણતાને અભાવે દુનીયામા કલહકંકાસ વધ્યો છે. વાદવિવાદ વધ્યા છે. શેખચલ્લીઓની વસ્તી વધી છે. નિન્દા—ચાડી ચુગલીના કાયર દુર્ગણો વૃધ્ધિ પામ્યા છે. આત્મઘાતી આળસ, મોહ નિદ્રાનો વર્ધક પ્રમાદ, દળી નાંખનાર દારિદ્રય—અને મહામોહનો અનિવાર્ય પ્રભાવ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વિસ્તર્યો છે. બસ આ કર્તવ્ય પરાયણમાં—કર્તવ્ય કર્મમા નિરપવાદ નિષ્ઠા એ કર્મયોગી મહાભાગ માનવનુ ત્રીજુ લક્ષણ છે ભલા! આ ટુંકા અને સપ્રયોજન જીવનમાં વાહીયાત્ વાતચીત કરવાનો—વાદવિવાદમાં રસ લેવાનો—પૂર્ણ વિરામ ભોગવવાનો—સ્વપ્નાં સેવવાનો—અને કલ્પનાના અગમ્ય પ્રદેશમાં વિહરવાનો અવકાશજ કયાં છે? પ્રત્યેક માનવ કાંઈ કર્તવ્ય કરવા પ્રકટયો છે. તે કર્તવ્ય કર્યા શિવાય જે જીવનમાં પ્રભુદત્ત સમયને એળે ગુમાવે છે તે આત્માપરાધી છે. વિશ્વાપરાધી છે. ઇશ્વિરાપરાધી છે. આથી તે માણસને વિશ્વવંદ્ય સમજવો, જે કર્તવ્ય કર્મમા નિરતર કર્તવ્યબુધ્ધિથી નિમગ્ન છે. આવો માણસ જગતના પ્રદર્શનમાં એક વિરલ દૃશ્ય છે! આનું નામ સર્વ સંકલ્પ સન્યાસી છે. આ ત્રણ લક્ષણોનો જેનામા સ્થિર આતર વિકાસ થયો તે પૂર્ણ કર્મયોગી ધન્ય પુરૂષ છે. તે યોગારૂઢ છે એમ ભગવાન કેહવેછે. ॥૪॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

મનુષ્ય જાતને જાતે ઉંચે લઇ જાય. જાતને નીચી ન પાડે. કેમકે જાતજ જાતનો મિત્ર છે. જાતજ જાતનો શત્રુ છે. ॥ ૫ ॥

આગલા આ શ્લોકમા ભગવાને યોગારૂઢ કોણ તેનાં લક્ષણો બતાવ્યાં અર્થાત્ સાધક સમક્ષ તેમણે આદર્શનુ રેખાચિત્ર સુસ્પષ્ટ કર્યું. એ આદર્શને જીવનમાં સિધ્ધ કરવાના ઉપાયો શા? કેવી રીતે એ આદર્શોને માણસ પહોચી વળે? અર્થાત્ યોગારૂઢ થવું કેવી રીતે? આ પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! માણસ આત્માથી આત્માને ઉંચે લઇ જાય. કદી આત્માને નીચો ન ઉતારે. કેમકે આત્માજ આત્માનો મિત્ર છે અને આત્માજ

આત્માનો શત્રુ છે. અને આ શ્લોકમાં ભગવાને સાધક માટે અખૂટ ઉત્સાહનો ઝરો પ્રકટાવ્યો છે અને યોગારૂઢ થવામાં કઈ ચીજનું સૌથી વધારે સુંદર રક્ષણ કરવું જોઇએ તે બતાવતાં જીવનની ચાવી બતાવે છે. આત્મા વડે આત્માને ઉંચે લઈ જાય. એટલે કે જાતે જાતને ઉદ્ધારવી, પહેલા આત્મા શબ્દનો-અર્થ મન: બીજાનો અર્થ પોતાની જાત. અર્થાત્ માણસે પોતાની જાતને આ પળે જ્યાં છે ત્યાંથી વધારે ઉંચે લઈ જવાનો-ઉન્નતિના માર્ગે લઇ જવાનો પ્રયત્ન કરવો રહ્યો. જેની પાસે ઉત્સાહ છે જેની પાસે દૃઢ ઇચ્છાબળ છે-જેને ઉંચે જવાની તમન્ના છે-જેને છે તેના કરતાં ઉપર જવાની તાલાવેલી છે તે માણસ જરૂર ઉંચો જઈ શકે છે. જગતમાં કોઈ કોઇની પ્રગતિ રોકતુ નથી. કોઈની પ્રગતિનો રોક કરવાની કોઇની શક્તિ નથી. જીવમાત્રમાં અદ્ભુત પરમાત્મદત્ત શક્તિ છે. અને આ શક્તિ પ્રકટ થાય છે જો મનમાં દૃઢતા હોય-શુભસંકલ્પમાં અખંડિત એકાગ્રતા હોય તો. આમ માણસે જાતને ઉંચે લઇ જવાને માટે જાતે ઉત્સાહ રાખવો જોઇએ. જેનામાં અદમ્ય ઉત્સાહ છે-મુશ્કેલીઓથી ન ડરવાનો દૃઢ સંકલ્પયુક્ત અદમ્ય ઉત્સાહ છે તે માણસે પ્રતિપળ ઉંચે જવાના પ્રયત્નમાં મશગૂલ રહેવુ. સિધ્ધિનો માર્ગ સુંવાળો નથી. કંટકથી ભરેલો છે. સિધ્ધિ તેને મળે જેનામાં કાંટાઓને ભાગી ફોડી ચૂરી નાંખી આગળ જવાની અમાનુષી હિંમત છે. અર્થાત્ સિધ્ધિ વીરને વરે છે. કાયરને વરતી નથી. તો જેણે ઉન્નતિ કરવી હોય, તેણે જાતને જાતે ઉચ લઇ જવી. ઉન્નતિ એટલે યોગારૂઢ અવસ્થા તો જેણે યોગારૂઢ થવું હોય તેણે તેવાં કર્મોમાં મશગૂલ રહેવું કે જેથી તેની ઉન્નતિ થાયજ. ઉન્નતિને કોઇના ઉપર પક્ષપાત નથી. જે તેને મેળવવા યત્નશીલ છે તેની કડક પરીક્ષા કરી છેવટે તે તેના ચરણમાં નમે છેજ. ક્રતુમય છે આ પુરુષ. જેનો જેવો સંકલ્પ-ક્રતુ તેવું તેનું જીવન. આમ આ આધ્યાત્મિક નિયમ સૌ સમજી લે. ઉન્નતિ પામવાની વિશુધ્ધતમ ઇચ્છા સેવી તે ઉન્નતિના માર્ગમાં ઉત્સાહપૂર્વક આગળ જવાનો યત્ન કરનાર માણસ ધ્યેયને પામી શકે છે. કેમકે ઉત્સાહશક્તિ, મંત્રશક્તિને અને પ્રભુશક્તિને જન્મોવે છે. આમ જ્યારે ભગવાન જાતે જાતને ઉંચે લઇ જવી, એમ કહે છે ત્યારે માણસનામાં રહેલી પ્રસુપ્ત અદમ્યશક્તિનો પરિચય આપે છે-માણસ-કાળો માયાનો માનવી બધું કરી શકે છે એનો ખ્યાલ આપે છે-સ્વાશ્રયનો અદ્ભુત મહિમા બતાવે છે. અને દૃઢ ઇચ્છા શક્તિનો વિજય દર્શાવે છે. પુરુષ ભાગ્યનો

વિધાતા છે એમ સિધ્ધ કરે છે. માણસનામાં પોતાનામાં રહેલી અગમ્ય અનન્ત શક્યતાઓનો ઉલ્લેખ કરે છે. અને ઉન્નતિ આત્મોન્નતિમાં સૌનો એક સરખો અધિકાર છે એમ સ્પષ્ટ કરે છે. ખૂટતુ હશે તો માણસનું નિશ્ચયબળ માણસનું ઉત્સાહબળ. માણસનું દર્શનબળ. અને એ તો સ્વાધીન છે. આથી ઉન્નતિને ઇચ્છનાર પુરૂષે જાતે જાતને ઉધ્ધારવી. કોઈ બહારના ઉધ્ધારના સાધન ઉપર આળસુ થઈ, નસીબવાદી થઈ નવરા શેખચલ્લી બની, બેસી ન રહેવું. પુરૂષના પ્રામાણિક પ્રયત્નોની પાછળ પરમપિતાની કરૂણા તો લાગેલીજ રહે છે. આમ પુરૂષનો પ્રામાણિક સ્વચ્છ પ્રયત્ન અને પરમાત્માની કૃપા આ બે સાધનો ઉન્નતિને માટે અનિવાર્ય છે. આમ જાતે જાતનો ઉદ્ધાર કરવો એટલુંજ નહિ પણ માણસે જાતને નીચે ન ઉતારવી. અર્થાત્ માણસ પોતેજ પોતાને અવનત કરે છે. પોતાનાજ સંકલ્પો પોતાનીજ કરણી તેને અવનતિના ઉંડા ખાડામાં ધકેલી મૂકે છે. પણ પામરતાને લીધે તે તેનો દોષ કોઇ બીજા ઉપર ઢોળી કરૂણ આશ્વાસનમાં જીવન વીતાડે છે. ભગવાન કહે છે કે આમાં કોનો વાંક? માણસને ઉન્નત થવાનાં તમામ સાધનો ઇશ્વરદત્ત હેજ છતાં તેનો તે ઉપયોગ ન કરે અને રોકકળ કર્યા કરે-પાછીપણુ સેવ્યા કરે-કાયરતાને પોષ્યા કરે-દુનિયા બહુ ખરાબ છે-એમ લવ્યા કરે-પોતાની નપુંસકતાનો લુલો બુધ્ધિહીન બચાવ કરીને પોતાની નબળાઇને ઢાંકયા કરવાનોજ એક ધંધો કરે અને પોતાના અપરાધોનો આરોપ પરિસ્થિતિના ઉપર કર્યા કરે તો તે બીચારો દયા ખાવા જેવો છે. નબળા હોવું એ અપરાધ છે. એ જીવન્મૃત્યુ છે. એ આત્મઘાત છે. આથી પુરૂષાર્થ-પક્ષપાતી પરમાત્મા કહે છે કે માણસે જાતને અધોગતિમાં ન નાંખવી. અર્થાત્ પોતાની અવનતિ થાય એવાં કામોમાં માણસે નિમગ્ન રહેવું ન ઘટે. અહીં તો મારે તેની તલવાર છે. હાય હાય કરનારને માટે દુનિયા નથી. મરદને માટે છે. આથી 'અરે આ તે કેમ થશે? "આ કરવા હું સમર્થ. નથી-દુનિયામાં કાંઈ નથી-એ તો બધી માયા છે"-આવી નપુંસક મનોદશા-આવો વાંઝીઆવેડો, આવો ઉચ્છાસ્ત્ર અને લોકનિન્દિત વિચાર ન સેવતાં માણસે ઉન્નતિના કાર્યોમાં મશગૂલ રહેવું. કદી ઉત્સાહહીન ન થવું. ઉત્સાહ તો વધારેલો વધે છે. ઘટાડેલો ઘટે છે.

જાતે જાતને ઉંચે લઇ જવી નીચે ન લઈ જવી એમ ભગવાન કેમ કહે છે? કેમકે જાતજ જાતનો મિત્ર છે. અને જાતજ જાતનો શત્રુ છે.

માણસનો માણસ પોતેજ મિત્ર છે અને પોતેજ દુશ્મન છે. અર્થાત્ માણસ પોતે કર્મદ્વારા જેવો પોતાને બનાવે—જેવો જાતને ઘડે તે ઉપર તે પોતાનો મિત્ર છે કે અમિત્ર છે તેનો આધાર છે મિત્ર ઉદ્ધારે—તારે. અમિત્ર પાડે—ડૂબાડે. તો માણસે આ વાત દૃઢપણે સમજી લેવાની જરૂર છે જે સ્વચ્છ કર્મદ્વારા જાતને સ્વચ્છ રાખે છે તેની ઉન્નતિ એ ધ્રુવ છે. જે કાળાં કર્મોદ્વારા જાતને અસ્વચ્છ રાખે છે. તેની અવનતિ પણ ધ્રુવ છે. આમ હાથનાં કર્યા હાર પહેરાવે કે હૈયામાં મારે છે. તો વિવેકી મનુષ્યે—અને મનુષ્યનું મનુષ્યત્વ તો વિવેકમાં છે—જાતને મિત્ર બનાવવી કે દુશ્મન બનાવવી તે વેળાસર પસંદ કરી લેવું રહ્યું શરીર, ઇન્દ્રિયો, મન, બુધ્ધિ વગેરેને આત્માનુકૂલ કરવાથી એ બધાં ઉધ્ધારક થાય છે. એ બધાને આત્મવિમુખ બનાવવાથી એજ આપણી અવનતિ કરનારાં થાય છે. આથી ઉન્નતિને ચાહનાર માણસે શરીર, ઇન્દ્રિયો, મન, બુધ્ધિને આત્માભિમુખ કરવા યત્ન કરવો રહ્યો. આત્મવિમુખ કરવાં એ દુશ્મનની સમગ્ર ફોજ ઉભી કરવા જેવું છે. કેમકે આત્મવિમુખ શરીરાદિ વિફરે છે અને મનુષ્યનું જીવન વેડરી નાંખે છે. આમ ઉન્નતિ અને અવનતિ એ સયમ અને અસયમ ઉપર અવલંબે છે. આ શ્લોકનો ધ્વનિ તો અપાર છે. એટલો બધો રમણીય શ્લોક છે કે ક્ષણે ક્ષણે એ નવીનતા—અર્થની—વિચારની—નવીનતાને પામે છે. અહીં તો ફક્ત હમે દિશાસૂચનજ કર્યું છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આ શ્લોકનો અતિદેશ શક્ય છે. અને એ તો ભગવદીયવાણીનો ચમકાર છે. પળે પળે નવીન, જીવનપોષક ઉર્ધ્વગમનમાં પ્રેરક વિચારોનો સ્રાવ ભગવતી ગીતાના શ્લોક શ્લોકને આવે છે. જેની જેવી ગતિ તેની તેવી ઉડવાની શક્તિ. ટુંકમાં એટલુંજ જાણવું બસ છે કે જાતે જાતના ઉપકારક બનવું કે અપકારક એ જાતનાજ હાથમાં છે. માણસ જેવો બનવા ધારશે તેવો તે બની શકશે. અને માણસ હોઇ તેણે ઉન્નત થવુંજ રહ્યું એમાં શો વિવાદ? અને જેણે ઉન્નતિ પામવી હોય તેણે જાતને ઉંચકવી. કોઈના પગે આપણાથી ચલાતુ નથી. કોઈની તૃપ્તિથી આપણે ધરાતા નથી! આમ ઉત્સાહ અને કર્મણ્યતાનો અહીં ભગવાને અખૂટ મહિમા બતાવ્યો છે. ॥ ૫ ॥

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

તેની જાતનો તે જાતે બંધુ છે જેણે જાતવડે નિશ્ચય જાતને જીતી છે. પરંતુ જેણે જાતને જીતી નથી તેના અપકારમાં તો જાતજ શત્રુ માફક વર્તે છે. ॥૬॥

આગલા શ્લોકમાં માણુસે પોતાના આત્માને પોતે ઉંચે લઇ જવો. કદી જાતને નીચે ન લઇ જવી કેમકે છેવટે માણુસ પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો અમિત્ર છે. હવે સવાલ એ છે કે કેવો આત્મા આત્માનો મિત્ર છે અને કેવો આત્મા આત્માનો અમિત્ર છે તે જાણવું રહ્યું. કેમકે એ જણાય તો જાતે જાતના મિત્ર થવાને માણુસ યત્ન કરે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! તે આત્માનો તે આત્મા બંધુ છે જેણે આત્માવડેજ આત્માને જીત્યો છે. પરંતુ અજિતાત્માના શત્રુપણામાં તે આત્માજ શત્રુ માફક વર્તે છે. માણુસની રચનામાં શરીર, ઇન્દ્રિયો, મન, બુધ્ધિ અને ચેતન આત્મા આટલી વસ્તુઓ મુખ્ય છે. શરીર, ઇન્દ્રિયો મન અને બુધ્ધિના સંઘાતને પણ આત્મા શબ્દથી કહેવામાં આવે છે. અર્થાત્ આત્મા શબ્દ ચેતન આત્માના અર્થમાં તેમજ શરીરેન્દ્રિયમનોબુદ્ધિના સંઘાતના અર્થમાં એમ બન્ને અર્થમાં ગીતામાં વપરાય છે. આ બન્ને અર્થો જો ધ્યાનમાં રાખીએ તો આ શ્લોકની સમજ સરળ થઈ પડે. અર્થાત્ ચેતન આત્માનું દર્શન એ ધ્યેય છે. ચેતન આત્મા અચેતન આત્મારૂપી શરીરાદિ સાથે ભળી ગયેલો છે. એને છૂટો પાડવાને માટે આ પ્રયત્ન છે. આત્મા અને અનાત્માની વચ્ચે, નોળીઓ અને નાગની પેરે નિરન્તર યુધ્ધ ચાલુજ છે. આત્મા ઉપર અનાત્મા પોતાનો કાબુ જમાવવા સબળ પ્રયત્ન કરે છે. અને આત્મા પોતાની સત્તા અનાત્માના ઉપર સ્થાપિત કરવા પ્રયત્નશીલ છે. આ આંતરયુદ્ધ પ્રાણીમાત્રના હૃદયમાં પ્રત્યેક પળે વિના વિરામે ચાલુ છે. હવે આપણું ધ્યેય ચેતન આત્માનું સમ્યક્ દર્શન છે. ચેતન આત્મા અચેતન આત્મા સાથે દુધપાણીની માફક એકમેક થઇ ગયેલ છે. એ બેને જુદા પાડવાને માટે મનુષ્યે હંસવતી થવું જરૂરી છે. આ હંસવ્રતને સિધ્ધ કરવાને માટે તેણે અનાત્મા ઉપર આત્માનો કાબુ મેળવવો જોઇએ. અર્થાત્ શરીર, મન, ઇન્દ્રિયો, બુધ્ધિ વગેરે તમામને પોતાના વશમાં લાવવાં જોઇએ. અને શરીરાદિને વશમાં લાવવા માટે ચેતન આત્માનું નિરંતર સ્વરૂપાનુસંધાન હોવું ઘટે. સ્વરૂપાનુસંધાનની સ્થિર ભૂમિકા સિવાય શરીરાદિ સંઘાતરૂપ આત્મા જીતાતો નથી. અર્થાત્ હું આત્મા છું

એવુ નીતરું સહજ સ્વાભાવિક જ્ઞાન સ્થિર ન થાય ત્યાંસુધી શરીરાદિનો ખ્યાલ માણુસને પજવ્યા શિવાય ન રહે. પરતુ પ્રયત્નની પરાકાષ્ઠા સાથે સાથે જ્યારે ઇશ્વિરપ્રસાદનુ મિશ્રણુ થાય છે ત્યારે શુદ્ધ સ્વરૂપાનુસધાન સ્વભાવ થઈ પડે છે અને ત્યારે આત્માવડેજ આત્માને જીતાય છે અર્થાત્ દેહાદિમા આત્મભાનનામાંથી માણુસ મુકત બને છે—અસત્‌માથી સદાને માટે તેના ઉઠમણા થઇ સત્‌મા સદાને માટે તેની પ્રતિષ્ઠા થાય છે અને આવી અભગ આત્મનિષ્ઠા થતા શરીરાદિ બધાયે અનાત્મ સધાન તેને હવે કેવળ મિત્રની માફક ઉપકારક બની જાય છે આત્માના વિજય પહેલા જે શરીર વગેરે પ્રચડ બડ કરતા તે હવે પાળેલાં પ્રાણી જેટલા દાન્ત થઈ જાય છે. હવે તો શરીર, ઇન્દ્રિય, મન, બુધ્ધિ વગેરે બધાં આત્મસત્તાના વાહક અને પ્રકાશક બની જાય છે. એટલે કે શરીર, ઇન્દ્રિય, મન, બુધ્ધિ વગેરે તમામ પ્રકૃતિ આત્મારૂપ પુરૂષને અધીન થઈ જઇ, તેની અનુકૂળતા સાચવવા, રાત્રિ દિવા કિંકરીની માફક હાથ જોડીને ઉભી રહે છે. આમ જે પુરૂષસિંહ આત્માવડે આત્માને જીતે છે તેના આત્માનો તેનો આત્મા એ સદાનો સુહૃદ્ બની જાય છે અર્થાત્ જેણે ચેતન આત્માના બળે અચેતન આત્મારૂપી શરીરેન્દ્રિયમનો બુધ્ધિના સઘાતને સંપૂર્ણપણે જીત્યો છે તે ચેતન આત્માનો તે જડ આત્મા હવે હમેશને માટે સુહૃદ્ બની જાય છે. અહી હસનતની પૂર્ણાહુતિ છે આમ આત્મજીત્ માનવની ભગવાને મહત્તા ગાઇ પરતુ જે અનાત્મજીત્ છે એટલે કે જેણે પોતાના શરીર મન વગેરેના ઉપર કાબુ નથી મેળવ્યો એવા અજીતાત્મા પુરૂષનો આત્માજ તેના ઉપર શત્રુની માફક શત્રુવટ આચરે છે અર્થાત્ જેણે પોતાના શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિના ઉપર જીત નથી મેળવી—તેમને કાબુમા નથી આણ્યા—તેના ઉપર પોતાના ચેતન આત્માની આણુ નથી વર્તાવી તેવા હતવીર્ય પુરૂષના શરીર, ઇન્દ્રિયો, મન, બુધ્ધિ તેની સામે શત્રુની માફક બડ ઉઠાવી તેને પાયમાલ કરી નાખે છે પ્રતિપળે હસભાન ન હોવાને કારણે આત્મા અનાત્મામા વધારે ખૂચતો જાય છે અને એ કદમાથી જેમ જેમ નીકળવાને પ્રયત્ન કરે તેમ તેમ તેમા ઉડોને ઉડો દટાતો જાય છે અને છેવટે કદમા ડૂબી જાય છે. આમ શરીરાદિની સત્તાને લીધે જેની આત્મસત્તા હેબનાઈ જાય છે તેના પુરૂષના આત્માની સાથે તેનુ પોતાનુંજ શરીર વગેરે શત્રુની માફક વર્તે છે. આથી શરીર, ઇન્દ્રિયો, મન, બુધ્ધિના ઉપર ચેતન આત્માની આણુ વર્તાવી તેમને કાબુમા લઈ વર્તવામા જીવનસિધ્ધિ

છે. અર્થાત્ વિવેકનિષ્ઠા તારક છે. વિવેકશિથિલતા મારક છે. કોઈ કોઇનો શત્રુ કે મિત્ર નથી. સૌ પોતપોતાનાજ શત્રુ કે મિત્ર થાય છે. બાકી આત્મા અનાત્માનો પ્રચંડ જંગ બધાને ખેલવો પડે છે. તેમાં તેની પાસે વિવેકવીર્ય છે તે જીતે છે અને બાકીના બધા હારે છે. ભગવાન અહીં વિવેકવીર્યનું સંપાદન કરવા માણસને આવાહન કરે છે. ॥ ૬ ॥

> जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
> शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

જેણે જાત જીતી છે–વાસના સહિત નિવૃત્ત થયા છે રાગ-દ્વેષો રૂપ મેલ જેના એવાનું મન શીતઉષ્ણ સુખદુઃખમાં તેમજ માનઅપમાનમાં કેવલ નિર્વિકારી રહે છે. ॥ ૭ ॥

હવે જે માણસ જીતાત્મા છે તેનું જીવનમાં વર્તન કેવું હોય છે–તેની દૃષ્ટિ કેવી હોય છે. તે બતાવતાં ભગવાન જીતાત્માની કસોટી બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જીતાત્મા અને પ્રશાંત પુરૂષનું મન–હૃદય–આત્મા ઠંડી ગરમી, સુખદુઃખમાં તથા પ્રાપ્ત થયેલાં માન અને અપમાનમાં પરમ સમાહિત એટલે કે કેવળ નિર્વિકાર રહે છે. અર્થાત્ જે પુરૂષ જીતાત્મા છે એટલે કે જેણે પોતાના શરીર, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિના ઉપર પૂરી આણ વર્તાવી છે તે માણસ પ્રશાન્ત થાય છે. પ્રશાન્ત એટલે અત્યંત નિર્દોષ. પ્રશબ્દ અતિશયતાનો વાચક છે. શાંતિ શબ્દ નિવૃત્તિ વાચક છે. નિવૃત્તિ રાગદ્વેષ વગેરે દોષોની. રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિની અતિશયતા એટલે કે તેમની જડ-મૂળ સહિત નિવૃત્તિ. રાગદ્વેષાદિની જડ છે વાસના અને તેમની નિવૃત્તિનો ઉપાય છે મૈત્રી વગેરે ભાવનાની સ્થિરતા. આમ પ્રશાંત શબ્દનો છેવટનો અર્થ એ બનશે કે વાસનારૂપી મૂળ સહિત, મૈત્રી વગેરે ભાવનાની સ્થિરતાથી નિવૃત્ત થયેલા રાગ વગેરે દોષોવાળો માનવ અર્થાત્ પ્રશાંત એટલે નિર્મળ મનુષ્ય. પ્રસન્નાન્ત કરણવાળો મનુષ્ય. જીતાત્માપણું પ્રશાંતિમાં પરિણમે. આવો જીતાત્મા પ્રશાંત મનુષ્ય શીતઉષ્ણ, સુખદુઃખ, હાનિ લાભ, જયપરાજય, વગેરે દ્વંદ્વો તેમજ દુન્યવી માન અને અપમાનની પ્રાપ્તિમાં પરમસમાહિત મનવાળો હોય હોય છે. અર્થાત્ આવો પુરૂષ અંતરમાં વિકાર જન્મવનારા શીતોષ્ણાદિ દ્વંદ્વ પ્રાપ્તિ થતાં પણ [illegible] નિર્વિકાર રહે છે. દરેક ...

સ્વસ્થ રહે છે સ્હેજે વિકાર પામતો નથી એટલે કે ઇષ્ટ પ્રાપ્ત થાય તો હરખાતો નથી અનિષ્ટ મળે તો કરમાતો નથી. જે કાંઈ જ્યારે મળે, જે કાંઈ જ્યારે બને, તે બધાને તે વખતે તે શુભ માને છે. મગળ તરીકે સ્વીકારે છે. કેમકે તેને હવે દુનીઆની વાસ્તવિકતા સમજાઈ ગઈ છે તે પરમસત્યની ભૂમિકાએ જઈ ચઢ્યો છે આમ જે જીતાત્મા છે તે પ્રશાતાત્મા થાય છે અને વિકારના નિમિત્તો મળે છતા તે વિમરને વશ થતો નથી અર્થાત્ જીતાત્મા પુરુષે પોતાની પ્રશાંતિની પરીક્ષા શીતોષ્ણ સુખ-દુઃખાદિ દ્વદ્વો, માનાપમાનની પ્રાપ્તિમા આપવાની છે જેનુ મન-હૃદય આવા દ્વદ્વોના સસ્પર્શથી પણ વિકારી ન બને તે યોગની ચરમ ભૂમિકાએ ચઢ્યો જાણવો અને ત્યારેજ માણસને આત્મા એ આત્માનો બંધુ છે એની સાચી સમજનો ચમત્કાર માલમ પડે છે આથી સાધકે પણ આ કસોટી ઉપર પોતાને કમી જોયા કરવો. જ્યારે મો ટચનુ સોનુ પોતે જણાય ત્યારેજ પ્રયત્ન વિરામ માટે આશા બધાય ॥ ૭ ॥

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

જે કર્મયોગી, જીતેન્દ્રિય-નિશ્ચલ, જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત તથા ઢેફુ પત્થર અને સોનામાં વ્યવહાર બુદ્ધિની સમતાવાળો છે તે યોગારૂઢ એમ કહેવાય છે ॥ ૮ ॥

હવે જે જીતાત્મા થયો તેનુ જીવન યોગરૂઢતાના ઉપર જીવના ભાષ્ય જેવુ થઈ જાય છે એ બતાવવા સાધકને માટે ભગવાન સ્પષ્ટ ધ્યેય બતાવતા કહે છે કે હે અર્જુન! જે પુરુષ જ્ઞાન અને વિજ્ઞાનથી ધરાયેલા હૃદયવાળો છે- કૂટસ્થ છે-વિજીતેન્દ્રિય છે ઢેફુ પત્થર અને સોનામા સમાન દૃષ્ટિવાળો છે એવો પુરુષ-યોગી યુક્ત એમ કહેવાય છે, અર્થાત્ માણસ યુક્ત ક્યારે કહેવાય? જ્યારે એનામા ભગવાને બતાવેલા ચાર વિશેષણો પૂર્ણપણે પ્રત્યક્ષ થાય. પહેલુ માણસ વિજીતેન્દ્રિય હોય અર્થાત્ જેણે કાનથી માડી મન સુધી તમામ બાહ્ય અને આતર ઇન્દ્રિયોને પોતાના વશમા કરી લેય તેવો પુરુષ યુક્ત છે ઇન્દ્રિયોને સ્વસત્તાથી પ્રવર્તાવે સ્વસત્તાથી નિવૃત્ત કરી શકે-ઇન્દ્રિયોની પ્રવૃત્તિ કે નિવૃત્તિ જેને સ્વાધીન છે. તે જીતેન્દ્રિય આવુ જીતેન્દ્રિયપણુ માણસનામા સ્વાભાવિક

બની જવું જોઇએ. જે જીતેન્દ્રિય હશે તે કૂટસ્થ હશેજ. કૂટસ્થ એટલે નિશ્ચલ તમામ દ્વંદ્વોની અવરજવરથી નિર્વિકાર-સુખદુઃખાદિ સકળ યુગ્મોના સંસ્પર્શમાં જે નિર્વિકાર હોય તે કૂટસ્થ. આવી કૂટસ્થતા માણસનામાં સ્વાભાવિક બનવી જોઇએ. વળી જે જ્ઞાન વિજ્ઞાનથી ધરાયેલાં હૃદયવાળો હશે. જ્ઞાન એટલે આત્મજ્ઞાન. વિજ્ઞાન એટલે પ્રકૃતિ અને તેનાં વિકારોનું જ્ઞાન. આમ આત્મા અનાત્માના યથાર્થ જ્ઞાનથી જે ધરાયેલો હોય તે યુક્ત બને. માણસને જ્યારે નિઃશંક સત્યજ્ઞાન થાય છે ત્યારે તેનું હૃદય ધરાઇ જાય છે. અસત્ય અને સંશયગ્રસ્ત જ્ઞાન જોઇએ તો પર્વત જેટલું હોય પણ તેનાથી તેને તૃપ્તિ થતીજ નથી. સત્ય અને નિઃસંદેહ જ્ઞાન રાઇના દાણા જેટલું હોય તેનાથી પણ તેની ભૂખ મટી જાય છે. આમ યથાર્થ જ્ઞાન એ આત્માની ભૂખ ભાગે છે. યુક્ત થવા માટે યથાર્થજ્ઞાન-સમ્યક્જ્ઞાન-સાચી સમજ હોવી જરુરી છે. જેનામાં સાચી સમજ નિશ્ચયપણે પ્રકટી તે હમેશાં ધરાયેલો રહે. આથી આત્મા અને અનાત્માને લગતી સાચી નિઃસંદેહ સમજ સૌથી યુક્ત થવાને માટે મુખ્ય ચીજ છે. વળી આવો માણસ માટીનું ઢેફું સોનું કે પાષાણમાં સમાનદ્રષ્ટિવાળો હશે. એટલે કે માણસે માની લીધેલી કિંમતી કે અકિંમતી તમામ ચીજો કેવળ વ્યવહારોપયોગી છે એનાથી જીવનની આંકણીમાં કશો ફેર પડતો નથી, આથી યુક્ત પુરુષ એમ સમજતો હશેજ કે દરેક વસ્તુ એક સરખી રીતે વ્યવહારની સિધ્ધિનુંજ માત્ર સાધન છે. આથી યુક્ત પુરુષ સોનું અને ઢેફું એ બંનેની વ્યાવહારિક કિંમત તો સમજે પણ તેથી સોના માટે વધુ પડતું મમત્વ રાખે એવું નહીં. અર્થાત્ પ્રત્યેક વસ્તુની તે યથાર્થ વ્યવહારુ કિંમત સમજે પણ તેનાથી તે અદ્દર લેપાય નહીં. સોનાને સોનાની કિંમત આવે ઢેફાંની ઢેફાંને. પણ સોના અને ઢેફાના કિંમતિપણું કે અકિંમતીપણું-અનેથી વિકાર વશ ન બને અર્થાત્ યુક્ત પુરુષ ગાંડો ગમયો હોય એવું નહીં-પણ સાચી સમજવાળો હોઈ દરેક વસ્તુનું યથાર્થ મૂલ્યાંકન કરી તેમની પાસે કામ લે છે. તેમના યોગાયોગથી, સ્પર્શાસ્પર્શથી હર્ષોન્માદ કે શોકોન્માદ ન અનુભવે આમ જે જીતેન્દ્રિય. કૂટસ્થ. જ્ઞાન વિજ્ઞાનથી ધરાયેલો અને ઢેફું પાષાણ કે કાંચનમાં તુલ્ય વ્યવહારિક દૃષ્ટિવાળો યોગી છે તે યુક્ત છે. તે સાચા અર્થમાં કર્મયોગી છે. તેને કર્મયોગનું રહસ્ય જણાયું છે. અર્થાત્ જેણે કર્મયોગી થવું છે તેણે ઉપલાં ચાર વિશેષણોનો અર્થ જીવનમાં રગેરગમાં પચાવવો રહ્યો એવો મીઠો ઉપદેશ અહીં છે. ॥ ૮ ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

સુહૃદ્ મિત્ર શત્રુ ઉદાસીન–મધ્યસ્થ–દ્વેષ્ય–સંબંધી અને સાધુ તથા વળી પાપીઓમાં જે સમાનબુદ્ધિવાળો છે તે સૌથી ચઢીઆતો છે. ॥ ૯ ॥

આગલા શ્લોકમા યુક્તયોગી–યોગારૂઢ કોણ હોઈ શકે છે તેનુ ભગવાને લક્ષણ આપ્યુ હવે યોગારૂઢમા પણ જે સૌથી ઉચી પાયરીનો યોગી કોણ એનો ખ્યાલ ભગવાન આપે છે અને તે દ્વારા આદર્શ જીવનની છેવટની સીમા બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન! સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બધુ, સાધુઓ અને પાપીઓમા જે સમબુધ્ધિ છે તે સૌથી ચઢીઆતો છે. અર્થાત્ યોગારૂઢ માણુસ જીવનમા કેવી રીતે વર્તે છે. તેનો ભગવાન અહીં ખ્યાલ આપે છે યોગારૂઢ પુરૂષ સમબુદ્ધિ હોય છે સમ એટલે સરખી સપાટ–ખાડા ટેકરા વિનાની બુધ્ધિમા ખાડા ટેકરા હોય છે રાગદ્વેષના આ રાગદ્વેષના ખાડા ટેકરા જેની મતિમાથી મટી ગયા છે તેની મતિ સમ કહેવાય છે. અર્થાત્ સમ એટલે રાગદ્વેષશૂન્ય મતિ, આમ યોગારૂઢ પુરૂષ વ્યક્તિગત દૃષ્ટિએ તો તદ્દન સમબુધ્ધિ થઇ જાય છે એને પોતાને કોઇ દુશ્મન કે કોઇ દોસ્ત નથી કોઇ સાધુ કે કોઈ શયતાન નથી તેને આબ્રહ્મ સ્તમ્બ પર્યન્તના ભૂતમાત્રમા એકજ આત્મા છે એવુ દૃઢ દર્શન થઇ ચૂકયુ છે હવે જે વિરોધ દેખાય છે–જે ભેદ દેખાય છે તે ભેદ પ્રકૃતિજન્ય છે. આથી તે સમજે છે કે એકજ આત્મા તે તે પ્રકારના પ્રકૃતિના સયોગથી તે તે પ્રકારના સ્વભાવ અને વર્તનવાળો બને છે પ્રકૃતિના વિષમ પરિણામને લઇને કોઈ પાપી તો કોઇ પુણ્યશાળી, દુન્યવી દૃષ્ટિએ દેખાય છે કોઇ સાધુ તો કોઈ શેતાન માલમ પડે છે પણ સાધુ અને શેતાન–પાપ અને પુણ્ય એ આત્મમમવાયી ધર્મો નથી. આત્મા તેની તેની પ્રકૃતિ સાથે સયુક્ત થઇને તેવો તેવો થયેલો કહેવાય છે. વિહિત કે અવિહિત, ઉચા નીચા કર્મો કરે છે અને તે તે કર્મોનાં ફળોને ભોગવે છે. પરતુ આ બધા કોલાહલનો આત્મામા કયાયે સદ્‌ભાવ નથી આત્મા તો સૌમા એક સરખો છે. પ્રકૃતિના ભેદથી આત્માનો ભેદ થતો નથી. આવુ તે યોગારૂઢનુ દૃઢ દર્શન હોવાથી તે જગતમા રહે

ત્યાંસુધી અર્થાત્ યાવજ્જીવ તેનું વર્તન આ દર્શનને અનુરૂપ હોય છે. તેને પોતાની દૃષ્ટિએ તો સુહૃદ્ દુર્હૃત્ જેવા ભેદ નથી. પણ જગતની દૃષ્ટિએ તેના કોઈ સુહૃદ્ કે દુર્હૃત્ હોઇ શકે છે. આવા જગતની નજરના સતો અને શત્રુતાનો તરફ આવી સમબુધ્ધિવાળો મનુષ્ય કેવી રીતે વર્તે ? તો ભગવાન કહે છે કે સુહૃદ્ હોય અગર તો દુર્હૃત્ હોય, સૌમાં સમબુદ્ધિ ચઢીઆતો છે. સુહૃદ્ એટલે પ્રત્યુપકારની આશા શિવાય ઉપકાર કરનાર. સ્નેહને વશ થઇને ઉપકાર કરનાર હોય તે મિત્ર; અરિ એટલે શત્રુ; ઉદાસીન એટલે નિષ્પક્ષપાતી. ઉભય પક્ષનું હિત ચાહનાર એટલે મધ્યસ્થ. જે દ્વેષનો વિષય તે દ્વેષ્ય એટલે કે અપ્રિય; બંધુ એટલે સંબંધી. સાધુ એટલે સદાચારી-શાસ્ત્ર વિહત કર્મ કરનારા. પ્રાણ ત્યાગે પણ જેઓ સ્વધર્મ ત્યાગ ન કરે તેવા મહાત્મા પુરૂષો; પાપી એટલે દુરાચારી-લોક અને શાસ્ત્ર વિરુદ્ધ કર્મ કરનારા સ્વદેશ અને જાતિ દ્રોહી ક્ષુદ્રાત્મા પુરૂષો. આ સુહૃદ્થી માંડી પાપી સુધીના બધા પુરુષોમાં સમાનબુદ્ધિ રાખનારો યોગારૂઢ મનુષ્ય સૌથી ચઢીઆતો છે. અર્થાત્ આ બધાની સાથે પ્રસંગ પડતાં રાગદ્વેષ વિનાનું વર્તન રાખનારો પુરુષ શ્રેષ્ઠ છે. અર્થાત્ જેની સાથે જેવું વર્તન શાસ્ત્રસિધ્ધ થયું હોય તેવું વર્તન વિના રાગદ્વેષે કરનારા પુરૂષો. અર્થાત્ સુહૃદ્ સાથે સુહૃદ્ જેવું, મિત્ર સાથે મિત્ર જેવું, શત્રુ સાથે શત્રુ જેવું, ઉદાસી સાથે ઉદાસી જેવું, મધ્યસ્થ સાથે મધ્યસ્થ જેવું, દ્વેષ્ય સાથે દ્વેષ્ય જેવું, બંધુ સાથે બંધુ જેવું, સાધુ સાથે સાધુ જેવું, અને પ્રાપ્ત સાથે તેને યોગ્ય એવું વર્તન વિના રાગદ્વેષે રાખનાર પુરૂષ શ્રેષ્ઠ છે. આ શ્લોકની અધકચરી સમજ કદાચ અનિષ્ટ અર્થ સમજાવે. તો નવાઈ નહીં. સુહૃદ્ સાથે તો સુહૃદ્ને છાજે એવું વર્તન સમજાય એવી ચીજ છે. પણ પાપી સાથે-શત્રુ સાથે તેમને છાજે એવું વર્તન યોગારૂઢ પુરૂષને માટે સામાન્ય પુરૂષથી ન સમજાય એવુ રહે છે! યોગારૂઢ પુરુષ પણ જો શત્રુ સાથે શત્રુને છાજે એવું વર્તન રાખે તો ક્ષુદ્ર બુદ્ધિ અને મહાત્મા પુરુષમાં તફાવત શો! જરુર ઉપરથી આ તફાવત દેખાતો નથી. પણ ઊંડા ઉતરીને તપાસીએ તો આ તફાવત મહાન છે. ક્ષુદ્ર પુરૂષ રાગદ્વેષનો ગુલામ બની શત્રુ સાથે શત્રુને છાજે એવું વર્તન રાખે છે. તેના ઇરાદામાં કલંકિત ભાવ છે. આથી યોગારૂઢ પુરુષનું શત્રુ સાથે શત્રુ જેવું વર્તન રાગદ્વેષમાંથી ઉપજેલું નથી હોતું. તેના ઇરાદામાં કલંકિત ભાવ નથી. અને જેનામાં રાગદ્વેષ નથી તેનું વર્તન શત્રુ સાથે શત્રુ જેવું તો લાગે પણ તે વાસ્તવિક શત્રુ જેવું નથી. અને આ તફાવત જેવો તેવો

નથી આ તો વ્યવહાર ભૂમિમા આત્મજ્ઞાનમૂલક શાસ્ત્રશિષ્ટ વિના રાગદ્વેષનો યોગ્ય આચાર છે પરમાત્મા જેમ સમદર્શી હોવા છતા તેને જે જેવી રીતે ભજે તેને તેવી રીતે તે પણ ભજે તેમ પરમપિતાનુ બુધ્ધિસામ્ય પામેલો તેનો પુત્ર પણ જગત તેને જે ભાવે ભજે છે તે ભાવને અનુકૂળ તે જગતને પણ ભજે પરમાત્માનુ સાધુ સાથે સાધુને યોગ્ય એવુ વર્તન હોય છે અને શઠતા સાથે તેને યોગ્ય એવુ વર્તન હોય છે અને ત્યાં પરમાત્માને સાધુ વધારે વ્હાલો અને અસાધુ ફેંકી દેવાનો કે અખારો નથી. પણ ઉચ્ચજ્ઞાન પ્રસાદની અન્તિમ ભૂમિકામા જન્મતી નિષ્પક્ષપાત ન્યાયતુલાને અનુરૂપ પરમાત્માનુ વર્તન છે તેનુજ આ યોગારૂઢ મહાત્માનુ નિતાન્ત નિષ્પક્ષપાત ન્યાયતુલાને અનુકૂળ વર્તન હોય છે સમબુધ્ધિનો એવો અર્થ નથી કે સાધુ કે અસાધુને યોગી એકજ કાટલે તોલે–ટકે શેર ખાજા અને ટકે શેર ભાજીનો ન્યાય એટલે સમબુદ્ધિ એવો ક્યાયે અર્થ નથી। સમબુધ્ધિ-એટલે તો અચળ આત્મદર્શનથી ઉપજતી બુધ્ધિની નિરતિશય પ્રસન્નતામાથી ઉપજતી અતિ સૂક્ષ્મ-વાળ પડે તોપણ ભિન્ન થાય એવી ન્યાયી સમજણની તુલા. આથી આ શ્લોકનો કોઇ અભિપ્રેત નહી એવો ઉચ્છાસ્ત્ર અર્થ ન કરે અહી તો રાગદ્વેષશુન્ય બુધ્ધિની વ્યવહારમા કસોટીનો પ્રશ્ન છે શાલિગ્રામ અને મરી વાટવાના પત્થરની એક સરખી કીંમત આકવાનો પ્રશ્ન નથી નિર્મલ આત્મદર્શનના ફળરૂપ નીતરી બુધ્ધિ અને આ નીતરી સમજને યોગ્ય એવુ સર્વ સાથે રાગદ્વેષશુન્ય વર્તન અહી ઉદ્દિષ્ટ છે પ્રકૃતિને વશ થઇ જઈ આત્માને વિસારી વેવલાવેડા કરવાની આ વાત નથી આત્મા જ્યારે એકજ છે અને સૌમા સમાન છે અને પ્રકૃતિનોજ ભેદ છે ત્યારે વિના રાગદ્વેષે પ્રકૃતિને પ્રકૃતિથી જવાબ વાળવો એ આત્મદર્શનનો મહિમા છે ભૂષણ છે. લઘિમાકે દૂષણ નથી. ॥ ૯ ॥

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

એકલો, એકાન્તમાં બેઠેલો, મન અને આત્માને કાબુમાં રાખનાર, નિષ્કામ, અલ્પ વસ્ત્રથી ઢંકાયેલ, યોગી નિરન્તર મનને એકાગ્ર કરે ॥ ૧૦ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને યોગની સીમા બતાવી. વ્યવહારમા ઉતરેલું જ્ઞાન માણસની કસોટી કરે છે. તો એ આદર્શ ભૂમિકા ઉપર ચઢવું કેવી રીતે? આ સીમાને કેવી રીતે -સર કરવી?' અર્થાત્ ભગવાને માણસને માટે જે ધ્યેય નક્કી કરી આપ્યું તે ધ્યેયને આત્મસાત્ કરવાનાં સાધન ક્યાં છે? આ સવાલ છે. આથી હવેના શ્લોકરૂપ ચક્રમાં યોગારૂઢ થવા ઇચ્છનાર કર્મ-યોગીની મનોવિશુદ્ધિના સાધનરૂપ સમાધિયોગનું ભગવાન શિક્ષણ આપે છે. સાધકે પ્રતિક્ષણ-યથાવકાશ આ સાધનામાં નિમગ્ન 'રહેવું' રહ્યું. ભગવાન કહે છે કે હે અર્જુન! એકાન્તમાં બેઠેલો, મન અને દેહને કાબુમાં રાખનાર, નિરિચ્છ, અને અલ્પ વસ્ત્રવાળો યોગી એકલો સતત મનને એકાગ્ર કરે. અર્થાત્ ભગવાન અહીં યોગીને-યોગમાર્ગ ઉપર જવા ઇચ્છનારને માર્ગદર્શન કરાવે છે. માણસે-શું કરવું જોઇએ? તેણે મનને એકાગ્ર કરવાનો નિરન્તર પ્રયત્ન કરવો જોઇએ. જ્યાંસુધી માણસનું ચિત્ત એકાગ્ર નથી થતું ત્યાંસુધી એને સ્થૂલમાં સ્થૂલ વસ્તુનું પણ યથાર્થ જ્ઞાન નથી થતું. તો આ તો અતિ સૂક્ષ્મ વસ્તુ-આત્માને શોધવા નીકળ્યો છે. પ્રકૃતિના પક્ષે અતિ સૂક્ષ્મ-સૂક્ષ્મતમ વસ્તુ પ્રકૃતિ છે. પ્રકૃતિ કરતાંએ આત્મા-જીવાત્મા સૂક્ષ્મતર છે. અને સૂક્ષ્મતમ પદાર્થ પરમાત્મા છે. આ પરમાત્મા પ્રાપ્તવ્ય છે. તો સૂક્ષ્મતાની અવધિરૂપ પરમાત્માને પકડવા માટે મનની કેવળ એકાગ્રતા-અક્ષુબ્ધ એકાગ્રતા-નિરૂધ્ધાવસ્થા હોવી જોઇએ. આગળના સત્યશોધકોએ ચિત્તની પાંચ અવસ્થા વર્ણવી છે. મૂઢ-ક્ષિપ્ત-વિક્ષિપ્ત-એકાગ્ર અને નિરૂધ્ધ અવસ્થા. આ પાંચ અવસ્થામાં છેલ્લી બે-એકાગ્ર અને નિરૂદ્ધ અવસ્થાજ યોગ પક્ષમાં આવે છે. સમાન્ય રીતે પ્રાણીમાત્રની મૂઢ ક્ષિપ્ત કે વિક્ષિપ્ત એ ત્રણ અવસ્થાજ મનની રહે છે. એકાગ્ર અવસ્થાનીજ સીમારૂપ નિરૂદ્ધાવસ્થા છે. અને નિરૂધ્ધ અવસ્થાને સત્યશોધકોએ અસંપ્રજ્ઞાત યોગ કહ્યો છે. એકાગ્ર અવસ્થાને સંપ્રજ્ઞાત યોગનું નામ મળે છે. સમ્પ્રજ્ઞાત અને અસમ્પ્રજ્ઞાત યોગમાં યોગની તમામ ભૂમિઓ સમાપ્ત થાય છે. સમ્પ્રજ્ઞાત યોગ એટલે ચિત્તની તે અવસ્થા જેમાં પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થો પોતપોતાના વિવિક્ત સ્વરૂપમાં સંશય કે વિપરીત જ્ઞાન શિવાય સ્પષ્ટ દર્પણમાં પડેલા પ્રતિબિમ્બની માફક જણાય છે. સંપ્રજ્ઞાત શબ્દનો વ્યુત્પત્તિલભ્ય અર્થજ આ થાય છે. સમ્યક્ "संशयविपर्यासराहित्येन-साक्षात्ज्ञायते इति संप्रज्ञातः" અર્થાત ચિત્તની જે અવસ્થામાં પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થો સંશય કે વિપર્યય-ઉલટાં જ્ઞાન રહિત સાક્ષાત્ જણાય ચિત્તની તે અવસ્થાને સંપ્રજ્ઞાત યોગ કહેવામાં

આવે છે. ચિત્તમાં જ્યારે સત્ત્વગુણનો સ્થિર ઉદ્રેક થાય અને રજોગુણ તથા તમોગુણ કાયમને માટે મંદોદ્રેકવાળા થાય ત્યારે આ અવસ્થા પ્રાપ્ત થાય છે. અર્થાત્ ચિત્તની નિરંતર સત્ત્વોદ્રેકમય અવસ્થા. આ અવસ્થા અભ્યાસ અને અને વૈરાગ્યદ્વારા પ્રાપ્ત થાય છે. આ અવસ્થાનીજ છેવટની ભૂમિકામાંથી અસંપ્રજ્ઞાત યોગ સિધ્ધ થાય છે આ અસંપ્રજ્ઞાત અવસ્થામાં પરમપિતા પરમાત્માનો યોગીને સાક્ષાત્કાર થાય છે તે વખતે પ્રકૃતિનો સંપૂર્ણપણે સ્પર્શ છૂટી જતો હોવાથી યોગીના ચિત્ત સત્ત્વમાં સંસારનું ભાન અસ્ત પામે છે. તેને એકજ ભાન રહે છે અને તે સર્વત્ર પરિપૂર્ણ પરમાત્માનું. આમ એને પ્રકૃતિના તમામ વિષયોનું ભાન ન રહેતું હોવાથી આ અવસ્થાને અસંપ્રજ્ઞાત યોગ કહેવામા આવે છે જે અવસ્થામા કશુ જણાતું નથી એટલે કે જે અવસ્થામાં પ્રકૃતિ અને તેના પદાર્થોનું ભાન નથી રહેતું પણ કેવળ એક ભાન અને તે પરમાત્માનું ભાન રહેતું હોવાથી એને અસંપ્રજ્ઞાત યોગ કહેવામાં આવે છે. અભ્યાસ અને વૈરાગ્ય આ બે સંપ્રજ્ઞાન અને અસંપ્રજ્ઞાત યોગની સાધન સંપત્તિ છે. એમાયે વૈરાગ્ય મુખ્ય છે. વૈરાગ્યથી ચિત્તવૃત્તિનો પ્રવાહ નિરૂધ્ધ થાય છે અને અભ્યાસથી આંતરભાનનો ઉદય થાય છે, અને તેનો પ્રકર્ષ જીવાત્મા અને પરમાત્માના યથાર્થજ્ઞાનમાં થાય છે. આ બધી વસ્તુઓનો યથાસ્થાને શાસ્ત્રીય ઉલ્લેખ કરવામાં આવશે. આ શ્લોકમાં પરમાત્મા અભ્યાસનુ વિધાન કરે છે. અને અભ્યાસ માટે સાધકનામાં કેવી તૈયારી હોવી જોઇએ તેનો ઉલ્લેખ કરે છે. ભગવાન કહે છે કે યોગી ચિત્તને એકાગ્ર કરે. અને ચિત્તની નિરન્તર એકાગ્રતા માટે તેણે વાતાવરણ કેવુ રાખવું અને પોતે કેવા હોવું જોઇએ તે કહે છે. પહેલાં તો યોગી એકાન્તમા બેસવો જોઇએ. એકાન્ત યોગનું પોષક છે. અને ખાસ કરીને પ્રાથમિક અવસ્થામાં તો એકાન્તનો મહિમા અદ્ભુત છે. એકાન્ત સેવનથી યોગી દુનિયાના અનેક અનિષ્ટ સબંધોથી બચી જાય છે. નિંદાસ્તુતિ-ધ્યેય ભ્રષ્ટ કરનારી વાતચીત અને ચિન્તન, દુન્યવી નિર્બળતાઓ અને કાયરતા જન્માવનારાં વાતાવરણોથી બચવાને માટે એકાંત એ કવચ છે. આથી એકાગ્રતાનો અભ્યાસ ઇચ્છિનાર સ્વહિતકાંક્ષી યોગીએ એકાંતસેવી થવું જરુરી છે. તે ઉપરાંત તે એકલોજ સાધનામાં બેસે એકાન્ત જ્યામાં પણ બે પાચ સાધકો સાથે મળીને અભ્યાસ કરવાનો મોહ ન રાખે. કેમકે પ્રકૃતિ-માયા

મહાચતુર છે કદાચ યોગાભ્યાસને બદલે તે બે ચાર સાધકો વાતચીતનોજ અભ્યાસ કરે સંસારની ધ્યેયથી પ્રતિકૂલ વાતનોજ અભ્યાસ આદરે માટે પરમસ્વાર્થની સાધનામાં સાધક અવસ્થામાં કોઇને ભાગીદાર ન બનાવવો એ યોગ્ય છે એ ઉપરાત યોગાભ્યાસીએ મન અને દેહને કાબુમાં આણેલા હોવા જોઇએ જોયની અને સાંભળેલી વસ્તુ વિષે ચિન્તન ન કરતા તેમને વિસારે પાડવી-સ્વાભાવિક રીતેજ તેમને ભૂલી જઈ ધ્યેયલક્ષી બનવું એટલે મનનો કાબુ અહીં જાણવો અર્થાત્ સાંભળેલી અને અનુભવેલી-વસ્તુઓમાંથી, ધ્યેયથી વિચલિત કરનારી જેટલી વસ્તુઓ હોય તેનો વિવેક કરી તેમને મનમાંથી યોગીએ હાંકી કાઢવી રહી કેમકે જો તે બધો શત્રુમેળો મનમાં રહી જાય તો કોલાહલ થયા વિના ન રહે ! આથી નકામું જેટલું ચિન્તન તેને અટકાવી દેવું એ ઉચિત છે તે ઉપરાત એકાગ્ર થવા ઇચ્છનારે પોતાના દેહ ઉપર પણ પણ કાબુ મેળવવો રહ્યો દેહ ઉપર કાબુ એટલે દૃઢ આસનની સિદ્ધિ જ્યાં સુધી ઇચ્છે ત્યાંસુધી એકાસને બેસવાની ટેવ પાડવી. દેહનું બને તેટલું ભાન ભૂલાવાથી આસન સિદ્ધ થાય છે દેહનું ભાન ત્યારે ભૂલાય કે દેહ કરતા કોઈ વધુ પ્રિય વસ્તુનું મનમાં ચિન્તન થાય આમ વિવેકીએ જેના ઉપર મનને દોરવવું હોય તે વસ્તુનું પોતાના ઉપર આકર્ષણ છે કે નહીં તે પહેલા જોઈ લેવું આમ જો ઇષ્ટ વસ્તુનું સતત ચિન્તન થાય તો દેહગેહાદિનો ખ્યાલ ભુલાય અને વિવેકની વૃદ્ધિ થતા એ ખ્યાલો તદ્દન શમે આમ દેહ ઉપર કાબુ એટલે કે આસનની સિદ્ધિ દૃઢાસને બેસવામાં શરીર આનાકાની કરતુ ન હોવું જોઇએ દુ:ખી થતું ન હોવું જોઇએ આ સિદ્ધિને માટે માનસિક બળ અને ઉત્તમ ચિન્તનમાં એકાગ્રતા કેળવવી જોઇએ ધીરે ધીરે આસન ઉપર માનવ વિજય મેળવે છે આ ઉપરાત યોગી નિરાશી હોવો જોઇએ એટલે કે ઇચ્છાને આધીન ન હોવો જોઇએ, જરાજરા વારમાં પોતાને સિદ્ધિ મળી કે નહીં એનું પરખું કરવાની કામનાવાળો ન હોવો જોઇએ પોતે જે કરી રહ્યો છે તે જો સારી રીતે થશે તો સિદ્ધિ તો-દૂધમાં ખાંડ ભળતા જેમ તે મીઠું થાયજ, તેમ મળશે જ. આથી યોગી મમતા તૃષ્ણા-ઇચ્છાથી પર રહે અને તે ઉપરાત તે અપરિગ્રહી રહે એટલે જ્યાં મોહ હોય ત્યાં પ્રપંચો સાથે ને સાથે અને તેટલા ઓછામાં ઓછા રાખવા વગેરે-કેમકે તે જે માર્ગે જવા ધારે છે ત્યાં તો છેવટે દિગંબર અવસ્થામાં મહાનતાનું છે આરોગ્યની દૃષ્ટિએ પણ અતિશય

વર્જ્ય છે આમ વસ્ત્રાદિના વધારે પડતાં મોહક પરિગ્રહથી તે દૂર રહે અર્થાત્ સમજપૂર્વકની સાદાઇ કેળવે વધારે પડતો પરિગ્રહ ચિત્તને વિક્ષિપ્ત કરેજ. કેમકે વસ્તુમાત્રના અર્જનમાં-રક્ષણમાં-ક્ષયમા-સગમાં-પરિતાપ રહેલોજ છે. પરિતાપથી પર થવા જો તેનો પ્રયત્ન છે તો પછી પરિતાપ જન્માવે એવી વસ્તુના સગથી તે પર રહે. અર્થાત્ અપરિગ્રહવ્રતમાં તે સ્થિરતા કેળવે અહીં અપરિગ્રહવ્રતનો સંકુચિત અર્થજ લેવાનો છે. એનો અતિ આં યામિક અર્થ અહીં બીનજરૂરી છે. એટલે અપરિગ્રહ શબ્દથી સાદાઇ જેટલોજ અર્થ લેવો. આમ ચિત્તની નિરન્તર એકાગ્રતા સાધવાને માટે માણસે એકાન્તમાં એકલા સાધના પૂરતા તો રહેવુંજ. તેણે મન અને દેહ ઉપર ધ્યેયનો-ધ્યેયાનુલક્ષી કાબુ મેળવવો. કામનાની પકડમા ન આવવું અને સાદા રહેવુ. આટલી વસ્તુ તો દરેક શોધક કરી શકે એટલી અનુકૂળતા છે. ઇચ્છા જોઇએ. સારા થવાની-શુધ્ધ થવાની ઇચ્છાના અભાવે પ્રયત્નનો અભાવ થાય છે. અને કર્યા શિવાય તો કઇ થતુ નથી. અને થાય નહિ તો કશું મળે નહિ માટે કંઇ કરવાને માટે પ્રયત્ન થવો જોઇએ પ્રયત્નમાં મઝા છે. આ શ્લોકમા સાધકની તૈયારી બતાવી ભગવાને કહ્યુ કે તે મનને નિરન્તર એટલે કે રાત દિવસ-યથાવકાશે એકાગ્ર કરે. એકાગ્ર એટલે એક વસ્તુમાં અગ્ર-એટલે તીક્ષ્ણ કરે. અર્થાત્ ધ્યેયમા ચિત્તને પરોવે. ધ્યેય શિવાય મનને કશામા ન લગાવે. અને ધ્યેય છે પરમાત્માની પ્રાપ્તિ આ પ્રાપ્તિમાં પણ જુદી જુદી ભૂમિકાઓ છે પહેલાં પ્રકૃતિનો સાક્ષાત્કાર. એ સાક્ષાત્કાર પ્રકૃતિના ઉપરથી તદ્દન વિરાગમાં પરિણમે ! આ આ વિરાગની વૃધ્ધિ પ્રત્યગાત્માના દર્શનમાં પરિણમશે અને વિરાગની પરમ અવસ્થા પરમાત્માના દર્શનમાં પરિણમશે. આમ છેવટનું ધ્યેય સંપાદિત કરતાં ઓછામાં ઓછી બે ભૂમિકા ઉપર મનુષ્યને ચઢવુ પડશે. આ બધી વસ્તુના વિસ્તૃત વિવેચન માટે યોગદર્શનનો અભ્યાસ જરૂરી છે. ॥ ૧૦ ॥

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।<br>
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

પવિત્ર જગ્યામાં બહુ ઉંચુ તથા બહુ નીચું ન હોય એવું કોમળ વસ્ત્ર ચર્મ અને દર્ભ છે, જેમાં ઉત્તરોત્તર એવું પોતાનું આસન સ્થિર સ્થાપી (બેસવું) ॥ ૧૧ ॥

આગલા શ્લોકમાં યોગી થવા ઇચ્છિનારે ચિત્તની એકાગ્રતાનો અભ્યાસ કરવો એમ કહ્યું. હવે આ અભ્યાસને માટે આસનનિષ્ઠા કેળવવી જોઇએ. અર્થાત્ આસનસિદ્ધિ મેળવવી જોઇએ. તો એ આસનજયને માટે શું કરવું-કેવું આસન બનાવવું એની યોગને અનુકૂલ સમજ આપતાં કહે છે કે હે અર્જુન! પવિત્ર જગ્યામાં નહિ તો બહુ ઉચું કે ન તો બહુ નીચું એવું, દર્ભ મૃગચર્મ અને મૃદુવસ્ત્રનું બનેલું, પોતાનું સ્થિર આસન, સ્થાપી પછીથી અભ્યાસ કરે. અર્થાત્ આસનની રચના વખતે સાધકે કેટલીક વસ્તુઓ ધ્યાનમાં લેવાની છે. આસનને માટે તેણે જગ્યાની પસદગી કરવાની છે. ગમે ત્યાં આસન જમાવવાનુ નથી. પરંતુ પોતાના ધ્યેયની બને તેટલી જલદી સિદ્ધિ થાય એવા વાતાવરણમાં આસન જમાવવું રહ્યું. આથી યોગની સાધના કાજે પવિત્ર જગ્યામાં પોતાનું આસન સ્થાપવું. કુદરતી રીતે પવિત્ર એવી કોઇક પ્રાકૃતિક જગ્યાએ બેસવું. અગર તો પોતાના ઘરમાંજ માર્જન પ્રોક્ષણ વગેરેથી પવિત્ર કરાયેલી જગ્યાએ બેસવું. વાતાવરણની પવિત્રતાનો સાધકના ઉપર અત્યન્ત પ્રભાવ પડે છે. આથી આસનની પસંદગી પવિત્રમાં પવિત્ર-સત્વોદ્રેકમાં સાધનભૂત બને અને ચિત્તને પ્રસન્ન કરે એવી જગ્યાએ કરવી. બીજી વાત ધ્યાનમાં રાખવાની એ કે આસન ન તો બહુ ઉચું કે ન તો બહુ નીચું હોય. બહુ ઉંચું આસન રાખવામાં કોઇક વખતે અકસ્માતનો ભય રહે. જમીન સાથે લગોલગ રાખવામાં કવચિત્ રોગાદિનો ભય રહે આથી જમીનથી ન તો બહુ ઉચું કે ન તો લગોલગ જમીનને અડતું આસન કરવું. મધ્યમ ઉંચાઇ ઉપર આસન રાખવું. આસનના ઉપર શી શી વસ્તુઓ રાખવી જોઇએ તો કહે છે પહેલાં આસન ઉપર દર્ભની સાદડી રાખવી તેના ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રચર્મ નાંખવું. અને તેના ઉપર કોમળ વસ્ત્ર બીછાવવું. દર્ભ પ્રાચીન કાળથી પવિત્રતાનો પ્રતિનિધિ છે. મૃગચર્મ પણ પવિત્ર અને જ્ઞાનપ્રદ ગણાય છે. અને કોમળ વસ્ત્ર પણ આસન સુખદાયી બને એ માટે જરૂરી છે. આમ દર્ભ ઉપર મૃગચર્મ અને મૃગચર્મ ઉપર કોમળ વસ્ત્ર પાથરવું. આસન માટે એકજ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે તે સુખદાયી અને યોગને માટે અનુકૂળ હોય. દર્ભ વિગેરે પ્રાચીન કાળના અવશેષો છે. આજકાલ એના કરતાં પણ જો સારાં સાધનો મળતાં હોય તો તેને માટે વાંધો ન હોય. પણ સાધકે તો ભગવાનને ગુરૂ લેખી તે કહે તેમ કરવાનું હોય. એટલે ભગવાનના વચનને વળગી રહે. સમજપૂર્વક વળગીને

આજકાલના દેશકાળને અનુરૂપ આસન બનાવે. આવાં આસન ઉપર પોતાનું આસન સ્થિર કરી યોગાભ્યાસ કરવો. સ્થિર એટલે નિશ્ચલ. દર બે મિનીટે શરીરને હલાવવું નહીં તે. સામાન્ય રીતે માણસ જ્યારે આસન સિધ્ધ કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેનું શરીર તેને શરૂઆતમાં પજવે છે. આ પજવણીને ન વશ થતાં શરીર કાલાવાલા કરે તો પણ શરીરને મચક ન આપતાં પોતાના ધ્યેયનેજ ધ્યાનમાં રાખી સાધકે આસન વિજયી થવા માટે પ્રયત્ન કરવો. થોડા સમયમાં તો શરીર તેને પજવતું છોડી દેશે. અને જાતે તેજ રીતે બેસવાને ટેવાઈ જશે. આમ આસનને માટે આટલી વસ્તુ કરવીઃ ॥ ૧૧ ॥

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

તેના ઉપર બેસી ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને કાબુમાં લાવેલ યોગી, મનને એકાગ્ર કરી ચિત્તની શુધ્ધિ માટે એકાગ્રતાનો અભ્યાસ કરે (એટલે કે સમાધિ સાધે). ॥ ૧૨ ॥

હવે આસન ગોઠવ્યા પછી શું કરવું તેની સમજણ આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! તે આસન ઉપર બેસીને, કાબુમાં કરેલી મન અને ઇન્દ્રિયોની ક્રિયાવાળો પુરૂષ, મનને એકાગ્ર કરી, આત્માની વિશુધ્ધિ માટે ચિત્તની એકાગ્રતાનો અભ્યાસ કરે. અર્થાત્ આસનને લગતી તમામ ગોઠવણો કર્યા બાદ તે આસન ઉપર બેસવું. બેઠા પછી શું કરવું ? બેઠા પછી સાધકે ચિત્ત અને ઇન્દ્રિયોની વૃત્તિઓને વશમાં આણવી. અર્થાત્ અંતઃકરણ અને બાહ્ય કરણોના વ્યાપારોને કાબુમાં આણવા. એટલે કે પોતાનું શું ધ્યેય છે એની વિચારણા કરી તે ધ્યેયનું ધ્યાન રાખી મનની અને બીજી ઇન્દ્રિયોની ક્રિયાને પોતાને અધીન કરવી. ધ્યેયનું તે ધ્યાન કરતો હશે તો એની મેળે બીજી ઇન્દ્રિયો અને મન તે ધ્યેયને અનુકૂળ થઈ જશે. આથી આસન ઉપર બેસી ધ્યેયોન્મુખતા કેળવવી. ત્યાર બાદ મનને એકાગ્ર કરવું. અર્થાત્ પોતાનું જે ધ્યેય હોય તે ધ્યેયમાજ મનને લગાડવું. ધ્યેયનોજ સંકલ્પ કરવો—મનને ધ્યેયલક્ષ કરી નાખવું. અર્થાત્ સિવાય કે ધ્યેય મન ક્યાંયે વેરાયેલું ન હોય એવું કરવું. મનને ધ્યેયાકાર કરી દેવું. આમ મનને ધ્યેયાકાર કરી આત્મ વિશુધ્ધિ માટે

એ એકાગ્રતાનો વારંવાર અભ્યાસ કરવો અને અહીં ખાસ ધ્યાન રાખવા જેવી ચીજ પરમાત્મા બતાવે છે આ બધી ખટપટ માણસે કેમ કરવાની છે। શા માટે આસન સ્થાપવું-બાહ્યાન્તર ઇન્દ્રિયોને રોકવી-મનને એકાગ્ર કરવું જરૂરી છે? તે બધાનું એકજ પ્રયોજન છે અને તે આત્માની વિશુદ્ધિ મનને વિશુદ્ધ કરવાને માટે માણસે યત્નશીલ થવાનું છે મનની મલિનતા રજો અને તમોગુણને આભારી છે જ્યાંસુધી મનમા મેલ રહે ત્યાંસુધી આત્મદર્શન ન થાય. આ સિદ્ધાન્ત છે આથી યોગીના તમામ પ્રયત્નો મનની વિશુદ્ધિ માટે છે વિશુદ્ધિ એટલે સત્વગુણનો સ્થિર ઉત્કર્ષ મનની તે અવસ્થા જેમા કેવળ સત્વગુણજ રહે સત્વગુણ એટલે પ્રકાશ અને સુખમયી અવસ્થા પ્રકાશ એટલે પ્રકૃતિથી માંડી આત્મા પર્યન્તના તમામ પદાર્થોનું સ્પષ્ટ નિસંશય અબાધિત નિશ્ચયાત્મક જ્ઞાન અને એ જ્ઞાનમાંથી સ્વીકાર્ય અને ત્યાજ્યનો વિવેક આત્મા સ્વીકાર્ય અને પ્રકૃતિ અને તેના વિકારો ત્યાજ્ય અર્થાત્ દેહથી માંડી બુદ્ધિ પર્યન્તના તમામ પદાર્થોમાં આત્યંતિક વિરાગ અને આત્મવસ્તુમા અવ્યભિચારી રાગ-પ્રેમ-નિષ્ઠા આનું નામ જ્ઞાન છે આ જ્ઞાનમા સુખાનુભવ છે નિત્યસુખાનુભવ છે નિરન્તર સ્વરૂપાનુસંધાન એ આત્મશુદ્ધિનું ફળ છે આવી સ્થિર આત્મશુદ્ધિ માટે ચિત્તની એકાગ્રતાનો અભ્યાસ કરવો જોઇએ કેમકે એકાગ્રતા વિના તત્ત્વજ્ઞાન પરિપક્વ થતું નથી એ સુખપ્રસવી થતું નથી આથી તત્ત્વજ્ઞાનની દૃઢ ભૂમિકા-સાધના માટે પ્રતિપળ યોગાભ્યાસ વિહિત છે આનુંજ નામ ક્રિયાત્મક જ્ઞાન છે કેમકે જ્યારે દૃઢ આત્મબોધ જન્મે છે ત્યારે કર્મયોગ માણસનામા સ્વાભાવિક થઈ જાય છે આથી માણસે ચિત્તની એકાગ્રતા આત્મવિશુદ્ધિને પ્રયોજન ગણી કરવાની છે, જો એકાગ્રતા આત્મવિશુદ્ધિ ન કરે-આત્માના રાગદ્વેષાદિ મેલોને ન ધુવે-તે એકાગ્રતા કશી ખપની નથી કેમકે મન તો ગમે તે વખતે ગમે તે પદાર્થમા એકાગ્ર હોય છેજ પણ રાજસ કે તામસ એકાગ્રતા યોગવિઘાતી છે આત્મઘાતી છે ઉન્માર્ગે લઈ જનારી છે માટે સાત્વિક એકાગ્રતાજ ધ્યેયસાધક છે આથી સત્વગુણનો ઉત્કર્ષ થાય-સ્થિરતા થાય-સ્વાભાવિક એકતાન સ્વચ્છ પ્રવાહ થાય એ પ્રયોજન માટે એકાગ્રતાનો અભ્યાસ કરવો એટલે યમનિયમોનો અભ્યાસ કરવો આ નમ્રુ કરવાથી વધુ સમજાય છે નકશાથી સમજાતી નથી માટે ... અને જે તો સિદ્ધાન્તજ અહીં તો છેવટનો ગુરુ છે ॥ ૧૨ ॥

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥

કાયા મસ્તક અને ડોકને સીધી, નિશ્ચલ રાખતો, દૃઢ પ્રયત્નવાળો થઈ પોતાના નાકની અણી ઉપર જોઈ તથા વચ્ચે વચ્ચે પૂર્વાદિ દિશાઓ તરફ ન જોતાં બેસે. ॥ ૧૩ ॥

હવે આસન ઉપર બેસી શરીરને કેવું રાખવું એનો ઉપદેશ આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! કાયા-કંઠ અને મસ્તકને સીધી લીટીમાં સ્થિરપણે ધારીને, સ્થિર થઈ પોતાની નાસિકાના અગ્રભાગને સારી પેઠે જોતો અને વચ્ચે વચ્ચે આજુબાજુની દિશાઓને ન અવલોકતો યોગી પુરુષ બેસે. અર્થાત્ સાધક આસન ઉપર બેસીને કેડથી માંડી મસ્તક પર્યન્તના શરીરના ભાગોને સીધી લીટીમાં સ્થિર કરવા. શરીરના ઉપલા ભાગને હાલતો ન રાખવો. ખુંધા ન બેસવું. પણ કેડ-છાતી-ડોક-માથું એક સમાન સીધી લીટીમાં રાખવું. હાલતું કે વાંકુંચુકું રાખવાથી શરીરનું આરોગ્ય જોખમાય. આથી આત્મબળપૂર્વક શરીરના ઉપરના ભાગને સરલ સીધો રાખવાનો પ્રયત્ન કરવો. ત્યારબાદ શરીર આંગળી જેમ તેમ બેસવાની ટેવને લીધે પજવે તો તે વખતે દૃઢ પ્રયત્નશીલ થવું. સિધ્ધિ સબળને વરે છે. અને આણે તો છેક છેવટની સિધ્ધિ પ્રાપ્ત કરવાનો મનસૂબો સેવ્યો છે. આત્માનું દર્શન કરવા નીકળ્યો છે. એટલે એમાં તો જીવ સટોસટની રમત છે. આથી શરૂઆતમાંજ જો તે પાછીપણું બતાવે તો ઉથલી પડે. આત્મા એમ લલા પ્રયત્ને મળતો નથી. કપરીમાં કપરી કસોટીમાંથી જે આત્મબળે પસાર થાય-અગ્નિ પરીક્ષા આપવા જે તૈયાર હોય તેને શ્રેયોમાર્ગનું ફળ મળે છે. આથી આસન કાળે પુરૂષે દૃઢ પ્રયત્ન રહેવું. ત્યારબાદ આજુબાજુ ન જોવું. સંભવ છે કે આજુબાજુ આડું તેડું જોવા જાય તો આંખદ્વારા મન વિષયોમાં ચરવા જાય. મન મહા ખેલું છે. આથી માણસે પોતાની નાકની અણી ઉપર નજર સ્થિર કરવી. અને આંતરે આંતરે પણ આજુબાજુ ન જોતાં પોતાના ધ્યેયનુંજ અખંડ ચિન્તન કરવું. આ બધી વિધિ મનને બહાર જતું અટકાવવા માટે છે. આથી સાધકે આ વસ્તુઓનો પણ બરોબર અમલ કરવો. ॥ ૧૩ ॥

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

મનનો સંયમ કરી, પ્રશાંત મનવાળો, નિર્ભય, સર્વેન્દ્રિય સંયમમાં પ્રતિષ્ઠિત, મારામાં મનવાળો મારો પરમભકત, સમાધિ યોગથી યુકત થઇ બેસે. ॥ ૧૪ ॥

દર્શન વધુ સ્પષ્ટ બનતું જાય. વિવેક તીવ્ર થતો જાય. અને વિવેકની સ્થિરતામાં રાગદ્વેષનું મોત છે. આમ માણસે નિત્ય અભ્યાસદ્વારા સત્વગુણનો ઉત્કટ પ્રવાહ વહેવરાવતાં શીખવું જોઇએ. પ્રશાંતાત્મા પુરૂષ "વિગતભીઃ" એટલે કે નિર્ભયમના થશે. ભય અજ્ઞાન મૂલક છે. આત્મા વિષે આપણી સમજ જ્યાંસુધી અધકચરી રહે–ત્યાંસુધી ભય માણસને છોડે નહિ. દેહાત્મવાદની ચૂડમાંથી વેદાન્તી-પીઠવેદાન્તી પણ મુક્ત નથી. કેમકે કેવળ સિધ્ધાન્તના જ્ઞાનથી તો પ્રત્યક્ષ અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. પ્રત્યક્ષ અજ્ઞાનની નિવૃત્તિ પ્રત્યક્ષ જ્ઞાનથી થાય છે. આત્માનો જેણે અનુભવ નથી કર્યો તે કદી સાચા અર્થમાં નિર્ભય થઇ શકતો નથી. વળી આ માર્ગમાં તો સૂક્ષ્મતમ વિષયોમાં મનોવૃત્તિનું એકીકરણ કરવાનું છે. એટલે રસ્તે ઘણા ભયમાર્ગો આવે છે. દરેક મનુષ્યે બુધ્ધ થવા પહેલાં 'માર' સાથે મહાયુધ્ધ–મરણીયું યુધ્ધ ખેલવું પડે છે. દરેકે 'ઇશુ' બનતાં પહેલાં શયતાન સાથે પ્રાણાન્ત યુદ્ધ ખેલવું પડે છે–એટલે યોગમાર્ગ ઉપર જનાર માણસે પણ રાગના પૌત્ર ભય સાથે કેડ કસીને લડવું પડે છે. જેમ જેમ માણસ ઉપર ચડવા મથે છે તેમ તેમ તેને દેહના આકર્ષણો–મનના આકર્ષણો–બુધ્ધિના આકર્ષણો–અને છેવટે પ્રકૃતિના આકર્ષણોથી પર થવા માટે મહાભારત પ્રયત્ન કરવો પડે છે. અનાત્મા સાથે દૂધ અને પાણીની માફક એકરસ થઇ ગયેલા આત્માને છૂટો પાડવાનો આ કેવળ દૃઢ નિશ્ચયબલ-સાધ્ય પ્રયોગ છે. આથી મનની માઝા મૂકાવી દે એવાં ભયસ્થાનો આવતાં–દેહજ આત્મા છે એ ખ્યાલ છોડતાં જે સહસ્ત્ર વીંછીઓના ડંખના જેવી પરમવેદના થાય છે–જે વખતે માણસ મહાત થઇ જવાની અણી ઉપર આવી જાય છે. તે વેળા એણે આત્મા અજર છે અમર છે એવા દૃઢ નિશ્ચય બળે સાથે લડવાનું છે. અને આત્માને લગના દૃઢ નિશ્ચય બળે ભયને જીતવાનો છે. માટે સાધક અવસ્થામાં ભયની પેલે પાર જવાને માટે નિરતિશય શ્રદ્ધા અને નિશ્ચય બળનો અખૂટ સંચય સાધકને માટે આવશ્યક છે. આ વાત પરમપિતા 'નિર્ભય' એ શબ્દદ્વારા જણાવવા માગે છે. જો માણસ પરમાત્માના વાક્યમાં બાળક જેટલી સરળ શ્રધ્ધા રાખી આગળ ધપતો જાય છે તેને અવશ્ય પરમાત્મા તેને અણીને વખતે અગમ્ય રીતે મદદ કરશેજ. આ ઉપરાંત તે વેળાએ સાધક બ્રહ્મચારીવ્રતમાં સ્થિત હોવો જોઇએ. બ્રહ્મચારીવ્રત એટલે કે તમામ ઇન્દ્રિયોનો સંયમ. આ સિવાય તો આ માર્ગે પ્રયાણજ અશક્ય છે. આમ પ્રશાન્ત અને નિર્ભય–સંયમી પુરૂષે મનને વિષયોમાંથી હઠાવીને

ક્યાં એકાગ્ર કરવાનું છે તે ભગવાન કહે છે કે તેણે 'મચ્ચિત્ત' થવું અર્થાત્ મારામાં–પરમાત્મામાં મનને રાખવું. નીરોગી મનનું પરમાત્મા એ સ્વાભાવિક ગન્તવ્ય સ્થાન હશે અર્થાત્ યોગીનું વિષયથી નિવૃત્ત થયેલું મન સ્વાભાવિક રીતેજ પરમાત્મનિમગ્ન હશે એટલે કે તેના સત્વમય હૃદયમાં પરમાત્માને લગતાજ વિચારો રાતદિવસ આવશે પરમાત્મા શિવાય તેને ચેનજ નહી પડે આવા પરમાત્મનિમગ્ન મનવાળો યોગી પુરુષ ભગવાને કહ્યું છે કે 'મત્પર આસીત, જીવનભર ભગવત્પરાયણ રહે અર્થાત્ જીવનની પ્રત્યેક ક્ષણે પરમાત્મ પરાયણ રહે અર્થાત્ જીવનમાં હવે તે પરમાત્મમય રહેશે આમ મનોવિશુદ્ધિનો પ્રયોગ ધીરે ધીરે માણસને પરમાત્મપ્રતિષ્ઠ કરી દે છે પરમાત્મનિષ્ઠા એ મનોવિશુદ્ધિનો છેલ્લો આરો છે. આમ અધ્યાત્મ છેવટે પરમકલ્યાણનો માર્ગ સ્પષ્ટ કરે છે: યોગસાધનાથી આત્મા મુક્ત થાય ॥ ૧૪ ॥

પામે છે. અર્થાત્ જન્મના કારણરૂપ અજ્ઞાન અને અજ્ઞાનના પુત્રોરૂપ રાગદ્વેષ કે જે ભુવનમાં કોલાહલ મચાવે છે તેમાંથી મુક્ત થાય છે. અર્થાત્ શુદ્ધ સ્વરૂપ નિષ્ઠ થાય છે, અને સ્વરૂપમાં તો કેવળ શાંતિ-નિર્વિકારિતા છે. કોલાહલ નથી. આ શાંતિ કેવી? ભગવાન કહે છે 'મત્સંસ્થ' મત્સંસ્થ એટલે મારામાં રહેવારૂપ અર્થાત્ હું પરમાત્મા એ પરમાત્મામાં સ્થિતિરૂપ જે શાંતિ તે શાંતિ. એટલે કે પરમાત્મામાં રહેનાર માણસને જે અત્યંત-નિરતિશય રાગદ્વેષશૂન્ય નિર્વિકારિતાનો અનુભવ થાય છે તેવી નિર્વિકારિતાનો અનુભવ થાય છે અર્થાત્ આત્મી સ્થિતિની શાંતિ. આ શાંતિ 'નિર્વાણ પરમા' એટલે નિર્વાણથી પણ ઉત્કૃષ્ટ હોય છે. નિર્વાણ એટલે મોક્ષ-વિદેહમોક્ષ. આ શાંતિ તો સદેહ મુક્તિની શાંતિ છે. અર્થાત્ મર્યા પછીનો મોક્ષ થાય તેની ખાત્રી કરાવી આપ-

શકાય એવી વૃદ્ધિ થાય. યોગ સત્વગુણની વૃદ્ધિમાં છે. આથી વધારે ખાનાર મનુષ્ય–માપથી વધારે ખાનાર મનુષ્ય પોતાનુંજ અહિત કરે છે. યોગી થવા ન ઇચ્છતા હોય તેમણે પણ અકરાંતીઆં કે ખાઉધર બનવું એ નિર્લજ્જતા છે. પશુઓ પણ હોજરી ઉપરાન્ત તો ખાતાં નથીજ. તો પછી બુદ્ધિશાળી હોવાનો દાવો કરનાર માણસ તે અધિક માત્રાનું ખાઇને કેમ અત્યાચારી બને! આમ પોતાનાથી જીરવી શકાય તેના કરતાં વધારે ખાવું એ ઇશ્વરનો અપરાધ છે. સમાજનો અપરાધ છે. આત્માપરાધ છે. એમાં આત્મઘાત છે આથી યોગી કે અયોગી મનુષ્યમાત્રે (જીહ્વા) લૂલીને લપટી ન બનાવવી જોઇએ. લૂલીને લપટી કરી એટલે રોગમાત્રને આમંત્રણ મળ્યુ જાણવું.

જેમ માત્રાથી વધારે ખાવું એ યોગવિઘાતક છે તેમ પોતાને જોઇએ તેનાથી ઓછું ખાવુ કે બિલકુલ ન ખાવું એ પણ યોગવિઘાતક છે. કેટલાક માણસો ઉપવાસ પ્રિય હોય છે. અને ઉપવાસમાં પણ કાંઈ વિવેક ન રાખે. હોજરીને ભૂખે બાળી નાખે! આમાં પણ વિવેક નથી! વિવેકી ઉપવાસ યોગને અનુકૂળ થઈ પડે જ્યારે, અવિચારી ઉપવાસ–તામસ આગ્રહને લઈને પોતાના શરીરના તત્વોને ધમી નાખનાર ઉપવાસ યોગને પ્રતિકૂળ થઈ પડે છે. શરીરને વિના વિવેકે કષ્ટ આપવામાં બિલકુલ સજ્જનતા કે સમજ નથી! એ પણ ઇશ્વરનો ગુન્હો છે! અન્નમય દેહ છે. એ અન્નમય દેહને પોષવો. સાધનમાર્ગમાં સારી પેઠે કામ આપે એવી રીતે પોષવો એ પુણ્યનુ કામ છે. દેહને ઉપવાસથી કૃશ કરી નાંખવો–દુબળો કરી નાંખવો એ તો ઇશ્વરના જંગમ મંદિરને જીર્ણ કરી નાખવા બરોબર છે–એ મંદીરને તોડી પાડવા બરોબર છે મહાન પુણ્યથી ખરીદેલી કાય નૌકાને ડૂબાડી દેવા જેવો અકકલ વગરનો પ્રયોગ છે. આથી એકલા ઉપવાસ પણ ન કર્યા કરવા. ભગવાન બુધ્ધ જેવા અજોડ મહાપુરૂષે પણ અવિવેકી ઉપવાસની નિરર્થકતા પોતાના સાધનાકાળમા અનુભવી હતી. આથી બીલકુલ ન ખાવું અને ઉપવાસ કરી કાયાને કાંતી નાંખવી એ પણ ગુન્હો છે. યોગમાર્ગ ઉપર જવા ઇચ્છનારે આ અપરાધ ન કરવો. માત્રામાં ખાવુ.

તેજ મુજબ અતિ સુનારો પુરૂષ પણ યોગને માટે અયોગ્ય છે વધારે પડતું–ઉંઘની માત્રાને વટાવીને વધારે ઉંઘ્યા કરવું એ એદીપણું છુ. અક્ષમ્ય ગુન્હો છે એ તો પશુ કરતાં પણ નામોશી ભરી વાત છે. વધારે પડતુ ઉંઘણશી.

થવું એ અમંગલ છે! અકલ્યાણને આમંત્રણ આપનારી વસ્તુ છે. આલસ્યને આવકારનારી ચીજ છે. પ્રમાદને નોતરનારી વાત છે! આથી એદી અને આળસુ બની લદપાનું ઘોર્યા કરવું—ગત—દિવસ ન જોવો અને ગમે ત્યારે ઉઘ્યા કરવું એ ખરેજ અતિ અસંસ્કારી ટેવ છે જે ઉંઘે છે - અને અતિ ઉંઘે છે તે જીવનભર ઉંઘ્યાજ કરે છે. તેને માટે જાગૃતિ એ સ્વપ્ન છે. ઉંઘ અત્યંત ઉપકારક ચીજ છે. એ ભગવાનની મેમાન મુલાકાતનો ગાળો છે. એ ઔષધિ છે દુઃખમાત્રને વિસરાવનાર, શરીરને સ્વસ્થ અને ક્રિયાક્ષમ બનાવનાર રસાયન છે. અને પ્રાણીમાત્રને માટે વિહિત છે. પણ કુદરતી કાયદાને અનુસરીને એનું સેવન કરવું યોગ્ય છે કુદરતે રાત્રિ પ્રાણીઓને ઉંઘવા માટે બનાવી છે. આથી વ્હેલા સુઇને વહેલા ઉઠવું. સવારના મંગળ સમયે ઉંઘવું એ તો અઘોરી ટેવ—અસંસ્કારી ટેવ—અમંગળ ટેવ છે. એને માટે કોઈ ગૌરવ ન લઇ શકે. એ લાજની—શરમની—નફ્ફટાઇની ચીજ છે. આથી યોગી થવા ઇચ્છનારે તો મંગળ પ્રભાતે જાગતા થઈ જવું અને રાત્રિનો સમય ઘમયમાટ ઉંઘ—ન્યાયી ઉંઘ—આગમદાયિની—પ્રભુ સાથે મિલનકારિણી ઉંઘને સેવવી ઉંઘ એ પરિશ્રમની ઇશ્વરદત્ત બક્ષીસ છે. એની યોગ્ય સેવા માણસને સ્ફુર્તી આપશે સાવધાની આપશે વળી પ્રભાતમાં વહેલો ઉઠનાર માણસ અનુભવશે કે સૂર્યોદય પહેલાના સમયમાં આખી સૃષ્ટિ યોગમય હોય છે અને એ કાળ યોગ સાધનાને માટે અતિશય અનુકૂળ હોય છે. ભગવાનની મુલાકાત લઇ આવેલો જીવ તે વેળા પ્રસન્ન હોય છે. પ્રકૃતિ પ્રસન્ન હોય છે. આથી ચિત્તની પ્રસન્નતા સહજ થઇ પડે છે અને પ્રસન્નતા તો યોગ છે! આથી જ્યારે ભગવાન કહે છે કે અતિ ઉંઘનારને યોગ નથી ત્યારે તેઓ કેવળ હિતેચ્છી બની જાય છે. અને ઉંઘણશી માટે અંતરમાં કકળાટ કરે છે! ઉપર્યુક્ત પ્રજા યોગનું ફળ સ્વાભાવિકપણે અનુભવે છે.

જેમ ન્યાય્ય માપની ઉંઘ કરતાં વધારે ઉંઘનાર યોગને માટે અયોગ્ય છે તેમ ન્યાય્ય ઉંઘ કરતાં ઓછી ઉંઘ લેનાર મનુષ્ય પણ યોગને માટે નાલાયક છે. અતિ ઉજાગરો એ પ્રતાપનાશ છે. એનાં બિલકુલ વિવેક નથી. એનો બચાવ કોઈ રીતે થઇ શકે એમ નથી. જાણી જોઇને શરીરને જોખમમાં નાખવું—માની લીધેલા—અવિવેકી—કારણોસર કોઈ જાગરણનો અતિ જાગરણનો પક્ષ લે તો તેની દયા ખાવી જોઇએ! કોઇપણ સંજોગમાં મનુષ્યે પોતાને ઇશ્વર તરફથી મળેલી નિરામયી કિંમતી બક્ષિસનો ત્યાગ ન કરવો

જોઇએ. અતિ જાગરણ કરનાર માણસ ઇશ્વરના દેહરૂપી મંદિરને બગાડી મૂકે છે. અને તે પુરૂષાર્થભ્રષ્ટ થઈ જાય છે. આથી અતિ જાગરણ પણ નિષિદ્ધ છે. આમ જેનો આહાર અને વિહાર પ્રમાણસરનો અને વિવેકી છે તેને યોગ સિધ્ધ થાય છે. આ કુદરતી નિયમોનો જે ભંગ કરે છે તે યોગને માટે અયોગ્યજ નહીં—નાલાયક થઇ જાય છે જેના જીવનમાં યુકતતા છે-- પ્રમાણ છે—નિયમિતતા છે—કુદરત સાથે સવાદી થવાની મહાકલા છે તે માણુસને માટે યોગ તો અતિ સુલભ છે। જેનુ જીવન કુદરત સાથે વિસંવાદી તેનુ મન કદી ઇશ્વર સાથે સંવાદી ન બને વળી આ નિયમો તો સામાન્ય માણુસને માટે પણ અત્યત ઉપયોગી છે. જીવન જો કલા છે તો તે કલાને સિધ્ધ કરવાને કુદરત સાથે માણુસે સવાદ કેળવવો રહ્યો. સહયોગ સાધવો રહ્યો. જે પ્રકૃતિની સામે બડ ઉઠાવે છે તેને પ્રકૃતિ સીધો કરી નાંખે છે. પ્રકૃતિ તો સતી જેવી છે. શાપ આપે નહિ. પણ જો અત્યાચાર થાય તો પછી તેનો શાપ ફળ્યા વિના રહે નહિ. અને માણસ છતાં સાધને પાયમાલ થાય પુરૂષાર્થ ભ્રષ્ટ થાય. આથી આ શ્લોકમાં ભગવાન સાધકને કુદરત સાથે સંવાદી જીવન ગાળી જીવનને એક મહાકળાની પ્રયોગશાળા, કરવા ઉપદેશે છે. આ કલા જીવનાચાર્યનેજ સિધ્ધ થાય છે. ॥ ૧૬ ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

પરિમિત આહારવિહારવાળા, કર્મમાં પરિમિત ચેષ્ટાવાળા, પરિમિત ઉંઘ અને જાગૃતિવાળા કર્મયોગીને દુઃખનો નાશ કરનાર સમાધિયોગ સિદ્ધ થાય છે. ॥ ૧૭ ॥

આમ જેની પાસે પોતાનુ વખત પત્રક નથી. કાર્યની વિવેકી વહેંચણી નથી—જે ફાવે તેમ—કુદરતની સાથે વેર બાંધીને વર્તે છે તેને કદી યોગ સિધ્ધ થતો નથી. તે જીવનભર કલેશ કંકાસમાજ વખત બગાડવાનો અને જગતની રચના સાથે પોતાનો મેળ ન ખાતો હોવાથી બડબડાટ કરવાનો—નપુસક ફરીયાદ કરવાનો તેનો સિદ્ધ સ્વભાવ થવાનો અને પરિણામે તેને જીંદગી ભારરૂપ લાગવાનીજ. તો પછી યોગની સિધ્ધિ કોને થાય? આનો જવાબ વાળતા મહાન જીવનાચાર્ય પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કે હે અર્જુન!

યુક્ત આહારવિહારી, કર્મોમાં યુક્તચેષ્ટાયુક્ત, યુક્ત નિદ્રા અને જાગૃતિવાળા પુરૂષને માટે યોગ દુઃખઘાતી થાય છે. અર્થાત્ જેના આહારવિહારમાં યુક્તતા છે, જેની તમામ કર્મોમાં યુક્ત ચેષ્ટા છે–જે ઉંઘે અને જાગે યુક્ત છે તેને માટે યોગ દુઃખહર્તા બને છે. અહીં યુક્ત શબ્દ બરાબર સમજી લેવા યોગ્ય છે. યુક્ત શબ્દ અહીં બહુર્થ છે. યુક્ત એટલે પરિમિત–માપેલું. પોતાની દેહ, મન, બુધ્ધિ આત્માની શક્તિએ માપેલો એવો જેનો આહાર અને વિહાર હોય તેને યોગ દુઃખહારક બને. તે ઉપરાંત યુક્તમાં ઉચિતતાનો અર્થ પણ સૂચિત છે. આમ માપ અને ઔચિત્ય એ બે અર્થ અહીં યુક્ત શબ્દથી ભગવાન સૂચવવા ચાહે છે. માણુસ આહારમાં માપસર અને ઔચિત્યવાળો હોવો જોઇએ. એટલે કે તેનો આહાર પોતાના પેટના માપનો હોવો જોઇએ. અને તે ઉપરાંત પોતે જે માર્ગે જાય છે તે માર્ગે જવા માટે ઉપકારક અને એવો ઉચિત ખોરાક હોવો જોઇએ. અર્થાત્ ખોરાકની પસંદગી જીવનના ધ્યેયને અનુલક્ષીને હોવી જોઇએ. યોગમય જીવન ગાળવા ઇચ્છિનારે સાત્વિક ખોરાક ખાવો રહ્યો. આમ સાત્વિક ખોરાક તેને માટે ઉચિત છે આમ વિચારસરણી ઉપર ચઢીને જોતાં યુક્તાહારનો છેવટનો અર્થ હિતમિત અને મેદ્ય અન્નનો આહાર એવો થાય છે. પરિણામે હિતકર એટલે કે શરીર ઇન્દ્રિય મન બુદ્ધિ વગેરેની શક્તિને ટકાવી રાખનાર–પોષનાર–અને વૃધ્ધિ કરનાર હોવો જોઇએ. મિત એટલે હોજરીની હદથી બહારનો ન હોવો જોઇએ. મેદ્ય એટલે પવિત્ર જાત કમાણીનો ખોરાક હોવો રહ્યો. પ્રમાણિક-રસ્તે મેળવેલો હોવો જોઇએ. નીતિને રસ્તે પ્રાપ્ત કરેલો ઇશ્વરની પ્રસાદીરૂપ ખોરાક લેવો રહ્યો. આમ જેણે આહાર મીમાંસા કરી છે, તે માણુસ યોગજીવનમાં જલદી આગળ ધપશે. અને આજ વાત ભગવાન અહીં ઉપદેશે છે, તેજ પ્રમાણે એવા યોગ માર્ગે ચાલવા ઇચ્છિનારનો વિહાર પણ યુક્ત હોવો જોઇએ, એટલે કે માપસરનો અને ઉચિત હોવો જોઇએ. વિહાર એટલે ફરવું. માણસ દુનીઆમાં ફરે છે. એ ફરવામાં તેણે માપ રાખવું એટલે કે કેટલું ફરવું તેનો હિસાબ રાખવો. રોજ નિયમિત રીતે શરીર શુધ્ધિ સાચવવા માટે તેણે ચંક્રમણ કરવું જોઇએ. ગમે તેટલો ઉદ્યોગી માણસ હોય પણ તેના જીવનમાં ફરવા જવાનો એટલે કે શરીરની શુદ્ધિ સાચવવા માટે ફરવા જવાનો આગ્રહ રાખવો જોઇએ. મોટના ભાગે ઘણા સજ્જનો શરીર તરફ બેદરકાર રહે છે. એ દયા ખાવા જેવી સ્થિતિ છે. તે ઉપરાંત ચંક્રમણમાં પણ વિવેક હોવો જોઇએ. ઔચિત્ય હોવું જોઇએ.

એમા ઔચિત્ય એટલે કે મા ફરવા જવુ—ત્યા એકલા જવુ કે સગાથી સાથે, સગાથી સાથે જવુ તો કેવી વાતચીત કરવી—એકલા હોય તો કેવા વિચાર સેવવા વગેરે તમામ ઝીણી ઝીણી બાબતનો વિવેક રાખવો વિહાર શબ્દનો આટલોજ અર્થ નથી સામાજિક તમામ વ્યવહારમા વિચરતી વેળા માણસે પોતાનો માપદંડ સાથે રાખવો અને ઔચિત્યનો ગજ પણ સાથેજ રાખવો આમ જેના વિહારમાં માપ અને ઉચિતતા છે તેને યોગ દુ:ખહારી થાય છે

તે ઉપરાંત માણસ કર્મમા યુક્ત ચેષ્ટાવાળો હોવો જોઇએ કર્મ એટલે પોતાને માટે કર્તવ્ય તરીકે નક્કી થયેલા લૌકિક કે વૈદિક તમામ કામો એ કર્મોમા તેની ચેષ્ટા યુક્ત હોવી ઘટે ચેષ્ટા શબ્દનો અર્થ શરીર તથા ઇન્દ્રિયોનો અપ્રયોજન વ્યાપાર નિરર્થક ક્રિયા શરીર ઇન્દ્રિયાદિની શક્તિને વેડફી નાખે છે અને એમની શક્તિને નકામી વહી જવા દેવી એમા વિવેક નથી—ગુન્હો છે આથી માણસે પોતાના કર્તવ્ય કર્મમા હમેશા યુક્ત ચેષ્ટાવાળા હોવુ જોઇએ એટલે કે માપસરની ઉચિત ચેષ્ટાવાળા હોવુ જોઇએ કર્તવ્ય કર્મ તો અનંત છે આથી માણસે પોતાનાથી ઉપાડી શકાય અને છેવટ સુધી નીભાવી શકાય એવા કર્તવ્ય કર્મોને કરવા માટે પ્રયત્ન કરવો અને તેમા એ ઔચિત્ય જાળવવુ એવા કર્મો પસદ કરવા કે જેથી સ્વાર્થ સધાય—અને સ્વાર્થ સાધવાનો એજ ઉપાય છે અને તે એ કે સ્વાર્થરહિત કામ કરવા આમ પોતાને ફાળે આવેલાં કર્તવ્યોમા પોતાની શક્તિના માપે અને ઔચિત્યના ગજ સાથે માણસે ચેષ્ટાવાળા થવુ રહ્યુ

આ ઉપરાંત માણસે જાગવે અને ઉંઘવે પણ યુક્ત હોવુ જોઇએ કુદરતે જાગવાને માટે દિવસ કર્યો છે ઉંઘવાને માટે રાત્રિ બનાવી છે આથી રાતે વહેલા સુઇને સવારે વ્હેલા ઉઠવુ એમા પૂરો વિવેક છે ઉંઘમા અને જાગૃતિમા માપ નક્કી લેવુ. આ માપ વ્યક્તિ દીઠ જુદુ હોઇ શકે અને ઔચિત્ય પણ જોવાનુજ ઔચિત્યનો અવકાશ જાગૃતિના અને નિદ્રાના કલાકો ફેરવવામા છે ચકીઆ સુએ જાય ત્યારે સુવુ અને તેઓ જાગે ત્યારે ઉઠવુ એમા ઔચિત્યની શિથિલતા છે આપણે માણસ છીએ એટલે ચકીઆ કરતાં

કાંઈ વધુ કરવાને તૈયાર રહેવુ જોઇએ. આથી છેક વેદીઆ થવું એમાં પણ વિવેક નથી. સામાન્ય નિયમ એવો છે કે વ્હેલા સુવ્રને વ્હેલા ઉઠવું. વ્હેલામાં વ્હેલુ માણસે નવ વાગે સુવું અને ચાર વાગે ઉઠવું એવો કુદરતી નિયમ આપણે માની શકીએ. પણ ઉપર કહ્યુ તેમ વ્યક્તિએ આ માપ અને ઔચિત્ય જુદા હોય છે, જેમ. અહીં તો યુક્તતાનો સવાલ છે. એ જળવાઈ એટલે પછી કજીઓ નથી. આમ પરમ યુક્તતાપૂર્વક જેણે જીવનને ઘડયું છે તેવો માણસ યોગમાર્ગે રાજાની માફક ચાલી શકે છે. તેને માટે યોગ દુઃખહા થાય છે યોગ એટલે સમાધિ યોગ દુઃખહા એટલે દુઃખનો વિનાશક. દુઃખ રજોગુણ અને તમોગુણના ઉભગનું પરિણામ છે. આ રજોગુણ અને તમોગુણને આવાં માણસનો-સમતાયોગીનો સત્વોદ્રેક તિરસ્કૃત કરે છે. માટે જેણે યોગી થવુ હોય-દુઃખહાથી રજોગુણ અને તમોગુણની પકડમાંથી છૂટવું હોય તેણે આહાર વિહારમાં, કર્મમાં-ઉંઘવામાં અને જાગવામાં યુક્ત બનવુ. નિયમિત અને ઔચિત્યવાળા બનવુ. ॥ ૧૭ ॥

यदा विनियतं चित्तमात्मन्यवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

જે વખતે કર્મયોગીનું ચિત્ત અત્યંત સ્વચ્છ થઈ આતમાંજ સ્થિર રહે છે. ત્યારે સર્વ વિષયોમાં સ્પૃહા વિનાનો તે યુક્ત એમ કહેવાય છે. ॥ ૧૮ ॥

હવે જે જીવનમાં યુક્ત છે તે યોગીનું લક્ષણ શું? અર્થાત્ ક્યારે જાણવુ કે માણસ યોગની છેવટની ભૂમિકા ઉપર આરૂઢ બની ગયો છે. અર્થાત્ જે માણસ આ રસ્તે પડ્યો છે તેના અંતરને ક્યારે ખાત્રી થાય કે હું યોગી થયો છુ?-આનો જવાબ આપતાં દરેક સાધકને ભગવાન અહીં કસોટીનો પત્થર બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જ્યારે વિનિયત થયેલુ હૃદય-મન આત્મામાંજ ઠરે છે ત્યારે તમામ કામો ઉપરથી નિસ્પૃહ થયેલ પુરૂષ યુક્ત એમ કહેવાય છે અર્થાત્ યોગી થવા ઇચ્છનારે બે વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. એ બે વસ્તુ સાથે પોતાની સ્થિતિને કસી જોવી. પહેલાં તો હૃદયની આત્મનિષ્ઠા અને બીજી તેના ફળરૂપે નીપજતી વિષયમાત્રમાં નિસ્પૃ-

હતા. આત્મનિષ્ઠા અને નિસ્પૃહતાની કસોટી ઉપર જેણે પોતાના યોગને કસી જોયો અને એ કસમાં જે મોએ સો ટકા પાર ઉતર્યો તેણે જાણ્યું કે હવે હું યુક્ત થયો છું. યોગી પુરુષ રોજરોજ ચિત્તની એકાગ્રતાનો અભ્યાસ કરે છે. તેનાથી તેના હૃદયમાં સત્વગુણનો પ્રવાહ નિરંતર વહેતો થાય છે. નિરંતર સત્વપ્રવાહ રજોગુણ અને તમોગુણને ધોઈ નાંખે છે. અને એક એવી ભૂમિકા આવે છે ત્યારે માણસનું હૃદય કેવળ સત્વમય બને છે. રજોગુણ અને તમોગુણથી પર બને છે. રજોગુણ અને તમોગુણના સ્પર્શથી રહિત યોગીહૃદય આત્મામાંજ ઠરે છે. કેમકે હૃદય-મન-બુધ્ધિ સ્વભાવેજ આત્મનિમ્ન હોય છે. રજોગુણ અને તમોગુણ તેને બળાત્કારે વિષયમાં વંળતું કરે છે. યોગાભ્યાસથી જેનું હૃદય વિનિયત એટલે અત્યત નિરૂધ્ધ કેવળે સત્વગુણમય બની જાય છે તે ,માણસ આત્મામાંજ ઠરેઠામ વસે છે. આ સ્વરૂપમાં નિરંતર ·નિરપવાદ નિષ્ઠા એ યોગીનું પહેલું લક્ષણ છે. આત્માથી ભિન્ન જે અનાત્મા-વિષયો તેમાં તેને રસ નથી રહેતો, તેના ઉપરની તેની આંતર રૂચિ જે પહેલાં હતી તે હવે તદ્દન શીકી પડી ગઇ છે. વિષયોની આકર્ષણ શકિત તેને ખેંચી શકતી નથી. કેમકે તેને આત્મા જડયો છે અને આત્મા રમણીયનાનું એકાયનન છે એમ તેને હવે જાત અનુભવ થયો છે. આથી તેવો પુરુષ સ્વરૂપમાંજ ઠરે છે. જે સ્વરૂપમાં સ્થિર થયો છે તેને માટે વિષયો એનો ઉચ્છિષ્ટ છે. આથી તેવો પુરુષ કુદરતી રીતે સર્વકામથી નિ:સ્પૃહ છે. સર્વકામ એટલે દૃષ્ટાદૃષ્ટ વિષયો. જડચેતન તમામ-આ લોક કે પરલોકના પદાર્થો. એ તમામ પદાર્થો ઉપરથી તેની સ્પૃહા ઉતરી ગઇ છે. ઉતરી ગયેલી કેરીને જેમ માણસ ચાખતો નથી તેમ જે વિષયોમાં કુદરતી રસજ નથી તેવા વિષયોના લાભાલાભમાં તેનો રસજ નથી કેમકે રસરાજનાં તેને દર્શન થયાં છે-રસરાજનો તેને લાભ થયો છે. રસરાજનો તેને આસ્વાદ લાગ્યો છે. આમ આત્મા એ રસસાગર હોઇને અને તેમાં તે નખશિખાન્ત નિષ્ણાત હોઇને દુન્યવી પદાર્થ માત્ર ઉપર રુચિ વગરનો છે. તેને વિષયો ફિક્કા લાગે છે. આ વિષયમાત્રને માટેની સ્પૃહા મોળી પડી જવી અને છેક ક્ષીણમળ થઈ જવી એ યોગારુઢનું બીજું લક્ષણ છે. જેને પોતાની જાતનો આવો અનુભવ થાય છે તે માણસ યોગી એમ કહેવાય છે. આ કસોટીને સાધક પોતાની પાસે હમેશાં રાખે. આ આદર્શ છે. આદર્શ એટલે આરીસો. આ અરીસામાં હમેશાં પોતાનું અસલી પ્રતિબિંબ પડ્યુ છે કે નહિ તે-જુવે. આ 'અરીસામાં જ્યાંસુધી પોતાનું

સુરેખ સ્પષ્ટ અને અવિકૃત પ્રતિબિંબ ન પડે ત્યાંસુધી સાધક ન જંપે. બાળલીલાનો આ પ્રયોગ નથી. આતો વીરલીલા છે. ॥ ૧૮ ॥

**यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥**

"જેમ પવન વગરની જગ્યામાં રહેલ દીવો હાલતો નથી"—આ, મનની એકાગ્રતાને સાધતા યોગીના વિશુધ્ધ ચિત્તની ઉપમા કહેવામાં આવી છે. ॥ ૧૯ ॥

આગલા શ્લોકમાં ભગવાને આદર્શ બતાવ્યો અને એ આદર્શ—અરીસામાં પોતાનું સ્વરૂપ છાયા જોવાનું સૂચવ્યું હવે યોગીના મનની સ્થિતિ કેવી હોય છે—અર્થાત્ યોગીના ચિત્તની અવસ્થા કેવી હોય છે તે એક અત્યત રમણીય અને વિચાર સુંદર દૃષ્ટાંતથી બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! સમાધિનો અભ્યાસ કરનાર વિરૂધ્ધ ચિત્ત યોગીના મનની ઉપમા યોગેશ્વરોએ સ્મરી છે-"જેમ પવન વગરના સ્થાનમાં રહેલો દીવો નથી હાલતો" અર્થાત્ વાયુ વગરની જગ્યાએ રહેલો દીવો જેમ નિષ્કંપ છે તેમ માણસનું મન નિષ્કંપ છે જે રોજ સમાધિનો અભ્યાસ કરે છે. સમાધિનો જે રોજ અભ્યાસ કરે છે તે માણસ વખત જતાં નિરૂધ્ધ ચિત્તવાળો થાય છે. નિરૂધ્ધ ચિત્ત એટલે વિશુધ્ધ હૃદયી થાય છે. રાગદ્વેષાદિ મલોથી રહિત મનવાળો થાય છે. રાગદ્વેષ વગેરે મલો મનને ચંચળ કરે છે. સમાધિના અભ્યાના દૃઢ સસ્કારોથી રાગદ્વેષાદિ મલો ક્ષીણ બળ બને છે. અને પગે પગે યોગીનુ હૃદય વિશુધ્ધની ચરમસીમા ઉપર વિહરે છે. એવાનુ મન વાયુ વગરનાં સ્થાનમાં રહેલા દીવા જેવું હોય છે. અર્થાત્ દીવો જેમ ફાનસની અંદર હોય છે ઉપર ચીમની હોય છે. ચીમની કાચની હોય છે આથી પારદર્શક છે એ ચીમનીની અદરની જગ્યાએ પવન પ્રવેશી શકતો નથી અને દીવાની જ્યોત તે ચીમનીની અદર સ્થિરપણે પ્રકાશે છે જાતને પ્રકાશે છે અને આજુબાજુનાં દૃશ્યોને સ્પષ્ટપણે અજવાળે છે. નાનો થઈ શકે કે મોટો થઇ શકે છે. જેમ જેમ અંદર સ્નેહની (તેલની) વૃધ્ધિ થાય છે તેમ તેમ તે વધુ પ્રકાશિત અને અખડિત બને છે. અને બીજાના અધારાને પણ દૂર કરે છે—બીજાને માટે પણ રસ્તો અજવાળે છે. તેમ યોગી પુન્યનુ હૃદય

થાય છે. આ હૃદય શરીરરૂપી ફાનસમાં રહે છે સત્વગુણની તેની આજુબાજુ સમકતી પારદર્શક ચીમની છે. એ સત્વગુણની અબરક સફેદ પારદર્શક ચીમનીની અંદર વિષયના વાયુ જઈ શકતા નથી અંદરનો વાયુ પણ પળે પળે દીવાના તાપથી પાતળો થઇ ઉડી જાય છે એમ વિષયવાયુ તેને સકંપ કરી શકતો નથી. તે હૃદયની જ્ઞાનજ્યોતિ જગતને પ્રકાશિત કરે છે અને આજુબાજુના તમામ દૃશ્યોને પણ પ્રકાશિત કરે છે–અજવાળે છે. આ જ્યોતિને યોગી સ્વાધીનપણે નાની કરી શકે. સ્વેચ્છાએ સૂર્ય જેટલી મોટી-અગાધ પ્રકાશ પણ કરી શકે અંદર સ્નેહ–પ્રેમરૂપી સ્નેહની પ્રતિપળે વૃધ્ધિ થતી હોવાથી એ દીવો અખંડ જ્યોતવાળો બને. અને વધારે પ્રકાશસમર્થ બને છે. જ્ઞાનનો રસ્તો તો અજવાળેજ પણ સાથે સાથે બીજા અંધારામાં આથડતાં માનવોનો રસ્તો પણ અજવાળે આવી અખંડ પ્રકાશમયી પ્રેમાવસ્થા એ યોગીનું પ્રાબલ્ય છે. આથીજ રસરાજ કૃષ્ણપરમાત્મા તેને–યોગીના હૃદયને નિવાતસ્થ દીવા સાથે સરખાવે છે. ધન્ય છે તે મહાત્મના ઇશ્વરરૂપ મહાયોગીને કે જે નિરન્તર અખંડ પ્રકાશમયી પ્રેમાવસ્થામાં વિહરે છે. અહીં યોગ કૃતકૃત્ય થઈ આત્માને વદન કરી નિવૃત્ત થાય છે ! ॥ ૧૯ ॥

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

જે કાલે યોગાભ્યાસથી ચિત્ત નિરૂદ્ધ થઈ ઉપરામ પામે છે. અને જ્યારે આત્માથી આત્માને સાક્ષાત્કરતો આત્મામાં તૃપ્ત થાય છે. (તે યોગને જાણે) ॥ ૨૦ ॥

યોગાભ્યાસી પુરૂષનું ચિત્ત નિવાતસ્થ દીવાના જેવું સ્વપર પ્રકાશ હોય છે એમ કહ્યું. હવે એ યોગની છેવટની ભૂમિકા કઇ છે. કયાં જઇને યોગ કૃતકૃત્ય થાય છે એ બતાવવું રહ્યું. અર્થાત્ યોગનું સફલ સ્વરૂપ બતાવવું રહ્યું. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! જે કાલે યોગની સેવાથી નિરૂદ્ધ થયલું ચિત્ત ઉપરામ પામે છે અને જે કાલે આત્મા વડેજ આત્માને જોતો આત્મામાં સંતુષ્ટ રહે છે તેવા ચિત્ત નિરોધને માણસ યોગ જાણે એવો તેવીસમા શ્લોક સાથે સબંધ છે. અર્થાત્ યોગ પરિપૂર્ણ થયો કયારે જાણવો તે અહીં ભગવાન બતાવે છે. યોગની સેવાથી જ્યારે ચિત્ત નિરૂધ્ધ થઈ

વિરામ પામે ત્યારે જાણવું કે યોગ સિધ્ધ થયો. યોગની સેવા એટલે સમાધિનો અભ્યાસ. અભ્યાસને અહીં ભગવાન સેવા કહે છે. અને સેવા સાથે કેટલાક વિચારો અનિવાર્યપણે સંકળાયેલા છે. જેની સેવા હોય તેની દીર્ઘકાળ, નિરંતર અને સત્કાર-પૂર્વકની સેવા હોવી જોઇએ. યોગની સેવા હોય તો તે પણ આ ત્રણ વિશેષણોવાળીજ હોવી જોઇએ. યોગાભ્યાસ દીર્ઘકાળ-સુધી કરવો જોઈએ. દીર્ઘકાળની મર્યાદા મરણ છે. અર્થાત્ મરણના દિવસ સુધી માણસે એકાગ્રતાનો અભ્યાસ કરવાનો છે. જે માણસ સેવામાં દીર્ઘકાળની અપેક્ષા છે એ ન સમજે તે મન મૂકીને સેવા કરીજ ન શકે. અને યોગસાધક માણસે તો આ વાત ખૂબ સારી પેઠે સમજવાની છે. સંસારની વાસનાને તે જીતવા નીકળ્યો છે. અને એ સાંસારિક વાસનાઓ વિચ્છિન્ન અભ્યાસને મચક નથી આપતી. વ્યુત્થાનના સંસ્કારો જ્યાંસુધી પ્રબળ છે-જીવતા છે ત્યાંસુધી નિરોધ કે એકાગ્રતાના સંસ્કારો સુસ્થિર નથી. આથી દીર્ઘકાળ અભ્યાસની આવશ્યકતા છે. મોતના દિવસ સુધી ધીરજપૂર્વક માણસે ધ્યેયનું ધ્યાન રાખી ચીવટાઈથી પોતાના અભ્યાસમાં નિમગ્ન રહેવું. તે ઉપરાંત અભ્યાસ નિરંતર હોવો જોઇએ. નહી તો અભ્યાસીનો અભ્યાસ હાથીના સ્નાન જેવો થઈ જાય. હાથી નદીમાં ન્હાય અને બ્હાર આવીને પાછો ધૂળ

વિજ્ઞાતપ્રજ્ઞાથી સંપન્ન થયે આમ દીર્ઘકાળ, નિરંતર, સત્કારપૂર્વકની યોગ સેવાથી હૃદય નિરુધ્ધ થાય છે નિરોધનો પારિભાષિક અર્થ તો પ્રમાણ, વિપર્યય વગેરે તમામ ક્લેશદાયી અને અક્લેશકારિણી વૃત્તિનો ઉત્પન્ન ન થવો એવો થાય છે અર્થાત્ ચિત્તની જે કોઈ અદ્ભુત અવસ્થામાં પ્રમાણાદિવૃત્તિનો ઉદયજ ન થાય તેવી નિરતિશય વિશુદ્ધ અવસ્થાને નિરોધ અવસ્થા કહેવામાં આવે છે આવી નિરુદ્ધ અવસ્થામાં ચિત્ત વિશ્વપ્રકાશન સમર્થ થઈ જાય છે અને ખરી રીતે જોતા તો આવું હૃદય વિવેકની પરમદશામાં સ્થિત છે કેમ નિરોધ અવસ્થામાં તો કેવળ આત્મ પ્રતિષ્ઠાજ છે સત્વગુણની અવસ્થા રૂપ વિવેકખ્યાતિને પણ છેવટનું વદન થઈ જાય છે કેવળ આત્મસ્વરૂપમાં હૃદયની અત્યંત નિષ્ઠા એટલે નિરોધ અવસ્થા યોગાભ્યાસથી ધીરે ધીરે આવું નિરુદ્ધ ચિત્ત થાય છે અને પછી તે ઉપરામ પામે છે ઉપરામ એટલે પ્રકૃતિ પર્યન્તના તમામ દૃશ્ય વિષયો ઉપરથી છેવટને માટે ઉદાસીન થઈ જાય છે બાહ્ય અને આંતર વિષયમાત્રનો કેડો છોડી દઈ નિસ્તરંગ મહોદધિની માફક પ્રશાન્ત અને સ્વરૂપમાજ નિરાકુળપણે ઠરે છે આમ નિરુધ્ધ ચિત્તની ઉપરામ અવસ્થા એ છેવટનો યોગ છે આનેજ શાસ્ત્રકારો ક્લેશોની દગ્ધાવસ્થા કહે છે—અસંપ્રજ્ઞાતયોગ કહે છે—નિર્બીજ સમાધિ કહે છે—પરનિરોધની છેવટની ભૂમિકા કહે છે અને આ અવસ્થાને પ્રાપ્ત કરનારને ચરમદેહી—કેવળ—એવા નામોથી ઓળખાવે છે આથી આગળ યોગની ગતિ નથી અને આજ અવસ્થામાં દ્રષ્ટા સ્વરૂપે અવસ્થિત હોય છે એટલે કે પ્રત્યગાત્મા પરમાત્માના સ્વરૂપમાં છેવટનો પ્રતિષ્ઠા પામે છે આજ વાતને ભગવાન કહે છે કે જે કાળે આત્મા વડેજ આત્માને જોતો પુરુષ આત્મામાં તૃપ્ત થાય છે, એટલે કે પોતાના સ્વરૂપભૂત બ્રહ્મ—પરમાત્માને સર્વભૂતોના અંતરાત્મા તરીકે સમજે છે—જુવે છે—અને તેમાંજ પછીથી પ્રસન્ન—તૃપ્ત રહે છે, એટલે કે જીવ પોતાના શિવ સ્વભાવને જાણે છે અને યાવજ્જીવ જીવરૂપે શિવને જોતો શિવમાંજ તૃપ્ત રહે છે પછી પરમાત્માના દર્શન માટે તેને સાધનાન્તરની જરૂર નથી કેમકે પરમાત્મા તેનાથી નોઈ જુદો નથી અને પરમાત્મામાંજ તેને તૃપ્તિ લાગે છે વિષયોમાં તેને રસ રહેતો નથી આમ આત્માવડેજ આત્માને જોતો આત્મામાં તુષ્ટ રહે છે એટલે કે માણસને પોતાના સ્વરૂપનું અસલી ભાન થયા પછીથી તે સ્વરૂપમાંજ રમે છે કેમકે સ્વરૂપમાંજ રમવા શિવાય તેને ચેન પડતું નથી સ્વરૂપનું અખંડાનુસંધાન તેનો સ્વભાવ થઈ જાય છે પ્રાણી-

માત્રનું સ્વરૂપ પરમાત્મા છે. આથી હવે તેવો વિશુદ્ધતમ પુરૂષ પરમાત્મનિષ્ઠ થાય છે અને પરમાત્માને છોડી પ્રકૃતિના પ્રદેશમાં આવતો નથી. પ્રકૃતિની રમણીયતા ચન્દ્રના તેજ જેવી છે એમ તે જુવે છે. ચન્દ્ર ગમે તેટલો સુંદર પણ પોતાનું તેજ તે સૂર્ય પાસેથી ઉછીનુ લે છે. તેમ પ્રકૃતિની નિતાન્ત નિર્મળ અવસ્થા પણ ગમે તેટલી રમણીય હોય પણ તે પણ પરમાત્મા પાસેથી ઉછીની લીધેલી છે. આથી હવે તેને પરમાત્મામાંજ આત્માવડે તોષ થાય છે. આમ યાવજ્જીવ તે સદેહે બ્રહ્માનંદનો અનુભવ કરે છે. ॥ ૨૦ ॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

જે અનંત, સ્વાનુભવગમ્ય, અતીન્દ્રિય, સુખને નિરોધ કાળમાં તે અનુભવે છે અને જેમાં પ્રતિષ્ઠિત થયેલો આ કર્મયોગી આત્મતત્વમાંથી નથીજ ચ્યુત થતો તે યોગને જાણે ॥ ૨૧ ॥

આત્મામાં આત્મવડે તુષ્ટ થાય છે એજ વાતને સ્પષ્ટતાથી સાધતા ભગવાન કહે છે કે હે અર્જુન! જે સુખ અનંત, બુદ્ધિગ્રાહ્ય અને અતીન્દ્રિય છે તે સુખને તે કાળે યોગી અનુભવે છે. અને જેમાં ઠરેલો યોગી તત્વમાંથી કદી ચળતો નથી. અર્થાત્ ચિત્તની અત્યંત વિશુદ્ધ અવસ્થામાં જે સુખનો અનુભવ યોગીને થાય છે તે અનંત સુખ છે. અર્થાત્ બ્રહ્માનંદ અનંત છે. એક વખત તે સુખ દીઠું કે પછી તે સુખનો કદી લોપ થતો નથી. પરમાત્માનું સુખ પરમાત્માની માફક સનાતનજ હોય. કેમકે પરમાત્મા અપરિણામી છે. આથી પરમાત્માનું સ્વરૂપભૂત સુખ પણ અપરિણામી છે—નિત્ય છે—અનંત છે. વળી તે સુખ અતીન્દ્રિય છે એટલે કે વિષયજન્ય સુખ નથી. વિષયમાં પ્રકૃતિનો પણ સમાવેશ થાય છે. અર્થાત્ પ્રકૃતિથી પર પરમાત્માનું જે સ્વરૂપભૂત સુખ છે તે સુખ વિષયજન્ય સુખ નથી અતિ સૂક્ષ્મ સુખ છે. વળી તે બુદ્ધિગ્રાહ્ય છે. બુદ્ધિ એટલે નિશ્ચય સમજ. આત્માને લગતી નિશ્ચય-સંશય કે વિપરીતજ્ઞાન સિવાયની સ્વાભાવિક નિર્મળ સમજ. એ સમજથી પકડાય એવું સુખ છે એટલે કે તે સુખ આત્માના અનુભવથીજ ભોગવાય એવું છે. અર્થાત્ આ સુખ સ્વાનુભવથીજ ફક્ત જણાય એવું છે. આનું આત્યંતિક—અતીન્દ્રિય—અને બુદ્ધિગ્રાહ્ય

નથી તે સારા સસાન્ના સહાગથી કાપેજ કેવી રીતે? તે સમજે છે?
સુખદુ ખ એ તો સમાગ્નો મદુરો મેવો છે આત્મા ઉપર તેનો કશો પ્રનાવ
નથી આત્માને તે સ્પર્શી શકતાજ નથી તે અસત્ય છે અસત્યને
ખરખરોજ ન કરે સત્યની મહત્તા તો ત્યા છે આથી મહાનમા મહાન દુ ખનો
આઘાત થાય પણ જે સ્વાભાવિક રીતેજ તે દુ ખને ઓગાળી જાય તે પર
ત્માને પામેલો-પૂરો ઘડો છે બ્રહ્માનુ ભવનુ આ અનિવાર્ય માહાત્મ્ય છે આ
માહાત્મ્યનો જ્યાસુધી જાત અનુભવ ન થાય ત્યાસુધી બ્રહ્માનુભવ એ ડફાંસ
માત્ર છે એ આત્માની છેતરપીડી છે દભ સત્યને દાબી શકતો નથી આથી
સાધકે આની અદ્‌ભુત તિતિક્ષા પોતાનામા સિધ્ધ થઇ ? નહી તેની તકેદારી
રાખવી ઘટે મોઢું ફાડીને "अहंब्रह्मास्मि" કહેનાર બીચારો-દીન દયાપાત્ર
આદમી છે "अहंब्रह्मास्मि" તો વર્તને સિધ્ધ કરવુ જોઇએ, એવો અહી
પરમાત્માનો અભિપ્રાય છે આના સ્વાનુભવમાથી જે પસાર થાય તે પુરૂ
પરમાત્મરૂપ છે તે વિશ્વવદનીય છે સાક્ષાત્ પરમપિતાનો પ્રતિનિધિ છે ॥૨૨॥

त विद्यातदुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥

તે યોગ નામના દુ ખના સયોગના વિયોગને. (પુરૂષ) જાણે
તે યોગ વગર કંટાળ્યે નિશ્ચયથી કરવા યોગ્ય છે ॥ ૨૩ ॥

આમ ભગવાને આદર્શ તો ખડો કરી દીધો આ આદર્શને પહોચી
વળવાને માટે બડવીર પુરૂષ જોઇએ, આથી હવે સાધકને પ્રેરણા પાતા
ભગવાન ઉપસહાર કરતા કહે છે કે હે અર્જુન! તે ચિત્તના નિરોધને દુ ખના
સયોગનો વિયોગ કરનાર યોગ નામે, પુરૂષ જાણે તે યોગ મૂઝયા શિવાયના
મને નિશ્ચયપૂર્વક પુરૂ સાધે અર્થાત્ આગના ત્રણ શ્લોકમા મે જેને વર્ણવ્યો
તે ચિત્તના નિરોધને તુ યોગ જાણ યોગ અને ચિત્તનો નિરોધ નામે જુદા
છે તત્વે એક છે એ એમા ફરક નથી આ યોગ કેવો છે? દુઃખના સયો
ગનો વિયોગ કરાવનાર અર્થાત્ આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક
એમ ત્રણે-પ્રકારના દુ ખોનો જે સયોગ તે સયોગનો વિયોગ કરાવનારો છે
અર્થાત્ આ યોગ હોવા છતા વિયોગ છે પરમાત્માનો યોગ અને પ્રકૃતિનો
વિયોગ છે માને છોડી બાપને વળગવાનો આ પ્રયોગ છે અર્થાત્ ત્રણ પ્રકારના

દુ ખો અજ્ઞાનજન્ય છે અવિવેકથી ઉપજનારા છે. એ અજ્ઞાન અનેઅવિવેકને આ યોગ સપૂર્ણપણે ધોઇ નાખે છે આથી યોગને દુ ખમયોગના વિયોજક તરીકે ભગવાન કહે છે અને યોગ વિયોગ કરનારો નીવડે એજ તો ભગવાનની વાણીનો ચમત્કાર છે આ યોગને પુરૂષ અનિર્વિણ્ણ મને આમે નિર્વેદ એટલે ડગવો–મનનુ થાકી જવુ તે, હતોત્સાહ થવુ તે દુ ખદાયી છે માટે પ્રયત્નમા શિથિલ થઇ જવુ–ઉદાસી બની જવુ એનુ નામ છે નિર્વિણ્ણ મન આ યોગની છેવટની ભૂમિકાએ પહોચતા પુરૂષપ્રયત્નની પરાકાષ્ઠા જોઇએ આત્મ ભગની અવધિ જોઇએ આથી મનનો જે માદો હોય તે માણસ આ શિખરે પહોચતા વચ્ચેજ હારી જાય તેના મોઢામાથી ફીણના ફુના નીકળી આવે! કેમકે આમા તો પ્રકૃતિરૂપી આપની સાથે પુરૂષરૂપી નોળીઆનો સગ્રામ છે. આથી વિના કટાક્ષે 'હુ' આજ નહી તો યુગાન્તે પણ મારી સાધના સાધી શક' એવા મરણીયા નિશ્ચયબળપૂર્વક પ્રકૃતિને હટવા નીકળનાર પુરૂષે યોગ સાધવો જોઇ આ ધીરજનો પ્રયોગ છે એમા અધીરનુ કામ નથી આ અગ્નિ સાથે રમત છે એમા કાયરનુ કામ નથી આથી ભગવાન સાધકને ધીર મનના અને મનના માદા અન્ય શિવાય ધ્યેયને માટે મરી મટવા અહી અદમ્ય ઉત્સાહ આપે છે મરીને મરી જાઓ પણ ધ્યેયને મપાદન કર્યા શિવાય ન અટકો એવી ભગવાનની અહીં પ્રેરણા છે ॥ ૨૩ ॥

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषत॰ ।
मनसैवेन्द्रियग्राम विनियम्य समततः ॥ २४ ॥

સંકલ્પમાથી જન્મેલા બધા અભિલાષોને તજી મનથીજ ઇન્દ્રિયના સમુદાયને ચોમેરથી પાછો હઠાવી – (કાઈપણ ન ચિન્તવે) ॥ ૨૪ ॥

આગના શ્લોકમા અદમ્ય ઉત્સાહપૂર્વક 'યોગ હુ સાધીશજ' એવા દૃઢ નિશ્ચય સાથે યોગને સાધક સાધવો જોઇએ, એમ ભગવાને કહ્યુ હવે મા ય યોગના સાધનનો પ્રકાર પરમાત્મા ત્રણ શ્લોકદ્વારા બતાવે છે ભગવાને બતા વેલી રીતે યોગની સાધના કરનાર માણસને સિદ્ધિ મળે છે ભગવાન કહે છે કે હે અર્જુન! સકલ્પમાથી જન્મેલા વિષયોને લગના અભિલાષોને સપૂર્ણપણે તજી દઇ ત્યારબાદ સર્વ વિષયોમાથી મનવડેજ ઇન્દ્રિયોના સમૂહને ખેચી

સેવે. અર્થાત્ હે અર્જુન! માણસે પહેલાં તો સંકલ્પપ્રભવકામનો સંપૂર્ણ ત્યાગ કરવો. સંકલ્પ એટલે વિષયોને લગતી રમણીયતાની બુધ્ધિ. વિષયો સુંદર છે-રસમય છે-રમણીય છે એવી સમજ. વિષયોમાં મનુષ્યને શોભન બુદ્ધિ થાય એટલે તેમની પ્રાપ્તિને માટે તે વલખાં મારે છે. અને ધીરે ધીરે કરતાં વિષયોમાં મન ખૂંચી બેસે છે. અને પછીથી તે મન વિષયોને છોડી શકતું નથી. આથી વિવેકી પુરૂષે શબ્દાદિ વિષયોને લગતી શોભનબુધ્ધિસહિત તમામ વિષય ગોચર મનમૂબાઓનો ત્યાગ કરવો. વિષયના દોષને જે સાક્ષાત્ જોઈ શકે તેજ વિષયો પ્રત્યે અણગમો કેળવી શકે. વિષયો આપાતરમણીય છે. અંદરથી નિઃસાર છે એ વિષયોનું સ્વરૂપ જાણનાર જોઈ શકે. અર્થાત્ વિવેકી માણસજ વિષયોમાં રહેલા અનેક પરિણામિત્વ-વિરસત્વ-દુઃખદાયિત્વ વગેરે દોષોનો સાક્ષાત્કાર કરી તે દોષોથી ભરપૂર વિષયોને ત્યાગવાને તત્પર રહે છે. આમ પહેલાં તો વિષયો રમણીય છે એ સમજસહિત તમામ મનના વિષયોને લગતા મનસૂબાનો સમજપૂર્વક સંપૂર્ણ ત્યાગ કરવો. જ્યારે વિષયો નીરસ છે-ફીકકા છે-મૌલિક સ્વાદ વગરના છે એમ સાચેજ સમજાય છે ત્યારે ઇન્દ્રિયોને તે ફીક્કા, વાસી, અને વિચાર દશાએ જુગુપ્સા ઉપજાવે એવા વિષયો ભાવતા નથી એટલે એની મેળેજ ઇન્દ્રિયો તેમના ઉપરથી ઉઠી જાય છે. અને મન જ્યાં તેમને લગાવે ત્યાં ચોટે છે. આથી બીજું પગથીઉં છે ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લેવાનું. વિષયોમાં ડેરા તંબુ નાંખીને બેઠેલી તમામ ઇન્દ્રિયોને મનથીજ તમામ વિષયો પરથી ઉઠાવી લેવી, ખેંચી લેવી. અર્થાત્ વિવેકયુક્ત મનદ્વારા ઇન્દ્રિયોને પોતપોતાના વિષયો ઉપરથી હઠાવી લેવી. અર્થાત્ ઇન્દ્રિયોને સબળ અને સજીવ રાખનાર એવા રાગદ્વેષને ક્ષીણબળ કરી નાંખવા અને મનમાંજ ઇન્દ્રિયોને શમાવી લેવી. અર્થાત વિશુદ્ધ સંકલ્પના સરોવરમાં ઇન્દ્રિયોને નવરાવી લેવી. આમ ઇન્દ્રિયોને ખેંચી લઈ તેમને મનોમય બનાવી દેવી. ત્યારબાદ શું કરવું તે ભગવાન આગળના શ્લોકમાં કહે છે. ॥૨૪॥

शनैः शनैरुपरमेद्बुद्धया धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥

ધીરજવાળી બુધ્ધિથી ધીરે ધીરે વિષયોમાંથી પાછું વાળે. અને મનને સ્વસ્થ કરી કાંઈપણ ન સ્મરે. ॥ ૨૫ ॥

વિવેકી મનદ્વારા ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લીધા પછી શું કરવું તે ભગવાન કહે છે કે હે અર્જુન! ધીરજથી અનુગૃહીત થયેલી બુધ્ધિવડે મનને ધીરેધીરે ઉપરત કરે. અને મનને સ્વસ્થ કરી કશું પણ ન ચિન્તવે. અર્થાત્ ઇન્દ્રિયજય થયા બાદ મનોજય કરવાનો છે. કેમકે મન એ ઇન્દ્રિયોનું નાયક છે. જ્યાં સુધી અજિત છે ત્યાંસુધી સાધક ભયથી મુક્ત નથી. આથી મનોજયની વ્યૂહરચના બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! ધૃતિગૃહીત બુધ્ધિથી મનને ધીરે ધીરે ઉપરત કર.ધૃતિ એટલે ધીરજ. ધીરજથી અનુગૃહીત બુધ્ધિ એટલે ધૈર્યથી ભરપૂર નિશ્ચયાત્મક સમજ. આ ધૈર્યથી પરિપૂર્ણ નિશ્ચયરૂપ સમજથી મનને ધીરે ધીરે વિષયોમાંથી પરાઙ્મુખ કરવું જોઇએ. આધ્યાત્મિક જીવનમાં ધીરજ તો અખૂટ જોઇએ. ધીરજ એટલે કર્મફલ મેળવવાની તાલાવેલીનો અભાવ. દરેક કર્મ ફળવાને માટે કાલની દેશની અને પરિસ્થિતિની અપેક્ષા રાખે છે. આ કાળદેશ અને પરિસ્થિતિને માટે માણસે રાહ જોવીજ રહી. કર્મફળના કાળ ટૂંકાવ્યો ટૂંકાતો નથી. દેશ અને પરિસ્થિતિ પણ આપણી ઇચ્છાને અધીન થતાં નથી. માણસ સમજે કે કર્મનું ફળ અવશ્ય છે. ક્યારે, ક્યાં અને કેવી રીતે એનો એ ખ્યાલ છોડે. આ ખ્યાલ છોડી દૃઢ વિશ્વાસ રાખે કે 'ફળ છેજ' અને પોતાના કર્તવ્યમાં સંલગ્ન રહે તે માણસ ધીરજવાન કહેવાય. મનને કાબુમાં આણવા માટે તો સમુદ્રને કિનારે બેસી ઘાસના તણખલાદ્વારા આખા સમુદ્રને ખાલી કરવાને જેટલી ધીરજ જોઇએ તેનાથી એ વધુ ધીરજ માણસનામાં હોવી જોઇએ. આથી માણસને ભગવાન સાધના કાજે બેબાકળા ન બનવાની-ધીરજ ન ખોવાની સલાહ આપે છે. અને ધીરજનો અખૂટ ભંડારી બની પોતાની નિશ્ચયાત્મક સમજદ્વારા મનને કાબુમાં આણવા મથે. નિશ્ચયાત્મક સમજ એટલે કે તાત્વિક સમજ. વિષયોમાં મૌલિક આનંદ નથી. એમનામાં રમણીયતા નથી. મૂળ રસ નથી એ સમજથી મનને હંમેશાં કાબુમાં આણે. મનને વિષયમાં રાચવાની જન્મ જન્મની ટેવ પડી ગઈ છે. વિષયોની અદ્‌ભુત અવર્ણનીય રમણીયતાનો એને અમિટ સ્પર્શ લાગી ગયેલો છે. એને પ્રતિપળ સમજાવતા રહેજ છૂટકો. આથી ભગવાન ધૃતિગૃહિત બુધ્ધિથી મનને જીતે એમ ગૂઢ રાયથી કહે છે. વળી ભગવાન કહે છે કે મનને વિષયોમાંથી ઉપરત-પરાઙ્મુખ કરતી વેળા ધીરે ધીરે આગળ ચાલવું રહ્યું. એકાએક મનને વિષયોમાંથી ખેંચી ન લેવું. કેમકે સંસ્કાર અને વાસનાં ઘણા સબળ હોય છે. અને

લેવો અર્થાત્ હે અર્જુન! માણસે પહેલા તો સઙ્કલ્પપ્રભવકામનો અપૂર્ણ ત્યાગ કરવો સઙ્કલ્પ એટલે વિષયોને લગતી રમણીયતાની બુદ્ધિ વિષયો સુંદર છે-રસમય છે-રમણીય છે એવી સમજ વિષયોમા મનુષ્યને શોભન બુદ્ધિ થાય એટલે તેમની પ્રાપ્તિને માટે તે વલખા મારે છે અને ધીરે ધીરે કરતા વિષયોમા મન ખૂચી જેમે છે અને પછીથી તે મન વિષયોને છોડી શકતુ નથી આથી વિવેકી પુરુષે શબ્દાદિ વિષયોને લગતી શોભનબુદ્ધિસહિત તમામ વિષય ગોચર મનસ્કામનાઓનો ત્યાગ કરવો વિષયના દોષને જે સાક્ષાત્ જોઈ શકે તેજ વિષયો પ્રત્યે અણગમો કેળવી શકે વિષયો આપાતરમણીય છે અતરથી નિસાર છે એ વિષયોનુ સ્વરૂપ જાણનાર જોઈ શકે અથાત્ વિવેકી માણસજ વિષયોમા રહેલા અનેક પરિણામિત્વ-વિરમત્વ-દુખદાયિત્વ વગેરે દોષોનો સાક્ષાત્કાર કરી તે દોષોથી ભરપૂર વિષયોને ત્યાગવાને તત્પર રહે છે આમ પહેલા તો વિષયો રમણીય છે એ સમજસહિત તમામ મનના વિષયોને લગતા મનસૂબાનો સમજપૂર્વક સપૂર્ણ ત્યાગ કરવો જ્યારે વિષયો નીરસ છે-ફીક્કા છે-મોનિષ્ટ સ્વાદ વગરના છે એમ સાચેજ સમજાય છે ત્યારે ઇન્દ્રિયોને તે ફીક્કા, વાશી અને વિચાર દશાએ જુગુપ્સા ઉપજાવે એવા વિષયો ભાવતા નથી એટલે એની મેળેજ ઇન્દ્રિયો તેમના ઉપરથી ઉઠી જાય છે અને મન જ્યા તેમને લગાવે ત્યા ચોટે છે આથી બીજુ પગથીઉ છે ઇન્દ્રિયોને વિષયોમાથી ખેંચી લેવાનુ વિષયોમા ડેરા તબુ નાખીને બેઠેલી તમામ ઇન્દ્રિયોને મનથીજ તમામ વિષયો પરથી ઉઠાડી લેવી, ખેચી લેવી અર્થાત્ વિવેકયુક્ત મનદ્વારા ઇન્દ્રિયોને પોતપોતાના વિષયો ઉપરથી હટાવી લેવી અર્થાત્ ઇન્દ્રિયોને સમળ અને સજીવ રાખતા એવા રાગદ્વેષને ક્ષીણબળ કરી નાખવા અને મનમાજ ઇન્દ્રિયોને શમાવી લેવી અર્થાત્ વિશુદ્ધ સઙ્કલ્પના સરોવરમા ઇન્દ્રિયોને નવરાવી લેવી આમ ઇન્દ્રિયોને ખેચી લઈ તેમને મનોમય બનાવી દેવી ત્યારબાદ શુ કરવુ તે ભગવાન આગળના શ્લોકમા કહે છે ॥૨૪॥

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥

ધીરજવાળી બુદ્ધિથી ધીરે ધીરે વિષયોમાથી પાછુ વાળે. અને મનને સ્વસ્થ કરી કાંઈપણ ન સ્મરે. ॥ ૨૫ ॥

વિવેકી મનદ્વારા ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લીધા પછી શું કરવું તે ભગવાન કહે છે કે હે અર્જુન! ધીરજથી અનુગૃહીત થયેલી બુદ્ધિવડે મનને ધીરેધીરે ઉપરત કરે. અને મનને સ્વસ્થ કરી કશું પણ ન ચિન્તવે. અર્થાત ઇન્દ્રિયજય થયા બાદ મનોજય કરવાનો છે. કેમકે મન એ ઇન્દ્રિયોનું નાયક છે. જ્યાં સુધી અજિત છે ત્યાંસુધી સાધક ભયથી મુકત નથી. આથી મનોજયની વ્યૂહરચના બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! ધૃતિગૃહીત બુદ્ધિથી મનને ધીરે ધીરે ઉપરત કર.ધૃતિ એટલે ધીરજ. ધીરજથી અનુગૃહીત બુદ્ધિ એટલે ધૈર્યથી ભરપૂર નિશ્ચયાત્મક સમજ. આ ધૈર્યથી, પરિપૂર્ણ નિશ્ચયરૂપ સમજથી મનને ધીરે ધીરે વિષયોમાંથી પરાઙ્મુખ કરવું જોઇએ. આધ્યાત્મિક જીવનમાં ધીરજ તો અખૂટ જોઇએ. ધીરજ એટલે કર્મફલ મેળવવાની તાલાવેલીનો અભાવ. દરેક કર્મ ફળવાને માટે કાલની દેશની અને પરિસ્થિતિની અપેક્ષા રાખે છે. આ કાળદેશ અને પરિસ્થિતિને માટે માણસે રાહ જોવીજ રહી. કર્મફળના કાળ ટૂંકાવ્યો ટૂંકાતો નથી. દેશ અને પરિસ્થિતિ પણ આપણી ઇચ્છાને અધીન થતાં નથી. માણસ સમજે કે કર્મનું ફળ અવશ્ય છે. કયારે, કયાં અને કેવી રીતે એનો એ ખ્યાલ છોડે. આ ખ્યાલ છોડી દૃઢ વિશ્વાસ રાખે કે 'ફળ છેજ' અને પોતાના કર્તવ્યમાં સંલગ્ન રહે તે માણસ ધીરજવાન કહેવાય. મનને કાબુમાં આણવા માટે તો સમુદ્રને કિનારે બેસી ઘાસના તણખલાદ્વારા આખા સમુદ્રને ખાલી કરવાને જેટલી ધીરજ જોઇએ તેનાથી એ વધુ ધીરજ માણસનામા હોવી જોઇએ. આથી માણસને ભગવાન સાધના કાજે બેસાકળા ન બનવાની-ધીરજ ન ખોવાની સલાહ આપે છે. અને ધીરજનો અખૂટ ભંડારી બની પોતાની નિશ્ચયાત્મક સમજદ્વારા મનને કાબુમાં આણવા મથે. નિશ્ચયાત્મક સમજ એટલે કે તાત્વિક સમજ. વિષયોમાં મૌલિક આનંદ નથી. એમનામાં રમણીયતા નથી. મૂળ રસ નથી એ સમજથી મનને હમેશાં કાબુમાં આણે. મનને વિષયમાં રાચવાની જન્મ જન્મની ટેવ પડી ગઈ છે. વિષયોની અદ્‌ભુત અવર્ણનીય રમણીયતાનો એને અમિટ સ્પર્શ લાગી ગયેલો છે. એને પ્રતિપળ સમજાવતા રહેજ છૂટકો. આથી ભગવાન ધૃતિગૃહિત બુદ્ધિથી મનને જીતે એમ ગૂઢ આશયથી કહે છે. વળી ભગવાન કહે છે કે મનને વિષયોમાથી ઉપરત-પરાઙ્મુખ કરતી વેળા ધીરે ધીરે આગળ ચાલવું રહ્યું. એકાએક મનને વિષયોમાંથી ખેંચી ન લેવું કેમકે સંસ્કાર અને વાસના ઘણા સબળ હોય છે. અને

માણસને છેતરવામાં ઘણાજ ચતુર હોય છે. વિકારનું વર્તન એટલું બધુ ચતુર છે કે તે ભલાભલા વિવેકીને હરાવી દે છે. આથી ધીરે ધીરે-આગળની ભૂમિકાનો પૂરો કાબુ મેળવી પાછલી ભૂમિકા ઉપર જવું, જ્યાંથી આગળ ચાલ્યા ત્યાં પાછુ ન ગબડાય એનો ખ્યાલ રાખવો. આમ એક પછી એક ભૂમિકાનો જય કરી આગળ કૂચ કરવી. આમ મનને વિષયોમાંથી ઉપરત કરી પછી શું કરવું? કેમકે મન હવે ખાલી થયુ. વિષયોની એનામાં જે ગડમથલ-દોડાદોડ-ભીડ હતી તે બધુ હવે ટળી ગયું. અર્થાત્ મન વિષયાકાર મટી હવે સ્વાકારને ધારણ કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! હૃદય વિષયોથી ખાલી બન્યા પછી માણસે તેને સ્વસ્થજ રાખવું એટલે કે હૃદયને હૃદયાકારજ રાખવું. અંતઃકરણને સ્વસ્થ અને નહિં કે વિષયસ્થ રાખવું. આની મનની-હૃદયની એકાન્ત અવસ્થા પ્રાપ્ત કરી કશું પણ ન ચિન્તવવું. એટલે કે આત્મા કે અનાત્માને લગતો વૃત્તિનો વ્યાપાર ન ચલાવવો વૃત્તિના ઉદયમાં સૃષ્ટિનો ઉદય છે. જ્યાં વૃત્તિ સ્ફુરી કે મન મનુ થઈ ગયું! આનો મનમાંથી વૃત્તિના ચિત્રો ભૂંસવાનો પ્રયોગ છે. મન સ્વસ્થ થાય ત્યારે એમાં વૃત્તિના ચિત્રો મટી જાય છે. અને મનની અંદર રહેલું આત્મતત્વ પ્રકટ થાય છે. આત્મા એ સંકલ્પનો વિષયજ નથી. આત્મા આત્મા છે એને વિષે આપણાથી કશું કહેવાય એમ નથી. આથી મનને નિર્વ્યાપાર કરી સ્વસ્થ રાખવું. આત્માકાર વૃત્તિનોએ વિચાર ન કરવો. અનાત્માકાર વૃત્તિનો પણ વિચાર ન સેવવો. આત્મવૃત્તિની અનુદયની અવસ્થામાં સત્તા-બૃહત્ સત્તાની સ્ફુર્તિ રહે છે. અને તે વખતે શું થાય છે-અહો!-તેની આપણને શી ખબર! આ સ્થિતિ અવર્ણનીય છે. આમ આ અતિપ્રશાન્ત નિર્વિકાર સ્થિતિમાં માણસે રહેવું. ઇંદ્રિયોનું બળ-વિષયમાં ખેંચી જનારું બળ અસ્ત પામ્યું છે. મનની ગડભાંજ શમી ગઈ છે. હવે જે રહ્યું તે આત્મ પ્રતિષ્ઠા. આમ ધીરે ધીરે સ્વરૂપપ્રતિષ્ઠ થવાનો ભગવાન્ અહિં ઉપદેશ કરે છે. ॥ ૨૫ ॥

> यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
> ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ અને અસ્થિર મન જે જે વિષયને લક્ષીને ચરે તે તે વિષયમાંથી એને પાછું હઠાવી આત્મમાંજ વશ કરે. ॥ ૨૬ ॥

મનને સ્વસ્થ કરી કશું ન ચિન્તવવું એમ તો ભગવાનને કહી દીધું. પણ મન એમ જલદી જલદી માની જાય એમ નથી. આથી ભગવાન સાધકને આશ્વાસન આપતાં પ્રયત્નમંદ ન થવાનો ઉપદેશ આપતાં કહે છે કે હે અર્જુન! આ ચંચલ અને અસ્થિર મન જે જે વિષયને ઉદ્દેશીને છટકી જાય તે તે વિષયમાંથી તેને ખેંચી પોતાના આત્માનાજ વશમાં તેને લાવે. હે અર્જુન! મન ચંચળ છે-ચપળ છે એ વાત કરવાથી કે તેને કાબુમાં લાવવાના ઉપાયને સાંભળવામાત્રથી ચંચળતા છોડતું નથી. ચંચળ મનને કાબુમાં લાવવાનો યત્ન કરનાર માણસ સમજે છે કે જેમ જેમ તેને કાબુમાં લાવવાનો એ પ્રયત્ન કરે છે તેમ તેમ એ વછી જવાને માટે જાણે પ્રયત્ન કરે છે. એ પારાની જાતનું છે. એ ચંચળ છે. તેથીજ અસ્થિર છે. એક પળને માટે પણ એ ક્યાંએ સંસારદશામાં ચોટતું નથી. પળભરમાં બ્રહ્માંડમાં ઘુમી આવે છે. આવું મન પળે પળે છટકી જાય તો તેમાં ગભરાવાની જરૂર નથી. સાધકે સ્હેજે ઉદાસ થવાની આવશ્યકતા નથી. કેમકે મનનો એ સ્વભાવ છે. આપણે મોળા પડી જઈએ. ગભરાઈએ-ઉદાસ થઈએ-કે મંદપ્રયત્ન થઈએ તેથી એ એનો સ્વભાવ છોડતું નથી. તો મોળા પડી જવું એ મનને કાબુમાં લાવવાનો ઉપાય નથી. છંછેડાયલા નાગને વશમાં લાવવો-નિર્વીર્ય કરવો-મંત્રમુગ્ધ કરવો એ જેટલી બહાદુરીનો પ્રયોગ છે તેનાથી કંઈ હજાર ગણી વધુ વીરતાનો આ પ્રયોગ છે. આથી ભગવાન કહે છે કે ચંચળ અને વ્યભિચારી મન જે જે વિષયને ઉદ્દેશીને આપણા હાથમાંથી પ્રમાદને લીધે છટકી જાય તે તે વિષયમાંથી આપણે તેને પાછું ખેંચી લાવવું. ખેંચી લાવીને તેને સ્વવશમાં-પોતાની દૃઢતમ ઇચ્છાશક્તિને અધીન કરવું. કુનેહબાજ પુરુષ અનેરા પ્રમત્ત અશ્વને સ્વાધીન રાખી શકે છે. માણસનામાં દૃઢતમ ઇચ્છાશક્તિનું બળ હોવું જોઈએ અને ધ્યેય પ્રાપ્તિની તમન્ના હોવી હોવી જોઈએ. જેનામાં કુનેહના અને ધ્યેયતત્પરતાના દર્શન પોતાના કાબુમાં ચંચળ અને વ્યભિચારી મનને લાવ્યા શિવાય જંપશે નહીં. મનને કાબુમાં આણવું એ કાંઈ બાળકનો ખેલ નથીજ. એનો હૃદયશુધ્ધિ-દૃઢ ઇચ્છાશક્તિ અને ધ્યેય નિષ્ઠાની કપરી કસોટી છે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! જે જે વિષયમાં મન છટકીને ઘુસી જાય ત્યાંથી તેની ગળચી પકડી તેને સ્વાધીન કરવું. મન તો માળીનું આખલા જેવું છે. ગમે તેના ખેતરમાં ગમે તેની વાડને ભાંગી નાંખી, છટકી જઈ આખલો ચરેજ. પણ તેથી તે આખ-

-૬

લાને કાણુમાં આણુવાને માટે હાથ ધોઈ નાંખવા એવું કોણે કહ્યું! એ તો આ પાર કે તે પાર. મરી મટવુ કે સિધ્ધિ હાથ કરવી. વચલો-મન સાથે માંડવાડ કરનાગે રસ્તો કામજ નહીં આવે. આથી સાધકે સાવધ રહી સ્વચ્છંદી જક્કી અને વ્યભિચારી મનને નિરાગ્રહી અવ્યભિચારી સ્વાધીન કરવામાં કદી મોળા ન પડવું. પ્રત્યેક પ્રયત્ને સાધક પડશે. પણ એક દિવસ એવો જરૂર આવશે જે દિવસે મનને તે વશ કરશે અને તેના ઉપર વિજય મેળવશેજ. નાગ અને નોળીઆના સંગ્રામમાં નોળીઓ ગમે તેટલો પ્રારંભે પરાજિત થાય પણ અંતિમ વિજય તો નોળીઆનોજ. તેમ અંતિમ વિજય તો આત્માનોજ. મન અને આત્માની વચ્ચેના ઘોર સંગ્રામ આગળ તો ઇતિહાસની કોઈપણ લડાઈ એ કેવળ બાળલીલા ગણાય. આમ સમજપૂર્વક નિરતિશય શ્રધ્ધાબળે ભગવાનના ઉપર ભરોસો રાખી અપ્રમત્ત પુરુષે મનને સ્વવશમાં લાવવુંજ. કાળાં માથાનો માનવી શું ન કરી શકે એ કહેવતની ચરિતાર્થતા મનને સ્વાધીન કરવામાં છે. ॥ ૨૬ ॥

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

અત્યંત. શાંત મનવાળા, ક્ષીણુ થયેલ રાગાદિ દોષવાળા, પાપ શિવાયનાં, બ્રહ્મસમા થયેલ આ યોગીને શ્રેષ્ઠતમ સુખ મળે છે. ॥ ૨૭ ॥

આમ મનને જેણે સ્વાધીન કર્યું છે તેવા વીરપુરુષને - કયું પારિતોષિક મળે છે-મનરૂપી દુર્જય મલ્લને જીતનારને શું પ્રાપ્ત થાય છે? ભગવાન કહે છે કે હે અર્જુન! પ્રશાન્તમના, શાન્તરજસ, અકલ્મષ અને બ્રહ્મભૂત એવા આ યોગીની પાસે ઉત્તમ સુખ સ્વયં પહોંચે છે. અર્થાત્ જેનું મન પ્રશાન્ત બન્યું છે એટલે સમૂલ રાગદ્વેષ શિવાયનું બન્યું-છે-નિર્વિકારી છે-સ્વસ્થ બન્યું છે તેને માટે ઉત્તમોત્તમ સુખ અનામત છે. જે મન પ્રશાન્ત છે-જે હૃદયમાંથી રાગદ્વેષ છેવટનો-દેશનિકાલ પામ્યા છે તે હૃદય કેવું હશે! શાન્તરજસ. રજોગુણ તેમાં શમી ગયેલો હશે. અર્થાત્ રજોગુણ અને તમોગુણના કાર્યો તેનામાં હવે ન હશે રજોગુણ અને તમોગુણ તો હૈયાના મેલ હતા. એ તદ્દન સાફ થઇ ગયા છે આમ પ્રશાન્ત મન રજોગુણ અને તમોગુણના સ્પર્શશૂન્ય

બને છે. અને આથીજ તે અકલ્મષ હોય છે. કલ્મષ-ધર્માધર્મ-પાપ પુણ્યના સ્પર્શરહિત છે. બસ હવે તેનુ હૈયુ પાપપુણ્યથી પર થયુ છે. કેમકે આ-સક્તિ નિર્મૂળ થઇ છે. અને આથીજ તેવા મનવાળો યોગી બ્રહ્મભૂત છે બ્રહ્મ એટલે અમર્યાદિત સત્તા-પરમાત્માની સત્તા. પરમાત્માની સત્તા જેમ દેહગેહ દેશકાળ વસ્તુથી મર્યાદિત નથી-સર્વત્ર સમ છે તેમ તેવા માણસનો આત્મા તેની અમર્યાદિત સત્તાવાળો હુ છુ-દેહ ઇન્દ્રિયો મન બુદ્ધિથી મર્યાદિત નથી પણ આત્મારૂપ હોવાથી નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવનો છુ એવો તેને અનુભવ થાય છે. અર્થાત્ તે બ્રહ્મ-પરમાત્મારૂપે વર્તે છે આવા પ્રશાન્તમના પરોગજસ્ક-નિષ્પાપ પરમાત્મારૂપ યોગીની પાસે ઉત્તમ સુખ પહોચે છે. યોગીને સુખની શોધમાં જવું પડતુ નથી. સુખજ તેને શોધતું આવે છે. સુખ કાંઈ કરવા ગયુંજ ન હતુ. હતુજ પણ તે કયા હતુ તેની ખબર ન હતી. હવે તો સુખનો પ્રદેશજ હાથ લાગી ગયો છે. આત્માના આવરણનો ભગ થઇ ગયો એટલે આત્માજ સુખરૂપ હોવાથી આત્મ સુખની તેને પ્રાપ્તિ હાથ લાગી ગઇ। આથી ભગવાન કહે છે કે તેવા છત્મના પુરૂષને ઉત્તમ સુખ જે અનામત હતુ તે મળે છે માટે માણસ પ્રયત્ન કરે ॥ ૨૭ ॥

> युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
> सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

આ રીતે હંમેશાં મનને રોકતો નિષ્પાપ કર્મયોગી અનાયાસે, બ્રહ્મસ્વરૂપ-અનન્ત સુખને પામે છે. ॥ ૨૮ ॥

આગના શ્લોકમા યોગીની પાસે ઉત્તમોત્તમ સુખ આવી પહોચે છે એમ ભગવાને બતાવ્યુ અર્થાત્ અભ્યાસનું માહાત્મ્ય અલૌકિક છે. આમ અભ્યાસ કરતા કરતા જેનો અભ્યાસ સ્થિર થયો અર્થાત્ જેને સમાધિયોગ એ સ્વાભાવિક થઈ ગયો તેને શુ મળે છે તે બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! આમ હમેશા મનને એકાગ્ર કરનાર વિગતકલ્મષ યોગી નીરતિ બ્રહ્મના સસ્પર્શરૂપ નિત્ય સુખ ભોગવે છે અર્થાત્ જે પુરૂષ ભગવાને બતાવેલી રીત પ્રમાણે પોતાના મનને-હૃદયને એકાગ્ર કરવાનો શ્રદ્ધા ભક્તિપૂર્વક દીર્ઘકાળ નિરન્તર સત્કારસહિત અભ્યાસ કરે છે. તે પુરૂષ પહેલાં તો વિગત કલ્મષ થાય છે કલ્મષ એટલે મેલ, અવિદ્યા-અસ્મિતા-રાગ-દ્વેષ અને મૃત્યુ ભયરૂપી

પાંચ પેટા વિભાગો સહિત જે મહામેલો તે મેલો શિવાયનો થાય છે. અર્થાત્ અવિદ્યા રહિત વિદ્યાવાળો થાય છે. સાચી સમજમાં નિષ્ઠાવાળો બને છે .અસ્મિતા શિવાયનો એટલે અનાત્મામાં–દેહેન્દ્રિયાદિમાં સુખદુઃખમોહના ખ્યાલથી મિશ્ર એવી અહબુધ્ધિ શિવાયનો–નિરહંકારી થાય છે. કપોલકલ્પિત સુખ અને તેના સાધનોમાં 'મારે ને અમુક જોઈએજ એવા' છુટી મેલા આગ્રહ શિવાયનો–વિરાગી બને છે. તેજ મુજબ કપોલ કલ્પિત દુઃખ અને તેના સાધનોમાં "મારે ને અમુક ન જોઈએ એવા" છુટી ખ્યાલ વગરનો ગતદ્વેષી બને છે. મોત આત્માને નથી અને દેહેન્દ્રિયાદિ તમામ ચીજો રાખી શકાય એમ નથી અને દેહાદિ મારું સ્વરૂપજ નથી આથી દેહેન્દ્રિય પ્રાણ વગેરેના વિયોગથી મારી અસ્તિ મટી જવાની એવા ભયથીરહિત–નિર્ભયમના આત્માના અજન્મા અમર્ત્ય સ્વભાવના સ્વાભાવિક ભાનવાળો હોય છે આમ વિગત કલ્મષના એ બુદ્ધિપ્રસાદ છે. યોગી પુરુષ આ મહામેલોની ઉંડી વૈતરણીને તરી જાય છે. આનેજ પરમશુધ્ધિ કહેવામાં આવે છે. પહેલાં યોગાભ્યાસથી મનુષ્ય આવો વિગત કલ્મષ બને મેલોને પેલે પાર પહોંચ્યો કે પછી જે પ્રદેશ આવે તે આત્માનો–નિત્ય સુખનોજ પ્રદેશ છે. આથી ભગવાન કહે છે તેવો સિદ્ધ થયેલ સમાધિવાળો નિર્મળ હૃદયી પુરુષ નિત્યસુખ અનુભવે છે. આ સુખ બ્રહ્મસંસ્પર્શાત્મક છે. બ્રહ્મ એટલે પરમાત્મા. તેનો સંસ્પર્શ એટલે તેને સારી પેઠે અડકવું તે. પરમાત્મામાં તન્મયતા હોવી પરમાત્માના સ્વરૂપમાં એકાકારતા તાદાત્મ્ય તદ્રૂપતા–પરમાત્માના સ્વરૂપથી અભિન્નતા અર્થાત્ પરમપિતાનું જે સ્વરૂપભૂત અવર્ણ્ય સુખ છે–બ્રહ્માનંદ છે તેનાં નિત્ય–સદા હોનારાં સુખને તે પુરુષ નીરાંતે અનુભવે છે. નીરાંતે એટલે કે વિના મહેનતે મેલો ધોવાની મહેનત હતી તેટલી તેણે કરી લીધી. હવે તો એને જ્યારે ઈચ્છા થાય ત્યારે કોઈપણ જાતના પ્રતિબંધ કે પ્રત્યવાય શિવાય બ્રહ્માનંદ લુંટી શકે છે. બ્રહ્માનંદ હવે તેની બાપુકી–પૈતૃક સંપત્તિ થઈ છે–તેની માલીની વસ્તુ બની છે. ચાહે ત્યારે તેમાંથી તે બ્હાર નીકળે કે અંદર જાય એમ જે મનુષ્ય નિરન્તર અભ્યાસ કરે તેને ઈશ્વર પ્રસાદથી નિત્ય બ્રહ્માનંદનો સ્વાયત્ત આનંદ હમેશાં મળે છે. અને આથી આગળ યોગની ગતિ નથી. યોગ અહીં કૃતકૃત્ય થાય છે. ॥ ૨૮ ॥

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

સમાધિ યોગથી પ્રસન્ન થયેલાં મનવાળો બધે સમદર્શી કર્મયોગી સર્વભૂતમાં રહેલ પરમાત્માને અને પરમાત્મામાં રહેલાં સર્વભૂતોને નિરખે છે ॥ ૨૯ ॥

જ્યારે સમાધિયોગ સિદ્ધ થાય ત્યારે તે મહામના ઉદારચરિત કર્મયોગી ભગવતી પુરુષની દ્રષ્ટિ કેવી હોય છે તે બતાવતાં યોગનું અપ્રતિમ માહાત્મ્ય ભગવાન બતાવે છે હે અર્જુન! યોગયુક્તાત્મા–અને સર્વત્ર સમદર્શી પુરુષ સર્વભૂતોમાં રહેલાં આત્માને અને સર્વભૂતોને આત્મામાં જુવે છે. અર્થાત્ હે અર્જુન! જે પુરુષ યોગયુક્તાત્મા છે તે પુરુષની દ્રષ્ટિ પરમાત્મમયી થઈ જાય છે. યોગ યુક્તાત્મા એટલે સમાધિયોગથી નિર્મળ થયેલાં હૃદયવાળો. હૃદયની નિરતિશય એકાગ્રતાથી હૃદયના તમામ મેલો ધોવાઈને સાફ થાય છે. આથી હૃદય સદા નિર્મળ અને એકાગ્ર રહે છે. આવાં નિર્મળ અને એકાગ્ર હૃદયવાળો પુરુષ યોગયુક્તાત્મા કહેવાય છે. એટલે કે પ્રસન્ન–સદા પ્રસન્ન અન્તઃકરણવાળો મનુષ્ય આવી હમેશાં અત્યન્ત એકાગ્રતાવાળો પુરુષ સર્વત્ર સમદર્શી હોય છે. એટલે કે પ્રાણીમાત્રમાં એક આત્માને સમરસપણે વ્યાપેલો જોનાર હોય છે. બ્રહ્માનો આત્મા મોટો અને કીડીનો નાનો એમ નહી પણ બ્રહ્માથી માંડી સ્થાવર પર્યન્ત સર્વત્ર એકરસ–આત્મા છે એમ તે સાક્ષાત્ અનુભવે છે. આત્મામાં વધઘટ નથી. આરોપ કે ઉદ્રાપ નથી. તે તે પ્રકૃતિની સાથે તેવો તેવો આત્મા દેખાઈ રહ્યો છે એટલુંજ. આત્મા પાણીની પ્રકૃતિ જેવો છે. પાણી જે પાત્રમાં ભર્યું હોય તે પાત્રના આકારને તત્કાળ ધારણ કરે છે પણ તે આકાર માટે પાણીને જેમ કશો આગ્રહ નથી તેમ તે તે શરીર મન બુધ્ધિનો આકાર આત્મા ધારી લે છે પણ તેને મગજમાં તે તે આકાર કે તે તે નામ માટે કશોયે આગ્રહ નથી. આત્મા સદૈવ એકરસ–સમાનશીલ છે. આમ પ્રસન્નતામાંથી એકાત્મદર્શન–નિષ્ઠા જન્મે છે. અને જેના હૃદયમાં આ પરમસૌભાગ્ય ઉદય પામ્યું તેને હવે શું જણાય? પ્રાણીમાત્રમાં રહેલા પરમાત્માને તે જુવે છે. એવું એકપણ પ્રાણી કે પદાર્થ નથી જે પરમાત્મસત્તાહીન હોય. અર્થાત્ પરમપિતા સર્વત્ર પરિપૂર્ણ છે–અણુથી માંડી પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થમાં પરમાત્માનો સદસ અવિ-ચ્છિન્નપણે પંચ્યો પાથર્યો રહેલો છે નથી તેને કોઈ મસળી શકતું નથી તેમાં કોઈ ઘટાડો કરી શકતું. આમ પરમપિતાની સર્વત્ર–સ્થાવર જંગમ તમામ

પદાર્થોમા અભિટ અસ્તિને તે સાક્ષાત્ જુવે છે પરમાત્માને તે સર્વભૂતોમા રહેલા-વર્તતા-અનુભવે છે અને એનુભવમા સશય કે મોહને અવકાશ નથી તે ઉપરાત સર્વભુતોને તે પરમાત્મામા જુવે છે એટલે કે પ્રાણીમાત્રની અસ્તિ ઇશ્વરાસ્તિ ઉપર અવલંબેલી છે એવુ તે જુવે છે પ્રભુની ગેરહાજરીમા કોઈની અસ્તિજ નથી અસ્તિજ પરમપિતાની છે. આથી સર્વભૂતોને તે પરમાત્મામા પરમાત્માના આધાર-પરમાત્મારૂપી પાયા ઉપર ઉભેલા જુવે છે ભૂતોની અસ્તિ પરમાત્માની અસ્તિનો માત્ર વિભિન્ન આકારજ છે તેનાથી જુદી એવી અસ્તિ નથી આમ પરમાત્માનો પરિપૂર્ણ સર્વત્ર સદર્શને તે પુરુષ અનુભવે છે અહો! જેને આ પરમધન્યદર્શન થાય છે તેના માતપિતાને ધન્ય છે તે ધરણીને ધન્ય છે તે દેશને તે જાતિને તે કુળને ધન્ય છે! આપણે પામર તે મહાનનો કયાથી યથાર્થ ખ્યાલ બાધી શકીએ? રોમરોમમા-અણુઅણુમા જે જે પરમપિતાની ગાઢ ઘન અસ્તિ અનુભવે છે તે મહાભાગ માનવ છે તે ચરમ દેહી છે-તે કુશળ છે-તે મગળમય છે-તે પ્રત્યક્ષ પરમાત્મા છે! જે નામરૂપમા ખચ્ચક ભરેલા સચ્ચિદાનદને નજરોનજર અનુભવી શકે છે તેને નામરૂપના વ્યાકરણમા મોહ ન રહે! ॥ ૨૯ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

જે બધે મ્હને જુવે છે અને બધું મ્હારામા જુવે છે તેની હું નજર બહાર નથી અને તે મ્હારી નજર બહાર નથી ॥૩૦॥

આ દર્શનનુ માહાત્મ્ય બતાવતા ભગવાન થાક્તા નથી વળી કહે છે કે હે અર્જુન! જે પુરુષ બધે મને જુવે છે અને બધાને મારામા જુવે છે તેની આગળથી હુ કદી ગેરહાજર થતોજ નથી અને તે મારી નજરની બહાર થતો નથી અર્થાત્ જે પ્રસન્નહૃદયી યોગી આબ્રહ્મસ્તમ્બાન્ત સર્વભૂતોમા સર્વના અતરાત્મારૂપે વર્તી રહેલા એવા મને-પરમાત્માને હાજર જુવે છે અને સ્થાવર જગમ જગતને જે મારામા રહેતુ-વર્તી રહેતુ જુવે છે તેની નજરમાથી હુ કે મારી નજરમા તે કદી આઘો થતો નથી અર્થાત્ અહીં ભગવાન અને ભક્તની વચ્ચેનો સસારદશાનો ભેદભાવનો અભાવ બતાવે છે જેની દૃષ્ટિમા નામરૂપનો વિસ્તાર ન ફરે, પણ નામરૂપના ખીબામા ઠરેલા સચ્ચિદાનદઘન ઉપરજ જેની

નજર સદા ઠરેલી રહે અને જગતનુ અસ્તિત્વ જેને પરમપિતાના અસ્તિત્વથી ભિન્ન ન જણાય તેવા મહાયોગી અને પરમાત્મા વચ્ચે હવે પડદો નથી પરમાત્મા તેનાથી આઘા નથી તે પરમાત્માથી આઘો નથી બન્ને એકાત્મા હોવાથી એકબીજાથી હવે અદ્રષ્ટ રહી શકતા નથી સમાગદશામા તો જીવ અને પરમાત્મા સતાકુકડીની રમત રમે ભગવાન અનન્ત વિવિધતામા ખોવાઈ ગયેલા હોય છે અને જીવ તેને રાતદહાડો શોધ્યા કરે રોવતા શોધતા તેનુ હવે=હૃદય જ્યારે પરમ પવિત્ર થયુ છે ત્યારે અંતરમાજ ભગવાન મળી જાય છે પેલુ માયાનુ હિરણ્મય પાત્ર ખસી જાય છે અને અનન્તકાળથી વિસરાયેલ પરમપ્રેમાસ્પદ આત્મદેવનુ દર્શન થાય છે અને એવુ જેને થતુ હશે તેને શો અનુભવ થતો હશે તેની આપણને શી ખબર? એ ભગવાન અને ભક્તનુ પરસ્પરનુ દર્શન કેવુ હશે તે આપણને શુ સમજાય? જેના ઉપર પરમપિતાની પસંદગી પડે, જે જીવને પરમાત્મા ઉઘ્ધારવા ચાહે, તેને પોતાનુ અસલી સ્વરૂપ બતાવી દે છે કોઈ નિર્મળમના ધ્રુવ કે તન્મના પ્રહ્લાદને આવો અલૌકિક દર્શનલાભ થતો હશે અનન્તકાળનો પરમપ્રેમાસ્પદનો વિરહ—એ વિરહાનલની જ્વાળામા નિરન્તર ઉકળાટ—એ સંસારનો મહાભીષણ મેલો દવ—એ સ્વામસૃષ્ટિની મહામોહભરી માયા—એ બધુ એક પલકમા ગઈગુજરી બની જાય અને પરમાત્મા પેલા પરમપ્રેમી ભક્તહૃદયને એવુ પોતાના હૃદય સાથે ચાંપી લેતા હશે કે તે વખતે દેવોને પણ દુર્લભ એવુ અતિ વિરલ–વિસ્મયથી પણ વિસ્મય–મેળવુ જાણે કેવુ શાતિ સુખ મળતુ હશે! ભગવાન ભક્તને અને ભક્ત ભગવાનને અનતકાળથી ભૂખી-તરસી આંખે જોતા હશે અને એકબીજાને તે ધરાઈ ધરાઈને સર્વાંશે પી જતા હશે! આમ આત્મદેવના દર્શન નિરન્તર સુલભ થઈ જાય છે વિમળ હૈયાના માનવીને ભગવાન તો બધા જીવને જોઈજ રહ્યા છે પણ હવે ભગવાનને જોવાના છે આથી આવી સર્વત્ર ભગવાનમયી દૃષ્ટિને માટે જીવ તરફથી પહેલ થવી જોઈએ હવે ગોતા કરતી ગડી જીવ જ્યારે શોધી શોધીને શુધ્ધ થઈ જશે ત્યારે તેને ભગવાન જાતે દર્શન દઈ દેશે આ શ્લોક વિવેચનનો વિષયજ નથી! વાણી બીચારી આને—આ ભગવાન અને ભક્તના અવ્યવહિત–પરસ્પર પ્રત્યક્ષ અનિમેષ દર્શનને કેવી રીતે વર્ણવે! જેના ઉપર ભગવાનની અસીમ કરૂણા ઉતરશે તેને આ શ્લોકની અંદર છૂપાયેલા અર્થના મહાસાગરો સમજાઈ જશે ॥ ૩૦ ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

આત્માની એકતાને અવલંબીને રહેલો હોઇને જે કર્મયોગી બધાં ભૂતોમાં રહેલ એવા મ્હને સેવે છે તે કર્મયોગી સર્વ પ્રકારે વર્તતો છતાં મારામાં વર્તે છે. ॥ ૩૧ ॥

વળી ભગવાન આજ દર્શનનું માહાત્મ્ય બતાવતાં કહે છે કે હે અર્જુન! એકત્વનો આશ્રય લીધેલો જે માણસ સર્વભૂતોમાં રહેલા ,એવા મને સેવે છે તે યોગી દરેક રીતે સંસારમા વર્તતો છતાં પણ મારામાં વર્તે છે. અર્થાત્ પ્રાણીમાત્રમાં અંતરાત્મા–પ્રાણીમાત્રનું નામરૂપની અંદર રહેલું સ્વરૂપ પરમાત્માજ છે–અંદરના રૂપે પરમાત્માજ સૌનું સ્વરૂપ છે એવી આંતર એકતાની સમજનો જીવનમાં આધાર લઇ–એટલે કે આ સમજ મુજબજ જીવન ગાળવાનો દૃઢ સંકલ્પ કરી જે માણસ પ્રાણીમાત્રમાં અંતરાત્મારૂપે વર્તી રહેલા એવા મને–પરમાત્માને ભજે છે–ભજે છે એટલે કે સેવે છે–સેવે છે એટલે કે મારી આજ્ઞાઓનું પાલન કરે છે–મારી આજ્ઞાઓનું પાલન કરવું એ જેનો સ્વભાવ–ધર્મ થઇ પડે છે–મારી આજ્ઞાનું પાલન કર્યા શિવાય જે રહી શકતો નથી એવો કર્મયોગી ભક્ત પુરુષ સંસારમાં ભલેને સર્વથા રહે! એટલે કે ભલેને પોતપોતાના વર્ણાશ્રમને ઉચિત હિંસા અહિંસાત્મક કર્મદ્વારા વર્તે–મારામાજ તે રહે છે. આત્માની એકતાની સમજ જેના જીવનનો એક આધાર છે અને એ આધારે પ્રાણીમાત્રને પરમાત્મરૂપ અનુભવી વર્તે છે તે માણસ કદી પણ દુષ્ટ હોઈ શકશેજ નહી. કેમકે દુષ્ટતા જ્યાંસુધી રહે છે ત્યાંસુધી ઇશ્વરનો સર્વભૂતમાં સાક્ષાત્કારજ ન થાય. આથી નિર્દોષજ આવાં એકાત્મ દર્શનનો અધિકારી હશે. આ દર્શન પછી જીવનમાં તેનું વર્તન વિનારાગદ્વેષે હશે. અને રાગદ્વેષ કર્મની બંધકતા લાવે છે. કેવળ કર્મ બંધક નથી. આથી ભગવાન કહે છે કે એ ગમે તેમ વર્તે–હિંસાત્મક કે અહિંસાત્મક પોતાને ભાગે આવેલાં કર્મોને તે વિના રાગદ્વેષે–અત્યંત અનાસક્તિપૂર્વક આચરે છે. અને એમાં પાપ નથી. એમાં દોષ નથી. આથીજ તે ભગવાનમાં રહે છે. એટલે આનો કોઇ અધકચરી સમજે અનર્થ ન કરે. ॥ ૩૧ ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

હે અર્જુન! જે જાતના ઉદાહરણથી બધામાં સુખ અગર તો દુઃખને સરખું અનુભવે છે તે યોગી શ્રેષ્ઠ મનાયો છે. ॥૩૨॥

આગલા શ્લોકમાં એક આત્મા સર્વભૂતોમાં રમી રહ્યો છે એ સમજને આધારે ભગવાનને ભજનારો પુરુષ ભગવાનમાંજ રહે છે એ વાત કહી. હવે સૌથી શ્રેષ્ઠ યોગી કયો છે તે બતાવતાં શાસ્ત્રીય જ્ઞાનને અપરોક્ષ રીતે જીવનમાં સક્રિય બનાવવાનો ઉપદેશ કરતાં યોગેશ્વર કહે છે કે હે અર્જુન! જે કર્મયોગી સર્વત્ર સુખ તથા દુઃખને જાતના ઉદાહરણે જુવે છે તે યોગી સર્વોત્તમ તરીકે માન્યં છે. અર્થાત્ આ શ્લોકમાં આત્મજ્ઞાનનો વ્યવહારમાં અવતાર ભગવાન બતાવે છે. જેને સાચેજ આત્મજ્ઞાન ઉપજ્યું તે માણસ કદી આત્માને વિસરી શકતો નથી. આત્માને લગતી સાચી સમજ થતાંજ તેનાં અંતરમાં વ્યવહારમાં કેમ વર્તવું તેની નીતરી સમજ તેને આવી જાય છે. પોતાનોજ આત્મા પ્રાણીમાત્રમાં છૂપાયો છે આ સત્ય તેને સ્પષ્ટ થયેલું છે. આથી પ્રાણીમાત્રની સાથે વર્તાવ કરતાં તેવો માણસ સમજશે કે મને જેમ સુખ વ્હાલું છે અને દુઃખ અકારૂં છે, તેમ પ્રાણીમાત્રને સુખ વહાલું છે અને દુઃખ અકારૂં છે. ગમે તે સુખ. ન ગમે તે દુઃખ. પ્રાણીમાત્ર સુખને માટે વલખાં મારી રહ્યાં છે અને દુઃખની ચુડમાંથી છૂટવા ટળવળી રહ્યાં છે. આમ પ્રાણીમાત્રના સુખાનુભવ અને દુઃખાનુભવમાં રતિમાત્રનો ફેર નથી. આથી પ્રાણીમાત્રને સુખ આપવું એ મારી ફરજ થઇ પડે છે. પ્રાણીમાત્રને ન પીડવાં એ મારો ધર્મ થઈ પડે છે. આથી પોતાને ગમતાને મેળવવા માણસ પ્રયત્ન કરે છે અને પોતાને ન ગમતું ટાળવા મથે છે તેમ સૌમાં પોતાની જાતનેજ જોનાર મહાયોગી સૌનું ગમતું કરવા પ્રયત્નશીલ રહે છે. સૌને અણગમતું ટાળવા મહેનત કરે છે. પોતાના તરફથી તો કોઇને તે દુઃખ દર્જિ ન શકે. આમ જાતના ઉપર જેને પ્રેમ અને દયા છે તેને સૌના ઉપર પ્રેમ અને દયા હશેજ. આનો આબ્રહ્મસ્તમ્બપર્યન્તમાં આત્માને-પોતાની જાતને ઓળખીને, તેને ઉદાહરણ તરીકે પોતાની સમક્ષ રાખી, વ્યવહાર કરનાર પુરુષ

ઉત્તમોત્તમ યોગી છે. માણુસ સ્વાર્થી અને પરપીડક બને તેનું કારણુ એ છે કે તે પોતાની જાતના દાખલાને વિસરી જાય છે. પોતાના શિવાયના બધાને જડ માને છે. પોતાના આત્મા જેવોજ સામાનો આત્મા છે-પોતાના જેટલોજ સુખેપ્સુ અને દુઃખજિહીર્ષુ છે એવી સમજ ન હોવાથી તે સ્વાર્થપ્રધાન પરપીડનમય વ્યવહાર કરે છે. પરતુ અહીં તો આત્માને લગતી સમજવાળો માણુસ કેમ વર્તે તેની સમજ છે જેણે જાતને જાગી છે તે સૌને જાણે છે અને આથીજ સૌ સાથેના તેના વ્યવહારમા તે પોતાની જાત સાથેજ સૌને સરખાવી વર્તે છે. પોતાની જાતનો અનુભવ વીસરી તેનાથી વર્તાતુંજ નથી. આથી સુખ હો અગર દુઃખ, સૌ પ્રાણીમા આવો પુરૂષ, આત્મૌપમ્યદૃષ્ટિથી જુવે છે. અને આત્મૌપમ્યદૃષ્ટિથી જોનાર મનુષ્ય કોઇને પણ રાગબુદ્ધિથી સુખી કરતો નથી કે દ્વેષબુદ્ધિથી કદી દુઃખી કરતો નથી. સુખમાત્રનું ઉગમસ્થાન તથા દુઃખમાત્રનુ અસ્તસ્થાન આ આત્મૌપમ્યદૃષ્ટિની સક્રિય સ્થિરતામાં છે. મારી જાત મને જેમ અતિશય પ્રિય છે તેમ સૌની જાત સૌને અત્યંત પ્રિય છે. મને જેમ સુખ ભાવે છે તેમ સૌને સુખ ભાવે છે. મને જેમ દુઃખ દમે છે તેમ સૌને દુઃખ દમે છે. આથી સૌની જાત એક સરખી હોવાથી સૌના સુખમાં એવા પુરુષની રતિ હોય છે. સૌના સુખમાં તેને નિજસુખ હોય છે. સૌના દુઃખમાં તેને નિજદુઃખ હોય છે. આથી સૌને સુખ આપવા તે વર્તે. સૌનાં દુઃખ ટાળવા તે કેડ કસે. કોઇના ઉપર તેને રાગદ્વેષ ન હોય. આમ વિચારદૃષ્ટિએ જોતાં આત્માને ઓળખનાર મનુષ્ય પ્રેમનો દરિયો હોય અને દયાનો સમુદ્ર હોય. અને આવો સર્વભૂતહિતેરત યોગી પુરુષ યોગીશ્રેષ્ઠ છે એમ ભગવાન કહે છે. જેનામાં આ સર્વત્ર સમદર્શી હૃદયદર્શન પ્રકટ્યું-સ્થિર થયું-વ્યવહારમાં અવતર્યું તે પુરૂષ આ ચમત્કારિક સૃષ્ટિનો સૌથી મોટો ચમત્કાર છે ! ॥ ૩૨ ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥

હે મધુસૂદન ! જે આ સમતાથી યોગ આપે ઉપદેશ્યો છે તેની હું મનની ચંચળતાને લીધે નિશ્ચલ સ્થિરતા જોતો નથી. ॥ ૩૩ ॥

આમ મનની ચંચળતાને લીધે અર્જુનને સમતાયોગનું સંપાદન સંદિગ્ધ લાગ્યું. પોતાની એજ મનોદશાને વધારે સ્પષ્ટતાથી રજુ કરતાં અર્જુન કહે છે કે હે કૃષ્ણ ! ખરે ! મન ચચળ છે. પ્રમાથી છે. બળવાન છે. દૃઢ છે, પવનની માફક તેનો નિગ્રહ હુ, અર્જુન-મારી બુદ્ધિએતો દુષ્કર માનું છુ. અર્થાત્ હે પ્રભો ! મારૂં આત્મનિવેદન સાંભળો. મારી મનોદશા આપની આગળ સ્પષ્ટ કરૂં છું. આ મન ચંચળ છે. એટલે કે સદા ચલન સ્વભાવવાળું છે. એના સ્વરૂપમાંજ ચંચળતા ભરી છે એની અસ્મિતા વણાયેલી ચંચળતાને દૂર કરવી તેને અચચલ બનાવવુ-એ સસલાનાં શીગડા મેળવવા જેવું છે ! એટલુંજ નહી. એ પ્રમાથી છે. એટલે કે અતિશય મથી કાઢનાર છે. શરીર તથા ઇન્દ્રિયોને વલોવી નાંખનારૂ છે. શરીરને એને ખ્યાલ આવી ગયો તો તે ખ્યાલમાં એવું ચોટી જાય છે કે કેડચુ એ શીટતું નથી. ઇન્દ્રિયોમાં જો ઘૂસી ગયું તો એવું ઘુસી જાય છે કે કાઢ્યું કઢાતુ નથી. અને જેમાં એ ચોટે તેને એવું તો સજ્જડ ચોંટે કે માણસનું આખું અસ્તિત્વ એ ધમધમાવી કાઢે, આથી શરીર ઇન્દ્રિયો વગેરેને એ હદપારનું વલોવી નાંખે છે. તે ઉપરાંત હે પિતા ! આપને શું કહું ? આપ તો અતર્યામિ-સર્વજ્ઞ છે. આ મન બળવાન છે. એટલું બળવાન કે સૌ સાથે ઝગડે અને કોઇથી ન હારે. સૌને મ્હાત કરે અને આખલા જેવું પ્રમત્ત રહે. જેને એ ઢીકી મારે તેને ખોખરો કરી મૂકે. આવું અતિશય બળસંપન્ન મન કાબુમાં કેવી રીતે આવે ? પ્રભો ! હજી તો એક વાત કહેવી રહી જાય છે. આ મન દૃઢ છે. એટલે કે એ પોતાનામાં છિદ્ર પડવા દે એવું નથી. એતામાં ફાટ પડવા દે એવું નથી. ભેદ્યું ભેદાય એમ નથી. વિંધ્યું વિંધાય એવું નથી. હીરા કરતાં એની કાયા વધારે સંહત છે. રજોગુણ અને તમોગુણથી એ એવું તો ખીચોખીચ-ઘીચ-ગાઢું ઘેરાયેલું છે કે સત્વગુણનો એકપણ પરમાણુ એમાં પ્રવેશી શકતો નથી ! સત્વગુણ એમાં પેંસવા જાય તો હડસેલો મારી તેને હાંકી કાઢે છે. આમ પોતાનામાં કદી છેદ ન પડવા દેવાની તકેદારી રાખતું મન કેવી રીતે કાબુમાં આવે ? આથી હે ભગવન્ ! પવનને ઘેરવો અને મનને ઘેરવું એ સરખું છે. પવને ન ઘેરાય ન સ્થિર થાય. મનને ન ઘેરાય ન સ્થિર થાય. એટલે આ કામ તો દોહ્યલું છે. માટે હે ભગવન્ ! આપનો ઉપદેશ જો કે ગળે તો ઉતરે છે પણ એ વ્યવહારમાં ઉતરે કે કેમ એ મુંઝવતો કોયડો છે. તો આનો, કૃપા કરીને જવાબ આપો. હું આપને સ્પષ્ટ કહું છું કે આતો મારી સમજણ છે. આપની આ બાબતમાં શી સમજ છે તે કહો. મારી મતિ ડોહોળાયેલી છે. ॥ ૩૪ ॥

श्री भगवानुवाच : શ્રી ભગવાન બોલ્યા.—

असंशयं महाबाहो! मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

હે મહાબાહો! ચંચળ મન રોકવું દુષ્કર છે એ જો કે નિઃસંદેહ છે તો પણ અભ્યાસ તથા વૈરાગ્યથી રોકાય છે. ॥૩૫।

આમ આગલા બે શ્લોકોમા અર્જુને સાધકમાત્રની મુઝવણ કહી આ મનોદશાનું પ્રથક્કરણ કરતા એક વસ્તુ સિદ્ધ થાય છે. વિચારનો ઝઘડો આચારથી શમે. માણસ જો વિચાર્યાજ કરે તો કશુ થાય નહી અને કરવા માંડે તો કશુ ન થઇ શકે એવુ નથી એ અનુભવ છે આથી વિચાર-દશાનો અસાધ્યતાનો સશય, આચરદશાથી ટળી જાય છે અર્થાત્ વાત અને વર્તન એમાં તફાવત છે. વાતનો આરો નથી. અને વર્તનમા સશયમાત્રને મારવાની રામબાણ તાકાત છે આથી ભગવાન સમજી ગયા કે અર્જુન વિચાર-માત્રથી ડરી ગયો છે એના વિચારોને એ આચારભૂમિમાં ઉતારવા મથશે તો એનો સશય નિર્મૂલ થશે આથી હવે વિશ્વવિદ્ ભગવાન પ્રાણીમાત્રને પ્રેરણા આપતાં કહે છે કે હે અર્જુન! કબુલ કરૂં છુ કે આ મન મુશ્કેલીથી કાબુમાં આવે એવુ અને ચચળ છે આ વાતમા જરાએ સશય નથી. મનની રચનાથી હુ અજાણ્યો નથી! એનો પારાનો સ્વભાવ મારી જાણ બહાર નથી એકજ વસ્તુમાં એ લાંબો વખત સ્થિરપણે ટકતુ નથી તે પણ મને ચોકકસ માલમ છે પણ આતો તારો અમસ્તો-અવિચારી ભય છે તે પ્રયત્ન કયો કર્યો? તું તો પુરુષાર્થના ક્ષેત્રમાંજ હજી નથી દાખલ થયો પુરૂષાર્થને માટે મન તો શું સસાર પણ નિર્બળ છે. આથી પુરૂષાર્થમા અખિન્નપણે પ્રવૃત્ત થા. વર્તન કર એટલે વિચારની આગી-ઘૂગી વિરમશે આથી હે કૌન્તેય! તુ મનને વશ કરવાના ઉપાયો સાભળ ઉપાયોના આચરણ પછી જો મન વશમા ન આવે તો તારી શકાને હુ સહર્ષ સ્વીકારીશ હે અર્જુન! અભ્યાસ અને વૈરાગ્યથી આ ચચળ મન સ્થિર થાય છે. તેમા વૈરાગ્ય એ મૂળ છે. અને અભ્યાસ એ એનો સ્થૈર્યસપાદક છે વૈરાગ્ય એટલે રાગનો અભાવ વસ્તુમાત્રમા તૃષ્ણાનો અભાવ. રાગને લઇને મન ઝખ મારે છે વિષયોમા ભમે છે એ ચાયડ બને છે અને પારો બને છે એ રાગને ધોઈ

નાખ અર્થાત્ મૈત્રી કરૂણા મુદિતા અને ઉપેક્ષાનો મનનભાવ મધર સુખીને જોઈને મિત્રતા આત્મા એમાંય થા દુઃખીને જોઈને દયામય બન પુણ્ય શાળીને જોઈ ખૂબ ખુશ થા અને પાપી પાપ તરફ ઉપેક્ષા કર આ મિત્રતા-દયભાવ-મુદિતાભાવની સિદ્ધિથી તારૂ હૈયુ નિર્મળ થશે ઉપેક્ષાની પગ તાનામા વૈરાગ્ય પ્રકટશે અને ધીરે ધીરે કરતા તુ ઘૃણાનો અભાવ થશે આ ચાર બાબમા તુ મ ા લી ા ગરૂ એણે તારામા અપર વૈરાગ્ય પ્રકટશે અને ધીરે ધીરે કરતા તુ વૈરાગ્યની સ્થિર ભૂમિકામા વિહરશે તારો વિવેક વધશે તારી મગજ નિર્મળ થશે અને અભ્યાસદ્વારા તારુ મન વધારે સ્થિર થશે યમ નિયમાદિનો અભ્યાસ અને તે સાથે વિરાગ એ બન્ને આ મનરૂપી હાથીને વશ કરવાનો એક માત્ર ઉપાય છે આથી હે પ્રિય તુ ગભરા નહી એનો મિત્ર બની સૌ સાથે દયાળુ બન પુણ્યશાળી પુણ્યને જોઈને હરખા પાપી એોના પાપ તરફ તુ ઉપેક્ષા કર આમ એક પળ આવશે જ્યારે તુ નિરર્ માનમા દોષદર્શનના બળે વિરક્ત થશે અભ્યાસથી તારો વિવેક ભદ્ર થશે અને પરિણામે મન તો તારા હાથમા સમજુ થઇ પડશે તુ જેમ એને નચાવશે તેમ એ નાચશે તારી ભૂલ છે અર્જુન ! મન તો કુલીન મણિ જેવુ છે એ ખાનદાન છે ઉંધે રસ્તે ચઢી ગયુ છે એને સીધે રસ્તે તુ મૂકશે એટલે પછી તારો તે ઉધ્ધાર કરશે માટે અભ્યાસ અને વૈરાગ્યનુ આચરણ કરવા તૈયાર થઈ જા ॥ ૩૫ ॥

असंयतात्मना योगो दुष्प्राप इति मे मति ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायत ॥ ३६ ॥

અવશી મનવાળાથી યોગ પ્રાપ્ત કરવો અશકય છે એવી મારી નિશ્ચિત બુધ્ધિ છે પરંતુ યત્ન કરતા જીતાત્માથી ઉપાયો વડે તે પ્રાપ્ત કરવો શકય છે ॥ ૩૬ ॥

આમ આગના શ્લોકમા વિચારનો વિરોધ આચારથી શમી જાય છે આચાર-ઉપાયનો આચાર છેવટનો ગુરૂ છે એમ ભગવાને બતાવ્યુ, એજ વાતને વધારે સ્પષ્ટ કરે છે- હે અર્જુન ! જેણે પોતાના આત્માને કાબુમા નથી આણ્યો તેને માટે ઉપર વર્ણવેલો યોગ પ્રાપ્ત કરવો મુશ્કેલ છે પરંતુ જેનો આત્મા પોતાને વશ છે એવા પુરુષ માટે તે યોગ, ઉપાયદ્વારા યત્ન કરનારને

મેળવવો શક્ય છે. અર્થાત્ હે અર્જુન ! મારો અભિપ્રાય મુજબ તો પ્રયત્નશીલ માણસને માટે કશું અશક્ય નથી. જે માણસે પોતાના ઉપર-પોતાના મન ઉપર કાબુ નથી મેળવ્યો તેને માટે આત્મૌપમ્યદૃષ્ટિના યોગની પ્રાપ્તિ અશક્ય છે. આમ જે યત્ન ન કરે તેને કશું ન મળે. પરંતુ જે સ્વાધીન મનવાળો પુરુષ છે તે જો ઉપાયોદ્વારા પ્રયત્ન કરે તો તેવા પુરુષને માટે આત્મૌપમ્ય દૃષ્ટિનો યોગ પ્રાપ્ત કરવો શક્ય છે. ઉપાયો એટલે અભ્યાસ અને વૈરાગ્ય. વૈરાગ્યના બે ભેદો છે. અપર અને પર. અપર વૈરાગ્યની ચાર ક્રમિક અવસ્થાઓ છે. યતમાન સંજ્ઞા-વ્યતિરેક સંજ્ઞા-એકેન્દ્રિય સંજ્ઞા અને વશીકાર સંજ્ઞા. રાગદ્વેષાદિ ક્લેશો અને ઇર્ષ્યા અસૂયાદિ ઉપક્લેશો, ઇન્દ્રિયોને વિષયોમાં ન પ્રવર્તાવે એ માટે રાગાદિ અને ઇર્ષ્યાદિને ધોઈ નાંખનાર મૈત્રી કરુણાદિ ભાવનાનો અભ્યાસ કરવો એટલે યતમાન નામનો વિરાગ છે. રાગ વગેરે દોષોને ધોઈ નાંખવાને માટે એમાં પ્રયત્ન છે. માટે એને યતમાન સંજ્ઞા મળી છે. આમ મૈત્રી વગેરે ભાવનાની સ્થિરતાથી ચિત્તના કેટલાક દોષો મટે અને કેટલાક હજી બાકી રહે. તો ટળેલા દોષોથી રહેલા દોષોને જૂદા કરવા અને તે રહેલા દોષોને ટાળવા પ્રયત્નશીલ રહેવું એને વ્યતિરેક વૈરાગ્ય કહેવામાં આવે છે. મરેલાને મારવા માટે વધુ પ્રયત્નની જરૂર નથી. જીવતા દોષોને મારવા માટે પ્રયત્ન [illegible] છે. આથી જે દોષો મર્યા તેને માટે પ્રયત્ન નથી કરવાનો. બાકી રહેલા દોષોને શોધી શોધી દૂર કરવાનો એકધારો પ્રયત્ન એટલે વૈરાગ્યની બીજી ભૂમિકા-એને વ્યતિરેક સંજ્ઞા મળી છે. આમ પ્રયત્ન કરતાં કરતાં ઇન્દ્રિયોને વિષયોમાં બળાત્કારે પ્રવર્તાવતા દોષો ઘસાઈ જાય. એટલે ઇન્દ્રિયો વિષયોમાંથી ઉપરામ પામે છે. પરંતુ આમ સ્થૂલરૂપે તો રાગાદિ ક્લેશો નિવૃત્ત થાય છે. પણ તેમની જડ-તેમનું બીજ ચિત્તમાં કાયમ રહે છે. વિષયો માટેની આંતરિક ઉત્સુકતા હજી સૂક્ષ્મરૂપે-સંસ્કારરૂપે-વાસનારૂપે ચિત્તમાં રહેલી છે. અને મન એ તો બધી ઇન્દ્રિયોનું નાયક છે આ ઇન્દ્રિય નાયક મન એકઇન્દ્રિય છે. આ એકમાં રહેલા સંસ્કારરૂપી દોષો યદ્યપિ ક્ષીણબળ થયા છે છતાં તે સદંતર ભૂંસાયા નથી. આથી મનમાંથી આ દોષોને ઉખેડી દૂર ફેંકી દેવાનો જે પ્રયત્ન તેને એકેન્દ્રિયસંજ્ઞા વિરાગ કહે છે. જેમ જેમ મનની એકાગ્રતા વધે છે તેમ તેમ વિવેકની શુદ્ધિ થાય છે. અને તેમ તેમ મન વિષયોત્સુકતા વગરનું બને છે. એક ભૂમિકા એવી આવે છે જ્યારે મન નિતાન્ત સ્વચ્છ બને છે. આ પ્રયત્નને એકેન્દ્રિયસંજ્ઞા વિરાગ કહે છે. આ પછી જે વૈરાગ્યમાં

ભૂમિકા છે તેને વશીકાર નામનો વૈરાગ્ય કહે છે. જોયેલા અને સાંભળેલા, જડ ચેતન પદાર્થમાત્રને માટે જેને તરસ ન રહે, ઉડે ઉંડે પણ સ્હેજ રાગની છટા ન રહે, વિવેકના બળે જેને વિષયો ઉપરથી ઉઠો અને સ્વભાવસિદ્ધ વિરાગ જન્મે છે તે વિરાગનું નામ વશીકાર વૈરાગ્ય છે. રાગદ્વેષાદિને જન્માવનાર વિષયોનો યોગાયોગ થાય તો પણ ન તો મન તેમને સ્વીકારવાને ઇચ્છે કે ન તો તેમને ત્યાગવાને ઇચ્છે–એવી હૃદયની જે કોઇ શુભાશુભ વિષયમાત્રમાં ઉદાસીનતા–એ ઉદાસીનતાને વશીકાર સંજ્ઞા વિરાગ કહે છે. અર્થાત્ વિષયમાત્રમાં અત્યંત ઉપેક્ષા બુધ્ધિ. આ વશીકારસંજ્ઞા વૈરાગ્યનો ઉદય થતાં આત્મજ્ઞાનનો અરુણોદય થાય છે. આ વૈરાગ્યને કેળવવા માટે અભ્યાસ નો પ્રતિક્ષણ આવશ્યક છે. ચિત્તની અત્યંત વિશુધ્ધિ ભૂમિકા પ્રાપ્ત કરવા માટે યમનિયમાદિ અષ્ટાંગ યોગનો યથાશક્તિ યથાવકાશ દીર્ઘકાળ નિરન્તર સત્કાર પૂર્વક અભ્યાસ શિવાય યોગની પ્રાપ્તિ નથી આથી વિરાગ અને અભ્યાસનો અહીં સમુચ્ચય સમજવો આમ જે માણસ અભ્યાસ અને વૈરાગ્યરૂપી યોગ પ્રાપ્તિના ઉપાયોનું આચરણ કરવાને કટિબધ્ધ છે–તે પ્રમાણે કરી જુવે છે તેને ભગવાનનો અભિપ્રાય છે કે આત્મૌમમ્ય દૃષ્ટિ મળે છે. અને ભગવાનનો અભિપ્રાય એ જીવનો નથી કે જેથી તેમાં શંકાનું સ્થાન હોય। આથી જેનું જીવન એક વૈજ્ઞાનિક પ્રયોગશાળા જેવું હોય તેને માટે સમતાદર્શન શકય છે. આમાં વિચાર કરતાં આચાર દૃષ્ટિજ પ્રધાન છે. વિચારનો કયાંયે આરો નથી. માટે સાધકે વિચારપૂર્વક આચારમાં ઝંપલાવવું જેથી વિચારોથી નીપજતી વિસંવાદિતા અદૃશ્ય થાય. ॥ ૩૬ ॥

**श्री अर्जुन उवाच : શ્રી અર્જુન બોલ્યાઃ—**

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण ! गच्छति ॥ ३७ ॥

હે કૃષ્ણ ! શ્રદ્ધાયુકત થોડા યત્નવાળો યોગમાંથી ચળી ગયેલ મનવાળો કર્મયોગી યોગની સંપૂર્ણ સિધ્ધિને ન મેળવી, કઈ ગતિને પ્રાપ્ત કરે છે ? ॥ ૩૭ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને અર્જુનને કેવળ વિચારવીર ન બનતાં પ્રયોગવીર બનવાનો આદેશ કર્યો. આ આદેશ અર્જુન પૂરો સ્વીકારે તે પહેલાં

એક જમ્બરદસ્ત સંશય તેના હૃદયને કોરવા લાગ્યો. અભ્યાસ અને વૈરાગ્યદ્વારા મનોવિજય મેળવવાનો પ્રયોગ બે ચાર દિવસોમાં પૂરો થતો નથી. એ જન્મો જન્મ પહોંચે છે. એમાં નિરાશી થતાં પાલવે એમજ નથી. હવે જે માણસનાં આદર્શો અધૂરાં રહે તેની મહેનત તો ફોગટ જાય–બીચારો અભ્યાસ અને વૈરાગ્યના દીર્ઘપંથ ઉપર ચાલવા તો ગયો પણ વચ્ચેજ તેની કૂચ અટકી પડી મોતને લીધે કે બીજા કોઈ પ્રત્યવાયને લીધે તે આગળ વધી ન શક્યો તો પછી તેની કરેલી–અત્યાર સુધી કરેલી મહેનતનું શું ? આ પ્રયોગ પૂરો થયા શિવાય તો પૂરૂં ફળ મળેજ નહી. પ્રયોગ પૂરો તો થયો નહી ને અધવચ તે લટક્યો તો તેનો તો સંસારે ગયો અને પરમેશ્વરે ન મળ્યો. મૃત્યુ એ કે બીજા કોઈ વ્યવધાને તેની કૂચ અટકાવી દીધી. અને સાધક બીચારો ધોબીના કૂતરા જેવો ઘરનોયે નહીં ને ઘાટનોયે નહીં. ત્રિશંકુ જેવો સ્વર્ગે પણ નહીં અને ધરતીયે પણ નહીં–અધ્ધર–વચ્ચે લટક્યો. વિષયાનન્દ પણ ન મળ્યો અને બ્રહ્માનંદની તો વાતજ શી ? આમ આદર્શો અધુરાં રહે અને પરિણામે કશું ન મળે–હાથનું જાય અને ઝાડીનું તો આવેજ નહી તેના કરતાં તો હાથનું ન ગુમાવવું એ વધારે યોગ્ય છે. વધારે વિચારરમણીય જેવું લાગે છે. આથી અર્જુન, નચિકેતાએ યમદેવને પૂછ્યો હતો તેજ પ્રશ્ન બીજી રીતે પરમાત્માને પૂછે છે. અને આ પ્રશ્નમાં સાધકમાત્રના ગાઢા મંશયનું પ્રતિબિંબ છે. અર્જુન સાધક જગતનો પ્રતિનિધિ છે. અને ભગવાન જગદ્‌ગુરૂ છે. આથી અત્યંત ઉચિત પ્રસંગે અર્જુન પૂછે છે કે હે ભગવન્! આપનો આદેશ તો સાંભળ્યો. પરંતુ મને અહીંજ એક સંશય ઉપસ્થિત થયો છે. આપના શિક્ષાસનમા જેને શ્રધ્ધા તો છે પણ પ્રયત્નમાં જે મંદ છે અને આથી યોગમાંથી જેનું મન ચલિત થઇ ગયું છે એવો પુરૂષ યોગની સંસિદ્ધિને ન પ્રાપ્ત કરી હે કૃષ્ણ! કઇ ગતિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ જે શ્રધ્ધાળુ છે પરંતુ મંદપ્રયત્ન છે અને પ્રયત્નના અભાવે જેનું મન યોગ ઉપરથી સરી પડ્યુ છે–કોઇક અજ્ઞેય પ્રતિબંધને લીધે યોગથી જેનું મન ભ્રષ્ટ ગયું છે તે માણસને યોગની સંસિધ્ધિ એટલે કે પૂર્ણ આરૂઢતા નો મળવાની નહી અને આમ થતાં તે પુરૂષની મર્યા બાદ શી ગતિ થવાની ? તેને દુર્ગતિ મળે કે સદ્‌ગતિ મળે ? અર્થાત્ તેને દુઃખ મળે કે સુખ મળે ? ભગવાન જે કહે છે તે હૈયામાં તો ઉતર્યું–ભગવાન કહે છે તે યોગ્ય છે–અને સત્ય છે આવી

શ્રદ્ધાબુધ્ધિ તો ઘણાને હોય છે. પણ કેવળ શ્રદ્ધા ક્યાંસુધી ટકે? કેવળ શ્રદ્ધા જ્યાંસુધી તીવ્રપ્રયત્ન સાથે મેળ ન ખાય ત્યાંસુધી અકર્મણ્ય રહે; આથી શ્રદ્ધા તો છે. પણ શ્રદ્ધાનું પારખું કરી જુવે એવી પ્રયત્નશીલતા નથી. અને પરિણામે રજોગુણ અને તમોગુણનું સામ્રાજ્ય વધી જાય, અને માણસ, યોગભૂમિકા ઉપરથી ભ્રષ્ટે. આવા ભ્રષ્ટને યોગનું પૂર્ણ ફળ તો મળેજ નહી કેમકે આ વૈજ્ઞાનિક પ્રયોગ છે. પૂરી યોગ્યતા શિવાય પૂરૂં પરિણામ ન આવે. આ માણસ તો વચ્ચેજ અટકી પડ્યો, તો તેવા શ્રદ્ધાળુ અને મંદપ્રયત્ન, યોગભ્રષ્ટ ચિત્તવાળા પુરૂષને આ જીવન પછી કઈ ગતિ મળે? આ અર્જુનનો પ્રશ્ન છે. ॥ ૩૭.॥

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो, विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

હે મહાભુજ! પરમાત્માના પ્રાપ્તિ માર્ગમાં બેભાન અને આથીજ અસ્થિર મનુષ્ય, શું વિખૂટા પડેલાં વાદળાંની માફક બેઉ બાજુથી ભ્રષ્ટેલો, નાશ તો નથી પામતો? ॥ ૩૮ ॥

પોતાના પ્રશ્નનો અભિપ્રાય સ્પષ્ટ કરતાં અર્જુન કહે છે કે પ્રભો! આ લોકને પરલોક બન્નો લોકથી ભ્રષ્ટ એવો, પરમાત્માના માર્ગે બેભાન થયેલો અને આથીજ અસ્થિરતાવાળો મનુષ્ય ભૂલાં પડેલાં વાદળાંની માફક નાશ તો નથી પામતો? અર્થાત્ હે પ્રભો! મારા અંતરમાં એક પ્રબળ સંશય થાય છે. આપે જે માર્ગ ઉપદેસ્યો તે કઠિન તો છેજ. પરમાત્માની પ્રાપ્તિના આ માર્ગમાં-કર્મયોગમાં માણસ બેભાન થાય એ સંભવ છે. અને બેભાન થયો એટલે તેની પ્રગતિ અટકેજ. અને જ્યાં એના પ્રયત્નનો વિરામ આવ્યો. ત્યાં એને, પ્રતિષ્ઠા-સ્થિરતા-સંસિધ્ધિ નજ મળે. આમ પરમાત્માની પ્રાપ્તિના માર્ગે ભૂલો પડેલો અને અસ્થિર એવો બીચારો આ મનુષ્ય તો ઉભયભ્રષ્ટ થયો. આ લોકનાં સુખથી પણ વંચિત કેમકે તે તેણે ત્યાગેલાં પેલા લોકના સુખથી પણ રહિત કેમકે તેણે તેવાં કર્મો ન કરેલાં અને પરમાત્માના માર્ગમાં તો તે વચ્ચેજ અટવાયો એટલે બ્રહ્માનંદ તો તેને સસલાંના શીંગ જેવોજ. પરિણામે તે પુરૂષ તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટજ. અને આવો પુરૂષ તો દયા ખાવા જેવોજ. હે પ્રભો! હું આપની પાસે જાણવા એ માંગું છું કે આવો ઉભયભ્રષ્ટ પુરૂષ ક્યાંક

વાદળાં સમૂહમાંથી વિખૂટા પડેલા વાદળ જેમ અનન્ત અપાર અસીમ આકાશમાં અટવાઈ જાય, તેમ પોતાના વિશ્વકુટુંબીઓથી વિખૂટું પડેલું આવું માણસ ક્યાંક અનંત અપાર અસીમ વિશ્વમાં ક્યાંક અટવાઈ તો નથી જતું ? તે દુર્ગતિ તો નથી પામતો ? આ મરણોત્તર સ્થિતિ વિષે જ્યાંસુધી સંશય છવે ત્યાંસુધી સદંતર એકાગ્ર પ્રયત્ન ન થાય કેમકે મરણ સાથેજ જો મનુષ્યજીવન પુરું થતું હોય તો તો જીવન ખાસ જીવવા જેવી વસ્તુ નથી આદરેલા અધુરા રહે, નવી દાઢી અને નવી ગોળી લઇને-ફરીથી 'મેલ કરવત મોચીના મોચી' નીજ જે સ્થિતિ હોય તો તો પછી આદર્શ જેવી ચીજ નીજ ન રહે આ જન્મનું આદરેલું કદી એળે જતું નથી એવો જે વિશ્વાસ થાય, આની જો દૃઢ આસ્થા થાય તોજ સાધક નિરાશ થયા શિવાય પ્રયત્નતત્પર રહે આથી આ સંશય નિવાર્યેજ છૂટકો અને સાધકમાત્રના વતી સાધકોનો પ્રતિનિધિ અર્જુન આજ પ્રશ્ન ભગવાનને અહીં પૂછે છે ॥ ૩૮ ॥

> एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषत ।
> त्वदन्य, संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

હે કૃષ્ણ ! મારા આ સંદેહને સંપૂર્ણપણે નિવારવા આપ સમર્થ છો, આ સંશયનો દૂર કરનાર આપ શિવાય બીજો કોઇ સંભવતો નથી. ॥૩૯॥

મરણોત્તર સ્થિતિનું યથાર્થજ્ઞાન શિવાય કે પરમાત્મા બીજા કોને હોઇ શકે ? જીવમાત્રની કર્મમાત્રની આખી જાતકની ખાતાવહી-જમા ઉધારનો હિસાબ-લેવડદેવડની નોંધ શિવાય કે પરમાત્મા કોની પાસે હોય ? આથી વિશ્વવિદ્ ભગવાનને પોતાના સંદેહની નિવૃત્તિ માટે અર્જુન પ્રેમપૂર્વક પ્રાર્થતા પોતાના પ્રશ્નનો ઉપસંહાર કરતા કહે છે કે હે પ્રભો ! મારા આ સંશયને પૂરી રીતે છેદવાને આપ યોગ્ય છો આપ શિવાય આ સંશયનો છેદનાર કોઈ સંભવતો નથી આ સંશયનો ઉકેલ સર્વજ્ઞ સર્વશક્તિમાનજ આપી શકે, જે પ્રાણીમાત્રના શુભાશુભ કર્મમાત્રનો સાક્ષી હોય અને કૃપાળુ હોય તેજ આવા ગૂઢતમ સૂક્ષ્મતમ પ્રશ્નનો નિર્ણય આપી શકે જીવમાત્રના ઉપર જેને નિષ્કપટ પ્રીતિ હોય-જેને જીવમાત્ર માટે હિતદૃષ્ટિ હોય તેજ આ પ્રશ્નનો યથાર્થ

ઉત્તર આપી શકે આથી હે પ્રભો! એના તો ફક્ત આપજ છો કર્મયોગેશ્વર આપની પાસે આ સન્દેહ નિવૃત્તની પ્રાર્થના કરૂ છુ કૃપા કરી મને સંશય આગના આ પ્રચંડતન વમળમાથી ઉગારો ॥ ૩૯ ॥

**श्रीभगवानुवाच : શ્રી ભગવાન બોલ્યા:—**

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

હે પૃથાપુત્ર! તેનો આ લોકમા પરલોકમા અને નિશ્ચય વિનાશ નથી કેમકે કોઇપણ કલ્યાણ કરનાર હે તાત! દુર્ગતિને પામતો નથી ॥ ૪૦ ॥

આમ આગના ત્રણ શ્લોકોમા ભગવાનને અર્જુને જેના આદરેલા અધૂરા રહ્યા છે એવાઓની મરણોત્તર ગતિ વિષે સંશય થતો પ્રશ્ન પૂછ્યો. આ પ્રશ્નમા અર્જુનની કયા દૂષિત દષ્ટિ હતી તે બતાવવુ યોગ્ય છે. વિશ્વની રચનામા કયાયે દોર નથી જેવી જોઇએ તેવીજ આ સૃષ્ટિની નિર્મિતિ છે. અ પમુદ્ધિ મનુષ્ય બીચારો એના ગૂઢતત્વો સમજવા અસમર્થ બની જાય છે અને એની કુમળી શ્રધ્ધાનો અંકુર ચગદાઇ જાય છે. કરેલુ કર્મ કદી વ્યર્થ જતુ નથી પછી તે સત્કર્મ હો વા દુષ્કર્મ મરણ એ તો એક વહેમ માત્ર છે મરણથી જીવનની ક્ષતિ આવી જતી નથી રાત્રે સુઇ જનાર માણસ સવારે ઉઠે અને ગઇ કાલનુ બાકી રહેલુ કામ જ્યાથી રહ્યું હોય ત્યાથી પાછુ શરૂ કરે એટલીજ સીધી સાદી સરળ અને સ્પષ્ટ વાત મરણની બાબતમા પણ સમજવી આથી સાધક સમૂહના પ્રતિનિધિ અર્જુને જે પ્રશ્ન પૂછ્યો તેનો સિધ્ધસમુદાયના શિરોમણિ જગદ્ગુરૂ પરમાત્મા એવો તો નિશ્ચયાત્મક અને પ્રેરણાદાયી જવાબ વાળે છે કે એ જવાબમા ભગવતી સત્ક્રિયાનો પરિપૂર્ણ મહિમા ભગવાન બતાવે છે સત્કર્મ જીવમાત્રનો સાચો સુહૃદ્ છે—અને સત્કર્મ કદી વ્યર્થ જતા નથી આથી જીવજાતના ઉપર નાયગરાના ધોધ જેવી કરુણા વહેવરાવતા પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર જવાબ વાળે છે કે હે પાર્થ! તેવા પુરૂષનો નતો અહી નતો ત્યા—ક્યાયે વિનાશ નથી હે દયાર્હ અર્જુન! કલ્યાણી આચરણ કરનાર કોઈ કદી દુર્ગતિ પામતો નથી અર્થાત્ હે અર્જુન! તારો સંશય પાયા વિનાનો છે એ પોલો છે કર્મયોગમા નિષ્ફળતા જેવી કોઈ ચીજજ નથી આદરેલા અધૂરા રહેલા દેખાય એટલુજ. બાકી કદી તે દુર્ગતિ

દાયક થતા નથી. હે દયાર્હ અર્જુન! જે માણસ કલ્યાણના સાધનરૂપ મંગળ કર્મોનું આચરણ કરે છે, તેનો કદી વિનાશ નથી–તેની કદી દુર્ગતિ થતી નથી ભગવાન અહીં અર્જુનને 'તાત' વિશેષણથી સંબોધે છે તાત શબ્દનો અર્થ અનુકમ્પ્ય–દયાયોગ્ય એવો થાય છે સત્કર્મમા માણસને નિરતિશય શ્રધ્ધા હોવી ઘટે. કેમકે આત્મા સદ્રુપ હોઇ–સત્કર્મ તેનો સ્વભાવ છે આથી આત્મ માની પુરુષે સત્કર્મ જ કરવા જોઇએ સત્કર્મથી આત્મા સ્વચ્છ થાય છે સ્પષ્ટ થાય છે. સત્કર્મશીલ આત્મા આત્માની ભૂમિકાએ ચઢે છે આત્માની ભૂમિકા એ દુઃખદાયી હોઈ શકે નહી કેમકે તે પ્રદેશમા દુઃખ છેજ નહી જેટલો ચઢ્યો તેટલોજ સહી. ભલેને તેનું આદરેલું પૂરું ન થયું પરંતુ જેટલુ થયું તેટલું પણ તેને માટે બસ છે કેમકે તે રમણીય ગતિ તરફ વળી ચૂક્યો છે તેમાથી તેની કદી પ્રતિગતિ નથી થતી આ વિશુધ્ધ સમજ હોવી ઘટે પણ અર્જુનની સમજમા આટલો કાકરો રહી ગયો એટલે ભગવાન તેની દયા ખાય છે. કહે છે કે હે અર્જુન! વિકાસવાદમા સંકોચ નથી–દુર્ગતિ નથી દુર્ગતિ એ અકલ્યાણકૃતને માટે છે–કલ્યાણકૃત્ માટે નથી અને આ વિશ્વ નિયમનમા ક્યાંયે અપવાદ નથી. આથી તને અતિગૂઢ વાત હુ કહુ છુ, હે પ્રિય! કલ્યાણી આચરણ કરનાર જીવ શ્રધ્ધા રાખે કદી તેવાની દુર્ગતિ થતી નથી જ્યાથી બાકી રહે ત્યાથીજ તેને આગળ ધપવાનુ હોય છે આ યોગી પુરું ભરે આ જીવન હાર્યો જેટલુ ચાલ્યો તેટલુ પણ ઓછુ નથી આવતો વેળા વેંટનું ઓછુ ચાલવાનું રહેશે આમ યોગી–સત્કર્મશીલ માનવની કદી દુર્ગતિ નથી એ હુ અતર્યામિ વિશ્વવેત્તા તને કહી દઉ છુ. ભલા! તારો સંશયજ તને બ્હીવરાવે છે બાકી આમા તો ક્યાયે રોગને કે ભયને અવસર નથી ભગવાનના આ વાક્યમા સાધકગણ માટે અદ્ભુત પ્રેરણા છે વિશ્વાસ અને શ્રધ્ધા અને ભગવાનમા ભક્તિ જોઇએ બાકી ભગવાને ઉચ્ચારેલુ સત્ય તો સત્યજ છે એમા રતિમારનો પણ કદી ફેર નથી સત્કર્મની અહી ભગવાન જે આમણી મૂકે છે તે સાધકમાત્રને સાધનમાર્ગમા અચૂક મદદકર્તા થઈ પડશે. ॥ ૪૦ ॥

આમ આગલા શ્લોકમાં મંગળ આચરણ કરનાર પુરુષની કદી પણ દુર્ગતિ થતી નથી અર્થાત્ સત્કર્મ કદી અકલ્યાણ કરતુ નથી એમ ભગવાને સ્વમુખે સિધ્ધ કર્યું. તો જ્યારે યોગભ્રષ્ટ પુરુષની દુર્ગતિ નથી તો તેની કેવી ગતિ થાય છે તે વિશેષપણે કહેતા ભગવાન કહે છે કે હે અર્જુન! યોગ ભ્રષ્ટ પુરુષ પુણ્યશાળીના લોકોને પ્રાપ્ત કરી ત્યા ચિરકાળ સુધી નિવાસ કરી પવિત્ર અને ઐશ્વર્યવાળાઓને ઘરે ઇષ્ટ જન્મ પામે છે અર્થાત્ હે અર્જુન! જે મનુષ્ય જીવનમા યોગની પાછળ પડ્યો છે અને જેનો યોગ જીવન કાળ દરમ્યાન પૂર્ણ થયો નથી તેની દુર્ગતિ થતી નથી. પરંતુ તેવા યોગભ્રષ્ટ પુરુષ રમણીય ગતિને પામે છે. તેવો પુરુષ પુણ્યશાળીના લોકને પામે છે પુણ્ય એટલે પુણ્યને જન્માવનારા કર્મો અર્થાત્ યજ્ઞ, દાન અને તપરૂપી કર્મો યજ્ઞ, દાન, તપરૂપી પુણ્યકર્મો કરનારાઓનો લોક એટલે પુણ્યલોક એવા પુણ્યલોકોને તે પ્રાપ્ત કરે છે અને એ પુણ્યલોકમાં તે 'શાશ્વતી સમા' એટલે કે ઘણા વર્ષો સુધી રહે છે ત્યાંના તે તે લોકને ઉચિત એવા પુણ્યભોગોને ભોગવે છે એ પુણ્ય સચયનો ક્ષય થતાં પાછા આ પૃથ્વીલોકમા તેઓ અવતરે છે પૃથ્વીલોકમાં પણ કોને ત્યા અવતરે? શુચિ અને શ્રીમતના ઘરમા તેઓ જન્મ પામે છે શુચિ એટલે સદાચાર શીલ લોકો અને શ્રીમત્ એટલે રાજ્યૈશ્વર્યવાળા. આવા પવિત્ર આચરણવાળા અને રાજ્યઐશ્વર્યથી મંડિત લોકોને ત્યા આવો યોગભ્રષ્ટ આત્મા જન્મ પામે છે આમ કર્મયોગનુ આચરણ આદિ મધ્ય અને અંતમા રમણીય પરિણામજ આપે છે ત્યાંથી હે અર્જુન! તારો સશય પાયા વિનાનો છે આત્માનો નાશ નથી. અને દેહનો સદા સદ્‌ભાવ નથી આથી દેહના પાત સાથે જીવનનો અંત નથી. કેમકે જીવન તો આત્માને અધીન છે. અને એ આત્મા સત્કર્મોદ્વારા સદ્ દેહને પ્રાપ્ત કરી સત્કર્મોનો તીવ્રતમ સચય કરી પુણ્યોન્નત થતાં વધુને વધુ ઉન્નત થાય છે. એક વેળા જે ઉંચે જવા લાગ્યો તે કદી પાછો નીચે પડનાર નથી માટે તુ બીલકુલ ગભરા નહિ હે અર્જુન! આદરેલા અધૂરા રહે છે એ વાત વિચાર રમણીય નથી એ વિચારજ આત્મઘાતી છે ॥ ૪૧ ॥

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અગર તો સમબુધ્ધિવાળા યોગીઓનાજ કુલમા તે જન્મે છે. આવો જે જન્મ તે નિશ્ચય આ લોકમાં અતિશય દુર્લભ છે. ॥ ૪૨ ॥

આના ધીમાન યોગીઓના કુલમા જન્મ પામી ત્યા પેના યોગીનુ શુ થાય છે? તો ભગવાન કહે છે કે હે અર્જુન! ત્યા–તે જન્મમા પૂર્વદેહને લગતો પેની બુદ્ધિનો સયોગ તે યોગી મેળવે છે અને ત્યા આગળથી ફરીથી સસિધ્ધિને માટે હે કુરુનદન! ફરીથી યત્ન કરે છે અર્થાત્ હે અર્જુન! તે બન્ને પ્રકાના જન્મમા યોગીને પૂર્વજન્મની બુદ્ધિનો સયોગ પ્રાપ્ત થાય છે એટલે કે પૂર્વજન્મમા એને કર્મયોગને લગતી જે સમજ હતી, તે સમજનો તેને આ બને પ્રકારના જન્મમા પાછો સયોગ પ્રાપ્ત થાય છે આગુની રાતે સુઈ જનાર માણુસ સવારે ઉઠીને ગઈ કાલનુ બાકી રહેલુ કામ જ્યાથી બાકી હોય ત્યાથી પાછો શરૂ કરે છે તેમ આવો યોગી ગયા જન્મનો જે બુધ્ધિ સયોગ હતો તેનો અતરમા જે સમજ હતી તે સમજનો યોગ મેળવે છે. એ બુધ્ધિયોગ થયા બાદ ફરીથી સસિદ્ધિ એટલે કે કર્મયોગના ઉપર આરૂઢતા માટે ફરીથી પ્રયત્ન કરે છે. અર્થાત્ હે અર્જુન! યત્નેનુ કદી આ માર્ગમાં નિષ્ફળ નથી ગઈ કાલે જ્યાસુધી આવ્યા ત્યાથી આગળજ આજે જવાનુ છે આ જન્મમા જે સમજ મેળવી તે આવતા જન્મમા કામ આવે છે અને તે સમજજ તેને પોતાની સસિધ્ધિ–જીવન સિધ્ધિ માટે આગળ પ્રેરે છે માટે હે અર્જુન! જે આવતો ભવ સુધારવો હોય તો આ ભવને પહેલા સુધાર આવતો જન્મ એ આ જન્મનુજ સુરેખ પ્રતિબિંબ છે, માટે આ જન્મ નેજ સુધારવા માટે ખૈરના રાખ પ્રયત્ન કર ભાવિની ચિન્તા છોડ, વડ, બાવળ વાવીને બાવળીઓ કદી ન ઉગે અને બાવળ વાવીને આબો પણ નજ ઉગે એટલી શ્રદ્ધા રાખ આમ જે વર્તમાનમાં સચિન્ત છે તે ભાવિને માટે નચિન્ત રહેશે એવો અહી ભગવાનનો આશય છે ॥ ૪૩ ॥

અભ્યાસથીજ યોગ તરફ ખેચાય છે યોગને જાણવાની ઇચ્છાવાળો પણ શબ્દ બ્રહ્મને ઓળગી જાય છે અર્થાત્ હે અર્જુન! જેને આજ જન્મમા કર્મયોગનો સસ્કાર લાગ્યો છે તે માણસ વચ્ચે અટકી જઇ બીજે જન્મે તેજ કર્મયોગના સંસ્કારને લઈને યોગ તરફ ન ઇચ્છે તોપણ ખેચાય છે એની મહત્તા તો આ છે જેને જેનો અભ્યાસ તેને તેનુ ખેચાણ તો બીજે જન્મે તેવો યોગી ન ઇચ્છે તોપણ તે યોગ તરફ ખેચાયા શિવાય રહી શકતો નથી કેમકે પૂર્વજન્મના સસ્કારો તેને બલાત્ યોગ તરફ ખેચી જાય છે યોગ એટલે નિષ્કામ કર્મયોગ હે અર્જુન! આ નિષ્કામ કર્મયોગની બલિહારી તને શુ કહુ? આ યોગને જાણવાની પણ જેનામા સાચી ઇચ્છા છે તે માણસ પણ કેવળ જીજ્ઞાસાને લઈનેજ શબ્દબ્રહ્મને વટાવી જાય છે શબ્દબ્રહ્મ એટલે વેદનો તે ભાગ કે જેમા અનેક કર્મોના અનેક ફળ બતાવ્યા હોય અર્થાત્ વેદનો અર્થવાદનો ભાગ અમુક કર્મ મનુષ્ય કરશે તો તેને અમુક ફળ મળશે એવો કર્મ કરવામા લલચાવનારો ભાગ. યોગનો જીજ્ઞાસુ પણ આ લાલચુ ભાગથી પર થઇ જાય છે કેમકે જેને તીવ્ર ઇચ્છા છે તે આપુમ યોગનુ સ્વરૂપ તો સમજી જાય તેને શરમા ? સમજાઇ જાય છે કે યોગમાર્ગમા તો પ્રયોગની બલિહારી છે, કરવાની અને તે પણ વિધિપૂર્વક કર્મ કરવાની મહત્તા છે, ફળ તો રાત પછી દિવસ ઉગે તેમ મળવાનુજ કોઇ ન કહે તો પણ મળવાનુજ. વેદના ઉપર ફળનો આધાર નથી કરતા ઉપર આધાર છે તો કર્યું જ્યારે કદી એળે જવાનુ નથી તો પછી કરવામા એકાગ્ર મન થવુ ? મળનારને માટે આતુરતા રાખવી નકામી છે આવુ યોગને જાણવાની ઇચ્છા વાળો સમજી જાય છે અને યોગનુ સ્વરૂપ જાણ્યા બાદ તેમા પ્રવૃત્તિ થાય છે અર્થાત્ જીજ્ઞાસાકાળ પછી આચારકાળ આવે છે તો જીજ્ઞાસુ પણ જો ફળકામનાથી પર થઈ તે વને તો પછી યોગમાર્ગમા જેણે ઝપલાવ્યુ તે તો ફળાધીન થઈને શમ કરેજ કેવી રીતે? આથી આ જન્મમાજ અભ્યાસ શરૂ કરી દેવો જોઇએ. આ તો જન્મ પોતાની ચિન્તા એની મેળે લેશે આમ કર્મયોગનુ માહાત્મ્ય અદ્ભુત છે આ જન્મનો યોગી અનિચ્છાએ પણ આવતે જન્મે યોગ તરફ પ્રેરાયા શિવાય રહી શકતો નથી અને આમ કરતા કરતા યોગારૂઢ થાય છે માટે હે અર્જુન! અહી કશુ ખોવાનુ નથી ॥ ૪૪ ॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

પ્રયત્નપૂર્વક યત્ન કરનાર, નિર્મળ મનવાળો અનેક જન્મોમાં સંસિદ્ધ બની યોગી ત્યારબાદ શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત કરે છે. ॥ ૪૫ ॥

આમ આગના શ્લોકમાં એક વખત જે કર્મયોગના સંસ્કાર પામ્યો તે ભાવિમા કર્મયોગ તરફ ખેંચાયા વિના રહી શકતોજ નથી. કર્મયોગ તરફ ન ખેચાવુ એ પુરૂષને સ્વાધીન વાત નથી. આમ જે માણસ જન્મજન્મા ન્તર સુધી આવો પ્રયોગ આદરે તે પરમગતિને કયારે પામે છે તે બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! નિરન્તર યત્નપૂર્વક કર્મયોગમાં પ્રવર્તનાર યોગી અનેક જન્મમાં સંસિદ્ધ થતા નિષ્પાપહૃદયી થાય છે અને ત્યારબાદ પરમગતિ–પરબ્રહ્મ પરમાત્માને પામે છે અર્થાત્ હે અર્જુન! જે પ્રયત્નપૂર્વક યતમાન છે એટલે કે જે પુરૂષ નિરન્તર વગર ખેદે યોગની સાધનામાં સંલગ્ન રહે છે તેવો પુરૂષ અનેક જન્મમાં સંસિદ્ધ થાય છે અનેકજન્મ એટલે વધારેમાં વધારે ત્રણ જન્મો એક જન્મે જો તે યોગારૂઢ ન થઈ શકે તો બીજાએ તે ખરોજ. કદાચ કારણવશાત્ બીજામાં તે યોગારૂઢ–સંસિદ્ધ ન થઇ શકયો તો ત્રીજે જન્મ તો હદ. આમ ત્રણ જન્મમાં યોગના સાધનમાં સંસિદ્ધ–સારી પેઠે યોગમાં સાબીત થઈ, ચૂકેલો–એટલે કે યોગારૂઢ પુરૂષ પરિણામે સંશુધ્ધ કલ્બિષ થાય છે એટલે કે નિતાન્ત–નિર્મળ અંતઃકરણવાળો થાય છે. નિષ્પાપ થાય છે. પરમપવિત્રતા મળી કે ઇશ્વરદર્શન દૂર નથી. ઈશ્વર તો રોજ રોજ હૃદયમાં આવવાને આતુર છે. પણ જ્યાંસુધી તેમને વિંરાજવાની જગ્યા–હૃદય, વિમળ નથી થયું ત્યાં વિશ્વનો સમ્રાટ્ કેવી રીતે બેસે? કેવી રીતે પ્રકટે? આમ ઇશ્વરદર્શનમાં પવિત્રતાજ મુખ્ય દ્વાર છે. પવિત્રતા યોગસાધ્ય છે. યોગ જન્મજન્માન્તરમાં સિધ્ધ થાય એવો પ્રયોગ છે. આથી વિના થાક્યે–વિના કંટાળ્યે–વિના નિરુત્સાહ બન્યે ધ્યેયને દૃઢપણે વળગીને ઉઠતાં બેસતાં બોલતાં ચાલતાં–તમામ ક્રિયામાં પોતાના ધ્યેયનેજ સ્મરવાની વૃત્તિ રાખી સાધનમાં મશગૂલ રહેવું ઉચિત છે એવો અહી પ્રભુનો આદેશ છે. પવિત્રતા પ્રભુની પ્રેયસી છે ॥ ૪૫ ॥

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिक ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

કર્મયોગી તપસ્વીઓથી શ્રેષ્ઠ છે. જ્ઞાનીઓથી પણ વધારે મનાયો છે. કર્મીઓ કરતા પણ શ્રેષ્ઠ છે તેથી હે અર્જુન! તું કર્મયોગી થા ॥ ૪૬ ॥

હવે યોગથી પવિત્ર થયેના પુરૂષની સ્તુતિ કરતા ભગવાન અર્જુનને પ્રેરણા આપતા કહે છે કે પ્રિય અર્જુન! તપસ્વી કરતાં યોગી અધિક છે જ્ઞાની કરતા પણ અધિક મારે મતે યોગી છે તેજ મુજબ કર્મીઓ કરતા પણ તે અધિક છે તેથી હે અર્જુન! યોગી થા તપ જ્ઞાન અને કર્મ યદ્યપિ સુંદર વસ્તુ છે, પણ તે બધા યોગના સાધક અને પોષક હોવા જોઇએ યોગના વિરોધી તપ જ્ઞાન અને કર્મ વર્જ્ય છે અર્થાત્ જેઓ વગર સમજ્યે અને ઉંધી સમજે ઇશ મંદિરરૂપ શરીરને વિના પ્રયોજને ઉપવાસ વગેરેથી કૃશ કરી નાખે-દેહને કાપી નાખે એવા ઘોર તપસ્વીઓ કરતા યોગી લાખ દરજ્જે સારો છે કેવળ તપ-અતપ્ય તપ યોગનું વિઘાતક છે તેજ મુજબ કેવળ પુસ્તકીઆ અકર્મણ્ય બ્રહ્મજ્ઞાન કરતાં સક્રિય જ્ઞાનમય યોગ કરોડગણો વધારે સારો છે બ્રહ્મજ્ઞાનના ઓઠા હેઠળ જે પોતાની અકર્મણ્યતાનો બચાવ કરે તે માણસ પુરૂષાર્થ ભ્રષ્ટ બને છે. આથી તેવા કરતાં જ્ઞાનને વ્યવહારુ કરવાને યત્ન કરનાર યોગી શ્રેષ્ઠ છે સકામ કર્મ કરનારા કર્મઠોથી પણ યોગી શ્રેષ્ઠ છે કેમકે સકામ મનુષ્ય બધાય નિષ્કામ છૂટે. આમ યોગી પુરૂષ કેવળ તપસ્વી-વાણીપંડિત અને ગધ્ધાવૈતરૂ કરનાર કર્મઠથી હજારો ગણો ઉચ્ચ છે આથી હે અર્જુન! તુ ચિત્તની એકાગ્રતારૂપ કર્મયોગનો સાધક બન, જેથી તું તરે. આમ અહીં યોગને ભગવાન અંજલી આપે છે ॥ ૪૬ ॥

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रध्धावान्भजते यो मां स मे युक्ततमो मत ॥ ४७ ॥

બધા યોગીઓમા પણ જે કર્મયોગી શ્રધ્ધાળુ અને મ્હારામાં પ્રવેશેલા મનથી મ્હને ભજે છે તે મારે મત શ્રેષ્ઠ કર્મયોગી છે ॥ ૪૭ ॥

હવે જે કર્મયોગી છે-તેવા કર્મયોગી-રાજ્યોગીઓમાં પણ શ્રેષ્ઠ કર્મયોગી-રાજયોગી કોણ છે તે બતાવી કર્મયોગ-રાજયોગનું રહસ્ય બતાવી એ માર્ગના પ્રવાસીને વિવેકની હદે પહોંચવા ઉપદેશનાં ભગવાન ઉપસંહાર કરે છે કે હે અર્જુન! બધા યોગીઓમાં પણ, જે યોગી મારામાં પ્રવેશેલાં હૃદયે શ્રદ્ધાવાન્ હોઇને મને ભજે છે તે મારે મતે યુક્તતમ-સર્વશ્રેષ્ઠ યોગી છે અર્થાત્ હે અર્જુન! યોગીઓમાં પણ તે યોગી સર્વશ્રેષ્ઠ છે, જેનુ હૃદય ભગવાનમાં સર્વભાવે સમર્પિત થયેલું છે. જેના હૈયાની વિરામભૂમિ પરમાત્મા છે-જે હૈયુ સર્વભાવે ભગવાનના ચરણકમળમા લીન છે. તેવાં હૈયાવાળો યોગી સર્વશ્રેષ્ઠ છે. હૈયું જ્યાંસુધી ભગવન્મય ન બને ત્યાંસુધી યોગ અધુરો છે. એ યોગજ નથી યોગ એટલેજ તો જોડાણું ભગવાનના સ્વરૂપમાં જ્યાંસુધી હૈયું જોડાયું નથી-જડાયું નથી-એકરસ નથી થઇ ગયુ ત્યાંસુધી મનુષ્ય ભલેને અષ્ટ સિદ્ધિવાળો હોય-દરિદ્રી છે-કૃપણ છે-દીન છે-દયાપાત્ર છે ભગવાનમાં હૈયું સ્વમત્તાને વિસરી જઈ ડૂબી જાય, એ યોગનું છેવટનું ફળ છે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! જે યોગી મારામાં ગયેલા અંતરે શ્રદ્ધાવાળો થઇને મને ભજે છે તે શ્રેષ્ઠ છે. ભગવાનમાં આત્મવિલોપન માટે શ્રદ્ધા અનિવાર્ય છે. શ્રદ્ધા શિવાય તો આ માર્ગમાં ડગલું પણ ન ભરાય. આથી ભગવાન છે એવી પોતાના અસ્તિત્વ કરતાં પણ વધુ ખાત્રી-વધુ પ્રતીતિ જેને હોય તેજ પોતાની અસ્તિને ભગવાનમાં ડુબાડી દઈ શકે-અને આવો હોય તેજ ભગવાનને પરમપ્રેમથી સેવે છે.. આવો મનુષ્ય ભગવાનની દૃષ્ટિએ યુક્તતમ છે. અર્થાત્ જે પુરુષ સર્વભૂતમાં રહેલા પરમાત્માને સદા સર્વત્ર જુવે છે-જે પરમાત્માની ભક્તિમાં નિષ્ણાત છે, જે ભગવની શ્રદ્ધાથી ભરપૂર છે અને આમ યાવજ્જીવ સ્વકર્મનું કર્તવ્યબુદ્ધિથી આચરણ કરે છે તે સદા સર્વશ્રેષ્ઠ મનુષ્ય છે. આમ છેવટે યોગ પરમાત્માના યોગમા અને સસારના અસ્પર્શમાં પરિણમવો જોઇએ. જેને જીવતાં જીવત સસારનો સ્પર્શ નથી અને ભગવાનનો યોગ છે તે યોગ રૂઢ આત્મા છે તે કુશળ છે. તે ચરમદેહી, મહાત્મા, ઉદારચરિત્ર, ભવ્ય પુરુષ છે. ॥ ૪૭ ॥

॥ इति षष्ठोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ॐ

॥ हरि ॐ तत्सत् परमात्मने नमः ॥

## ॥ अथ सप्तमोऽध्यायः ॥

॥ देवं नंदनदनं वंदे ॥

श्रीभगवानुवाच   શ્રી ભગવાન બોલ્યા —

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

હે પૃથાપુત્ર ! મારામાં ચોમેરથી ચોટેલ ચિત્તવાળો એકાગ્રતાનો અભ્યાસ કરનો—મારો આશ્રય નિઃસંશય રીતે સમગ્ર મને જેમ જાણશે તે તું સાંભળ ॥ ૧ ॥

**આ**ગલા અધ્યાયમાં ભગવાને યોગમાર્ગનું સંપૂર્ણ વર્ણન કર્યું યોગ-ચિત્તની નિતાન્ત નિરોધ અવસ્થા સિવાય આત્માના દર્શન નથી આત્માના દર્શન સિવાય પરમાત્માની પ્રાપ્તિ નથી પરમાત્માને પ્રાપ્ત કર્યા સિવાય ભક્તિ નથી અને ભક્તિ સિવાય કર્મયોગ નથી કર્મયોગ સિવાય જીવન વ્યર્થ છે આથી સફળ જીવનની ચાવી એ ચિત્તની એકાગ્રતા છે આ એકાગ્રતાવાળા યોગીઓમા સૌથી શ્રેષ્ઠ તે પુરુષ છે જેનો અંતરાત્મા ભગવન્મય છે ભગવન્મય અંતરાત્મા હોઇને જે ભગવાનને ભજે છે તે સર્વ શ્રેષ્ઠ યોગી છે તો જે ભગવાનની [illegible] ભગવાનનું સ્વરૂપ શું ? આ સ્વરૂપની જીજ્ઞાસાને તોષતા પોતાનું સ્વરૂપ બતાવતા ભગવાન અત્યંત સુંદર ઉપદેશ શરૂ કરે છે આ અધ્યાય કેવળ સુંદર છે ભગવાન અહીં દયામયતાની અવધિ બતાવશે આથી ખૂબ પ્રેમથી સાધકે આ અધ્યાયને સમજવા પ્રયત્ન કરવો રહ્યો ભગવાન કહે છે કે હે અર્જુન ! મારામાં ચોંટેલા મનવાળો, મારા આશ્રયે રહેલો અને યોગનો અભ્યાસ કર

નાર તું નિ:સંશયપણે સમગ્ર એવા મને જે રીતે જાણુગે તે હું તને કહુ છુ તે તું સાંભળ. અર્થાત્ હે અર્જુન! મને સમગ્રપણે વિના સંશયે કોણ જાણી શકે? અર્થાત્ પરમાત્માનું પૂર્ણું અને સંશયશૂન્ય જ્ઞાન કોને થાય? જેનુ મન પરમાત્મામાં ચોટેલું છે, જે પરમાત્માના આશ્રયે રહેલો છે, અને આવો હોઇને જે યોગાભ્યાસ કરે છે તેવો પુરુષ પરમપિતાને ઓળખી શકે. પરમાત્માને લગતું પૂરૂં જ્ઞાન હોવું જોઇએ. અધૂરું નહીં. અર્થાત્ પરમાત્માનુ સ્વરૂપ સંપૂર્ણપણે માણસને હૃદ્‌ગત થવુ જોઇએ. અને એ સ્વરૂપની સમજમાં રહેજે કયાંયે સંશય ન હોવો જોઇએ. સંશય એ હૃદયનો મેલ છે. મહા ચીકણો મેલ છે. આથી વિના સંશયે પરમાત્માના સ્વરૂપની ઓળખનો માણસના હૈયામાં ઉદય હોવો જોઇએ. આ તેની ભકિત કરવા માટે જરૂરી છે. કેમકે જે જેને બરોબર જાણે નહી તે તેને કદી ભજી શકે નહી. પરમાત્માને લગની સાચી સમજનો ઉદય થતાં જીવ તેને ચાહ્યા શિવાય રહીજ ન શકશે. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! મને–પરમાત્માને બરોબર વિના સદેહે તું કયારે જાણી શકશે? તુ જે મારામાં ચોટેલા મનવાળો હશે સસારદશામાં જેમ આપણને સંસારમાંજ સ્વાભાવિક પ્રીતિ રહે છે અને આથી આપણું મન સંસારમાંજ ચોટેલું રહે છે–સસારનોજ મનમાં સદા આવિર્ભાવ રહે છે, પરમાત્માનું વિસ્મરણ રહે છે તેમ જાગૃત દશામાં પરમાત્મા તરફજ મનનું વલણ હશે. તેનામાંજ મન ચોટેલું રહેશે. તેનાજ વિચાર આવ્યા કરશે. સંસારનું વિસ્મરણ થયા કરશે. જેને જ્યાં પ્રીતિ તેનું તેને સ્મરણ રહે આથી પરમાત્માને ઓળખવા માટે પરમાત્મા તરફ મનની પ્રીતિ હોવી જોઇએ. આથી સાધક અવસ્થામાં મન ઇશ્વર તરફ વળેલું હોવું જોઇએ. મનમાં ભગવાન મને મળે તો કેવું સારૂં–મને ભગવાનનાં દર્શન થાય તો કેવી મઝા–ભગવાન મને કયાં મળે–કેવી રીતે મળે. મને તેઓ મળે તો શું અનુભવ થાય એવા અનેક ઇશ્વરદર્શનને લગતા સંકલ્પો સ્વાભાવિક રીતે જેને સ્ફુરતા હોય એવો પુરુષ ઇશ્વરને એક દિવસ જરુર જોશે. આનેજ ભગવાન અહીં 'મય્યાસકતમના' એ શબ્દદ્વારા કહે છે. તે ઉપરાંત ભકત–ઇશ્વર દર્શનને ઇચ્છતો પુરુષ, મદાશ્રય હોવો જોઇએ. એટલે કે ભગવાનના આશ્રયે જે જીવવા પ્રયત્ન કરતો હોય. એટલે કે જેનામાં અહંકારનો ઓછામાં ઓછો સદ્‌ભાવ હોય તેવો માણસ જેનો અહંકાર કોઇપણ પળે પીગળી જવાને માટે તૈયાર હોય એવો મીણબત્તી અહંકારવાળો પુરુષ પરમાત્માને જાણી શકશે.

આવો ઈશ્વર તરફ સ્વભાવથી ઢળેલા અને તેને માટે ચપળતાવાળા હૃદયવાળો અને તરત તદાહ થાય એવા અહંકારવાળો પુરૂષ યોગનો અભ્યાસ કરતો જાય તેને પરમાત્માની કૃપાથી પરમાત્માનું સંપૂર્ણજ્ઞાન નિસંશયપણે થશે તે કેવી રીતે થાય તે ભગવાન આ અધ્યાયમાં કહેવાના છે પહેલા શ્લોકમાં તો પોતાના સ્વરૂપ કથનની પ્રતિજ્ઞામાત્ર છે અને સ્વરૂપ દર્શન માટે સંસારી પુરુષોમાં પણ કોણ લાયક છે તેનુંજ દિગ્દર્શનમાત્ર કર્યું છે ॥ ૧ ॥

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

આ વિજ્ઞાન સહિત જ્ઞાનને હું તને કહીશ જે જાણીને અહીં ફરી બીજું જાણવા જેવું બાકી રહેતું નથી ॥ ૨ ॥

આમ પોતાના સ્વરૂપની ઓળખ આપવાની પ્રતિજ્ઞા કરી હવે ભગવાન જે કહેવાના છે તેમાં જ્ઞાનની સમગ્રતા એટલે શું તે બતાવતા-સ્પષ્ટ કરતા કહે છે કે હે અર્જુન! હું પરમાત્મા તને આ વિજ્ઞાન સહિત જ્ઞાન અશેષપણે કહીશ જે જ્ઞાનને પ્રાપ્ત કરી આ લોકમાં ફરી બીજું કાંઈપણ જાણવા જેવું બાકી નથી રહેતું જ્ઞાન એટલે પરમાત્મજ્ઞાન વિજ્ઞાન પ્રકૃતિ અને તેના પદાર્થોનું જ્ઞાન આ જ્ઞાન તને વિજ્ઞાન સહિત કહીશ અને અશેષપણે કહીશ અશેષપણે એટલે કે જેટલું તારે જાણવું યોગ્ય છે અને શક્ય છે તેટલામાં કાંઈપણ બાકી રાખ્યા સિવાય અર્થાત્ માણસના જ્ઞાનની મર્યાદા છે તે સર્વજ્ઞ નથી- તેને સર્વજ્ઞતાની જરૂર નથી એણે જેટલું જાણવા જેવું છે તેટલુંજ જો એ જાણે તો બસ છે માણસે જ્ઞાન મેળવવાનું છે તે અમુક એક ખાસ પ્રયોજનને ઉદ્દેશીને મેળવવાનું છે સોનાનું સોનાપણું જાણ્યા પછી તેના અનંત દાગીનાના નામરૂપનું જ્ઞાન જરૂરી નથી તે અનંત દાગીનાઓના નામરૂપનું જ્ઞાન મેળવવા યત્ન કરવો એ સમયની ચોરી છે શક્તિનો દુર્વ્યય છે અને વિવેકને એમાં તિલાંજલિ છે માણસ માણસ હોઈને ચોર બને-શક્તિને વેડફે-વિવેક તજે એ શોભાસ્પદ નથી આથી તેણે જાણવાનું શું છે તેજ જાણવું જોઈએ પારેખ જેમ સોનાનું સોનાપણુંજ પારખવાનું છે તેમ સાધક વિવેકી પુરુષે પણ જ્ઞાન અને વિજ્ઞાનનું પોતાના ધ્યેયને અનુકૂળ એટલુંજ જ્ઞાન સંપાદન કરવું જરુરી છે જ્ઞાન અને વિજ્ઞાનમાં મુમુક્ષુને

જાણવા જેટલાનોજ સમાવેશ થાય છે. પ્રકૃતિ અને તેનાં કાર્યો-જીવ અને પરમાત્મા આ ત્રણને લગતી સાફ સમજ માણસને માટે બસ છે. પછી અનંત જગતના અનંત પદાર્થોને જાણી જાણી મનમાં જ્ઞાનનો અમલ પરિગ્રહ કરવામાં વિવેક નથી. ઘણું જાણવાના લોભમાં મોહ છે જાણવા જેટલાંનેજ યથાર્થપણે જાણવામાં વિવેક છે આથી ભગવાન કહે છે કે હુ તને જાણવા જેટલું હશે, તેટલાનેજ પૂર્ણપણે જણાવીશ. આ જાણ્યા બાદ આ લોકમાં બીજું જીવના ઉધ્ધારને માટે જાણવા યોગ્ય કશુ બાકી નહી રહે. અર્થાત્ હે અર્જુન! તને હુ ધ્યેયપોષક વસ્તુ તેટલીજ યથાર્થપણે જણાવીશ. તે સિવાયનું જાણ્યાથી ફાયદો એ નથી અને તે જાણવાની જરૂર નથી અને તે જાણવાનું પુરૂ થાય એમે નથી। આથી માણસ બનવા ચાહનારે જે જાણવુ ઉચિત અને જે જાણેલાનો તે વ્યવહારમાં ઉપયોગ કરી શકે એટલુ-એટલા અર્થમાં તને હુ વિજ્ઞાન સહિત જ્ઞાન ઉપદેશીશ માટે તું સાવધાનપણે સાંભળ ॥ ૨ ॥

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिध्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

હજારો મનુષ્યોમાં કોઇ વિરલ ઇશ્વર વિષયક જ્ઞાન માટે યત્ન કરે છે. યત્ન કરતા સિધ્ધોમાં પણ કોઇ વિરલ મ્હને યથાર્થ રીતે જાણે છે. ॥ ૩ ॥

આગલા શ્લોકમાં ભગવાને વિજ્ઞાન સહિત જ્ઞાનને અશેષપણે કહેવાની પ્રતિજ્ઞા કરી. હવે તે જ્ઞાનોપદેશને આરંભ કરે તે પહેલાં આ જ્ઞાનની દુર્લભતા બતાવી સાધકને આ માર્ગે કદાચ તે તદન એકલો જાય તો પણ તેણે વિના હતાશતાએ કૂચ કરવાની છે એમ બતાવતાં ઉત્સાહ આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! સૌથી પહેલાં તો આ વાતને તું જાણી લેજે. હજારો માણસોમાં કોઈ એક વિરલ માણસ સિધ્ધિને માટે યત્ન કરે છે. અને યત્ન કરતા સિધ્ધોમાં, પણ કોઇએક વિરલ પુરૂષ મને તત્વત જાણે છે. ભગવાન જે જ્ઞાન આપવાના છે તે જ્ઞાન લેવાને-જીવનમાં રગેરગમાં પચાવવાને બહુ થોડા-આંગળીના વેઢાએ પણ ન ગણાય એટલા થોડા માણસો લાયક હોય છે. માનવજાતનો મોટો ભાગ તો પરમાત્મા જેવા સૂક્ષ્મ વિષય ઉપર વિચાર કરવાનેજ અશક્ત છે.

અને આ બધાંને પ્રત્યક્ષ છે. લાખો માણસોનું જીવન ઉદય પામે અને અસ્ત પામે છે-કશું કર્યા સિવાય-માયાના પ્રચંડતમ વેગમાં-માયાની કુંભકર્ણી ઘોર નિદ્રામાં બીચારાં કરોડો નીરાંતે ઉંઘ્યાજ કરે છે. જ્વાળામુખીના શિખર ઉપર લાખો નચિંતપણે ઉંઘે છે! આવા લાખો જીવોમાં કોઇએક વિરલપુરુષ આ જ્ઞાન વિજ્ઞાન તરફ વળે છે. કોઈ માનોજ જણ્યો સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે. સિદ્ધિ એટલે પરમાત્માને લગતું યથાર્થજ્ઞાન. આ યથાર્થજ્ઞાનની પ્રાપ્તિ માટે કરોડે કોઈ એક, જીવનને મુઠીમાં રાખી, આ તલવારની ધાર ઉપર ચાલવા પ્રયત્ન કરે છે. ઇશ્વરને ઓળખવા મથનાર નથી એમ નથી. છે. પણ સંખ્યાબળમાં નહિ જેવા. સાધકે આ વાત પહેલાંજ જાણી લેવી કે જેથી તેને એ માર્ગે જતાં ભય ન લાગે. તેની સાથેના તેના બધુંઓ તેને સંસારમાં રાત્રિદિવા આળોટતા માલમ પડશે. પોતે એકલોજ આ માર્ગે જવા તૈયાર થયો છે અને આજુબાજુના બધા તેને સંસારમાં તેમના સહધર્મી થવા નોતરશે. આ નોતરાંના જબરદસ્ત પ્રલોભનને ન વશ થવાની તેનામાં અજોડ આધ્યાત્મિક નિશ્ચયાત્મક સમજ જોઇશે. તેણે પહેલાં જાણીજ લેવું કે મારા માર્ગે સાથી નથીજ મળવાના. મારે માર્ગે એકલા જવાનું છે. આમ આ અપરિચિત માર્ગે ઉપર એકલો જતાં મનુષ્ય અકળાશે નહિ તેને અંતરમાં આશ્વાસન મળશે કે આ વસ્તુજ એવી છે કે જ્યાં ભીડ થાય એવીજ નથી. આ માર્ગ મોકળો છે પણ તેના ઉપર કદી ભીડ થનાર નથી. આ ઉપરાંત એક બીજી વસ્તુ પણ અહીં જાણવા જેવી છે એમ ભગવાન કહે છે. હે અર્જુન! આમ વિરલ પુરુષ મારા માર્ગે વિચરે છે. મને જાણવાને યત્ન કરે છે. અને બધા મને થોડા-થોડા તો જાણે છે. જેને મારાં જે સ્વરૂપની ઓળખ થઇ તે તે સ્વરૂપજ મારું છે એમ તે જગતને સંભળાવતો રહેશે. તે સ્વાનુભવનો સમર્થક બનશે સ્યાદ્વાદી નહિ બને. આમ યદ્યપિ મને લગતી સમજ મેળવવાને દરેક દેશમાં, દરેક કાલમાં અને દરેક જાતિમાં છૂટા છવાયા અનેક પુરુષો હશે. પરંતુ તે બધાંમાંથી ઘણાને મારું ખંડશ જ્ઞાનજ હશે. કોઈક વિરલ કોઈક અતિવિરલ-ભાગ્યશાળીને મારે વિષે તાત્વિક સમજ આવશે અર્થાત્ હું જેવો છું તેવો યથાર્થપણે તો કોઇ અતિવિરલ પુણ્યપુંજૈકમૂર્તિ મહાભાગવત કોઇકજ નીવડે છે. પરમાત્માને કોણ નથી ઓળખતું? અને છતાં કોણ ઓળખે છે? આ એક અતિ વિલક્ષણ વાત છે. વિરોધી જેવી ભાસે છે. છતાં એમાં વિરોધ નથી. લગભગ તમામ જીવો પરમાત્મા વિશે કોઈની

કોઈ કલ્પના સેવે છે. છતાં કોઈકજ તેને યથાર્થપણે જાણે છે. જે ભગવાનને જાણતો હશે તેના જીવનમાં સ્યાદ્વાદ હશે. જડવાદ નહિ હશે. તે નિરતિશય નિરાગ્રહી હશે છતાં તત્વનિષ્ઠ હશે. તે કદી ભગવાન આકાર છે, અાકાર છે, એવું ન કહેશે. આવું કહેવું એ આપણે પરમાત્માને સમજ્યા છે એવું સિધ્ધ કરશે. તેવો પુરૂષ તો એટલુંજ કહેશે કે હું શું જાણું? પરમાત્મા જેવા છે તેવાજ છે. તમો કયો તેવાએ છે અને હું સમજુ તેવાએ છે. અને આપણે બન્ને સમજીએ છીએ તેવાએ નથી અને તેનાં કરતાં જુદાએ છે. જુદાએ નથી અને આપણે સમજીએ તેવા પણ છે. અર્થાત ઈશ્વરને જાણનાર માણસ ઈશ્વરના સ્વરૂપને સમજી મૂંગો બની જશે. તે તેના ઉપર સહી નહિ કરે. ગણત્રી નહિ કરે. વાદવિવાદ નહિ કરે. સર્વસ્વરૂપને અમુકજ સ્વરૂપજ કહેવો એ એકાંશી દર્શન છે. અને આવા એકાંશી દર્શને-ખંડ દર્શને દુનિયાને બહુ ઓછો લાભ થયો છે. આથી ભગવાનની અગાધ અનવગાહ્ય ઇચ્છાને સમજનાર એટલે કે ઇશ્વરના તાત્વિક સ્વરૂપને જાણનાર માણસ તો ઇશ્વરને રસ્તે પડેલાઓમાં પણ કોઈકજ હશે. પોતંપોતાની રીતે બધા સાચા છે. પણ એકની આગળ બીજો જ્યારે પોતાનો મત પ્રસ્થાપિત કરવા પ્રયત્ન કરે ત્યારે પરમપિતા નારાજ થઈ જાય છે અને આપણી નાદાની ઉપર કરુણાજનક હાસ્ય વેરે છે. આમ પ્રયત્નશીલ સિદ્ધ પુરૂષોમાંથી પણ કોઈ એક-ઇશ્વરકૃપાથી સિક્ત પુરૂષજ ઇશ્વરને યથાર્થ જાણી શકે છે. આ રસ્તો આવો છે એમ સાધકે શરુઆતમાંજ સમજીને આગળ ધપવું. અહીં નિરાગ્રહતાનું દર્શન છે. અનિશ્ચિતતાનું કોઈ ન માને. ગીતાજી ઉપનિષદોનું અમૃત છે. અને બધાંએ ઉપનિષદો "कश्चिन्मांवेत्तितत्त्वतः" નો ન ભૂલાય એવો ગહન ઉપદેશ આપે છે. અર્થાત્ આ શ્લોકથી સાધકે ગભરાવાની જરૂર નથી. પણ ઉત્સાહી થવાની જરૂર છે. મુશ્કેલ છે માટેજ તો તેની પ્રાપ્તિનાં ફળ પણ અનન્યપ્રાપ્ય છે. તેમાંજ પુરૂષાર્થનો મહિમા છે. અને પુરુષાર્થને મળેલી ઇશ્વરકૃપામાં જીવનો વિજય છે. ઇશ્વિરની કૃપા તો બાકી તમામ જીવના ઉપર છેજ. પણ તે કૃપાને લાયક બની તે કૃપાને વ્યવહારમાં ઉતારવાને માટે અદમ્ય અથાક પ્રયત્ન કરવામાં જીવનું સૌભાગ્ય અને સૌંદર્ય છે. આવો પ્રયત્ન કરતાં કંતાઈ ગયેલો પુરૂષ પણ સુભગદર્શન છે. માટે હે અર્જુન! મારે લગતાં જ્ઞાનનો હું ઉપદેશ આપું તે પહેલાં આ મેં કહ્યું તેટલું તું સમજી લેજે. ॥ ૩ ॥

भूमिरापोऽनलो वायुः खं मनो बुध्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ૪ ॥

પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–આકાશ–અહંકાર મહત્ત્વ તથા નિશ્ચય મૂલ પ્રકૃતિ એમ આ મારી આઠ પ્રકારે ભેદાયેલી (વ્હેંચાયેલી) માયા નામની શક્તિ છે ॥ ૪ ॥

આગલા શ્લોકમા ભગવાને અર્જુનને અત્યંત દુર્લભ જ્ઞાન આપવાની પ્રતિજ્ઞા કરી કેમકે અર્જુન ભગવાનનો પ્રિયતમ હતો અને પ્રિયતમ આગળ તો ગુહ્યતમ વાતો ક્હેવાઇજ જાય હવે પ્રતિજ્ઞા પ્રમાણે પોતાને લગતુ વિજ્ઞાન સહિત જ્ઞાન આપવાની શરુઆત કરે છે મહયોગેશ્વર ભગવાન ક્હે છે કે હે અર્જુન! પૃથ્વી, પાણી તેજ, વાયુ આકાશ, મન બુદ્ધિ અને અહંકાર એમ આ આઠ પ્રકારે વ્હેચાયેલી મારી પ્રકૃતિ છે અર્થાત્ હે અર્જુન! આ પૃથ્વી અને પાણી તેજ અને વાયુ આકાશ અને મન, બુધ્ધિ અને અહંકાર એ આઠ રૂપે મારી પ્રકૃતિ સૃષ્ટિમા વ્હેચાયેલી છે. પૃથ્વી વગેરે પંચમહાભૂતો, મનબુદ્ધિ અને અહંકાર એ ભગવાનની ભૂતભૌતિક સૃષ્ટિનિર્માણ કરનારી મહામાયા શકિત છે અર્થાત્ પૃથ્વીનો રજકણ પાણીના અણુ પરમાણુ, તેજના કણેકણે, વાયુ અને આકાશના અણુપરમાણુ એ ભગવાનનીજ શક્તિ છે અને શકિત શકિતવાળાથી જુદી નથી શકિતમા શકિતવાળોજ હોય છે અર્થાત આ સૃષ્ટિની તમામ કૃતિઓ એ ઇશ્વરરૂપજ છે ઇશ્વરથી ભિન્ન નથી ઇશ્વરજ પૃથ્વીરૂપે, પાણીરૂપે, તેજરૂપે, વાયુરૂપે અને આકાશરૂપે સર્વત્ર સર્વથા સર્વદા પથરાઇ રહેલા છે તમામ પ્રાણીઓના મન એ ઇશ્વરરૂપ છે તમામની બુધ્ધિ એ પણ ઇશ્વરમય છે તમામનો અહંકાર પણ ઇશ્વરમય છે સમષ્ટિમન સમષ્ટિબુધ્ધિ અને સમષ્ટિઅહંકાર ભગવાનનીજ શક્તિ છે અને આથી ભગવાનથી ભિન્ન નથી! આમ પૃથ્વીથી માંડી અહંકાર પર્યંતની સૃષ્ટિ એ ઇશ્વરનુ સ્વરૂપ છે સાધકને માટે આ શ્લોક અતિ ઉપયોગી છે માણસને પ્રત્યેક વસ્તુમા ઇશ્વર બુધ્ધિ થવી જોઇએ ઇશ્વરથી પૃથક્ કોઇનુ અસ્તિત્વ સંભવતુ નથી ઇશ્વરજ પોતાની અનંતગાધ અગાધ અપાર અમેય માયા–સૃષ્ટિનિર્માણ શકિતથી ભિન્ન ભિન્નરૂપે ભાસે છે સૌ ચીજ એક બૃહદ્ અસ્તિનો અંશ છે જેને આ બૃહત્સત્તાની સમજ

પડે તે સૃષ્ટિના અકળાની નાંખે એવા પરસ્પર અદ્ભુત અચિન્ત્ય વિરોધથી ન ડરે. પ્રત્યેક વસ્તુ યદ્યપિ બીજા પ્રત્યેકથી જુદી છે છતાં તે બધાની વચ્ચે એક અદૃશ્ય હૃદયમાલા એકતા છે. ભગવાન સર્વલક્ષણલક્ષણ્ય છે. આથી અનંત વિવિધતામાં દ્રષ્ટા એકતા જુવે છે. અને સર્વપ્રકારરૂપ છે એમ સમજે છે. પરમાત્માએ વસ્તુમાત્રમાં પોતાની આ અષ્ટધા પ્રકૃતિની વ્હેંચણી કરી મુકી છે. પ્રત્યેક પ્રાણીમા પૃથ્વી વગેરે પાચ ભુતો–મન–બુદ્ધિ અને અહંકાર છે. આ પ્રતિ પ્રાણીમાં રહેલી આઠ પ્રકૃતિ ઇશ્વરની છે. એ મમજવુ રહ્યુ. અર્થાત્ અહીં ભગવાન કહે છે કે આ આઠ પ્રકારે વેચાયેલી પ્રકૃતિ–શક્તિ–મારી છે માણુસ કહે છે કે મારી છે આમ યદ્યપિ એ ઇશ્વરદત્ત છે-છતાં તેના ઉપર ચોરવૃત્તિથી માણુસ એ પૃથ્વી વગેરે આઠ પ્રકૃતિ મારી છે એમ કહી તેના ઉપર મમત્વની મ્હોર મારે છે અને દુ:ખી થાય છે. જો માણુસ પૃથ્વી આદિ આઠ પ્રકૃતિ ઇશ્વરની છે એમ ઇશ્વરકૃપાથી સમજે તો તેને આ આઠ પ્રકૃતિથી ઇશ્વર કેટલો અને કેવે કેવે રૂપે ક્યાં ક્યાં વિસ્તર્યો છે એનુ ભાન થાય. અને ઇશ્વિરની અસ્તિ અનન્તરૂપે છે એ સમજાય. પ્રાણીમાત્રનુ મન ઇશ્વરનુ છે. આથી અનન્ત મનદ્વારા પરમાત્મા અનન્ત સકલ્પો કરાવે છે. અનન્ત બુધ્ધિદ્વાગ અનન્ત નિશ્ચયો કરાવે છે. અનન્ત અહકારદ્વાગ અનન્ત અભિમાનો કરાવે છે. અને આ બધુ અનન્ત છે છતાં ઇશ્વરનુ પરમાત્માનુ છે. પરમાત્માજ તે તે રૂપે તે તે કરી વિહાર કરે છે એવું દર્શન અતિ નિર્મલબુદ્ધિને થાય છે. પંચમહાભૂતના અનન્ત આકારો, અને એ અનન્ત આકારોમાં અનન્ત પ્રકૃતિ અને એ અનન્ત પ્રકૃતિઓમાં અનન્ત શક્તિ પરમાત્માનો વિલાસ! પરમાત્માની પ્રકૃતિ આ ભાગમાં વ્હેચાઇને વર્તી રહી છે એવું જેને સમજાય તેને સર્વમાં પરમાત્મદ્રષ્ટિ થશે તેને પૃથ્વી પૃથ્વી દેખાય છે. છતાં તેને માટે તેમાં પરમાત્મા છે. પાણીમાં પાણીરૂપે પરમાત્મા દેખાય છે. તેજમાં તેજરૂપે, આકાશમાં આકાશરૂપે–મનમાં મનરૂપે, બુદ્ધિમાં બુધ્ધિરૂપે, અહંકારમાં અહંકારરૂપે તેને ઇશ્વરનીજ પ્રતીતિ થાય છે. અજ્ઞાનકાળે આ પરસ્પર ભિન્નતા અકળાવશે. જ્ઞાનકાલે આ ભિન્નતામાં એકતાની બલિહારી જોતો માણુસ બ્રહ્માનદ લૂંટશે. આમ જગતમાં જગતબુધ્ધિ ન રહેતાં ઇશ્વરબુધ્ધિ થતી એ પરમાત્માના સદર્શને પૂરેપૂરો સમજવા જેવું છે. જેનામાં આવી–સર્વનુ અસ્તિત્વ એ બૃહત્ અસ્તિનોજ તે તે જાતનો અવિર્ભાવમાત્ર છે-ઇશ્વરેચ્છાનો ચમકારો માત્ર છે એવી–સ્વાભાવિક સમજનો

હૃદય થાય તે શાંત થાય. અને સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ થાય. આમ પરમાત્માએ પોતાની અસ્તિનો ગૂઢ મહિમા અહીં સમજાવ્યો છે. પોતે તેને રૂપ હોઈ સર્વરૂપ છે. માણસે આવી પરિપૂર્ણ અસ્તિને સમજવી રહી. ॥ ૪ ॥

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

આ અપરાપ્રકૃતિ છે. અને એનાથી બીજી જીવરૂપે મ્હારી પ્રકૃતિને તું જાણ. હે મહાબાહો જેના વડે આ જગત ધારણ કરાય છે. ॥ ૫ ॥

આમ આગલા શ્લોકમાં ભૂમિથી માંડી બુધ્ધિ પર્યંતની પ્રકૃતિ-સૃષ્ટિ નિર્માણ શક્તિ પરમાત્માની છે એમ કહ્યું. અર્થાત્ દૃશ્ય પ્રકૃતિ એ પરમાત્માની અનિર્વચનીય, પરમ આદ્ય શક્તિ છે એમ કહ્યું. હવે આ દૃશ્ય પ્રકૃતિથી સ્વરૂપે અને ધર્મે ભિન્ન એવી છઠ્ઠી પ્રકૃતિ-ચેતન શક્તિ વિષે સ્ફોટ કરતાં પરમદાર્શનિક પરમાત્મા કહે છે કે હે અર્જુન! તારા ઉપરનો મારો પ્રેમ મારા કાબુમાં નથી રહેતો એટલે તને આ સૃષ્ટિનું સૌથી ગૂઢ રહસ્ય કહી દઉં છું. હે પ્રિય! આ મારી અપરા પ્રકૃતિ છે. અને આનાથી ભિન્ન, જીવ રૂપે બનેલી કે જેનાથી આ જગત્ ધારણ કરાય છે તેને તું પરાપ્રકૃતિ જાણ. અર્થાત્ હે અર્જુન! મેં ઉપર બતાવી તે મારી અપરા પ્રકૃતિ છે. અપરા એટલે અવર. જડ હોવાને લીધે ચેતન શક્તિથી નિકૃષ્ટ-પ્રકૃતિ છે. ચેતનની દૃષ્ટિએ અચેતન દૃશ્ય હોવાને લીધે-ભોગ્ય હોવાને લીધે-પરાર્થ હોવાને લીધે-અપરા છે. અર્થાત્ હે અર્જુન ભૂમિ વગેરે આઠ પ્રકારે વ્હેંચાયેલી મારી શક્તિ, એ મારી બીજી ચેતનરૂપી શક્તિની સરખામણીએ અવર છે-હીન છે તો મારી બીજી-પરા પ્રકૃતિ કઈ છે? જેના વડે જગતનું ધારણ થાય છે તે મારી જીવરૂપે થયેલી ચેતન શક્તિ પરા છે. અર્થાત ચેતન શક્તિ એ ઉત્કૃષ્ટ છે. અર્થાત્ દેહમાત્રમાં રહેલી ચેતન-જીવાત્મારૂપે ભાસતી જે શક્તિ છે તે પરમાત્માની પરમશક્તિ છે. અર્થાત કીડીથી માંડી બ્રહ્મા પર્યંતના સ્થાવરજંગમ દેહમાત્રમાં રહેલી જે ચેતન-જીવરૂપી શક્તિ છે તે મારી બીજી ઉત્કૃષ્ટ શક્તિ છે. આ ચેતન શક્તિ જડશક્તિથી ભિન્ન છે. સ્વરૂપે ભિન્ન છે અને ધર્મે પણ ભિન્ન છે. આ સ્વરૂપે અને ધર્મે ભિન્ન એવી

જીવશક્તિ ઉત્તમ છે. અર્થાત્ પરમાત્મા અહીં જીવમાત્ર પોતાનુજ સ્વરૂપ છે. પોતાનાથી ભિન્ન કોઇ જીવ નથી. તે તે દેહમાં તે તે જીવ એ પરમાત્માનોજ અંશ છે એમ બતાવે છે. જે ભેદ દેખાય છે તે પ્રામાણિક નથી. એ કલ્પનાનું માહાત્મ્ય છે. કીડીથી માંડી કુંજર પર્યંતનાં તમામ જીવો એ પરમપિતા પરમાત્માના પુત્રો છે. આથી જે ભેદદૃષ્ટિ છે તે અજ્ઞાનજન્ય છે એ આત્માનો ઘાત કરનારી છે. ઉંધી દોરનારી છે. સૌનામાં એકજ પરમાત્મા છે. ઘટઘટમાં એકજ, ચેતન શક્તિ તે તે રૂપે ચમકી રહી છે. આ જીવની આપણને જે અનંત સંખ્યા દેખાય છે તે માયાનો મહિમા છે. આ જીવાત્મા રૂપે પરમાત્માજ જડ પ્રકૃતિરૂપી દેહની અંદર ઘૂસ્યા છે. અને પોતાની શક્તિ દ્વારા દેહમાત્રને ટકાવી રહ્યા છે. આ પરાશક્તિ જગતની જડશક્તિનો આધાર છે. એના વિના પેલી જડ શક્તિ નકામી ઠરે આ જીવરૂપી પરાશક્તિ ભૂતભૌતિક વસ્તુમાત્રને ધારણ કરે છે. એટલે કે અંદર પ્રવેશીને પોતાના કર્મદ્વારા તેને–જડશક્તિને પોષે છે જો ચેતનશક્તિ ન હોય તો જડજગત કુગાઇ જાય કોહી જાય–ગંધાઈ ઉઠે ! આ અંતરાત્મા પુરૂષ વડેજ જગતની ઉત્પત્તિ, ધારણ, પોષણ, રક્ષા, થઇ રહી છે. સ્થાવરજંગમ, જગતને ધારણ કરી રાખનારી અંતરાત્મા જીવાત્મારૂપી પરમાત્માની બીજી શક્તિ છે. અર્થાત્ જીવ માત્ર એ પરમાત્માનોજ અંશ છે. તે તે અનંત પ્રકૃતિમાં પરમાત્માનું અનંત રૂપે ચેતન વ્હેંચાયેલું દેખાય છે. આ જડચેતનનો મેળો એટલે જગત. એક પરમાત્માજ કોઈ ઠેકાણે જડ તો કોઇ ઠેકાણે ચેતન બની જાતેજ જોઈ રહ્યા. જાતેજ બંધાય છે. જાતેજ છૂટે છે. જડચેતન સ્વરૂપે પરમાત્માજ આ બધી, ઉથલપાથલ–ન સમજાય એવી અદ્ભુત અગાધ અનંત, ગડમથલ થઈ રહી છે. જોનારો તે છે. જોવાનું પણ તેજ છે–આવી નિશ્ચલ એકતાની બુદ્ધિ થવી ઘટે. જીવાત્મા, જગત્ અને પરમાત્મા એ ત્રણ વસ્તુજ નથી. એકજ પરમપિતા જીવાત્મા અને જગતરૂપે આપણને ભિન્ન ભાસે છે. કેમ ભાસે છે. શાને માટે આવું છે–ક્યારથી આવું છે–વગેરે તર્કો અસ્થાને છે–ભલા! માણસ પોતાની ઇચ્છામાં આવે તેજ કરે છે તો જે સર્વતંત્રસ્વતંત્ર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે તેની ઇચ્છાને પ્રશ્ન પૂછવા એ દુષ્ટતા છે. આવું કેમ એ પ્રશ્નજ દુષ્ટ છે. આવુંજ હોય શકે માટે આ છે એવો એનો વધારેમાં વધારે જવાબ આપી શકે. બાકી એક ગૂઢ શક્તિ–સર્વજ્ઞ સર્વશક્તિમાન સર્વભૂતસુહૃદ્ કર્તુંઅકર્તુંઅન્યથાકર્તુંસમર્થની સર્વરૂપે ઇચ્છા રમી રહી

છે ! અને પરમાત્માની ઇચ્છા એ પરમાત્માનીજ એને આપણા જેવા અલ્પ મતિ શું સમજી શકે ! આપણે માટે જે સમજવાનું છે તે આ છે કે આ સઘળી વિવિધતા એ એકજ પરમાત્માની શક્તિનો જુદે જુદે રૂપે આવિર્ભાવ છે ભેદ દેખાય છે તે અજ્ઞાનનો ન સમજાવી શકાય એવો મહિમા છે છતા એ ભેદમા પણ અભેદ જોઇ શકાય છે અનુભવી શકાય છે-એ જ્ઞાનનો અજ્ઞાન કરતા એ અદ્ભુત મહિમા છે આ સમજ દરેકને થઇ શકે એવી આ વિશ્વરચના છે આથી સાધક પરમશુધ્ધ હૃદયી થઇ આ એકત્વની મતિ સંપાદિત કરવા પ્રયત્ન કરવો જોઇએ આ શ્લોકમા અને આગના શ્લોકમા પરમાત્માનું જે ભવ્ય દર્શન છે તે જલદી જલદી પચી જાય એવું નથી એ પચતાં પહેલા તો માયા જીવને હલાવી કાઢે છે અને છેવટે જીવ જ્યારે પ્રયત્નની પરાકાષ્ઠાએ-પરમપવિત્ર હૃદયભૂમિકાએ પહોંચે છે ત્યારે ઇશ્વરકૃપાથી તેને આ અદ્વૈત દર્શન-નિરોધ મત્યક્ષ થાય છે ॥ ૫ ॥

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

આ બે ( પરા અપરા ) પ્રકૃતિરૂપ કારણવાળા બધા પ્રાણીઓ છે એમ તું નિર્ધાર હું આખા જગતનો ઉત્પાદક તેમજ પ્રલય કર્તા છું ॥ ૬ ॥

આમ અપરા અને પરા પ્રકૃતિ એટલે જડ અને ચેતન શક્તિ સ્થળ જડશક્તિ અપરા છે તેનાથી સૂક્ષ્મ શક્તિ તે ચેતન છે ચેતન જડમા પૂરી જડને ધારણ કરી રાખે છે આ જડચેતન એટલે પરમાત્માનો સચ્ચિદંશ આમ પરમાત્મા કે જે આનન્દરૂપ છે, તેમનો સદંશ જડ તરીકે દેખાય છે અને સચ્ચિદંશ જીવ તરીકે છે આ બેનેજ શાસ્ત્રકારો ભોક્તા અને ભોગ્ય જડ અને ચેતન-દ્રષ્ટા અને દૃશ્ય વગેરે અનેક નામોથી પોકારે છે આ બન્ને ભગવાનની પ્રકૃતિ છે અને પ્રકૃતિ એટલે શક્તિ શક્તિ અને શક્તિવાળા જુદા નથી આથી શક્તિદ્વારા શક્તિમાન પોતે ચોમેર સ્ફુરિત થએલા છે એમ બતાવે છે ભગવાન કહે છે કે હે અર્જુન ! આ બે શક્તિરૂપી કારણવાળા તમામ ભૂતો છે એમ તું નિશ્ચય કર હું આખા જગતનો પ્રભવ અને પ્રલય છું અર્થાત્ હે અર્જુન ! બ્રહ્માથી માંડી સ્તંબ પર્યંતના તમામ પ્રાણીઓ આ પરા અને અપરા શક્તિના સયોગથી જન્મે

ભાવિ અને વર્તમાન–પ્રાણીમાત્ર પરા અને અપરા શક્તિરૂપી યોનિવાળાં છે.. અર્થાત્ તમામ જગતનું કારણ મારી આ બે પ્રકૃતિઓ છે એમ તું નિશ્ચિત કર. એટલે કે આ બેજ વિશ્વરૂપે વર્તી રહેલાં છે એમ તું સમજ. પ્રાણીમાત્રમાં–વસ્તુમાત્રમાં ભગવાનની પરા અને અપરા શક્તિ વિહાર કરી રહી છે એવી નિતરી સમજ મેળવવાને માટે અર્જુનને ભગવાન અહીં પ્રેરે છે. એજ જ્ઞાન છે. બીજું જ્ઞાનથી જુદું અજ્ઞાન છે. આમ આ પરાપર પ્રકૃતિથી ભૂતમાત્રની ઉત્પત્તિ બતાવી. હવે તેમાંથીજ ફળતું વિધાન કરે છે કે હે અર્જુન! આ બન્ને મારી પ્રકૃતિ છે. તેમાં અપરા પ્રકૃતિ શરીર ઇન્દ્રિય વિષયરૂપે પરિણમી ભૂતયોનિ બને છે. અને પરાપ્રકૃતિ જીવાત્મારૂપે હોઇને ધારણ પોષણ વગેરે કર્મદ્વારા ભૂતયોનિ છે, આ બન્ને મારી હોઇને હુંજ સમસ્ત જગતનો ઉત્પાદક અને સંહારકર છું. મારી હોઇને મારાથી જુદી નહિ એવી આ મારી શક્તિઓનું જગત, એ મારૂં જગત છે. -અર્થાત્ ચરાચર જગતની ઉત્પત્તિનું કારણ અને લયનું કારણ હું છું, એમ તું જાણ. અર્થાત્ પરમાત્મા આ જગતનું ઉત્પત્તિ સ્થિતિ લયનું કારણ છે એમ સમજ. જે આ સમજ્યો તે જીવનમાં ઘણું સમજી ગયો. તેને અસ્તિનું રહસ્યજ સમજાઇ જાય. અને તેનુ અજ્ઞાન પણ ઉડી જાય. આ જગતનો કર્તા છે અને તે પરમાત્મા છે એવી વિના ક્લેશની સમજ આવતાં તો માણસ ધન્ય થઇ જાય છે. ॥ ૬ ॥

> मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
> मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

હે ધનંજય! મ્હારાથી વધારે પર બીજું કાંઇપણ નથી. આ બધું સૂત્રમાં મણિના સમુદાયોની માફક મારામાં પરોવાયેલું છે. ॥ ૭ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાન પોતે ચરાચર જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ છે એમ બતાવ્યું. જેનાથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ જેનામાં પ્રાણીમાત્રની સ્થિતિ અને જેમાં પ્રાણીમાત્રનો લય તે પરમાત્મા આવો સ્પષ્ટ અર્થ અહીં સૂચિત છે. અને આમ પરમાત્માને લગતો સૌથી ગંભીર, સૌથી ભવ્ય સૌથી મહાન વિચાર અહીં ભગવાને બતાવ્યો છે. આટલુંજ માણસે સમજવાનું છે. જે સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેનું રહસ્ય સમજી ગયો તે પરમાત્માને સેવ્યા શિવાય

રહી શકશેજ નહિ. કેમકે પરમાત્મા તેને પોતાનો આત્મા છે એમ સમજાશે. અને પોતાના આત્મારૂપ પરમાત્માને તે કદી અવમાની ન શકે. આજ્ઞા શિવાય રહી ન શકે. તે વિશ્વકુટુંબી થયા વિના રહીજ ન શકે. આખા વિશ્વમાં તેને આત્મીયભાવ લાગ્યા વિના ન રહે! કેમકે તેને હવે જણાયું કે આખી સૃષ્ટિ એ પરમાત્માનીજ પુત્રી છે. પરમાત્મા એ સૌના એક પિતા છે. અને આપણે બધાં તે પરમપિતાનો પરિવાર છીએ. આમ જે ભગવાનને સૌની ઉત્પત્તિ વગેરેનું પરમ કારણ તરીકે જાણે છે તે વિશ્વને કુટુંબવત્ સમજીને વર્તશે. આ મહાન વિચારના ગર્ભમાં અનેક ઉદાત્ત વિચારો છુપાયા છે. તેને વિસ્તારથી વર્ણવતાં પાર ન આવે. આટલું અહીં સમજવાનું કે જેને પરમાત્મા જગતની ઉત્પત્તિ સ્થિતિ ભગતુ કારણ છે એમ સમજાય તે જીવનમાં 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવનામાં સસિદ્ધ બનશે. ભગવાન સૌનો પિતા છે એ સમજનું વિશ્વપ્રેમ એજ સીધું પરિણામ આવે. ભગવાનની અસ્તિનું રહસ્ય સમજ્યો છે કે નહિ તેને જાણવાની આ એકજ ચાવી છે! આથી આગલા શ્લોકની સમજનું જીવનમાં ઉપર બતાવ્યું તે પરિણામ આવશે. જેને આ પરિણામ આત્મસંવેદ્ય થયુ છે, તે આ શ્લોકનો સાચો અર્થ સમજ્યો છે એમ ગણાય. સર્વાત્મભાવ–સૌમા પોતાપણાનો અનિવાર્યભાવ થવો એજ ઇશ્વરને લગતી સમજનું પ્રત્યક્ષફળ છે. તો આમ પરાપર પ્રકૃતિદ્વાર ઇશ્વર સકળસૃષ્ટિની રચના કરે છે એ સમજ સર્વભૂતાત્મભૂતાત્મભાવમાં પરિણમશે. હવે એક બીજો પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે. પરમાત્મા જેમ પરાપર પ્રકૃતિથી પર છે તેમ પરમાત્માથી પર કોઈ હોઈ શકે કે નહિ? અર્થાત્ પરમાત્માનુ કોઇ કારણ હશે કે નહિ? આ પ્રશ્ન સ્વાભાવિક છે. કેમકે બુદ્ધિની ગતિ નિરકુશ છે. અને બુદ્ધિથીજ તે સાંકુશ બને છે. આથી કારણ પરપરાની પ્રતિષ્ઠા–છેવટની હદ કયાં છે તે જાણવુ રહ્યું. કેમકે જો પરમાત્મા કરતાં પણ આગળ પરમાત્માને પણ જન્માવનાર કારણ હોય તો તે કારણને જાણવામાંજ જીવની શાન્તિ છે. જ્યાંસુધી માણસને ખાત્રી ન થાય કે પરમાત્માજ છેવટની ગતિ છે ત્યાંસુધી તેને ધ્યેય વિષે છેવટની સમજ ન પડે.. આથી ભગવાન અહીં સાધકને નિ:શંક કરવા કહે છે કે હે અર્જુન! મારાથી કાંઈપણ પત્તર નથી. સૂત્રમાં મણકાઓની પેરે મારામાં આ બધુ ઓતપ્રોત છે. અર્થાત્ હે અર્જુન! જેમ પ્રકૃતિ અને પુરુષ–પરા અને અપરા પ્રકૃતિથી પર તેમના પણ કારણરૂપ હુ છું તે મારાથી પર મારા પણ કારણરૂપ બીજું કશું નથી. હુંજ સૌથી પર છું. મારાથી ભિન્ન બધું મારું કાર્ય છે. અને તેથી હુંજ

કારણરૂપ સૌથી પર છુ આમ ચરાચર જગતનુ હુ કારણ હોઇને અને સૌના અંતરાત્મા હુ હોવાથી આ બધુ-જડચેતનાત્મક સમસ્ત જગત મારામા ગૂંથાઈ રહેલુ છે કોઇપણ પદાર્થ એવો નથી કે હે અર્જુન! જે મારા આધાર શિવાય ટકે જેમ નાના પ્રકારના અને માપના અનેક મણકાઓ સૂતરમા પરોવાયેલા હોઇને સૂતરના આધારે ધારણ થઇ રહેલા હોય છે તેમ આ વિચિત્ર પ્રકારની અને વિવિધ પરિણામની સ્થાવર-જંગમ સૃષ્ટિ મારામા પરોવાયેલી છે મારે આધારે ટકી રહેલી છે માળાના મણકાઓ સૂતર વિના વેરાઇ જાય અને વિખેરાઇ જાય સૃષ્ટિમાળાના તમામ મણકાઓ હુ જો ન હોઉ-હુ મારો આધાર જો ખેંચી લઉ તો વિખરાઈ જાય-વેરાઈ જાય નાશ પામી જાય! આથી જેમ આખીએ સૃષ્ટિનુ ઉત્પત્તિ તથા લયનુ હું કારણ છુ, તેમ સૃષ્ટિની સ્થિતિનુ પણ હુજ કારણ છુ, હે અર્જુન! આખુ ચરાચર જગત મારામાથી ઉપજે છે મારામા રહે છે મારામાં અસ્ત થાય છે જેનામાથી ઉત્પત્તિ જેમા સ્થિતિ અને જેમાં અતે પ્રવેશ-તેજ પરમ કારણ હોઈ શકે એવુ કારણવાદીનુ છેવટનુ પ્રમાણ છે આથી હે પ્રિય અર્જુન! મારાથી પર કોઇ નથી કોઇ હોઇ શક્તુ નથી પરની કાષ્ઠાજ હું છુ આમ અહીં પરમાત્મા મંત્રરૂપે હોઈ સૃષ્ટિના તમામ જડચેતન વિચિત્ર વર્ણ અને પરિમાણના મણકાઓને ધારી રહ્યા છે એમ કહ્યુ આમ પરમાત્મા સર્વજ્ઞ સર્વશક્તિમાન કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ-સર્વપ્રાણ-સર્વભૂતાન્તરાત્મા-સર્વનિયન્તા-સર્વસાક્ષી-વિશ્વપ્રેમી અને વિશ્વભર અને વિશ્વકુટુબી છે, એમ પરમાત્મા કહેવા ચાહે છે. જેને આ વિચાર-રસાયન હૈયામા ઠરે-પચે તે જરામરણથી જન્મનારા ભયથી પર થાય! દુનિયામા સૌથી ભવ્ય-સૌથી સુંદર-સૌથી મહાન-સૌથી રમણીય-સૌથી શાન્તિદાયક જો કોઇપણ વિચાર હોય તો તે "પરમાત્મા છે-સૃષ્ટિના ઉત્પાદક પોષક અને સહારક છે" આ છે આ એક વિચારની સાચી સમજમા સમસ્ત વેદાન્ત-સમસ્ત શાસ્ત્રો-સમસ્ત વ્યવહાર-તમામ મુઝવણો ખતમ થાય છે! આ જેને સમજાય તે શ્રધ્ધાળુ છે તે ઉદાર બુદ્ધિ છે-તે મહામના છે તે મહાયોગી છે ઇશ્વરની કરૂણા શિવાય અને અનત પુણ્યના ઉદય શિવાય "जन्माद्यस्ययतः" વિચાર તેના તમામ ધ્વનિ સહિત હૃદયમા ઠરે એમ નથી ॥ ૭ ॥

रसोऽहमप्सु कौंतेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

હે કુન્તીપુત્ર! પાણીમાં હું રસ છું. ચન્દ્રસૂર્યમાં પ્રભા છું. બધાં વેદોમાં ૐ છું. આકાશમાં શબ્દ છું. નરોમાં હું ઉદ્યોગ છું. ॥ ૮ ॥

આમ આગલા શ્લોકમાં પરમાત્માએ પોતે કારણોનું પણ કારણ છે, અંતર્યામિ છે એમ સમજાવ્યું. હવે જેને-પરમાત્માજ પ્રકૃતિ અને પુરુષરુપે સચરાચર જગતના રૂપમાં વર્તી રહ્યા છે એટલે કે આ સૃષ્ટિના ઉત્પત્તિ સ્થિતિ ભંગનું કારણ પરમાત્માજ છે એમ જેને સમજાયું તે જીવનકાળે અંતરમાં ભગવાનને કયા કયા રૂપે સમજે છે-અને તેની આંતરસમજ કેવી હોય છે તે સમજાવતાં ભગવાન અર્જુનને સંક્ષેપમાં પોતાનો વિભૂતિયોગ બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! પાણીમાં હું રસ છું, ચંદ્ર અને સૂર્યમાં હું પ્રભા છું, સર્વ વેદોમાં હું પ્રણવ છું, આકાશમાં હું શબ્દ છું, પુરુષોમાં હું ઉદ્યોગ છું. અર્થાત્ હે અર્જુન! જેને એમ સમજાયું કે વસ્તુમાત્રમાં પરમપિતાની અસ્તિ છે. તેની ઇચ્છા છે-તેનીજ શક્તિ છે-તેની દૃષ્ટિમાં ક્યો ફેર પડશે તે સમજી લે. તેની જ્યાં જ્યાં નજર પડશે ત્યાં ત્યાં મારી યાદી તેને ભરેલી લાગશે. પાણીમાં તે મને જોશે. પાણી તેને માટે પાણી હોવા છતાં પાણી ઉપરાંત તેને કંઇ તેમાં વધુ સમજાશે. પાણીમાં જે રસ છે-પાણીનું જે પાણીપણું છે તે મારું છે એમ તે હૃદયથી અનુભવશે. અર્થાત્ પાણીમાં મને તે રસરૂપે તે પ્રતિષ્ઠિત જોશે. અત્યારસુધી પાણીમાં તે પાણીજ જોતો હતો. હવે તે પાણીના અંતર્ગતમાં-અંતર્યામિરૂપે મને જોશે. તેજ મુજબ ચંદ્ર અને સૂર્યમાં જે પ્રકાશ છે તે પ્રકાશરૂપે હુંજ-સર્વનો અંતર્યામિ પરમાત્માજ તેમાં છૂપાયેલો છું એમ સમજશે. સૂર્ય પ્રકાશદ્વારા સ્થાવરજંગમનું હું પોષણ કરી રહ્યો છું, ચન્દ્ર પ્રકાશરૂપે સર્વે ઔષધિઓનો હું પ્રાણ પોષી રહ્યો છું એમ અનુભવશે. અર્થાત્ સૂર્ય અને ચન્દ્રમાં તેને પ્રકાશરૂપે મારી અસ્તિનો આવિર્ભાવ સમજાશે. વેદોમાં તે વેદોના સારરૂપ પ્રણવરૂપે મને જોશે. પ્રણવ એટલે ૐકાર. ૐકાર પરમાત્માનું નામ છે. અર્થાત્ વેદોના વિસ્તારમાં તે ૐકારનીજ વ્યાખ્યા ભરી છે એમ જોશે. ૐકાર-પરમાત્માનું નામ- એ નામ ઉપરજ વેદો એ વિવિધ ભાષ્યો છે-સૌમાં ૐકારની ઓળખ શિવાય બીજું કશું નથી એમ અનુભવશે. અર્થાત્ તે વેદો પાસે પહોંચશે અને ભમરો જેમ અનેક પુષ્પોના સારરૂપ મધને લઈને પાછો ફરશે તેમ તે વેદોના સારરૂપ

ૐકારને પકડશે. ૐ નામ છે, નામી પરમાત્મા છે. નામને પકડનાર નામીને લેનોજ આવે છે. નામ અને નામી જુદાં તો નથી! તે આકાશમાં કારણરૂપ શબ્દતન્માત્ર હું છું તે જોશે. અર્થાત્ તમામ શબ્દોમાં તે ઈશ્વરીય તાકાત જોશે. શબ્દમાત્ર પ્રભુનાજ વાચક છે. કેમકે પદાર્થમાત્ર પ્રભુનાંજ સ્વરૂપ છે. અને શબ્દમાત્ર પદાર્થવાચક છે આમ શબ્દમાત્રમાં તેને પરમાત્માનાંજ અનન્ત રૂપોની અનન્ત વાચકતા જણાશે. તે ઉપરાંત પુરુષોમાં જે પૌરુષ છે–મરદાનગી છે–ઉદ્યોગ છે, તે ઉદ્યોગ પણ પરમાત્માનુંજ સ્વરૂપ છે. પ્રાણીમાત્રમાં રહેલી જે ક્રિયા શકિત તે પરમાત્માનુજ સ્વરૂપ છે, એમ તે અનુભવશે. અર્થાત્ પુરુષોમા પરમાત્મા ઉદ્યોગરૂપે વસેલા તેને માલમ પડશે. ॥ ૮ ॥

**पुण्यो गंध· पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

તથા પૃથિવીમાં હું અવિકૃત ગન્ધ છું. તથા અગ્નિમાં હું તેજ છું. સર્વભૂતોમાં હું જીવન છું. તથા તપસ્વિઓમાં હું તપ છું. ॥ ૯ ॥

તે શિવાય હે અર્જુન! પૃથ્વીમાં હુ પુણ્યગધ છુ. અને અગ્નિમાં હું તેજ છું. સર્વભૂતોમા હું જીવનરૂપ છે. અને તપસ્વીઓમાં તપરૂપે હું છું. અર્થાત્ પૃથ્વીની અંદર જે અવિકૃત ગધ છે તે ગંધરૂપી ગુણ પરમાત્મા છે. પરમાત્માએ આપેલુજ કોઇનામાં કંઈ આવી શકે! આમ પૃથ્વીમાં હુ પવિત્ર વિશુધ્ધ–ગધરૂપે વસું છું. અને વિભાવસુ– અગ્નિમાં હુ તેજરૂપ છે. અગ્નિની જે દાહકશકિત એ દાહકશક્તિ હું છું. પરમાત્મા જો ટળી જાય તો એગ્નિનુ અગ્નિપણું ચાલ્યું જાય. તે ઉપરાંત હે અર્જુન! હું સર્વભૂતોમાં જીવનરૂપ છું; પ્રાણીઓના પ્રાણરૂપ હું છુ. અર્થાત્ જેને પરમાત્માને લગતું સાચું જ્ઞાન થયુ તે પ્રાણીમાત્રમાં જે જીવન છે તે જીવનરૂપ પરમાત્મા છે એમ સમજશે અને આથી જીવનમાત્રને સત્કારશે કોઇપણ જીવને તે ઉંચનીચ નહીં - માને. ભગવાનની અનવગાહ્ય ઈચ્છા તે સમજી શકે છે. મચ્છરમાં મચ્છરરૂપે અને બ્રહ્મામાં બ્રહ્મારૂપે પરમાત્માજ શ્વાસોચ્છ્વાસ લઇ રહ્યા છે. મચ્છર ક્ષુદ્ર નથી. બ્રહ્મા મહાન નથી બ્રહ્મા જેટલા મહાન છે તેટલોજ મહાન ઈશ્વિરને સમજનારને માટે મચ્છર પણ હશેજ. તેની દૃષ્ટિમાં જીવનમાત્ર પ્રભુની અદ્‌ભુત બક્ષીસ છે. આથી તે કોઈ જીવનની ઘૃણા નહી કરે. અલમસ્ત વિવેક વાપ-

રશે-પણ મત્સરગ્રસ્ત નં થશે. આમ ભગવાન જીવનરૂપે પ્રાણીમાત્રમાં વર્તી રહ્યા છે. કોઇપણ દેશ-કોઇપણ કાળ અને કોઇપણ પ્રાણીનું જીવન ભગવાનનું સ્વરૂપ છે. આ ઉપરાંત ભગવાન તપસ્વીઓમાં તપરૂપ છે. અર્થાત્ જાતિદેશ અને આત્માના કલ્યાણને ખાતર દુઃખેનું સહન એટલે તપ છે. જાતિ દેશ અને આત્માના કલ્યાણને ખાતર જે માણસ શીતોષ્ણાદિ દુઃખોને સહન કરે છે તે સહન કરવાની શક્તિરૂપ પરમાત્મા છે. અર્થાત્ જ્યાં જ્યાં તિતિક્ષા ત્યાં ત્યાં પરમાત્માજ તિતિક્ષારૂપે દેખા દે છે એમ ભક્તને સમજાય છે. ॥૯॥

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

હે પાર્થ ! બધાં પ્રાણીઓનું નિત્યબીજ મને જાણ. હું બુધ્ધિમાનોની બુધ્ધિ છું. તેજસ્વીઓનું તેજ છું. ॥ ૧૦ ॥

વળી હે અર્જુન ! મને તુ સ્થાવરજંગમ સર્વભૂતોનું સનાતન બીજ જાણ. હું બુદ્ધિમાનોની બુધ્ધિ છું. હું તેજીઓનું તેજ છું, અર્થાત્ હે અર્જુન ! પ્રાણીમાત્રમાં સજાતીય કાર્ય ઉપજાવવાની જે શકિત છે તે શકિત હું છુ. અર્થાત્ મનુષ્ય પ્રાણીમાં પોતાના જેવાજ મનુષ્યોને ઉપજાવવાનું જે સનાતન અવિનશ્વર બીજ છે તે બીજ હું છું. એટલે કે પ્રત્યેક પ્રાણીમાં પોતાના જેવાંજ બીજાં પ્રાણીના દેહને જન્માવનારી જે વીર્યશકિત તે હું છુ. અર્થાત્ પ્રાણીમાત્રમાં રહેલી જે સનાતન સજાતીય કાર્ય જનનશકિત તે હું છું. આમ પ્રાણીમાત્રની ઉત્પત્તિનું બીજ પરમાત્મા પોતે છે. આથી પ્રત્યેકમાં પરમાત્માનોજ અંશ છે. દરેક પ્રાણી ઇશ્વરેચ્છાથી જન્મે છે. તે ઉપરાંત હે અર્જુન ! દુનિયામાં જે બુદ્ધિશાળી માનવો છે તેમની તેમની બુદ્ધિ હું છું. અર્થાત્ બુધ્ધિશાળીઓમાં હું બુધ્ધિરૂપે ચમકી રહ્યો છું. બુધ્ધિ એટલે સત્ય-અસત્યની નિર્ણાયક શકિત. આ શકિત પરમાત્મા છે. એટલે કે દરેકનામાં જે જે તત્ત્વ અતત્ત્વનો નિર્ણય કરવાની ઓછીવત્તી શકિત છે-સમજ છે, તે સમજશકિત પણ પરમાત્માજ છે. એ ઉપરાંત તેજસ્વીઓનુ હું તેજ છું. તેજનો અર્થ અહીં ચામડીની ચમક કરવાનો નથી. તેજ એટલે ઓજસ્. કેટલાક માણસોમાં કુદરતી અજબ ઓજસ્ હોય છે. આપણે તેને વ્યકિતત્ત્વના નામથી ઓળખીએ છીએ. જેને જોતાંજ આપણે દબાઇએ અને જે કોઇથી ન દબાય એવી સામાને આંજી નાંખનારી,

કોઇ બીજાથી કદી ન-અંજાનારી કોઇ આંતરશક્તિ છે તેને તેજ કહેવામાં આવે છે. આ તેજ એ ભગવદંશ છે. ભગવત્સ્વરૂપ છે. ॥ ૧૦ ॥

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

હે ભરતકુલશ્રેષ્ઠ! બલવાનોનું વિષયતૃષ્ણારહિત બલ હું છું. પ્રાણીઓમાં ધર્મને અનુકૂલ અભિલાષ હું છું. ॥ ૧૧ ॥

વળી હે અર્જુન! હુ બળવાનોનુ વિષયતૃષ્ણારહિત બળ છુ. અને હે કૌંતેય! ધર્મને અનુકૂલ એવી પ્રાણીમાત્રમાં હું ઇચ્છા છું. અર્થાત્ હે અર્જુન! બળવાનોમાં જે બળ છે તે હુ છુ. પણ તે બળ કયુ? પાશવ બળરૂપે તુ મને ન સમજી લેતો. યદ્યપિ પાશવબળ પણ મારૂંજ છે છતાં શ્રેયાર્થી એવા તારે માટે તે સમજવું નિષ્પ્રયોજન છે આથી ભગવાન બળને વિશેષણથી વિશિષ્ટ કરે છે. હું બળવાનોનું કામરાગરહિત બળ છુ. કામરાગવાળુ બળ નથી. કામ એટલે વિષય. રાગ એટલે તૃષ્ણા. વિષયોની તૃષ્ણા રહિત-વિષયોના આકર્ષણથી ન જન્મનારૂં-વિષયોના ખેંચાણને લીધે ન પેદા થયેલું એવું અર્થાત્ વિષયતૃષ્ણાથી ન પ્રેરાયેલું-વિષયની તરસને લીધે પ્રયોગમાં ન આવેલું એવુ જે વિશુધ્ધ-નૈસર્ગિક વીર્ય તે વીર્ય હુ છું. અર્થાત્ હે અર્જુન! જે બળની પાછળ વિષયની તૃષ્ણાનો ગોદો નથી, જે વિષયને લગતી તરસથી અસ્પૃષ્ટ છે, એવુ વિરાગી બળ-નિષ્કામ બળ તે બળ હું છુ. આવું બળ સ્વધર્મના નિષ્કામ અનુષ્ઠાનમાં હોય છે. આવું સ્વકર્મને કર્તવ્ય તરીકે કરવાનું જે સામર્થ્ય તે સામર્થ્ય મારૂ સ્વરૂપ છે. તે ઉપરાંત હે અર્જુન! પ્રાણીઓમાં ધર્મને અનુકૂલ એવો જે કામ છે, તે પણ હું છું. અર્થાત્ પ્રાણીમાત્રની અંદર પત્ની-પુત્ર-પશુ-ધન વગેરેને લગતી ઇચ્છા હોય છે. એ ઇચ્છા જ્યાંસુધી ધર્મની સીમાની અંદર હોય છે. ધર્મ સીમાને ઓળંગીને જતી નથી ત્યાંસુધી તે ઇચ્છા એ ભગવાનનું સ્વરૂપ છે. એટલે કે ધર્મ સીમાને ઓળંગી જનારી ઇચ્છા એ રાક્ષસી છે. મનુષ્યની અવનતિ કરાવનારી છે. બાકી સામાન્ય રીતે એક સમજુ ગૃહસ્થની અંદર ધર્મને અનુકૂલ કામના રહે એ અનિષ્ટ નથી. ધર્મને અનુકૂલ ઇચ્છા એ ભગવદીય છે. ધર્મ કહે કે માણસે એકપત્નીવ્રતી થવું જોઇએ. પોતાની પત્નીમાંજ તેને વફાદાર પ્રેમ હોવો જોઇએ. તો જે

માણસ આ શાસ્ત્રવચનને અનુકૂલ વર્તે છે, પોતાની પત્નીમા સતુષ્ટ રહે છે અને તેને વફાદાર રહે છે, પરસ્ત્રીનો માનસસ્પર્શ પણ કરતો નથી તે પોતાની પત્ની સાથે સસારમા રહેતો છતા તેની સાથે વિહિત માસાઙિક ભોગો ભોગવતો છતા તે પતિત થતો નથી આમ પત્નીને લગતી આવી શુભેચ્છા એ ખોટી નથી તેજ મુજબ જે માણુસ રૂપવાન, ગુણવાન બુદ્ધિમાન પુત્ર મારે હો એવી ઇચ્છાથી સમાગ ધર્મ પાળે છે અને પોતાની સ્ત્રી સાથે ગ્રામ્યધર્મને આધીન થાય છે એટલે કે પ્રજાર્થેજ બ્રહ્મચર્ય ભગ કરે છે, નહિ કે ભોગ ભોગવવા માટે-વિષયરસને માણવા માટે-તે માણુસની આ ઇચ્છા એ ભગવદીય ઇચ્છા છે. આવી રીતે જે જે ઇચ્છાઓ ધર્મગીમાની અદર છે તે તે ઇચ્છાઓ સ્વાભાવિક રીતે સામાન્ય માનવ માટે ખોટી નથી પોતાની ઇચ્છા ધર્માનુકૂલ છે કે નહિ એટલી ચિન્તા દરેક કરવી ઘટે કેમકે જે એ ઇચ્છા ધર્મ વિરુદ્ધ હોય તો તે પાપરૂપ છે અને પાપને મનન્યો એ તો સાપને ખોળામા રાખીને સુવા બરાબર છે આથી પ્રાણીમાત્રમા જે જે ધાર્મિકસૃષ્ટિના મકાણુને ધારણ કરી નભે-પોષે અને ઉત્તરોત્તર સૃષ્ટિને સમૃદ્ધ કરે એવી જે ઇચ્છા છે તે ભગવાનનુ સ્વરૂપ છે એની સામે ભગવાનનો વિગ્રહ નથી તો પછી માણસનો શાને હોય? વિશિષ્ટ અધિકારીઓની વાત જુદી છે અહીં તો સામાન્ય માનવજાતને સન્માર્ગે ચલાવવાની-દોરવાની ભગવાનની કાળજી દેખાઇ આવે છે જે વિશિષ્ટ અધિકારીઓ હશે તેને તો પોતાની લાયકાત મુજબ કર્તવ્યનો ખ્યાલ આવી જશે ॥ ૧૧ ॥

> ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
> मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

તથા નિશ્ચય જે સાત્વિક રાજસ તથા જે તામસ પદાર્થો છે તેમને તુ મારમાથીજ જાણુ હુ તેઓમા નથી તેઓ મારામા છે ॥ ૧૨ ॥

સાત્વિક, રાજસ–તામસ પદાર્થો મારામાંથીજ ઉપજેલા છે એ રહસ્યને તુ જાણ મારા શિવાય સૃષ્ટિનું અસ્તિત્વજ નથી હે અર્જુન! સ્થાવરજંગમ પદાર્થમાત્રનુ ઉત્પત્તિ સ્થિતિ લયનુ, હું સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પરમાત્માજ કારણ છું. મારા શિવાય કોઈ એવું કારણ નથી. નથી હોઈ પણ શકતુ. આથી હું સચ્ચિદાનંદ મૂર્તિ પરમાત્માજ આ સાત્વિક, રાજસ, તામસ, સ્થાવરજંગમ પદાર્થમાત્રનુ કારણ છુ લોકોને આ વાત જલદી સમજાતી નથી. આ વિચાર એટલો તો વિશાળ છે કે એની વિશાળતાજ માણસની પામરતાને દર્શાવી છે, અને જેનુ સત્વ વિશુધ્ધ નથી તેને આ વાત સમજાતીજ નથી. પરમાત્માજ સૃષ્ટિની, ઉ૫તિ–સ્થિતિ–લયની લગામ પોતાના હાથમાં રાખી કયાંક સાત્વિક જડચેતન પદાર્થો તો કયાંક રાજસ પદાર્થો તો કયાંક તામસ પદાર્થોદ્વારા રમી રહ્યા છે! બાળક જેમ પિતાની મહત્તાનો આંક મૂકી શકતો નથી તેમ માનવબાળક પણ પરમપિતાની અદ્‌ભુત શક્તિનો આંક મૂકી શકતો નથી. નથી સમજાતું માટે નથી એતો પોતાની મર્યાદાનો સ્વીકારમાત્ર છે. આથી ભગવાન અહીં કહે છે કે હે અર્જુન! હું પરમપિતા પરમાત્માજ આ સૃષ્ટિના તમામ ભાવોનો ઉત્પાદક, પોષક અને સંહારક છુ એમ તું જાણ આટલુ કહીને ભગવાન કહે છે કે હુ તેઓમાં નથી. તેઓ મારામાં છે. 'તેઓમા' અને 'મારામા' આ બે શબ્દો સાતમી વિભક્તિમાં છે અને અહીં સાતમી વિભક્તિ આધારના અર્થમાં છે હુ તેઓમાં નથી એટલે કે હુ પરમાત્મા આ જડચેતન સાત્વિક રાજસ તામસ પદાર્થોને આધારે નથી. અર્થાત્ આ સૃષ્ટિ છે તો હુ છુ એમ નથી. આ સૃષ્ટિ મારા· અસ્તિત્વને સાબીત કરે છે એમ નથી. સૃષ્ટિ ભલે અનુમાન કરી, મારી અસ્તિના નિશ્ચયમાં સહાયક બને, પરતુ સૃષ્ટિને પરાધીન એવું મારૂં અસ્તિ નથી. અર્થાત્ સૃષ્ટિ ટળી જાય તેથી મારૂં અસ્તિત્વ ટળી જાય એમ નથી હુ સ્વતસિદ્ધ છું. પરતઃસિધ્ધ નથી. અર્થાત્ સૃષ્ટિ હો અગર ન હો પરમાત્મા છે. આથી પરમાત્માનું અસ્તિત્વ સનાતન છે કોઈને આધારે નથી. આમ '**नत्वहंतेषु**' આટલા ટૂંકા શબ્દગુચ્છમાં ભગવાન અહીં એક અતિ ગૂઢ વિચાર બતાવી દે છે. આપણે જે માનીએ છીએ તે જરા ઉંધુ માનીએ છે. સૃષ્ટિ છે તો પરમાત્મા છે કેમકે સૃષ્ટિ એ પરમાત્માનું કાર્ય છે અને કાર્ય કારણનું અનુમાન કરાવે છે, માટે પરમાત્મા છે આવું સમજીએ છીએ. આ સમજણ ખોટી તો નથી પણ નિર્મલ નથી. પરમાત્માનું અસ્તિત્વ સૃષ્ટિને આધારે નથી. પોતાને આધારે છે. આથી તે કદી ટળતા નથી. તે નિત્ય છે. શુધ્ધ છે બુધ્ધ છે.

મુક્ત છે. એવા નીરોગી નિર્મલ વિચારોના સત્યની પરંપરા એમા છુપાઇ છે આથીજ પરમાત્મા પ્રમેય-પ્રમાણોથી મપાય એવા નથી તેઓ અપ્રમેય છે પ્રમાણો-પ્રત્યક્ષ-અનુમાન કે શબ્દ-પ્રમાણો પરમાત્માને પ્રમાણિત કરતા નથી તેને પ્રાણિત કરતા નથી. ઉલટુ પ્રમાણોને પરમાત્મા પ્રમાણિત અને પ્રાણિત કરે છે અને તાત્ત્વિક સમજની દૃષ્ટિએ આ સમજ અતિ ઉપયોગિની છે પરમાત્મા સ્વતઃસિદ્ધ છે સૃષ્ટિ એને સિધ્ધ કરતી નથી તેમની અસ્તિ સ્વતંત્ર છે, પરતંત્ર નથી આ સમજ માણસને આધ્યાત્મિક જીવનમા પરતંત્રબુદ્ધિ મગડી સ્વતંત્રબુદ્ધિ કરે છે એટલે "નત્વહં તેષુ" આ શબ્દોમા જે સત્ય છુપાયુ છે તે સત્ય દરેક સાધકે સવેળા યથાર્થ રીતે સમજી લેવુ રહ્યુ આમ પરમાત્મા પરાધીન અસ્તિત્વવાળા નથી એમ કહ્યુ અને સાથેજ એજ્વીજ ભવ્ય વિચાર કહે છે કે "તે મયિ", સાત્ત્વિક રાજસ તામસ-જડચેતન પદાર્થ-માત્ર મારામા છે એટલે કે મારે આધારે છે હુ ન હોઉ તો બીચારા અટવાઈ જાય અસ્તિમાથી મરી જાય અર્થાત્ સૃષ્ટિનુ અસ્તિત્વ પરાધીન છે-અસ્વતંત્ર છે પરમાત્માને લીધે છે વસ્તુમાત્રની પીઠ-આધારપીઠ-પરમાત્મા છે એ આધાર જો ટળી જાય તો વસ્તુ ટળી જાય આમ નિરાધાર અને અનાથ પરમાત્માથી સૃષ્ટિ સાધાર અને સનાથ છે સાધકમાત્રને માટે આમા ઓછુ આશ્વાસન નથી કોઈપણ આત્મા-કોઇપણ જીવ-કોઇપણ પ્રાણી અનાધાર અને અનાથ નથી કોઇપણ અગવાઇ જનાર નથી. બધાનો આધાર છેજ આથી સાધકને માટે અહીં અતિ ગૂઢ આશ્વાસન છે! આમ હે અર્જુન! પ્રાણીમાત્ર મારે આધારે છે એ તુ જાણ અને તે જાણીને તે મુજબ જીવન જીવ ॥ ૧૨ ॥

> त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
> मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

આ ત્રણ ગુણમય ભાવોથી આ સમસ્ત જગત મોહિત થયેલું છે તેથી એ બધાથી પર અને અવ્યય એવા મ્હને જાણતું નથી ॥ ૧૩ ॥

આમ આગલા શ્લોકમા પરમપિતા સર્વાધાર છે એમ ભગવાને કહ્યુ પણ આપણી સમજમા આ વાત આવતી નથી હૃદય નિર્મલ બને નહિ ત્યાસુધી આ અતિ બારીક-સૂક્ષ્મતમ વાત ગળે ઉતરે એવીજ નથી ગમે

તેટલાં મનુષ્ય ફાંફાં મારે, પણ જ્યાંસુધી-હૈયું સ્વભાવ-સ્વચ્છ ન બને ત્યાંસુધી આવી કલ્યાણી સમજ તેના અંતરમાં ઉદય નથીજ પામતી. આથી અર્જુન-સાધકમાત્રનો પ્રતિનિધિ પરમાત્માને પૂછે છે કે હે ભગવન્! આપે જે કહ્યું તે તો ઠીક. આવા સ્વરૂપના આપને કોઇ કેમ જાણતો નથી? કેમ માણસના હૃદયમાં પરમાત્મા સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લયનું એક કારણ છે-પરમાત્માજ સૃષ્ટિનો એકાધાર છે-આ સમજ કેમ કોઇનામાં ઉદિત થતી નથી? આ હૃદયની બુધ્ધિ ઉદય પામવામાં કયો અંતરાય છે, કઈ આડખીલી છે-કયી મુશ્કેલી છે? હે પરમપિતા! કૃપા કરીને આ બતાવો. આથી કરુણાનિધાન ભગવાન અર્જુનની મુઝવણ સમજી જઇ પોતાને શરણે આવવાને માટેના ઉપદેશની ભૂમિકા રચતા અદ્‌ભુત તાત્ત્વિક જવાબ વાળે છે કે હે અર્જુન! હું શું કહું? આ વાત અતિ ગુહ્ય છે. પણ તું મારો પરમપ્રિય છે એટલે તારી આગળ-મારાથી અંતર ખોલાઇ જાય છે. આ આખું જગત આ ત્રણ ગુણમય ભાવોથી મોહ પામેલું છે. અને તેથી એ ગુણોથી પર અવ્યય એવા મને જાણતું નથી! અર્થાત્ હે અર્જુન! પરમાત્મા સૃષ્ટિથી પર છે, સૃષ્ટિના આધાર છે-સૃષ્ટિથી અલિપ્ત છે-અવ્યય છે એવું જ્ઞાન ન થવામાં મોહ એક મુખ્ય કારણ છે. મોહ એટલે ઉલટી સમજ, ઉંધા ખ્યાલ, અવળા વિચાર. જે જેવું હોય તેવું ન સમજતાં તે જેવું ન હોય એવુંજ સમજવાની રૂઢ ટેવ. હે અર્જુન! આ આખુંએ સ્થાવરજંગમ જગત મોહ પામેલુ છે. અવળી સમજના પાટા તેની આંખે બધાયેલા છે આથી દેખતા છતાં તે દેખતું નથી! શાનાથી મોહ પામેલું છે? તો આ ત્રણ ગુણમય ભાવોથી ત્રણ પ્રકારના સત્વ વગેરે ત્રણ ગુણના કાર્યરૂપ પદાર્થોથી મોહ પામેલું છે. અર્થાત્ શરીર ઇન્દ્રિયો અને વિષયરૂપે પરિણામ પામેલા સાત્વિક, રાજસ અને તામસ ભાવોથી આ જગત મૂઢ બની ગયેલું છે. અનાત્મરૂપ શરીરેન્દ્રિય વિષયરૂપે પરિણામ પામેલી પ્રકૃતિમાં, આત્મભાવ પામેલું-આ જગત છે. એટલે તેને દેહેન્દ્રિયાદિ વિષયોજ આત્મા=સ્વરૂપ લાગે છે. જે કે શરીરાદિથી સ્વરૂપ જુદું છે. તેમની એની વચ્ચે કાંઇ મેળજ નથી. આત્મા કદી અનાત્મા નથી થતો અને અનાત્મા કદી આત્મા નથી બનતો, છતાં આત્મા અનાત્માને વિષેની મેળમેળ કરીને જગત વર્તી રહ્યું છે. આ આત્મા અનાત્માને ભેળી દઈ, પરરૂપમાં સ્વરૂપની સજ્જડ કલ્પના બાંધી દઇને, આખું જગત દોડધામ કરી રહ્યું છે! આત્મા અનાત્માનો વિવેક કરવાની ફુરસદ નથી-શક્તિ નથી-ઇચ્છા નથી અને આમ મિથ્યાદૃષ્ટિએ દોડધામ કરી રહેલું-અંધારામાં અથડાતું-કૂટાતું-અફળાતું-દુઃખી

થતું-ચીસ પાડતું-નરકની યાતના ભોગવતું જગત મને ઓળખવામાં અશક્ત બને છે હું કે જે તમામ પ્રાણીનો અન્તરાત્મા છું તે શરીરાદિ પ્રકૃતિ પર્યન્તના તમામ પદાર્થોથી પર છું -ભિન્ન છું-સર્વના આત્મારૂપ હું જન્માદિ વિનાશાન્ત સર્વ વિકારોથી રહિત છું-અવ્યય છું એવા મને સ્વરૂપે અને ધર્મે શરીરાદિથી ભિન્ન તે જાણતું નથી અને ન જાણતું હોઇ રુવે છે-રડે છે-દુનિયાને દુખમય જુવે છે હે અર્જુન! આ-મિથ્યા સમજની મોકાણ છે અને આ ખોટી સમજને માટે તો બીજું શું થઇ શકે ? અમસ્તો રડે તેને કેમ રાખવો ? આ અનર્થવૃન્દને જન્માવનારી મહામાયા-મિથ્યાસમજ-અનર્થવડા ધ્યાનને તરી જવા માટે માણસે કેડ કસવી જોઇએ પ્રયત્નશીલ બનવું જોઇએ અજ્ઞાન પંપાળવાથી ખસતું નથી મારવાથી પણ ખસતું નથી ભૂલી જવાથી પણ મરતું નથી અજ્ઞાનનો અસ્ત જ્ઞાનના ઉદયથીજ થાય છે કેમકે સાચી સમજ એ ખોટી સમજનું મોત છે આથી હે અર્જુન! આ મિથ્યાસમજ મને ઓળખવામાં મહાન અંતરાયરૂપ છે એમ સમજ આ ખોટી સમજને લીધે હું સૃષ્ટિનો નાથ છું-સૃષ્ટિના જન્મસ્થિતિપ્રલયનો સ્વતંત્ર તંત્રી છું એ સમજાતું નથી ! ॥ ૧૩ ॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

ખરે! મ્હારી આ દૈવી ગુણમયી માયા દુસ્તર છે છતાં જેઓ મ્હનેજ સેવે છે તેઓ આ માયાને તરી જાય છે ॥ ૧૪ ॥

આમ જ્યારે ભગવાને મારૂં જગત મોહમગ્ન છે એમ બતાવ્યું ત્યારે અર્જુન ગળગળો થઇ ગયો અજ્ઞાનની અજગરચૂડમાં આખું વિશ્વ જ્યારે રીબાય છે અને કરૂણ વિલાપ કરી રહ્યું છે-જ્વાળામુખીના મુખ ઉપર બેભાનપણામાં મ્હાલી રહ્યું છે-અનર્થ પરંપરામાં ધમડાતુંજ જાય છે ત્યારે મહારથી અર્જુન પણ આ વિરાટ્ દયાદર્શન આગળ નામણો બની ગયો અને કેવળ કરૂણાથી પ્રેરાઇને ભગવાનને પૂછે છે કે હે મહાત્મન્! જ્યારે આ અજગરચૂડમાં ચગદાતું જગત્ આપને જાણી શકતું નથી, અને આપને જાણ્યા શિવાય જ્યારે છૂટકારોજ નથી તો ભલા! દયા કરીને કહો કે માયાને આ મહાસાગર તરાય કેવી રીતે ? હે પ્રભો! આપના આ દર્શનની

આગના શ્લોકમા ભગવાને માયાને તરી જવાનો ગજમાર્ગ બતાવ્યો. જેણે પરમાત્માનુ અવ્યભિચારી શરણ લીધુ તેજ માયાને તરી જાય છે. અર્થાત્ પરમાત્માની પ્રપત્તિ એ માયાને તરવામા સાધન છે. બીજો માર્ગ નથી. જ્યારે આમ છે ત્યારે પ્રશ્ન થાય છે કે બધાજ પુરુષો કેમ પરમાત્માનો આશ્રય લેતા નથી? માણુસ જાતનો મોટો ભાગ પરમાત્માથી આમ દેખાતી રીતે વિમુખ છે અર્થાત્ પરમાત્માને શરણે જવામાજ હિત છુપાયુ છે એ સમજ અને તે મુજબનુ વર્તન ગમાને કેમ આવતુ નથી! માણુસ પોતાનાજ હિતદર્શનમા કેમ આંધળો છે? પોતાનાજ હિતમાર્ગે ચાલવામા કેમ પાગળો છે? આ સનાતન પ્રશ્નનો ભગવાન સનાતન ઉત્તર આપતા ભગવતી મહિમાનો મહિમા વગી ઉચ્ચારે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! મનુષ્ય સ્વહિતાન્ધ કેમ છે તે હુ તને કહુ છુ. જે મનુષ્યો માયાથી ચોગઇ ગયેલા વિવેકજ્ઞાનવાળા છે અને આથીજ આસુરીભાવના આશ્રિતો છે અને આથીજ મૂઢ અને દુષ્કર્મ કરનારા હોઇને નરાધમો છે તેઓ મારે શરણે નથી આવતા અર્થાત્ અહી ભગવાનનુ શરણુ કોણ લઇ શકે છે અને કોણ નથી લઇ શકતુ એનો ભગવાને વિવેક બતાવ્યો છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જેમનુ વિવેકજ્ઞાન માયાવડે ચોગઇ ગયેલુ છે, તેઓ મારા શરણે આવી શકતા નથી. માયા એટલે શરીર ઇન્દ્રિયો અને વિષયરૂપે પરિણમેલી પ્રકૃતિ. અર્થાત્ જે જીવો શરીરાદિમાજ આત્મબુદ્ધિ કરી બેઠા હોય છે—શરીરજ આત્મા છે શરીરથી આત્મા જુદો છે એનુ જેમને તત્ત્વસ્પર્શી જ્ઞાન નથી એવા પુરુષોનુ વિવેકજ્ઞાન એ શરીરાભિમાનજ હરી લે છે વિવેક એટલે ભેદજ્ઞાન શરીરાદિથી આત્મા જુદો છે—ધર્મે અને સ્વરૂપે. એ બેની વચ્ચે મેળજ નથી. આવુ સ્થિરજ્ઞાન એટલે વિવેકજ્ઞાન આવુ નીતરૂ વિવેકજ્ઞાન પેલી માયાથી—દેહાત્મભાવની ગાઢ સમજથી ચોરાઇ જાય છે. અર્થાત્ વિવેકજ્ઞાન તે વેળા સ્વાધીન નથી પણ માયાના કબજામા જાય છે એટલે જીવ વિવેકજ્ઞાન વિનાયનો થઇ જાય છે. વિવેકજ્ઞાનરહિત જીવ મૂઢ હોય છે મૂઢ એટલે મોહ પામેલો અવળુ—ઉધુ સમજી બેઠેલો. તેની બુદ્ધિ—સમજ શક્તિ મૂર્છિત થઇ જાય છે વિવેક રહિત માણુસ મૂર્છિત હોઇને તેનામા કર્તવ્યાકર્તવ્યનુ ભાન નથી રહેતુ. આથી માણુસ આસુરી ભાવનો આશ્રય લે છે આસુરી એટલે અસુરનો અસુર એટલે રાતદિવસ ઇન્દ્રિયોના લાલનપાલનમા લપટ થઇ ગયેલો ઇન્દ્રિયોના ભોગોમાજ મશગૂલ આના વિષયલોલુપ

લોકોનો ભાવ એટલે સ્વભાવ. આવાઓનો સ્વભાવ સોળમાં અધ્યાયમાં ભગવાન બતાવનાર છે. આવા આસુરીભાવો-એટલે દંભ દર્પ અભિમાન વગેરે આત્મઘાતી ભાવોના ઉપર સ્વાર થઈને તેવા મૂઢ પુરૂષો દુષ્કૃતિ થાય છે. દુષ્કૃતિ એટલે દોષમય કર્મવાળા. દોષ એટલે રાગદ્વેષ. આત્માને જે દુષ્ટ-પાપ લિપ્ત-રાગદ્વેષ વગેરેથી ખરડાએલો કરે તે દોષ. આવી રાગદ્વેષથી લીંપાયેલી કૃતિ એટલે કર્મ અર્થાત્ આસુરી ભાવ જેના જીવનમાં પ્રધાનપ્રેરક છે તે માણસ દોષમય કર્મમાં લાગેલો રહે છે. અને જેનું આચરણ અદુષ્ટ-સ્વચ્છ નથી તે કદી-સો જન્મે પણ ભગવાનનું શરણું લઈ શકતો નથી. દુષ્ટ કર્મોથી તો તે નરાધમ બને છે. અને જે નરાધમ છે તે નરોત્તમનું શરણું લઈજ ન શકે. આથી જે માણસનાં કર્મ સ્વચ્છ નથી તે કદી ભગવાનને શરણે જઈ શકતો નથી। પરમાત્માનું શરણુ એ સ્વચ્છ કર્મનું અનિવાર્ય ફળ છે. આથી જ્યાંસુધી, માણસ-સ્વચ્છ-નિર્દોષ-રાગદ્વેષાદિ દોષોથી રહિત-નિઃસ્વાર્થ-નિષ્કામ નિર્મળ કર્મ કરતો નથી ત્યાંસુધી નરોત્તમ પરમાત્માનું શરણું એજ તારક છે એ એના હૈયામાં વસેજ નહીં અને આથી તે ભગવત્પ્રપન્ન થાય નહીં અને ભગવાનને શરણે જાય નહીં ત્યાંસુધી માયા તરણ સંભવે નહીં એટલે પાછો તે સંસારના રગડામાંજ અટવાય. આમ ભગવાનને શરણે જવામાં સત્કર્મ એજ સુહૃદ છે-દુષ્કર્મ એજ શત્રુ છે. સત્કર્મરત માનવને ભગવાનનું શરણું હિતકર છે એમ સમજાય છે. પેલા બીજાને કદી સમજાતું નથી. આમ જેનું વિવેકજ્ઞાન પોતાની પાસે છે-માયાથી ચોરાયેલું નથી, જે દૈવીભાવોનો આશ્રિત છે, જે મૂઢ નથી, જાગ્રત છે-જે સુકૃતિ પુરૂષ છે અને આથીજ જે નરોત્તમ છે તેજ ભગવાનનું શરણું સાધી શકે છે. આવો અંકી ન ભૂલાય એવો પરમાત્માનો આદેશ છે. ॥ ૧૫ ॥

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

હે અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાલી જનો મ્હને ભજે છે. દુઃખી, જીજ્ઞાસુ, અર્થની ઇચ્છાવાળો અને હે ભરતશ્રેષ્ઠ! આત્મજ્ઞાની. ॥ ૧૬ ॥

આમ આગલા શ્લોકમાં દુષ્કૃતિ પુરૂષને સદ્ગતિમાન થતું નથી એમ

ભગવાને મુદ્રાલેખ કર્યો. પરંતુ જગત કાંઈ દુષ્ટોથી ઉભરાતું નથી. જો જગતમાં રાવણ છે તો રામ પણ છેજ. આથી દુષ્કૃતિથી ભિન્ન એવા સુકૃતિઓની સંખ્યા પણ ઘણી સારી છે. તો તેઓનું શું? હે ભગવન્! તેઓ આપને ભજે છે કે નહી? ભગવાન આનો જવાબ વાળતાં સુકૃતિઓને ચાર વર્ગમાં વહેચી, તેમાંએ સર્વોત્તમ કોણ છે એનો નિર્ણય આપતાં, જ્ઞાનમયી, પરમપ્રેમસ્વરૂપા કર્મણ્યભક્તિનો અદ્‌ભુત મહિમા ગાતા, સાધકને ધ્યેયનુ ભાન કરાવતાં, કહે છે કે હે અર્જુન! ચાર પ્રકારના સુકૃતિ પુરૂષો મને ભજે છે. આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની. અર્થાત્ પુણ્યશાળી—સત્કર્મી જનો મને ભજે છે. અને આવા પુણ્યશાળીને હું ચાર વિભાગમાં વહેંચુ છું. પહેલો તે આર્ત. આર્ત એટલે દુઃખી. જે માણસ આ જીવનમાં તો સત્કર્મી છે પણ પ્રારબ્ધ કોઇને છોડતુ ન હોવાથી, પ્રારબ્ધ કર્મવશાત્ દુઃખી થાય છે, તેવા દુઃખી માણસોનો હું બેલી છું. શારીરિક, માનસિક, આધ્યાત્મિક, વગેરે કોઇપણ જાતનું દુઃખ પડે છે તે વેળાએ આવા સત્કર્મી પુરૂષોને આ બધાંય દુઃખોને દૂર કરવાની ભગવાનમાંજ શક્તિ છે એમ સમજાય છે. અને આ દુઃખોને દૂર કરવાની તીવ્ર ઇચ્છાથી તેઓ મારે શરણે આવે છે. મને ભજે છે. મારી આજ્ઞાનું પાલન કરે છે. મને પોકારે છે. અને આર્તોનો આર્તનાદ હે અર્જુન! મને પીગળાવી નાંખે છે. હું તેવા દુઃખી પણ સુકૃતિ જીવોને દુઃખના દરિયામાંથી ઉધ્ધારું છું. હું જાણુ છુ કે તેઓ નિસ્વાર્થભાવે મને પોકારતા નથી પણ સ્વાર્થે ભજે છે. પણ હે પ્રિય અર્જુન! સ્વાર્થે કે નિસ્વાર્થભાવે પણ મને તેઓ ભજે છે. મને પોકારે છે. મારા નામનો તેઓ આશ્રય લે છે. અને મને મારા નામ મહિમાનો હંમેશાં ખ્યાલ રહે છે. હે અર્જુન! હું સ્વમહિમા પ્રતિષ્ઠ છું. મને મારી મહત્તાનો તે વેળા ખ્યાલ આવે છે. તેવો પુરૂષ ભલે સ્વાર્થે મને તે વેળા ભજે. પણ હું મારી મોટાઇનો વિચાર કરતાં પીગળી જાઉં છું. મારૂં હૃદય છલકાઈ જાય છે અને સંકલ્પમાત્રથી તે મારા દુઃખી ભક્તોનાં દુઃખને દૂર કરી દઉં છું. જીવ જો ક્ષુદ્ર છે અને તે તેની ક્ષુદ્રતાનો સ્વભાવ નથી છોડી શકતો તો હું તો હે અર્જુન! હું મહાન છું, હું મારા મહા ઉદાર સ્વભાવને કેમ છોડું? આથી હે અર્જુન! આવા સુકૃતિ આર્ત ભક્તને હું કદી તરછોડી શકતો નથી.

હે પ્રિય અર્જુન! દુઃખમાં પણ મને જે ભજે છે તે મારે રસ્તે તો પડી ચૂકયો છે. આજે નહી તો સો વર્ષે પણ તે પોતાની ભૂલ સમજશે. અને

જ્યારે એને એની ભૂલનો–સ્વાર્થનો સાચો ખ્યાલ આવશે ત્યારે તેણે મને આપેલા ત્રાસનો સ્વાર્થનો સાચો ખ્યાલ આવશે અને તે પસ્તાશે. પછી તે છાતીફાટ રડશે. તેને હૃદયમાં થશે કે હાય! મેં મારા પરમપ્રેમ પાત્ર પરમ-પિતાને એક ક્ષુદ્ર ખ્યાલ–દુઃખ નિવૃત્તિને માટે બહુ ત્રાસ આપ્યો છે. તેમણે મારા ઉપરના અતિ પ્રેમને લીધે તે ત્રાસ મૂગે મોઢે ઉઠાવ્યો છે. હવે એ પ્રેમનું ઋણ હું કેવી રીતે ચૂકવું ? આમ તેને પસ્તાવો થશે. અને એ પસ્તાવાનાં આંસુ તેને પીગળાવશે. તેનો અહમેવ પીગળશે. અને જ્યાં અહમેવ પીગળ્યો એટલે હું અંતરમાં છતો થઇ તેને છાની સરમો ચાંપીશ. અને તેનો સ્વયં ઉધ્ધાર થશે. આમ આર્ત ભક્ત જો કે શરૂઆતમાં તે દોષ-દીષ્ધ છે છતાં ધીરે ધીરે તે મારો પરમપ્રેમી બનશે. વળી જે સુકૃતિ માણસ જીજ્ઞાસુ છે તે મને ભજે છે જીજ્ઞાસુ એટલે જાણવાની ઇચ્છાવાળો. મારાં વાસ્તવસ્વરૂપને જાણવાની જેનામાં સાચી ઇચ્છા છે અને જે સુકૃતિ છે તેવો પુરૂષ મને ભજશે. હું અતિસૂક્ષ્મ છું. હે પ્રિય અર્જુન! મારૂં વાસ્તવિક જ્ઞાન દોહલું છે. સામાન્ય રીતે સામાન્ય પુરુષો તો મારી શોધમાંજ બીચારા અટવાઇ જાય છે. હું સર્વ લક્ષણ–લક્ષણ્ય છુ છતાં એકે લક્ષણથી જણાઉં એવો નથી. આમ આત્મજ્ઞાન અતિદુર્લભ હોઇને અને મારી પોતાની કૃપા શિવાય એ નજ મળતુ, હોવાથી પુણ્યશાળી જીવો મારોજ આશ્રય લે છે અને મને ભજે છે. હે અર્જુન! હું સ્વરૂપજ્ઞાન આપી દેવામાં ઘણો કંજુસ છું. હું બ્રહ્માંડ આપી દઉ પણ સ્વરૂપજ્ઞાન આપતાં પહેલાં ખૂબ વિચાર કરૂં છુ. કેમકે સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ આગળ બ્રહ્માંડની માલકી બે કોડીની છે. જેણે

તે અમે બેજ જાણીએ. પ્રિય અર્જુન! તે વખતે અમારી બે વચ્ચે કશું ગ્હેતુ નથી. પણ લાખ વગ્ગે બાપ દીકરો ગાઢ સ્નેહથી ભેગ્ગો પિતાપુત્ર મળે ને જેવુ કાગ્ર થાય તેવુ થાય છે! આમ જીજ્ઞાસુ ભક્ત પણ યદ્યપિ સ્વાર્થી છે પણ તેનો સ્વાર્થ અલૌકિક હોઇને તેવો પુરૂષ મને શરણુ તરીકે સ્વીકારી ભજે છે.

તેજ મુખ્ય ભક્તનો એક ત્રીજો વર્ગ છે અને તે અર્થાર્થી વર્ગ અર્થ એટલે સુખ. સુખનો અર્થ એટલે કે સાંસારિક સુખો અને તેના સાધનોની કામનાપૂર્વક મને ભજનારો એક ત્રીજો વર્ગ છે. આ વર્ગ પણ યદ્યપિ મૂઢ છે છતા સુકૃતિ છે. કેમકે સુકૃતિ શિવાય તો સુખને માટે પણ મને ભજવો મુશ્કેલ છે. આ વર્ગનો ભક્ત પણ બીચારો ભૂલેલો તો છેજ, પણ તેની ભૂલ સહીસલામત પક્ષમા છે. પોતાનું અભિમાન તો તે મારી સમક્ષ મૂખી મારી કૃપાદ્વાગ સુખ અને તેના સાધનોની ઇચ્છા તૃપ્ત કરવા ચાહે છે. અને હે અર્જુન! તને આગળ કહ્યુ તેમ તમામ જીવો મારા પુત્ર છે તેનાએ જેઓ સુકૃતિ છે અને સુકૃતિ હોઇને સુખાર્થે મને ભજે તેને હુ પરમપિતા કેવી રીતે તરછોડુ ? મારે તેમના ઉપર પણ અનુગ્રહ કર્યેજ છૂટકો. કેમકે બધા મારાજ છે. આથી સુખાર્થી અર્થાર્થી ભક્ત પણ મારોજ આશ્રય સ્વીકારી મને ભજતો હોવાથી તેના ઉપર હુ અનુગ્રહ કરૂં છુ. અને હે અર્જુન! કોઈપણ પ્રકારનો મારો પરમાત્માનો અનુગ્રહ તો હિતાવહજ નિવડે છે એ ન ભૂલીશ. અધારામાં પણ ગોળ ખવાઇ જાય-ભૂલમાં ખવાઈ જાય તો તે મીઠોજ લાગે છે. આથી હે અર્જુન! આ અર્થાર્થી સુકૃતિ પુરૂષ મારો ત્રીજો ભક્ત છે!

પરતુ હે અર્જુન! આ બધામા મારો જે ચોથો ભક્ત છે તેની તો હું વાતજ શી કરૂં ? તે મારો ભક્ત જ્ઞાની પુરૂષ છે. જ્ઞાની એટલે જાણકાર. મારો આત્મા એજ પરમાત્મા છે એવું જેને નિ સદેહ સત્ય જ્ઞાન થઇ ગયું છે તેવો પુરૂષ. આવો પુરૂષ તો જાણીજ જાય છે કે પરમાત્મા ભજનીય છેજ. કોઇપણ કારણ ખાતર-કોઇપણ હેતુ ખાતર-કોઇપણ સ્વાર્થ ખાતર નહિ પણ પરમાત્મા એ પરમાત્મા હોવાથીજ પ્રેમપાત્ર છે. જાતના ઉપરનો પ્રેમ અને જાતની સેવા સદા નિષ્કારણ હોય છે. આપણે આપણને ચાહીએ-આપણે આપણી પોતાની સેવા કરીએ એમાં કારણ શુ ? આપણે આપણી જાત છીએ એટલે આપણને ચાહ્યા શિવાય રહી શકતા નથી-જાતની સેવા કર્યા શિવાય

રહી શકતા નથી-એમ રહેવું એ અશક્ય છે. તેમ જેને એવી સમજ આવી ગઇ કે પરમાત્માજ મારી જાત છે-તો તે પરમાત્માને ચાહેજ. તે પરમાત્માની સેવા કરેજ. એમાં એ શાસ્ત્રના આદેશની રાહ ન જુવે. એ સંત પુરૂષોના ઉપદેશની વાટ ન જુએ. એનો જ્ઞાન અનુભવજ એનો મહાગુરૂ છે. આથી જે જ્ઞાની પુરૂષ છે તે તો મને ચાહ્યા શિવાય અને મને સેવ્યા શિવાય રહીજ ન શકે. આખું જગત છોને તેને ના કહે પણ તે તેમ કર્યા શિવાય રહીજ ન શકે. આ મારો ચોથો ભક્ત છે. ॥ ૧૬ ॥

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

તેઓમાં હંમેશાં કર્તવ્યકર્મમાં સંલગ્ન, એકભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે. નિશ્ચય જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું. અને તે મ્હને અત્યંત પ્રિય છે. ॥ ૧૭ ॥

આમ આગલા શ્લોકમાં ચાર પ્રકારના સુકૃતિ ભક્તોનો ભગવાને ઉલ્લેખ કર્યો. તો હવે એ ચારે સુકૃતિ હોવાથી સરખા છે કે કોઇ તેઓમાં અધિકાર ભેદ છે એ સમજવું રહ્યું. આથી ચારેમાં વિશિષ્ટ કોણ છે એ જાણવું રહ્યું. ભગવાન જો જાતે કહે કે આ ભક્ત સર્વશ્રેષ્ઠ છે તો સાધક તેવો થવા યત્ન કરે. આથી ભગવાન હવે પોતાનું હૈયું ખોલનાં જણાવે છે કે હે અર્જુન! આ ચારે પ્રકારના ભક્તોમાં નિત્યયુક્ત અને એકભક્તિ જ્ઞાની ચઢીઆતો છે. કેમકે હું જ્ઞાનીનો અત્યંત વ્હાલો છું. અને તે મારો અત્યંત વ્હાલો છે. અર્થાત્ હે અર્જુન! સોનું અને કથીરમાં ભેદ તો છેજ. રંગ સરખો હોય એટલે જાત સરખી ન થાય. આ બધા પ્રકારના ભક્તોમાં જ્ઞાની શ્રેષ્ઠ છે. બીજા બધા જ્ઞાનીથી ઓછા અધિકારના છે. જ્ઞાની એટલે આત્મદર્શી. સર્વભૂતોમાં એકજ પરમાત્મા તે તે રૂપે વિહરી રહ્યા છે એવું જેનું નિર્બાધ દર્શન થયું છે તેવો. અર્થાત્ ભગવાન છે અને તે સર્વભૂતાત્મભૂતાત્મા છે એવો જેનો જ્ઞાનઅનુભવ છે. તેનો પુરુષ એકભક્તિ છે. એકભક્તિ એટલે કે એકજ પરમાત્મામાં અનન્ય પ્રેમવાળો છે. કેમકે પરમાત્મા અને તેનો આત્મા એકજ છે. સ્વરૂપભેદ નથી. અને જ્યારે પરમાત્માજ તેનો આત્મા છે તો પછી જાતરૂપ પરમાત્મા ઉપર તેનો અવ્યભિચારી પ્રેમ થયા શિવાય રહેતો નથી

જાતના ઉપરનો પ્રેમ સ્વયંભૂ અને સ્વયંસિદ્ધજ હોય છે આવી પ્રાણીમાત્રના ઉપરનો તેના જ્ઞાનીમાત્રનો પ્રેમ નિઃસ્વાર્થ હોય છે પ્રાણીમાત્રના નામરૂપ તેટલાજ જુદા છે. નામરૂપમા ઓતપ્રોત ભરેલો સચ્ચિદાનંદ એ તો એક સરખો છે અને સચ્ચિદાનંદ તેનું પોતાનુ સ્વરૂપ છે આવી ભૂતમાત્રમા આત્મીય પ્રેમ એ સર્વત્ર આત્મદર્શનનુ પરિણામ છે આથી આવો જ્ઞાની અનન્ત એકનિષ્ઠ હોય છે. અવ્યભિચારી-અચલ-સ્થિર પ્રેમવાળો હોય છે. એના આ વિશ્વપ્રેમમા ક્યાએ કદીએ વ્યભિચાર નથી જેને જ્ઞાનજ છે તેની સમજ નિષ્કંટક હોય છે આ સામે ગીતાજી ઉભા છે એ ગીતાજીને આ ગીતાજી છે એમ આપણે તદ્દન સ્વાભાવિક રીતે જાણીએ છીએ તેમા આપણને સશય નથી આ ગીતા છે કે કાઈ બીજુ છે એવો ભાવ નથી આપણા અતરમા તદ્દન સહજ અને સ્થિર જ્ઞાન છે કે આ ગીતાજીનું પુસ્તક છે. બીજુ કશુ નથી. આ ગીતાજીને લગતુ "આ ગીતાજી" છે એ જ્ઞાન તદ્દન સ્વાભાવિક અને નિર્મલ છે તેમ ભગવાનને જેણે જાણ્યો તેને ભગવાનને લગતી સ્પષ્ટ સ્વાભાવિક નિર્મલ નિઃસશય સમજ હોય છે, કે આ પ્રાણીમાત્રમા ભગવાનજ છે. કોઈપણ સયોગમા તેને ભેદબુદ્ધિ ભાસતી નથી તે સમજે છે કે ભગવાનની ઇચ્છાથી ભગવાનજ તે તે દેહમા વિચરી રહ્યા છે-સૃષ્ટિને સ્વયં, સરજી, સૃષ્ટિમા પ્રવેશી, સ્વયં સૃષ્ટિનો રસ જે તે રૂપે લૂટી રહ્યા છે આ સમજણમા ઉદ્વેગ નથી ક્લેશ નથી સંશય નથી કચવાટ નથી. 'કેમ' અને 'શામાટે' કે 'કેવીરીતે' નથી. આથી આ અનન્ત વિવિધતામા પણ તેવા સમજુ-બ્રહ્માત્મજ્ઞાની પુરુષની નજરમા એકાત્માજ દેખાય છે અને તેના ઉપર તેનો આત્મીય પ્રેમ હોયજ હવે જેના ઉપર આપણને આત્મીય પ્રેમ હોય તેને માટે આપણે પ્રાણ પાથરતા પણ અચકાતા નથી એ અતિ અલૌકિક વાત છે પ્રેમ સદા કર્મણ્ય હોય છે. પ્રેમપાત્રને માટે મરી ફીટનારો હોય છે. પ્રેમ સમર્પણમય હોય છે પ્રેમપાત્રની પ્રસન-તામા પોતાની કૃતકૃત્યતા માનનારો હોય છે, પ્રેમપાત્રનુ તર્પણ એ પ્રેમનો આત્મા છે આ આ જ્ઞાની ભક્તને સર્વ ભૂતાન્તરાત્મા-પરમાત્માના ઉપર આત્મીય પ્રેમ હોય છે. આથી તે સર્વભૂતોના તર્પણ માટે પ્રયત્નશીલજ હોય છે એજ વાતને ભગવાન 'નિત્યયુક્ત' વિશેષણદ્વારા સમજાવવા ચાહે છે લોકના સગ્રહ માટે મારે કર્મ કરવા જોઇએ એમ સમજી જગતરૂપી પોતાનાજ આત્મા માટે તે સદા કર્તવ્યબુદ્ધિથી કર્તવ્યપરાયણ હોય છે આમ પરમાત્માના ઉપર પરમ પ્રેમવાળો જ્ઞાની ભક્ત યજ્ઞીય ભાવનાથી

સદા સ્વકર્તવ્યપરાયણ રહી પ્રેમની કર્મપ્રભાવને સાર્થક કરે છે. આવો ભક્ત એ પરમાત્માનો વ્હાલો છે. પરમાત્મા તેને જાને, વહીઆતો છે એમ કહે છે. પરમાત્મા તેને કેમ વહીઆતો માને છે? કેમકે જ્ઞાની પુરુષને પરમાત્મા અતિ પ્રિય હોય છે. અને પરમાત્માને જ્ઞાની પ્રિય હોય છે ભક્તે ભગવાનને ઓળખ્યા. અને ભગવાનને ઓળખ્યા બાદ ભગવાન શિવાય કશા ઉપર પ્રીતિ ચોટતીજ નથી., કેમકે ભગવાન છેજ એવા. એની જ્યાંસુધી આપણને ઓળખ ન થાય ત્યાંસુધી આપણને સંસારમાં માયિક પ્રીતિ રહે છે પછી તો જ્યારે એમની સમજ પડી જાય છે ત્યારે હૃદય એની મેળે તેનેજ જઇને ચોટે છે. એ હૃદયનો સ્વભાવ છે. ઘટઘટમાં ભગવાન ખોવાઇ ગયેલા છે જીવ તેને શોધી કાઢવા માટે પ્રયત્નશીલ છે. સદા મહેનતે ભગવાનને તેણે શોધી કાઢયા. ભલા! ભગવાન ન મળ્યા ત્યાંસુધી તે કૃપણ હતો હવે તો તે બ્રાહ્મણ થયો. તેને સર્વના પરમ પ્રેમાસ્પદ પરમપિતાના દર્શન થયા એટલે ચિરકાળનો વિયોગી સત્પુત્ર જેમ એકાએક પોતાના પિતાના દર્શન કરતાં છાતીફાટ-હૈયું મૂકીને રડે છે, તેને ભેટે છે, તેની સાથે એકમેક થઇ જાય છે અને યુગ યુગની-જન્મજન્મની ઉપવાસી આંખને પારણાં કરાવે છે, તેમ પરમપિતાનાં દર્શન થતાં જીવનું થાય છે. બીચારો જીવ બાળક હતો. ટીકડીના રસની ખાતર અત્યાર સુધી તેને રસસાગરની પ્રાપ્તિ ન્હોતી થઇ. હવે તો રસસાગરમાં તે ડૂબી ગયો. પેલી ટીકડી-અસારના શુષ્ક-ક્ષુદ્ર પરનો મંજુર-પદાર્થોની અદ્ર તેને પ્રીતિજ નથી ટકતી. આથી તેને ભગવાનજ પરમ પ્રેમાસ્પદ લાગે છે. એવા પરમપ્રેમી ભક્તો આગળ પરમાત્મા-સ્થાવરજંગમ નિયન્તા-પરમપિતા પરમાત્મા પણ પરવશ થઇ જાય છે, તે પછી જીવપુત્રને એવો તો ચાહે છે કે પછી તે બેની વચ્ચે શું થાય છે તેની તો શી ખબર? કોઈ પ્રહ્લાદ કહે છે કે 'जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके' કોઇ મીરાં માતાને આવો અનુભવ થતાં અંતરના ઉંડાણમાંથી પરમપ્રેમની ગાઢ પ્રતીતિનો અવાજ આવે કે "મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઇ" આ ભક્ત અને ભગવાનની વચ્ચેનો અતિ ખાનગી, અતિ ગૂઢ, અતિ દૈવી, અન્યોન્ય પ્રેમયોગને આપણે કેવી રીતે સમજાવીએ? કોઈ ધન્યભાગ્ય ચમત્ર કહી શકે કે "हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्" આમ ભક્ત અને ભગવાન એક બીજાના આત્મારૂપ હોવાથી એક બીજાને તેઓ પ્રભુથી અદકા ચાહે છે. અને આવી જીવનની ધન્નિશ્રી છે. કૃતકૃત્યતા છે પ્રેમયોગ

આગળ જીવનના તમામ યોગો ઝાંખા છે ।- કેમકે પ્રેમ પદાર્થજ જન્મમાં જન્મીને પ્રાપ્ત કરવા યોગ્ય છે. ॥ ૧૭ ॥

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥

આ બધાજ ઉત્તમ છે. પરંતુ જ્ઞાની તો મારો આત્માજ છે એવો મારો નિશ્ચય છે. કેમકે તે કર્મયોગયુક્ત મનવાળો પરમ ગતિ એવા મનેજ અવલંબેલો છે. ॥ ૧૮ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને પ્રીતિયોગી ભક્તને સર્વશ્રેષ્ઠ ઠેરવ્યો તો કુદરતી રીતે બીજા ત્રણ ભક્તોની એ નિન્દાજ થઇ ગણાય ! અને ભગવાનના મુખે આવો ભેદભાવ ન છાજે. આથી રખે કોઈ ભૂલ ખાય કે ભગવાનને મન કોઈ સ્તુત્ય-નિન્દ્ય હોય। એથી ભક્તમાત્રને અંજલિ આપતા પણ ભગવાન પેલા પ્રીતિયોગનું માહાત્મ્ય ગાતાં કહે છે કે હે અર્જુન! આ બધાજ ઉદાર છે, પરંતુ જ્ઞાની તો મારો આત્મા છે એમ મારો મત છે કેમકે તે યુક્તાત્મા પુરૂષ શ્રેષ્ઠ ગતિરૂપ મનેજ પ્રેમપૂર્વક વળગેલો છે અર્થાત હે અર્જુન! આર્ત, જીજ્ઞાસુ અને અર્થાર્થી ભક્ત મારે મન ઓછા નથી તેઓ પણ ઉદાર છે-શ્રેષ્ઠ છે. તે બધા મનેજ ભજે છે. આથી તેઓની કિંમત હુ ઓછી આંકતો નથી. પરંતુ જ્ઞાની ભક્ત તો મારો આત્માજ છે. મારામા અને જ્ઞાનીમાં વાળમાત્રનો પણ ભેદ નથી. મારામાં અને તે સર્વત્ર એકાત્મદર્શી-જ્ઞાનીમાં કશો તફાવતજ નથી ! બીજા બધા ભક્તો યદ્યપિ મારી નજીક આવવા નીકળી ચૂકયા છે. પણ તે હજી મારાથી દૂર છે. કેમકે મારી અને તેમની વચ્ચે પેલો ક્ષુદ્ર સ્વાર્થ ખાઈરૂપ થઇને પડેલો છે અને પ્રેમ તો કોઇ અંતરાયને સાખી શકતો નથી ! પ્રેમમા દ્વિતીયને માટે અધીરતા છે અસહિષ્ણુતા છે, પોતાની અને પ્રેમપાત્રની વચ્ચે પ્રેમ કશાપણ વિઘ્નને માનતો નથી. આથી યદ્યપિ આ સુકૃતિ ભક્તો ઉદાર છે પણ મારાથી જરા છેટે છે જ્યારે આ મારો પ્રિયજ્ઞાની ભક્ત તો મન્મય છે. મારાથી જુદોજ નથી. મારી અને તેની વચ્ચે કોઇ અંતરાય નથી. કોઇ સ્વાર્થ નથી. પ્રેમનો પરમ પવિત્ર ગાઢ અમને એક બીજાને એવો તો સજ્જડ બાંધી દે છે કે અમારૂં

અસ્તિત્વજ અભિન્ન બની જાય છે. આથી જ્ઞાની તો મારૂજ સ્વરૂપ છે. એ નામરૂપધારી છે એટલુ જ પણ તેને પોતાના નામરૂપનુ ભાન સરખુ નથી સ્ફુરતુ. આથી તે ઉદારતમ છે! આવો જ્ઞાની ભકત હુ પરમાત્મા કે જે સર્વભૂતોની સર્વોત્તમ ગતિ-સર્વશ્રેષ્ઠ જવાની જગ્યા છુ-એના મને પરમપ્રેમથી ભાઝેલો છે. મારે હૈયે વળગેલો છે અને તે યુકતાત્મા પુરુષ છે. આથી આવો ભકત મને પ્રાણાધિક હોય એમા નવાઈ નથી. હે અર્જુન! જે મારો નિષ્કારણ ભક્ત છે તે મારા સકારણ ભકતથી ચઢીઆતો હોય એમાં મારો પક્ષપાત નથી. પણ તેના પ્રેમનો અવર્ણનીય મહિમા છે. ॥ ૧૮ ॥

**बहूनां जन्मनामन्ते ज्ञानवन्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

અનેક જન્મોને અંતે જ્ઞાની મ્હને પ્રપન્ન થાય છે. બધું વાસુદેવ છે એમ જાણનાર તે મહાત્મા મળવો અતિ કઠણ છે. ॥ ૧૯ ॥

આમ આગલા શ્લોકમા ફરીથી ભગવાને જ્ઞાની ભકતની સકારણ શ્રેષ્ઠતા દર્શાવી આવો ભકત એ વિશ્વનું એક આશ્ચર્ય છે. અને આશ્ચર્ય રસ્તે અથડાતા નથી. વને વને ચન્દન થતા નથી. ગજે ગજે મોતી પાકતાં નથી. શૈલે શૈલે માણેક મળતાં નથી. તેમ આવા સાધુઓ ડગલે અને પગલે મળતા નથી. જ્યારે વિશ્વના ભાગ્યનો ઉદય થવાનો હોય ત્યારે આવા મહાત્મા પુરુષો-ઇશ્વરની કરુણાના પ્રતિનિધિઓ પાકે છે. આથી સાધક સમજે કે આ પ્રયોગ જન્મજન્માન્તરવ્યાપી છે. પ્રયત્નમાં શિથિલતા અધીરતાને લીધે યોગ્ય નથી. દૃઢ નિશ્ચયથી એમા ઝંપલાવે કાં તો દેહ પડે કે કયા તો સિદ્ધિ મળે-આના મરણીઆ નીતરા નિશ્ચયે બુધ્ધ થવાય છે. આજ વાતનો ઉલ્લેખ કરતા મહામના ભગવતી પુરુષને અન્જલિ આપતાં અને સાધકોને ઉત્સાહપૂર્ણ બનાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! 'આ બધુ વાસુદેવ છે', એવી સમજથી, અનેક જન્મોને અંતે જ્ઞાનવાન પુરૂષ મને પ્રપન્ન થાય છે. તે મહાત્મા મળવો અતિ મુશ્કેલ છે અર્થાત્ હે અર્જુન! અનેક જન્મોને અંતે જ્ઞાની મારે શરણે આવે છે. અનેક એટલે ત્રીજે જન્મ તો હદ વધારેમા વધારે ત્રીજા જન્મે સાચો જ્ઞાની મને શરણ તરીકે સ્વીકારે છે કેવી રીતે મારે શરણે આવે છે? તો આ બધું વાસુદેવજ છે એ ભાવથી અર્થાત્ આ

સ્થાવરજંગમ જગત પરમાત્મા છે. પરમાત્માજ સ્થાવરજંગમરૂપે છતા છે પરમાત્માથી ભિન્ન કશુ નથી. આ પરમાત્માની બેમર્યાદ–બૃહદ્ અસ્તિનો આ સર્વ જડચેતન જગત–નામરૂપ ચમકારો છે–પરમાત્માજ અણુમાં અણુ છે, મહાનમાં મહાન છે–સૌનો અંતરાત્મા છે, આવું જાણી સર્વભૂતાત્મભૂતાત્મા અને સર્વમય એવા મને ઓળખીને પરમપ્રેમથી મને ભજે છે. આ પ્રયોગ–એટલે કે બધું ભગવન્મય છે એ સમજ–સદા, સર્વદા, સર્વથા–સર્વત્ર આવીજ સમજનો સ્થિરભાવ એ તત્કાળ આવતો નથી. અનેક જન્મોના સચિત મેલો જ્યાંસુધી અતરને છોડે નહિ ત્યાંસુધી આ નિર્મલ ભાવ હૃદયમાં જાગે નહિ. જાગે તો સ્થિર થાય નહિ. અને જ્યાંસુધી આવો ભાવ સર્વદા અતરમાં હાજર ન રહે એટલે કે જ્યાંસુધી આત્મદર્શન સ્વાભાવિક ન થાય ત્યાંસુધી માયા–ક્ષીણબળ થયેલી માયા પણ પજવે છે. આથી ભગવાન કહે છે કે દ્રઢનિશ્ચયી અને વિનાવિરામે અભ્યાસી પુરૂષને મારી કૃપાથી બેત્રણ જન્મોમાં આ ભાન સ્પષ્ટ થાય છે–સ્થિર થાય છે. અને પછી તો તે સર્વોત્તમરૂપે પ્રતિષ્ઠિત એવા મને સર્વભાવે ભજ્યા શિવાય રહી શકતો નથી. 'આવો પ્રેમયોગી મહાત્મા મળવો અતિ મુશ્કેલ છે. મહાત્મા એટલે મહાન આત્મા. વિશાળહૃદયી પુરુષ. સસારમા રહે–સંસારની લીલી સુકી અનુભવે છતાં 'સંસારના શોકમોહઆદિ આઘાતોથી ન હણાતાં, પાણીમાં કમળની માફક નિર્લેપ, સદા હસમુખો–પ્રસન્નહૃદયી પ્રેમયોગી પુરૂષ મળવો અતિ મુશ્કેલ છે–છતાં છે. આવો મહામના ભગવતી પુરુષ વિરલ છે અને એ વિરલ છે તેથીજ પ્રેમનુ માહાત્મ્ય પણ અણુમોલ છે. આવો પ્રેમી ભક્ત પોતાની વ્યક્તિગત ઈચ્છા વગરનો હોય છે. એટલે કે પરમાત્માની ઇચ્છામાં તેની ઇચ્છા સમાઈ ગયેલી હોય છે અને પરમાત્મા તેનો પરમપ્રિય છે એટલે ભગવાનની ઇચ્છાને તે વિના પૂછ્યે અધીન થઇ જાય છે. અને આથીજ તે ખરો સેવક બને છે. આથી તે જીવન, મરણ, સ્થિતિ, કશાને ઈચ્છતો નથી. કશાનો દ્વેષ કરતો નથી. હરિ જેમ રાખે છે તેમ રહે છે. અને છતાં હરિ શિવાય કોઈને ઓળખતો નથી. પિતા તમાચો મારે તોએ તેને પ્રસાદ ગણે છે–છાની સરસો ચાપે તોએ તેને પ્રસાદ ગણે છે. બસ આવો પ્રેમયોગી 'વિષાદમાંથી નીકળી પ્રસાદમાં પ્રતિષ્ઠિત થાય છે. ॥ ૧૯ ॥

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

તે તે ઇચ્છાથી હરાયલા વિવેકજ્ઞાનવાળાઓ, પોતાની પ્રકૃતિથી પકડાયેલા હોઇ, તે તે નિયમને સ્વીકારી બીજા દેવતાઓને ભજે છે. ॥ ૨૦ ॥

સર્વત્ર વાસુદેવ છે એવી ભાવનાથી જીવનભર વર્તનાર મહાત્મા વિરલ છે એ વાત કહી ભગવાને જ્ઞાનમય કર્મપર પ્રેમ-યોગની મહત્તા બતાવી. પ્રશ્ન એ છે કે જો આર્ત વગેરે બધીયે જાતના મનુષ્યો ભગવાનના ભક્ત સંભવી શકે-છે તો પછી દુનિઆમાં તો કાંઈ જુદુંજ જણાય છે! દુનિઆમાં ઘણો ભાગ તો ભગવાનને છોડી બીજા દેવોની આરાધનામાંજ રચ્યો પચ્યો રહે છે. તો પછી મનુષ્યો સર્વદેવમય પરમાત્માને છોડી-મૂળને છોડી ડાળપાંદડાને કેમ વળગે છે? આ પ્રશ્નનો જવાબ વાળતાં ભગવાન કહે છે કે હે અર્જુન! પોતપોતાની પ્રકૃતિથી પ્રેરાયેલા એવા પુરુષો તે તે નિયમોને સ્વીકારીને તે તે કામનાથી ચોરાયેલા જ્ઞાનવાળાઓ અન્ય દેવતાઓને શરણે જાય છે! અર્થાત્ હે અર્જુન! મૂળને છોડી ડાળપાંદડાને મનુષ્યો કેમ વળગે છે એ તારો પ્રશ્ન વ્યાજબી છે. સર્વભૂતના અંતરાત્મારૂપ પરમાત્મા એવા મને, કોરે મૂકી, બીજા દેવતાઓને શરણે જવામાં બે કારણો છે. એક તો દરેક મનુષ્ય પોતાની પ્રકૃતિથી બધાયેલ છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. એટલે કે પૂર્વજન્મનો અભ્યાસ-વાસના. આ વાસનાને લીધે માણસ બધાયેલ છે પ્રત્યેક જીવે જેનો પૂર્વજન્મમાં અભ્યાસ કર્યો હોય તે કર્મોનો સંસ્કાર સચિત્ત થઇને તેનો ભાવિજન્મોમાં જીવનનો નિયામક બને છે. અને નિયતિનાં બળને ભાગ્યેજ કોઇ વશ કરી શકે છે. એટલે કે આ વાસનાથી નિયમિત થયેલ જીવ તે તે વાસનાઓનેજ અનુકૂળ ચેષ્ટા કરે છે. વળી આવો પુરુષ તે તે જાતની ઇચ્છાઓના સદ્ભાવથી વિવેકજ્ઞાન-રહિત બને છે. માણસના હૃદયમાં અનંત કામનાઓ હરીહામ વસેલી છે. આ બધી એષણાઓ એના વિવેકજ્ઞાનને ચોરી લઇ જાય છે. આમ એષણાગ્રસ્ત માનવ વિવેકરહિત બને છે. એટલે વિવેકશૂન્ય તો એ છેજ અને તેમાં વળી તેની વાસનાઓ તેને ખેંચે. આમ કામનાઓથી વેધાયેલ અને વાસનાઓ આગળ પરાધીન થયેલ માણસ અવિવેકી અને અસાવધ હોઇને બીજા દેવોને શરણે જાય છે. આ શરણું લેવા માટે તે તે દેવતાઓને અનુકૂળ

એવા તે તે, શાસ્ત્રોક્ત નિયમો તે લે છે. અને આવા નિયમોને લઇને આ વિવેક રહિત, કામનાથી આકૂળ, વાસનાથી ઘેરાયેલ, માનવ બીચારો મને સ્પષ્ટપણે જોઈ શકતો-સમજી શકતો ન હોવાથી, અધીર બની, તે તે દેવતાઓનો આશ્રય ખોળે છે। આ દેવતાઓનો પણ હુ દેવતા છું એ આ અલ્પચેતા માનવ બીચારો જાણતો નથી। અને આથી અવિવેકી અને અધીર મનુષ્ય બીજા દેવોને શરણે જાય છે। ॥ ૨૦ ॥

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

જે જે ભકત જે જે દેવતાને શ્રધ્ધાથી પૂજવા ઇચ્છે, તેની તેની શ્રધ્ધાને હું નિશ્ચલ કરૂં છું. ॥ ૨૧ ॥

તો હે ભગવન્। આવા બીજા દેવોને વરેલા પુરૂષોને આપ શું કરો છો? ભગવાન કહે છે કે હે અર્જુન। મને વરે કે બીજાને વરે પણ મારે તો મારું કર્તવ્ય કર્યેજ છૂટકો. છોરૂંકછોરૂં થાય-માબાપથી તેનું કેમ થવાય? હે અર્જુન। જે જે ભકત જે જે દેવતાશરીરને શ્રદ્ધાથી સત્કારવા ઇચ્છે છે તે તે ભકતની તેજ શ્રધ્ધાને હું અચળ કરૂં છું. અર્થાત્ હે અર્જુન। મનુષ્ય મને-મૂળને છોડી બીજા દેવોને શરણે જાય તેથી મને અદેખાઇ ઉપજે. દયા આવે છે. એ બીચારો ભીત ભૂલેલો છે. અને તે ઉપરાંત તે તે દેવોમાં પણ હું જ વસું છું. પણ દ્રષ્ટિભેદ છે. આ દ્રષ્ટિભેદથી હું વિવેક ખોતો નથી. હુ તપાસી લઉં છું કે કયા ભકતને કયા દેવતાની મૂર્તિમાં શ્રદ્ધા છે. અને કોને તે શ્રધ્ધાથી સત્કારવા ઇચ્છે છે. હું જોઉં છું તે તેની શ્રદ્ધા. એક વેળા તેની જેનામાં શ્રધ્ધા થાય તે શ્રધ્ધાને પોષવામાં મારું ધ્યાન હોય છે. કેમકે હું જાણું છું કે આજે આની શ્રધ્ધા ભલે અમુક દેવમાં સ્થિર થઇ પણ જ્યારે એ જાગશે ત્યારે એજ શ્રદ્ધાને એ મારા મૂળ સ્વરૂપમાં કેન્દ્રિત કરશે. અને શ્રદ્ધાજ તો મુખ્ય બીજ છે। શ્રદ્ધાજ મુખ્ય દૈવત છે. આથી હે અર્જુન। મને અપાર ધીરજ છે. હું એવા ભકતની શ્રદ્ધાને રોજ રોજ તે તે દેવતાના રૂપે દ્દઢ કરૂં છું. મારો આમાં કેવો ઉપકાર છે તે બહુ થોડા સમજે છે. હું જે જે ભકતને જે જે દેવતા પ્રત્યે પ્રીતિ થાય તે તે ભકતની તે તે દેવતામાં પ્રીતિ અને શ્રધ્ધાની વૃદ્ધિ અને દ્દઢતા કરી, ધીરે ધીરે કાળક્રમે શુધ્ધિના

ક્રમે તેને મારા તરફ ખેંચું છું અને એક દિવસ એવો તે માનવના જીવનમાં ઉદય પામે છે જ્યારે તે પોતાની આજ સુધીની ભૂલ જુવે છે. અને તે વખતે પોતાની આજસુધીની જે શ્રધ્ધાઓ પ્રીતિ તેણે સંચિત કરી હતી તે શ્રદ્ધા અને પ્રીતિને મારામાં-પરમપાત્રમાં તે મૂકે છે. અને પછી તો તે મહાત્માના માર્ગે પડયો છે. એટલે તે મને પહોચે છે. આમ હું કોઇપણ દેવના કોઇપણ ભકતની તે તે શ્રધ્ધા દૃઢ કરી તેના ઉપર ગૂઢ ઉપકાર કર્યો જાઉં છું. અને મારી સ્વમહિમપ્રતિષ્ઠા કદી છોડતો નથી. હે અર્જુન! અહીં તો કાંઈ કરવાની અને કરીને જોવાની વાત છે. શ્રધ્ધા એ એવી અમૂલ્ય સંપત્તિ છે કે એની જોડ મળતી નથી. શ્રધ્ધા એ આધ્યાત્મિક માર્ગના પ્રવાસીની માતા છે. ધાત્રી છે. આયા છે. પોષક-તારક-છે. આથી હું શ્રદ્ધાને પોષી ભકત ઉપર ઉપકારનીજ પરંપરા કરૂં છું. ॥ ૨૧ ॥

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२ ॥**

**તે શ્રધ્ધાથી સંપન્ન થયેલ તે, તેની આરાધના માટે ઇચ્છે છે. અને તેની પાસેથી નિશ્ચય મ્હારાથીજ કરાયેલા તે તે પદાર્થોને પ્રાપ્ત કરે છે. ॥ ૨૨ ॥**

આમ આગલા શ્લોકમાં તે તે ભક્તિની તે તે દેવતામા શ્રધ્ધાની વૃધ્ધિ કરી તે દ્વારા હું તેને ઉપકારી થાઉં છું એમ ભગવાને કહ્યુ. હવે તે ભકતના જીવનમાં હું વળી કયાં ભાગ લઉં છું તે હે અર્જુન! તું સાંભળ, મારા વડે દૃઢ કરાવેલી પેલી શ્રદ્ધાથી યુક્ત થઇને તે દેવતાની તે ભકત પ્રસન્નતા માટે અનેક પ્રકારની ચેષ્ટા કરે છે. અને તે દેવતાદ્વારા મારાથીજ વિહિત થયેલા તે તે અભિલષિત પદાર્થોને મેળવે છે. અર્થાત્ હે અર્જુન! કોઇપણ દેવતાના ભકતની તે તે દેવતામાં હું શ્રધ્ધાને અવિચળ બનાવું છું. તે શ્રધ્ધાથી યુક્ત થઇને તે દેવોના આરાધનમાં પેલો પુરૂષ પ્રયત્ન કરે છે. આવો પુરુષ કોઇ કામનાથી પ્રેરાઇને તે કામનાની પ્રાપ્તિ માટે પેલા દેવતાને આરાધવા યત્ન કરે છે. અને તેની શ્રધ્ધાયુકત આરાધનાનાં ફળ તરીકે તે તે દેવતાદ્વારા હુંજ તેની મનોકામના પૂર્ણ કરૂં છું. તે પુરૂષને પોતાનો ઇષ્ટ દેવ પોતાની મનોકામનાને પૂર્ણ કરતો જણાય છે. આથી તત્વદૃષ્ટિએ તે તે

ઇષ્ટદેવના બ્હાના હેઠળ હુંજ તેને ફળ આપુ છુ મારી આજ્ઞા શિવાય કોઇપણ દેવ બીચારો કશુ કરી શક્તો નથી! દેવોજ મારી આગળ બીચારા મનકા જેવા છે ઐશ્વર્યનો એક ટુકડો હુ તેઓને આપુ ત્યારે તે દેવ થાય! અને તેનુ આ ઐશ્વર્ય જોઇને બીચારો અજ્ઞ મનુષ્ય તેની આરાધના કરે છે મારી આરાધના માણસે કરવી જોઇતી હતી પણ બીચારો મનુષ્ય! વિવેક જ્ઞાન રહિત હોઇને તે ડાળપાદડાને વળગે છે! પરતુ મારે તો સૌને તેની ભાવનાને અનુસાર ફળ આપવુજ રહ્યુ! એટલે તે તે દેવતા જાણે કે તે તે ભક્તને ફળ આપતા હોય એમ તે તે ભક્તને લાગે છે બાકી ફળ તો મારૂ નક્કી કરેલુ દેવો મારી આજ્ઞાથી મનુષ્યને આપે છે અહીં તો સમજની ફેર છે રાજાને વળગવુ કે રાજાના આશ્રિત પટેલ તલાટીને વળગવું એની અદર વિવેક જોઇએ છે! રાજા તે રાજા અને પટેલ તલાટી તે પટેલ તલાટી! એની વચ્ચે સરખામણીજ ન હોઇ શકે! છતા ઘણા ઓછા રાજાની સમક્ષ જઇ શકે છે! તેમ બીચારા દેવો! તેઓજ જ્યા પરાધીન છે–ત્યા તે આપણુ ભદ્ર કેવી રીતે કરી શકે? ભક્તે ભગવાનને આશરે જવુ રહ્યુ તો દરેક દેવ તામા ભગવાનની ભાવનાથી આરાધન થવુ રહ્યુ વસ્તુમાત્રમા ભગવાન ભરેલા છે એમ સમજી કોઇપણ દેવને પોતાનો ઇષ્ટ બનાવી તે દ્વારા ભગવાનને મેળવવાને ઇચ્છનાર પુરૂષની અહીં નિન્દા નથી પણ ભગવાનને કોરે મૂકી બીજા દેવની કલ્પના કરી ભીત ભૂલેલાઓને ભગવાન અહીં જાગૃત કરવા ચાહે છે જો છેવટે ભગવાનજ કર્મફળદાતા છે અને સર્વજ્ઞ અને સર્વ સત્તાધીશ છે તો પછી બીજાને વળગવામા વિવેકજ નથી! આથી ગમે તે દેવતાતનુને ભક્ત આરાધે પણ તેમા તેને ભગવાનની ભાવના હોવી ઘટે! બાકી ભગવાનને ગૌણ કરી જે બીજા દેવતાઓને પૂજે તેને યદ્યપિ ભગવાનજ તે તે દેવદ્વારા ફળ આપે છે છતા તે ફળમા ફરક છે! વિવેક અને અવિવેકના મૂલ્યાંકનો સરખા હોઇ શકેજ નહીં ॥ ૨૨ ॥

> **अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
> **देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥**

અલ્પબુધ્ધિવાળા તેમનું તે ફળ તો અંતવાળું હોય છે. દેવપૂજકો દેવને પામે છે અને મ્હારા ભક્તો મ્હને પામે છે ॥ ૨૩ ॥

આમ દરેક ભક્તને તેના માનેલા ઇષ્ટ દેવદ્વારા ભગવાનજ ઇષ્ટ ફળ આપે છે તો પછી ભગવાનના ખુદ ભક્તો અને આ મન કલ્પિત દેવતાઓના ભક્તોમાં ફેર શો છે? આ ફેર જો સમજાય તો પથ્થર એટલા દેવને છોડી સર્વભૂતાધિપતિ પરમાત્માને ભજાય. આથી હવે ભગવાન તે તે દેવતાઓદ્વારા થયેલી પોતાની પરપરાએ પૂજા અને સીધી પોતાની પૂજા એ બેનો ફેર સમજાવી પોતાની આરાધના માટે મધુર અવાજે ભગવાન સૌને આવાહન કરતા કહે છે કે હે અર્જુન! તે ટૂંકી બુધ્ધિવાળાઓનુ તે ફળ અતવાન હોય છે। કેમકે દેવના પૂજકો દેવને પામે છે જ્યારે મારા ભક્તો મને પામે છે।અર્થાત્ હે અર્જુન। મને છોડીને જે બીજા દેવતાઓના આરાધન પાછળ ફાંફા મારે છે તેઓ અલ્પમેધાવાળા પુરુષો છે 'અલ્પમેધમ્' એટલે ટુકી ધારણશક્તિવાળા અર્થાત્ તેમની ધારણા પરિચ્છિન્ન–મર્યાદિત હોય છે અર્થાત્ તેમની સમજ અતિ ટૂંકી છે. બીચારા શુ કરે? ક્ષુદ્ર સમજવાળા હોઇને તેઓ મેરૂ છોડીને કથીરને વળગે છે। જો તેઓને સાચી સમજ હોય તો તેઓ આવુ ન કરે। આથી તેઓ બીચારા બીજા દેવોને ભજવામા જન્મારો ગાળે છે। આવા અલ્પદર્શનવાળા પુરુષોને પોતાના અલ્પપૂજનનુ જે ફળ મળે છે તે અંતવાળું હોય છે। ભલા। ઇન્દ્ર પૂજક મનુષ્યને ઇન્દ્ર બહુ બહુ તો સ્વર્ગનુ સિંહાસન આપે કેમકે સ્વર્ગ સુધી ઇન્દ્રની સત્તા પહોચે પણ એ ઇન્દ્ર કાઇ અખિલ બ્રહ્માડનો અધિપતિ થોડોજ છે। એ ઇન્દ્રનુ ઐશ્વર્ય મર્યાદિત છે! આથી પ્રસન્ન થયેલ ઇન્દ્ર બહુ બહુ તો સ્વર્ગ આપે. પણ એ સ્વર્ગ તો ક્ષણિક છે। માણસે તેનું રળનુ જોઇએ જે કદી ખૂટે નહીં. કાળા પાણી પીને જો દેવાગુજ કાઢવાનુ હોય તો તેના કાળા પાણી પીને જીવન વેડફી નાખવામા કેવળ મોહ છે। આથી જેમની સમજ ટૂકી હોઇને જેઓ તે તે અલ્પશક્તિ મર્યાદિત ઐશ્વર્યવાળા દેવોને પૂજે છે તેઓ તે તે દેવોને પામે છે અર્થાત્ તે તે દેવની જેટલી શક્તિ તેટલુ તે પામે છે જ્યારે મારા ભક્તો મને પામે છે. હે અર્જુન! મને પામે તેને શુ ન મળે। હુ બ્રહ્માડાધિપતિ અનંતશક્તિ પરમાત્માને વળગનાર મહા ભેવાની પુરુષને અપ્રાપ્ય એવી કશી ચીજ નથી। મને જે વળગ્યો તેનુ ભવ-દારિદ્રય ફીટે. મારા શિવાયના બીજાને જે વળગ્યા તેનુ દારિદ્રય ન ફીટે. તે દારિદ્રય અદરને અંદર વધે છે કેમકે તત્ત્વદર્શન શિવાય આરો નથી અને હુ

તત્ત્વની પ્રતિષ્ઠા છુ માટે હે અર્જુન! તુ મનેજ ભજ. મને ભજ્યા સિવાય કોને આશ્રે છે? આમ વિવેકદ્રષ્ટિએ તુ જોશે તો તને મારા ભક્તો અને અન્યદેવતાઓના ભક્તોમાં મહાન તફાવત માલમ પડશે ॥ ૨૩ ॥

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुध्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

બુધ્ધિહીનો મ્હારા કારણરૂપ-સર્વોત્તમ-અવિનાશી સ્વરૂપને ન જાણુતા હોઇ દેહાદિ વગરના એવા મ્હને દેહાદિને પામેલો માને છે ॥ ૨૪ ॥

આમ ભગવાનના ભક્તો ભગવાનને પામે છે એટલા ટૂકા વાક્યમા ભગવાને અર્થનો મહાસાગર છૂપાવ્યો ભગવાનનુ વાસ્તવિક સ્વરૂપ સામાન્ય માનવોને કદી સમજાતુ નથી અને આથી બીચારો માનવ ઉંધે રસ્તે ચઢી જાય છે! પરતુ ભગવાને તેને સ્વરૂપ સમજવાની શક્તિ આપેલીજ છે! છતાં તે શક્તિનો તેને ખ્યાલ નથી. ભગવાનને સાચી રીતે સમજવાની તેને ઈચ્છા નથી કેમકે માયાએ તેને ઝડપી લીધો છે, અને માયાની પકડમા આવેલો જીવ ભગવાનને ઉંધી રીતે સમજે છે! ભગવાનના વાસ્તવિક સ્વરૂપને ભૂલે છે અને ભૂલીને અનર્થની પરપરા કરતો જાય છે. અને ભગવાનને જેવા ન સમજવા જોઇએ તેવા સમજી અથડાય છે! આ વાતનો ઉલ્લેખ કરતા ભગવાનને ભજનારા કેમ થોડા છે અને બીજા દેવોને ભજનારા કેમ વધારે છે તે બતાવતા ભગવાન કહે છે કે હે અર્જુન! અબુધ્ધિ લોકો મારા પર-સર્વ શ્રેષ્ઠ અને અવ્યય ભાવને ન જાણુતા હોઇને મને અવ્યક્તને વ્યક્તિ પામેલો માને છે! અર્થાત્ હે અર્જુન! હુ સર્વભૂતોના આત્મારૂપ છુ. હુ સર્વવ્યાપી અને સર્વભૂતાન્તરાત્મા છુ મારૂ અસલી સ્વરૂપ આ છે અર્થાત્ મારો ભાવ પર છે. અવ્યય છે. અનુત્તમ છે ભાવ શબ્દનો અર્થ સત્તા થાય છે. મારી હાજરી સર્વમા પરમ છે એટલે કે તમામ દેહોમા હુ આત્મરૂપે વસેલો હોઉ દેહ મારૂ મૂળ સ્વરૂપ નથી આ મારી આત્મારૂપે સત્તા અનુત્તમ છે કેમકે તે ચેતન છે. જડ દેહાદિથી મારી ચેતનશક્તિ પરમ છે. ઉત્તમ છે. જડ અને ચેતનમા ચેતનનીજ મહત્તા છે! વળી મારી આ આત્મારૂપી પરમશ્રેષ્ઠ સત્તા અવ્યય છે. અવિનાશી છે નિરાબાધિત છે.

આમ હોઇને હુ, સર્વભૂતોના અંતરમાં, પરમાત્મારૂપે, વસું છુ-વર્તું છું. મારા અસલી સ્વરૂપને ખરી રીતે માણસે અનુભવવુ જોઇએ. પણ બીચારા અલ્પબુદ્ધિ માણસો માયામાં એટલા તો ઘૂસી ગયેલા હોય છે કે મારા આ સર્વભૂતાત્મભૂતાત્મસ્વભાવને ન ઓળખતાં, મારાં નકલી રૂપને પકડે છે. મારૂ નકલીરૂપે તે આ દેવતાઓ ને નકલીરૂપને વળગે છે. અને મુને તે તે દેવના માની પૂજે છે? આ મારૂ નકલીરૂપ શાન્તિદાયક નથી. કેમકે તે અસલી નથી. તે અસત્ય છે! અર્થાત્ હું જેવો છું તેવો મને તેઓ નથી સમજતા અને જેવો મૂળમાં નથી તેવો મને માન્યા કરે છે. અને હે અર્જુન! સત્યને માન્યતા સાથે સબંધ નથી. સત્ય સ્વતન્ત્ર છે. માન્યતા-તન્ત્ર નથી! આથી યદ્યપિ હુ અવ્યક્ત છું એટલે કે ઇન્દ્રિયાદિથી આત્મરૂપે પકડાઉ એવો નથી છતાં તેઓ મને વ્યક્તિ પામેલો એટલે કે બ્રહ્માદિરૂપે ઇન્દ્રિયાદિથી પકડાય એવો માને છે. હુ તો સૌનો આત્મા છું. આ આત્મારૂપે મને ન માનતાં જે પરરૂપે મને માને છે તેની માન્યતા તેને મુબારક હો. પણ તે માન્યતામાં વિવેક નથી! આથી હે અર્જુન! યદ્યપિ જડચેતન સકલ સાંગોપાંગ વિસ્તાર છે, પણ હું સૌમાં અંતરાત્મારૂપે છુ, એ અસલ વસ્તુ જાણવી જોઇએ. બધામાં મને જોઇને વર્તવુ જોઇએ. અહીં કોઇ આ શ્લોકનો અનર્થ ન કરે. પરમાત્મા વ્યક્તિમાન નથી એમ કોઇ ન માને. પરમાત્મા સર્વરૂપ છે એમાં શક નથી. પરંતુ એ સર્વરૂપ પરમાત્મામાં આપણે શુ જોવુ જોઇએ તે દ્રષ્ટિ અહીં પરમાત્મા સમજાવે છે અને ભગવાને આપેલી બુધ્ધિનો પણ ઉપયોગ કરવો જોઇએ એમ ઇચ્છે છે. આત્મા છે મારૂ આ બધું છે એ સમજાવું જોઇએ. અને બધામા તે આત્માની અસ્તિ અનુભવવી જોઇએ એટલું અહીં તાત્પર્ય છે. બુધ્ધિના વાદવિવાદને માટે અહી અખાડા કરવાના નથી. સૌના, પરમાત્મા એ અંતરાત્મા છે એ સમજાશે તોજ ભગવાન સર્વરૂપ છે એમ સમજાશે અને પછી તો સર્વરૂપ પરમાત્મા છે એ સમજણ નિર્દોષ હશે એટલે અહી ભગવાન સાકાર છે કે નિરાકાર વગેરે ચર્ચાનો અવકાશ નથી ભગવાન તો સાકારે છે અને નિરાકારે છે. એ બન્ને છે પણ તે સૌનો આત્મા છે સ્વરૂપ છે એ આત્મદ્રષ્ટિ સમજાવવા માટે પ્રભુ ઉપદેશ દઇ રહ્યા છે. આથી આ શ્લોકમાં ભગવાને જાતે કહ્યુ છે કે હુ અવ્યક્ત છું પણ મને અબુદ્ધિઓ વ્યક્ત માને છે એમ માની નિરાકાર સાકારનો ભગવાનને નામે ઝઘડો કરવામાં સજ્જનતા નથી. વિવેક નથી! બુદ્ધિમાન માણસ તાત્પર્ય

-પ્રિય હોય છે-વાદ-વિતંડાપ્રિય નથી હોતો આથી અહી ભગવાન જે કહેવા માગે છે તે સમજાવુ જોઇએ. ભગવાન કહે છે કે હું આત્મારૂપ છું. એટલુ જો માણસ જાણે તો પછી તે અબુધ્ધિજ ન રહે એટલે અહી તો અજ્ઞાનની બલિહારી ભગવાન બતાવે છે અને અજ્ઞાનને મુકાબલે જ્ઞાનની-સાચી સમજની મહત્તા બતાવી સાચી સમજણ પ્રાપ્ત કરવા પ્રેરે છે. ॥ ૨૪ ॥

> नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
> मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

હું બધાને પ્રત્યક્ષ નથી કેમકે યોગમાયાથી ઢંકાયેલ છું. અને આથીજ વિવેકહીન આ લોક મને અનાદિ અને અનંત તાત્વિક રીતે જાણતો નથી ॥ ૨૫ ॥

હવે આત્મારૂપ પરમાત્માની બાબતમા આવી ગૂઢતા કેમ છે-ક્યા કારણને લઇને પરમાત્માને લગતી સમજમા માણસ વિપરીત કલ્પના કરે છે તે બતાવતા સ્વરૂપપરિચયની દુર્લભતા બતાવી માણસને સત્યજ્ઞાન સંપાદન કરવા પ્રેરતા ભગવાન કહે છે કે હે અર્જુન! યોગમાયાથી સારી રીતે વિંટળાયેલ હું સૌને માટે પ્રત્યક્ષ નથી. અને આ કારણસર આ મૂઢ લોક અજ અને અવ્યય એવા મને ઓળખાતા નથી! અર્થાત્ ભગવાન અહી સ્વરૂપ-જ્ઞાન કેમ દુર્લભ છે એ બતાવે છે ભગવાન કહે છે કે હુ સૌને માટે નજરે પડું એવો નથી-અર્થાત્ પ્રત્યેક માણસ મને પ્રત્યક્ષ જોઇ શકતો નથી મારૂ પ્રત્યક્ષ દર્શન સૌને કેમ નથી? તો કહે છે કે હુ યોગમાયાસમાવૃત છુ. યોગમાયા એટલે કે પરમાત્માની સ્વાભાવિક, કર્તુંઅકર્તું અન્યથા કર્તુ સમર્થ પર અને અપર પ્રકૃતિરૂપે ભિન્ન એવી સૃષ્ટિ નિર્માણ શક્તિ! આ અદ્‌ભુત શક્તિથી પરમાત્મા સમાવૃત છે. અર્થાત્ પરમાત્માની કાયાને-સ્વરૂપને આ યોગમાયા સદા વીટળાઇને રહે છે. સમાવૃત શબ્દનો વાચ્યાર્થ તો સારી પેરે ઘેરાયેલ એવો થાય છે અર્થાત્ પરમપિતાનું વદનકમળ યોગમાયાથી ઢંકાયેલ છે-હિરણ્મયપાત્રથી આચ્છાદિત છે. આ યોગમાયા ભગવાન જેવા છે તેના તેને ન બતાવતા અન્યથા આ બતાવે છે, આ તત્વમા અતત્વની, સત્યમા અસત્યની ભ્રાન્તિમાં ભ્રાન્તી ઉપજાવતી અને એ

માણસને યાનદાયુ રાખનાનો અથાગ પ્રયત્ન કરવો એ યોગમાયાનુ કામ છે આ યોગમાયાને લઇનેજ પ્રાણીમાત્ર ભમે છે અને સત્યાસત્યનો નિર્ણય કરી શકતા નથી અને ઘણે ભાગે-સો એ પોણી સો ટકા વિપરીત ધ્યાનેજ સેવે છે ભગવાન સર્વરૂપ છે છતા ભગવાનજ નથી આવુ ભન્ય ભ્રાન્તિદર્શન એ યોગમાયાનો અદ્ભુત અચિન્ત્ય મહિમા છે સર્વરૂપ ભગવાન છે છતા ભગવાનની અસ્તિનો અનુભવજ ન થાય એના કરતા વધારે આશ્ચર્ય કયુ ? આમ યોગ માયા-શરીરેન્દ્રિયવિષયાદિરૂપે વર્તી રહેલી પ્રકૃતિ, આત્માને મૌની આગળ પ્રત્યક્ષ થવા દેતી નથી ઉલટો આત્મા જેવો નથી તેવો તેને બતાવી અન ર્થની પરપરા ઉપજાવી, માણસને સતસુખથી તે વચિત કરે છે આમ યોગ માયાને લઇને પરમાત્મા અન્યથા બતાવાનો હોવાથી લોક પરમાત્માને જોઇ શકતા નથી છે છતા નથી એમ માને છે અને સસારનો ગુણા ગર્વા કરે છે અહો! અજ્ઞાનનો મહામહિમા ! આ અજ્ઞાન નવ અસખ્ય રૂપોમા આવીને હાજર થાય છે અને બીચારો માણસ તેનાથી દુખી દુખી થઈ જાય છે। આમ પરમાત્માને ન જોઇ શકવામા યોગમાયા-હિરણ્મયપાત્ર આડે આવે છે અને આથી જેનુ હિરણ્મયપાત્ર ખગી ગયુ તેની સમક્ષ તો પરમાત્મા સિવાય બીજુ કશુ રહેતુજ નથી। તેને પરમાત્મા સિવાય બીજુ કશુ દેખાતુ નથી યોગમાયાને જેણે ફેડી તેને ભગવાનનો ચિરયોગ થાય છે જેની યોગમાયા અભેદ્ય-અભીર રહી તેને ભગવાનનો ચિરવિયોગ થાય છે। યોગમાયાને પરતત્ર વ્યક્તિને ભગવાનજ નથી દેખાતા, યોગમાયાને જેણે જીતી તેને ભગવાનજ દેખાય છે આટલો જ્ઞાન અને અજ્ઞાનનો તફાવત છે। આથી ભગવાન કહે છે કે હે અર્જુન! યોગમાયાને લઇને મૂઢ થયેલો આ લોક-એટલે સામાન્ય માનવસમુદાય મને યથાર્થ સ્વરૂપે નથી ઓળખી શકતો! અજન્મા છુ અવિનાશી છુ સર્વરૂપ છુ, સર્વત્ર છુ એ નથી સમજી શકતો! આ અજ્ઞાન જ્યારે મટે ત્યારે જ્ઞાનની હિતકારિણી-દયામયી-કેવન કરુણા પરિપૂર્તિ કલ્યાણૈકસ્વરૂપિણી મૂર્તિનો પરિચય થાય છે। માટે હે અર્જુન! તુ આ યોગમાયાના પડદાને ચીરી નાખવા પ્રયત્ન કર સસારમા-ભેદમા રહ્યા છતા, અભેદને જોતો થા અને તે માટે મારો ભક્ત બની નિષ્કામ કર્મયોગનુ આચરણ કર ભવ ! માયાનો બુરખો હુ મારા પ્રિયતમ ભક્તની નજર આગળથી દૂર કરી નાખુ છુ એટલુ તુ ચોકકસ સમજ ॥ ૨૫ ॥

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥**

હે અર્જુન! હું ભૂત તથા વર્તમાન તથા ભાવિ ભૂતોને જાણું છું પણ મ્હને કોઈપણ જાણતું નથી. ॥ ૨૬ ॥

આગલા શ્લોકમાં ભગવાને કહ્યું કે વિવેકરહિત જનના મને ઓળખી શકતી નથી. કેમકે હુ યોગમાયા સમાવૃત છું. અને આથી દરેકની નજરમાં આવતો નથી. યોગમાયા શબ્દ એટલો તો ગંભીર અર્થથી ભરેલો છે કે એને વાણીદ્વારા સમજાવવો અશક્ય છે. માયાના આવરણને લઇને સર્વત્ર પરિપૂર્ણ, સર્વરૂપી–સૌના અંતરાત્મા પરમાત્મા છે એવું નીતરું શાંતિદાયક જ્ઞાન સ્ફુરતું નથી. અને માણસ અંતરમાં રહેલા શાંતિના અખૂટ ભંડારને છોડી, સંસારના તાપતપ્ત તવા ઉપર ઉકળતે હૈયે ફાંફાં કર્યા કરે છે. આવો અદ્‌ભુત પ્રભાવ છે, યોગમાયાનો આ યોગમાયાને લીધેજ માણસ અહમાની બનીસ્વસત્તાને પ્રસ્થાપિત કરવાનો ક્ષુદ્ર પ્રયત્ન કરે છે બાકી પરમાત્મા તો સર્વત્ર–સચરાચરમાં તે તે રૂપે વ્યાપ્તજ છે. અને ખોળવા જવાનો નથી. વસ્તુમાત્ર તેને પકડીનેજ બેઠી છે! પાષાણ અને પર્વત, નદી અને સમુદ્ર, ઝાડપાન, જડચેતન–વસ્તુમાત્ર પરમાત્માને અંદર છૂપાવીને બેઠી છે! ઉપનિષદોનું 'અંતર્યામી–બ્રાહ્મણ' અહીંજ પર્યવસિત થાય છે. સૌનો અંતરાત્મા હોવા છતાં સૌ–પરમાત્માને ઓળખતાં નથી. આ પ્રસંગે અંતર્યામિ બ્રાહ્મણનો સાર્થ પાઠ કરી જવા સૌ પ્રેમીઓને વિનંતી છે! આમ સૌમાં રહેલો છતાં પરમાત્મા કોઇથી પકડાતો નથી. તેને પકડી શકે છે કોઇક તેનોજ લાલ. તેનોજ કૃપાપાત્ર. યોગમાયાનો પડદો જેના હૃદયપર ઉપરથી તે ખેંચી લે છે તેનેજ હૃદય ગુહામાં તે પુરાણપુરુષ પ્રત્યક્ષ થાય છે! એજ વાતને કહેતાં હવે ભગવાન સ્વરૂપનો ખ્યાલ આપે છે કે હે અર્જુન! હું ભૂત, વર્તમાન અને ભાવિભૂતોને જાણું છું પરંતુ મને કોઇ જાણતો નથી. અર્થાત્ હે અર્જુન! અત્યાર લગીના ભૂતકાળમાં જે કાંઈ સ્થાવરજંગમ પદાર્થો થઈ ગયા તે બધાને હું નખશિખ જાણું છું. અર્થાત્ ભૂતકાળમાં થયેલા પદાર્થમાત્રનો અંતર્યામિ હું હોઇને તે પદાર્થમાત્રને હુ જાણું છું. તેજ મુજબ વર્તમાન કાળમાં સ્થાવર જંગમ જગતને હું પરિપૂર્ણપણે જાણું છું. અર્થાત્ હે અર્જુન! વસ્તુમાત્રને

લગતું ત્રિકાળવિષયક જ્ઞાન મને છે કેમકે હું સર્વત્ર પરિપૂર્ણ હોઇ-સર્વનો અંતરાત્મા હોઇને સર્વજ્ઞ છું. મારી સર્વજ્ઞતા અબાધિત છે! પ્રાણીમાત્રના હૃદયનો હું સાક્ષી છું. જડચેતન એવી કોઈ ચીજ નથી કે જેને હું નખ-શિખ ન ઓળખતો હોઉં-આમ હું અંતર્યામિ પરમાત્મા હોઇને પ્રાણી અપ્રાણી-વસ્તુમાત્ર યથાર્થપણે ઓળખું છું. મને માયા ભૂલાવી શકતી નથી કેમકે માયા મારે અધીન છે! બીચારી માયા! મારાથી એ ધ્રુજે છે-મારી નજરમાત્રથી સચરાચરની જન્મદાત્રી માયા મારી સમસ્ત શક્તિઓ બધ્ધાંજલિ ઉભી રહે છે. અને સતી જેમ પતિની-છાયા જેમ કાયાની તેમ માયા, હું માયાપતિની આજ્ઞાને અનુસરે છે! હું સર્વજ્ઞ અને સર્વશક્તિ પડયો પાથર્યો વસ્તુમાત્રમાં ગૂઢ છું. હું સૌને ઓળખું છું. અને આથીજ હું સૌને ભજું છું. સૌની હું સેવા કરું છું. કોણ છે એવું કે જે પરમપિતા પરમાત્માની સેવા ન લેતું હોય? પરમપિતાની કૃપા ન અનુભવતું હોય? પરમપિતાનું ઋણી ન હોય? જેણે પરમપિતાનાં પ્રેમનો અનુભવ ન કર્યો હોય! પરમાત્મા પ્રાણીમાત્રની સેવા કરે છે કેમકે તે પ્રાણીમાત્રને ઓળખે છે. જ્યાં જ્ઞાન છે ત્યાં સેવા હોયજ. સેવામાં ન પરિણમનારૂં જ્ઞાન કોઇક ઠેકાણે મેલું છે. પરંતુ પરમપિતા પરમાત્માનું જ્ઞાન પૂર્ણ હોઇને તે પ્રાણીમાત્રની સેવામાં તત્પર છે. અને આથી તો સૂર્ય ઉગે છે અને ચન્દ્ર ઉગે છે. પૃથ્વી ફરે છે અને વાયું વહે છે. પાણી મળે છે અને જીવન પ્રાપ્ત થાય છે! કોઈ વિદ્વાન પુરુષ મોં ફાડીને ન કહી શકે કે પરમાત્મા તેની સેવામાં હાજર નથી! આમ પરમપિતા પૂર્ણજ્ઞાની હોઇને પોતાના વિશ્વ કુટુંબની અહોનિશ સેવામાં દત્તચિત્ત છે! આ સેવાઓ એટલી મહાન છે કે જેના વર્ણનને માટે ભાષા દુબળી છે! આમ પરમાત્માએ પોતે સર્વજ્ઞ છે એમ બતાવ્યું. અને તેની સાથેજ વિધાન કરે છે કે હે અર્જુન! મને કોઇ ઓળખતું નથી! મને કોઈ જાણતું નથી. પેલી માયા મહાચોટી છે. તે જીવનું વિવેકજ્ઞાન ચોરી જાય છે. અને તેને અજ્ઞાનમાં દટાયેલ રાખે છે. આથી લગભગ સૌ પરમાત્માને ઓળખતા નથી. અને જેને જે ઓળખે નહિ તેને તે સેવે કેવી રીતે? તેના ઉપર તેને પ્રેમજ કેવી રીતે થાય? જ્ઞાનમાં પ્રેમની ઉપજ છે! જ્યારે માણસ જાણે કે પરમાત્મા છે ત્યારે તે તેને ચાહી શકે. તેને સેવી શકે. લોકમાં પણ આ ન્યાય પ્રસિધ્ધ છે. જ્યારે માણસ સામાને યથાર્થપણે ઓળખે ત્યારેજ તેને તેના ઉપર પ્રેમ જન્મે છે. પરમાત્મા વિષે ખૂબ શ્રવણથી, પરમાત્માને જોવાની-જાણવાની-ઇચ્છા જન્મે. ઉત્સાહ જાગે.

પણ સાચો પ્રેમ તો તેને નજરોનજર ઓળખીએ ત્યારેજ થાય અને સાચી ઓળખ પછીનો પ્રેમ એ અવ્યભિચારી હશે પછી તો આખું જગત તેના માણસને પરમાત્માને ન ચાહવા કહે તોપણ તે તેમ કરવા અસમર્થ નીવડે છે કેમકે વસ્તુજ્ઞાનનું માહાત્મ્યજ એવું છે જણાયા પછી ચાહ્યા સિવાય રહી શકાય એમ નથી આમ જ્યાં પરમપદાર્થની ઓળખ થઈ ત્યાં ભક્તિ આવવાનીજ અને ભક્તિમાં તો ભક્તજનને માટે પ્રાણ પાથરવાની તૈયારી હોય આમ ભક્તિ કદી નિષ્ક્રિય નહિ હોઇ શકે જેને આપણે ચાહીએ તેને માટે પ્રાણદાન એ કાંઈ મોટી ચીજ નથી। આમ આત્મજ્ઞાનમાંથી ભક્તિ જન્મે છે અને ભક્તિ કદી વાંઝીયણ ન રહેતી હોવાથી એ પ્રેમપાત્રને માટે સમર્પણમય હોઇને તેને માટે ઘસાઈ જવા તૈયાર હોય છે આથી આત્મજ્ઞાન પૂર્વક ભક્તિપ્રધાન કર્મયોગ એ જીવનનું ઉમદામાં ઉમદા દર્શન છે। અને એનું મૂળ છે પરમાત્માને જાણવામાં—ભગવાનને આપણે જાણ્યો નથી એટલેજ ભગવાનને આપણે ભજતા નથી બાકી કોઈ ધન્ય ક્ષણે, કઇ જન્મોજન્મના પુણ્ય સંચયનો ફાલ ઉતરતાં, આપણે વ્હાલાની દયાથીજ વ્હાલાને જો ઓળખી ગયા તો પછી તો આપણે પરવશ છીએ અને આ પરમપદાર્થને માટેના પ્રેમની પરવશતામાં જીવનનો બ્રહ્માનન્દ છે। આથી મને કોઈ ઓળખતું નથી એટલું કહી ભગવાન દયાથી આપણને તેમને ઓળખવાને માટે સૂચન કરે છે ॥૨૬॥

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥

હે ભરતવંશજ! સૃષ્ટિમાં રાગદ્વેષથી જન્મેલા દ્વંદ્વના મોહથી, હે શત્રુતાપન! બધા પ્રાણીઓ સંમોહને પ્રાપ્ત થાય છે. ॥ ૨૭ ॥

ભગવાનને હવે કેમ કોઇ ઓળખતું નથી—કેમ ભગવાનના તરફ કોઈ ઢળતું નથી એ સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! આ સૃષ્ટિમાં ઇચ્છા અને દ્વેષથી જન્મેલા દ્વંદ્વોના મોહને લઇને સર્વભૂતો સંમોહને પામે છે। અર્થાત્ હે અર્જુન! મને ન ઓળખવામાં મુખ્ય બાધા કઈ છે તે હું તને કહું છું પેલી યોગમાયા આમ નજરોનજર દેખાય એવી નથી પણ એ યોગમાયાની સતતિ જગતમાં કામ કરતીજ રહે

છે. ઇચ્છા અને દ્વેષ-એટલે કે રાગ અને દ્વેષ એ બે પુત્રો પેલી મહામાયાના છે. અને તેઓ મહામલિષ્ઠ છે! ઇચ્છા એટલે અનુકૂળ વિષયને લગતો રાગદ્વેષ એટલે પ્રતિકૂળ વિષયને લગતો ક્રોધ. અર્થાત્ મારે અમુક જોઇએ કેમકે તે મને ગમે છે. મારે અમુક ન જોઇએ. કેમકે મને તે ગમતું નથી. આ ગમતું અને અણગમતું માણસનામાં દ્વંદ્વ મોહ જન્માવે છે. દ્વંદ્વ એટલે સુખદુઃખ વગેરે જોડાંઓ મોહ એટલે ભળતાજ ખ્યાલ! અર્થાત્ માણસનામાં રાગદ્વેષ - સુખ દુઃખાદિની ભળતીજ કલ્પનાઓ ઉત્પન્ન કરે છે. અને આ કલ્પનાઓની પાછળ માણસ રાતદિવસ ગાંડો બને છે. જ્યાં સુખ નથી ત્યાંજ સુખને માટે ફાંફાં મારે છે. જ્યાં દુઃખ છે ત્યાંજ સુખને માટે વલખાં મારે છે. જ્યાં દુઃખ નથી ત્યાં જવાને આળસ કરે છે. જ્યાં દુઃખ છે ત્યાંજ સુખ માનીને અથડાય છે. આમ અસત્યને સત્ય માની તે મુજબ પ્રાણીમાત્ર વર્તે છે. સુખ અને દુઃખની વિકૃત માન્યતાઓને માથે મૂકી કચડાતો કચડાતો બીચારો ફાંફાં મારે છે. અને મૃગતૃષ્ણાની પાછળ પડે છે! મને અમુક હો—અમુક ન હો—બસ આ એ પ્રધાન પ્રેરક તત્વો–રાગદ્વેષના વશમાં આવીને પરમાત્માને લગતા ગાઢ અજ્ઞાનનો સંચય કરતો જાય છે. રાગ અને દ્વેષના સંસ્કારો સંચિત બની બનીને પરમાત્માને દાબી દે છે. તેને હૃદયના સિંહાસન ઉપરથી ભ્રષ્ટ કરે છે. અને હૃદય સિંહાસન ઉપર યોગમાયાના કુંવર રાગનું સામ્રાજ્ય વ્યાપે છે. બીચારો જીવ રાગદ્વેશ થઈ રાગના અનુજ દ્વેષને પણ વશ થાય છે. બસ. રાગદ્વેષની અજગરચૂડમાં આવીને રાતદિવસ તેમને તોષવામાં જીવન વેડફી નાંખે છે! છેવટે પરમાત્મારૂપી ધનથી ધની હોવાં છતાં દરિદ્ર બને છે. સનાથ છતાં અનાથ બને છે. સુખી છતાં દુઃખી બને છે પ્રશાંત છતાં અતિ અશાન્ત બને છે. આ રાગદ્વેષના પંજામાં આવી અતિશય ગાઢ અજ્ઞાનનો સંચય કરીને સંસારમાં વર્તતો જીવ બીચારો ક્ષણભરનો પણ અવકાશ મેળવી શકતો નથી. જ્યાં એને પરમાત્માને લગતી ચર્ચા કરવાને પણ પળભરનો અવકાશ નથી ત્યાં શ્રવણ મનન ધ્યાન વગેરેનો તો પત્તોજ ક્યાંથી? સરવાળે જીવનની સંધ્યા કાળે પણ જો તે કાંઇક સંસ્કારી હોય તો ઉચ્ચ જીવન માટે ઝંખે. પણ પછી તો પાણી વહી ગયે પાળ બાંધવાના મનોરથોમને શા કામના? પછી તો પશ્ચાત્તાપજ એક બાકી રહે. એક શોકનો પ્રદીપ્ત અગ્નિજ બાળે? દુનીયામાં યયાતિ એકજ નથી. સર્વકાળે–સર્વ દેશમાં યયાતિની બહુમતિ હોય છે. કોઈ

યયાતિ નથી હોતો અને છેવટે બધા, યયાતિના ઉદ્ગારનું જ પુનરાવર્તન કરે છે કે **न जातु कामः कामानामुप भोगेन शाम्यति हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥** અને જીવમાત્રની આ કરુણ કથની છે. સૌને આજ વાત જીવનમાં ઘણે ભાગે કહેવાની છે. સંસાર આ કરુણકથની અખંડની આવૃત્તિ કાઢતોજ જાય છે। અને આવી કરૂણકથનીના વાતાવરણની વચ્ચે કોઇ કોઇ, મહર્ષિઓના મહર્ષિ–દર્શનકાર–શ્રીકૃષ્ણચન્દ્ર વગેરે જીવનાચાર્યો, જીવના ઉધ્ધારાર્થે હમદર્દીથી, ભૂલની–ઠોકર ખાતી–અંધારે અટવાતી માનવજાતિને પ્રેમમય વક્તૃત્વથી બચાવવાને અવતરે છે. અને પોતાની જીવન–સંહિતાદ્વારા તેમને સાચું જીવવા માટે આવાહન કરે છે। આ આવાહનને ધ્વનિ જેને સંભળાયો તે બચે છે–બીજા સંસાર સરિતાના પ્રચંડતમ–ભીષણ વેગમાં ઘસડાતાજ જાય છે। અને આજ વાત પરમપિતા અહીં કહે છે કે હે અર્જુન। સર્વભૂતો સંસારમાં રાગદ્વેષની સંતતિરૂપ દ્વંદ્વમોહના વમળમાં પડીને મને લગતા ગાઢ અજ્ઞાનને પામે છે. અને જ્યાં મને ઓળખેજ નહિ ત્યાં ભજે શાના? અને ભજે નહિ તેને શાંતિ શાની? ॥ ૨૭ ॥

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥**

પરંતુ જે સદાચરણી મનુષ્યોનું પાપ અન્ત પામ્યું છે તે દ્વંદ્વમોહથી સંપૂર્ણ છૂટેલા મ્હને સ્થિરવ્રતી થઈ ભજે છે. ॥૨૮॥

ભગવાનનું આ સર્વસ્પર્શી દર્શન જોઇને બીચારો અર્જુન તો આભોજ બની ગયો! તેણે પૂછ્યું કે હે ભગવન્। જ્યારે પ્રાણીમાત્ર રાગદ્વેષના લોખંડી પંજામાં સપડાઇને આપ પરમાત્માને જાણતા નથી અને જાણતા ન હોવાને લીધે આપને ભજતા નથી તો પછી આપની ભક્તિ કરવી જોઇએ, એવું વિધાન કરનારાં શાસ્ત્રમાત્ર વ્યર્થ છે। કેમકે આપની ભક્તિ કોણ કરી શકે? બધાંજ જ્યાં આંધળાં છે ત્યાં દેખતો કોણ? આમ આપની ભક્તિ કરનાર અધિકારીના અભાવમાં, આપની ભક્તિને લગતાં શાસ્ત્રો–સત્યદર્શનો પણ વ્યર્થ છે। આમ જ્યારે અર્જુને પૂછ્યું ત્યારે કરૂણામય પરમાત્મા જવાબ વાળે છે કે હે અર્જુન। પરંતુ જે પુણ્યકર્માઓનું પાપ મરી ગયું છે; તેવા દ્વંદ્વ–

મોહથી અત્યન્ત મુક્ત પુરુષો, દ્રઢવ્રતી હોઇને, મને ભજે છે. અર્થાત્ હે અર્જુન! તું આકળો ન બની જા. મારું આ સંસારનું વાચન-અને તેના ઉપરથી નીકળેલું જીવજાતને લગતું જે દર્શન છે તે લગભગ સર્વસ્પર્શી છે. સંપૂર્ણપણે સર્વને એ લાગુ પડતું નથી! કેટલાક એવા પુરુષો છે કે જેઓ મને ભજે છે. જે મનુષ્યો પુણ્યકર્મી, છે એટલે કે સદાચરણશીલ છે-પોતાના વર્ણાશ્રમને લગતાં કર્મોને કર્મ કરવાની વિધિ પ્રમાણે કરે છે, તેવા પુણ્યપુંજ મનુષ્યો મને ભજે છે. કેમકે પુણ્યનો સંચય કરતા હોઇને તેઓ પાપને મારે છે. તેમનું પાપ પુણ્યકર્મના પ્રભાવથી તથા ભોગવી લેવાથી હતવીર્ય થાય છે. અને પાપ તો અજ્ઞાનનું રોકાણ હતું. પાપના ભારને લઇને જ્ઞાન કચડાયેલ હતું. એના આવરણને લીધે જ્ઞાન દબાઇ રહેલું હતું. તે ભાર ઉંચકાઇ જતાં જ્ઞાન તો બીચારું ઘણા વખતનું-જન્મોજન્મનું-રૂંધાઇ રહેલું હોઇને એકદમ ઝડપથી ઉપર આવે છે. આમ સત્કર્મના આચરણથી અને દુષ્કર્મના ક્ષયથી જ્ઞાન જન્મે છે અને પરિપુષ્ટ થાય છે. આમ જન્મેલું જ્ઞાન માણસને દ્વંદ્વમોહથી નિર્મુક્ત કરે છે. એટલે કે સુખદુઃખની અવળી સમજમાંથી છોડવે છે. અત્યાર સુધી તેને જલમાં સ્થલ અને સ્થલમાં જલ દેખાતું હતુ-સમાર તેને મયદાનવની કૃતિ જેવું-પાંડવોનાં સભાસદન જેવો દેખાતો હતો. અને તેમાં એ દુર્યોધનની દ્રષ્ટિદોષને લીધે ભ્રાન્તિ થતી હતી. હવે તો સત્યજ્ઞાનનો પ્રકાશ-દ્રષ્ટિ તેને સાંપડી છે. આથી તે તરતજ દ્વંદ્વોની જે ઉંધી સમજણ તેમાંથી છૂટે છે. સાંસારિક સુખદુઃખથી તેને આત્મસ્વરૂપમાં કશો ફેરફાર નથી લાગતો. હૈયાં ઉપર સંસારના આઘાત પ્રત્યાઘાતોનો સ્પર્શાસ્પર્શ તો થવાનો પણ તેથી તે આત્મામાં કશી ફેરફારી સમજવાનો નહીં. હવે તે જ્ઞાનપ્રસાદની ઉંચી ભૂમિકામાં મહાલવાનો-જ્યાં સંસારનો વા તેને લાગતો છતાં લાગવાનો નહીં! અને આજ તો જ્ઞાનનું માહાત્મ્ય છે. રાગદ્વેષના ઝેરને મ્હાત કરવાની જડીબુટ્ટી તો જ્ઞાન છે. આવી જડીબુટ્ટી તેની પોતાની માલકીની હોઇને હવે તે રાગદ્વેષ જેવા ડંખીલા-ભવોભવના વેરીલા-ઝેરીલા સાપોની સાથે પણ રમત રમે છે. અને તેનું કશું બગડતું નથી! આજ વાતને ભગવાન કહે છે કે તેવા પુરુષો દ્રઢવ્રતી થાય છે. ઇશ્વરભક્તના જે જે યમનિયમો હોય તે તે યમનિયમો ઉપર તેઓ મુસ્તાક હોય છે. આભ અને ઐતનિ એક થઇ જાય તોપણ તેના વ્રતમાં તેઓ મચક ન આપે. જેને સત્ય સમજાયું તે અસત્યમાં કેમ રમે! તે એક ક્ષણભર પણ સત્યદર્શનથી વેગળો રહીજ ન શકે! આમ અહિંસાદિ યમનિયમોનું

જીવનમાં અચળપણે પાલન કરનારા તે મહાવ્રતી પુરુષો મને ભજે છે. કેમકે તેઓએ મને ઓળખ્યો છે. અને એ ઓળખનુંજ અનિવાર્ય ફળ તે મારૂં ભજન છે. એટલે કે મારી સેવા છે. અર્થાત્ તેવા મહામના પુરુષો સર્વાત્મભાવે સદા સર્વથા સર્વત્ર મારી આજ્ઞાનું પાલન કરે છે. આથી હે અર્જુન! આવા મારા ભકતોનો પણ દુકાળ નથી! આખા વિશ્વમાં દરેક દેશ-દરેક જાતિ-દરેક કાળમાં આવા ભકતો છેરણ વેરણ પડ્યાજ હોય છે. તેઓની સંખ્યા ઓછી હશે. પણ આ માર્ગમાં તો સંખ્યા ઓછીજ હોવાની. આ કાંઈ રંગભૂમિ નથી કે જ્યાં બેસવાની કે ચાલવાની જગ્યા ન મળે! આતો વીરભૂમિ છે-સમરભૂમિ છે. અને એમાં પસંદગી પામેલાજ ચાલે છે જો કે અધિકારી બધા છે. આથી મારી ભકિતને લગતું શાસ્ત્ર વ્યર્થ નથી. એક દિવસ બધાને એ માર્ગે ગયેજ છૂટકો છે. કેટલાક વ્હેલા જશે કેટલાક મોડા. પણ હે અર્જુન! મને કયાં ધીરજ નથી! હું તો ધીરજનો ભંડાર છું. મારા મને ભૂલી જાય-હું તેમનો હોઇને તેમને ભૂલું એમ નથી. એમાંજ મારી મહત્તા છે. ॥ ૨૮ ॥

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

જે મનુષ્યો જરા અને મરણમાંથી છૂટવાને માટે મ્હને અવલંબી યત્ન કરે છે, તેઓ તે બ્રહ્મને સમગ્રપણે જાણે છે. અધ્યાત્મ તથા સંપૂર્ણપણે કર્મને જાણે છે. ॥ ૨૯ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાને પોતાની ભક્તિ કરનારા ભકતો છે અને તે ભકતો પુણ્યાચરણી, નિષ્પાપ, સુખદુઃખાદિની અવળી સમજણથી મુકત અને દ્રઢવ્રતી હોય છે એમ બતાવ્યું. અર્થાત્ પરમાત્માનો ભકત કેવો હોય તે દર્શાવ્યું. સત્કર્મ કરવાનો જેનો સ્વભાવ થઈ ગયો છે, મલિનકર્મ પ્રાણત્યાગે પણ જેને માટે અશકય છે, જે સુખદુઃખની ભળતીજ કલ્પનાઓથી દબાતો નથી-અને જેના જીવનમાં વ્રતો દ્રઢતમ હોય-અચલ હોય-તેવો માણસ પરમાત્માને ભજી શકે છે. આવા ભગવાનના ભજનારા દ્રઢવ્રતી પુરુષોને શું ફળ મળે છે એ બાબતમાં ભગવાન પોતાનો અભિપ્રાય આપતાં કહે છે કે હે અર્જુન! જરા અને મરણમાંથી મુકિત મેળવવાને માટે મને આશ્રય તરીકે લઇને જેઓ યત્ન કરે છે તેઓ તે પૂર્ણ બ્રહ્મને જાણે છે.

અધ્યાત્મને જાણે છે. તથા અખિલ કર્મને જાણે છે. અર્થાત્ હે અર્જુન ! જેઓમાં જરા અને મરણને ઓળંગી જવાની તીવ્ર ઇચ્છા છે તેઓ જો મારો આશ્રય લઇ યત્ન કરે તો સંપૂર્ણ બ્રહ્મને જાણે છે, અધ્યાત્મને જાણે છે તથા પૂર્ણ કર્મને જાણે છે. અને આટલી જાણથી જે કાંઈ મળે છે તે મોક્ષજ છે. અર્થાત્ માણસનામાં મુમુક્ષા હોવી ઘટે. ઇશ્વરાશ્રય હોવો ઘટે. અને પ્રયત્ન હોવો ઘટે. આત્મા ઉપર અજ્ઞાનને લઈ, જરા મરણના અભિટ પ્યાલો કોતરાયેલા રહે છે. અને એ પ્યાલોમાંથી ભાગ્યેજ કોઇને મુકિત મળે છે. આ જરા મરણના પ્યાલો અર્થાત્ જન્મમરણ અને. જન્મમરણના વચગાળામાં અનુભવાતાં સુખદુઃખાદિ તમામ પ્યાલો એ આત્માની ભીંત ઉપર અજ્ઞાને કુશળતાપૂર્વક દોરેલાં રેખાચિત્રો છે. આ રેખાચિત્રોની પકડમાં આત્મા ગૂંચવાયેલો છે. આ રેખાચિત્રોને ભૂંસી નાંખી આત્માને તેના અસલી. સ્વરૂપમાં જોવા માટે માણસનો પ્રયત્ન છે—સ્વરૂપનું દર્શન અને એ દર્શનના અનિવાર્ય ફળરૂપે સ્વરૂપાનુસંધાન અને એ સ્વરૂપના અનુસંધાનના અનિવાર્ય પરિણામ રૂપે સ્વરૂપમાં નિષ્ઠા—બસ આ સ્વરૂપમાં નિરપવાદ નિષ્ઠા એટલે મોક્ષ છે. આ મોક્ષ મેળવવાને માટે જેને તીવ્ર તમન્ના છે તેનો પુરૂષ જોશે કે મોક્ષ મેળવવામાં ઇશ્વરની કૃપા અને પોતાનો પુરૂષાર્થ બન્નેની જરુર છે. આથી ભગવાન અહીં કહે છે કે મને અવલબીને જેઓ પ્રયત્ન કરે છે તેઓ મુકત થાય છે. અર્થાત્ પરમાત્માનો પ્રેમપૂર્વક ટેકો લેવાથી—પરમાને ભકતવ્ય તરીકે સ્વીકારી તેમની ભકિતના અવલંબનથીજ માણસ તરે છે. સ્વરૂપમાં નિષ્ઠા એ પરમપિતાની પ્રસન્નતાના આશીર્વાદનું ફળ છે. તમામ વિચક્ષણ અધ્યાત્મ પ્રવાસીઓનો આ એકધારો અનુભવ છે. જે પરમાત્માને વળગતો નથી તેને અભિમાન કોતરી ખાય છે. તેને નિર્મળ કરી મૂકે છે. અને અભિમાન જ્યાંસુધી જીવે ત્યાંસુધી મુક્તિ એ આશાલાડુ છે. આથી પરમપિતાની પ્રેમળભકિત એજ મુખ્ય સાધન છે. આ ઉપરાંત ભગવાન કહે છે કે "જેઓ યત્ન કરે છે," અર્થાત્ ભગવાનની કૃપાનુ પાત્ર પુરૂષાર્થી છે. જે પુરૂષાર્થ કરે છે તેને ભગવત્કૃપાનો લ્હાવો મળે છે. આ પુરૂષાર્થ એટલે કર્તવ્યકર્મમાં કર્તવ્યબુધ્ધિથી નિરન્તર પ્રયત્ન. આમ જેને સ્વરૂપાનુસંધાન માટે તીવ્ર ઇચ્છા છે જે પરમાત્માને ભજવા યોગ્ય ગણીને તેમનો પાલવ પકડે છે અને જે કર્તવ્યકર્મમાં કર્તવ્ય—બુદ્ધિથીજ રાતદિવસ મશગૂલ છે તે તરે છે. તેને શું સમજાય છે એ પરમાત્મા જાતે સ્પષ્ટ કરે

છે. ભગવાન કહે કે આવો માણસ કૃત્સ્નબ્રહ્મને જાણે છે. કૃત્સ્ન એટલે સંપૂર્ણ બ્રહ્મ એટલે પરમાત્મા. તે પૂર્ણ પરમાત્માને ઓળખે છે. સ મારી દશામાં પણ માણસને પરમાત્મા વિશે કાઇક કલ્પના તો હોય છે. તે કોઈ એકાદ ઇશ્વર વિભૂતિમા પોતાના પરમાત્માને માની બેસે છે. આ પ્રબુધ્ધ દશામાં તેવો માણસ વસ્તુમાત્ર પરમાત્માની વિભૂતિ છે એમ અનુભવે છે. પરમાત્મા કોઇ એકજ આકારના નથી, પણ સમસ્ત વિશ્વજ પરમાત્મા છે એવી તેની સમજણ થાય છે. ઉપનિષદ્નાં દર્શનકારોનો અનુભવ છે કે એક સત્‌ને વિપ્રો અનેક રીતે વર્ણવે છે, આ એકનોજ સૌમાં ઓતપ્રોત ભાવ જે તે સાક્ષાત્ જુવે છે અર્થાત્ નામરૂપનો વ્યાકર્તા તેને નામરૂપમાત્રમાં માલમ પડે છે. તેના સંશયો ટળી જાય છે. હૃદયગ્રંથીઓ ભેદાય છે. તેનાં કર્મોનાં બંધનો શિથિલ થઇ જાય છે. આમ એકજ આત્માની અપરિચ્છિન્ન અસ્તિનો તે અનુભવ કરે છે. અને આનેજ ભગવાન અહીં ‘કૃત્સ્ન બ્રહ્મને’ તે જાણે છે એમ કહે છે. આમ તેવા પુરૂષને બ્રહ્મદર્શન થાય છે. તે ઉપરાંત તેવો પુરૂષ અધ્યાત્મને જાણે છે. અધ્યાત્મ એટલે આત્મામાં રહેલો આત્મા એટલે શરીર. શરીરમાં રહેલે જે પ્રત્યગાત્મા જીવ–પુરૂષ–તે પ્રત્યગાત્માને તેવો પુરૂષ જાણે છે. જ્યાંસુધી માણસને પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન્ ન થાય ત્યાંસુધી તેને પરમાત્માનું જ્ઞાન થતું નથી. અધ્યાત્મ શાસ્ત્રનો આ નિયમ છે. અને એ નિયમ અપવાદ વિનાનો છે. યોગી પુરૂષ પહેલાં પ્રકૃતિનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરે છે. તે પછીનું પગથીઉં તે પ્રત્યગાત્માના સાક્ષાત્કારનું છે અને છેવટનું પગથીઉ તે પરમાત્માનો સાક્ષાત્કાર છે આથી ભગવાન કહે છે કે તેવો પુરૂષ અધ્યાત્મને જાણે છે. અર્થાત્ પોતાના શરીરમાં રહેલા પ્રત્યગાત્માને તે હાથમાં રહેલાં આમળાંની પેઠે સાક્ષાત્ અનુભવે જાણે છે. આમ જે જાતને જાણે અને જાતમાં રહેલા પરમાત્માને જાણે તેજ પુરૂષ સમગ્રકર્મને જાણે છે. પ્રત્યેક કર્મની સમગ્રતા તેના યજ્ઞીયભાવમાં છે. આવો પુરૂષ જાણે છે કે કર્મ કરવાં એ કુદરતી છે. એ ટાળ્યાં ટળતાં નથી. રોકયાં રોકાતાં નથી. કર્મેજ છૂટકો છે આથી તે વિના કલેશે પ્રેમપૂર્વક પોતાને ફાળે આવેલાં તમામ કર્મોને કર્તવ્યબુધ્ધિથી કરશે. હું કરૂં છું એવુ તેને ભાન પણ ન સ્ફુરશે. કેમકે તે સમજતો હશે કે હું તો નિમિત્તમાત્ર છું અને આ કર્મોદ્વારા પરમપિતા પરમાત્મા પ્રસન્ન થાઓ એવીજ તેની સમજણ હોવાથી તેનાથી કર્મો યથાજ

કરે છે અને તેનાથી વિશ્વાત્મા પ્રસન્ન થાય છે. બસ. જેના કર્મોમાં સ્વાર્થની ગંધ નથી, જે કર્મો લોક અને શાસ્ત્રથી સંમત છે તેવાં કર્મોનુ કર્તવ્ય બુધ્ધિથી યાવજ્જીવ આચરણ એટલે સમગ્ર કર્મ. આમ કર્તવ્યમાં નિમગ્ન-જ્ઞાનને જાણનારો અને પરમાત્મામાં રાચનારો મનુષ્ય મુક્ત છે! ॥ ૨૯ ॥

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः,॥ ३० ॥

જે મનુષ્યો અધિભૂત અને અધિદૈવ તથા અધિયજ્ઞ સહિત મ્હને જાણે છે, તે એકાગ્રમનવાળા મરણ સમયે પણ મ્હને જાણે છે. ॥ ૩૦

આમ જરામરણમાંથી મુક્તિ માટે પરમાત્માનો આશરો લઇ પ્રયત્ન કરનાર પુરૂષ, જ્ઞાનને જાણી, પરમાત્માને ઓળખી, કર્તવ્યબુધ્ધિથી કર્મો કરનાર હોય છે એમ બતાવ્યું. હવે આવા પુરૂષને અંતે શું ફળ મળે છે તે ભગવાન કહે છે કે હે અર્જુન! જે પુરુષો અધિભૂત અને અધિદૈવ તથા અધિયજ્ઞ સહિત મને જાણે છે તે યુક્ત ચિત્તવાળાઓ પ્રયાણકાળે પણ મને જાણે છે. અર્થાત્ હે અર્જુન! જેઓ મને પરમાત્માને અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞ સહિત જાણે છે તેવા યુક્તચેતસ્ પુરુષો મરણકાળે પણ મને ઓળખે છે. અધિદૈવ, અધિયજ્ઞ તથા અધિભૂત શબ્દો આગલા અધ્યાયમાં સમજાવવામાં આવશે. પરમાત્માને અધિભૂતાદિ સહિત જે જાણે છે-અર્થાત્ જીવનકાળ દરમ્યાન જેણે પરમાત્માને પૂરીરીતે ઓળખ્યા છે તે માણસનું મોત પણ સુધરે છે. મોતની પળ સાચવવા તો જીવન જીવવાનું છે. મોતકાળે જેવી મતિ તેવી ગતિ એ અચળ સિધ્ધાંત છે. આથી જેણે જીવતાં જીવન પરમાત્માનો અનુભવ કર્યો-આત્માની પરમતાનો સાક્ષાત્ પરિચય મેળવ્યો તેવા પુરુષો મોતની પળે પણ એકાગ્રચિત્ત હોય છે. તેમનું મન એક પરમાત્મામાં દાખલ થયેલું હોય છે. આ નિત્ય અભ્યાસનુ અનિવાર્ય ફળ છે. આથી મોત વખ-

તની પરમકરૂણ અવસ્થામાં પણ જે માણસ જીવન જીવ્યો છે તે અશોચ્ય હોય છે. કેમકે તેને મોત એ શોકનુ કારણજ ન હશે. પ્રિયમિલનમાં શરીર અંતરાયરૂપ હતું. એ શરીરનો અંતરાય વેગળો કરવા માટે મોત તો સુહૃદ્‌-ધર્મ બજાવવા આવે છે. આથી મોતનો તેને દ્વેષ ન હોવાથી મોત તેને શત્રુ ન લાગે. આ વખતેજ તો તેની સાધનાનુ પરખુ જણાય છે. તેના નિશ્ચયની કસોટી થાય છે. તેની એકાગ્રતાની પરીક્ષા થાય છે. તેના અનન્યભાવની અગ્નિ પરીક્ષા થાય છે. આથી ભગવાન કહે છે કે જે મને જીવનાં જીવત જાણે છે તે મોતના અતિકપરાકાળે પણ એકાગ્રચિતે મને જાણી શકે છે. મન્મય હોય છે આથી તે મનેજ પામે છે સરિતા સમુદ્રમાં આત્મવિલોપન કરી નાંખે છે એટલુંજ. બાકી પાણી ચાલી જતું નથી. તેમ અસ્તિ-પરિમિત અસ્તિ-બૃહદ્‌ અસ્તિમાં ભળી જાય છે અર્થાત્‌ હે અર્જુન ! જે જીવન જીવશે તે મરણને જીતશે આથી મને જાણ અને જીવવાનો પ્રયત્ન કર. મોતને મારી નાખવાનો આ એકજ ઉપાય છે અને મોતને મારી નાંખવુ એટલે કે સ્વ-રૂપમાં સ્થિત થવુ. સ્વરૂપની ત્રિકાલાબાધ્ય અસ્તિ છે એમ જોઈ નિર્ભય બનવું. બાકી શરીરથી અમર થવાના કોડ સેવવા એનો અજ્ઞાન છે. આત્માની અમરતા-અજરતા-અજન્મતા-જાણી લેવી-અનુભવવી એનુ નામજ મોતનું ઉલ્લંઘન છે. 'अभयं वै प्राप्तोऽसि' ની સ્થિતિ જ્ઞાન અનુભવની હોની ઘટે-આવો ભગવાનનો અહીં આશય છે. ॥ ૩૦ ॥

॥ इतिसप्तमोऽध्यायः ॥

॥ हरि ॐ तत्सत् ॥

॥ हरि ॐ तत्सत् परमात्मने नमः ॥

## ॥ अष्टमोऽध्यायः ॥

॥ ॐ देवं नंदनंदनं वंदे ॥

अर्जुन उवाच · અર્જુન બોલ્યા –

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

હે પુરુષોત્તમ ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? તથા અધિભૂત શું ? અધિદૈવ શું કહેવાય છે ? હે મધુસૂદન ! આ લોકમા, શરીરમા અધિયજ્ઞ શબ્દનો શો અર્થ ? તે કેવી રીતે જાણવો ? તથા મરણસમયે, એકાગ્રચિત્તવાળાઓથી કેવી રીતે આપ જાણવા યોગ્ય છો ? ॥ ૧–૨ ॥

**આ**ગલા અધ્યાયને અંતે ભગવાને બ્રહ્મ વગેરે સાત પદાર્થોને જાણવા યોગ્ય બતાવીને, અધ્યાયની સમાપ્તિ કરી આ આઠમો અધ્યાય એ સાત પદાર્થોના ઉપર વ્યાખ્યાનરૂપ છે ભગવાને બતાવેલા આ સાત પદાર્થો શું છે, એમને જાણવાથી ફળ શું વગેરે વિષયોનું નિરૂપણ એ આઠમા અધ્યાયનો વિષય છે. અર્થાત્ સાતમા અધ્યાયનાજ અનુસંધાનમા આ અધ્યાય છે આથી

અર્જુન પૂછે છે કે હે ભગવન્! હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું છે? અધ્યાત્મ શું છે? કર્મ શું છે? અધિભૂત એટલે શું? અને અધિદૈવ એટલે શું? હે મધુસૂદન! આ લોકમાં આ શરીરમાં અધિયજ્ઞ કોણ છે? અને તે કેવી રીતે જાણવા યોગ્ય છે? તથા મરણકાળે એકાગ્રચિત્તવાળાઓવડે આપ કેવી રીતે જાણવા યોગ્ય છો? આમ આ બે શ્લોકોમાં અર્જુનના સાત પ્રશ્નો છે. બ્રહ્મ શબ્દથી શું સમજવું? અધ્યાત્મ શબ્દથી શું જાણવું? કર્મ શબ્દથી શું અભિપ્રેત છે? અધિભૂત અને અધિદૈવ શબ્દોનું શું વાચ્ય છે? તેજ મુજબ આ દેહમાં અધિયજ્ઞ કોણ છે અને તે કેવી રીતે જણાય? તથા પ્રયાણકાળે યુક્તમના પુરૂષ આપને કેવી રીતે ઓળખી શકે? આવા અતિ ગંભીર-સૌ જીજ્ઞાસુને મુઝવતા પ્રશ્નો, અહીં અર્જુન, ભગવાન આગળ ધરે છે અર્જુનના આ પ્રશ્નો, ઘણા જટિલ છે કેમકે સામાન્યમતિને તો આ પ્રશ્નોનું સ્વરૂપજ ન સમજાય. અને જેને સમજાય તે પણ તેના ઉત્તર આપતાં અચકાય. કેમકે વિના વિચાર્યે જો આવા જીવનના અતિ મહત્ત્વના પ્રશ્નો ઉપર જવાબ આપવામાં આવે અને તે જવાબમાં જો આપ્તતા ન હોય તો સાધક ઉંધી દિશામાં દોરાઈ જાય એવો સંભવ ખરો. આથી અર્જુનના આ અતિ ગંભીર પ્રશ્નોનો સાધકમાત્રે યથાર્થ વિચાર કરવો રહ્યો. ॥ ૧-૨ ॥

શ્રીભગવાનુવાચ : શ્રી ભગવાન બોલ્યાઃ-

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

ઉત્કૃષ્ટ અક્ષર બ્રહ્મ; પ્રકૃતિ અધ્યાત્મ કહેવાય છે. જડચેતન પદાર્થોની ઉત્પત્તિ કરનાર પરમાત્માનો પ્રથમ વ્યાપાર કર્મ નામે ઓળખાય છે. ॥ ૩ ॥

હવે અર્જુનના પ્રશ્નોનો ભગવાન ક્રમશ ઉત્તર આપતાં કહે છે કે કે હે અર્જુન! પરમઅક્ષર એટલે બ્રહ્મ. અધ્યાત્મને સ્વભાવ એમ કહે છે. ભૂત નામના ભાવોનો ઉત્પાદક જે વિસર્ગ તેને કર્મસંજ્ઞા મળે છે. અર્થાત્ ત્રીજા શ્લોકમાં ભગવાન અર્જુનના પહેલા ત્રણ પ્રશ્નોનો જવાબ સૂત્રાત્મક રીતે આપે છે. પરમ અક્ષર એટલે બ્રહ્મ અર્થાત્ હે અર્જુન! બ્રહ્મ

શબ્દના યદ્યપિ અનેક અર્થો છે, પરતુ અહી બ્રહ્મ શબ્દનો અર્થ પરમ અક્ષર. તારે જાણવો. અક્ષર શબ્દ અશ્ ધાતુમાથી નીપજે છે. એ ધાતુનો અર્થ 'વ્યાપવુ' એવો થાય છે. અર્થાત્ જે સર્વત્ર-ચરાચર' વિશ્વમાં વ્યાપી રહેલ છે-સૌનુ કારણુ હોવાથી પ્રકૃતિ પર્યન્તના તમામ પ્રપચનુ ઉત્પત્તિ સ્થિતિલયનુ નિદાન છે-અર્થાત્ પરમાત્મા નામના તત્વને અક્ષર કહેવામાં આવે છે. ટૂકમાં અક્ષર એટલે ઇશ્વર-પરમાત્મા. આ પરમાત્મ તત્ત્વ પરમ છે. પરમ એટલે સર્વશ્રેષ્ઠ -નિરતિશય છે. અર્થાત્ જેની સરખામણીમાં કોઇ ઉભી ન શકે અને જેનાથી અધિક કોઇ ન હોય શકે એવુ આ તત્ત્વ છે. અર્થાત્ સષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લયનુ એક કારણુ, સર્વજ્ઞ, સર્વશક્તિ, કર્તુ અકર્તુ અન્યથાકર્તુ સમર્થ-સર્વભૂતાન્તરાત્મા-સર્વપ્રાણ-સર્વાધાર પરમાત્મા એટલે પરમ અક્ષર અને આ પરમ અક્ષર એટલે બ્રહ્મ. અર્થાત્ હે અર્જુન! જ્યારે મે તને "બ્રહ્મને તેઓ જાણે છે" એમ આગલા અધ્યાયમાં કહ્યુ ત્યારે બ્રહ્મ એટલે આ પરિપૂર્ણ પરમાત્મતત્વ મારા હૃદયમાં અભિપ્રેત હતુ. આવા પરમાત્મ તત્વને તું જાણ

બીજા સવાલના જવાબમાં પરમાત્મા કહે છે કે સ્વભાવ એટલે અધ્યાત્મ. અર્થાત્ હે અર્જુન! અધ્યાત્મ શબ્દદ્વારા હું સ્વભાવ કહેવા માગુ છુ. સ્વભાવ એટલે પ્રકૃતિ. સષ્ટિની શરૂઆતમા જે પરાપરરૂપે વ્યક્ત થાય છે, જેને વેદમાં "સ્વધા" એમ કહેવામા આવે છે, જે સ્વાભાવિક સૃષ્ટિનિર્માણશક્તિ એટલે અધ્યાત્મ. અધ્યાત્મ શબ્દનો વ્યુત્પત્તિલભ્ય આ અર્થ છે. આત્મા એટલે સર્વભૂતોનો અંતરાત્મા-પરમાત્મા. આ પરમાત્માને આશ્રયે વર્તનારી જે પરમાત્માની શકિત તે અધ્યાત્મ. અર્થાત્ પ્રકૃતિ કહો-માયા કહો-સ્વધા કહો-સૃષ્ટિ નિર્માણ કરનારી શક્તિ કહો-ગમે તે નામે વ્યવહાર કરો-પણ પરમાત્માની જે પર અને અપર ભેદે વ્યક્ત થયેલ, ગહન-ગૂઢ-અનવગાહ્ય શક્તિ તેને અધ્યાત્મ એમ કહેવામા આવે છે.

ત્રીજા પ્રશ્નના જવાબમાં ભગવાન કહે છે કે હે અર્જુન "ભૂતભાવોદ્ભવકર-વિસર્ગ" એટલે કર્મ. અર્થાત્ લોકોમા ભૂતનામે પ્રસિધ્ધ એવા જે ભાવો એટલે કે જડચેતન સમસ્ત પદાર્થો. એ પદાર્થોનો ઉદ્ભવ એટલે કે ઉત્પત્તિ, આ ઉત્પત્તિ કરનારો એવો વિસર્ગ એટલે વિવિધ સૃષ્ટિમા કારણભૂત એવો

પરમાત્માનો જે સંકલ્પરૂપ પ્રથમ વ્યાપાર, આ વ્યાપારને કર્મસંજ્ઞા મળે છે. અર્થાત્ હે અર્જુન! કર્મ શબ્દનો અર્થ તુ નક્કી કરી લે. કર્મ એટલે પરમાત્માનો મૂળ સંકલ્પ નામનો વ્યાપાર. "હું એક છુ અનેક થાઉં" એવો પરમાત્માએ જે પહેલો સંકલ્પ કર્યો તે સંકલ્પનો અર્થ કર્મ છે. આ સંકલ્પનેજ વેદમાં 'કામ' કહે છે–'ઇક્ષણુ' કહે છે. કામ–ઇક્ષણુ–સંકલ્પ ગમે તે નામે કહો–તાત્પર્ય એકજ છે અને તે આ. પરમાત્માની ઇચ્છા થઈને પરમાત્મા એક હતા તે સ્વયં અનેક થયા! ભૂતભૌતિક સૃષ્ટિમાત્રરૂપે પરમાત્માંજ છતા થયા! તો એક પરમાત્માના અનેકભવનમાં કારણુરૂપ જે પરમપિતાની ઇચ્છારૂપ ગૂઢ વ્યાપાર તે વ્યાપાર એટલે કર્મ. આ કર્મનાજ અનુકરણુરૂપ પ્રાણીમાત્રનાં કર્તવ્ય કર્મો હોય છે. પરંમાત્મા એકના અનેક કેમ થયા એ અતિપ્રશ્ન છે! નાસ્તિક પ્રશ્ન છે! મૂર્ખતા–દ્યોતક પ્રશ્ન છે! આપણે અલ્પજ્ઞ પામર પ્રાણીઓ આ ગહન વિષયમાં આપણો શો અભિપ્રાય આપી શકીએ. અને એ અભિપ્રાયમાં વજૂદ શું? એટલું સત્ય છે કે ઈશ્વરની ન કળાય–ન સમજાય–છતાંએ ઈશ્વરના લાલના હૃદયમાં નિઃસંશયપણે એની મેળે સમજાય–એવી, ગહન ઇચ્છામાંથીજ આ સૃષ્ટિ જન્મી છે. સાધકે સમજવાનું એટલું કે કોઇપણુ પદાર્થની પ્રકટતા ઇશ્વરેચ્છાનુવર્તી છે. અને ઇશ્વરની ઇચ્છા સ્હામે પ્રશ્ન ન પૂછાય. એ પ્રશ્ન રાંગ્ભ્પના ડાધાવાળો છે. હૃદયની નિર્મળતાની અવધિ થતાં તેના અંતરમાં ખાત્રીજ થઈ જશે કે याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः–જેવા જોઇએ તેવા પદાર્થોને તેણે=પરમાત્માએ અનંતકાળથી સરજી મૂકયા છે! ભલા! જીવની ઇચ્છા પણુ ન સમજાય–ન સમજાવી શકાય એવી છે તો પછી પરમપિતા–સર્વજ્ઞ–સર્વશકિત સર્વભૂતાત્મભૂતાત્મા–પરમાત્માની ઇચ્છાને સમજવાની ગતિ કયાંથી હોય? આથી સામાન્યપણે આટલું સૌ સમજી લે કે ભૂતમાત્રના ઉત્પાદનેમાં કારણુરૂપ પરમાત્માનો જે આદ્ય અમોઘ સંકલ્પ તે સંકલ્પનું નામ કર્મ છે. અને કર્મનીજ પ્રતિકૃતિરૂપ જગતમાં અનંત કર્મો છે. જગત્ કૃ ધાતુનું અનંત રૂપાખ્યાન છે! આમ ત્રણુ પ્રશ્નોનો ભગવાને આ ત્રીજા શ્લોકમાં ગૂઢ જવાબો વાળ્યા. આ જવાબોની યથાર્થતા ઇશ્વરકૃપાથી પ્રયત્નશીલ પુરુષને અંતરમાં સ્વયં સમજાય છે આટલું બધા અહીં સમજી લે. ॥ ૩ ॥

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

વિનાશી પદાર્થ અધિભૂત છે. તથા જીવાત્મા અધિદૈવત છે. હે દેહધરીઓમાં શ્રેષ્ઠ! આ લોકમાં-દેહમાં હુંજ અધિયજ્ઞ છું. ॥ ૪ ॥

આગલા શ્લોકમાં પહેલા ત્રણ પ્રશ્નોના ઉત્તરો આપ્યા. હવે બીજા ત્રણ પ્રશ્નોનો ઉત્તર આપતાં આપતાં પરમાત્મા ભણે છે કે હે અર્જુન! અધિભૂત એટલે ક્ષરભાવ. અધિદૈવત એટલે પુરુષ. અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! આ લોકમા-દેહમાં હુજ અધિયજ્ઞ છું. અને ભગવાનના આ ઉત્તરો પણ વિચારગંભીર છે! ભગવાન કહે છે અધિભૂત એટલે ક્ષરભાવ. ક્ષર શબ્દનો શબ્દાર્થ થાય છે વિનાશી ભાવ એટલે પદાર્થમાત્ર ક્ષરભાવ એટલે કે વિનાશી પદાર્થમાત્ર. અને આ અર્થ અધિભૂત શબ્દમાથીજ ફળે છે ભૂત એટલે પ્રાણીઓ આ પ્રાણીઓને માટે-તેમના ઉપભોગ્ય તરીકે વર્તતો હોઇને પદાર્થમાત્ર, અધિભૂત છે અર્થાત્ દુનીઆના તમામ વિનાશી પદાર્થો પ્રાણીમાત્રના ઉપભોગ માટે છે પ્રાણીમાત્રને ઉદ્દેશીને-તેમના ઉપભોગને માટે સર્જાયેલ હોઇને પદાર્થમાત્રને અધિભૂત કહેવામાં આવે છે અર્થાત્ દૃશ્યમાત્ર પદાર્થો=વિનાશી પદાર્થો-અસ્થાયી-ક્ષણ પરિણામી પદાર્થમાત્રને અધિભૂત એમ કહેવામાં આવે છે અર્થાત્ દેહઇન્દ્રિયાદિથી માડીને બુધ્ધિ પર્યન્તના તમામ ઉપભોગ્ય પદાર્થોને અધિભૂત કહેવામા આવે છે. આ થયો ચોથા પ્રશ્નનો ઉત્તર.

હવે પાંચમાનો જવાબ વાળતાં ભગવાન કહે છે કે હે અર્જુન! અધિદૈવત એટલે પુરુષ. દેહરૂપી પુરીમા રહેલો-સુતેલો હોવાથી જીવને પુરુષ કહેવામા આવે છે. આ જીવને પ્રત્યગાત્માને-ક્ષેત્રજ્ઞને-અધિદૈવત એમ કહેવામાં આવે છે અધિદૈવત શબ્દની વ્યુત્પત્તિ ઉપરથીજ આ અર્થનુ દોહન થાય છે. દૈવત કહો-દેવ કહો-એકજ ચીજ છે, શરીરમા દેવો રહેલા છે. આ દેવો એટલે ઇન્દ્રિયો. વિષયોનું પ્રકાશન કરતી હોવાથી ઇન્દ્રિયોને દેવ કહેવામાં આવે છે આમ દૈવત શબ્દનો નિચોડ અર્થ બાહ્ય અને આતર ઇન્દ્રિયો એમ થાય છે. આ બાહ્ય અને આંતર ઇન્દ્રિયોના સ્વામી તરીકે વર્તતો હોવાથી જીવાત્માને

અધિદૈવત મરે છે. અર્થાત્ દેહમા રહેલા દેવોના દેવ-ઇન્દ્રિયોના સ્વામી છવા ત્માને અધિદૈવત કહેવામા આવે છે એમ તે અર્જુન! તુ જાણુ

આમ પાચમા પ્રશ્નનો જવાબ વાળી હવે છઠ્ઠાનો જવાબ આપતા ભગવાન કહે છે કે હે અર્જુન! હે દેહધારીઓમા શ્રેષ્ઠ અર્જુન! આ જગતમા દેહમાત્રમા હુ પરમાત્માજ અધિયજ્ઞ છુ યજ્ઞ એટલે કર્મમાત્ર દેહધારી પ્રાણી માત્ર જે કાઈ કર્મ કરે છે તે કર્મનો હુ અધ્યક્ષ હોઈને-સાક્ષી હોઈને-તે તે કર્મનો ફળદાતા તરીકે વતતો હોઇને-હુજ અધિયજ્ઞ છુ એમ તુ જાણુ અર્થાત્ કર્મમાત્રના અધ્યક્ષ-સાક્ષી અને ફળદાતા એવા જે પરમાત્મા તે પરમાત્મા-અતર્યામીરૂપે પ્રાણીમાત્રમા, સમજાય નહી-પકડાય નહી-એવી રીતે વર્તે છે અને એવી સૂક્ષ્મ રીતે વર્તતા એવા પરમાત્મા એટલે અધિયજ્ઞ અહી ભગવાનથી અર્જુનને "દેહભૃતાવર!" એવુ સબોધન અપાઈ જાય છે અર્જુન એ દેહભૃત-દેહધારીઓમા પસદ કરવા જેવો છે કેમકે આવુ ગૂઢજ્ઞાન કોને મળે! અને તે પણ ગુરૂઓના ગુરૂ, સાક્ષાત્ પરમાત્મા-પરમપિતાના મુખથી કોને મળે? આથી ગૂઢ પ્રેમથી છલકાતા ભગવાન અર્જુનને અજબ, ઇર્ષાજનક, મનોરનથી સબોધે છે અને તે દ્વારા 'દેહભૃતાવર' કોણ થઈ શકે તેનુ પણ સૂચન કરે છે જે મનુષ્ય ભગવાનના આ શ્લોકનુ રહસ્ય જાણે તે 'દેહભૃતાવર'જ થાય અહી એક વાતનો ઉલ્લેખ યોગ્ય છે અર્જુને તો આ દેહમા અધિયજ્ઞ કોણ છે અને તે કેવી રીતે જણાય એવો બેવડો પ્રશ્ન પૂછ્યો હતો ભગવાને અધિયજ્ઞ હુજ છુ-બીજો નથી એટલોજ જવાબ આપ્યો છે કેવી રીતે જણાય એનો અહી જવાબ નથી આપ્યો પરતુ હવે પછીનો આખો અધ્યાયજ ભગવાન કેવી રીતે ઓળખાય એ વિષય ઉપર વ્યાખ્યાનરૂપ હોઇને પરમાત્મા અહી મુનિ થાય છે. આમ છ પ્રશ્નનો ભગવાને જવાબ વાળ્યો ॥ ૪ ॥

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
य प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

અન્તકાળે પણ મનેજ યાદ કરતો, શરીરને છોડી જે મરણ પામે છે તે મારા ભાવને પામે છે એ બાબતમાં સદેહ નથી. ॥૫॥

હવે સાતમા અતિ ગંભીર પ્રશ્નનો નિર્ણયાત્મક જવાબ વાળતાં ભગવાન –દયામય ભગવાન કહે છે કે હે અર્જુન! અન્તકાલે મનેજ સ્મરતાં જે મનુષ્ય કલેવરને છોડીને પ્રયાણ કરે છે તે મદ્ભાવને પામે છે. આ વાતમાં સંશય નથી. અને આ શ્લોક ગૂઢ છે. હે અર્જુન! અંતકાળે પણ મનેજ સ્મરીને જે જાય છે તે મને પામે છે. શ્લોકમાં 'ચ' અવ્યયનો 'અપિ' અર્થ થાય છે અને તે ચમત્કાર ભર્યો છે. 'અપિ' એટલે પણ. 'અંતકાળે પણ' એવો 'अन्तकालेच'નો નિચોડ અર્થ છે. અર્થાત્ જેમ અન્તકાળ–શિવાયના જીવનકાળમાં તેમજ અન્ત કાલે પણ જે મનેજ સ્મરે છે, અર્થાત્ જે જીવનની પ્રત્યેક ક્ષણ ભગવત્સ્મરણમાંજ ગાળે છે, તેનેજ અંતકાળે ભગવત્સ્મરણ થાય છે. અર્થાત્ ભગવાનનું સ્મરણ એ યાવજ્જીવનનું વ્રત હોવું જોઈયે. ફુરસદે ભગવાનનું સ્મરણ કરશું–ઘડપણમાં કરશું–વખત આવ્યે કરીશું–એ બધી ભ્રામક માન્યતા છે. સ્મરણ એટલે યાદ. વસ્તુમાત્રમાં પરમાત્માનીજ યાદ આવવી એ નીતરાં હૃદયનો ધર્મ છે. જ્યાંસુધી હૃદય નિર્મળતમ–વીતરાગ–વીતદ્વેષ ન હોય ત્યાંસુધી અણુઅણુમાં પરમાત્માની યાદ હોવી–આવવી એ કેવલ આત્મ–વંચના છે. આથી જે મરણકાળને સુધારવા માંગતો હોય તેણે જીવનકાળને એળે ન જવા દેવો જોઇએ. જે જીવન જીવ્યો ન હોય તેને મરતાં–નજ આવડે એવો ભગવાનનો અહીં સ્પષ્ટ આદેશ છે. આથી ભગવત્પ્રાપ્તિને માટે સતત્ ભગવદ્ભાવનું સ્મરણ યોગ્ય છે. કેમકે જેનું રટણ તેનું સ્મરણ. જેવો જેવો અભ્યાસ તેવો તેવો અધ્યાસ. આથી જે જીવનની પ્રત્યેક ક્ષણે ભગવાનના ભાવનું સ્મરણ કરે છે, તે ભગવન્મય થાય છેજ. આમાં અપવાદ નથી. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! જીવનમાં જેમ તેમ અંતકાળે પણ જે મનેજ યાદ કરે છે, નહીં કે દેહગેહાદિને, તેજ પુરુષ કલેવરને તજી મદ્ભાવ–ઈશ્વરભાવ–પરમાત્માની સદ્રૂપતાને પામે છે. અર્થાત પરમાત્માના ઉપર જેને સ્વભાવિક અવ્યભિચારી પ્રેમ નથી તેને કદી પરમાત્માનું સ્મરણ થતું નથી. આથી પરમાત્માને ઓળખીને, જીવનભરે જે જે તેનું ઘટઘટમાં દર્શન કરે છે તેનીજ મૃત્યુપળ મચવાય છે કેમકે પ્રિયતમ ભગવાનનાં સ્મરણુવતીને પ્રિયતમ પરમાત્મા કદી છેહ દેતા નથી. પ્રિયનો ઉદ્ધાર પ્રિય કરેજ એ લોકપ્રસિદ્ધ ન્યાયજ છે. હે અર્જુન! આથી ભગવત્સ્વરૂપ-

થવા ચાહનારે જીવનભર પરમાત્માના સ્મરણવતી થવું ઘટે. અને એક વાત બીજી અહીં ધ્યેય છે. સ્મરણ હમેશાં અનુભવજન્ય હોય છે. જેનો આપણને અનુભવ નહી તેનુ આપણને કદી સ્મરણ ન થાય. આમ જેને પરમાત્માનો અનુભવ નથી તેને પરમાત્માનું સ્મરણ નથી. અને આથી તેને મૃત્યુપળે સંસારનુંજ સ્મરણ થવાનું કેમકે જેનો અનુભવ તેનીજ યાદ એ ધ્રુવ નિયમ છે. વળી અનુભવ એટલે 'પાછળ થા.' આ એનો શબ્દાર્થ છે અનુ એટલે પાછળ અને ભવ એટલે થા. પરમાત્માનો અનુભવ એટલે પરમાત્માની પાછળ-પરમાત્મા જેવા છે તેવા થવું. આમ વિચારતાં જે જીવનકાળે પરમાત્મ સ્વરૂપ પામ્યો નથી તેને પરમાત્માનું સ્મરણ થવુ મુશ્કેલ છે. આથી ભગવાન અહી સાધકને જીવન દરમ્યાનજ પરમાત્માનો અનુભવ કરવા પ્રેરે છે. અને આ અનુભવ પરમાત્માના યથાર્થજ્ઞાન શિવાય થતો નથી. પરમાત્માનું યથાર્થજ્ઞાન પ્રકૃતિના અને પુરૂષના યથાર્થજ્ઞાન શિવાય સંભવતુ નથી. આથી સાધકે પહેલાં પ્રકૃતિનું પછી પ્રત્યગાત્માનું અને પછી પ્રકૃતિ અને પ્રત્યગાત્માના અંતર્યામિ પરમ પુરુષનું યથાર્થ જ્ઞાન મેળવવું રહ્યું. જેને આ ત્રણ પદાર્થનું નિઃસંશયજ્ઞાન છે તેને જીવનમુક્તિ સહજ છે. અને આથીજ પરમકૃપાળુ ભગવાન અહીં સાત પ્રશ્નોમાં આજ વાતનો ઉલ્લેખ કરે છે, અર્જુનના સાત પ્રશ્નો, પ્રકૃતિ પ્રત્યગાત્મા અને પરમાત્મા એ ત્રણ પદાર્થોમાં સમાઇ જાય છે. આમ પ્રકૃતિ પુરુષ અને પરમાત્માના યથાર્થજ્ઞાનમાં ભગવદ્ભાવ સમાયો છે એમ સૌ સમજે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન જીવન જીવવાનો-તેને સુધારવાનો આદેશ કરે છે. જે જીવનભર જગન્નિયન્તા પરમાત્માને સ્મરે છે તે અંતકાળેપણ તેનેજ સ્મરવાનો અને આ સ્મરણમાં જન્મમરણરૂપ સંસારની શાંતિ છે. ॥ ૫ ॥

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

હે કુન્તીપુત્ર ! અન્તકાળે જે જેય પણ ભાવને સ્મરતો કલેવરને તજે છે તેને તેનેજ તે પ્રાપ્ત થાય છે કેમકે હંમેશાં તેની વાસનાથી તે રંગાયેલો છે. ॥ ૬ ॥

આગલા શ્લોકમાં ભગવાને મરણકાળે જેનામાં ભગવત્સ્મરણ હોય તેની ભગવદ્ગતિ થાય છે એવો નિઃસંશય નિર્ણય આપ્યો. સિદ્ધાંત એ

છે કે મરણકાળે જેવી મતિ-તેવી માણસની ગતિ. આજ સિદ્ધાંતનો અતિદેશ કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! જે જે પદાર્થને સ્મરતો માણસ અંતે કલેવરને તજે છે તે તે ભાવનેજ, હમેશાં તે ભાવથી ભાવિત થયેલો હોવાથી, તે પામે છે. અર્થાત્ હે અર્જુન!-માણસે જીવનકાળ દરમ્યાન જે ભાવનું સદા ચિન્તન કર્યું હોય તે ભાવના સંસ્કારો પ્રબળ હોઇને મૃત્યુકાળે પણ તેજ ભાવનું સ્મરણ ઉપસ્થિત થાય છે. જેના જેવા સંસ્કારો તેનું તેવું સ્મરણ! કેમકે સ્મરણનો અર્થજ સસ્કારજન્ય જ્ઞાન છે. આમ. જીવન દરમ્યાન જેણે જેવું ચિન્તન કર્યું હોય, મૃત્યુકાળે તેને તે ખડું થાય છે. આથી જે જે ભાવનું માણસ અતકાળે સ્મરણ કરીને કલેવરને-પ્રાપ્તદેહને તજે છે તે તે ભાવ તરફ તેનું ગમન થાય છે. અર્થાત્ ભાવિજીવન એ આ ચાલુ જીવનનું આબેહૂબ ચિત્ર છે. ભાવિ જેણે સુધારવુ હોય તેણે વર્તમાનને સુધારવો. માણસ જેનું સદા રટણ કરે છે તેનુંજ તેને સ્મરણ આવે, છે કેમકે તેનું હૃદય તે રટણથી વાસિત થાય છે. તે તે ભાવનાના સસ્કારોથી તે સદા રંગાયેલો-વાસિત થયેલો હોઇને તે તે ભાવનાને અનુકૂળ તેની ગતિ થાય છે! આમ ભગવાન અહીં જે ઉપદેશ આપવા માગે છે-જે ગૂઢ વાત કહેવા માગે છે તે આ છે. માણસે ચાલુ જીવનને વિવેક માર્ગે વાળવાનો દૃઢ નિશ્ચય કરવો અને તે પ્રમાણે વર્તવું કેમકે વર્તમાનજ ભાવિની આગાહી કરે છે. ભૂતકાળ યદ્યપિ માણસના જીવનનો પ્રેરક તો હોય છેજ, અને આથી ભૂતકાળનું-ગઈ કાલ સુધીનું જીવનભલે દુષ્ટ બનવાનો નિશ્ચય કરી વર્તવા મંડી પડવું. અને પોતે શું બનવું છે, તેનો વિવેકી વિચાર કરી લેવો. અર્થાત્ ધ્યેયને નક્કી કરી લેવું. ધ્યેયનો નિર્ણય કરી પછી ધ્યેયની સાધનામાં રાત્રિદિવ મચી રહેવું. ઉપર ભગવાને સ્વયં બતાવ્યું કે ઉત્કર્ષની દૃષ્ટિએ અને પૂર્ણતાની ઉત્તમતાની દૃષ્ટિએ પરમાત્માજ જીવમાત્રનુ ધ્યેય છે. આથી બીજી બધી લાભી ટૂંકી છોડી દઇ પરમાત્માને મેળવવાના જે સાધનો-સાધનોમાં સત્કારપૂર્વક મંડયા રહેવું. સાધનોની સિધ્ધિ થતાં-સાધ્ય છેટે નથી રહી શકતુ. સાધનોના આચરણની અવધિએજ સાધ્ય છે અર્થાત્ મનુષ્યે જો ભાવિ સુધારવું હોય તો તેણે વર્તમાનનો પૂરો સદુપયોગ કરી લેવો રહ્યો. કેમકે વર્તમાનના એરણ ઉપરજ ભાવિનો આકાર ઘડાય છે. આની છે સંસ્કારની-વાસનાની-ભાવનાની બલિહારી. આથી દરેક સાધક-જીવન ગાળવા ઇચ્છનારે પરમાત્માના આદેશ અનુસાર વર્તમાનને સુધારવાના પ્રયત્નમાં મંડી રહેવું જોઇએ. આવો આ સિધ્ધાંતનો અર્થ છે. ॥ ૬ ॥

तस्मात्सर्वेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवेष्यस्यसंशयम् ॥ ७ ॥

તેથી બધી વેળાએ મને યાદ કર. તથા મને અર્પિત કરેલ મન અને બુદ્ધિવાળો તુ લડ તુ મ્હનેજ પ્રાપ્ત થશે. સંશય નથી ॥ ૭ ॥

આમ આગલા શ્લોકમા સિધ્ધાતને પ્રસ્થાપિત કર્યો એ સિધ્ધાતમાથીજ ફળના વર્ણનનો અર્જુનદ્વારા મનુષ્યમાત્રને ઉપદેશ કરતા ભગવાન કહે છે કે હે અર્જુન! તેથી બધીયે વખતે તુ મારૂ અનુસ્મરણ કર અને લઙ મારામા દઈ દીધેના મન અને બુધ્ધિવાળો તુ મનેજ નિશક પામશે અર્થાત્ હે અર્જુન! જ્યારે જીવનભરની સાધના અતકાળે ઉપસ્થિત થાય છે એ સિદ્ધાન છે તો પછી તારે વિવેક કરવો રહ્યો તારા હૃદય ઉપર તુ શાનો રગ ચઢાવવા ચાહે છે? સસારનો કે પરમાત્માનો? સસારનો રગ ચઢે તો મોત વખતે સસાર ઉપસ્થિત થઇ તને સસારજ નક્કામા મળશે અને પરમાત્માનો રગ ચઢાવશે તો પરમાત્મા તને નક્કામા મળશે વિવેક કરશે તો તને સમજાશે કે સસારના રાગદ્વેષનો રગ તારૂ કલ્યાણ કરનાર નથી આથી તુ દરેક પળે મનેજ યાદ કર. અર્થાત્ તારા જીવનની પ્રત્યેક અવસ્થામા—ખાતા પીતા—ઉઠતા—બેસતા—મરંકાળે તુ મને યાદ કર એટલે કે દરેક કર્મ કર અને તે કર્મની શરૂ અને અતમા તુ મને યાદ કરીને તે તે કર્મ કર અને મારામા દઈ દીધેના મન અને બુધ્ધિવાળો તુ લઙ અર્થાત્ મને યાદ કરીને તારા મન અને બુદ્ધિને તુ મને સોપી દે આપણે જે વસ્તુ જેને સોપીએ તે વસ્તુ આપણા હાથમા ન હોય જેને સોપી તેના હાથમા હોય આથી દાનમા દત્ત વસ્તુ દેનારના હાથમા—તેની માલકીની રહીજ ન શકે મન અને બુદ્ધિના ભગવાનને દાન દીધા પછી તે મન અને બુદ્ધિ આપણા અધિકારના નથી! ભગવાન તેનો જે ઉપયોગ કરે તે આપણને માન્ય હોવો રહ્યો આથી સપૂર્ણ શ્રધ્ધા અને પ્રેમથી "હે પરમાત્મન્! આ મન અને આ બુધ્ધિ આપને સમર્પુ છુ આપ એનો ઉપયોગ કરો—કરાવો," એવી નિરહકાર નિરભિમાન હૃદયદશાથી તુ લડ એટલે કે સ્વવર્ણને ઉચિત એવા કર્મો તુ કર આમ તારુ સમર્પણ જો સાચુ હશે—તેમા સ્વાર્થ ન હશે—તેમા ભાવશાઠ્ય ન હશે—નિષ્કપટતા હશે તો મને સોપેલી

મન અને બુધ્ધિનો મારે તારી પાસે શો ઉપયોગ કરાવવો તે હું હે અર્જુન! જાણું છું. એવાં મન અને બુધ્ધિ તે મારાં બને છે, અને ભગવાનના બનેલાં મન અને બુદ્ધિ જીવનું કલ્યાણ કરે. જીવ જ્યારે મન બુદ્ધિને પોતાની અનામત સમજી ઉપયોગ કરે છે ત્યારે અથડાય છે નિષ્કપટભાવે–પ્રેમપૂર્વક શ્રધ્ધા ભક્તિથી ભગવાનના પ્રસાદ તરીકે મન અને બુદ્ધિનો નિરહંકાર અને નિરભિમાન બની ઉપયોગ કરે તો તો તે મન અને બુધ્ધિ પરમાત્માની પાસે પહોંચાડે છે. જીવમાં અહભાવ અને મમભાવ જ્યાંસુધી કાયમ રહે છે ત્યાંસુધી જીવ ગભાય છે. કેમકે અહભાવ અને મમભાવ એ બે ભયંકર દર્દો છે. એ જ્યારે કર્મદ્વારા ફાટે છે ત્યારે જીવ સબડતો અને ગભાતો દેખાય છે. એ બે જ્યારે શમી જાય છે. ત્યારે માણસની સુગંધી મધમધી રહે છે. આથી કરુણામય પરમાત્મા અહીં વૈદ્યભાવે જીવના અહતા અને મમતારૂપી મહાદર્દની ચિકિત્સા બતાવી ઓષધ અને અનુપાન બતાવે છે. આ દર્દોની અસહ્ય પીડા અને અનિવાર્ય દુર્ગંધમાંથી બચવાનો એકજ ઉપાય છે અને તે મન બુદ્ધિ–આપણા સંકલ્પો તથા નિશ્ચયોને ભગવાનને સમર્પી દઇ તેના પ્રતિનિધિ તરીકે યાવદાયુ સ્વવર્ણોચિત કર્મને કર્તવ્યબુદ્ધિથી આચરતા રહેવું. એનું પરિણામ આવશે પરમાત્માની પ્રાપ્તિમાં. એજ વાત ભગવાન કહે છે કે આમ મને દઇ દીધેલ મન અને બુધ્ધિવાળો તું મનેજ પામશે એમાં સંશય નથી. સંશય લાગે તો તે કેવળ વિચારશીલને લાગશે આચરણશીલને નહી. આથી જીવન વિચારમય આચારપ્રધાન હોવું ઘટે એવો અહીં ધ્વનિ છે। ॥ ૭ ॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

હે પૃથાપુત્ર! અભ્યાસરૂપી યોગથી યુક્ત, બીજે નહિ જનારા ચિત્તથી, દિવ્ય શ્રેષ્ઠ પુરૂષને, યાદ કરીને પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥

આમ ઇશ્વર પ્રાપ્તિનો ઉપાય ભગવાને બતાવ્યો. જીવન જેણે આચર્યું તેજ મૃત્યુને આચરી શકે છે એવો અહીં ન ભૂલાય એવો ધ્વનિ છે. હવે મર્મનાં ભગવાન શીખવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! અભ્યાસ યોગથી યુક્ત અને બીજે ક્યાંયે ન ભટકતાં હૃદયથી, શ્રેષ્ઠ–દિવ્ય–પુરૂષને,

મરણકાળે ચિન્તવનો મનુષ્ય પ્રાપ્ત કરે છે. અર્થાત્ દિવ્ય પરમ પુરૂષને પ્રાપ્ત કરવાને માટે ભગવાન અહીં બે શરતો મૂકે છે. માણસનું હૃદય અભ્યાસયોગ યુકત હોવું જોઇએ. તથા અનન્યગામી હોવું જોઇએ. હૃદયમાં આ બે વિશેષણો જો પચ્યાં હોય તો પછી પરમપુરૂષની પ્રાપ્તિમાં શકા નથી. અભ્યાસ એટલે વારંવાર પરમાત્માનુ સ્મરણ. એ સ્મરણજ યોગ. આ સ્મરણયોગથી જેનું હૃદય યુકત હોય તે પરમાત્માને પામે અર્થાત્ જેના હૃદયે પરમાત્માનું સર્વદા સર્વથા સર્વત્ર સ્વાભાવિક સ્મરણ થયા કરે જેના શ્વાસે શ્વાસે પરમપિતાની યાદ હોય–જેના હૈયાંને "જ્યાં જ નજર પડે મારી પડે યાદી ભરી ત્યાં આપની" એવો સ્વાભાવિક અનુભ થાય તે પુરુષ પરમપુરૂષને પામે છે. આ હૃદયપલટો પરમાત્માની દયા ઉપ અવલંબે છે. પરમાત્મા જેને ઉધ્ધારવાના હોય તેના હૃદય ઉપરથ વિસ્મરણનો પડદો ઉઠાવી લે છે. અને આને માટે એકજ ઉપાય છે–બસ પ્રેમથી પરમાત્માને પોકારવું. છાતીફાટ રડવું. બાળકની માફક નિખાલસ હૃદે પરમપિતાને બૂમ મારવી. પરમપિતા જ્યારે જોશે કે આ માર બાળકનું હૃદય હવે અતિશુધ્ધ થયું છે–એને મારા શિવાય શાતા નથી–મારા શિવાય એને કશું ખપે એમ નથી ત્યારે પરમપિતા તેની આગળ=પેલા નિર્દોષ–વિહ્વલ–બાળક આગળ પોતાનું સ્વરૂપ ખોલી દે છે. અને એ સ્વરૂપ એક વખતે જોયું એટલે તેની સ્મૃતિ કાયમી થઇ જાય છે. પછી તે ભૂલી ભૂલાતી નથી. પછી તો તે બાળકના હૃદયમાં સ્વાભાવિકપણેજ પરમપિતાની યાદની ભરતીજ રહે છે. જગતના તમામ સંત હૃદયોનો આવો એકધારો અનુભવ છે આથીજ ઉપનિષદ્‌ના બાલકવિ પોકારે છે કે **हिरण्मयेन पात्रेण** सत्यस्यापिहितं मुखं। तत्वं पूषन् ! अपावृणु सत्यधर्माय दृष्टये ॥ ...... यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि यः असौ असौ पुरुषः सोऽहमस्मि ॥ આવા પરમપ્રેમના વિરહ પોકારથી, પરમપિતા પોતાના બાળકને છાતી સરસો ચાંપે છે ત્યારે શું થતું હશે તે આપણને શું ખબર ! ! આવો સ્મરણયોગ જેને સિધ્ધ થયો તેનું હૃદય અન્યગામી થાયજ નહિ. તે સદા અનન્યગામી હશે. કેમકે દુનીઆના પદાર્થમાત્રમાં તે પરમપિતાના સ્વરૂપાનન્દની એક ઝાંખીમાત્ર જુવે છે. આખું જગત્ આનન્દની એકમાત્રાથી ઉભરાતું જુવે–એકજ કલાથી કલાવાળું અનુભવે–જ્યારે સંપૂર્ણ કલાનો નિધિ તો તેના હૈયામાં ઉભરે છે. શાને તેનું ચિત્ત બીજે ભમે ?

આથી સ્મરણયોગનીજ અનિવાર્ય દશા તે અવ્યભિચારી હૃદય છે આવા સ્મરણયોગથી સંયુક્ત હૃદય, પ્રયાણમાંને પણ પોતાના પરમમધુર સ્વરૂપનેજ જુવે છે અને તેનીજ સ્મૃતિ તેને હોવાથી તે પરમપુરૂષને પ્રાપ્ત કરે છે આ પરમદિવ્ય પુરૂષ એટલે પરમાત્મા પરમ એટલે શ્રેષ્ઠ=સામ્ય અને અતિશયતા શૂન્ય. જેની સરખામણીમા કોઈ ઉભી ન શકે, જેને ઓળંગીને કોઇનુ ઐશ્વર્ય હોઇ ન શકે એવા નિરતિશય પરમાત્મા. દિવ્ય એટલે અલૌકિક જગતનો કોઈપણ પદાર્થ જેની તોલે ન આવે એવા સર્વપ્રપંચાતીત પુરૂષ એટલે ઘટઘટમા યુગયુગથી પોઢેલા પરમાત્મા ક્લેશ-કર્મ-વિપાક-આશયથી કદી ન અભડાતા એવા સર્વજ્ઞ સર્વશક્તિમાન આનન્દકન્દ પરમાત્મા. અર્થાત્ જે પરમતત્ત્વને અવિદ્યા-અસ્મિતા-રાગદ્વેષ અભિનિવેશ નથી-જેને શુભાશુભ કર્મો નથી-જેને જાતિ આયુષ્ય કે સુખદુઃખના ભોગનો અનુભવ નથી-જેને વાસના નથી એવા કેવલ સચ્ચિદાનંદસિંધુ પરમાત્માને તેવો સ્મરણયોગી પામે છે ॥ ૮ ॥

> कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
> सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

સર્વજ્ઞ, પુરાતન, અણુથી પણ અણુ, સર્વના સ્રષ્ટા, અચિન્ત્યરૂપ, પ્રકૃતિથી પર, સૂર્ય જેવા રૂપવાળાને, જે મનુષ્ય રોજ ચિન્તવે છે તે પરમપુરૂષને પામે છે. ॥ ૯ ॥

ઉપરના શ્લોકનાજ અર્થને સ્પષ્ટ કરતા ભગવાન બીજા મે શ્લોકોમા કહે છે કે હે અર્જુન ! પરમાત્મા કેવા છે ? કવિ-પુરાણ-અનુશાસ્તા-અણુથી અણુ સર્વના સ્રષ્ટા-અચિન્ત્યરૂપ- આદિત્યવર્ણ-અંધારાથી પર આવા પરમાત્માનુ જે દરરોજ અનુસ્મરણ કરે તે પરમપુરૂષ-પરમાત્માને પામે છે ભગવાને આપેલા વિશેષણો સમજવા જેવા છે કવિ શબ્દનો અર્થ થાય છે ક્રાન્તદર્શી ક્રાન્તદર્શી એટલે ભૂત, ભાવિ, વર્તમાનને સાક્ષાત્ યથાર્થપણે જોવાનુ જેનામા સામર્થ્ય છે તે અર્થાત્ પરમાત્મા સર્વજ્ઞ છે પરમાત્માના આ વિશેષણની સમજ માણસને પાપમાથી બચાવશે દંભમાથી ઉગારશે-તેને સમતા બનાવશે જે જાણે છે કે પરમાત્માથી અજાણ્યુ કશું નથી તે પાપને કેમ છૂપાવી શકે ? તે દંભને કેમ વેગ આપી શકે ? તે નિર્મળ કેમ રહી શકે ? તે પોતાના કર્મોનો હિસાબ ભગવાન જાણે

છે એમ સમજી શાંતપણે વિશ્વના નિયમોને અધીન બનશે. આ ઉપરાંત ભગવાન પુરાણ છે. એટલે સૌથી જૂના છે. એટલે કે સૃષ્ટિની આદિમાં પણ તે હતા. અર્થાત્ પરમાત્મા અનાદિ છે. અર્થાત્ જે પરમાત્મા પુરાણ છે એમ જાણે છે તે જાણે છે કે પરમાત્માજ આ સૃષ્ટિનું કારણ છે. અને કારણ હોઇ સર્વભાવે ભજવા યોગ્ય છે. કેમકે ભગવાનજ અવિનાશી પદાર્થ ર્હ્યો. તે ઉપરાંત ભગવાન અનુશાસ્તા છે. એટલે કે પ્રાણીમાત્રના-સૃષ્ટિમાત્રના નિયન્તા છે. સૌને કાબુમાં રાખનાર છે. ચરાચર જગત ઉપર તેમનું નિરંકુશ ઐશ્વર્ય છે. આ વિશેષણ સમજનાર ઇશ્વિરેચ્છાને અધીન થતાં શીખશે. તેનું 'કેમ' અને 'શા માટે' શમી જશે. વળી ભગવાન અણુથી પણ અણુ છે એટલે કે સર્વથી સૂક્ષ્મ પદાર્થ છે. આ વિશેષણ સમજનારની ખાત્રી હશે કે દેખાતા નથી માટે ભગવાન નથી એમ કહેવુ એ ગાંડાઇ છે. ભગવાન નજરે પડવાની યોગ્યતા ધરાવનાર પદાર્થ નથી! આપણી પાસે જે પ્રમાણો છે તેના માપમાં વસ્તુ ન આવે એટલે તે વસ્તુ મટી જતી નથી. વસ્તુની અસ્તિ સ્વતંત્ર છે. પ્રમાણતંત્ર નથી. આથી ભગવાન સૂક્ષ્મતમ છે-પણ છે. નથી એમ નથી. આપણે તેને જોવા હોય તો તે જેવા છે તેવા-તેને જોવા જોઇએ. આનો અર્થ કોઈ ઉંધો ન સમજે. ભગવાનની ઇચ્છા હોય તો તે ભકતને, ભકતને ભાવે તેવા રૂપે દર્શન દે. કેમકે ભગવાનને માટે અશકય કાંઇ હોય તો તેમનું ભગવાનપણું મટી જાય! પણ સામાન્ય જગતને માટે તે સૂક્ષ્મતમ હોઇને સદા અદૃશ્યજ રહે છે. ભકતના પ્રેમના બળાત્કાર આગળ-જુલમ આગળ ભગવાનને રૂપ લેવું પડે. એતો તેમનો ન કળાય એવો મહિમા છે. બાકી સામાન્યપણે તેઓ સૂક્ષ્મતમજ રહે છે.

વળી પરમાત્મા સૌના ધાતા છે. એટલે કે સચરાચર જગતના સ્રષ્ટા છે. આ વિશેષણ સમજનાર પુરુષ સૃષ્ટિના કોઇપણ પદાર્થ ઉપર પોતાપણું પ્રસ્થાપિત કરવાની ઘેલછા ન કરશે. કેમકે જેણે સરજ્યું તેનું જગત. આપણને તો તેની દયાથી ઉપભોગ માટે મળ્યું. આથી ભગવાનની વિશ્વવાડીને તે કદ્રૂપ નહિજ કરે. વિશ્વકુટુંબને તે સહોદર સમજશે. અને સૌ પ્રાણી સાથે ભ્રાતૃભાવ અગર તો ભગિનીભાવથી વર્તશે.

વળી ભગવાન અચિન્ત્યરૂપ છે. જે સર્વરૂપ છે તે કોઇ એકરૂપ હોઇ શકે છે? આથી ભગવાન સર્વરૂપ હોઇને તેને મન બુધ્ધિથી પકડવા મુશ્કેલ છે.

આથીજ તેમને "વાઙ્મનસઅગોચર" કહેવામાં આવે છે. આ સમજણ-વાળો મનુષ્ય સૌમાં ભગવન્લીલાને જોવાને યત્ન કરશે. કોઈ ઠેકાણે ભગવાન પુરુષરૂપે તો કોઈ ઠેકાણે સ્ત્રીરૂપે તો કોઇ ઠેકાણે બાળકરૂપે કોઇ ઠેકાણે તરુણ તો કોઇ ઠેકાણે વૃધ્ધ–કોઇ ઠેકાણે સુંદર તો ક્યાંક કદ્રૂપ. કોઇ ઠેકાણે જડ તો કોઇ ઠેકાણે ચેતન–આ અનન્ત વિસ્તારની અદ્દભુત લીલામાં તે એકજ ભાવ તે કરશે. અને તે એક પરમાત્મા 'સર્વલક્ષણલક્ષણ્ય' છે. આથીજ સમજુના જીવનમાં સ્યાદ્વાદ હશે.

વળી ભગવાન આદિત્યવર્ણ છે. એટલે કે સૂર્યના જેવા ચમકીલા છે. અર્થાત્ ભગવાનમાં અંધારૂ નથી. પ્રકાશજ છે. જે આ વિશેષણ સમજ્યો તેને લાગશે કે અંધારૂ એ તો કલ્પિત છે. જીવનમાં કેવળ પ્રકાશજ હોવો ઘટે.

ભગવાનને સૂર્યવર્ણ કહ્યા આથી કોઇ તેનો અર્થ ભૌતિક તેજવાળા ભગવાન મૂળમાં છે એમ ન સમજી બેસે આથી કહે છે ભગવાન તમથી પર છે. તમ એટલે પ્રકૃતિ. પ્રકૃતિ જડ છે. જડતાથી પરમાત્મા પર છે એટલે કે અસ્પષ્ટ છે એટલે કે ચૈતન્ય સ્વભાવ છે- અર્થાત્ ભગવાન પ્રકાશમય છે. એટલે જ્ઞાનઘન છે.' ચૈતન્યજ્યોતિ પરમાત્માનો સ્વભાવ છે. કવિ વિશેષણે ભગવાનને અગમ્ય એવું કશું નથી એમ બતાવ્યું. 'તમસથી પર' એ દ્વારા ભગવાનનું અસલી સ્વરૂપ બતાવ્યું. આવા ભગવાનનો જેને અનુભવ છે તે પુરુષ પરમાત્માને પામે છે. ॥ ૯ ॥

प्रयाणकाले मनसाचलेन भक्त्या युक्तो योगबलेन चैव।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

મરણકાલે, અચલમને, ભક્તિયુક્ત થઇ તથા યોગના બલે સારી પેઠે પ્રાણને બે ભવાની વચ્ચે સ્થાપી, (જે મને યાદ કરે છે) *તે દિવ્ય સર્વોત્તમ ઈશ્વરને પ્રાપ્ત થાય છે.* ॥ ૧૦ ॥

આગલા શ્લોકમાં પરમાત્માનું વર્ણન આપ્યું. આવા ભગવાનનું ક્યારે અને કેવી રીતે સ્મરણ કરવું જોઇએ? એ બતાવતાં કહે છે કે હે અર્જુન! પ્રયાણકાળે અચળમનથી, ભક્તિ તથા યોગબળથી મુક્ત થઇને સારી પેઠે

પ્રાણવાયુને ભવાંની વચ્ચે સમાવી જે માણસ પરમાત્માનું અનુસ્મરણ કરે છે તે માણસ તે અલૌકિક પરમપુરૂષને પામે છે. અર્થાત્ અલૌકિક એવા પરમપુરૂષને પ્રાપ્ત કરવાની પરમાત્મા અહીં રીત બતાવે છે. ભગવાન કહે છે કે હે અર્જુન જેણે પરમાત્માને પ્રાપ્ત કરવા હોય તેણે હુ બતાવું .તે પ્રમાણે કરવુ રહ્યું. તેનું હૃદય મરણકાળે નિશ્ચલ રહેવું જોઇએ આ પહેલી શરત છે. મોત વખતે હૃદયની નિશ્ચલતા ત્યારેજ રહે જો જીવનકાળ દરમ્યાન તેવા પુરૂષે પરમાત્માજ મારા પ્રાપ્તવ્ય છે એવો દ્દ઼, નીતરો, વિશ્વાસ કેળવ્યો હોય! પરમાત્માને જેણે જીવનકાળે-જાણ્યો હોય-પરમાત્માના સ્વરૂપ વિશે જે જાતના જેટલો નિ:શંક હોય-તેનુજ મન-હૃદય પ્રયાણકાળે ન ધ્રૂજે-ન-ચળે-ન વિક્ષિપ્ત થાય! આથી પ્રયાણકાળની હૃદયની અકમ્પ અવસ્થાને માટે જીવનકાળ સાધેલો હોવો જોઇએ એટલુંજ નહીં તે ઉપરાંત તેવો પુરૂષ ભક્તિથી યુક્ત હોવો ઘટે. ભક્તિ એટલે પરમપ્રેમ! પરમાત્મા મારો આત્મા છે અને આત્મા હોઇને મારે માટે પરમપ્રેમનુ પાત્ર છે આમ સમજી જેને પરમાત્મા માટે સ્વાભાવિક પરમપ્રેમ હોય તેજ પ્રયાણકાળે પરમપિતાને પામી શકે. પરમાત્માના ઉપર પરમપ્રેમ ત્યારેજ ઉપજે જ્યારે પેરમાત્માને આપણે ઓળખતા હોઇએ. પ્રેમને માટે અસ્તિનું જ્ઞાન હોવું ઘટે. અર્થાત્ પરમાત્મા છે એવું નીતરું દ્રઢભાન હોવું ઘટે. તે મારો આત્મા છે એવું ભાન હોવું ઘટે. તેજ પરમ પ્રાપ્તવ્ય છે એવી સમજ હોવી ઘટે. એને મેળવ્યા શિવાય છૂટકો નથી, એવું જ્ઞાન હોવું ઘટે. અર્થાત્ પરમપિતાના સ્વરૂપ અને ધર્મોનું યથાર્થજ્ઞાન હોવું ઘટે. આ બધું હોય ત્યારે પ્રભુના ઉપર પ્રેમ થાય છે. આ પ્રેમ શ્રધ્ધા અને સમજણમાંથી જન્મે છે. પરિપુષ્ટ થાય છે, આમ જેનું હૃદય નિષ્કમ્પ છે-પ્રેમથી પરિપૂર્ણ છે તેને પરમાત્માની પ્રાપ્તિ થાય છે. આ બન્ને વસ્તુ યોગસાધ્ય છે. આથી ભગવાન કહે છે કે તેવો માણસ યોગબળથી યુક્ત હોવો જોઇએ. સ્થૂલમાં સ્થૂલ વસ્તુનું યથાર્થજ્ઞાન પણ ચિત્તની એકાગ્રતા શિવાય નથી સંભવતું. પરમાત્મા સૂક્ષ્મતાની અવધિ છે. આથી સૂક્ષ્મતમ પરમાત્મા યોગથી-હૃદયની નિરતિશય એકાગ્રતાથીજ પકડાય છે. આ હૃદયની એકાગ્રતા એટલે યોગ. તેનું બળ' એટલે વારંવાર યોગાભ્યાસથી જન્મેલા સંસ્કારોનો સંચય અર્થાત યોગાભ્યાસના દ્રઢતમ સંસ્કારોમાંથી જે બલ જન્મે છે તે બળ વ્યુત્થાનકાલના સંસ્કારોને નિર્બલ કરે છે. અને નિર્બલ સંસ્કારો સબળ સંસ્કારો આગળ ટકી શકતા નથી. સંસાર એ વ્યુત્થાનકાળનું ચિત્ર છે. એ સત્ય નથી. જે સત્ય નથી તે

દુર્બલ છે. આથી યદ્યપિ મમારનું ચિત્ર અનાદિકાલથી ચિત્તના પડ઼ા ઉપર ચિતરાયેલું હોય છે પણ તે તાત્વિક ન હોવાથી તાત્વિક એવો જે યોગાભ્યાસનો સસ્કાર તે સંસ્કારથી તરત મટે છે. જેમ જેમ સત્યના સંસ્કારો બળવાન બને છે તેમ તેમ અસત્યના સંસ્કારો નિર્બલ બને છે અને છેવટે નિર્જીવ બને છે. આથી ભગવાન યોગબલથી માણસ યુક્ત હોવો જોઇએ એમ કહે છે. આમ જે માણસનું મન પ્રયાણકાલે નિશ્ચલ છે જેનું હૈયું પરમપ્રેમથી પરિપૂર્ણ છે, જેનામાં યોગનું નિરતિશય સામર્થ્ય છે તે માણસ પરમ-દિવ્યપુરુષ-પરમાત્માને પામે છે. તેવો માણસ પ્રયાણકાલે પોતાના પ્રાણોને સારી પેઠે ભવાની વચ્ચે ધારણ કરે છે સારી પેઠે એટલે કે સુષુમ્ણાને માર્ગે. આમ સુષુમ્ણાને માર્ગે પ્રાણોને ઉંચે ચઢાવી સ્વેચ્છાએ દેહત્યાગ કરે છે આ મરવાની રીત જીવનભરની સાધના સિવાય સિધ્ધ થઈ શકતી નથી। આથી મોતની પળને સાચવવા માટે માણસે પ્રત્યેક પળનો હિસાબ રાખવો રહ્યો. જીવનકાળમાં તેણે યોગમય-પ્રેમમય આચરણના ઘડતર ઘડે યોગની પ્રક્રિયાઓ ગુરુગમ્ય હોય છે એટલે અહીં તેનું વધુ વિવરણ અયોગ્ય છે પાતંજલ યોગદર્શનનો અભ્યાસ સૌને માટે અતિ ઉપકારક છે-કોઈપણ અધ્યાત્મ જીવન ગાળવાને ઇચ્છનારને માટે તેનો યથાર્થ અભ્યાસ અનિવાર્ય છે. આટલું સૂચનજ અહીં બસ થશે ॥ ૧૦ ॥

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

જે અવિનાશી પદને વેદના જાણનારા કહે છે, જેને ઇચ્છતા બ્રહ્મચર્યને આચરે છે, તે પદને હું તને સંક્ષેપમાં કહીશ ॥૧૧॥

આગલા શ્લોકમાં ક્યારે અને કઈ રીતે પરમાત્માનું સ્મરણ કરવું એ બતાવ્યું હવે એજ વાતને વધારે સ્પષ્ટ કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! વેદના જાણકારો જે અક્ષરપદને કહે છે-તથા જેમાં-જે પદમાં વીતરાગી, પ્રયત્નશીલો પ્રવેશે છે, જે પદને ઇચ્છના બ્રહ્મચર્યનું વ્રત આચરે છે તે પદને હું તને સંક્ષેપમાં સારી પેઠે કહીશ. અર્થાત્ ભગવાન આ શ્લોકમાં અક્ષરપદના વર્ણનની પ્રતિજ્ઞા કરે છે. આ અક્ષરપદ કેવું છે? જે અક્ષરપદને વેદને જાણનારાઓ કહે છે. અર્થાત્ જે અક્ષર પરમાત્માને વિષે સૌથી મોટુ

શબ્દ પ્રમાણુ છે. પરમાત્માના વિષયમાં શબ્દ પ્રમાણુ એ ઉત્તમનું પ્રમાણુ છે. અને વેદ તથા ઉપનિષદોમા ઠેકાણે ઠેકાણે અક્ષરપદનો નિર્દેશ કર્યો છે. વેદનો પ્રધાન ઉદ્દેશ્ય વિષયજ પરમાત્મા છે. તો જે અક્ષરપદ વેદ પ્રમાણિત છે તે અક્ષરપદને-પરમાત્માના ધામને વિષે હું તને સંક્ષેપમાં કહીશ. વળી આ પદ કેવું છે? તો જેમાં વીતરાગ યતિઓ પ્રવેશ કરે છે. અર્થાત્ આટલા પદમાં ભગવાન અક્ષરધામમાં પ્રવેશ માટેની લાયકાતનો ઉલ્લેખ કરે છે. જે પુરૂષ વીતરાગ છે એટલે કે રાગ-દ્વેષાદિ સમસ્ત સસાર-મલ શિવાયનો છે અને પરમાત્માપદને માટે યતિ એટલે યત્નશીલ છે, તેવો પુરૂષ તે પરમાત્માના ધામને પામે છે. અર્થાત્ મનુષ્યે વીતરાગ બની પરમાત્માને માટે પ્રયત્ન કરવો જોઇએ. રાગી-સસારના મેલોથી મેલા હૃદયવાળાને અક્ષરપદ જેવું કોઈ પદ છે એનો પણ કદાચજ ખ્યાલ આવે. આમ હૃદયની નિર્મળતાપૂર્વકનો પ્રયત્ન અક્ષરપદની પ્રાપ્તિમાં સાધનરૂપ છે. આવું વિશુધ્ધિથીજ પ્રાપ્ત કરાતું જે અક્ષર પદ-જેનું ઉપનિષદ્ ગ્રંથોમાં ઘણા વિસ્તારપૂર્વક વર્ણન છે તે અક્ષરપદ હું તને હે અર્જુન ! ટૂંકમાં સારી પેઠે કહીશ. વળી જે પદને પામવાને ઇચ્છિનારો બ્રહ્મચર્યનુ વ્રત પાળે છે તે પદ વિષે હું તને ટૂંકમાં કહેનાર છું. અર્થાત્ અક્ષરપદની પ્રપ્તિ સાથે બ્રહ્મચર્યનો અનિવાર્ય સંબંધ છે. બ્રહ્મચર્ય એટલે તમામ ઇન્દ્રિયો ઉપર એકીવખતે જય. જેણે ઇન્દ્રિયોને જીતી નથી તે કદી ઇશ્વરાનુગ્રહને પાત્ર બની શકે નહિ. આથી અક્ષરપદની પ્રાપ્તિ માટે બ્રહ્મચર્ય આવશ્યક છે. નૈષ્ઠિક બ્રહ્મચર્યનુ ફળ છે વીર્યલાભ. શારીરિક માનસિક અને આધ્યાત્મિક વીર્ય શિવાય આત્મા પમાતો નથી. નિર્વીર્યને કદી આત્મલાભ થતો નથી. ઉપનિષદો તો વારંવાર કહે છે કે ''नायमात्मा बलहीनेनलभ्य' ! આથી બલવત્પ્રાપ્ય આત્માને નિર્વીર્ય પુરૂષ કદી પામી શકે નહી. આથી ભગવાન અહી અક્ષરપદની પ્રાપ્તિના યાત્રાળુઓને માટે બ્રહ્મચર્યવ્રતનું પાલન અનિવાર્ય છે એમ સૂચવે છે. આમ વેદ પ્રમાણિત-વીતરાગી, સંયમી, યત્નશીલ પુરૂષ જેને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થાય છે એવાં અક્ષરપદને સંક્ષેપમાં હું તને કહીશ હે અર્જુન! એ સક્ષેપને સમજી તે પ્રમાણે અમલ કરનારને ફળ મળશે. ॥ ૧૧ ॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥

**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥**

બધી ઇન્દ્રિયોનો સંયમ કરી, તથા મનને હૃદયમાં નિરૂદ્ધ કરી, પોતાના પ્રાણને બે ભવાંની વચ્ચે સ્થાપી યોગની ધારણાને અવલંબી-'ઓમ્' એ નામના એકાક્ષરી બ્રહ્મને ઉચ્ચારતો, મને યાદ કરતો જે મનુષ્ય દેહ ત્યજતો મરણ પામે છે તે પરમગતિને પામે છે. ॥ ૧૨–૧૩ ॥

આગલા શ્લોકમાં ભગવાને સક્ષેપમાં અક્ષરપદ વિષે ઉપદેશ આપવાની પ્રતિજ્ઞા કરી હવે તે પ્રતિજ્ઞાને આવતા બે શ્લોકોમાં ,પૂર્ણ કરતાં કહે છે કે હે અર્જુન! બધાંએ દ્વારોનું સંયમન કરી તથા મનને હૃદયમાં રોકી તથા પોતાના પ્રાણોને ભવાંની વચ્ચે સ્થાપી યોગધારણાનો આશ્રય લઇ 'ૐ' એ પ્રમાણેના એકાક્ષર બ્રહ્મને ઉચ્ચારી, મને સ્મરી જે પુરૂષ દેહને છોડતો પ્રયાણ કરે છે તે પરમગતિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ ભગવાન અહીં અંતકાળે પરમગતિને પામવાને માટે સાધકે કેવી સંપત્તિવાળા હોવું જોઇએ એ બતાવે છે. સર્વદ્વારોનો સંયમ, એ પહેલી સંપત્તિ છે. મનનો હૃદયમાં નિરોધ એ બીજી સંપત્તિ. પ્રાણનું ભવાંની વચ્ચે સંસ્થાપન એ ત્રીજી સંપત્તિ. યોગધારણાનો આશ્રય એ ચોથી. ૐ નામના એકાક્ષર બ્રહ્મનો ઉચ્ચાર એ પાંચમી. અને ભગવાનનુ સ્મરણ એ છઠ્ઠી. સર્વદ્વારો એટલે બધાં બારણાંઓ. બારણાદ્વારા બહારની ચીજો ઘરમાં આવે છે. બંધ બારણે બહારની વસ્તુ અંદર ન આવે. દેહરૂપી ઘરની અંદર પણ ઇન્દ્રિયોરૂપી બારણાં છે. એ બારણાં ઉઘાડાં હોય છે ત્યારે આખો સંસાર દેહગૃહમાં ઠલવાય છે–ઉભરાય છે. વિષયોને અંતરમાં ઘૂસવાનાં દ્વારરૂપ ઇન્દ્રિયો છે. ભગવાન કહે છે કે આ ઇન્દ્રિયોરૂપી બારણાંનો સંયમ કરવો જોઇએ. અર્થાત્ તમામ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાંથી વિવેકજ્ઞાનનાં બળે એની મેળે ખેંચી લેવી જોઇએ. જેનાં આ બારણાં ઉઘાડાં છે તેના હૃદયમાં વિષયચોર પેસી અનર્થ ઉપજાવેજ. ઉપદ્રવ મચાવેજ. આથી જેણે પરમગતિ પામવી હોય તેણે વિષયોની ઉપલબ્ધિના દ્વારરૂપ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાંથી ખેંચી લેવી જોઇએ. આત્મા જો વિવેકબળે ઇન્દ્રિયો સાથે અસહકાર આદરે તોપછી ધીરે ધીરે બીચારી ઇન્દ્રિયો આત્માની આગળ નમે.

ત્યારબાદ ભગવાન એક અગત્યની વાત કહે છે. માણસે મનને હૃદયમાં સંપૂર્ણપણે રોકવુ. મન તર્કયુક્ત હોય છે સંકલ્પવિકલ્પમય હોય છે. હૃદય ભાવમય હોય છે. સન્મય હોય છે. આથી મનને હૃદયમાં નિરુધ્ધ કરવું એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેનો ઉદ્દેશ એ છે કે તર્કમયતા છોડીને ભાવમયતા કેળવવી. બુધ્ધિના દેશને છોડી હૃદય પ્રદેશમાં રહેવું. મનમાં–બુધ્ધિમાં જીવ રહે છે. હૃદયમાં પરમાત્મા રહે છે. આ શાસ્ત્રસિધ્ધ વાત છે. આથી સાધકે જીવભાવને તજી શિવભાવમાં નિષ્ણાત થવું. કેમકે મન તર્કપ્રધાન છે અને તર્કની નિરંકુશતાને ક્યાંયે આરો નથી। તર્ક હંમેશાં અપ્રતિષ્ઠિત છે. અને આથીજ કેવલ તર્કકુશળને રસાસ્વાદ નથી થતો. આથી ભગવાન કહે છે માણસે ભાવનાપ્રધાન થવું ઘટે–તર્કપ્રધાન નહિ. અર્થાત્ સત્‌ના સદનરૂપ હૃદયમાં મનને હંમેશાં વિહરતું રાખવું. ટૂંકમાં હૃદયપ્રધાન બની હૃદયમાં રહેલ પરમાત્માની પાસે મનને રાખવું. આટલા ટૂંકા સરખાં વાક્યમાં ભગવાને ઘણું કહ્યું છે. સહૃદય એનો અપાર અગાધ ધ્વનિ સમજીજ લેશે.

આમ ઇન્દ્રિયદ્વારો બંધ કરી, મનને હૃદયમય કરી, પ્રાણને ભવાંની વચ્ચે સ્થાપવા. અર્થાત્ પ્રાણવાયુને સુષુમ્ણા નાડીના માર્ગે ભવાંની વચ્ચે સ્થિર કરવા. આમ પ્રાણને ભવાંની વચ્ચે સુસ્થિર કરી ત્યારબાદ યોગધારણાનો આશ્રય લેવો. યોગ એટલે હૃદયમાં મનનું જોડાણ. તેની ધારણા એટલે સ્થિરતા અર્થાત્ હૃદયમાંથી મનનું જરાએ ચલિત ન થવું. સ્વપ્ને પણ શ્રધ્ધાના સંજીવન પ્રદેશમાંથી કલ્પનાના–કૂતર્કના આત્માઘાતી પ્રદેશમાં ન આવવું તે. આવી સ્થિરહૃદયમયતાને યોગધારણા કહે છે. આ યોગધારણાનો આશ્રય લેવો. અર્થાત્ કેવળ ભાવનામય બનવું.

ભાવનામય બન્યા પછી એકાક્ષર બ્રહ્મ ‘ૐ’નો ઉચ્ચાર કરવો. ૐકાર પરમાત્માનું વાચક નામ છે. પરમાત્માનું સૌથી પ્રિય અને મધુર નામ છે. આ પરમપિતાનું નામ લેવું એટલે કે ૐકારનો ઉચ્ચાર કરવો. એકલો નામનો ઉચ્ચાર કર્યેજ અર્થ ન સરે. આથી ભગવાન કહે છે કે મને ત્યારબાદ યાદ કરે. એટલે કે ઓંકારના વાચ્ય પરમાત્માનું સ્મરણ કરે. અર્થાત્ છેલ્લી ઘડીએ પરમાત્માનું નામ લઈ પરમાત્માના સ્વરૂપની યાદ કરે. આટલુ કરી જે માણસ આ કલેવરને તજી મહાપ્રયાણ કરે તે પરમગતિને પામે છે. અને ભગવાન જે કહી રહ્યા છે તે ઉપરથી સમજાશે કે જેણે જીવનભર આમાંનું કશું કર્યું નથી તેને અંતિમપળે આ

બધુ સૂઝે એ અશકય છે આથીજ જીવનમાજ માણસે સયમી ભાવનામય કર્મણ્ય-સ્થિરહૃદયી, ઇશ્વર–નામ-જાપી અને પ્રભુને યાદ કરનાર હોવુ રહ્યું. ॥ ૧૨-૧૩ ॥

**अनन्यचेता सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभ पार्थ नित्ययुक्तस्य योगिन. ॥ १४ ॥**

હે પૃથાપુત્ર! જે એકમનવાળો થઇ નિરંતર, અહર્નિશ મને સ્મરે છે તે સદા એકાગ્રચિત્ત કર્મયોગીને હું સુલભ છું. ॥૧૪॥

ભગવાને પરમગતિને પ્રાપ્ત કરવાનો જે માર્ગ બતાવ્યો તે સાભળીને અર્જુન મુઝાયો. તે કહેવા લાગ્યો કે હે ભગવન્! આપે બતાવેલો માર્ગ એટલો તો કપરો અને પ્રયત્નસાધ્ય છે કે બીચારો માણસ તે માર્ગે જતાજ હારી જાય. એની કલ્પનાએ પણ ડરી જાય તો કૃપા કરીને ઇશ્વર પ્રાપ્તિનો કોઈ સહેલો અને સરળ સર્વ સાધારણ ઉપાય બતાવો જેથી સબળ નિર્બળ સૌ તે માર્ગે ચાલી તે પરમગતિના અધિકારી બની શકે આવો અર્જુનનો મનોભાવ જાણી કરુણામય પરમાત્મા પ્રાણીમાત્રના ઉદ્ધાર માટે સૌથી સ્હેલો પ્રભુ પ્રાપ્તિનો ઉપાય બતાવતા કહે છે કે હે અર્જુન! જે માણસ અનન્ય હૃદયે મને હમેશા નિરન્તર યાદ કરે છે તેવા નિત્યયુકત યોગીને માટે હુ હે પાર્થ! સુલભ છુ. અર્થાત્ હે અર્જુન! હુ કોને માટે મળવો સહેલો છુ? જે મને હમેશા યાદ કરે છે એટલે કે પરમપ્રેમપૂર્વકને મને દરરોજ યાદ કરે છે દરરોજ યાદ કરનારો હોઇને નિરન્તર યાદ કરે છે દિવસમા સવારના બે કલાકજ નહીં જાગે ત્યાથી સુવે ત્યાસુધી વિના ખાચો પાડયે જે મને રોજ યાદ કરે છે. તેવા નિત્યયુક્ત–એટલે હમેશા મારી સાથે સ્મરણસાકળથી જોડાયેલા એવા યોગીને માટે હુ સુલભ છુ પરતુ માર સ્મરણ કરનાર મારામા અનન્ય હૃદયી હોવો જોઇએ અનન્ય એટલે નથી બીજામા ચિત્ત એટલે હૃદય જેનુ અર્થાત્ અનન્યચેતા એટલે વસ્તુમાત્રમા મને એકનેજ તે તે રૂપે જોનારો–સર્વભૂતમા એક પરમાત્માને જોનારો અર્થાત્ કોઇપણ ભાવનુ દર્શન થતા તેમા તેને ભગવાન શિવાય બીજાની આતર પ્રતીતિ ન હોવી જોઇએ આવા સર્વભૂતા ત્મદર્શી નિત્યયુકતે સ્મરણયોગી પુરુષને માટે હુ દુર્લભ નથી હે અર્જુન! જે મારુ અહોનિશ ચિન્તન કરે તેની આગળ હુ કેટલો વખત છુપો રહી

શકુ ? પ્રેમના બળ આગળ હુ પરાધીન થઈ જાઉં છું. હું સર્વલોક-મહેશ્વર છુ એ પણ ભૂલી જાઉં છુ. પછી તો તે મને જોવા કદાચ ન ઇચ્છે-મને મળવા ન ઇચ્છે પણ મનેજ તેને જોયા કે મળ્યા વિના ચેન ન પડે. મને તેને મારી જાત બતાવ્યા શિવાય શાતિ ન વળે આથી હે અર્જુન! જેનામા મારે માટે જીવતી ભક્તિ છે તેને માટે તો હું સર્વદા સર્વથા સર્વત્ર સુલભ છુ. ॥ ૧૪ ॥

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

મહાત્માઓ મ્હને પ્રપન્ન થઇ, સર્વોત્તમ સિદ્ધિને પ્રાપ્ત થયેલા હોઇ, દુઃખના ઘરરૂપ-અશાશ્વત પુનર્જન્મ પામતા નથી. ॥ ૧૫ ॥

આગલા શ્લોકમાં પરમાત્મ પ્રાપ્તિનો સુલભ અને સુકર ઉપાય પરમાત્માએ બતાવ્યો હવે જે મહાન પ્રશ્ન બાકી છે તેનું નિરાકરણ કરવાનું છે. ભગવાનને પ્રાપ્ત કરવાથી જીવને શો લાભ થાય છે. પરમાત્મ પ્રાપ્તિથી જીવને ફળે શું ? આ બાબતનો નિર્ણય આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! પરમસસિદ્ધિને પામેલા મહાત્માઓ મને પામીને દુઃખના આલયરૂપ અને અનિત્ય એવા પુનર્જન્મને પામતા નથી. અર્થાત્ હે અર્જુન! જે પુરુષો ભગીરથ પ્રયત્ન કરીને પરમસસિદ્ધિને પામ્યા છે. તે પુરુષો પહેલાં તો મહાત્મા થાય છે. સસિદ્ધિ એટલે જીવના સત્ય ધ્યેયની પ્રાપ્તિ. પ્રાપ્ત કરવા જેવી અનેક વસ્તુઓમા પણ વિવેકની દ્રષ્ટિએ પરમાત્માની પ્રાપ્તિ સર્વશ્રેષ્ઠ છે. પરમાત્માની પ્રાપ્તિમા પ્રકૃતિના સકળ ઐશ્વર્યની પ્રાપ્તિનો અર્થાત્ સમાવેશ થાય છે. કેમકે પ્રકૃતિને તર્યા શિવાય પરમાત્મા પ્રાપ્ત થઈ શકતાજ નથી. આથી પરમાત્મપ્રાપ્તિ એ પરમસંસિદ્ધિ કહેવાય છે. આ પરમસસિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષો મહાત્માઓ હોય છે. મહાત્મા એટલે ઉદારબુધ્ધિ. ઉદાર બુધ્ધિ એટલે વિશાળ સમજ. વિશાળ સમજ એટલે પરમાત્મા સૌના અંતરાત્મારૂપે વર્તી રહ્યા છે એવો દ્દઢ નિશ્ચય. અર્થાત્ સર્વભૂતોના અતરાત્મારૂપે પરમાત્મા છે એમ સમજીને વર્તનાર પુરુષ મહાત્મા છે. આવા પુરુષો મને પામે છે. અર્થાત્ પરમાત્માને પોતાનામાં સંપૂર્ણકળાથી વિરાજ-

માન્ જુવે છે અને જન્મમરણ ચક્રના ફેરની, આ દર્શન એ છેવટની અવધિ છે ત્યારબાદ જન્મમરણ રહેતા નથી કેમકે જન્મમરણનુ બીજ–અજ્ઞાન સપરિવાર દગ્ધ થાય છે એટલે જન્મવાનુ કારણ ન હોઇને જન્મતો નથી મરવાનુ કારણ ન હોઇને મરતો નથી આજ વાત ભગવાન કહે છે હે અર્જુન! એવા પુરૂષો પુનર્જન્મ પામતા નથી પુનર્જન્મ એટલે ફરીવારનો જન્મ જન્મ એટલે નવા દેહ, ઇન્દ્રિયો વેદના વગેરે સાથેનો આત્મસમવાયી સબધ આ પુનર્જન્મ કેવો છે? દુઃખાલય એટલે દુ ખના ઘરરૂપ દુ ખનુ પીયર છે દેહ વગેરેની પ્રાપ્તિ એટલે કે જન્મ્ સત્યદ્રષ્ટિ કયાંયે માડવાડ કરતી નથી જીવની ખરી મુક્તિ દેહાદિના બધનછેદમાજ છે જીવનમા સૌનો એક સરખો અનુભવ છે કે સરવાળે દુ ખની માત્રાજ અધિક છે परिणामताप संस्कार दुःखैः गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः–કહી ભગવાન પતજલિ પ્રાણીમાત્રના જીવનના અનુભવને એક સૂત્રમા મૂકી દે છે વળી આ વિવેકનુ પ્રકરણ છે વિવેકીને પુનર્જન્મથી ત્રાસ ઉપજે કેમકે જન્મનામા કેટલા અપાર અનન્ત દુ ખોને આમત્રણ છે તેની તેને સમજ છે। આથી ભગવાન અભિનવ દેહેન્દ્રિયાદિના સબધરૂપ જન્મને દુ ખાલય તરીકે કહે છે વળી એ અશાશ્વત છે. આ પણ શાશ્વત સત્ય છે કોઈ જગતમા અમરપટો લખાવીને આવ્યો નથીઃ अद्यवाब्द शतान्ते वा प्राणिनां मरणं ध्रुवम्! એ અચળ સિધ્ધાત છે તો અચળ અને દુઃખમય પુનર્જન્મમાથી મુક્તિ એ પરમાત્માની પ્રાપ્તિનુ ફળ છે અર્થાત્ જેના ઉપર પરમાત્માનો અનુગ્રહ હોય, જે પરમપુરૂષાર્થી હોયતે મહાત્મના પુરૂષ સુખાલય અનેશાશ્વત એવુ જે પરમાત્માનુ અનાવૃત્તિ પદ છે તેને પામે છે અને પરમાત્માની પ્રાપ્તિમા આ જન્મમરણના ચક્રના ભ્રમણનો વિરામ છે એવુ જેનુ અબાધિત દર્શન છે–ઇશ્વરકૃપાથી જેને આવી અચલ શ્રધ્ધા છે, તે જીવનમા ઘણો આગળ વધેલો છે એમ જાણવુ બાકી સામાન્ય મલિન મતિને તો આ વાત ઉપર વિશ્વાસજ નથી બેસતો અને વિશ્વાસના અભાવમા પ્રગતિની શકયતા નથી ॥ ૧૫ ॥

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय! पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

હે અર્જુન! બ્રહ્માના લોકથી માંડી બધા લોકો પુનર્જન્મવાળા છે. પરતુ હે કૌન્તેય! મને પહોંચી પુનર્જન્મ નથી. ॥૧૬॥

બ્રહ્મલોકની પ્રાપ્તિ સુધીના તમામલોકમાંથી જીવને પરવશ થઇને પાછું આવવું પડે છે. કેમકે પુનરાવૃત્તિનું બીજ જ્યાંસુધી વિદ્યમાન છે ત્યાંસુધી સંસાર વાંઝીયો થઈ શકતો નથી. આ સિધ્ધાંતનો ઉલ્લેખ કરી પરમાત્મપદની પ્રાપ્તિની મહત્તા વર્ણવતાં કહેલા અર્થનોજ દૃઢ નિશ્ચય કરાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! બ્રહ્માના લોકથી માંડીને તે સ્થાવર પર્યન્તના લોકો-પુનરાવૃત્તિના સ્વભાવવાળા છે. પરંતુ હે કુન્તીપુત્ર! મને પામીને પુનર્જન્મ હોતો નથી. અર્થાત્ સૌથી શ્રેષ્ઠ-પુણ્યૈકરાશિ દેહ છે બ્રહ્માનો એ બ્રહ્માનો દેહ સર્વોત્તમ ગણાય. આ સર્વોત્તમ દેહની પ્રાપ્તિ થાય તેથી જન્મમરણ અટકી ન જાય. કેમકે એ પણ છેવટે તો અન્તવાળો છે. ગમે તેટલું સુંદર પણ અંતરવાળું અને હૃદયને દૂભવ્યા શિવાય ન રહે! આથી યદ્યપિ બ્રહ્માનો દેહ અતિઉચ્ચ છે. પણ તે દેહ છે. સાંકળ સોનાની હોય તેથી સાંકળ મટતી નથી. લોખંડના કરતા કિંમતી ભલે હોય, દેખાવડી ભલે હોય, પણ એ સાંકળ છે અને સાંકળનો સ્વભાવજ બંધક છે. આથી સુનાની કે લોખંડની-બંધનભીરૂને માટે તો તે બંધનકારીજ છે. આથી વિવેકી પુરૂષે વિવેક કરવો રહ્યો. વિવેકવિચાર નિશ્ચયપૂર્વક કહે છે કે બ્રહ્માના દેહથી માંડીને તે ઘાસના તણખલાં સુધીના તમામ દેહો પુનર્જન્મના સ્વભાવવાળા છે. આથી તે ઇચ્છવાયોગ્ય નથી. જ્યારે ભગવાનની પ્રાપ્તિમાં જન્મમરણનું વિરામ ચિન્હ છે. આમ ભગવાન સત્ય છે સત્ય હોઈ સુન્દર છે. તો સત્ય સુદર અને શિવ એવા પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રયત્ન એજ પુરૂષાર્થ છે! માટે હે અર્જુન! તારે વિવેકની નજરે જોવાનુ છે. અને વિવેકને ભોમીઓ કરીને જીવનમાં આગળ ધપવાનું છે.॥૧૬॥

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रांतां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

તે અહોરાત્રને જાણનારા મનુષ્યો બ્રહ્માનો જે એક હજાર યુગનો દિવસ તેને તથા એક હજાર યુગ સુધીની રાત્રિને જાણે છે. ॥ ૧૭ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાનને પામેલો મુક્ત થાય છે એ બતાવ્યું. અને આ દર્શન સાધકને પરમાત્મોન્મુખ કરનારૂં નીવડવુ જોઇએ. જાણવા યોગ્યને એવી રીતે જાણવું જોઇએ કે જેથી જાણેલું અમલ કરવામાં પ્રેરક

નીવડે નહીતર જાણેલું ન જાણેલાં જેટલુંજ નિર્વીર્ય હોય છે. આથી વિવેક પરમાત્મા તરફ પ્રગતિ કરાવનારો હોવો જોઇએ એ વાત ભગવાને આગલા શ્લોકમાં જણાવી. હવે આ બ્રહ્માદિ સ્થાવરાન્ત લોકોની પુનરાવૃત્તિમાં કારણ રૂપ જે કાળમર્યાદા તે કાળમર્યાદાને બનાવવા ઇચ્છનાર ભગવાન બ્રહ્માના રાત્રિ અને દિવસનું માપ બતાવતાં કહે છે કે હે અર્જુન! દિનરાતને જાણનાર પુરુષો બ્રહ્માના દિવસને એક સહસ્ર યુગનો અને રાત્રિને એક સહસ્ર યુગ-પર્યન્તની જાણે છે. અર્થાત્ હે અર્જુન! હું તને બ્રહ્માના આયુષ્યની મર્યાદા કહું છું. મનુષ્યનું-એક વર્ષ તે દેવોનો એક રાત્રિદિવસ જાણવો. તેમાં ઉત્તરાયણ એ દિવસ અને દક્ષિણાયન રાત આવા પદર રાતદિવસનું દેવોનું એક પખવાડીઉં. બે પખવાડીએ એક માસ અને એવા બાર માસે એક વર્ષ. આવાં બાર હજાર વર્ષો થાય ત્યારે દેવોના ચતુર્યુગસહસ્ર થાય છે. આવાં બાર હજાર વર્ષો એ બ્રહ્માનો એક દિવસ એવડીજ રાત્રિ અને આ ક્રમે જે બ્રહ્માના માસ વર્ષ વગેરે જાણવાં. આવાં સો વર્ષો એ એક બ્રહ્માનું પરમ આયુષ્ય છે. બસ આવાં એક સો વર્ષ થતાં બ્રહ્મા પણ વિનાશ પામે છે. આમ જ્યારે બ્રહ્મલોકને પામેલાને પણ પાછું ફરવું પડે છે તો પછી બીજા દેવની તો વાતજ શી? જ્યાં આવો બ્રહ્મા પણ ભ્રષ્ટ થાય ત્યાં મનુષ્યોની તો ગણનાજ શી? આ શ્લોકમાં ભગવાન ભવ્ય વિચારદ્વારા માણસના ક્ષુલ્લક ભાવોને દાબી દેવા-વિદાય દેવા ચાહે છે. આપણાં લાખો વરસ બ્રહ્મા જીવે તો પણ તે એક દિવસ મરેજ તો પછી આપણું આખું આયુષ્ય તો બ્રહ્માની ઘડીનો લાખમો ભાગ પણ ન થાય? પછી ક્ષુદ્ર સ્વાર્થી ભાવોને વળગી રહી મનુષ્ય ઉદારતા કેમ ભૂલે! આથી તેણે ક્ષુદ્ર ખ્યાલોમાં રૂંધાઈ ન રહેતાં ભવ્ય વિચારોમાં લીન રહેવું ઘટે આવો ધ્વનિ અહીં છે. ॥ ૧૭ ॥

> अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
> रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

દિવસના આરંભે બધી આકૃતિઓ અવ્યક્તમાંથી પ્રકટ થાય છે અને તેજ અવ્યક્ત નામના કારણમાં રાત્રિના આરંભે લીન થાય છે. ॥ ૧૮ ॥

આગલા શ્લોકમાં બ્રહ્માના આયુષ્યની મર્યાદા ભગવાને બતાવી. આ આયુષ્યકાળનાં એક દિનરાતમાં આ જગતમાં શી ઉથલ પાથલ થાય છે તે બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન બ્રહ્માના દિવસના આરંભકાળે અવ્યકતમાંથી તમામ વ્યકિતઓ પ્રકટ થાય છે અને રાત્રિના આરભકાળે તેજ અવ્યકતમાં તે વ્યકિતઓ લય પામે છે. અર્થાત્ હે અર્જુન! બ્રહ્માનો દિવસ ઉગતા અવ્યકત એવી જે પ્રકૃતિ તે પ્રકૃતિમાંથી ભોકતા અને ભોગ્યરૂપી તમામ સ્થાવર જંગમ આકૃતિઓ પ્રકટ થાય છે અને બ્રહ્માની રાત્રિનો પ્રારભ થતાં જે જે સ્થાવર જગમ આકૃતિઓ સૃષ્ટિના આરભમાં વ્યકત થઈ થઈ હતી તે તે તમામ જડચેતન આકૃતિઓ પાછી તેજ અવ્યકત—પ્રકૃતિમાં લીન થાય છે. કાર્ય કારણમાથી પ્રકટિત થાય છે અને કારણમાંજ કાર્ય લીન થાય છે એવો નિયમ છે. અર્થાત્ હે અર્જુન! બ્રહ્માના ગત્રિદિવસમાતો આ અતિ મહાન અને ભવ્ય દેખાતી તમામ સૃષ્ટિની ગજબનાક ઉથલપાથલ થઈ જાય છે! એટલામા તો જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયની રમત રમાઇ જાય છે! દુ:ખ એટલું છે કે માનવમનમા આ મહાન અને ઉદાર ખ્યાલ ટકતો નથી જો સ્થિરપણે આ વિચાર ટકે તો શોકમોહનું કશું કારણ ન રહે. પણ માયાની—અજ્ઞાનની અહીંજ ખૂબી છે. અનંતને બદલે અલ્પમાંજ માણુસનુ મન રમતું રહે છે. ભૂમા તરફ તેનુ વલણ ભાગ્યેજ થાય. અને થાય ત્યારે પણ તે ઘણો વખત ટકે નહીં! બસ આ ખ્યાલોની મારામારી એટલે માનવ જીવનનો અનન્ત સગ્રામ છે! ઉંચે જવા ઇચ્છનારે આવા ભવ્ય વિચારોમાં સમાધિમય રહેવા યત્ન કરવો જોઇએ. ॥ ૧૮ ॥

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

હે પૃથાપુત્ર! તેજ આ ભૂતસમુદાય થઇ થઇને રાત્રિ આવતાં લય પામે છે. પરાધીન હોઇને દિવસ આવતાં પ્રકટ થાય છે. ॥૧૯॥

બ્રહ્માના રાતદિવસમાં તો જગતની અચિન્ત્ય ગડમથલ થઈ જાય છે. આની ગડમથલ પ્રવાહરૂપે ચાલ્યાજ કરે છે એની શરૂઆત કયારે અને અન્ત કયારે—એ અતિપ્રશ્ન છે! પ્રવાહરૂપે અનાદિ હોઇને બીજ કુરની માફક આ સૃષ્ટિપ્રલય વર્ત્યાજ કરે છે એમ સિધ્ધ કરવાની ઇચ્છાથી ભગવાન હવે કહે છે

કે હે અર્જુન! તેજ આ ભૂતસમુદાય બની બનીને પરવશ હોઇ રાત્રિ આવતાં લીન થાય છે અને દિવસ આવતાં પ્રકટે છે! તેજ આ એટલે કે બ્રહ્માના પહેલા દિવસે વ્યકત હતો તેનો તેજ ભૂતસમુદાય. આ ભૂતસમુદાય બની બનીને એટલે કે વ્યકત થઇ થઇને બ્રહ્માની રાત્રી આવતાં પાછો લીન થાય છે. દિવસ આવતાં પાછો પ્રકટ થાય છે. આવું કેમ થાય છે? તો કારણ એ કે 'ભૂત સમુદાય પરવશ છે. સ્વતંત્ર નથી. પરતંત્ર છે. કર્માધીન છે. કર્મ આગળ પ્રાણીમાત્ર પરતંત્ર છે આ કર્મ શેષને લઇને ભૂતસમુદાય જન્મે જીવે જાય, પાછો જન્મે જીવે અને જાય એવી સસારની ઘટમાળાને અભંગપણે પ્રવર્તાવી રાખે છે. પ્રતિક્ષણ આપણે આ વસ્તુ જોઇએ. પ્રકૃતિ ક્ષણપરિણામિની હોઇને તેની તે છતાં ક્ષણ પછી જુદાં જુદાં રૂપે આવીને ખડી થાય છે! આમ સૃષ્ટિમાં નવું કંઇ નથી છતાં જુનું કશું નથી! પ્રકૃતિના પટ ઉપર અસખ્યરંગી અસંખ્ય ચિત્રો ચીતરાય ભૂંસાય ચીતરાયને ભૂંસાય-આવી અજબ-અદ્‌ભુત-ભલભલા બુધ્ધિમાનોની બુધ્ધિને પણ ચકરાવે ચઢાવે-ગુમ કરી નોંખે-ઉથલાવી પાડે એવી કોઈ અલૌકિક ભવ્ય રમત ચાલી રહી છે! સૌ પ્રાણી આ રમતમાં ખેલાડી છે! પ્રકટે લીન થાય-ધૂપછાંવની રમત ખેલે છે' ॥૧૯ ॥

> परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तो व्यक्तात्सनातनः ।
> यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

પરંતુ અવ્યકતથી પર બીજો જે અનાદિ અવ્યકત પદાર્થ છે તે નાશ પામતાં બધાં ભૂતોમાં નાશ પામતો નથી. ॥૨૦॥

આમ આગલા શ્લોકમાં ભૂતસમુદાયની પરવશપણે અવૅરજ્વર થયાજ કરે છે એમ બતાવી • જગતું પ્રવાહરૂપે અનાદિપણું બતાવ્યું અર્થાત્ ભોકતા અને ભોગ્યરૂપે વહેંચાયેલાં પ્રાણીમાત્રનો આશ્રય અવ્યકત પ્રકૃતિ છે. એ પ્રકૃતિથી પર શું છે? પ્રકૃતિની અભિવ્યકિત અને પ્રલયનો આશ્રય કયો? કેમકે પ્રકૃતિ પણ જડ છે અને આથી નિરાધાર અને અનાથ હોય તો કશું સ્વતંત્રપણે કરી ન શકે. આથી હવે પ્રકૃતિના પણ આધારરૂપ પરમ પરમાત્મા છે એમ કહેતાં ભગવાન ઉચરે છે કે હે અર્જુન! આગળ કહેલા અવ્યકતથી પણ એવી એક સનાતન અવ્યકત બીજી સત્તા છે કે જે સત્તા સમસ્ત પ્રાણીઓ નાશ પામે છતાં નથી નાશ પામતી. અર્થાત્ હે અર્જુન!

આગળ મેં તને ભૂતમાત્રની માતારૂપે પ્રકૃતિને કહી. એ પ્રકૃતિ સૂક્ષ્મતાની અવધિ છે. એટલે કે કાર્યકારણ અવસ્થાની દ્રષ્ટિએ પ્રકૃતિ એ સૂક્ષ્મતમ પદાર્થ છે. આ પ્રકૃતિથી પણ પર એવી એક બીજી સત્તા છે. પ્રકૃતિથી પર એટલે પ્રકૃતિથી શ્રેષ્ઠ. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. આથી જડ છે. આ જે સત્તા છે તે તેવી નથી. એટલે કે જડ સત્તા નથી. પણ ચેતન છે. આ સત્તા પ્રકૃતિથી ભિન્ન છે. અને પ્રકૃતિથી પણ અવ્યક્ત છે. કાર્યકારણની દૃષ્ટિએ પ્રકૃતિ એજ અવ્યક્ત કહેવાય છે. કેમકે કાર્યકારણની પરંપરા પ્રકૃતિ આગળ આવીને અટકે છે. પરંતુ આ પ્રકૃતિના પણ સૂત્રધાર, પ્રકૃતિને પણ સ્વેચ્છાએ નચાવનાર પરમાત્મા પ્રકૃતિથી પણ અવ્યક્ત છે. એટલે પ્રકૃતિના આવિર્ભાવ તિરોભાવના આશ્રયરૂપ હોઇને તેનાથી પણ સૂક્ષ્મ છે. એટલે કે પ્રમાણમાત્ર પરમાત્માને પકડી શકતાં નથી. પ્રત્યક્ષ વગેરે તમામ પ્રમાણો પરમાત્માને માપવામાં અસમર્થ છે! આ પરમાત્મ સત્તા સનાતન છે. એટલે હમેશાં હોનારી છે. કેમકે તે સત્ય છે. અને સત્યને કાળનો સ્પર્શ નથી. આ સત્તા કેવી છે? હે અર્જુન! જડચેતન પ્રાણીમાત્ર-ભૂતમાત્રનો આવિર્ભાવ તિરોભાવ થાય તો પણ જે નથી આવિર્ભૂત થતી કે નથી તિરોભૂત થતી, એવી એ સત્તા છે! નાશ એટલે તિરોભાવ. કેમકે કોઇપણ વસ્તુનો છેવટનો-નિરન્વય નાશ થતોજ નથી. અર્થાત્ વસ્તુમાત્ર પ્રકટ થાય અગર તો લુપ્ત થાય તો પણ જે નથી તો નવેસરથી પ્રકટતી કે નથી તો લુપ્ત થતી આવી તે સત્તા છે. આ પરમ–અવ્યક્ત–સનાતન–અવરજવરશૂન્ય ને સર્વવ્યાપી –સર્વમાં ઓતપ્રોત–સૂક્ષ્મતમ સત્તા છે તે પરમાત્માની સત્તા છે. અને એ સત્તાના આધારેજ પ્રકૃતિ પણ રહે છે. હે અર્જુન! આ પરમસત્તા પ્રાપ્તવ્ય પદાર્થ છે! ॥ ૨૦ ॥

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥ २१ ॥

તે અવ્યક્ત અક્ષર એમ કહેવાય છે, તેને પરમગતિ કહે છે. જેને પ્રાપ્ત કરી નથી પાછા ફરતા તે મારૂં પરમ ધામ છે. ॥૨૧॥

આગલા શ્લોકમાં પ્રકૃતિથી પર જે પરમસત્તાનું સમર્થન કર્યું, એજ સત્તા ભિન્ન ભિન્ન નામથી શાસ્ત્રોમાં અને લોકમાં પ્રસિધ્ધ છે એમ બતાવી એ

પરમસત્તાને જેણે જીવન દરમ્યાન પ્રાપ્ત કરી લીધી છે એવા પુરૂષનુ લક્ષણ આપતાં ભગવાન કહે છે કે હે પ્રિય અર્જુન! જે ભાવને મે અવ્યક્ત કહ્યો છે તેજ અક્ષર એમ કહેવાયો છે. તેનેજ પરમગતિ પણ કહે છે. જેને પ્રાપ્ત કરીને પાછા ફરતા નથી તે મારું પરમધામ છે. અર્થાત્ હે અર્જુન! એ પરમાત્માની સત્તાને અવ્યક્ત કહો અક્ષર કહો પરમગતિ કહો-ફેર નથી. નામભેદથી વસ્તુભેદ થતો નથી. એકજ વસ્તુ અનેક નામે પોકારવામાં આવે છે. તું એક વસ્તુ અહીં જાણી લે. જે પુરૂષ મે ઉપર બતાવી તે સત્તાને પામ્યો છે તે પાછો ફરતો નથી. અર્થાત્ જેણે પરમાત્માને જીવન દરમ્યાન મેળવ્યો છે તે કદી પાછો સસારમાં પડતો નથી. એટલે કે તે એટલો પવિત્ર થાય છે કે સંસારના મેલમાં તે રમતો નથી. પરમાત્મા પ્રાપ્તવ્ય વસ્તુઓની અવધિ છે. પ્રાપ્તવ્ય પરમપિતાને જેણે પ્રાપ્ત કર્યો તે પુરૂષ પાછો સંસારના સડામાં ફસાતો નથી. કેમકે સંસારથી જે પર થાય છે તેજ પરમાત્માને પામે છે. સંસારના મેલમાં જે રચ્યો પચ્યો છે તે પરમપવિત્ર, અત્યંત નિર્મળ, પરમશુધ્ધ, પરમાત્માને પામે એ અસંભવ છે. આથી ભગવાન કહે છે કે પરમાત્માને પામેલો પાછો સંસારમાં પ્રવેશતો નથી. એટલે તે કાંઈ જીવતો મટી જાય છે એવું કશું નથી. હવે તેના જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં તે પરમાત્મભાવને પ્રકટ કરે છે. જીવભાવને છોડે છે. જીવ બનવું એજ તો સંસાર છે. શિવ બનવું એ પરમાત્માની પ્રાપ્તિ છે. જે સાક્ષાત્ શિવદશાને પામ્યો તે ઇચ્છે તો પણ જીવભાવને કાયમ ન રાખી શકે. કેમકે હવે તેને સમજાયું છે કે મારો સ્વભાવ શિવ છે. જીવભાવ તો સ્વપ્નું હતું-ઓથાર હતો. બસ આ શિવભાવની પ્રાપ્તિ એ માનવજીવનનું ધ્યેય છે. આ શિવસ્વરૂપનો જ્ઞાનમાં ઉદય અને તેનું નિરંતર ભાન એજ પરમધામની પ્રાપ્તિ છે. આથીજ ભગવાન કહે છે કે તેને તું મારૂં પરમધામ જાણ અને પરમધામનો નિવાસી નીચધામમાં શા સારૂ વસે? પરમધામ-એટલે શ્રેષ્ઠ સ્વરૂપ. ભગવાન કહે છે કે પરમાત્મભાવની પહોંચ એ મારૂં શ્રેષ્ઠ સ્વરૂપ છે. એ શ્રેષ્ઠ સ્વરૂપને પામેલો સંસારમાં પાછો ફરતો નથી. એટલે કે તે જીવન મુક્ત અને વિદેહમુક્ત બને છે. ॥ ૨૧ ॥

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

હે પૃથાપુત્ર ! જે પરમપુરૂષ છે–તે અનન્ય ભક્તિથી પ્રાપ્ત કરી શકાય છે–જેની અંદર બધાં ભૂતો છે, જેના વડે આ બધું વિસ્તારાયું છે. ॥ ૨૨ ॥

આગલા શ્લોકમાં નામભેદ થતો નથી એમ ભગવાને બતાવ્યું. અને પોતાના પરમધામને પહોંચેલો પુરૂષ સંસારી બનતો નથી એમ પણ કહ્યું. પરંતુ એ અક્ષર–અવ્યક્ત–પરમગતિને પામવાનો ઉપાય શો ? કેવી રીતે માણસ પરમપુરૂષ પરમાત્માને મેળવી શકે. જે પ્રભુને પામવાથી મનુષ્ય નિર્દોષ બની સંસારની ઘટમાળમાંથી હમેશને માટે મુક્ત થાય એ પરમપુરૂષને પ્રાપ્ત કરવાનું સાધન શું ? આ પ્રશ્ન થતાં પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર કહે છે કે હે અર્જુન ! ભોક્તા અને ભોગ્યરૂપે વહેંચાયેલાં પ્રાણીમાત્ર જેની અંદર છે તથા જેના વડે આ દૃશ્યાદૃશ્ય વિશ્વ પ્રકટ થયું છે તે પરમપુરૂષ અનન્ય ભક્તિ વડે મેળવવા યોગ્ય છે. અર્થાત્ આ શ્લોકમાં પરમપુરૂષનું લક્ષણ તથા પ્રાપ્તિનો ઉપાય ભગવાન બતાવે છે. પહેલા ચરણમાં પ્રાપ્તિનો ઉપાય તથા બીજામાં પરમાત્માની ઓળખ બતાવી છે. પરમાત્મા કેવા છે ? તો કહે છે કે જેની અંદર ભૂતમાત્ર રહેલાં છે. અને જેના વડે આ જગત્ વિસ્તૃત કરાયું છે તે પરમાત્મા અર્થાત્ પરમાત્મા જગતનું કારણ છે. ઉત્પત્તિકાળે આખાં જગતને તેઓ ઉપજાવે છે અને ઉત્પન્ન થયેલાં જગતને જેઓ નિભાવે છે એવા પરમાત્મા છે. અર્થાત્ તમામ વિશ્વના ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું જે એક કારણ તે પરમાત્મા છે. કારણથી કાર્ય ભિન્ન રહી શકતું નથી. આથી કારણજ કાર્યરૂપે પ્રકટ થાય છે અને પોતે પોતાનામા રહે છે. આમ આખું વિશ્વ પરમાત્માનું કુટુંબ છે. પરમાત્માના સંકલ્પથી એનો જન્મ છે. એના સંકલ્પથી એનું પોષણ છે. એના સકલ્પથી એનો લય છે. આમ બીજા ચરણમાં પરમાત્માનું લક્ષણ આપ્યું છે. આવા સર્વજ્ઞ–સર્વશક્તિ–સચ્ચિદાનંદ પરમાત્માને પ્રાપ્ત કેવી રીતે કરાય ? તો કહે છે કે હે અર્જુન ! અનન્ય ભક્તિથી પરમપુરૂષ મેળવાય એવો છે અર્થાત્ જેની પાસે અનન્ય ભક્તિ છે તે પરમ પુરુષ પરમાત્માને પ્રાપ્ત કરે છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય જેની ઇચ્છાને અધીન છે એવા પરમમંગળ તત્ત્વરૂપ પરમાત્માને સ્વાધીન કરવાનો એક માત્ર ઉપાય-અનન્ય ભક્તિ છે. ભક્તિ એટલે સેવા. સેવા એટલે આજ્ઞાનો નિરપવાદ

અમલ. પરમપિતાની આજ્ઞાનો અમલ અનન્ય હોવો જોઇએ. એટલે કે પરમાત્માની આજ્ઞાનો અમલ કરનાર તે આજ્ઞા શિવાય બીજા કોઇની આજ્ઞાના પાલનમાં માનનારો ન હોવો જોઇએ. આમ અનન્ય ભક્તિ એટલે શિવાય કે પરમાત્મા–બીજા કોઇની પણ આજ્ઞાનો આદર ન કરનારો હોઇને પરમપિતાની આજ્ઞા મુજબ જીવન છવનાર માણસ આવો માણસ પરમ પુરૂષ–પરમાત્માને પામે છે.

અનન્ય ભક્તિથી પરમાત્મા મેળવી શકાય એ વાત વિચારણીય છે. અનન્ય ભક્ત થવા માટે માણસ કેવો હોવો જોઇએ? પહેલાં તો તેનામાં પરમાત્મા છે એવો પાકો નિશ્ચય હોવો જોઇએ. જ્યાંસુધી ઇશ્વર છે એવો માણસના હૃદયમાં સ્વાભાવિક નિશ્ચય ન હોય ત્યાંસુધી આ રસ્તે પગલું પણ આગળ ન વધાય. અર્થાત્ અનન્ય ભક્તિને માટે 'ઇશ્વર છે' એવી સમજણ એટલે કે શ્રધ્ધા હોવી ઘટે. સસલાંના શિંગડાં માટે તો પ્રયત્નજ ન થઇ શકે! કેમકે તેની અસ્તિજ નથી. આથી પરમાત્માને પ્રાપ્ત કરવા ઇચ્છનારનામાં પોતાની અસ્તિ કરતાં પણ ઇશ્વરની અસ્તિમાં વધારે પાકો નિશ્ચય હોવો જોઇએ. આ શ્રધ્ધા એ પરમપુરુષને પ્રાપ્ત કરવામાં પહેલી શરત છે.

આ ઉપરાંત ઇશ્વર મેળવવા જેવો છે એવું સમજાવું જોઇએ. દુનીઆમાં લાખો વસ્તુઓ છે છતાં તે મેળવવા જેવી ન હોવાને કારણે તેની પ્રાપ્તિ માટે પુરુષાર્થ થતો નથી. તો ઇશ્વર છે અને તે મેળવવા જેવી ચીજ છે એવો નિર્ણય હોવો ઘટે. પોતાના કરતાં પણ જ્યારે છે એવો ઇશ્વર વધારે પ્રિય લાગે ત્યારેજ માણસ તેને મેળવવાને પ્રયત્ન કરે છે. અર્થાત્ સત્ પરમાત્માનુ નીતરૂં જ્ઞાન હોવું ઘટે. પરમાત્માનાં સ્વરૂપનું જેને નીતરૂં જ્ઞાન છે તે માણસ પરમાત્મા એકજ મેળવવા જેવો પદાર્થ છે એમ સમજશે. જ્યારે સચ્ચિદાનન્દઘન પરમપિતા પ્રાપ્તવ્ય છે એમ સમજાશે એટલે માણસને તેને મેળવ્યા શિવાય ચેન નહી પડે. કળ નહી વળે.

આમ શ્રધ્ધા અને સ્વરૂપજ્ઞાન પછી ઉપાયનું ચિન્તન આવે છે. પરમાત્મા મારે મેળવવો જોઇએ એવું સમજાય ત્યારે એને કેવી રીતે મેળવવો એ કુદરતી રીતે સ્ફુરે! આથી તેવો માણસ પરમપિતાને પ્રાપ્ત કરવાના ઉપાયનું શોધન કરશે. તેને લાગશે કે પરમાત્મા પરમપ્રેમથીજ મેળવવા

યોગ્ય છે. જ્યાંસુધી ઇશ્વરના ઉપર પ્રેમ ન લાગે ત્યાંસુધી ઇશ્વરની આજ્ઞાનો દ્રઢપણે માણુસથી અમલ ન થાય. ઇશ્વરની આજ્ઞાનો દ્રઢપણે અમલ કરવા ઇચ્છનારને પ્રકૃતિની સાથે વેર જેવું બંધાય છે. એટલે કે માણુસના હૃદયમાં દંદ્વ યુધ્ધ જામે છે. પ્રકૃતિ કહે મારે તાબે રહે. પરમાત્મા કહે મારે તાબે રહે. આવે વખતે પુરૂષાર્થી જીવને ઇશ્વર તરફ અનન્ય ભકિત હોવી જોઇએ. એટલે કે પ્રકૃતિની તાબેદારી નજ સ્વીકારવાનો મરણીયો નિશ્ચય અને પરમાત્માની તાબેદારી રાજીખુશીથી અપનાવવાનો મરણીયો નિશ્ચય હોવો જોઇએ. જે માણુસ આમ પ્રકૃતિને અધીન ન થતાં પરમાત્માનેજ વરે છે તે માણુસ ટૂંક સમયમા જોઈ શકે છે કે પરમાત્મા તે અનન્ય ભકિતથી ભકતપરવશ બને છે અને પોતાનું સ્વરૂપ તેની સમક્ષ ખોલી દે છે

તો ઇશ્વરની આજ્ઞાઓ કઈ? શાસ્ત્રો ઇશ્વરની આજ્ઞાના જગતમાં વાહક છે તમામ દેશકાળના શાસ્ત્રો એ છેવટનો એકમતિથી ઇશ્વરની આજ્ઞા સંબંધમાં નિર્ણય બતાવ્યો છે. અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વિરપ્રણિધાન—આ છે ઇશ્વિરીય આજ્ઞાઓ, હિંસા, જૂઠ, ચોરી, અસંયમ, સંઘરવાની વૃત્તિ, અપવિત્રતા, અસંતોષ, તપનો અભાવ, સ્વાધ્યાયનો વિપર્યય, અને પ્રકૃતિ પ્રણિધાન છે—સસારની પ્રકૃતિની આજ્ઞાઓ. પ્રકૃતિ હિંસામાં પ્રેરે અને ઇશ્વિર અહિંસા ફરમાવે. પ્રકૃતિ જૂઠ તરફ વળાવે અને ઇશ્વિર સત્ય તરફ જવા ફરમાવે. પ્રકૃતિ ચોરી તરફ વલણુ કરાવે અને પરમાત્મા ચોર ન થવા સંકેત કરે. પ્રકૃતિ ઇન્દ્રિયોને છૂટી ફરવા લલચાવે અને ભગવાન તેનો નિગ્રહ કરવા આદેશ કરે. પ્રકૃતિ સુવેલા સાપને પણુ સંઘરવાને અંદરથી ઉશ્કેરે અને ભગવાન શરીરને સંઘરવાની વૃત્તિને પણુ ન અધીન થવા હુકકમ કરે. પ્રકૃતિ અપવિત્રતામાં મોજ માણુવા ભરમાવે અને પરમપિતા કેવળ પવિત્ર થવાનો સંકેત કરે. પ્રકૃતિ મળ્યામાં હમેશાં હાયતોબાં કરાવે અને પરમાત્મા મળેલામાં પ્રસન્ન રહેવા કહે. પ્રકૃતિ જરાજરામાં અસહિષ્ણુ બનવા માણુસને વેવલો કરે અને પરમાત્મા પ્રત્યેક પ્રસંગે તિતિક્ષુ—ધીર—વીર બનવા ઉપદેશે. પ્રકૃતિ સ્વાધ્યાયથી ભ્રષ્ટ થવા સૂચવે આધ્યાત્મિક માર્ગદર્શક ગ્રંથોનો અભ્યાસ કરવા તરફ અરૂચિ જગાવે અને પરમાત્મા સ્વાધ્યાય નિષ્ઠ થવા પ્રેરે. પ્રકૃતિ પોતામાં જીવને રહેવા લલચાવે, પરમાત્મા પોતાનામાં તેને રહેવાને નોતરે—ગીતા સૂરે બોલાવે. આમ જીવનમાં

ડગલેને પગલે સ્હવારથી સાંજ સુધી ઇશ્વરીય આજ્ઞા અને પ્રકૃતિની આજ્ઞાની વચ્ચે ધમસાણ અને સંઘર્ષણ ચાલે. ઇશ્વરને પામવા ઇચ્છનારે તો અનન્ય ભક્તિવાળા હોવું ઘટે. એટલે કે ઇશ્વરની આજ્ઞાનુંજ પાલન મરણાન્તે પણ કરવું ઘટે. એમાં એટલે ઇશ્વરની આજ્ઞાના પાલન વખતે, અન્ય, બીજી જે પ્રકૃતિ તેની આજ્ઞાના અમલને-સૂચનને પણ તે સાંખીજ ન શકે. આવી અનન્ય ભક્તિમાં આટલું હોવું ઘટે. પ્રાણીમાત્ર ઉપર આત્મીય પ્રેમ અને દયા. સત્યનિષ્ઠા. ચોરીમાંથી છેવટની નિવૃત્તિ. ઇન્દ્રિયો ઉપર કાબુ. ઓછામાં ઓછો પરિગ્રહ. પવિત્રતા સંતોષ. આધ્યાત્મિક પ્રકાશ બતાવે એવા ગ્રંથોના નિયમિત વિધિપૂર્વક અભ્યાસમાં રૂચિ, અને ઇશ્વરનિષ્ઠા. આમાંની જે આજ્ઞાઓના પાલનમાં જે માણસ જેટલો એકાગ્ર-પ્રયત્નશીલ તેટલો તે પરમાત્માની નજીક. આ બધામાંથી એકની પણ પાછળ પડેલો બીજા બધાને કુદરતી રીતે નોતરશે. આનું નામ છે પરમભક્તિ અને આ ભક્તિ માટે આત્મજ્ઞાન-ઇશ્વર જ્ઞાન-શ્રદ્ધા ભક્તિ વગેરે અનિવાર્ય છે. ઇશ્વરની આજ્ઞાઓના પાલનમાંજ અંતે ઇશ્વરનું મિલન છે. અને ઇશ્વરમિલનમાં કલ્યાણ છે. ॥ ૨૨ ॥

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

હે ભરતશ્રેષ્ઠ! છતાં જે સમયે મરેલા યોગીઓ અપુનર્જન્મ તથા પુનર્જન્મને નિશ્ચય પામે છે તે કાલ હું કહીશ. ॥ ૨૩ ॥

આગલા શ્લોકમાં પરમપુરૂષ ભક્તિથી મેળવી શકાય છે એમ ભગવાને બતાવ્યું. એ ભક્તિ એટલે પરમપુરૂષની આજ્ઞાનું પાલન એમ પણ કહ્યું. હવે પુનર્જન્મ અને અપુનર્જન્મમાં મરણકાલ પણ નિમિત્ત છે એવી જે પ્રચલિત લોકમાન્યતા તેનો આદર કરતાં ભગવાન તે કહેવાની પ્રતિજ્ઞા કરે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! જે કાલે મરણ પામેલા યોગીઓ આવૃત્તિ તથા અનાવૃત્તિને પામે છે, તે કાલ હું તને કહીશ. શ્લોકમાં 'तु' શબ્દ સમજવા જેવો છે. એ શબ્દ જીવ મરણ પામી જે ગતિ પામે છે તે પામવામાં મરણનો કાલ પણ નિમિત્તરૂપ છે એ લોકની માન્યતા છે. ભગવાનનો પોતાનો મત નથી એવું દ્યોતન કરે છે. કેમકે નિષ્કામ કર્મયોગના માર્ગમાં તો મરણમાં કાલનો વિચાર નિરર્થક છે. આથી લોકદૃષ્ટિનો આ અનુવાદ છે.

ભગવાનને એ મત નથી એવું અહીં સૂચન છે. એટલે મારા કર્મયોગી શિવાયના જે કર્મયોગી કે જ્ઞાનયોગી હોય એટલે કે કર્મહીન કેવળ જ્ઞાનયોગી અગર તો જ્ઞાનહીન કેવળ કર્મયોગીની બાબતમાં મરણનો કાળ પુનર્જન્મ કે અપુનર્જન્મમાં કારણરૂપ નિવડે છે એવી લોકમાન્યતાનો અહીં ભગવાન ઉલ્લેખ કરવાની પ્રતિજ્ઞા કરે છે એમ જાણવું. ॥ ૨૩ ॥

अग्निर्ज्योतिरहः शुक्ल षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

પ્રાતઃકાળ સૂર્યોદયકાળ, દિવસ, શુકલપક્ષ, ઉત્તરાયણના છ મહિના–આ કાળમાં મરેલા બ્રહ્મજ્ઞાની મનુષ્યો બ્રહ્મને પામે છે. ॥ ૨૪ ॥

આમ પ્રતિજ્ઞા કરી હવે જે કાળે મરણ પામેલો મનુષ્ય અપુનરાવૃત્તિ પામે છે–એટલે કે પુનર્જન્મથી છૂટે છે તે કાળનો ઉલ્લેખ કરતાં ભગવાન કહે છે– હે અર્જુન ! અગ્નિકાલ એટલે કે અગ્નિને ઘરમાં સળગાવવાનો વખત એટલે કે ઉષઃકાળ–પ્રાતઃકાળ. જ્યોતિ એટલે સૂર્યોદયકાલ, દિવસ, શુક્લ પક્ષ તથા સૂર્યની ઉત્તર તરફથી ગતિરૂપ જે છમાસો–આમાંથી ગમે તે એક કાળે મરેલા, બ્રહ્મને જાણનારા જનો, બ્રહ્મને પામે છે અર્થાત્ જેઓ બ્રહ્મવેત્તા છે–એટલે કે કેવળ બ્રહ્મજ્ઞાનીઓ છે અને છતાં કર્મશૂન્ય છે એવા લોકો ઉપર બતાવેલામાંથી ગમે તે એક કાળે જો મૃત્યુ પામે તો તેઓ બ્રહ્મલોકને પામે છે એમ જનતાનો ખ્યાલ છે. અર્થાત્ આમાંના ગમે તે કાળે મૃત્યુ પામેલા જીવો મોક્ષ પામે છે તેઓનું સંસારમાં પુનઃ આગમન થતું નથી ઉપર કહ્યું તેમ આ ભગવાનનો આત્મમત નથી. પણ જનતાની માન્યતાનો ભગવાન ઉલ્લેખમાત્ર કરે છે. ॥ ૨૪ ॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

સાયંકાળ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ મહિના–આ કાળમાં મરેલયોગી સ્વર્ગીયજ્યોતિ પ્રાપ્ત કરી પાછો ફરે છે. ॥૨૫॥

આમ જે કાળે મરણ પામેલા જીવો પુનરાવૃત્તિ એટલે કે પુનર્જન્મ પામતા નથી તે કાળનો ઉલ્લેખ થયો. હવે જ્યારે મરેલા જીવો પુનર્જન્મ પામે છે એમ જનતાનો ખ્યાલ છે તે કાળને બતાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન! ધૂમ એટલે ધૂમાડાનો સમય એટલે કે સાયંકાળ, રાત્રિ, તથા કૃષ્ણપક્ષ તથા સૂર્યની દક્ષિણ તરફથી ગતિરૂપ છમાસો–આમાંથી ગમે તે એક કાળમાં મૃત્યુ પામેલો યોગી, સ્વર્ગીય જ્યોતિને પામીને પાછો જન્મ પામે છે. અર્થાત્ ઉપર બતાવેલ કાળમાં જો મૃત્યુ પામે તો તેવો યોગી ચાન્દ્રમસ્ જ્યોતિને પામે છે. અહીં યોગી એટલે કર્મફલની ઇચ્છાથી કામ કરનાર મનુષ્ય. આવો ફ્લેચ્છુ મનુષ્ય પોતાનાં સત્કર્મના ફલરૂપ ચાન્દ્રમસ્ જ્યોતિને પહેલાં તો પામે છે. ચાન્દ્રમસ્ એટલે સ્વર્ગીય. જ્યોતિ એટલે કર્મફલ. અર્થાત્ પોતાના સત્કર્મના ફલરૂપ સ્વર્ગીય ભોગોને ભોગવીને તે કર્મો ક્ષીણ થતાં પાછા મૃત્યુલોકમાં જન્મે છે. અર્થાત્ તેવા જીવો પુનર્જન્મ પામે છે. ॥ ૨૫ ॥

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६ ॥

નિશ્ચય આ બે ધોળી કાળી ગતિ, જગતની અનાદિ છે એમ લોકમત છે. એકથી અપુનર્જન્મ પામે છે. બીજીથી પાછો ફરે છે. ॥ ૨૬ ॥

હવે ઉપલા બે શ્લોકોમાં કહેલી વાતનું નિગમન કરતાં કહે છે, હે અર્જુન! જગતની આ ધોળી અને કાળી બે ગતિઓ શાશ્વત માનવામાં આવી છે. તેમાં એકથી યોગી મોક્ષ પામે છે. અને બીજી દ્વારા પુનર્જન્મ પામે છે. અર્થાત્ હે અર્જુન! જનતાની આ માન્યતા આજકાલની નથી. પણ ચિરન્તન છે. ધોળી ગતિ તે પહેલી. કાળી તે બીજી; પહેલીથી મોક્ષ અને બીજીથી પુનર્જન્મ પ્રાપ્ત થાય છે. આવી છે જનતાની માન્યતા. ॥ ૨૬ ॥

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

હે પૃથાપુત્ર! આ બે ગતિને જાણતો, કોઈપણ યોગી મૂઢ થતો નથી. તેથી હે અર્જુન! બધી અવસ્થામાં યોગયુક્ત થા. ॥ ૨૭ ॥

હવે આ બન્ને પ્રકારની ગતિનો ઉલ્લેખ ભગવાન જે પ્રયોજનથી કરે છે તે પ્રયોજન બતાવતાં કહે છે કે હે અર્જુન! આ બન્ને ગતિનો જાણકાર કોઇપણ યોગી મોહ પામતો નથી. તેથી હે અર્જુન! દરેક સમયે તું યોગયુક્ત થા. અર્થાત્ હે અર્જુન! જે મનુષ્ય સાચા કર્મયોગના માર્ગે પડયો છે તે મનુષ્ય જો આ બન્ને કાળી ધોળી ગતિને જાણે તો કદી મોહ ન પામે. એટલે કે તેવો મનુષ્ય કદી વિવેક ન તજે. એટલે કે કેવળ કર્મ કે કેવળ જ્ઞાનને વળગવા જેવું ન માને. ટૂંકમાં નિષ્કામ કર્મયોગથી ભ્રષ્ટ ન થાય. કેમકે નિષ્કામ કર્મયોગમા તો ગતિની ઇચ્છાનોજ અભાવ છે. કાળી અગર ધોળી ગતિની ઇચ્છાજ જ્યાં નથી ત્યાં અમુક કાળમાંજ મરાય તો ઠીક એવી ઇચ્છાને અવકાશ નથી. તેવો મનુષ્ય તો આત્મજ્ઞાનપૂર્વક ભક્તિપ્રધાન નિષ્કામભાવે કર્મ કરવામાં દૃઢનિશ્ચયવાળો છે. એટલે એવો કર્મયોગી આ બે સૃતિ–સરણી–પધ્ધતિથી પર છે. આમ આ બન્ને ગતિઓનુ જે તત્ત્વ જાણે છે તે પુરુષ મોહ પામતો નથી. જીવનના ધ્યેય વિષે ઉલટા ખ્યાલવાળો થતો નથી. તેથી હે અર્જુન! તું પણ યાવજ્જીવ કર્મયોગ યુક્ત થા. વિપરીત ખ્યાલને તજી તું સાચો કર્મયોગી બન. ॥ ૨૭ ॥

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम्।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં તેમજ નિશ્ચય દાનોમાં જે પુણ્યફળ શાસ્ત્રે બતાવ્યું છે તે બધાંને, આ જાણી, ઓળંગી જાય છે. તથા કર્મયોગી ઉત્તમ સ્થાન–પરમાત્માને પહોંચે છે–પામે છે. ॥ ૨૮ ॥

આમ આગલા શ્લોકમાં કાળી ધોળી ગતિનો જાણકાર મોહ પામતો નથી માટે હે અર્જુન! તું પણ મોહથી પર થઇ કર્મયોગ યુક્ત થા એવો ભગવાને ઉપદેશ દીધો. હવે અર્જુનની કર્મયોગમાં અતિશય શ્રધ્ધા થાય એ માટે કર્મયોગનું માહાત્મ્ય સંભળાવતાં અધ્યાયની ઇતિ ભણતાં ભગવાન કહે છે કે હે અર્જુન! વેદોમાં, યજ્ઞોમાં, તપમાં તેમજ દાનોમાં જે પુણ્યફળ શાસ્ત્રોમાં કહેવામાં આવ્યુ છે તે બધાંને આ જાણી યોગી ઓળંગી જાય છે અને એવો યોગી આદ્ય સ્થાનને પ્રાપ્ત કરે છે. અર્થાત્ હે અર્જુન! વિધિપૂર્વક વેદનો

સ્વાધ્યાય કરવામા, શ્રદ્ધાપૂર્વક અંગોપાંગ સહિત યજ્ઞો કરવામા, શાસ્ત્ર સમત તપના આચરણમા, તથા શાસ્ત્રવિહિત સત્પાત્રોને દાન આપવામા જે જે પુણ્યફળ બતાવવામા આવ્યુ છે તે બધાય પુણ્યફળને યોગી એકીવખતે વગાવી જાય છે કેમકે યોગીને સાચી સમજ છે સાચી સમજવાળો મનુષ્ય જાણે છે કે આ બધુ ફળ ગતિમન્ છે–અનિત્ય છે અને જે જાણે છે કે આ સમસ્ત પુણ્યફળ અનિત્ય છે, તે માણસની નજરમા કર્મનુ ફળ અત્યત તુચ્છ બની જાય છે આથી તે ફળને માટે 'મને અમુક ફળ મળો' એવી ફળપ્રેરિત બુધ્ધિથી કશુ કામ નહિ કરે અને કર્યા શિવાય તો જીવે ત્યાસુધી રહેવાય નહિ આથી કરવુ એ તો સ્વાભાવિક છે તેથી તેવો જ્ઞાની પુરુષ કર્મફળની લાલસા શિવાય તમામ કર્મને કર્તવ્યબુધ્ધિથીજ કરશે અર્થાત્ તે વેદોને એટલે કે તમામ સત્વશીલ પુસ્તકોનો અભ્યાસ વિધિપૂર્વક કરશે યજ્ઞો પણ કરશે–તે તપ પણ તપશે અને દાન પણ આપશે પણ એ બધુ તે તે કર્મથી મળનાર ફળને ઉદ્દેશીને નહીં પણ વેદાદિનો અભ્યાસ મારી ફરજ છે એ બુધ્ધિથી કરશે આમ યાવજ્જીવ તે નિષ્કામભાવે કર્મણ્ય રહેશે અને નિષ્કામ ભાવે જે કર્મ કરે તે મનુષ્ય ચોકખો થાય રાગદ્વેષાદિ મેલથી મુક્ત થાય અને પરમાત્માને મળવામા અતરાયરૂપ તો આ મેલો હતા એ મેલો ધોવાતા તે પરમાત્માને પ્રાપ્ત થાયજ અને એજ વાત ભગવાન કહે છે કે તેવો જ્ઞાની • ભક્તિમાન કર્મયોગી આદ્ય પરમ સ્થાનને પામે છે પરમ એટલે સર્વશ્રેષ્ઠ આદ્ય એટલે સૃષ્ટિની પણ શરૂઆતમા હોનારૂ એવુ જે સ્થાન એટલે સર્વભૂતનુ રહેઠાણુ એટલે કે પરબ્રહ્મ પરમાત્માને પામે છે અર્થાત્ પ્રારબ્ધ કર્મ પૂરાં થતાં તેવો પુરુષ હમેશને માટે મુક્ત થાય છે માટે હે અર્જુન! તુ યાવજ્જીવ નિષ્કામભાવે ભક્તિપૂર્વક અને સમજપૂર્વક પ્રાપ્ત કર્મો કર ॥ ૨૮ ॥

॥ इति अष्टमोऽध्याय ॥

॥ हरिः ॐ तत्सत् ॥

॥ हरि ॐ तत्सत् परमात्मने नमः ॥

## ॥ नवमोऽध्यायः ॥

॥ ॐ देवं नंदनंदनं वंदे ॥

**श्री भगवानुवाच : શ્રી ભગવાન બોલ્યા:–**

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

અને આ ગુહ્યતમ જ્ઞાન, વિવિધ પદાર્થોનાં જ્ઞાન સહિત, ગુણમાં દોષબુદ્ધિ શિવાયના એવા ત્હને, હું કહીશ, જે પ્રાપ્ત કરી તું અમંગલમાંથી છૂટશે. ॥ ૧ ॥

આગલા અધ્યાયમાં ભગવાને અક્ષરબ્રહ્મનું નિરૂપણ કર્યું. અક્ષર બ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિના સાધનરૂપ અવ્યભિચારી ભક્તિનો પણ નિર્દેશ કર્યો. પરમાત્માની ભક્તિ હમેશા કર્મણ્ય હોય છે. એ એના ગર્ભમાંજ છૂપાયેલું છે એ પણ જોયું. નિષ્ક્રિય ભક્તિ જડતા છે. આથી કર્મણ્યભક્તિ–પરમાત્મા ઉપરના પરમપ્રેમમાંથી ફળતી જીવતી ભક્તિ ક્યારે ઉપજે એ પ્રશ્ન છે. પરમાત્માનું માણસને જ્યારે યથાર્થ જ્ઞાન થાય–સત્ય જ્ઞાન થાય ત્યારેજ માણસમાં ભગવાનને ઇષ્ટ એવી ભક્તિ જન્મે છે. પરમાત્માનું જ્ઞાન સૂક્ષ્મતમ છે. કેમકે પરમાત્મા સૌથી સૂક્ષ્મ પદાર્થ છે. જગતમાં ધર્મનું જ્ઞાન ગુહ્ય છે. એ ધર્મના જ્ઞાનથી પણ જીવાત્માનું જ્ઞાન–એટલે કે દેહ ઇન્દ્રિય મન બુદ્ધિના સંધાતથી આત્મા જુદો છે એવું દેહાદિથી ભિન્ન આત્માનું જ્ઞાન વધારે ગુહ્ય

છે આ દેહથી ભિન્ન આત્મા કરતા પણ પરમાત્માનું જ્ઞાન એટલે કે પરમાત્મને લગતી સાચી સમજ વધારે ઝીણી–ગુહ્ય છે. આ વૈજ્ઞાનિક પદ્ધતિએ જો વિચારીશુ તો સ્હેજે સમજાશે કે પ્રકૃતિને જાણ્યા શિવાય સાચુ ધર્મજ્ઞાન ન જન્મે. સાચાં ધર્મજ્ઞાન સિવાય સાચુ જીવને લગતુ સત્યજ્ઞાન ન સ્ફુરે અને પરમાત્માને સમજ્યા શિવાય પરમાત્માના ઉપર પ્રેમ ન જન્મે પરમાત્મા ઉપર પ્રેમ ન થાય ત્યાસુધી કર્તવ્યને કર્તવ્યબુધ્ધિથી આચરવુ જોઇએ એવી કલ્યાણીમતિ ન નીપજે એ કલ્યાણીમતિના અભાવમા શ્રેયોમાર્ગ ન સૂઝે શ્રેયોમાર્ગ ન સૂઝ્યો એટલે મનુષ્ય કર્મને ત્યાગી શકતો ન હોવાથી ફાવે તેમ કરશે અને ફાવે તેમ વર્તનારને જીવનસિધ્ધિ ન મળે એટલે મનુષ્ય જન્મ એળે જાય આમ સાચા પરમાત્મજ્ઞાન શિવાય અનર્થની પરપરા માણસને નડે આથી નવમા અધ્યાયમા પરમકૃપાળુ ભગવાન જીવજાત ઉપર કરુણાને લીધે કર્મયોગના અગરૂપ પરમાત્માને લગના જ્ઞાનનો વિજ્ઞાન સહિત ઉપદેશ આરભે છે. આ મંગલ ઉપદેશના આરભની પહેલા શ્લોકમા પ્રતિજ્ઞા કરતા ભગવાન કહે છે કે હે અર્જુન! અદેખાઈ વિનાના તને, હુ, વિજ્ઞાન સહિત આ અતિ ગુહ્ય જ્ઞાન કહીશ જે જ્ઞાનને પ્રાપ્ત કરીને તુ અશુભમાથી છૂટશે અર્થાત્ આ શ્લોકમા ભગવાન ત્રણ વાત કહે છે પહેલા તો ગુહ્યતમ અને વિજ્ઞાનયુકત જ્ઞાનને ઉપદેશવાની પ્રતિજ્ઞા કરે છે બીજુ એ જ્ઞાનનો અધિકારી કોણ છે તે બતાવે છે અને ત્રીજુ એ જ્ઞાનનુ ફળ બતાવે છે પરમાત્માને લગતુ જ્ઞાન ગુહ્યતમ છે ગુહ્યતમ એટલે અતિશય રહસ્યવાળુ. ગુહ્યતમ શબ્દનો ધ્વનિ આ છે દુનિયામા યથાર્થ ધર્મજ્ઞાન ગુહ્ય છે એ યથાર્થ ધર્મજ્ઞાનથી, દેહથી ભિન્ન એવા આત્માનુ જ્ઞાન વધારે ગુહ્ય છે એ દેહભિન્ન આત્માના વાસ્તવજ્ઞાનથી પણ પરમાત્મા–પરબ્રહ્મને લગતુ વાસ્તવિકજ્ઞાન વધારે ગુહ્ય છે ગુહ્ય શબ્દનો અર્થ છૂપાવવાને યોગ્ય એટલે કે શિવાય કે અધિકારી કોઇની પણ આગળ લપ લપ કરવા જેવુ નથી આત્માનુભવનો બબડાટ કદી ન હોવો જોઇએ જે જાણે તે મુનિ થઈ જાય છે અને ભગવાનના જેટલુ જ તે મૌન સેવે છે કેમકે બોલવાથી–બડબડાટ કરવાથી કશો અર્થ નથી આથી પરમાત્માને લગતુ જ્ઞાન ગુહ્યતમ છે. અધિકારી શિવાય કોઇને એ પચતુ નથી અને એના અધિકારી જૂજ હોય છે સર્વકાળે સર્વદેશમા સર્વજાતિમા પરમાત્માને જાણનાર ગણ્યાગાંઠ્યાજ હોય છે આમ ભગવાન કહે છે કે એ જ્ઞાન અતિગુહ્ય છે એનાથી વધીને કોઈપણ સમજ વધારે ઝીણી–વધારે ગુહ્ય નથી. વળી એ

જ્ઞાન, વિજ્ઞાન સહિત કહેવાની ભગવાન પ્રતિજ્ઞા કરે છે. વિજ્ઞાન એટલે વિવિધ પદાર્થોનું જ્ઞાન. અર્થાત્ પરમાત્માનું જ્ઞાન પ્રકૃતિ અને જીવના યથાર્થ જ્ઞાન શિવાય શક્ય નથી. આથી પ્રકૃતિ જીવ અને પરમાત્મા એ ત્રણેના વસ્તુજ્ઞાનને વિજ્ઞાન કહેવાય. આમ ભગવાન અહીં જીવ અને પ્રકૃતિના જ્ઞાન સહિત પરમાત્માના જ્ઞાનને સમજાવવા પ્રતિજ્ઞા કરે છે. આવા જ્ઞાનને પ્રાપ્ત કરવાને અધિકારી કોણ? એ બતાવતા અર્જુનને 'અનસૂયુ' એવું વિશેષણ આપે છે. અસૂયા એટલે અદેખાઇ-ગુણોમાં દોષદૃષ્ટિ. અનસૂયા એટલે અદેખાઇનો અભાવ. અનસૂયુ એટલે ગુણોમાં દોષદૃષ્ટિ જેને નથી એવો પુરૂષ અર્થાત્ ગુણોમાં ગુણદૃષ્ટિવાળો. એટલે કે વસ્તુની યથાર્થતાને સ્વીકારવાને તત્પર માણુસ. અદેખાઇ એ એક વિશ્વવ્યાપી મહારોગ છે. ઉંડો વિચાર કરતાં લાગશે કે અદેખાઇને લીધે માણુસ ઇશ્વરમાં માની શકતો નથી-માનવા ઇચ્છતો નથી. કોઇના ઐશ્વર્યને જોઇને મનમાં આપણી પાસે તેવું ઐશ્વર્ય ન હોવાથી પહેલાં બળાપો-બળતરા-મનમાં ને મનમાં આપણુને હાયતોડો થાય છે. એ હાયતોરો એ પારકાનું ઐશ્વર્ય જોઇને જન્મેલી આંતર બળતરા જ્યારે બેહદ બને છે ત્યારે તે વેગીલી બની સામા માણુસના ગુણોમાં પણુ દોષ જોવા, આરોપવા મંડી જાય છે. અને પછી સામી વ્યક્તિની દરેક વસ્તુમાં આપણુને સત્યદૃષ્ટિજ સૂઝતી નથી. આ દોષદૃષ્ટિ એટલી તો ધટ્ટ બની જાય છે કે આપણે સામાના અસ્તિત્વને પણ ઇન્કારીએ છીએ. બસ. આવુંજ અલ્પશકિત અલ્પજ્ઞ જીવને, સર્વજ્ઞ સર્વશકિત સર્વૈશ્વર્ય પરમાત્માના વિષયમાં થાય છે. પરમાત્માના નિરંકુશ ઐશ્વર્યની જીવ અદેખાઈ કરે છે અને નિર્દોષ અને ગુણપૂર્ણ પરમાત્મામાં તે દોષદૃષ્ટિવાળો બની પરમાત્માને ઇન્કારવા જેટલી હદ સુધીની લવારી કરવા મંડી જાય છે. છેવટે તેના સ્વભાવમાં અદેખાઈ રૂઢ થઇ જઇને એ પરમાત્માની અસ્તિને સમજી શકતો નથી. તેનો દ્રેષ કરે છે. અને-છેવટે અટવાય છે. આથી ગુણોમાં દોષદૃષ્ટિ શિવાયનો પુરૂષ આ જ્ઞાનને મેળવવાને અધિકારી છે. અર્જુન તેવો છે. આપણે તેવા હોવું રહ્યું. આમ અધિકારી માણુસની ભગવાને વ્યાખ્યા આપી. હવે એ જ્ઞાનનું ફળ બતાવતાં કહે છે કે એને પ્રાપ્ત કરનાર પુરૂષ અશુભમાંથી મુક્ત થશે. અશુભ શબ્દમાં જે કાંઇ અમંગળ તે બધાંનો સમાવેશ થાય છે. મોહ અમંગળ-માત્રનો પિતા છે. અર્થાત્ આ પરમાત્માના જ્ઞાનથી મનુષ્ય મોહમુકત થાય છે. અને મોહમાંથી મુકિત એટલેજ તો મોક્ષ છે. અર્થાત્ પરમાત્મજ્ઞાનથી મનુષ્ય

રાગદ્વેષાદિ સમસ્ત અમંગળમાંથી મુક્ત થાય છે અને પરમાનંદનો ભોક્તા થાય છે માટે હે અર્જુન! તું સ્વસ્થ થઇને એકાગ્ર-ભક્તિમત્ત્વ નમ્ર બનીને આ ઉપદેશ તું સાંભળ. ॥ ૧ ॥

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

આ (જ્ઞાન) રાજવિદ્યા, રાજગુહ્ય, પવિત્ર, ઉત્તમ, સ્વાનુભવસિદ્ધ, ધર્મ્ય, સહેલાઇથી સંપાદિત થાય એવું અને અવ્યય છે. ॥ ૨ ॥

ઉત્તમ છે. વળી આ જ્ઞાન પરોક્ષ નથી. કોઇના કહેવાથી એમાં રાચવાનું નથી. આ તો સુખની માફક પ્રત્યક્ષ અનુભવાય એવું છે. અર્થાત્ જેમ આપણને જેનાથી સુખાનુભવ થાય તે વિષે પરાનુભવ કે ઇતર પ્રમાણોની દરકાર રાખતા નથી, તેમ આ જ્ઞાન પણ પ્રત્યક્ષ અનુભવાય એવુ છે. અર્થાત્ સ્વાનુભવસિધ્ધ છે. અને સત્ય સ્વાનુભવમાં શકા કે ઉલટાં જ્ઞાનને અવકાશ નથી. વળી હે અર્જુન! આ જ્ઞાન ધર્મ્ય છે. એટલે ધર્મની સીમામાં આવનારું છે. ધર્મ એટલે પુણ્ય. અર્થાત્ આ જ્ઞાન અનેક જન્મની પુણ્ય કમાણીથી મળનારૂં છે. શિવાય કે પુણ્યનો પુંજ–પરમાત્મજ્ઞાન કદી ઉદય પામતું નથી. વળી આ જ્ઞાન "સુસુખં કર્તું" એટલે કે પ્રાપ્ત કરવું સહેલું છે. જગત ધારે એટલુ મુશ્કેલ નથી. ફક્ત તીવ્રેચ્છા અને તદનુકૂલ વિહિત પ્રયત્ન જોઇએ એટલે કોઇએ પણ મુઝાવવાની જરૂર નથી. જે ભગવાનનેજ જાણવા ઇચ્છે છે તે ભગવાનને જાણી શકેજ છે. અર્થાત્ આ જ્ઞાન સંપાદન કરવું સહેલું છે. અને વળી ફલદષ્ટિએ આ જ્ઞાનની પ્રાપ્તિ અવ્યય છે. અર્થાત્ આ જ્ઞાનથી જે ફળ મળે છે તેનો કદી નાશ થતો નથી. પરમાત્મજ્ઞાનનું ફળ છે મુક્તિ અને મુક્તિ એ નિત્ય પદાર્થ છે. મુક્તિનો કદી ક્ષય થતો નથી. આમ ભગવાન પોતે સ્વમુખે પરમાત્મજ્ઞાનનો મહિમા બતાવે છે. ॥ ૨ ॥

> अश्रद्दधानाः पुरुषाः धर्मस्यास्य परंतप ।
> अप्राप्य मां निवर्तंते मृत्यसंसारवर्त्मनि ॥ ३ ॥

હે શત્રુતાપન! આ ધર્મને આસ્તિકભાવે ન સ્વીકારનારા પુરૂષો મ્હને ન પામી મૃત્યુયુક્ત સંસારમાર્ગમાં રહે છે. ॥ ૩ ॥

આમ જ્યારે ભગવાને અર્જુનને અભસુખ કર્યો ત્યારે અર્જુને શકા કરી કે હે ભગવન્! આપ કહો છો તે ઠીક છે પણ સંસારમાં તો ઘણા માણસો આ જ્ઞાન વિષે શ્રદ્ધા વગરનાંજ હોય છે. તો જેઓને આ આપના જ્ઞાનમાં શ્રધ્ધા નથી ચોંટતી તેમનું શુ થાય છે? તેનો જવાબ વાળતાં ભગવાન કહે છે હે અર્જુન! આ ધર્મને શ્રધ્ધાભાવે ન સ્વીકારનારા પુરૂષો મને ન પામીને મૃત્યુયુક્ત સસારના માર્ગ ઉપર વારવાર ભમે છે અર્થાત્ હે અર્જુન! જે પુરૂષો આ ધર્મમાં શ્રધ્ધા વિનાના છે તેઓ મને પામતા નથી. અને મૃત્યુયુક્ત સસારના રસ્તા ઉપર ચોમેર ભમે

છે. અર્થાત્ આ સંસારમાં જે પુરૂષો શ્રધ્ધાશૂન્ય છે તેઓની અવગતિ થાય છે. ધર્મ એટલે અહીં પ્રકરણવશાત્ ભગવાને શરૂઆતમાં જેને કહેવાની પ્રતિજ્ઞા કરી છે તે પરમાત્માને લગતુ જ્ઞાન સમજવુ. પરમાત્મા એવો પદાર્થ છે કે જેને મેળવ્યા શિવાય જીવનો છૂટકો નથી. એની પ્રાપ્તિનો ઉપાય એને લગની સાચી સમજ મેળવવી એ છે. એ સાચી સમજનો પાયો છે શ્રદ્ધા. જ્યાંસુધી શ્રદ્ધા ન થાય ત્યાંસુધી એ સમજ મેળવાયજ નહીં. જ્યાં શ્રધ્ધાના અભાવે સમજનો જન્મજ નથી, ત્યાં પરમાત્માને લગની સમજથીજ પ્રાપ્ત થનાર પરમાત્મા પણ મળતા નથી. આમ જેની પાસે શ્રધ્ધા ધન નથી તે આ માર્ગમાં મહાદરિદ્રી છે. બીચારો છે. અને જેની પાસે શ્રધ્ધાદ્રવ્ય છે તે મહાધની છે. અશોચ્ય છે. શ્રદ્ધાહિનને શું મળે છે? તો ભગવાન કહે છે કે તેવા પુરૂષો મને પામતા નથી. મને એટલે પરમાત્માને અને આટલા આઠ અક્ષરોમાં તો ભગવાને અર્થનો મહાસાગર કહી દીધો છે. જીવને ભગવાન ન મળે-એનું શિવસ્વરૂપ ન મળે તો પછી તે શિવાયનું બીજુ-જોઇએ તો બ્રહ્માંડનું રાજ પણ હોય-મળે તેનાથી એને શાન્તિ ક્યાંથી? ભગવાન મળતા નથી એજ તેને ભયંકર શાપરૂપ છે કેમકે ભગવાનની પ્રાપ્તિ-શિવસ્વરૂપની ઓળખ-અને તેમાં પ્રતિષ્ઠા એ તો જીવમાત્રનો સ્વભાવસિધ્ધ હક્ક છે. બસ ભગવાન ન મળે એટલે જીવ પરવારી જાય. ભગવાન શિવાયનું સંપૂર્ણ બ્રહ્માંડનુ ઐશ્વર્ય હોય તો તે પણ છેવટે ઝેરનો કુપ્પો છે કેમકે સ્વરૂપલાભ આગળ બીજા તમામ લાભો તુચ્છ છે. તણખલાં કરતા એ ઓછી કિંમતનાં છે. અને ભગવાન ન મળે એટલે બીજી ગતિ-સંસારમાં પરિભ્રમણની ગતિજ પ્રાપ્ત થાય. અને સંસારમાં ગોથા ખાધા કરવામાં કેટલી નફફટાઈ છે-કેટલો આત્માપરાધ છે-કેવા ભયંકર કોલાહલને આમંત્રણ છે એ પ્રત્યેક જીવનો સ્વાનુભવ છે. ફકત વિવેકી જીવો એ વધારે સારી રીતે જાણે છે. આમ અશ્રદ્ધાનો દંડ ભારી છે. આથી જેને શ્રદ્ધા નથી તે જીવ સમ્રાટોનો સમ્રાટ હોય તો પણ દીન છે-ગરીબડો છે-બીચારો છે-દયાપાત્ર છે. અને શ્રદ્ધા સત્ય વિચારમાથી જન્મે છે. સત્યના પરિશીલનથી પોષાય છે અને સત્યનિષ્ઠાથી અમર બને છે. એટલે આજ સુધીનો કેવળ અશ્રધ્ધાળુ જીવ જો આવની પળે જાગી સત્યનેજ વરે તો તે ક્ષણથી તે સત્યમય બને. આવો ગર્ભિત અર્થ આ શ્લોકમાં ભગવાન સૂચવે છે. ॥ ૩ ॥

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

અદૃશ્ય સ્વરૂપ એવા મારા વડે આ આખું જગત વ્યકત કરાયેલું છે. બધાં ભૂતો મારે આધારે છે પણ હું તેમને આધારે નથી. ॥ ૪ ॥

આમ કર્મયોગના અગમત્ જ્ઞાનને વિજ્ઞાનેસહિત ઉપદેશવાની પ્રતિજ્ઞા કરી. એ જ્ઞાનનું ગૌરવ ગાયુ અને એમાં શ્રધ્ધાના અભાવને દંડ પણ કહ્યો. હવે પ્રતિજ્ઞા પ્રમાણે જ્ઞાનોપદેશ કરતાં ભગવાન કહે છે કે હે અર્જુન! અવ્યકતમૂર્તિ એવા મે આ આખાયે જગતને વ્યકત કર્યું છે. સર્વભૂતો મારામાં રહેલાં છે. પરંતુ હું તેમનામાં રહેલો નથી. અર્થાત્ હે અર્જુન! જે કાંઈ સ્થાવર જગમ જગત તારી નજરે પડી રહ્યું છે એ સંપૂર્ણ જગતને પ્રકટ કરનાર હું છું. પ્રકટ જગતનો પ્રકટ કરનારો હું પોતે અપ્રકટ છું. એટલે કે અવ્યકત મૂર્તિ છું. અવ્યકત એટલે ઇન્દ્રિયોથી ન પકડાય એવું. મૂર્તિ એટલે આકાર-સ્વરૂપ અર્થાત્ અદૃશ્ય સ્વરૂપ, મેં આ દૃશ્ય સ્વરૂપી જગતને પ્રકટ કર્યું છે. અર્થાત્ આ ચરાચર જગતનું હું સર્વથા કારણ છું. તે ઉપરાંત તમામ ચરાચરભૂતો મારામાં રહેલાં છે. અહીં સાતમી વિભકિત અધિકરણ-આધારના અર્થમાં છે. અર્થાત્ વસ્તુમાત્રનો હું આધાર છું. હું ન હોઉં તો કોઈપણ વસ્તુ હોઇ ન શકે. આમ આખું ચરાચર જગત મારે આધારે છે. બધાના પાયામાં હું છુ. પાયારૂપ મારા વિના જગતની સારી ઇમારત કકડી પડે. પરંતુ હું તે ભૂતોમાં નથી. એટલે કે મારો આધાર ચરાચર જગત નથી. અર્થાત્ ચરાચર જગત છે તો હું છું એમ નથી. એમ ચરાચર જગતના આધારે હું નથી. મારે આધારે જગત છે. અર્થાત્ જગતનું અસ્તિત્વ મારે આધારે છે. જગતના અસ્તિત્વને લઇને મારું અસ્તિ નથી. જગતનું અસ્તિત્વ પરાધીન છે. મારું અસ્તિત્વ જગતને પરાધીન નથી, હું સ્વતંત્રપણે છું. જગત પરતંત્રપણે છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન ચાર વાત કહે છે. પરમાત્મા જગતનું કારણ છે. પરમાત્માનું સ્વરૂપ ઇન્દ્રિયોથી પકડાય એવું નથી. સર્વભૂતો પરમાત્માને આધારે છે. પરમાત્માની અસ્તિ જગતના ઉપર ટકેલી નથી. અને આ ચાર

વાતો વિચારકને માટે પરમાત્મજ્ઞાનને લગતી પૂરી સામગ્રી આપે છે. બીજી રીતે આજ વાત કહીએ તો આ સ્થૂલ સૂક્ષ્મ સ્થાવર જંગમ જગતનું કારણ શુ ? આ જગત સાધાર છે કે નિરાધાર છે. જગતનું જે કારણ છે તે વ્યક્ત છે કે અવ્યક્ત છે? તે કારણ સ્વતંત્ર છે કે પરતંત્ર છે? અને અહીથીજ તત્વજ્ઞાનની શરૂઆત થાય છે. એના યથાર્થ જવાબમાં તત્વજ્ઞાનની ઇતિ છે. અને અહી પ્રશ્નગર્ભ ઉત્તરોમાં ભગવાન યથાર્થ નિર્ણય આપી દે છે. કે હે અર્જુન! આ ચરાચર જગતને મે પરમાત્માએ વ્યક્ત કર્યું છે. એ જન્મેલું જગત મારે આધારે વસે છે. હું પોતે અવ્યક્ત છું. અને એ જગતને આધારે જીવતો નથી. અર્થાત્ પરમાત્મા જગતનુ કારણ છે. જગતનો આધાર છે. સ્વતત્ર છે અને અવ્યક્ત સ્વરૂપ છે. આ જવાબોનો વિચાર કરનાર વેદાન્તસૂત્રોને જાતે ઉપજાવી શકશે. ॥ ૪ ॥

न च मत्स्यानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

ચરાચર ભૂતો મારામાં રહેલાં નથીજ. મારા ઐશ્વરયોગને જો! ભૂતોનો પોષક તથા ભૂતોનો જનક છતાં પણ મારો આત્મા ભૂતોમાં રહેલો નથીજ. ॥ ૫ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાન જગતનું એકકારણ છે. જગત તેને આધારે છે. પરમાત્મા સૌમાં અવ્યક્ત સ્વરૂપે રહેલ છે. અને કોઈ એનો આધાર નથી એ વાત સ્થાપિત કરી. અહીં એક શકા ઉભી, થાય છે. પરમાત્મા સ્વરૂપે અસંગ છે. પરમાત્મા અસગ ન હોય તો પરમાત્મા રહી ન શકે. આપણા જેવા પામર હોય. પરતુ પરમાત્મા હોઇને અસગજ હોઈ શકે. જ્યારે પરમાત્મા અસગ છે તો પછી "મત્સ્થાનિ સર્વભૂતાનિ" ચરાચરભૂતો મારામાં રહેલાં છે એવુ ભગવાનનું કથન સુસગત નથી. કેમકે સગ શિવાય-મમતા શિવાય પ્રાણીમાત્રનું પાલન થઈ શકે નહિ અને મમતા હોય ત્યાં દોષ હોયજ કેમકે મમતા એ રાગની પુત્રી છે તો પછી ભગવાનની આ ઉક્તિ સુસગત કેમ હોય એ પ્રશ્ન સ્વાભાવિક છે. એનો ઉત્તર આપતાં ભગવાન કહે છે કે હે અર્જુન! મારામાં રહેલાં છતાં પણ સર્વભૂતો મારામાં નથીજ રહ્યાં. અર્થાત્ સર્વસંગ

રહિત એવા મારામાં રહેલાં છતાં તે સર્વભૂતો મારામાં નથીજ રહેલાં. અને મારામાં રહેલાં હોવા છતાંય ભૂતમાત્રનું મારામાં ન હોવાપણાનું રૂપ મારા આ ઐશ્વરયોગને તું જાણ. અર્થાત્ મારામાં હોવા છતાંએ મારામાં નથી એ રૂપી જે મારો ઐશ્વર યોગ છે તે ઐશ્વરયોગને તુ જો. અર્થાત્ હે અર્જુન ' જો કે સર્વભૂત મારામાં છે છતાં મારામાં કેમ નથી ? એજ મારો ઐશ્વર યોગ છે એમ તું જાણ ઐશ્વર એટલે ઈશ્વરને લગતો. યોગ એટલે અયોગ યોગ-અઘટનઘટન-નિરતિશય જ્ઞાનક્રિયાશક્તિનો પ્રભાવ. અર્થાત્ મનુષ્યની સમજથી જે ન સમજાય એવો, ઉપર ઉપરથી જોતા ન બની શકે એવાને બનાવનારો, જે મારો સામ્ય અને અધિકતાથી શૂન્ય એવો જ્ઞાન અને ક્રિયા-શક્તિનો મહિમા છે એમ તુ જાણ. અર્થાત્ બધા મારામાં છે અને છતાં મારામાં નથી, એજ મારી અનુપમ જ્ઞાનક્રિયાશક્તિનો મહિમા છે એમ તું જાણ એટલુંજ નહી પણ હે અર્જુન !, સર્વભૂતોનુ ભરણપોષણ કરનાર તથા સર્વભૂતોને ઉપજાવનાર છતાં એ મારો આત્મા ભૂતોમાં રહેલો નથીજ. એટલે કે સર્વભૂતોમાં મારો આત્મા રહેલો છે છતાં તેમનામા રહેલો નથી. અર્થાત્ હુ ભૂતમાત્રનો ઉત્પાદક છું. ભૂતમાત્રનો પોષક છું. અને ભૂતમાત્રમાં રહેલો છું પણ મારામાં અહંતા અને મમતારૂપ સંગ ન હોવાથી સર્વમાં રહેલો છતાં હુ સર્વમાં રહેલો નથી એમ જાણ કેમકે વિકારના કારણરૂપ જે સ્થિતિ હોય તેનેજ સ્થિતિ તરીકે સ્વીકારવામાં આવે છે. જે સ્થિતિ-હોવાપણુ-અહંતા મમતારૂપ વિકારને ઉપજાવતી નથી. તે સ્થિતિ સ્થિતિ હોવા છતાં એ સ્થિતિ નથી. તેમ યદ્યપિ સર્વભૂતોમાં હું રહેલો છું છતાં પણ મારા તે સર્વભૂતમાં નિવાસથી અહંતા મમતારૂપ વિકાર જન્મતો ન હોવાથી હું સૌમાં રહેલો હોવા છતાં સૌમાં રહેલો નથી એમ સમજ. આજ ઐશ્વરયોગ છે. એટલે કે નિરતિશયજ્ઞાન અને ક્રિયા શક્તિનો પ્રભાવ છે એમ તું જાણ. ભગવાન આ શ્લોકમાં આ વાત કહેવા માંગે છે. સર્વભૂતોના જનક અને ભરણપોષણ કરતાં છતાં ભગવાનનો આત્મા ભૂતોમાં રહેલો નથી. અર્થાત્ ભૂતો મારામાં નથી. અને હું ભૂતમાં નથી. આ બન્ને વાકયોમાં એકજ વાત કરે છે. પ્રાણીમાત્રનો હું જનક છું. પ્રાણીમાત્રનો હું પોષક છું. પ્રાણીમાત્ર મારે આધારે છે એવો ભગવાનમાં અહંમમભાવરૂપ સંગ નથી. આ બધુ ભગવાનમાં છે ભગવાનનું છે-છતાં ભગવાન એમાં આસકત નથી. આવી જે નિરતિશય

અનાસક્તિ તે અનાસક્તિમાં કારણ શું ? તો ભગવાન કહે છે કે હે અર્જુન! એ મારો ઐશ્વર યોગ છે. એટલે કે સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તાનો અનેરો પ્રભાવ છે. પ્રભુ જ્ઞાનમય છે. અને જ્યાં સંપૂર્ણ જ્ઞાન છે ત્યાં દોષ રહી શકતો નથી. આથી ભગવાન યદ્યપિ વિશ્વપિતા છે-વિશ્વંભર છે-વિશ્વાધાર છે. પણ તેને પોતે તેવા છે એવો રહેજે ભાવ ન હોવાથી તે વિશ્વપિતા હોવા છતાં વિશ્વપિતા નથી. વિશ્વમાતા હોવા છતાં વિશ્વમાતા નથી. વિશ્વંભર હોવા છતાં વિશ્વંભર નથી. વિશ્વાધાર હોવા છતાં વિશ્વાધાર નથી. એમ સમજવું એનો અર્થ એવો નથી. કે પરમાત્મા વત્સલ નથી. પ્રેમાળ નથી. કરૂણાગાર નથી. વિશ્વપોષક નથી. પરમાત્મા જો વત્સલ ન હોય-પ્રેમાળ ન હોય-વિશ્વંભર ન હોય-વિશ્વાધાર ન હોય-કરૂણાનો ભંડાર ન હોય તો પછી બીજો કોણ હોય? પણ આ કલ્યાણી શક્તિઓ હોવા છતાં તેનું અભિમાન ન હોવાથી, તેમાં આસક્તિ ન હોવાથી-તેમાં મારું તારૂં ન હોવાથી તે ભગવાનમાં નથી. આમ અહીં સ્વચ્છ જ્ઞાનમાંથી જન્મતી સ્વચ્છ અનાસક્તિનો મહિમા ભગવાન બતાવે છે. બાકી ભગવાન બધું છે સર્વકલ્યાણગુણસંપન્ન છે. આમ અહીં ઉંધી સમજણ ન થાય એ સૌ સાધકે ધ્યાનમાં રાખવાનું છે. ॥ ૫ ॥

यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

જેમ સર્વત્ર જનારો મહાનવાયુ હંમેશાં આકાશમાં રહેલો છે તેમ બધાં ભૂતો મારામાં રહેલાં છે એમ તું જાણ! ॥ ૬ ॥

આકાશમાં રહેલો છે તેમ ચરાચર સર્વભૂતોને મારામાં રહેલાં તું જાણ્ અર્થાત્ હે અર્જુન! આકાશમાં વાયુ રહેલો છે તેમ સર્વભૂતો મારામા રહેલાં છે. આકાશનો સ્વભાવ અવકાશ આપવાનો છે. તે સ્વરૂપે અસંગ છે. અને પરિમાણની દ્રષ્ટિએ સર્વભૂત ભૌતિક દ્રષ્ટિમા મહાન છે વાયુ આદિ મહાભૂતોની ઉત્પત્તિનુ, સ્થિતિનુ અને લયનુ કારણ છે. તેમ આકાશ સ્થાનીય પરમાત્મા સ્વરૂપે અસગ છે વસ્તુમાત્રને રહેવાને માટે અવકાશ આપે છે. પરિમાણ દ્રષ્ટિએ મપાય એવા નથી અપાર અને અમાપ છે. નિખિલ સૃષ્ટિનું સર્વથા કારણ છે સર્વનો આધાર છે. સૌમાં રહેલા છે. વાયુ મહાન અને સર્વત્ર ગતિવાળો છે. એટલે કે ઉંચે નીચે આજુબાજુ સૌ દિશામાં સદા ચલન સ્વાભાવવાળો છે. અને હમેશાં આકાશમાં પ્રતિષ્ઠિત છે. તેમ વાયુ સ્થાનીય ચરાચર ભૂતમાત્રની જનેતા, પરમાત્માની આદિ સૃષ્ટિનિર્માણ-શક્તિરૂપ પ્રકૃતિ મહાન છે. સર્વત્ર પથરાયલી છે. સદા ચલનસ્વભાવવાળી છે. એકરૂપે રહી શકતી નથી. અને આકાશ સ્થાનીય પરમાત્મામાં સદા પ્રતિષ્ઠિત છે. પરમાત્માને વટાવીને કદી જઇ શકતી નથી. અને છતાં ચરાચર ભૂત-માત્રની જનની રૂપ પ્રકૃતિનો મોહપાશ પરમાત્મા ઉપર પડતો નથી. કેમકે તે અસંગ સ્વભાવ છે. જેમ વાયુનો કશો પ્રભાવ અસગ સ્વરૂપ આકાશ ઉપર નથી, તેમ ચરાચરભૂત પરમાત્મામાં હમેશા પ્રતિષ્ઠિત હોવા, છતાં તેમના સબધથી પરમાત્મા લેપાતા નથી. હે અર્જુન! તું આ સૂક્ષ્મ નિર્મળ બુધ્ધિથી સમજાય એવી સિધ્ધાંતની વાતને સમજી લે. ॥ ૬ ॥

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

હે કુન્તીપુત્ર! પ્રલયકાળે બધાં ભૂતો મારી પ્રકૃતિને પામે છે. પછી સૃષ્ટિકાળે હું તેમને કર્મ પ્રમાણે પ્રકટ કરૂં છું. ॥૭॥

આમ આગલા શ્લોકમાં પરમાત્મા સર્વભૂતોની સ્થિતિનું કારણ છે એમ સમજાવ્યું હવે સ્થિતિની માફક ઉત્પત્તિ અને પ્રલયનું પણ પરમા-ત્માજ કારણ છે એમ સમજાવતાં કહે છે કે હે અર્જુન! પ્રલયકાળે સર્વ-ભૂતો મારી પ્રકૃતિને પામે છે. અને સૃષ્ટિકાળે તે ભૂતોને હુ પાછો વિવેક-પૂર્વક ઉપજાવું છું. અર્થાત્ હે અર્જુન! પ્રાણીમાત્ર પ્રલયકાળે મારી પ્રકૃતિને

પ્રાપ્ત થાય છે અર્થાત્ જડચેતન પદાર્થમાત્ર પ્રલયકાળે પોતપોતાનું સ્વરૂપ છોડી દઇને પ્રકૃતિરૂપતાને પામે છે. પ્રકૃતિનું જે સ્વરૂપ તે સ્વરૂપને તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ નામરૂપનો લય થઇને વસ્તુમાત્ર પોતાના મૂળ કારણમાં નિરોહિત થઈ જાય છે. પ્રકૃતિ માતાની ગોદમાં ચરાચર ભૂતમાત્ર પ્રલયકાળે સ્વરૂપ વિસરી પોઢી જાય છે. આ મહાનિદ્રાનો કાળ પૂરો થતાં ફરી સૃષ્ટિકાળે હું, તેના તે ભૂતોને-બ્રહ્માથી માંડીને ઘાસના તણખાપર્યન્તની સ્થાવર જંગમ સૃષ્ટિને પાછો ઉપજાવું છું. આ પુનઃસૃષ્ટિ વિવેકપૂર્વક થાય છે એવો "વિસૃજામિ" શબ્દમાં ધ્વનિ છે. અર્થાત્ વસ્તુમાત્રને કર્મના વિવેકપૂર્વક નીપજાઉં છું. એટલે કે જેનાં જેવાં કર્મ તે કર્માનુસાર હું આ વિવિધ-અનન્ત-અપાર-અદ્ભુત-વિલક્ષણ-અનવગાહ્ય મહિમાવાળી સૃષ્ટિને સરજું છું. આમ સૃષ્ટિ-સ્થિતિ-સંહાર મારી લીલા છે. અર્થાત્ પરમાત્મા અહીં સર્વજ્ઞ અને સર્વ શક્તિ-કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ છે એ સિદ્ધ કરવાનો આશય છે. આ સૃષ્ટિનો કર્તા એ શિવાય ન્યાયબુદ્ધિથી વિચારતાં પણ સિદ્ધ થતો નથી ! આમ સૃષ્ટિનો પોતાની આદિ અદ્ભુત, નિર્માણશક્તિરૂપ પ્રકૃતિથી પ્રાદુર્ભાવ અને પ્રાદુર્ભૂત સૃષ્ટિનો છેવટે તેમાંજ તિરોભાવ એ ભગવાનની લીલા છે. એની અનિરૂદ્ધ ઇચ્છા સર્વત્ર, સર્વદા, સર્વથા, પ્રસરી રહી છે. એ સમજાઓ અગર ન સમજાઓ-આ સત્ય છે. ॥ ૭ ॥

કર્મથી ઘડાયેલ છે, તો સમસ્તભૂત સમુદાય પોતપોતાનાં કર્મરૂપ પ્રકૃતિને વશ હોવાને લઇને પરાધીન છે. સર્વથા પોતપોતાની કર્મરૂપ પ્રકૃતિને તંત્ર છે. સદા કર્માધીન છે. આમ સમસ્ત ચરાચર ભૂતો કર્મપરતંત્ર છે. આ કર્મ પરતંત્ર સમસ્ત ભૂતોને હુ વારંવાર સર્જુ છુ. અને એ સર્જનમાં મારી માયાનો હું આશ્રય લઉ છું. માયા એટલે ત્રિગુણાત્મિકા ઈશ્વરીય સૃષ્ટિનિર્માણ-શકિત મારી અદ્‌ભુત અટપટી અઘટનઘટના કરી શકે એવી અલૌકિક શકિતનો આશ્રય લઈ આ સૃષ્ટિની સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર હું કર્યા કરૂં છું. શકિત-માન અને શકિત જુદાં નથી. અર્થાત્ પરમાત્મા આ સૃષ્ટિ કે જે કર્મપરા-ધીન છે, તેને કર્માનુસાર ઉપજાવે છે-ચલાવે છે અને સંહરે છે. અને કર્મ અનન્ત હોવાથી અનન્તકાળથી એ ચાલતી આવે છે, અત્યારે છે અને ભાવિમાં ચાલતી રહેવાની. આમ સંસાર પ્રવાહરૂપે અનાદિ અને અનંત છે. ભગવાન એનું તન્ત્ર વ્યાપ્યપણે કોઇને પણ પૂછયા શિવાય ચલાવે જાય છે. બસ. આ શિવાય કશુંપણ કહેવું એ અતિવાત થશે. ॥ ૮ ॥

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

હે ધનંજય! તે કર્મો પણ, તે કર્મોમાં ઉદાસીનની માફક અસકત બેઠેલા મને, બાંધતા નથી. ॥ ૯ ॥

આગલા શ્લોકમાં ભગવાને કર્મની અચિન્ત્ય ગતિ કહી સંભળાવી. અને કર્મને લીધે પરાધીન પ્રાણીમાત્ર સંસારની ઘટમાળમાં ફેરા ફરે છે અને સર્વજ્ઞ સર્વશકિત પરમાત્મા ભૂતમાત્રને એ સંસારચક્ર ઉપર કર્માનુસાર ફેરવે છે એમ બતાવ્યું. હવે મુદ્દાનો પ્રશ્ન તો આવીને એ ખડો થાય છે કે આવાં વિવિધ વિષય કર્મો જ્યારે ભગવાન કરે છે તો તેમને આવાં વિવિધ પ્રકારના વિષય કર્મોનું બંધન થાય છે કે નહીં કેમકે જીવને જો કર્મનું બધન થાય તો જીવના સજાતીય પરમાત્માને પણ તેવું બધન થવું ઘટે. આવો પ્રશ્ન થતાં ભગવાન જવાબ આપે છે કે હે અર્જુન! ઉદાસીનની માફક રહેતા અને કર્મોમાં આસકિત વિનાના મને ઇશ્વરને તે કર્મો બાંધતા નથી. અર્થાત્ હે અર્જુન! જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયરૂપી નાનાં પ્રકારનાં કર્મો વિષમ છે અને નિર્દયપણું છે. છતાં આવાં વિષમ અને નિઘૃણ

–નિર્દયકર્મો મને બંધનરૂપ નથી થતા બાધક નથી થતા એટલે કે મને સ્પર્શી નથી શકતા અર્થાત્ પાપપુણ્યને ઉપજાવી સારૂ અનિષ્ટ કરનારા નથી નીવડતા. એનું કારણ શું ? એનો હેતુ એજ કે હું 'ઉદાસીનવત્ આસીન' છું. ઉત્ એટલે ઉપર આસીન એટલે બેઠેલો અર્થાત્ જે માણસ જે કયારે રાગ નથી મોહની સાથે દ્વેષ નથી–તેવા રાગદ્વેષશૂન્ય માણસ ઉદાસીન કહેવાય છે. અર્થાત્ ઉદાસીન એટલે ઉપેક્ષક–નિષ્પક્ષ–તટસ્થ ભગવાન કહે છે કે હું તટસ્થની માફક તે તે સૃષ્ટિ–સ્થિતિ–પ્રલયાદિ કર્મોમાં રહું છું અર્થાત્ વિના રાગદ્વેષ તે તે કર્મોને કરૂં છું. તે ઉપરાંત હું તે કર્મોમાં અસક્ત છું અસક્ત એટલે કે કર્તાપણાના અભિમાન વગરનો છું જે રાગદ્વેષથી પ્રેરાઇને કર્મમાં વર્તે, જે પોતાને કર્મનો કર્તા માને તેને નિઃસન્દેહ કર્મો બાંધે પરંતુ જેને કર્મફળમાં રાગ નથી, દ્વેષ નથી, કર્મોના કર્તૃત્વનું અભિમાન નથી, તેને કાલત્રયે પણ કર્મો બંધક નથી નીવડતા જો અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવ પણ વિના રાગદ્વેષ, વિના કર્તૃત્વના અભિમાને, પ્રવર્તે અને તેને પણ જો કર્મબન્ધન ન સ્પર્શી શકે તો પછી ઉદાસીનની માફક બેઠેલા અને સૃષ્ટ્યાદિ તે તે કર્મોમાં અસક્ત એવા મને–અનંત સર્વશક્તિમાનને કર્મો ન બાંધે તેમાં તો શંકાજ શી ? અર્થાત્ હે અર્જુન ! કર્મનું બંધન રાગી, દ્વેષી અને અભિમાનીને લાગે–પછી તે ગમે તે હો. પરંતુ જે વિરક્ત છે, જે અદ્વેષ્ટા છે, જે નિરહંકાર છે, તેને કર્મો કદી બંધનરૂપ નથી નીવડતાં. હું પરમાત્મા વિરાગીઓનો પણ વિરાગી છું અદ્વેષ્ટાઓનો પણ અદ્વેષ્ટા છું. નિરહંકારીઓનો પણ નિરહંકારી છું. અને આથી વિષમ–નિર્ઘૃણ–ગમે તેવા કર્મો પણ મને બાંધી શકતા નથી. આ સાર મનનીય છે–કેમકે જીવ મારો–અંશ છે તું પણ જો ઉદાસીનવત્ વર્તે–કર્મોમાં અસક્ત બને તો તને પણ કર્મો ન બાંધી શકે આથી હે અર્જુન ! વિરાગી–નિર્દ્વેષી અને નિરહંકારી થા આવો અર્થ બને છે ॥ ૯ ॥

> मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
> हेतुनाऽनेन कौन्तेय ! जगद्विपरिवर्तते ॥ १० ॥

હે કૌન્તેય ! હું અધ્યક્ષને લઇને પ્રકૃતિ સચરાચરને જન્માવે છે. અને એ કારણસર જગત્ વિના વિઘ્ને પરિવર્તન પામે છે. ॥ ૧૦ ॥

આગલા શ્લોકમાં પરમાત્માને કર્મબંધક કેમ નથી નીવડતાં તે હેતુપૂર્વક સમજાવ્યુ કેવળ સત્તામાત્રથી, વિના રાગદ્વેષે, વિના અહંકારે, પરમાત્મા તે તે ઉત્પત્યાદિ કર્મો કરે છે. એજ વાતને સાબીત કરતા વળી કહે છે કે હે અર્જુન! હું અધ્યક્ષ વડે પ્રકૃતિ સચરાચરને જન્માવે છે. આ હેતુવડે હે કૌન્તેય! જગત વિના વિલંબે પર્યટન કરી રહ્યું છે. અર્થાત હે અર્જુન! અવ્યક્ત મૂર્તિ એવો હું, પ્રકૃતિનો અધ્યક્ષ છું. એટલે કે પ્રકૃતિના ઉપર દેખરેખ રાખનારો છું. એટલે કે જગતને નિર્માણ કરનારી જે પ્રકૃતિ નામની મહાન દૈવી શક્તિ છે તે શક્તિનો સ્વામિ હું છું. એ શક્તિ મારી છે. મારી આ પ્રકૃતિરૂપી શક્તિના ઉપર મારી નિરન્તર દેખરેખ હોય છે. મારી દેખરેખ હેઠળ માયા નામની પ્રકૃતિ સ્થાવરજંગમ સહિત સમસ્ત જગતને જન્માવે છે. પ્રકૃતિની તાકાત નથી કે મારી દેખરેખ શિવાય ઘાસનાં તણખલાંને પણ જન્માવે. હું લોહચુંબક જેવો છું અને પ્રકૃતિ લોખંડના રવા જેવી છે લોહચુંબકની નિકટ હાજરીમાત્રથી જેમ લોખંડનો રવો ગતિશીલ થાય છે તેમ મારી સત્તામાત્રથી પ્રકૃતિ ગતિશીલ બને છે અને આ કારણે એટલે કે મારા અધ્યક્ષપણા હેઠળ કામ કરતી પ્રકૃતિને લઇને આ જગત વિપરિણમે છે. એટલે કે વિના વિલંબે આવર્તન પામે છે એટલે કે વારવાર ઉદય પામે છે અને અસ્ત પામે છે અર્થાત્ મારી દેખરેખવાળી પ્રકૃતિરૂપ કારણને લઇને જગતનો જન્મ, સ્થિતિ અને લય વગર અટકયે–વગર વિલંબે થતો રહે છે. અર્થાત્ પરમાત્માની સત્તાથી પ્રકૃતિમાં સ્ફુર્તિ આવે છે અને પરમાત્માની સત્તાથી સ્ફુર્તિવાળી થયેલી પ્રકૃતિ જગત આડંબરને સર્જે છે. અને એટલામાંજ પરમાત્માનું પરમાત્માપણું પૂર્ણ થાય છે ॥ ૧૦ ॥

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

અવિવેકીઓ મારા ઉત્તમ સ્વરૂપને ન જાણતા હોઇને, ભૂતોના મહાઇશ્વર એવા મને, માનુષી આકૃતિને અવલંબેલો માની અવમાને છે. ॥ ૧૧ ॥

આગલા શ્લોકમાં ભગવાનથી અધિષ્ઠિત થયેલી પ્રકૃતિ જગજ્જનની બને છે. ભગવાનની સત્તાથી અને ભગવાનના ઇક્ષણથી પ્રકૃતિ સ્ફુર્તિવાળી

બની પરિણામપરંપરાને પ્રામે છે એમ કહ્યું. અર્થાત્ પરમાત્મા યોગમાયા-પ્રકૃતિના અધ્યક્ષ છે. સચરાચર જગતનું ઉત્પત્તિવગેરેનું કારણ છે. તો આવા પરમાત્માને સર્વે મનુષ્યો કેમ આદર આપતા નથી? કયા કારણસર મનુષ્યો આવુ માની શકતા નથી. વસ્તુતત્વ જ્યારે આવું છે ત્યારે માણસ તત્વથી વેગળોજ કેમ રહે છે? આનો જવાબ-વાળતાં ભગવાન કહે છે હે અર્જુન! મઢ મનુષ્યો મારા શ્રેષ્ઠભાવને ન જાણતા હોઇને, ચેતન અચેતન ભૂતમાત્રના મહેશ્વર એવા, જગતના જન્માદિના કારણરૂપ-યોગમાયા જેનું બીજુ નામ છે એવી પ્રકૃતિના અધ્યક્ષરૂપ મને-આતો માનુષી શરીરના આશરાવાળા છે એટલે કે મનુષ્ય છે એમ માનતા હોઇને મને અવમાને છે. મારો અનાદર કરે છે. મને ભજતા નથી. અર્થાત્ ભગવાનને માણસો કેમ જાણી શકતા નથી એ પ્રશ્ન છે. જો જાણે તો ભજ્યા શિવાય ન રહી શકે. આથી ઉપર બતાવ્યા તેવા પરમાત્માનો, માણસ કેમ અનાદર કરે છે તે જાણવું જોઇએ. પરમાત્માના અનાદરનું કારણ જો જણાય તો તે કારણ દૂર થાય અને માણસ કલ્યાણ માર્ગે જઇ શકે. આથી આ પ્રશ્નના ગર્ભમાં માણસને શ્રેયોમાર્ગ કેમ નથી સૂઝતો એ જીજ્ઞાસા છે. તેમાં કારણ છે કે માણસો મૂઢ હોય છે. મૂઢ એટલે મૂર્છિત. મોહ પામેલા. ઉંધુ સમજી બેઠેલા. અવિવેકી માણસ દેહ અને આત્માનો વિવેક ન સમજતો હોવાથી મૂઢ થઇ જાય છે. અને સામાન્ય રીતે માણસોમાં ઘણો મોટો ભાગ આવોજ હોય છે. મૂઢ હોવાને લઇને આત્મસ્વરૂપ પરમાત્માનું જે શ્રેષ્ઠ સ્વરૂપ છે તેને જાણતા નથી. આત્માના વાસ્તવિક સ્વરૂપને ઓળખતા ન હોવાથી તેવા માણસો એક ડગલું આગળ ચાલે છે. પરમાત્મા ભૂતમાત્રના મહેશ્વર છે, એટલે કે સ્થાવર જંગમમાત્ર ઉપર તેમની એકહકુમત ચાલે છે. તેની હકુમતને ઓળંગીને કોઇ જઇ શકતું નથી. આમ પરમાત્મા ભૂતમહેશ્વર છે, છતાં ભગવાન તો માનવ શરીરધારી છે. માનવ શક્તિધારી હોઇને આપણાથી કોઇ રીતે ચઢીઆતા નથી. આપણા જેવાજ છે. એમનામાં આપણી અપેક્ષાએ એવુ શું વધારે છે કે જેથી આપણે તેમને જાણવા જોઇએ. જાણીને ભજવુ જોઇએ. આવી મનોદશાવાળા હોઇને પરમાત્મા ભૂતમહેશ્વર છે, પ્રાણીમાત્રના આત્મારૂપ છે-સૃષ્ટિના જન્મ સ્થિતિલયને કરનાર છે એવું ભાન ન સ્ફુરતું હોવાથી તેવા મૂઢો પરમાત્માને અવમાને છે. તે ... આદર કરતા નથી. અને આથી ભજતા નથી.

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

વ્યર્થઆશા–વ્યર્થકર્મ–વ્યર્થજ્ઞાનવાળા, અલ્પબુદ્ધિઓ, રાક્ષસી તથા નિશ્ચય આસુરી, મોહક પ્રકૃતિને અવલંબેલા છે (તેથી તે મૂઢો મને અવમાને છે). ॥ ૧૨ ॥

આમ આગલા શ્લોકમા માણસો બેભાન હોઇને ભગવાનને અપનાવતા નથી એમ કહ્યું. તો એ બેભાનીનું શું કારણ છે તે બતાવતાં, તેવા મૂઢ માણસોને વિશેષણો આપતાં, તેમના જીવનનો પ્રધાનસૂર વર્ણવતાં, કહે છે કે હે અર્જુન! વ્યર્થ અભિલાષાવાળા, નિષ્ફલ કર્મવાળા, વ્યર્થ જ્ઞાનવાળા, અલ્પબુદ્ધિ, રાક્ષસી આસુરી તથા મોહકરી પ્રકૃતિને વળગેલા હોઇને તેઓ મારો અનાદર કરે છે. અર્થાત્ હે અર્જુન! મૂઢ માણસો કેવા છે? વ્યર્થ આશાવાળા જે માણસો સ્વરૂપભૂત આત્માને ઓળખતા નથી તેઓની આશાને –ઇચ્છાને ક્યાયે થોભ નથી. અને આશા ઉપજે તેટલી પૂરાય એવો દુનિયામા કાંઈ કાયદો નથી. આશા તો આકાશ જેટલી પોલી છે. અને સમુદ્ર જેટલી દુર્ભર છે. એ પૂરાયજ આત્મા પૂર્ણકામ છે એવાં જ્ઞાનથી. મૂઢ પુરુષો મોઘાશા એટલે કે વ્યર્થ આશાવાળા છે. અને આથીજ ઇચ્છાની પૂર્તિ માટે ફાફાં મારનારા હોય છે. અને મલિન સાધનોનો ઉપયોગ કરનારા હોય છે. તે ઉપરાંત તેઓ મોઘકર્મીઓ છે. મોઘકર્મી એટલે નિષ્ફળ કર્મવાળા છે. જેઓ મૂઢ છે તેઓનાં કર્મો કદી શાસ્ત્ર મુજબ વિધિપૂર્વક થાય નહી. તેવાં શાસ્ત્રવિધિને કોરે મૂકીને કરાયેલાં–કેવળ દંભને માટે કરાયેલાં કર્મો કદી ફલિત થતાં નથી. પ્રત્યેક કર્મ સાચી રીતે ત્યારેજ થાય છે કે જ્યારે માણસ જાતને ઓળખે. માણસ મોઘકર્મી છે કેમકે તે મોઘજ્ઞાનવાળો છે. એટલે કે તેનું જ્ઞાન નિષ્ફળ છે. તેની સમજણ વ્યર્થ છે. અર્થાત્ મૂઢ માણસની કર્મ કર્મનું ફળ અને કર્મફળના દાતાને લગની સમજ યથાર્થ નથી હોતી આ અયથાર્થ સમજણને લઇને તેઓ અટવાય છે, તેમનું જ્ઞાન–સમજ યથાર્થ કેમ નથી? કેમકે તેઓ વિચેતસ્ છે. એટલે કે અલ્પબુધ્ધિ છે. તેમની અલ્પમાં સમજ છે. અલ્પ એટલે ક્ષુદ્ર, દુનિયાના અવરજવર કરનારા–પરિણામી પદાર્થોમાજ તેમની

સમજ ગૂંચવાયેલી રહે છે. તેમને તેનાથી પર, કોઈ સ્થાયીભાવ છે એની સમજ પેદા થતી નથી. એટલે સદા ક્ષુબ્ધહૃદયવાળા રહે છે. કદી એકાગ્રમનવાળા થતા નથી. આવા ક્ષુદ્રાત્માઓ રાક્ષસી–આસુરી–મોહની પ્રકૃતિને વળગેલા રહે છે. એટલે કે તેઓનો સ્વભાવ રાક્ષસી–આસુરી અને મોહથી ભરપૂર રહે છે. રાક્ષસ શબ્દ રક્ષ ધાતુ ઉપરથી બને છે. જેનાથી આપણું રક્ષણ કરવું યોગ્ય છે તે રાક્ષસ. એટલે કે ચોટ્ટો સ્વભાવ. ચોરટીઓ સ્વભાવ. આપણા મન બુધ્ધિહૃદયને ચોરી જનારો સ્વભાવ. જે સ્વભાવથી માણસનું શરીર, ઇન્દ્રિય, મન, બુધ્ધિ, હૃદય, ચોરાઇ જાય–પોતાનું હોવા છતાં પોતાની પાસે ન રહે એવા ચોટ્ટા સ્વભાવનું નામ રાક્ષસી સ્વભાવ અને ક્ષુદ્રોનો સ્વભાવ આવો હોય છે. શરીરાદિ તેમને સ્વાધીન નથી. આસુરી શબ્દ અસુ એટલે પ્રાણ એ શબ્દ ઉપરથી નીપજે છે. પ્રાણનુંજ જે પોષણ કરવામાં જીવનની ઇતિશ્રી સમજે તે સ્વભાવ આસુરી. અર્થાત્ જે સ્વભાવને લઇને માણસને પોતાના પેટ શિવાય બીજા કશાનો વિચારજ ન થાય તે સ્વભાવ આસુરી. અને કેવળ પેટપોષણનો હિસાબ તો પશુઓજ રાખે. અર્થાત્ આસુરી એટલે પશુપ્રાય જીવન ગાળનારા સ્વભાવવાળા. તે ઉપરાંત આવા ક્ષુદ્રોનો સ્વભાવ મોહથી ભરપૂર છે. મોહ એટલે વિવેકજ્ઞાનનો અભાવ. આવી રાક્ષસી, આસુરી અને મોહિની–વિવેકજ્ઞાનનો નાશ કરનારી પ્રકૃતિને વળગેલા ભગવાનને ભજીજ ન શકે. એટલે બાકી રહ્યું તે એટલુંજ કે તેઓ ભગવાનનો અનાદર કરે. આથી હે અર્જુન! આવા પુરુષો મને અવમાને છે. ॥૧૨॥

> महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
> भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

હે પૃથાપુત્ર! દૈવીપ્રકૃતિને અવલંબેલા મહાત્માઓ મને, અવિનાશી, ભૂતકારણ સમજી, અનન્યમનવાળા થઈને ભજે છે. ॥ ૧૩ ॥

આગલા શ્લોકમાં ભગવાનને આસુરી, રાક્ષસી અને મોહિની પ્રકૃતિવાળા પુરુષો અવમાને છે એ વાત કહી. ત્યારે ભગવાનને ભજે છે કોણ એ

સવાલ ખડો થાય છે. જેઓ ભગવાનને અપમાનતા નથી પણ સન્માને છે–તેમને ભજે છે તેઓ કોણ છે? આનો જવાબ વાળનાં ભગવાન કહે છે કે હે અર્જુન! દૈવી પ્રકૃતિને વરેલા, મહાત્માઓ મને ભૂતોના આદિ તરીકે અને અવિનાશી તરીકે જાણીને અનન્ય મનવાળા હોઇને ભજે છે અર્થાત્ ભગવાનને ભજનાર કોણ? તો જેઓ દૈવી પ્રકૃતિવાળા છે, અને આથીજ મહાત્મા છે તેવા પુરુષો પરમાત્માને ભજે છે પરમાત્માને તેઓ એક ચિત્તે ભજે છે કેમકે તેઓ જાણે છે કે પરમાત્મા જડચેતન સૃષ્ટિના આદિ કારણરૂપ છે. અને અવિનાશી છે. આમ પરમાત્મા વિશ્વનું કારણ છે અને અવિનાશી છે એમ જેઓ જાણે છે તેઓ પરમાત્મા શિવાયના વિનાશી પદાર્થોમાં ચિત્તને ચોંટાડે નહી. પરમાત્મા શિવાયના પદાર્થમાત્રમાંની વળગણનેજ તો પરમાત્માને લગતુ સાચુ જ્ઞાન દૂર કરે છે. આથી જે યથાર્થપણે જાણે કે ભગવાન વિશ્વયોનિ છે અને ભગવાન અવિનાશી તત્ત્વ છે અને તે મારૂ અસલી સ્વરૂપ છે તે દુનિયાના બીજા પદાર્થોમાં હૃદયને પરોવીજ ન શકે. અર્થાત્ વસ્તુમાત્રમાં રહેલા પરમતત્ત્વનેજ તેઓ પકડે. આવા અનન્યમના કોણ થાય? જેઓનો દૈવી સ્વભાવ હોય તે. દેવ એટલે પરમાત્મા. તે પરમાત્માના ભક્તોમાં હોવો ઘટે એવો જેમનામાં સ્વભાવ છે તેઓ. દેવ–પરમાત્માના ભક્તોમાં અભય–શમ–દમ–દયા શાન્તિ વગેરે ગુણો સ્વાભાવિક છે. સોળમા અધ્યાયમાં ભગવાન શ્રીમુખે દૈવી સ્વભાવનું વર્ણન કરશે. એવા દૈવી સ્વભાવવાળા પુરુષો ભગવાનને ભજી શકે છે. દૈવી સ્વભાવ પ્રાપ્ત કરનારાઓ મહાત્માઓ હોય છે. એટલે કે તેઓ વિશાળબુદ્ધિ હોય છે. અર્થાત્ ઉદારહૃદયી હોય છે. ઉચ્ચતમ ધ્યાનોવાળા પુરુષો મહાત્મા છે. આમ વિશાળ સ્થિર બુધ્ધિ, દૈવી પ્રકૃતિને સંપાદિત કરે છે. અને દૈવી પ્રકૃતિ પરમાત્મા છે. તે ભૂતયોનિ છે. અવિનાશી છે એવું સ્થિરજ્ઞાન જન્માવે છે. અને આ સ્થિર જ્ઞાનમાંથી પ્રભુમય મન થાય છે. ભગવાનમાં દત્તચિત્તવાળા તેમને ભજે છે. અને આમાં ભગવાનને ભજવા ઇચ્છનારે ક્યાંથી શરૂઆત કરવી એનો ક્રમ આપ્યો છે. ॥ ૧૩ ॥

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥

હંમેશાં મને કથતા, તથા દ્રઢનિયમવાળા, યત્નશીલ, પ્રેમથી મને નમતા, સદાયુક્ત મને ભજે છે. ॥ ૧૪ ॥

આવા ઉચ્ચ આશયવાળા અને દૈવી સ્વભાવવાળા પુરૂષો ભગવાનને કેવી રીતે ભજે છે તેનો જવાબ આપતાં તેમનો ભગવાનને ભજવાનો પ્રકાર બતાવે છે કે હે અર્જુન! નિરંતર મારૂં કીર્તન કરેનો અને યત્નશીલ, દૃઢવ્રતવાળા તથા પ્રેમથી મને નમસ્કાર કરતા એવા તેઓ નિત્યયુકત હોઇને મને ભજે છે. અર્થાત્ એવા પુરૂષો મારૂં નિરન્તર કીર્તન કરે છે. એટલે કે એવા પુરૂષો હંમેશાં સભામાં-સમાજમાં તથા પોતાના પરિવારમાં અગર તો જ્યાં હોય ત્યાં હંમેશાં મારા મહિમાનુ કથન કરે છે. અર્થાત્ સ્વરૂપે-ગુણે અને કર્મે હું કેવો છું એ બાબતનુ કથન કરે છે તેઓ મારા અચિન્ત્ય અપાર અનન્ત મહિમાને કહેતાં થાકતા નથી. રાતદિવસ, વિરહી જેમ પ્રેમ પાત્રનું, તેમ મારૂં કીર્તન કરે છે. મારા ગુણાનુવાદ સિવાય તેમને ચેન પડતું નથી. કેમકે હું સ્તુત્ય છું-કીર્તનીય છું-એમ તેઓ જાણે છે. અને આથી સ્વાભાવિક રીતે તેઓ મારા કીર્તનમા રચ્યાપચ્યા રહે છે. તે ઉપરાંત તેઓ યત્નશીલ હોય છે. અર્થાત્ શરીર, ઇન્દ્રિય અને મનનો નિગ્રહ કરવામા પ્રયત્ન કરનારા હોય છે. કેમકે તેઓને ખબર છે કે હું-પરમાત્મા અસયમીને મળતો નથી. સંયમીજ મારા દર્શનનો હકદાર છે એવું તેઓને હૃદયજ્ઞાન હોય છે. આથી તેઓ પ્રત્યેક પળે શરીર, ઇન્દ્રિય અને મનને કાબુ કરવાના ઉપાયોનું આચરણ કરનારા હોય છે. મારે નામે અને મારે હિસાબે તેઓ અનર્થ નથી કરતા કેમકે તેઓને તેમની ફરજનું ફરમાન હોય છે. આ ઉપરાંત તેઓ દૃઢવ્રતી હોય છે વ્રત એટલે નિયમ દૃઢ એટલે અવિરાજ અર્થાત્ મને ભજનારના નિયમો ઢીલા પોચા નથી હોતા. તેમના આહાર વિહાર વગેરેના નિયમો સ્થિર હોય છે. મોહના માર્યા તેઓ નિયમના પાલનમાં મોળા નથી પડતા કેમકે હું શિથિલ નિયમ-વ્રતવાળાથી દૂર ગયું છું એમ તેઓ જાણે છે. વળી તેઓ પ્રેમપૂર્વક મને નમે છે. હું પરમાત્મા નમવા યોગ્ય છે એમ તેઓ જાણે છે. એટલે તેઓ સદા નાગી અમક્ષ નમ્રનમ રહે છે. અને હું કયાં નથી? આથી તેઓ સદા સર્વદા સર્વત્ર મને જોતા હોઇ જીવનભર નમ્રનમ-નમેલા હોય છે. અભિમાનનું કે અણનમપણું રાખવાનુ કશુ કારણ નથી એટલે તેઓ અનમ્ર નથી બનતા જીવ જ્યાં સુધી જીવ છે ત્યાંસુધી તેને અણનમ હોવાનો હક્ક નથી. વિચાર કરતાં આ જણાશે. આથી આગ બાકનો તો તેઓ હંમેશાં-યોગની પરમનિધિને

પ્રાપ્ત થયેના હોના છતા પોનાની છવાનાને જાણુના હોઇને નમેનાજ રહે છે વિનમ્રતમ રહે છે મારે ભક્ત કદી અવિનીત હોયજ નહી કેમકે હે અર્જુન ! હુ પોતે અમાની છુ અને તેના પૂરાવારૂપે હુ મર્ત્યજગતમા ગેન્ હુ જગતની નજરે ક્ષુદ્રતમ જણાતા ખોળીઆઓમા પશુ હુ તેટલોજ ભક્તમ-પડયો પાથર્યો રહુ છુ કે જેટલો હુ ભક્તતમ જણાતા ખોળીઆમા રહુ છુ આમ તેવા ભક્તો મારી આદર્શ અમાનિતાને નજરમા રાખી જીવનમા મન નમ્રપણે વર્તે છે મને જ્યાસુધી નમે નહિ ત્યાસુધી હુ કેવો છુ, કયા છુ અને શો છુ તે કોઈ જાણીજ ન શકે આમ મને નમતા-હોઇને મારા ભક્તો નિત્યયુક્ત હોય છે નિત્યયુક્ત એટલે હમેશા જેડાયેના એટલે કે દેશજાતિ આત્માની ઉન્નતિના સાધનરૂપ પોતાના વર્ણ અને આશ્રમને ઉચિત યોગ અને વેદનેમમન એવા કર્મોમા મને કર્તવ્ય બુદ્ધિથી જેડાયેના હોય છે અને આવા હોઇને મને તેઓ તે તે કર્મફ્લનું સમર્પણ કરીને ભજે છે એટલે કે મારી-ઇશ્વરની આજ્ઞાઓનુ તેઓ પાનન કરે છે ॥ ૧૪ ॥

ज्ञानयज्ञेन चाप्यन्ये यजतो मामुपासतें ।
, एकत्वेन पृथक्त्वेन, बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

તથા બીજાપણ જ્ઞાનયજ્ઞથી પૂજતા, વિશ્વરૂપ એવા મને, અભેદે કે ભેદે એમ બહુ પ્રકારે ભજે છે ॥ ૧૫ ॥

આમ દૈવી સ્વભાવવાળા મહાત્મા પુરુષો પરમાત્માને કેવી રીતે ભજે છે તે કહ્યુ આ ઉપરાત પણ ભગવાનને ભજવાના પ્રકારો છે તે બતાવતા કહે છે કે હે અર્જુન ! બીજાઓ જ્ઞાન યજ્ઞદ્વારા મારૂ પૂજન કરનારા હોઇને સર્વરૂપ એવા મને અભેદ દ્રષ્ટિ રાખતો ભેદદૃષ્ટિ રાખતો ભેદાભેદ દૃષ્ટિથી મને ભજે છે અર્થાત્ આગના શ્લોકમા આત્મજ્ઞાની કર્મયોગી ભક્તનુ ભજન કેવુ હોય છે તે જણાવે છે હવે જ્ઞાન યોગીનુ ભજન બતાવે છે અર્થાત્ શ્લોક હે અર્જુન ! જ્ઞાનયોગીઓ હોય છે તે યોગીઓ જ્ઞાનરૂપી યજ્ઞદ્વારા મારૂ પૂજન કરે છે ભગવાનજ વિશ્વરૂપ છે એવી તેમને પ્રતીતિ હોય છે આમ જેને પદાર્થો તેમની સન્મુખ આવે છે તેમા ભગવદ્દૃષ્ટિ જેમને પ્રધાન છે એવા જ્ઞાનીઓ તે જ્ઞાનરૂપી યજ્ઞદ્વારા

પરમાત્માને પૂજે છે. એટલે કે તેઓ સર્વરૂપ પરમાત્માને સત્કારે છે. આમ સર્વરૂપ પરમાત્માને સત્કારતા વિશ્વરૂપ એવા મને કયાં તો અભેદ દષ્ટિથી ઉપાસે છે. એટલે કે પોતે અને હુ–સર્વરૂપ પરમાત્મા ભિન્ન નથી એવા સર્વાત્મભાવે ભજે છે. અગર તો ભગવાન ભજનીય છે અને હુ ભકત છુ એવા ભેદભાવે મને સદા ભજે છે. અગર તો જીવરૂપે હુ, ભગવાનથી ભિન્ન છુ. ભગવાન મારાથી ભિન્ન છે. પરંતુ અસલ સ્વરૂપે મારામા અને ભગવાનમાં ભેદ નથી. પણ જ્યાંસુધી મારો જીવભાવ ન ટળે ત્યાંસુધી ભગવાનુ ભજનીય છે અને હુ ભકત છુ એવા ભેદાભેદ ભાવથી મને ભજે છે. એટલે કે મારી આજ્ઞાઓનો યથાશકિત અમલ કરે છે. અર્થાત્ આત્મસ્વરૂપ ભગવાનનુ સર્વત્ર, સર્વથા, સર્વદા, અનુસંધાન કરનારા, ભકત અને ભગવાન હમેશાં ભકત અને ભગવાનજ રહે છે એવો ભેદભાવ રાખી મધુરરસપ્રધાન ભકિત દ્વારા ભગવાનને સેવનારા, તથા વર્તમાન દશામાં હુ ભકત છું પણ ભવિષ્યદ્ દશામાં હું ભગવત્સ્વરૂપજ હોવાનો છુ એવા ભાવથી વર્તમાન કાળમા ભગવાનને ભજનારા ભકતો છે. આ બધાય ભગવાનના ભકતો છે. એમના પ્રકારો જુદા છે. પણ જાત એકજ છે કેમકે બધાને માટે દૈવી સ્વભાવ અને વિશાળ બુદ્ધિ સામાન્ય છે. ભગવાન કહે છે કે આવા પણ મારા ભકતો છે. ॥ ૧૫ ॥

अहंकतु रहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

હું શ્રોતયજ્ઞ છું, હું પંચમહાયજ્ઞ છું, હું પિતૃઓને આપવા યોગ્ય અન્ન છું. હું દેવોને આપવા યોગ્ય અન્ન છું. હું મંત્ર છું. હુંજ ઘી છું. હું અગ્નિ છું. હું હવનકર્મ છું. ॥ ૧૬ ॥

કેટલાક ભકતો વિશ્વતોમુખ ભગવાનને ભજે છે એમ આગલા શ્લોકમા કહ્યુ. હવેના ચાર શ્લોકોમાં ભગવાન પોતાના વિશ્વતોમુખપણાનો વિસ્તાર પૂર્વક ખ્યાલ આપતા કહે છે કે હે અર્જુન! હુ ક્રતુ છું. હુ યજ્ઞ છું. પિતરોને આપવામાં આપતું અન્ન હુ છુ. દેવોને આપવા યોગ્ય અન્ન હુ છું. મંત્ર છુ. હુંજ ઘી છું. હુ અગ્નિ છુ. હુ હવનરૂપ કર્મ છું. અર્થાત્ હે અર્જુન! હું ક્રતુરૂપ છુ. ક્રતુ એટલે જ્યોતિષ્ટોમ વગેરે શ્રૌતયજ્ઞો આ શ્રૌતયજ્ઞો મારૂજ સ્વરૂપ છું. તે ઉપરાન ગૃહસ્થો જેમનું નિત્ય આચરણ કરે છે તે પંચમહા-

યજ્ઞ નામના યજ્ઞો પણ હુંજ છુ. તેમજ પિતરોને આપવા યોગ્ય જે અન્ન એટલે સ્વધા–તે પણ હુ છું. ઔષધ એટલે દેવોને દેવા યોગ્ય અન્ન તે પણ હું છું–જે મંત્રોવડે દેવોને હવિનુ દાન કરવામાં આવે છે તે મન્ત્ર પણ હુજ છું. તેમજ દેવો અને પિતરોને આપવા યોગ્ય સસ્કૃત ઘી પણ હુંજ છું. જેમાં હવિને હોમવામાં આવે છે તે અગ્નિ પણ મારૂજ સ્વરૂપ છે. તેમજ હવનરૂપ કર્મ પણ હુ છુ સર્વરૂપ ભગવાન કયા રૂપે નથી? અર્થાત્ સર્વરૂપ ભગવાન કોઇપણરૂપે હોઇ શકે છે. અને આથીજ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિએ ઉત્કર્ષ પામવાની ઇચ્છાવાળાને માટે શાસ્ત્રે ઉપદેશી છે. ભગવાનના જગતમાં ભગવાનથી ભિન્ન કશું નથી. ભગવાન પોતે કેમ આટલા ભિન્ન–પરસ્પર વિરોધરૂપે વર્તી રહ્યા છે એ પ્રશ્ન ગાંડો છે. કેમકે ભગવાનની ઇચ્છા એ ઇચ્છાજ હોઇને પૂછી શકાય એમ નથી! આમ પરમાત્મા સર્વરૂપ છે એ એક વેળા અંતરમાં ઠસ્યું એટલે આ આખીએ વિચિત્ર સૃષ્ટિનો મહિમા માણસને સમજાય છે. એમાં વિરોધજ લાગતો નથી. એક અદ્‌ભુત સંવાદમયતા એમાં અનુભવાય છે. પણ તે ભગવાનજ વિશ્વરૂપ છે, એ સમજાય ત્યારે. ॥ ૧૬ ॥

**पिताहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥**

હું આ જગતનો પિતા છું. માતા છું. કર્મદાતા છું. પિતામહ છું. જાણવા યોગ્ય, પાવન, ૐકાર, ઋક્, સામ અને નિશ્ચય યજુ હુંજ છું. ॥ ૧૭ ॥

આ ઉપરાંત હે અર્જુન! હું આ જગતનો પિતા છું. માતા છું. ધાતા છુ. પિતામહ છું. હું જાણવા યોગ્ય છું. હું પાવન છું. હું ૐકાર છું. ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ છું. હે અર્જુન! હું આ સ્થાવરજંગમ જગતનો માય–બાપ છું. અર્થાત્ પરમાત્મા આ સૃષ્ટિના તમામ ચરાચર ભૂતોના પિતા એટલે જનક અને માતા એટલે જનેતા છે. વસુધા એ પરમાત્માનું કુટુંબ છે. આપણે સૌ પ્રાણી એકજ પિતા માતાના પુત્રો છીએ. આપણે સૌ સહોદર છીએ. હું આ જગતનો માય–બાપ છું, એ ઉક્તિના ગર્ભમાં અર્થોના મહાસાગર છૂપાયા છે. જોનારને માટે એમાં આખું જીવનદર્શન છૂપાયું છે. આચારની માર્ગદર્શક શ્રુતિસ્મૃતિઓ એમાં છૂપાઇ છે.

અર્થાત્ એમાં જગતમાં કેમ વર્તવું એના ઉપદેશ થયો ભર્યા છે. પ્રત્યેક પ્રાણી એ જગતપિતાનુ બાળક છે. અને આપણા બધાની એકજ માતા અને એકજ પિતા છે. એટલે પ્રાણીમાત્ર આપણાં સહોદર થયાં. આખું જગત એ આપણું કુટુંબ થયું. વસુધા આપણું ઘર થયુ. જગતના પિતા માતારૂપ પરમાત્માને પ્રસન્ન કેમ કરાય! તેમના વસુધા કુટુંબની સેવા કરીને. એકજ કુટુંબના અનેક સભ્ય હોય ને સભ્યોમાં કોઇ અંગોપાંગ સકલ હોય, કોઈ વિકલ હોય, કોઈ શાણો હોય કોઈ ઓછી બુદ્ધિનો હોય, કોઈ પુષ્ટ હોય કોઈ કૃશ હોય કોઈ સુખી હોય કોઈ દુઃખી હોય, કોઈ કેવો હોય કોઇ કેવો હોય! પણ તે આખાયે કુટુંબની જોખમદારી તે કુટુંબના વડા ઉપર હોય. વિશ્વ કુટુંબના વડા ઉપર વિશ્વની જોખમદારી છે. તેને જાતે નિરાહાર રહી પોતાનાં બાળકોને પહેરવું ખવરાવવું પડે. જાતે અવસ્ત્ર રહી બાળકોને વસ્ત્ર પહેરાવવાં પડે, જાતે ઘર રહિત રહી બાળકોને ઘરમાં રાખવાં પડે. આમ જગત્‌ના માતાપિતાને માથે વિશ્વને ભરવા પોષવાની મહાન જવાબદારી છે. તે માથે કુટુંબના સભ્યોની પણ એટલીજ મહાન જવાબદારી છે. જેને સહોદર પ્રેમ છે તે સહોદર જ્યાંસુધી પેટપૂર ખાય નહીં ત્યાં સુધી પોતે પણ પેટપૂર ન ખાય—ન ઓઢે—ન પીએ—ન એશઆરામ ગાળે. કુટુંબમાં જ્યાં સુધી એકે રોગી છે—એકે દુઃખી છે, એક લૂલો—લંગડો આંધળો —અપંગ—છે, ત્યાંસુધી તેની સેવામાંથી ન ખમે. અને જેમ કુટુંબમાં જે સ્વાશ્રયી અને સ્વબુદ્ધિ પર ચાલી શકતો હોય તેવા માટે માતાપિતાને ચિન્તા હોતી નથી પણ પોતાના અપંગ—વિકલ—અબુદ્ધિ ફરજંદ ઉપર માતાપિતાને વધારે મમતા હોય છે તેમ જગત્ કુટુંબના આવા અપંગ સભ્યો ઉપર જગતના માય બાપને પણ વધારે મમતા—વધારે લાગણી હોય છે. કુટુંબમાં એવાના ઉપર રહેમદીલી રાખનાર ઉપર કુટુંબનો વડો પ્રસન્ન થાય છે તેમ વિશ્વકુટુંબમાં પણ આવા સભ્યો ઉપર દયા રાખનાર ઉપર વિશ્વકુટુંબના અધિપતિ પરમાત્મા પ્રસન્ન થાય છે. તેવા પુત્રપુત્રીને જોઈને તેની આંખોમાંથી સદા સ્નેહની ગંગાજમના વહે છે. આમ વિશ્વકુટુંબના પ્રત્યેક સભ્ય ઉપર પ્રેમકૃપા—કરુણા—મુદિતાનોજ વ્યવહાર સિદ્ધ થાય છે. અર્થાત્ જેને એકવેળા હૃદયમાં ઠસ્યું કે વિશ્વના પરમાત્મા એ માય—બાપ છે તેને વિશ્વ મારું કુટુંબ છે, એ કુટુંબની સેવા કરવી અને સેવાદ્વારા પરમપિતાને પ્રસન્ન કરવા એ મારો ધર્મ છે—સેવા એજ જીવનવ્રત માનવે છે એ ધર્મ

પ્રત્યક્ષ દેખાશે. અને આખાંએ વિશ્વકુટુંબની સાથે તેનો વ્યવહાર સહોદર ભાઇબ્હેન જેવોજ હશે. આ ઉકિતના ગર્ભમાં આથીએ અનેકગણા વિચારો છૂપાયા છે. પણ તે સુજ્ઞ પુરુષ જાતેજ સમજશે.

આ ઉપરાંત પરમાત્મા જગતના ધાતા છે. ધાતા એટલે પ્રત્યેક જીવને તેના કર્માનુસાર ફલ આપનાર. દરેક જીવને પોતાનાજ કર્મનું ફલ આપવામાં પરમાત્માની અપાર દયા છે. કેમકે ભોગવ્યા શિવાય છૂટકોજ નથી એવો નિરપવાદ નિયમ છે. એટલે પ્રત્યેક પ્રાણી કર્મફલ ભોગવીને મુક્ત થાય છે. આ મુકિત એ પ્રસાદ છે. ઉપરથી જણાતી વજ્રકઠોરતામાં પણ કેવળ કુસુમકોમળતાજ વિશ્વતંત્રમાં છૂપાઇ છે એ ભગવાન 'હું ધાતા છું' એ શબ્દોદ્વારા સૂચિત કરવા ચાહે છે.

વળી ભગવાન પિતામહ છે. પિતામહ એટલે દાદા. બ્રહ્મા એ પરમાત્માના પ્રથમ પુત્ર અને બ્રહ્માની સૃષ્ટિ એ આ જગત. અને જગતનો એક સામાન્ય નિયમ છે. દાદાને પોતાના પુત્ર કરતાં, પુત્રના પુત્ર ઉપર વધારે પ્રેમ હોય છે. સૃષ્ટિરૂપ પોતાના પૌત્રના ઉપર ભગવાનને પોતાના પુત્રરૂપ બ્રહ્મા વગેરે દેવોના કરતાં વધારે પ્રેમ છે. દાદા કુટુંબના મૂળ માલિક છે. બાપ દાદાના કુટુંબનો સભ્ય છે. એટલે દેવસૃષ્ટિ પણ આપણા કુટુંબની સભ્યસૃષ્ટિ છે અને એ સૃષ્ટિ કરતાં આપણી નીચેની સૃષ્ટિ ઉપર ભગવાનનો વધુ પ્રેમ હોય એ લૌકિકન્યાયે પ્રસિધ્ધ છે. અર્થાત્ દેવ અને મનુષ્ય એ બેમાં જો ભગવાનને વધુ વ્હાલ હોય તો તે મનુષ્ય ઉપર છે. મનુષ્ય અને પશુ પૈકી પશુ ઉપર, પશુ અને સ્થાવર ઝાડ વગેરે પૈકી ઝાડના ઉપર. જેમ જેમ મૂક સૃષ્ટિ તેમ તેમ ભગવાનના વ્હાલનો વધુ વિકાસ એવો ધ્વનિ જો કાઢીએ તો આપણે વધુ સારા માનવ બનીએ.

તે ઉપરાંત ભગવાન વેદ્ય છે. વેદ્ય એટલે જાણવા યોગ્ય. સૃષ્ટિ નામરૂપ છે. નામરૂપમાં ગૂઢ ભગવાનજ જાણવા યોગ્ય છે. બીજું બધું જ્ઞાન એ વ્યર્થ પરિગ્રહ છે. ભગવાનનેજ બધામાં જોવાની જાણવાની આપણી દૃષ્ટિ થતાં એ શિવાયનું જ્ઞાન કચરારૂપ છે એ જણાશે.

વળી ભગવાન કહે છે કે હું પાવન છું, એટલે કે શરીર, ઇન્દ્રિયો, મન વગેરેની શુધ્ધિનાં કારણરૂપ જે તપ વગેરે કર્મો મે કર્મો મારૂં સ્વરૂપ છે અને

આ દ્વારા ભગવાન કયા કર્મો કરવા એનુ સૂચન કરે છે વળી સર્વવેદ-સર્વવાણીના સારરૂપ ૐકાર હુ છુ. એટલે કે માણસે જાણવુ ઘટે તે સર્વશાસ્ત્ર અને સર્વવાણીનો છેવટનો સાર ભગવાનનુ નામ છે શાસ્ત્રો અને અપાર વાણી સાહિત્યનુ મથન કર્યા બાદ જેને આ ન સમજાયુ તેણે શાસ્ત્રને ફોગટના વલોવ્યા જાણવા. અર્થાત્ નામોમા પણ ભગવાનનુ સર્વથી પ્રિય અને મધુર નામ ૐ છે તે ઉપરાત ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ હુ છુ અર્થાત્ ઇશ્વર પ્રેરિત-ઇશ્વર પ્રણીત ગ્રથમાત્ર પરમાત્માની વાણી છે અને આથીજ મૂળ એક ઇશ્વરીય ધર્મના જુદા જુદા કાલ-દેશ-જાતિ-પરિસ્થિતિની અદર પ્રયોજન પૂર્વક થયેલા, ઇશ્વરના સકેત અનુસાર નીપજેલા, જુદા જુદા ધર્મગ્રથો ઇશ્વર પ્રણીત છે એકલા વેદજ નહી-કુરાન, બાઇબલ, ઝંદ, અવસ્તા વગેરે તમામ ઇશ્વરીય ગ્રથો ઇશ્વરનીજ પ્રત્યક્ષ વાઙ્મયી મૂર્તિ છે એવો ઉદાર ખ્યાલ અહી ઇશ્વરને અભિપ્રેત છે. ॥ ૧૭ ॥

**गतिर्भर्ता प्रभु· साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभव· प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥**

હુ કર્મફલ, પોષણકર્તા, સ્વામી, સાક્ષાત દ્રષ્ટા, નિવાસ-સ્થાન, આશ્રય, સુહૃદ, ઉત્પત્તિકર્તા, સ્થિતિકર્ત્તા અને અવ્યય નિધાન તથા બીજ છુ ॥ ૧૮ ॥

આમ આગના શ્લોકમા ભગવાન જગતના માય-બાપ છે ધાતા છે પિતામહ છે-જાણવા યોગ્ય છે ઓકાર સ્વરૂપ છે અને વેદમય છે એમ કહ્યુ હવે આગળ કહે છે કે હે અર્જુન ! હુ પ્રાણીમાત્રની ગતિ છુ. હુજ સૌનો ભર્તા છુ હુજ સૌનો પ્રભુ છુ સાક્ષી છુ નિવાસસ્થાન છુ શરણુ છુ. સુહૃદ છુ હુજ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લયનો કર્તા છુ હુજ સર્વ ઐશ્વર્યનુ અવ્યય નિધાન છુ હુજ સૌનુ અવ્યયબીજ છુ ગતિ એટલે કર્મ ફલ પ્રાણીમાત્રને પોતપોતાના કર્માનુસાર જે જાતિ, આયુષ્ય અને સુખદુ ખનો અનુભવ અને તે અનુભવના સાધનો મળે છે તેનુ નામ કર્મફલ છે અર્થાત્ દરેક જીવને કોઇ જાતિ-યોનિ મળે છે જગતમા જીવવાની કાલાવધિ છે અને એ કાલની અવધિમા સુખદુ ખનો અનુભવ કરે છે દરેક જીવને તે તે જાતના કર્માનુસાર અનુભવ માટે નિમિત્તો મળી રહે છે અને આટલામા જીવમાત્રનો

વ્યકિતગત ઇતિહાસ સમાપ્ત થાય છે. આ શિવાય કોઇપણ જીવને કશું નવું નથી કહેવાનું. બસ કર્મના ફલરૂપ દેહ વિશેષ–આયુષ્ય વિશેષ અને સુખદુઃખનો ભોગરૂપ પણ પરમાત્માજ છે. સર્વરૂપ પરમાત્માજ છે એવી નિશ્ચલ પ્રતીતિને માટે પરમાત્મા શું નથી એજ સવાલ રહે છે. આમ જોતાં દેહ, ઇન્દ્રિય, મન, બુધ્ધિ વગેરેના સંઘાતરૂપ દેહ પરમાત્માનો છે. આયુષ્ય પરમાત્માનું છે. સુખદુઃખાદિનો ભોગ પણ પરમાત્માનો છે એ સમજાશે. અને આ સમજના વિવેકનિષ્ઠ જીવને કર્મફલને માટે લાલચુ બનતાં લાજ લાગશે કેમકે કર્મફલ ઇશ્વિરસ્વરૂપ છે ઇશ્વિરનુ છે. કોઇનું હોય તે આપણું કદી ન હોવું ઘટે.

વળી પરમાત્મા ભર્તા છે. એટલે કે પ્રાણીમાત્રનું લૌકિક દૃષ્ટિએ તેમજ ગૂઢ દૃષ્ટિએ ભરણપોષણ કરે છે. વિશ્વને અન્નદાન આપવાનું વ્રત વિશ્વપિતાનું હોય આ લૌકિક ભરણપોષણ થયું. પણ જીવમાત્રને પોતપોતાના કર્માનુસાર ફલ આપવામાં જીવમાત્રનું ભરણ છે. પાલન છે. કર્મફલનાં દાનદ્વારા પરમાત્મા જીવમાત્રનું પાલન કરે છે તેનો અવનતિમાંથી ઉધ્ધાર કરે છે. આથી ભગવાન કહે છે કે હું ભર્તા છું.

વળી હે અર્જુન ! હુ વિશ્વનો પ્રભુ છું. એટલે કે નિયન્તા છું. સ્વામિ છું. મારા નિયમનને લીધે વિશ્વતંત્ર બરોબર ચાલ્યા કરે છે. આ વિશ્વનિયમન કરનાર હું છુ. આ નિયમન પદાર્થમાત્રના ઉપર છે કોઇ એમાંથી મુકત નથી. આથી ભગવાન કહે છે કે હે અર્જુન! હુ સચરાચર જગતનો નિયન્તા છું.

વળી હે અર્જુન ! હું સાક્ષી છું- એટલે કે પ્રાણીમાત્રના શુભ અશુભ કર્મનો હું સાક્ષાત્ જોનારો છુ. જે પ્રાણી જ્યાં આગળ જે કર્મ કરે છે તે કર્મને પૂરેપૂરી રીતે હુ નજરોનજર જોઉં છું. અર્થાત્ હે અર્જુન ! હું સાક્ષી હોઇને પ્રાણીમાત્રના શુભાશુભ કર્મને જાણું છુ. અને આથીજ ભગવાન આગળ કોઇની સીફારસ કે કપટ કે ચોટ્ટાઇ ચાલતી નથી. કેમકે જે વસ્તુ આપણે નજરોનજર જોઇ હોઇ તેને માટે ભલામણ કે સંશય કે કપટ કે શઠતાનો આપણે ખ્યાલ રાખી શકીએજ નહિ. આથીજ રાયથી માંડી રંક સુધી–બ્રહ્માથી માંડી સ્થાવર પર્યંતના તમામ પ્રાણીઓ કશું કર્મ પરમાત્મા

આમીય દર્યો ત્યા એના ઉપર આમા ઉપકારની આશાથી પ્રેમીને ઉપકાર કરવાની વાત શી? પરમાત્માના પ્રાણી પ્રેમની અહીં સીમા છે

વળી પરમાત્મા ઉત્પતિ સ્થિતિ અને લયનુ એકકારણ છે જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય એ કોઇપણ જીવનુ કાર્ય નથી એ સગળતાથી સમજાય એવી ચીજ છે! આ ઉપરાત પરમાત્મા સપૂર્ણ ઐશ્વર્યના ભડાર-નિધાન છે અને એ ઐશ્વર્ય અવિનાશી છે અર્થાત્ પરમાત્મા અવિનાશી ઐશ્વર્યના ભડાર છે અને પ્રાણીમાત્રનુ અવ્યય એટલે નિત્યબીજ છે બીજ સ્વરૂપ પરમાત્મા છે તો પાણી સૃષ્ટિ અખડ પ્રવાહે વહી રહી છે આવુ પરમાત્મા પરત્વેનુ જ્ઞાન જીવનમા પ્રત્યેક પગે ઉપકારક છે ॥ ૧૮ ॥

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

હે અર્જુન! હું તપાવુ છુ. અને વરસાદને ખાંચું છું તથા પાડુ છું અને હું જીવન તેમજ મૃત્યુ છુ. હું વ્યકત તથા અવ્યકત છુ ॥ ૧૯ ॥

આ ઉપરાત હે અર્જુન! તને વધારે શુ કહુ? હુજ સૂર્યરૂપે જગતને તપવુ છુ હુજ વૃષ્ટિને રોકુ છુ અને છોડુ છુ. હુજ પ્રાણીમાત્રનુ જીવન હુ હુંજ તેમનુ મૃત્યુ છુ ભના! સત્ અને અસત્ હુજ છુ અર્થાત્ ગરમી એ જગતના જીવનને માટે આવશ્યક છે એ ગરમી હુજ સૂર્યરૂપે જગતને સમર્પુ છુ શિવાય કે પરમાત્મા સૂર્યના ગોળાને કોણ સળગાવે? આભની અગરીને કોણ ઉદ્દીપિત કરી શકે? એ મહાનન શિવાય કોની તાકાત છે કે વિના તેલે, વિના દીવેટે, વિના દીવાસળીએ જગતપ્રકાશક સૂર્યાનનને સળગાવી શકે અને તેના પ્રકાશને નીભાવી શકે? વળી ઇશ્વરજ વૃષ્ટિને રોકે છે અને વૃષ્ટિને મોકલે છે કોની તાકાત છે કે વર્ષાને રોકે અને મોકલે? અન્નમાત્રના આધારરૂપ વૃષ્ટિનો નિગ્રહ કે મુક્તિ પરમાત્માના હાથની વાત છે વળી અનન્ત પ્રાણીરૂપે જે અનન્ત જીવન ચમકી રહ્યા છે તે પણ શિવાય કે પરમાત્મા, કોણ ચમકાવી શકે? અને મોતને પણ કોણ પ્રતિક્ષણ સ્વકર્તવ્યપરાયણ કરી શકે? મૃત્યુ પણ પરમાત્માના

બધનું માયું જગતમાં વર્તી રહ્યું છે. આમ જીવન મૃત્યુની દોરી પરમાત્માના હાથમાં છે. તે ઉપરાંત સત્ એટલે વ્યક્ત અને અસત્ એટલે અવ્યક્ત. અર્થાત્ કાર્યકારણરૂપ-બુદ્ધિથી માંડી પૃથ્વી પર્યન્તના કાર્યરૂપ અને પ્રકૃતિ રૂપ-કારણ પણ હુજ છું. કાર્યકારણમાં પરમાત્માનો સદંશ જ વિરાજી રહ્યો છે. ॥ ૧૯ ॥

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

ત્રણ વેદના વિદ્વાનો, યજ્ઞવડે મને પૂજી, સોમરસના પાન કરનારાઓ, શુદ્ધ થયેલ઼ઓ સ્વર્ગપ્રાપ્તિને ચાહે છે. તેઓ પુણ્ય-લભ્ય સ્વર્ગને પ્રાપ્ત કરી, સ્વર્ગમાં દિવ્ય દેવના ભોગોને ભોગવે છે. ॥ ૨૦ ॥

સ્વર્ગ મળે છે અને તે સ્વર્ગમાં તેઓ દિવ્યપદાર્થોનો ઉપભોગ કરે છે. અર્થાત્ ફલની ઈચ્છાથી પણ મને પૂજનારાઓને પોતપોતાની ભાવનાનુસાર ફલ તો મળે છેજ. અને તેઓ તે ફલને ભોગવે છે. ॥ ૨૦ ॥

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ २१ ॥**

તેઓ તે વિશાલ સ્વર્ગલોકને ભોગવીને, પુણ્ય નષ્ટ થતાં, મનુષ્યલોકમાં પ્રવેશે છે. આમ ત્રણ વેદને અનુસરનારા વિષયેચ્છુઓ અવરજવરને–જન્મ મરણને પામે છે. ॥ ૨૧ ॥

આગલા શ્લોકમાં ભગવાને કામનાથી પ્રેરાઇને પુણ્ય કરનાર પુરૂષોને તે પુણ્યનું દૈવી ફલ મળે છે એમ કહ્યું. કામનાથી સંસારનો ગુણાકાર થાય છે. સંસારનો છેદ ઉડી જતો નથી એ સિધ્ધાંત છે. આથી કામનાથી ભગવાનના જુદાં જુદાં દેવરૂપોને પૂજનારની દુર્ગતિ નથી થતી એટલું નક્કી, પણ તેથી તેનો સંસારભય ટળતો નથી એ પણ એટલુંજ ચોક્કસ છે. અને જ્યાંસુધી સંસાર જીવતો હોય ત્યાંસુધી સ્વરૂપભૂત શાન્તિ નથી રહેતી. અશાન્તિ–દુઃખ–ઉપદ્રવ–અનર્થોનું જ્યાંસુધી મૂળ છે ત્યાંસુધી ભાવિમાં તે મૂળને અંકુરિત થવાની શક્યતા છે. અને અંકુરિત થયેલી બીજસત્તા ફળદાયી બનેજ. અને ફળ એટલે સંસાર. સંસાર એટલે અશાન્તિ. આટલી સિધ્ધાન્તની વાત ભગવાને અર્જુનને પ્રાચીન યજ્ઞોની ભાષામાં સમજાવી. એજ વાતને આગળ લંબાવતાં સ્પષ્ટ કરે છે કે હે અર્જુન! તે સ્વર્ગને પ્રાપ્ત થયેલા પુરૂષો વિશાલ-સ્વર્ગીય ભોગોને ભોગવીને, પુણ્ય ક્ષીણ થતાં, મર્ત્યલોકમાં દાખલ થાય છે. આમ વેદત્રયથી વિહિત ધર્મને ફલકામનાથી આચરતા, 'ભોગેચ્છુ પુરૂષો' અવરજવરને પામે છે. અર્થાત્ હે અર્જુન! માણસો પુણ્ય કરે છે. અને તે–પુણ્યના ફલરૂપે સ્વર્ગને' પામે છે સ્વર્ગને પામીને તેવા પુણ્યશાળી મનુષ્યો સ્વર્ગીય ભોગોનો ઉપભોગ કરે છે. પરંતુ ભોગોને ભોગવવાની પણ કાલમર્યાદા હોય છે. અને એ મર્યાદા પુણ્યના પ્રમાણમાં હોય છે. એટલે જ્યાંસુધી પુણ્ય પહોંચે ત્યાંસુધી તેવા દૈવી ભોગો ભોગવે. પુણ્ય પૂરૂં થતાં પાછા તેવા જીવાત્માઓ સ્વર્ગભ્રષ્ટ થાય. અને આ માનવલોકમાં પાછા આવે છે. આમ ત્રયીધર્મ એટલે કે વેદમાં બતાવેલા યજ્ઞ વગેરે પુણ્યકર્મોને ફલે-

ચ્છાથી આચરનારા પુરૂષો કામકામી હોય છે એટલે કે પદાર્થોના કામી હોય હોય છે અર્થાત્ ભોગેચ્છાથી વેધાયેલા હોય છે. આવા ભોગેચ્છાથી વીંધાયલા પુરૂષો ગતાગતને પામે છે. ગતાગત એટલે આવરજાવર. એટલે કે અહીંથી સ્વર્ગે જાય. સ્વર્ગથી પાછા અહીં આવે. તેમનો આ ચકરાવો—આ ભમરી ટળતી નથી. અર્થાત્ તેવા પુરૂષોને વિશ્રામ નથી. અને જેને વિશ્રાન્તિ નહીં તેને સુખ ક્યાંથી? આમ ફલેચ્છાથી પુણ્ય કરનાર પુરૂષને છેવટની મુક્તિ નથી. અર્થાત્ કામનામાં સંસાર છવે છે. ॥ ૨૧ ॥

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

જે માણસ અનન્ય હોઈ મને ચોમેરથી ચિન્તવે છે તે હંમેશાં કર્મયોગીઓનું હું યોગક્ષેમ વહન કરૂં છું. ॥ ૨૨ ॥

પુરુષો અનન્ય છે. અર્થાત્ એક મારી પ્રાપ્તિને માટેજ ઇચ્છના અર્થાત્ લૌકિક અલૌકિક પદાર્થમાત્ર મારેની જેમની તૃષ્ણા ટળી ગઇ છે એવા મહાભાગ માનવો. એટલે કે જે પુરુષો નિષ્કામ છે તેઓ. આવા નિષ્કામ એટલે કે એક મારા શિવાય બીજા બધા જડચેતન પદાર્થોની ઇચ્છા રહિત પુરુષો મારૂં ચિન્તન કરે છે. અર્થાત્ મને પરમાત્માને તેમના ધ્યાનનો વિષય બનાવે છે અર્થાત્ સર્વપદાર્થોમાં અંતર્ગતમારૂપે મારૂં ધ્યાન ધરે છે. તેવા નિષ્કામ અને સર્વ પદાર્થોમા અંતર્ગતમારૂપે મારૂં ધ્યાન ધરતા જે પુરુષો મને ઉપાસે છે એટલે કે મારી સેવા કરે છે-પરમપ્રેમથી મનવાણી કર્મદ્વારા મારી-સર્વભૂતના અંતર્ગમારૂપ-મારી સેવા કરે છે તેવા નિત્યાભિયુકત પુરુષોનું યોગક્ષેમ હું વહન કરૂં છું. નિત્યાભિયુકત એટલે શરીર, ઇન્દ્રિય, મનદ્વારા, કર્તવ્યકર્મમાં સંલગ્ન અર્થાત્ નિત્યકર્મયોગીઓ અર્થાત્ કર્તવ્યબુધ્ધિથી કર્તવ્ય કર્મ કરવાં એ જેનું જીવનવ્રત છે એવા પુરુષોનું. આવા નિત્યાભિયુક્ત પુરુષોનું યોગક્ષેમ હું વહું છું. યોગ એટલે ન મળેલી વસ્તુની પ્રાપ્તિ. અને ક્ષેમ એટલે મળેલી વસ્તુનું રક્ષણ. અર્થાત્ હે અર્જુન! તેવા ધન્ય પુરુષોને જીવનમાં જિન દ્રષ્ટિએ જે જરુરી વસ્તુ હોય તેવી તમામ જરૂરી ચીજો હું તેમને પહોંચાડું છું. અને આવી મારી આપેલી જરુરી ચીજોનું રક્ષણ પણ હુંજ કરૂં છું. તેમને શું જોઇએ તેનો નિર્ણય હું કરૂં છું અને તે નિર્ણય મુજબ તેમને હું બધું પહોંચાડું છું. અને તેમને મારી આપેલી વસ્તુનું રક્ષણ પણ હુંજ કરું છું. આમ તેવાઓના પ્રેમ આગળ હું તેમની સેવામાં સદા હાજર રહું છું. અને આમ યોગક્ષેમની તેમને ચિંતા ન હોવાથી તેઓ સદા મોક્ષ સુખનોજ અનુભવ કરે છે. તેમને અવર જવર નથી. આમ આ શ્લોકમાં પ્રેમ આગળ પરમાત્મા પરવશ થઇ જાય છે. અને જેને પરમાત્માએ પોતાનો કરીને સંબોધ્યો તે નિહાલ થઇ જાય છે. બસ કસોટી છે શ્રધ્ધાની-વિશ્વાસની અને પોતાની તમન્નાની બાકી ભગવાન તો પ્રાણીમાત્રનું યોગક્ષેમ ચલાવે છે. પણ જેણે ભગવાનને અપનાવ્યા છે તેને આ વસ્તુ સમજાઇ જાય છે. અને જેનું યોગક્ષેમ ભગવાનનાં હાથમાં તેને શાની કમી? એટલે અહીં તો કર અને જો જેવું છે ભગવાનનું અનન્યભાવે ચિન્તનપૂર્વક સેવન કરો અને યોગક્ષેમ ભગવાનને ચલાવ્યેજ છૂટકો આમ વિશ્વાસ અને ભક્તિની અગ્નિ પરીક્ષામાંથી જે પસાર થાય તેને વિશ્વંભર અપનાવે અને જેને ભગવાને પસંદ કર્યો તેની આગળ ભગવાન જાતે સદા સર્વથા સર્વત્ર બધ્ધાંજલિ ખડા રહે છે. ભકતની

ભક્તિની એ તો બલિહારી છે આ પ્રયોગશીરની કથા છે વાણીશીર - વિચારશીરની નથી ભગવાનની પ્રતિજ્ઞા પોકળ નથી-નક્કર છે એ ત્યારેજ સમજાશે કે જ્યારે એના અમલની શરૂઆત પણ થઇ જાય આમ અહીં વધુ લખવાની કે સમજવાની આવશ્યકતા નથી આ પ્રમાણે છુટી જોવાનીજ એકમાત્ર શરત છે ॥ ૨૨ ॥

> येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विता ।
> तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥

હે કૌન્તેય ! જે કોઈપણ બીજા દેવતાઓના ભક્તો શ્રધ્ધા યુકત હોઇને પૂજે છે તેઓ પણ મનેજ પૂજે છે પણ અશાસ્ત્રીય રીતે ॥ ૨૩ ॥

• આમ આગના શ્લોકમા ભગવાને ભક્તવત્સલતાની ખાત્રી આપી જેઓ હમેશા કાયિક વાચિક માનસિક રીતે ભગવાનની સેવામા હાજર છે તેમનુ યોગક્ષેમ વહન કરવાની ચિન્તા ભગવાને માથે લીધી છે પરતુ જગતમા આવી અવ્યભિચારી નિર્મળ ભકિતવાળા લોકો ગણ્યાગાંઠ્યાજ હોય છે કેમક પરમાત્માને તત્વથી યથાર્થ સમજણ સૌને હોતી નથી આથી એક ભગવાનને છોડીને બીજા અનેક દેવતાઓની પાછળ તેવા અણસમજુ લોકો પડે છે તેઓને માટે દયા ખાતા ભગવાન કહે છે કે હે અર્જુન ! વળી જે કોઇ બીજા દેવતાના ભકતો તે તે દેવતાઓને શ્રધ્ધાથી પૂજે છે તેઓ પણ હે કુન્તીપુત્ર ! મનેજ ભજે છે પણ અવિધિસર અર્થાત્ તે તે પ્રકારની ઇચ્છાથી પ્રેરાયેલા હોઇને તથા સાચી શાસ્ત્રીય સમજણ રહિત હોવાને લઇને જે મનુષ્યો મારાથી બીજા-મારાથી ભિન્ન દેવતાઓના ભકત હોય છે તેઓ આ દેવતા અમુક વાછિત ફળ મને આપશે એવી આસ્તિક બુદ્ધિ-શ્રધ્ધાથી યુકત થઇ તેમને પૂજે છે તેવા મનુષ્યો પણ હે અર્જુન ! મનેજ પૂજે છે કેમકે તેના દેવો સ્વરૂપે પણ હુજ વર્તમાન છુ મારી અસ્તિમા વ્યભિચાર નથી કોઇ વસ્તુ એવી નથી કે જેમા હુ ન હોઉ આથી તે તે ભિન્ન દેવતાઓના પુજારીઓ પણ પૂજે છે તો મને પરતુ તેમા એક દુખ છે તેઓ જે કરે છે તે વિધિપૂર્વકનુ નથી શાસ્ત્રીય વિધિ-હુકમ તો આ છે ઇશ્વર સદા સર્વથા સર્વનો અન્તરાત્મા છે એ સર્વના અતરાત્મારૂપ પરમાત્મા

સર્વત્ર પૂજ્ય છે. આ શાસ્ત્રીય વિધિને તેઓ વટાવીને તે તે દેવતાઓને, મારાથી ભિન્ન સમજીને, તેમને પૂજે છે. બાકી જે એમ સમજે છે કે પરબ્રહ્મ પરમાત્માજ તે તે દેવતારૂપે રહેલા છે અને તે તે દેવતાના નામથી પોકારાય છે તેઓ તે તે દેવતાઓનો પાલવ ન પકડતાં પરમાત્માનુંજ શરણ્ લેશે. આ શાસ્ત્રીય આદેશ ન જાણતા હોઇને મારાથી જુદા એવા, અશાસ્ત્રીય, પોતાની બુધ્ધિથી કલ્પેલા દેવતાઓને, શ્રધ્ધાથી પૂજે છે. આથી તેઓ એકેશ્વરના ભક્ત નથી. તેઓ તો દેવતાઓનાજ ભક્ત છે. આમ દ્રાવિડી પ્રાણાયામ કરનારાઓ પણ યદ્યપિ મનેજ પૂજે છે પણ અવિધિપૂર્વક. અને વિધિ અને અવિધિપૂર્વકના પૂજનથી ફલમાં ભેદ થાય છે. ॥ ૨૩ ॥

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥

હુંજ સર્વયજ્ઞોનો રક્ષણકર્તા તથા સ્વામી બન્ને છું; પરંતુ તેઓ તત્વતઃ મને જાણતા નથી આથી તેઓ ભ્રષ્ટ થાય છે. ॥૨૪॥

આમ બીજા-ભગવાનથી ભિન્ન દેવતાઓના, પૂજન કરનારાઓનો ટોટો નથી. પરતુ તેઓ મૂળને છોડીને ડાળપાંદડાંને કયાં કારણે વળગે છે? ભગવાનનેજ કેમ વિધિપૂર્વક પૂજવા તેઓ નથી પ્રેરાતા? આ કોયડાનો ઉત્તર આપતાં દયામય ભગવાન કહે છે કે હે અર્જુન! હું પરમાત્માજ શ્રૌતસ્માર્ત તમામ યજ્ઞોનો ભોકતા છું તથા પ્રભુ છું. પરંતુ તે અન્ય દેવતાના ભકતો. મને તત્ત્વથી જાણતા નથી અને આ કારણે તેઓ ચ્યુત થાય છે. અર્થાત્ હે અર્જુન! વેદમાં તથા સ્મૃતિઓમાં કહેલા તમામ યજ્ઞીય કર્મોનો ભોકતા હું ઇશ્વરજ છું. તથા તે તે કર્મોનો પ્રભુ પણ હુજ છું. એટલે કે પ્રત્યેક જીવે કરેલાં કર્મનો રક્ષક અને પોષણહાર હુંજ છું. સૌના કર્મોને હુજ રાખું છું. સૌના કર્મોનું ફલદાન પર્યન્ત રક્ષણ કરવું એ મારા શિવાય બીજા કોઇની તાકાત નથી. કેમકે હું પરમાત્માજ સર્વજ્ઞ અને સર્વશકિત છું. આમ પ્રાણીમાત્રના કર્મમાત્રની નોંધણી રાખનાર હુ છુ. તેમજ તે સાચવી રાખેલાં કર્મો જે દેશમાં, જે કાળમાં, અને જે નિમિત્તે ફળવાના હોય, તે કર્મના ફલવાનું પણ કારણ હુજ છું. અર્થાત્ હું સર્વકર્મના ફલનો આપનાર છે. આ-છે

મારા જીવનનું તત્ત્વ. પ્રભુ–પરમાત્મા શુ કરે છે? તો સૌના કર્મોને રાખે છે અને વખત આવે તે કર્મ પ્રમાણે ફ્લ આપે છે. આ ભગવાનને લગતી તાત્ત્વિક સમજ છે. પરતુ તે તે દેવતાની પાછળ પડેલા મનુષ્યો ભગવાનને આ તત્ત્વે જાણતા નથી. એટલે કે સર્વપ્રાણીઓમાં સર્વકર્મોના રક્ષક અને ફ્લ આપનાર તરીકે જાણુતા નથી. અને એ ભગવાનને લગતી તાત્ત્વિક સમજના અભાવે તેઓ ચ્યુત થાય છે. એટલે ભ્રષ્ટ થાય છે એટલે કે સર્વજગતના સ્વામિ, સર્વભૂતના અંતરાત્મા–સર્વકર્મનુ ફ્લ આપનાર એવા ઇશ્વરને છોડી, પોતપોતાની બુધ્ધિ પ્રમાણે કલ્પેલા તે તે દેવતાઓને શ્રદ્ધાથી ફ્લેચ્છાથી પૂજે છે. પરતુ આ સાચી સમજ નથી. એટલે તેઓ અતે છેતરાય છે. મનુષ્ય જન્મદ્વારા જે પ્રાપ્ત કરવાનું તે તેઓ પ્રાપ્ત કરી શકતા નથી. આમ મનુષ્ય જન્મનું જે લક્ષ્ય તે લક્ષ્યથી તેઓ ભ્રષ્ટ્રી જાય છે. અને કામનાથી હણાઇને, ઘવાઇને, પુરૂષાર્થહીન દશામાં અટવાય છે. અને ધ્યેયભ્રષ્ટતા એટલેજ પુરૂષાર્થમાથી ચ્યુતિ! ધ્યેયની પ્રાપ્તિમાંજ તો મનુષ્યજન્મની સાર્થકતા છે ॥૨૪॥

**यांति देवव्रता देवान् पितृन्यांति पितृव्रताः ।**
**भुतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥**

દેવપૂજકો દેવોને પામે છે. પિતૃપૂજકો પિતૃઓને પામે છે. ભૂતપૂજકો ભૂતોને પામે છે તથા મારા પૂજકો મને પામે છે. ॥ ૨૫ ॥

આમ આગલા શ્લોકમાં ભગવાનને કેમ ભજી શકતા નથી એ બતાવ્યુ અને ભગવાનને વિધિપૂર્વક ન ભજતા હોવાથી તેઓ ભ્રષ્ટ થાય છે તે પણ બતાવ્યું. એ ભ્રષ્ટતાનેજ સમજાવતા કહે છે કે હે અર્જુન! દેવવ્રતી લોકો દેવોને પામે છે. પિતૃવ્રતી પિતૃઓને પામે છે. ભૂતપૂજકો ભૂતોને પામે છે જ્યારે મારા પૂજકો મને પામે છે. જેની પૂજા તેની પ્રાપ્તિ થાય અર્થાત્ હે અર્જુન! જેઓનું દેવોને પૂજવાનુ વ્રત એટલે કે નિયમ હોય તેઓ તે પૂજન-દ્વારા દેવોને પ્રસન્ન કરે છે અને વળતરમાં તેમને દેવો જે પદાર્થો આપવાની તાકાત ધરાવતા હોય તે પદાર્થો મળે આથી કશું વધુ ન મળે. ખુબ યથેષ્ટ

ઇન્દ્ર વધુમા વધુ આપે તે સ્વર્ગ કેમકે સ્વર્ગથી વધુ દેવોની ઇન્દ્રની તાકાત નથી આમ ઇન્દ્રાદિક દેવોના પૂજકો ઇન્દ્રાદિથી અપાય એવા વાછિત પદાર્થોને પામે છે પણ સ્વર્ગ માટે આમ મેળવવા જેવો પદાર્થ વિવેકીને માટે નથી તેજ મુજબ જેઓ પિતરોને પૂજે તેઓને પિતરોની સત્તામા જે હોય તે મળે એટલે કે જો પુત્ર માબાપો પૂજે અને તેમને પ્રસન્ન કરે તો વારસો મળે આ પિતરો પણ બીજુ શુ આપી શકે? અહીં આ પિતરોનુ પૂજન ઉદાહરણ માટેજ છે જેમ જગતમા પિતૃપૂજન કરનારાઓને પિતૃની પ્રસન્નતાથી વારસો મળે તેમ દેવપૂજકોને દેવોની મિલકતનો વારસો મળે એમ સમજવુ જેઓ જડચેતન ભૂતોને સેવે તેમને જડચેતન ભૂતો આપી શકે એવી ચીજો મળે આમાને જે સેવે તેને કેરી ઉપરાંત કશુ ન મળે રાજાને સેવે તેને રાજભોગ મળે આ પ્રત્યક્ષ છે પરંતુ આ શિવાયનુ દેવ-પિતૃ કે ભૂત પૂજકને કશુ ન મળે જ્યારે હે અર્જુન! મને પૂજનારાઓ મને મેળવે છે અર્થાત્ દેવાધિદેવ-પિતૃઓના પણ પિતા-જડચેતન ભૂતોના પણ જનક એવા, સર્વ ભૂતાન્તરાત્મારૂપ પરમાત્મા એવા મારી જેઓ પૂજા કરે તેમને હુ મળુ અને પરમાત્માના મિલનમા પ્રાપ્તિમાત્રની પર્યાપ્તિ છે અને આ પરમાત્માની પ્રાપ્તિ એજ પરમપુરુષાર્થ છે વિવેકીમાત્રનો એ એકમતિનો નિશ્ચય છે તો હે અર્જુન! આતો વિવેકી પસંદગીનો સવાલ છે કોની સેવા કરવી તે સમજપૂર્વક નક્કી કરી લે અને તે મુજબ કર ॥ ૨૫ ॥

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

જે મનુષ્ય, પત્ર-પુષ્પ-ફલ કે પાણી-પરમપ્રેમથી મને આપે છે, શુધ્ધાત્માનુ, તે ભક્તિથી સમર્પિત હુ ગ્રહણ કરૂ છું. ॥ ૨૬ ॥

' ભગવાનનુ પૂજન તો બહુ કઠણ છે એવો જે જનનામા વહેમ છે તે વહેમને દૂર કરતા અને એકેશ્વરની ભક્તિનેજ પ્રધાન મનાવી બીજા તમામ દેવોનુ શરણુ છોડી દેવાનુ શાસન સૂચવતા ભગવાન ઇશ્વરનુ પૂજન-પૂજન ખૂબ સરળ છે, ખૂબ સહેલુ છે એ બતાવતા કહે છે કે અર્જુન! જે

મનુષ્ય પ્રેમથી મને ઇશ્વરને–પાંદડું–ફુલ–ફલ કે પાણી પણ આપે છે–બસ તે પવિત્રાત્માનું ભક્તિથી સમર્પિત થયેલું તે ફુલ પાંદડું હું આરોગું છું. અર્થાત્ હે અર્જુન! તું વ્હેમમાં ન પડીશ કે ઇશ્વરની ભક્તિ તો બહુ મુશ્કેલ છે. ના. એ મુશ્કેલ નથી. એ તદન સહેલી છે હે અર્જુન! હું તો સંસારભરમાં એકજ વાતનો ભૂખ્યો છું અને તે ભાવનો. જે ધન્ય પુરૂષ પરમપ્રેમથી મને ફળફુલ જેવી નજીવી ચીજ પણ આપે તે ભાવથી આણેલી નજીવી ચીજને પણ હું પ્રસન્ન ચિત્તે સ્વીકારૂં છું. ભાવજ મારી પ્રસન્નતાનું કારણ છે. પદાર્થો તો નિમિત્તમાત્ર છે. આમ જેના હૈયામાં મારે માટે લાગણી છે–જે મને ઉંડેરથી ફક્ત ચાહે છે. તેવા પવિત્રાત્મા મને ગમે તે આપે–હું વિના વિચારે તે પવિત્રાત્મા પ્રેમીપુરૂષની ચીજને સ્વીકારૂં છું. ભલા! મારે સાંસારિક વસ્તુઓની શી ખોટ છે? બધુંજ તો મારૂં છે. મારૂં મને આપે એમાં કાંઈ મહત્તા નથી. એતો ફરજમાત્ર છે. આ અચોરીમાત્ર છે. પણ હૃદયની ભાવભરી હુંફાળી ભાવના–ભક્તિજ હું જોઉં છું અરે! હું પ્રત્યેક પ્રાણીની પાસે આની ભિક્ષા માગુ છું. જ્યારે કોઈ ધન્ય પુરૂષ મને ભાવભિક્ષા આપે છે ત્યારે હું ભૂખ્યો વિશ્વંભર ધરાઇ જાઉં છું. હે અર્જુન! આવા ભક્તિભૂખ્યા મને ભાવનાનું પકવાન ભાવે છે બસ જેનામાં એ ભાવ છે, જેનામાં મારા પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ છે તે પ્રેમથી હું પ્રસન્ન થઇ જાઉં છું. બાકી કુબેરના ભંડારને હું શું કરૂં? આમ ભાવિકને માટે ભગવાનની પ્રસન્નતા એજ સહેલી છે. બીજા બધાને માટે તો એ દુષ્કર છે. અતિ કઠણ છે. એક પ્રેમના બળ આગળ ભગવાન નમતું આપી દે છે. અને આ ભક્તિનું રહસ્ય છે. ॥ ૨૬ ॥

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

હે કુન્તીપુત્ર! તું જે કરે, જે ખાય, જે હોમે, જે આપે, જે તપ કરે તે બધું મને અર્પણ કર. ॥ ૨૭

આમ ભગવાન ભક્તિ પરવશ છે એમ બતાવ્યું. તો હવે અર્જુનનું કર્તવ્ય શું? અર્જુનનું અને તે દ્વારા જીવમાત્રનું કર્તવ્ય બતાવતાં ભગવાન કહે છે કે હે કૌન્તેય! તું જે કાંઈ કરે–જે ખાય–જે હોમે–જે આપે–જે કાંઇ

તપ કરે-તે બધુ મને અર્પિત કરે. બસ આટલામાં જીવમાત્રનું કર્તવ્ય આવી જાય છે. સર્વજ્ઞ સર્વશક્તિ પરમાત્મા અહીં જીવ પાસે કરૂણાને લીધે ભિક્ષા માગે છે. ભગવાન કહે છે કે હે અર્જુન! તુ જે કોઇ કર્મ કરે તે મને આપી દે. હું તારી પાસે આ યાચના કરૂં છું. તું કર્મ કર અને તે કર્મો તુ મને આપી દે. તારી પાસે એમને ન રહેવા દે. જો તું કરેલાં કર્મોનો તારી પાસે સંગ્રહ કર્યા કરીશ તો પ્રતિપળ એનો એવો તો ભારી સંચય થશે કે તુ પછી એ બધાંનો અસહ્ય ભાર નહિ ઉંચકી શકે. માટે જો તારે કર્મના અસહ્યભારમાંથી બચવુ હોય તો કર્મમાત્રને કર અને તે કરેલાં કર્મ મને આપી દે. અર્થાત્ ફલની કામનાને તજી કેવળ કર્તવ્યબુદ્ધિથી સર્વ કર્મો કર. 'તું જે કાંઇ કરે' એજ પદની વ્યાખ્યા બાકીના ક્રિયાપદોથી આપે છે કે હે અર્જુન! તું જે કાંઇ ખાય. અર્થાત્ લૌકિક જે કાંઇ ખોરાક તું લે અને આંતર કર્મફલનો જે ઉપભોગ કરે તે તું મને આપ. અર્થાત્ કર્તા કારયિતા, ભોકતા ભોજયિતા ભગવાન છે એ સમજને પ્રાપ્ત કર. તું જે કાંઇ હોમે એટલે કે જે કાંઈ જીવનમાં ત્યાગે તે મને ઉદ્દેશીને ત્યાગ. આ ત્યાગથી ભગવાન પ્રસન્ન થાઓ એ બુધ્ધિથી તમામ ત્યાગ કર. તે ઉપરાંત તું જે કાંઇ ન્યાયથી કમાયેલું ધન આપે તે મને ઉદ્દેશીને આપ. વળી તું દેશજાતિ અને આત્માની ઉન્નતિને માટે જે કાંઈ દ્વંદ્વ સહનરૂપી તપ કરે તે પણ મને આપી દે. બસ આ સર્વદા દાનનો મહિમા તને તરતજ સમજાશે. ભગવાન જેવા યાચક ! અને છતાં જીવને કાંઈ આપવાની દાનત ન થાય તો તે ખરે! જીવની અધીટ નફ્ફટાઇજ સમજવી. એ અજ્ઞાનનો મહિમાજ સમજવો! બાકી દાનીને માટે તો શબી કે દધીચિ સદા સર્વત્ર પ્રેરક છે!' શીબી અને દધીચિ દરેક ઇશ્વર ભકતમાં સદા જાગતા અને જીવતા હોય છે! ॥ ૨૭ ॥

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

આમ શુભાશુભ ફલવાળાં કર્મરૂપ બંધનોથી તું છૂટશે; છુટેલો, ફલત્યાગપૂર્વક કર્મયોગથી યુકતમનવાળો તું મને પામશે. ॥ ૨૮.॥

આમ જે ઇશ્વરને બધું દેનાર છે તેને એ દાનનો શો મહિમા છે તે સમજાવતાં ભગવાન કહે છે કે હે અર્જુન ! શુભ અને અશુભ જેના ફલ છે એવાં કર્મરૂપી બન્ધનોથી તુ આમ કરતાં મુક્ત થશે અને એ બંધનોમાંથી મુક્ત થયેલ તુ સન્યાસયોગયુક્ત મનવાળો બનશે. અને પરિણામે મને પામશે. અર્થાત સર્વતું ભગવાનને સમર્પણ કરતાં કર્મરૂપી બંધનોમાથી જીવ મુક્ત થાય છે. જીવ કર્મથી તો બંધાયેલ છે. આ કર્મબંધનની શિથિલતા એ અને મુક્તિ ઇશ્વરને દાન દેવાનો મહિમા છે અર્થાત્ કર્તવ્યબુદ્ધિથી નિષ્કામભાવે કર્મ કરવામા કર્મબંધનથી જીવ મુક્ત થાય છે આ કર્મબંધન કેવી રીતે સમજાય છે ? શુભાશુભ ફલદાતા દરેક કર્મ શુભ અગર તે અશુભ ફળ આપે છે. અને શુભાશુભ ફળ એટલેજ તો સંસારની ગડમથલ છે ! જેણે કર્મફલને તજ્યું તેને કર્મફલ કાંઇ ન કરી શકે ? આ ત્યાગનો મહિમા અર્જુન છે આ સર્વકર્મને વિધિપૂર્વક કરી તેમના ફલની ઇચ્છા ન રાખવારૂપી જે યોગ છે તેનુજ નામ સન્યાસયોગ છે. સન્યાસ એટલે સારી પેરે મૂકવુ. સર્વકર્મો અને તેના ફલને ભગવાનની આગળ ધરી દેવા—સહેજ પણ પોતાની પાસે સિલ્લક ન રાખવી એતું નામ સન્યાસયોગ છે. જ્ઞાની આવો સન્યાસયોગી થાય છે. અને સન્યાસયોગથી યુક્ત થયેલ માણસ કર્મના બન્ધનથી મુક્ત છે. અને આમ મુક્ત થયેલની એકજ ગતિ છે. અને તે ગતિ તે પરમાત્માની પ્રાપ્તિ આમ ભગવાનને દાન દેવાથી છેવટે મુક્તિ મળે છે. માટે હે અર્જુન ! પ્રેમપૂર્વક મને બધુ તું આપ. તારું હિત થશે ॥ ૨૮ ॥

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥

હું બધા ભૂતોમાં સરખો છું. મારે અકારો કે વ્હાલો નથી. પરંતુ જેઓ મને પ્રેમથી ભજે છે, તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં છું. ॥ ૨૯ ॥

આગલા શ્લોકમાં ભગવાને મુક્તિનો ઉપાય બતાવ્યો. જ્ઞાની માણસ મુક્ત બને છે જ્ઞાની એટલે કે કર્મફલત્યાગી—હવે માણસ પરમાત્માને કેવી

રીતે પામે છે તે બતાવે છે. પરમાત્માની પ્રાપ્તિ માટે સમજપૂર્વકની ભક્તિજ મુખ્ય સાધન છે. અને ભક્તિ એટલે ભગવાનની આજ્ઞાઓનું પાલન. આ વાતનું સમર્થન કરતાં દયામય ભગવાન કહે છે કે હે અર્જુન! હું સર્વભૂતોમાં સમાન છું. મારે કોઇ વ્હાલો નથી કે કોઈ અકારો નથી. પરંતુ જેઓ પ્રેમથી મને ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં છું. અર્થાત્ હે અર્જુન! હું સ્થાવરજંગમ તમામ ભૂતોનો અંતરાત્મા છું. અને અન્તરાત્મારૂપે વસતો હોઇને હું સૌ પ્રાણીમાં સમાન છું–તુલ્ય છું. કોઇનામાં ઓછો વત્તો નથી. એટલે કે જેટલો કીડીમાં છું, તેટલોજ કુંજરમા છું. જેટલો માણસમા છું, તેટલોજ અસાધુમાં છું. જેટલો રાયમાં છું. તેટલોજ રંકમાં છું. અર્થાત્ પ્રત્યેક વસ્તુમાં હું પરિપૂર્ણ સ્વરૂપે છું. હે અર્જુન! લઘુગુરૂ વસ્તુમાં હું લઘુગુરૂ નથી. હું તો સૌમાં એક સરખો વ્યાપેલો છું. આ મારી અસ્તિનું રહસ્ય છે! હે અર્જુન! સૌનો અંતરાત્મા હોઇને સર્વમાં હુ સમાન છુ. તેથી મારે કોઇ વ્હાલો નથી કે કોઇ વેરી નથી. એટલે હું કોઇનો દ્વેષી નથી કે કોઇનો પ્રેમી નથી. હુ કોના ઉપર પ્રેમ કરૂં અને કોના ઉપર દ્વેષ કરૂં? જ્યારે સૌ મારા–આત્મીય ઠર્યાં ત્યારે દ્વેષ અને પ્રીતિનો પ્રશ્નજ નથી દ્વેષ અને પ્રીતિ એ અજ્ઞાનનો મહિમા છે. અપૂર્ણ દર્શનની મ્હોકાણ છે. જેને આત્મજ્ઞાન છે તેની દ્રષ્ટિ દ્વેષ અને પ્રીતિ બને ઉપરથી પર થઇ જાય છે. અને પરમાત્મા કરતાં વધારે આત્મજ્ઞાની કોઈ નથી. આથી પરમાત્માનો કોઇ પણ પ્રાણી ઉપર રાગ નથી કે દ્વેષ નથી. પ્રાણીમાત્રના ઉપર તેમને એક સરખો પ્રેમ છે. કોઇના ઉપર તેમને વત્તો કે ઓછો પ્રેમ નથી. પરંતુ તે પ્રેમ મોહવિધ્ધ નથી. એટલે પરમાત્મા કોઇના ઉપર દ્વેષ કે પ્રીતિ રાખતા નથી. સૌને ચાહે છે કેમકે સૌના તે આત્મારૂપ છે. અને આત્માને તો ચાહ્યા શિવાય રહી શકાતું નથી. આથી પરમાત્મા અહીં જે કહેવા માગે છે તે એ છે કે રાગદ્વેષજન્ય જે પ્રીતિ અપ્રીતિ જીવમાં હોય છે તે મારામાં નથી. કેમકે હું સદા સ્વરૂપનિષ્ઠ છું. આત્મદર્શી છું. આમ યદ્યપિ પરમાત્મા પ્રાણીમાત્રને આત્મીય પ્રેમથી ચાહે છે પણ જીવ જેમ પ્રેમને મોહથી રંગી રાગબના ડાઘાવાળો બનાવી દે છે તેમ પરમાત્મામાં નથી. પરમાત્મા સર્વભૂતાત્મભૂતાત્મ હોઇને સૌને ચાહે છે પણ તેને કોઈ રાગનો કે દ્વેષનો વિષય નથી જ્યારે પરમાત્માનો પ્રેમ સૌના ઉપર વહે છે ત્યારે સૌને એ જણાતું કેમ નથી? કોઈ ધન્ય પુરૂષનેજ કેમ એ સમજાય છે? તો ભગવાન કહે છે કે

હે અર્જુન! જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે. અને હું તેમનામાં છું. આ એક ગૂઢતમ રહસ્ય છે. પરમપ્રેમથી જેઓ પરમપિતાને-સર્વભૂતના અંતરાત્માને ભજે છે એટલે પરમપિતાની આજ્ઞાનું પાલન કરે છે-અર્થાત્ પરમપિતાએ જે કહ્યું હોય તે મુજબ અમલ કરે છે એટલે કે ફલનો ત્યાગ કરી કેવલ કર્તવ્યબુધ્ધિથી પોતાના વર્ણ અને આશ્રમને ઉચિત એવાં તમામ કર્મોમાં યાવજ્જીવ વિના આળસે પ્રવર્તે છે-તેઓ મારામાં છે. તેવા કર્મયોગીઓ મારામાં હંમેશાં રહે છે. એટલે કે મને કદી ભૂલતા નથી. અર્થાત્ હું તાત્ત્વિક રીતે જેવો છું તેવો અને સદા સર્વત્ર સાક્ષાત્ જુવે છે. પોતાની જાત આગળ તો જાતને છૂપાવી શકાતી નથી. આવા કર્મયોગીઓ મારૂં સ્વરૂપ છે. એટલે તેમની આગળ હું મારાં સ્વરૂપને કેવી રીતે છૂપાવી શકું? આમ આત્મજ્ઞાની નિષ્કામ કર્મયોગી ભક્ત પુરુષો મારામાં હોય છે. કેમકે તેઓ મારી આજ્ઞાનુ પાલન કરે છે. ભગવાનની આજ્ઞાનુ પાલન કરવા જે પ્રેમ તૈયાર ન હોય તે પ્રેમ પ્રેમ નથી. પ્રેમ સિવાયનું બીજું હશે. આમ ભગવાનના ઉપર જેનો જેટલો પ્રેમ છે તેઓ ભગવાનની આજ્ઞાના પાલનમાં સદા સર્વથા, સર્વત્ર ઉદ્યત હોય છે. જેમ તેઓ ભગવાનમાં છે તેમ ભગવાન પણ તેમનામાં છે, એટલે કે ભગવાન પણ તેમનો આત્મા હોઇને તેમનામાં સદા પ્રકટ હોય છે. એટલે કે કદી તેવા ભક્તને વિસારી શકતા નથી. અર્થાત્ સદા સર્વત્ર તેમનું યોગક્ષેમનું ભગવાન વહન કરી તેવા પ્રેમલભક્તોના ઉપર અનુગ્રહ કરે છે. અહીં ભગવાનનો પક્ષપાત નથી. ભગવાનનો કોઇનો ઉપર ઓછો અનુગ્રહ નથી. સૌના ઉપર તેમનો તો એક સરખો અનુગ્રહ હોય છે પરંતુ પ્રેમળભક્તોનુ હૃદય તે અનુગ્રહને ઝીલવાને માટે વધારે લાયક હોય છે. આથી પ્રેમલ પુરૂષને તે અનુગ્રહ સમજાય છે. બીજા મલિનહૃદયીને એ સમજાતું નથી. સૂર્યપ્રકાશ માટી અને અરીસા બન્ને ઉપર સમાનભાવે પડે છે. પણ માટી તેને પ્રતિબિંબિત કરવા અશક્ત છે. અરીસો ચોકખો અને સપાટ હોવાથી-સમતલ હોવાથી તે પ્રકાશને હૃદયમાં ધારી પ્રતિબિંબિત કરે છે. આમ ભક્ત અરીસા જેવા હોય છે. બીજાં હૃદયવાળા માટીના ઢેફાં જેવા હોય છે. અને આથી ભગવાન પક્ષપાતી હોય એવું જનતાને લાગે છે પણ સત્યથી એ માન્યતા ખૂબ વેગળી છે. ॥ ૨૯ ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

જે કોઇ અત્યંત કુકર્મી પણ અનન્ય ભકત થઇ મને સેવે તો તેને સાધુજ માનવો. કેમકે તે સુશોભિત નિશ્ચયવાળો થયો છે. ॥ ૩૦ ॥

રાજવિદ્યા-રાજગુહ્ય-પવિત્ર અને ઉત્તમ જ્ઞાન આપવાની ભગવાને ગરુ-આતમાં પ્રતિજ્ઞા કરી હતી. અને તે અત્યારસુધી પાળી. પણ હવે તો ભકત અર્જુન આગળ પરમાત્મા ઉદારતાની છેવટની હદ બતાવે છે. ઈશ્વરભકિતનો કેવો અદ્ભુત મહિમા છે તે બે શ્લોકોમાં બતાવતાં પ્રેમાવતાર કૃષ્ણ પ્રભુ કહે છે કે હે અર્જુન! જો કોઇ અતિશય દુષ્ટ આચારવાળો હોઇને પણ જો અનન્ય ભકત થઇ મને ભજે તો તે સાધુજ છે એમ માનવું. કેમકે તે હવે યથાર્થ નિશ્ચયવાળો થયો છે. અર્થાત હે અર્જુન! મારી ભક્તિનો તને એક અત્યાર સુધી ન જોયેલો, ન જાણેલો, મહિમા કહું છું. હે પ્રિય' કોઇ મનુષ્ય અતિશય પાપકર્મી પણ કેમ ન હોય. જો તે મને અનન્યભાવે ભજે તો તે સાધુજ બને છે. અર્થાત ગઇ કાલ સુધીના રાવણને આજે રામ બનવાની શકયતા છે. ગઇ ક્ષણ સુધી જે પાપી છે તે પણ જો આ ક્ષણથી મને અનન્યભાવે ભજવા મંડે તો તેજ ક્ષણથી તે સાધુ બનતો જાય છે. રૂઢ પાપીને પણ રૂઢ સન્ત બનાવવાનું ભકિતમાં બળ છે. 'અર્થાત્ કોઈ આત્મા નષ્ટ નથી. હે અર્જુન! આ માર્ગમાં તો જાગ્યા ત્યાંથી સવાર છે. શોકનું કશુ કારણ નથી. માણસ અલ્પજ્ઞ અને અલ્પ શકિત છે તે બીચારો મેલી બુદ્ધિને લઇને અત્યાર સુધી ભવેને પાપકર્મમાં રચ્યો પચ્યો રહ્યુ. પણ જો તેને તેના કોઇ સુકૃત ઉદયને લઇને મારા ઉપર પ્રીતિ થઇ જાય-અને એ શકય છે-તો તેનો ઉદય થતાં વાર નથી. હે પ્રિય! મારુ ભગવાનપણુજ તેમાં છે. પતિતોનો ઉધ્ધાર કરવાનુ તો મારૂ જીવનવ્રત છે. આથી કોઇપણ જીવ ભલે અગાઉની ક્ષણ સુધી પાપી હોય પણ જો આવુ ક્ષણથી તે મારો અનન્યભાવે ભકત બને તો તે સાધુજ છે એમ જાણવું. અર્થાત્ ગઇ કાલ સુધીનો પાપી જીવ આ ક્ષણથી પવિત્ર આચારવાળો થાય છે. આનું કારણ શુ ? તો તે હવે સમ્યક્ વ્યવસાયવાળો થાય છે. એટલે કે યથાર્થ જીવન-દર્શનવાળો બન્યો છે તેને સમજાયું છે કે ભગવાનની ભકિતપૂર્વક નિષ્કામ-

ભાવે સ્વવર્ણોચિત કર્મ કરવા એજ શ્રેયો માર્ગ છે. આમ પાપી પણ જો સત્કર્મમા-રચ્યો પચ્યો રહે તો સારુ થાય. કેમકે સત્કર્મોને વિધિપૂર્વક કરવા એટલેજ ભગવાનની ભક્તિ છે. આમ ભગવાનને ભજનાર પુરૂષ પતિત હોય તો પણ પુણ્યશાળી બને છે. અને ક્રમશ તે મુક્ત થાય છે. દુનિયાના ઇતિહાસમા આના અનેક દાખલાઓ મોજૂદ છે ॥ ૩૦ ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

તે તરત ધર્મ-મના થાય છે. અને નિત્ય શાન્તિ પામે છે હે કુન્તીપુત્ર ! પ્રતિજ્ઞા કર-મારો ભક્ત કદી ખોવાઇ જતો નથી ॥૩૧॥

આમ આગલા શ્લોકમા ભગવાને પાપકર્મીઓને પણ અભય વરદાન આપ્યુ. સૌને આશ્વાસન આપ્યુ કોઈપણ કલ્યાણ માર્ગમા અનધિકારી નથી એમ બતાવ્યુ. સૌ જો ધારે તો ભગવદ્‌ભક્ત બની શકે છે.અને જીવનને જીતી શકે છે એમ સૂચવ્યુ અને તે દ્વાર પોતાની ભક્તવત્સલતા બતાવી હવે તો ભગવાન પોતાનુ હૃદય ખોલી દે છે અર્જુનની આગળ સનાતન પ્રતિજ્ઞા કરે છે ભક્ત ઉપરના બેહદ પ્રેમના વેગમા તણાતા ભગવાન હૃદય ખોલતા કહે છે કે હે પ્રિય અર્જુન! તેવો પુરૂષ જલદીથી ધર્માત્મા થાય છે અને હમેશની શાંતિને છેવટને માટે પામે છે હે કૌન્તેય! તું જગતને ઉચે હાથે કહે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી ! અર્થાત્ હે અર્જુન! જે પુરૂષોએ પોતાના જીવનમા સાચુ નિશ્ચય કરી દીધો છે, અને તે નિશ્ચયને અમલમા મૂકવા માંડયો છે એટલે કે જે સત્કર્મમા નિષ્કામભાવે ભક્તિપૂર્વક રચ્યો પચ્યો રહેવા મડી પડયો છે તેવો પુરૂષ દિન પ્રતિદિન ધર્માત્મા થાય છે ધર્માત્મા એટલે કે ધર્મમા મનવાળો ધર્મ એટલે સનાતન ધર્મ અર્થાત્ કર્મયોગ તે કર્મયોગમા તેનુ મન ખૂચેલુ રહે છે અર્થાત્ તેવો પુરૂષ પ્રતિપળ શુકલકર્મમા નિમગ્નવાળો બને છે અને તે પુણ્યના સંચયના બળે તેનુ હૃદય પાપશૂન્ય બનતુ જાય છે અને શુકલકર્મો કરવાની ટેવ એટલી દૃઢ થઇ જાય છે કે તેના જીવનમા એવી એક પળ આવે છે કે જે પળથી આગળ તેને દુષ્કર્મ-કાળુ કર્મ કરવુ અશક્ય થઇ પડે છે

તે હમેશને માટે દુષ્કર્મમાંથી મુક્ત થાય છે અને એનુંજ નામ શાશ્વત્ શાંતિની પ્રાપ્તિ છે શાંતિ એટલે દુરાચારમાંથી નિવૃત્તિ એ દુરાચારમાંથી તેવો પુરૂષ મુક્ત બને છે આમ પરમાત્માની આજ્ઞારૂપ કર્મોનું આચરણ કરનાર એટલે કે ભકિતપૂર્વક ભગવાનને ભજનાર ધર્માત્મા બની હમેશની શાંતિ પામે છે માટે હે અર્જુન ! હું તને કહું છું—તારી આગળ સનાતન પ્રતિજ્ઞા કરૂં છું, કે મારો ભક્ત કદી નાશ પામતો નથી તું જગતની આગળ ઉચ્ચસ્વરે ઉઘાડું થઇને મારી આ પ્રતિજ્ઞા સંભળાવ—કે ભગવાનનો ભકત કદી નાશ પામતો નથી અર્થાત્ તે કદી અનીશ્વર બનતો નથી અને આ કાંઇ જેવી તેવી પ્રતિજ્ઞા નથી જે ભક્ત હશે તેને આનો સાક્ષાત્ અનુભવ થશે ॥ ૩૧ ॥

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ३२ ॥

હે પૃથાપુત્ર ! નિશ્ચય મને અવલંબીને જે કોઇ મ્લેચ્છો હોય—સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો પણ હોય તે પણ પરમગતિને પામે છે ॥ ૩૨ ॥

દયાથી નીતરતા ભગવાને આગલા શ્લોકમાં પોતાના તમામ ભક્તોને આશ્વાસન આપ્યું અને કોલ આપ્યો પરંતુ ભગવાનના હૃદયમાંથી ધોધમાર છૂટતો દયાનો પુણ્યપ્રવાહ એટલેજ અટકતો નથી ભગવાન-પ્રેમ અને દયાની મૂર્તિરૂપ-ભગવાન કહે છે કે હે અર્જુન વધારે તો શું કહું ? ભજવા યોગ્ય તરીકે મારો આશ્રય પકડીને જે કોઇ પાપયોનિ પણ હોય, સ્ત્રી હોય, વૈશ્ય હોય શુદ્ર હોય—કોઇપણ જીવ હોય, તેઓ પણ પરાગતિને પામે છે અર્થાત્ હે અર્જુન ! માતાપિતાની દ્રષ્ટિએ જેમની યોનિ પાપમયી ગણાતી હોય તેવા પાપયોનિ પુરૂષો—અને ઘરના કામકાજમાં વળગેલી અને આથીજ ફુરસદ વિનાની સ્ત્રીઓ પણ હોય, વેપારમાં નિમગ્ન વૈશ્યો હોય અગર તો વિચારહીન કમકરો હોય તેઓ પણ મેના સદ્‌ગ્રચારીની માફક પરાગતિને પામે છે અર્થાત હે અર્જુન ! હુ પરમાત્મા છું મારા મહિમામાં સદા પ્રતિષ્ઠિત છું મારા હૃદયમાં પાપયોનિ કે પુણ્યયોનિનો ભેદભાવ નથી વૈશ્ય કે ક્ષત્રિયનો ભેદભાવ નથી શુદ્ર કે બ્રાહ્મણનો ભેદભાવ નથી જે મને ભજે તે મને પામે.

પછી તે વેદવિદ્યાપારગત બ્રાહ્મણ હોય કે નિરક્ષર શૂદ્ર હોય મહાપુણ્યશાળી યોનિમા જન્મેલો હોય કે અતિપાપમય યોનિમા જન્મેલો હોય. પુરૂષ હો-સ્ત્રીઓ હો-બાળક હો-ગમે તે હો પ્રેમ તો આધગો છે પ્રેમ ભેદભાવને ગણતો નથી અને તેમાએ સર્વભૂત પિતા હુ તો મારા તમામ બાળકોનો ઉધ્ધારક છુ. ફકત તે બાળકે મારો પાલવ પકડયો હોવો જોઇએ હે અર્જુન! આમ મારી ભક્તિ ઉદારતમ છે. કૃપણ નથી અહીં તો કર અને જો બસ એટલુંજ હુ કહુ ॥ ૩૨ ॥

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**

તો પછી પુણ્યકર્મી ભકત બ્રાહ્મણો તથા તેવા રાજર્ષિઓની વાતજ શી? આથી અનિત્ય-અલ્પસુખવાળા આ દેહને પ્રાપ્ત કરી મનેજ ભજ ॥ ૩૩ ॥

આમ જ્યારે પાપયોનિ, સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રપર્યંત પરમાત્માની ભક્તિનો અદ્ભુત મહિમા છે તો પછી જેઓ એવા નથી તેઓ જો પરમગતિને પામે તો તેમા નવાઈ શી, એમ સીધી ત્રિગશીનો ઉલ્લેખ કરતાં ભગવાન જીવને જીવનમાર્ગ બતાવતા કહે છે કે હે અર્જુન! તો પછી પુણ્યકર્મી અને ભક્તિમાન બ્રાહ્મણો તથા રાજર્ષિઓ જો પરમગતિને પામતા હોય તેમા શી નવાઈ? માટે અનિત્ય અને અસુખ એવા આ લોકને પામીને તુ મને ભજ અર્થાત્ જ્યારે પાપી યોનિવાળા જીવો-નિરવકાશ સ્ત્રીઓ-વેપારમગ્ન વૈશ્યો અને અભણ કર્મકરો પણ મારો આશ્રય લઇને પરમગતિ પામે છે તો પછી જેઓ પુણ્યકર્મી છે, જેઓ ભક્ત છે, તેવા બ્રાહ્મણો એટલે કે વેદવિદ્વાનો અને રાજર્ષિઓ એટલે રાજકર્મને યોગ્ય, વેદાર્થને જાણનારા, બાહુબળ પ્રધાન, ક્ષત્રિઓ પરમગતિને પામેજ એમા કહેવાનુ શુ હોય? એ તો સીધી ત્રિગશી છે એટલે હવે આ ઉપરથીજ ફળનો ઉપદેશ કરે છે કે હે અર્જુન! આજ ક્ષણભંગુર આ અનિત્ય અને અસુખ લોકને પ્રાપ્ત કરીને તુ મને ભજ. આ લોક એટલે કે આ મનુષ્ય દેહ આ મનુષ્યદેહ અનિત્ય છે એટલે કે હમેશા ટકનારો નથી, અસુખ એટલે કે અલ્પસુખવાળો છે તો આ હમેશા ન રહેનાર અને અનિત્ય સુખવાળા દેહને જો તે પ્રાપ્ત કર્યો છે-પરમાત્માની

દયાથી જે તને આવો મનુષ્યદેહ મળ્યો છે તો તે દેહનું પ્રયોજન તારે સમજી લેવું ઘટે હે પ્રિય અર્જુન! આ અધ્રુવ અને અલ્પસુખદાયી દેહદ્વારા તું ધ્રુવ અને નિત્ય સુખમયપદને પ્રાપ્ત કરી લે એમ હું ઇચ્છું છું કેમકે ધ્રુવ અને અવિનાશી સુખ મેળવવાનું દેહ એ સાધન છે આમ દેહ જો કે સ્વભાવે અધ્રુવ અને અલ્પસુખદાયી છે છતા જો એનો વિવેકી ઉપયોગ તને આવડયો તો તે દ્વારા તું ધ્રુવ અને નિત્યસુખમય એવું જે પરમાત્માનું પદ તેને પ્રાપ્ત કરી શકીશ અને તે માટે તને ઉપાય બતાવું છું કે તું આ દેહ પામી મને ભજ એટલે કે આ જીવનનું પ્રયોજન સર્વભૂતાન્તરાત્મા પરમાત્માની સેવા એજ હોઇ શકે, બસ આટલામા વિવેકીને માટે ગૂઢ ઉપદેશ છે સર્વભૂતાત્મભૂત પરમાત્માની આજ્ઞાનું આ નશ્વર અને અલ્પસુખ દાયી દેહદ્વારા પાલન એજ મનુષ્ય જીવનનું છેવટનું સત્ય ધ્યેય હોઇ શકે અર્થાત્ હે અર્જુન! તું સર્વભૂતાત્મભૂતાત્મા પરમાત્માની સેવાનું વ્રત લે એ સેવાથી તારૂં જીવન પરમગતિને પામશે મેં પરમાત્માએ-સર્વજ્ઞ અને સર્વશક્તિમાને-તારે માટે આ જીવનદર્શન જોયું છે ॥ ૩૩ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

મારામા મનવાળો થા મારો ભકત થા મારો પૂજક થા. મને પ્રણામ કર આ પ્રમાણે મારે શરણે રહી, કર્મયોગ આચરી, સર્વભૂતના અંતરાત્મા એવા મનેજ તું પામીશ ॥ ૩૪ ॥

આમ સર્વભૂતાત્મભૂતાત્મા પરમાત્માની ભક્તિ-સેવા-તેની આજ્ઞાનું પાલન-અર્જુનને માટે અને તે દ્વારા જીવમાત્રને માટે ભગવાને ધ્યેય ઠેરવ્યું. હવે 'મને ભજ' એ શબ્દોનું વિવરણ આપતા અધ્યાયનો ઉપસંહાર કરતા કહે છે કે હે અર્જુન! મારામા મનવાળો થા મારો ભકત થા મારૂં પૂજન કરનારો થા મને તું નમસ્કાર કર આ પ્રમાણે તારી જાતને યોજીને મારામા પરાયણ એવો તું મારી પાસેજ આવશે અર્થાત્ હે અર્જુન! તું તારા મનને મારામા પરોવ. એટલે કે જેના જેના સંસર્ગમા આવે તે તે વસ્તુનો અંતરાત્મા હું છું સ્પર્શમાત્રમા હુંજ દર્શન દઉં છું એવું સમજ. મનને મારામા તું લીન કર. એટલે કે તારી વાત મૂકીને તું મારામા તારા મનને

કૃપાદ. મારો ભક્ત થા. એટલે કે મારી આજ્ઞાનું પાલન કરનાર બન. મને- સર્વભૂતાન્તરાત્મા એવા મને પૂજવાના સ્વભાવવાળોજ બન. મનેજ તું નમન કર. એટલે કે સર્વભૂતમાં સદ્‌ભાવ કેળવ. અને સર્વભૂતોમાં રહેલા મને તુ નમન કર. અર્થાત્ જે માણસનું મન ભગવાનજ સર્વરૂપ છે એ ભાવથી ભરેલું છે, જેના હૃદયમાં ભગવાનની આજ્ઞાજ શિરોમાન્ય છે એવો દૃઢ નિશ્ચય અને તેનો અમલ કરવાની તમન્ના છે, જે સર્વભૂતમાં પરમાત્માજ વસેલા છે અને આથી સર્વમાં પૂર્ણ સદ્‌ભાવવાળો છે-એટલે કે તે તે વસ્તુમાં પરમાત્માની પૂર્ણ અસ્તિ જુવે છે, તે તે વસ્તુના પ્રાકૃતિક ધર્મોને ધ્યાનમાં લેતો નથી, અને પરિપૂર્ણ પરમાત્માજ સૌમાં વિદ્યમાન છે આથી નમ્રતાની અવધિએ પહોંચ્યો છે ), મને પામે છે. આમ હે અર્જુન! તું તારી જાતને મત્પરાયણ થઈને કર્મયોગમાં યોજેલી રાખશે તો છેવટે તુ મને પામશે. અર્થાત્ જેણે ભગવાનને પામવું હોય તેણે ભગવદ્‌ભાવથી ભરપૂર મનવાળા બનવું. ભગવાનની આજ્ઞાઓનું પાલન કરવું. સૌમાં સદ્‌ભાવ જોતાં શીખવું. અને નમ્રતમ બનવું. આ પ્રમાણે જે પોતાની જાતને ભગવદ્‌-ભક્તિમાં જોડી રાખે છે તે ભગવત્પરાયણ બનીને ભગવન્મય થાય છે. આમ છેલ્લા શ્લોકમાં ભગવાનને પામનારમાં કઇ સાધન સંપત્તિ હોવી ઘટે એનો ઉલ્લેખ કરી જીવનદર્શન-બનાવી ભગવાને રાજગુહ્ય રાજવિદ્યાને ઉપ-સંહરી છે. ॥ ૩૪ ॥

॥ इति नवमोऽध्यायः ॥

व्याख्याय श्रीमतीं गीतां, गीतां कृष्णेन श्रीमता ॥
जगतां गुरवे तस्मै दीयते भक्तिभावतः ॥ १ ॥
नाहं जानामि गीतार्थं न वा श्रेयोगतिर्मम ॥
न मयाऽत्र कृतं किञ्चित् प्रसादोऽयं हरेर्मम ॥ २ ॥
सर्वभूतस्थितो देवः कोऽप्यसौ प्रेमपूर्वकः ॥
वाग्यज्ञेनार्चितोऽनेन प्रीयतां मे हरिर्गुरुः ॥ ३ ॥
प्रीयेतां पितरौ साक्षाद्गनेश्वररूपिणौ ॥
भद्रं भवतु सर्वेषामित्येव प्रार्थनागिरः ॥ ४ ॥

"इति श्रीमन्निखिलशास्त्रनिष्णातपण्डितस्वामि हरिप्रसाद वैदिकमुनिशिष्य, वलसाडवास्तव्य, भट्टोपाह्व मणिशङ्करात्मज, "एम. ए," "राष्ट्रभाषा कोविद" इति पदवीद्वयविभूषित, नलिन शर्म्मरुत, श्रीमद्‌भगवद्‌गीता साधमभाष्ये प्रथमो विभागः ॥
॥ हरिः ॐ तत्सत् ॥

